# ॥ પ્રસ્થાન ॥

પુ૦ ૧૦
અંક ૧

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

વૈશાખ
૧૯૮૬

તંત્રીઓ
રામનારાયણ વિશ્વનાથ પાઠક (જેલમાં)
રસિકલાલ છોટાલાલ પરીખ



શ્રી૦ કમળાદેવી ચટ્ટોપાધ્યાય

પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ

# પ્રસ્થાન

પુ૦ ૧૯                 ૧૯૮૬ : વૈશાખ થી આસો                 અં૦ ૧ થી ૬

## લેખોની અનુક્રમણિકા

# લેખકોની અનુક્રમણિકા

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૦ સ્ત્રીઅંક : વૈશાખ : ૧૯૮૬ અંક ૧

## સ્ત્રી સ્વરાજ સંઘ

(સ્વરાજની લડતમાં નવું પ્રકરણ)

આપણા ગુજરાતની રાજકીય અને સામાજિક પ્રવૃતિઓમાં બહેનોએ સારો ભાગ લીધો છે, અને જ્યારે દેશની જાહેર પ્રવૃત્તિનો વિચાર કરીએ છીએ ત્યારે પણ શ્રી. સરોજિની નાયડુ, મિસિસ દાસ, મિસિસ નહેરૂ, કમળાદેવી ચટ્ટોપાધ્યાય વગેરે અનેક નામો સાંભરી આવે છે, તે છતાં આપણે કબૂલ કરવું જોઇએ કે સ્ત્રીઓએ જાહેર જીવનમાં જે આંદોલન કરવું જોઇએ તેનો હજારમો ભાગ પણ હજી થયો નથી. આપણી મહાસભાની પ્રવૃત્તિમાં વેપારીવર્ગ લગભગ ૧૯૧૯ની સાલથી ઠીક પ્રમાણમાં દાખલ થયો અને ખેડૂતવર્ગ ૧૯૧૭ની સાલમાં ખેડા તથા ચંપારણ્યના સત્યાગ્રહોથી જોડાયા એમ કહીએ તો ખોટું નથી. તેવી રીતે ઘણું કરીને એમ કહેવાશે કે હિંદી સ્ત્રીઓએ ૧૯૩૦ ની સાલથી રાજકીય પ્રવૃત્તિમાં સારો ભાગ લેવા માંડયો. બારડોલી સત્યાગ્રહ વખતે સ્ત્રીઓમાં અજબ જાગૃતિ હતી તે ખરું, પણ તે જાગૃતિ લગભગ સ્થાનિક હતી. સ્ત્રીઓને ખાસ જુદું કામ જડયું નહોતું. સત્યાગ્રહને અંગે જે જપ્તીઓ અને જુલમો થતાં તે નીડરતાથી અને આનંદથી સહન કરવાની શક્તિ તેમનામાં ખીલી હતી પણ આજે જે શરૂઆત ગુજરાતી સ્ત્રીઓમાં થાય છે તે જુદા જ પ્રકારની છે. ગાંધીજીની લડતનું મથક ગુજરાત છે તેથી પહેલ ગુજરાતમાં અને મુંબઇની ગુજરાતી બહેનોમાં થાય છે એ ખરું, પણ યોગ્ય વાતાવરણ ફેલાશે ત્યારે એ પ્રકારની ચળવળ દેશભરમાં ફેલાઈ જશે એવી આશા રહે છે. ગાંધીજીએ નિમકના કાયદાનો ભંગ કરવા માટે સાબરમતીથી કૂચ શરૂ કરી. હજારો બહેનો આશ્રમમાં અને રસ્તામાં, શહેરોમાં અને ગામડાંઓમાં એમનો સત્કાર કરવા માટે, એમને આશીર્વાદ આપવા માટે, પોતાની જાતને અથવા પોતાનાં છોકરાંઓને સૈનિક તરીકે સોંપવા માટે, અથવા પોતાની લાગણીભરી સહાનુભૂતિ બતાવવા માટે એમની પાસે ગઇ હતી. વૃદ્ધ ડોસીઓએ ગાંધીજીને આશિષો આપી અને તેમના સાહસનાં ભાગીદાર બન્યાં.

આખા હિંદ દેશમાં ઠેકઠેકાણે મીઠાના કાયદાનો ભંગ કરવાની તૈયારી થઈ રહી અને

"હિંદી સ્ત્રીઓ પ્રત્યે" આ બન્ને લેખોમાં એમણે પોતાના વિચાર અને યોજના વ્યક્ત કર્યા. આ બન્ને લેખો દરેક સ્ત્રીએ વાંચી કે જાણી લેવાની જરૂર છે. 'યંગ ઇંડિયા'ના લેખનું સારું ભાષાંતર થયું નથી તે થવાની આવશ્યકતા છે. 'નવજીવન'માં પ્રગટ થયેલા લેખનો સારાંશ નીચે પ્રમાણે છે:

"હિંદુસ્તાનની બહેનો ધારે તો પુરુષોના કરતાં વધારે ફાળો (સ્વરાજની લડતમાં) ભરી શકે. ખાદીની આખી પ્રવૃત્તિ બહેનોને આધીન છે...જો બહેનો ખરેખર જોખમમાં ઊતરવા ઇચ્છતી હોય, હિંદુસ્તાનના જ નહિ પણ જગતના ઇતિહાસ ઉપર પોતાની છાપ પાડવા ઇચ્છતી હોય, હિંદુસ્તાનની સભ્યતાનો પુનરુદ્ધાર કરવા ઇચ્છતી હોય તો તેમણે કંઇક વિશેષ ક્ષેત્ર શોધી લેવું જોઇએ......બહેનો સવિનય ભંગમાં આવશે તો પુરુષોમાં ખોવાઇ જશે...મીઠાનાં કરતાં ઘણું અઘરું કામ મદ્યપાનનિષેધનું છે. ૧૯૨૧ ની સાલમાં પુરુષો પીઠાંની ચોકી કરતા હતા, પણ મારે તે બંધ કરવી પડી. પીઠાં બળાત્કારે બંધ નથી કરાવવાં. આપણો ખરો જય પથ્થર જેવી છાતીવાળા પીઠાંના માલેકોનાં હૃદય પીગળાવવામાં અને મદ્યપાન કરનારાં આપણાં ગાંડાં ભાઇબહેનોનાં હૃદયની ઉપર અસર પહોંચાડવામાં રહેલ છે. આ લોકોના હૃદયનું પરિવર્તન કરવું એ સ્ત્રીઓનું ખાસ ક્ષેત્ર છે......એ ક્ષેત્ર તૈયાર કરનારી શરીરે ક્ષીણ એવી પારસણ છે મીઠુબહેન પીટીટ. આ ક્ષેત્રની શોધ પણ તેનું અલૌકિક કામ જોઇને જ મને સૂઝી છે. જે ઢબથી કામ આવી રહ્યું છે તેમાં થોડો ફેરફાર થાય. **પુરુષમાત્ર તેમાંથી ખસી જાય. બહેનોનું ચીંધેલું જ કામ તેઓ કરે. પણ મુખ્ય કામ ચોકીનું, લોકોને વીનવવાનું, આજીજી કરવાનું, પીઠાવાળાની પાસે ડેપ્યુટેશન લઇ જવાનું તે તો કેવળ બહેનોનું જ છે.***"

ગાંધીજીના અંગ્રેજી લેખો હમેશાં ગુજરાતી કરતાં સારા હોય છે. 'યંગ ઇંડિયા'ના લેખમાં જણાવ્યું છે કે સ્ત્રીઓની પાસેથી મણ કામ લઇ શકાય તેને બદલે શેરનું કામ (મીઠાનું) શા માટે લઉં? એ કામમાં તેમને જે કષ્ટ વેઠવું છે તે નહિ મળી રહે. જો બળનો અર્થ શારીરિક બળ કરીએ તો પશુબળમાં જરૂર સ્ત્રીઓ ઊતરે પણ નૈતિકબળમાં સ્ત્રીઓ ચઢી જાય. સ્ત્રીઓમાં આત્મભોગની શક્તિ વધારે છે, એની તત્ત્વ સમજી લેવાની કુદરતી શક્તિ (intuition) વધારે છે, સહનશક્તિ ભારે છે, ધૈર્ય વધારે છે. **જો આપણે અહિંસાથી બધાં કામ ઉકેલવા માગતા હોઇએ તો સ્ત્રીઓના હાથમાં ભવિષ્ય છે.**

જો ચોકીનું કામ છેવટ સુધી અહિંસાત્મક રાખી શકીએ તો પ્રજાને કેળવવાનો એ માર્ગ ઉત્તમોત્તમ છે. તેમાં જબરજસ્તી નહિ હોય પણ સમજાવટ હશે અને હૃદયપલટો કરાવવામાં સ્ત્રીઓ સારામાં સારું કામ કરશે.

દારૂનિષેધ અને પરદેશી કાપડનો બહિષ્કાર અંતે કાયદાથી કરવો પડશે. પણ તે કાયદો કરાવવા માટે પણ પ્રજામતનું સખત દબાણ તો જો બહેનો આ કામ ઉપાડી લેશે તો તેમને સ્વપ્ને ખ્યાલ નહિ હોય એટલા આત્મવિશ્વાસ અને શક્તિ જ તેમનામાં આવશે. તેમની આજીજીથી પરદેશી કાપડના વેપારી, અને ખરીદનાર તેમજ દારૂ વેચનારા અને પીનારાના હૃદય જરૂર પીગળશે, અને બહેનો આ ચાર વર્ગના ભાઇઓને હિંસા કરે એ બનવાજોગ નથી. આ ચળવળમાં જોર આવશે ત્યારે સરકારનું હૃદય પણ પલટાયા વિના નહિ રહે.

---

*કાળા અક્ષર અમે કર્યા છે--લેખક.

બહેન ઉપર હુમલો કરે તો શું બહેન ભાઇ ઉપર રીસ કરે કે? એ તો ઊલટી ભાઇની દયા ખાશે અને સમજાવશે કે આ તે તમે શું કરો છો? અને તમે ચોક્કસ માનજો કે જે દિવસે તમારા ઉપર કોઇ ભાઇ-કેરી કે પીઠાવાળો હુમલો કરશે તે જ દિવસથી દારૂ તથા દારૂનો ધંધો ગયો જ છે." (પૃ. ૪૬૪ ઉપરથી.)

આવી રીતે એક બાઇને જણાવેલું કે તમારો ધણી દારૂ પીને માર મારે અથવા ગાળ દે તો તમે શું કરો? તે પ્રમાણે દારૂડીઆને કરજો. તમારાં આંસુથી દારૂ ઊડી જશે.

એક બહેને કહ્યું:—આપની અપીલ આખા હિંદદેશની સ્ત્રીઓ પ્રત્યે છે, પણ આજે તો માત્ર ગુજરાતમાં આ ચળવળ ચાલી રહે એમ લાગે છે. ઉત્તર હિંદુસ્તાનમાં જ્યાં પડદો છે ત્યાં શું કરી શકાય?" ગાંધીજીએ ઉત્તર વાળ્યો કે "સ્ત્રીઓ સમજતી જાય છે તેણે દેશોન્નતિનાં કાર્યો ઉપાડી લેવાનાં છે. જ્યારે તે ઉપાડી લેશે ત્યારે પડદો ખસી જશે." એટલે સામાન્ય લોકો જેને વિઘ્નરૂપ માને છે તેનો ઉકેલ કાર્યને લીધે જ થશે.

તા. ૧૩ મીએ સ્ત્રીસભા પૂરી થઈ તે પછી-તરત પુરુષોની સભા થઇ. તેમાં એમણે કહ્યું કે "મેં સ્ત્રીઓને કામ સોંપ્યું છે તેમાં આપણે કેવી રીતે મદદ રૂપ થઇએ. સ્ત્રીઓ ચોકી કરે તેમાં માથું ન મારવું એ આપણું પહેલું કર્તવ્ય છે. આપણે દારૂવાળાને મળીએ અને પ્રજાની ઉન્નતિને ખાતર આ ધંધો છોડી દેવાનું સમજાવીએ, અને આપણે સૌ સ્ત્રીઓ તરફ વધારે માનની દૃષ્ટિએ જોઇએ. સ્ત્રીઓની પ્રતિષ્ઠા વધશે તેમ તેમનું કામ વધારે સફળ થવાનો સંભવ છે."

નવસારીનું ભાષણ પારસીઓને માટે ખાસ હતું. ગુજરાત મુંબઇમાં પારસી પીઠાવાળા છે અને નવસારી ગામમાં પારસીઓની મોટી વસ્તી તેથી ત્યાંનું પ્રવચન લગભગ દારૂનિષેધ વિષે હતું. ઘણાખરા પારસી પીઠાવાળાઓને જમીન હોય છે તે છતાં જો કોઇનો ધંધો જાય તો તેનો વિચાર પારસી લખપતિઓ, આગેવાનો કેમ ન શોધી કાઢે? દુષ્ટ ધંધો હોય, પ્રજાની પાયમાલી કરતો હોય તે દરેક સારા માણસે છોડવો જ જોઈએ. અમે છોડીશું તો હિંદુ લઈ લેશે એ દલીલમાં કાંઇ વજુદ નથી. એ ભાષણ નવજીવન ૧૩-૪-૩૦માં છપાયું છે. આ અંકમાં બીજો પત્ર "બહેનો પ્રત્યે" છે તેમાં "ખાદી વાટે વિદેશી વસ્ત્રનો બહિષ્કાર કરવા વિષે છે. આ બહેનોનું ખાસ ક્ષેત્ર છે અથવા હોવું જોઇએ; કેમકે વિદેશી વસ્ત્રે કરોડો ઘરો બરબાદ કર્યા છે ને કરોડો બહેનોને પોતાના મદદનીશ ધંધા વિનાની કરી મૂકી છે.

સ્ત્રીઓની પરિષદમાં ઠરાવ કરવામાં આવ્યા હતા કે સ્ત્રીઓએ દારૂતાડીનાં પીઠાંની ચોકી કરવી, પીનારાઓને વ્યસન છોડવા વીનવવું, વિદેશી વસ્ત્રોના વેપારીને તે બંધ કરવા વીનવવા, અને વસ્ત્ર લેનારને સમજાવવા, તેમ જ સ્ત્રીઓએ ખાદી કરવાની બધી ક્રિયા શીખી લઇને ખાદી ઉત્પન્ન કરવી, અને પાડોશીને શીખવવી. ગાંધીજીએ લખ્યું છે કે "આ ઠરાવોની પાછળ થોડીક બહેનો પણ પ્રાણપથારી કરવા તૈયાર હશે તો તે આગળ આવશે. એમ નહિ હોય તો પરિષદ અધૂરે ગએલી ગણાશે."

આ ઠરાવો થયા ત્યાર પહેલાં સુરત, અમદાવાદ અને મુંબઈમાં તૈયારી થઇ રહી હતી. સુરતમાં એ જિલ્લાને લગતી મદ્યપાનનિષેધની પ્રવૃત્તિમાં બારડોલીથી શ્રી. વલ્લભભાઇ, મીઠુબહેન તથા શ્રી કનૈયાલાલ (કાનજીભાઇ) દેસાઈ પડયાં જ હતાં. બારડોલી સત્યાગ્રહ પૂરો

મુંબઈના કામની વિગતો હજી પ્રગટ થઇ નથી પણ જે બહેનોએ ઘણી કિંમતી સેવા અનેક વાર કરી છે તે બહેનોએ આ ત્રિવિધ કાર્યક્રમ ઉપાડી લીધો છે. આ બધી શરૂઆતની પ્રવૃતિ પાશેરામાં પહેલી પુણી જેવી ગણવી જોઇએ. જ્યારે આખા ગુજરાતની સ્ત્રીઓ જાગૃત થાય અને ગામડે ગામડે ચોકી કરે અને દારૂની દુકાનો બંધ કરાવે ત્યારે આપણે રાજી થઇએ. ખેડા જિલ્લાની માગણી સ્વીકારીને ગાંધીજીએ શ્રી. મણીબહેન પટેલને ત્યાં મોકલ્યાં છે, પડદા અને મલાજાને લીધે એમનું કામ અઘરું છે, પણ પાટીદારીઆ ગામોમાં બંદોબસ્ત વધારે સારો થઇ શકે છે અને જો તે અહિંસાત્મક રહે તો એ જિલ્લો બધા જિલ્લાઓ કરતાં મોખરે આવે.

આપણી બહેનોએ જાણવા જેવું છે કે ગાંધીજીને અંગ્રેજ બહેનોને (મુક્તિ ફોજ) આ પ્રકારનું કામ કરતાં જોયેલી તેટલા પરથી આ વિચાર સ્ફુર્યો છે. અમેરિકામાં દારૂની દુકાનો બંધ કરાવવામાં, પ્રજામત કેળવવામાં અને સરકાર પાસે યોગ્ય કાયદા કરાવવા માટે લાખો બહેનોની સંસ્થાઓએ વર્ષો સુધી સતત કામ કર્યું છે. એ પ્રકારની અડગતા, ધીરજ, મહેનત, દેશદાઝ અને આત્મભોગ આપણી બહેનોમાં ફેલાઇ રહેશે ત્યારે આ દેશ દારૂતાડીના વ્યસનોથી મુક્ત થશે અને પ્રજા ઉત્સાહી, નીરોગી, નીતિવાન અને સુખી થશે. સમજુ બહેનોએ રખડી કરીને બીજાં બહેનોને તૈયાર કરવાં, ગામ ગામડે સૈનિકો ઊભાં કરવાં એ તેમનો ધર્મ છે.

ડૉ. સુમન્ત મહેતા

# હિંદુ સ્ત્રીઓના હક્કો

## અને

## તેમાં કરવા જોઇતા સુધારા

હિંદુ સ્ત્રીઓના વારસાના સંબંધે તેમજ મિલકત ઉપરના હક્ક સંબંધે જે કાયદો પ્રચારમાં છે તે ચાલુ જમાનાને સુધરેલા સમાજની દૃષ્ટિએ અન્યાય ભરેલો છે, તેમાં સુધારો થવાની જરૂરિયાત આવશ્યક માનવામાં આવી છે ને તે સંબંધે કેટલીક મુદ્દતથી એ પ્રશ્નો ઊભા થયા છે તેમ હિંદની વડી ધારાસભામાં બિલો પણ રજુ થયાં છે એ પ્રસિદ્ધ છે.

સ્ત્રીઓના હક્ક સંબંધી જ્યાં જ્યાં પ્રશ્નો મુકાયા છે, તકરારો ઊઠી છે તે અંશતઃ બાબત માટે કિંવા જુદી જુદી બાબતો સંબંધી છે. જ્યારે મેં સંપૂર્ણ રીતે આખા કાયદામાં ને તેનાં બંધારણોમાં સ્ત્રીઓના હક્કમાં સુધારો વધારો ક્યાં કેવા કારણસર ને કયી બાબતમાં થવો જોઇએ તેનું એકીકરણ કરેલું છે તે આ સ્થળે દર્શાવવું ઇષ્ટ છે.

સમાજનો વધુ ભાગ એવા જ વિચાર ઉપર છે કે ચાલુ હક્કમાં સ્ત્રીઓને પછાત રાખી છે તેમ થવું ન જોઇએ. સ્ત્રીને વારસા ઊતરવાનાં જે ધોરણો કિંવા ક્રમ રાખેલા છે તેમાં અને સ્ત્રીને મિલકતનો જે વારસો મળે છે તે કેવા હક્કે મળે છે તેમાં એ બન્ને બાબતોમાં હક્કનો વધારો કરવો ઇષ્ટ છે. સ્ત્રીને પતિના મરણ બાદ સંતાનના અભાવે (પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર) વારસો મળે છે, વારસ ગણાય છે પણ મિલકત ઉપર સ્વતંત્ર સ્વામિત્વ મળતું નથી એટલે મિલકતનો ઉપભોગ કે વ્યવસ્થા કરવામાં પૂર્ણ હક્કની ખામી છે. કેટલીક સ્ત્રીઓની ગેરસમજ

૧. જમાનો બદલાય છે, સ્ત્રી વર્ગ સુધરે છે ને આગળ વધે છે. હવે જૂના વિચાર કામના નથી.

૨. ધણીની મિલકત સ્ત્રી છૂટથી વાપરે નહિ પણ રખવાળી કરી સાચવી રાખે અને તે પછી પિત્રાઇઓ માલિક થઈ બેસે ને તાગડધિન્ના કરે એ કયાંનો ન્યાય?

૩. પિત્રાઇ લોકોની દાનત મિલકત ખાવાની જ હોય છે. તે લોકો વિધવાના ધણીના જીવતાં ઉપયોગી થયા ન હોય તેમ વિરોધી હોય છતાં તેમને વગર મહેનતે મિલકત મળવા સ્ત્રી તે સાચવી રાખે એનો શું અર્થ?

૪. ઘરની ધણિયાણી અને અર્ધાંગના છતાં તેને સ્વતંત્ર કંઇ પણ મિલકત ન મળે એ ઇચ્છવા યોગ્ય નથી.

૫. વિધવા થઇ એટલે તેને અપવિત્ર કે સ્વચ્છંદી તરીકેની દૃષ્ટિથી નિહાળવી એ બરાબર નથી.

૬. જો ધણી વિલથી કે બીજી રીતે મિલકત પોતાની સ્ત્રીને આપે તો સંપૂર્ણ માલિકી મળે છે જ. તો પછી જે સ્ત્રીએ ધણીને દુઃખ આપ્યું હોય કિંવા તેનું મન સંપાદન ન કર્યું હોય તે માટે ધણી લેખ કરી સ્ત્રીનો હક નષ્ટ કરી શકે છે જ. તે સિવાયના પ્રસંગે વિધવાને સંપૂર્ણ માલિકી આપવી જોઇએ.

૭. હાલના કાયદામાં વિધવાના વહેવારો કાયદેસર અને તે વળી જરૂરિયાત કારણસર જ હોવા જોઇએ. એટલે તે બાબતો એટલી ઝીણી છે કે નામદાર પ્રિવિ કાઉન્સિલ સુધી એ તત્ત્વો ઉપર ફેંસલા થયા છે. તાત્પર્ય વિધવાનો દરેક વ્યવહાર તકરાર ને કજિયાનું સ્વરૂપ પકડે છે ને પિત્રાઇઓ તેના વ્યવહારો સામે મિલકતો ખાવાના અર્થે દાવા કે ફરિયાદો કરી વિધવાને ત્રાસ, ખર્ચ અને દુઃખમાં ઉતારે છે. આ એક અનીતિ જ છે.

૮. દીકરી, બહેન, વગેરે જેને સ્વતંત્ર હક્કે વારસો ઊતરે છે, પછી તે ગમે તેવી વર્તણુકની હોય યા ગમે તેવી વ્યવસ્થા કરે, તો પછી વિધવાની શું ગુનેગારી છે જે ધણીની નજીકની જ હકદાર હોવા છતાં તે ધણીના મૂવા પછી કિંમત વગરની ગણાય? એ ઇચ્છવા યોગ્ય નથી.

૯. પુરુષ વારસોને મળનારી મિલકત સ્વતંત્ર હક્કે મળે છે, પછી તે સાતમી પેઢીનો પિત્રાઇ હોય તો પણ બાધો નથી. જેણે મિલકત મેળવવા કે સંપાદન કરવામાં દૃષ્ટિ પણ કરી નથી તે મિલકતનો ગમે તે ઉપયોગ વારસ થઇને કરી શકે તો પછી મરનારની વિધવાનો શું વાંક છે તે સમજાતું નથી.

૧૦. વિદ્યાદાન, સાર્વજનિક કામો કે એવા જ પ્રકારનાં ધાર્મિક કાર્યો માટે વિધવાની ઇચ્છાનુસાર મિલકતનું સ્વત્વાર્પણ કરવું હોય તો કાયદાથી અટકાવ કે રાખેલી મર્યાદા ન રહેવી જોઇએ. પુરુષો તેમ કરે તો સ્ત્રીઓ પણ તેમ કરી શકે.

૧૧. જે સ્ત્રી પોતાની જિંદગી વ્યભિચારથી ગુજારતી હોય તેને કાયદાએ વારસામાંથી જ બાતલ કરેલી છે એટલે બીજી કોઈ રીતે વિધવાના હકને મર્યાદિત ન રાખવા જોઇએ.

# સ્ત્રીઓની શારીરિક કેળવણી

આ જમાનો જ એવો આવ્યો છે કે આપણે શારીરિક કેળવણીનો વિચાર કર્યા વિના છૂટકો નથી. છોકરાઓની શારીરિક કેળવણીનો સવાલ ગુજરાતમાં કંઇક અંશે ઉકલતો જાય છે. સ્ત્રીઓની શારીરિક કેળવણી સંબંધી હજી આપણે વિચાર કરતા પણ નથી થયા; કારણ આપણે માનીએ છીએ કે છોકરાઓને શારીરિક બળની જેટલી જરૂર છે એટલી જરૂર સ્ત્રીઓને નથી. આવા વિચારથી શારીરિક કેળવણી કન્યાશાળાઓમાં પણ અગત્યનો ભાગ નથી ભજવતી.

૨૫–૩૦ વર્ષ પહેલાં આ સવાલ ચર્ચવાની બહુ જરૂર નહોતી. કારણ તે વેળા સ્ત્રીઓ નાનપણથી જ શારીરિક કેળવણી મેળવતી હતી. ઘરનું કામકાજ જ એવા પ્રકારનું હતું કે એમને જોઇતી કસરત મળી રહે. દળવાનું, ખાંડવાનું, પાણી ભરવાનું, કાંતવાનું વગેરે બધાં કાર્યોમાં શરીરના બધા અવયવોની એટલી સુંદર કસરત સમાએલી છે કે તેથી સ્ત્રીનાં ગાત્રો મજબૂત બને છે અને તેના લાલિત્યમાં પણ વધારો કરે છે. કેટલાંક કારણોસર, જેમાં આપણે અહીં ઊંડા નહિ ઊતરીએ, સ્ત્રીના ગૃહકાર્યમાં અગત્યનાં ગણાતાં તત્ત્વોનો લોપ થયો છે. પરિણામ આપણુને દિવસે દિવસે તાદૃશ્ય થતું જાય છે. જો આપણે ચાંપતા ઉપાયો વેળાસર નહિ લઇએ તો આપણા રાષ્ટ્રનું સ્ત્રીઅંગ ક્યાં જઇ ઊભું રહેશે એ કહેવું મુશ્કેલ નથી.

એક બાજુથી આમ શરીરને તાકાત આપનાર અને સુસંઘટ્ટ રાખનાર તત્ત્વો ઓછાં થયાં અને બીજી બાજુ એથી લગ્નવ્યવસ્થામાં કંઇ ઝાઝો ફેરફાર નથી કરી શકયા. ઊલટા કંઇક પાછા પડ્યા હોઇશું. બાળલગ્ન ઓછાં થયાં હશે પણ અપક્વ ઉમ્મરનો સંભોગ ઓછો નથી થયો. ઊલટા પરણ્યા પછી આપણે જુદા રહેવા શીખ્યા એટલે શારીરિક દૃષ્ટિએ તો પાછા પડવાનું જ થયું. સ્ત્રીની શરીરરચના જ એવા પ્રકારની છે કે એનો દુરુપયોગ કરવામાં આવે તો દિવસે દિવસે ખવાઇ જાય. પુરુષોએ પોતાનું સ્ત્રીધન સાચવવું હોય તો અવશ્ય ચેતવું જોઇશે. બાળલગ્ન ન કરવાં એ સૌ કોઇ કબૂલ કરે છે પણ એટલેથી અટકતું નથી. બાળસંભોગ પણ ઓછો કરવાની જરૂર છે.

ત્રીજી અગત્યની જરૂર અક્ષરજ્ઞાન સંબંધી આપણા વિચારો બદલવાની છે. અક્ષરજ્ઞાનની આપણને એટલી બધી ઉતાવળ આવી ગઇ છે કે બાળાઓ પોતાનાં હાડકાં બાંધવાની ઉમ્મરની હોય તે વેળા એના ઉપર અસહ્ય બોજો નાંખી દઇએ છીએ. જે વસ્તુસ્થિતિ આપણે છોકરાઓની કરી છે તે જ વસ્તુસ્થિતિ વગર વિચારે બાળાઓની કરવા ઉતાવળા થઇ ગયા છીએ. અક્ષરજ્ઞાનનો બાળકોનાં કુમળાં મગજ ઉપર અસહ્ય બોજો છે જેના ભાર તળે એ દબાઈ જાય છે. આપણને એમ લાગે છે કે છોકરાં રમત કરતાં કરતાં ભણે એ ઇષ્ટ છે. આપણામાં સુધરેલા ગણાતા પણ આ વિચાર તળે કચરાયા છે. એ માનતા થયા છે કે છોકરાં રમત કરતાં કરતાં આંક બોલે અગર શીખે તો એને શારીરિક નુકસાન નહિ થાય. ચીનટ એવી વસ્તુ છે કે રમતમાં ભણતાં બાળકને જો કંઇ નહિ

**ગૃહિણી**—આ વર્ગની શારીરિક સંપત્તિ માટે પુરુષોએ ખાસ લક્ષ્ય આપવાનું છે. એમની શારીરિક સંપત્તિનાં પડતીનાં કારણોનું અવલોકન આપણે શરૂઆતમાં કંઇક અંશે કર્યું. દળવા ખાંડવા પાણી ભરવાનો લોપ થયો છે એ પાછું આવે એ ઓછો સંભવ છે અને ખાસ કરીને શહેરમાં વસતી સ્ત્રીઓમાં એ દાખલ કરવું અતિ મુશ્કેલ છે. કસરતની વધારે આવશ્યકતા શહેરમાં વસતી સ્ત્રીઓને ખાસ છે. રસોઇ બનાવવા સિવાય ઘરકામ બહુ ઓછું હોવાથી એમને ફાજલ વખત પણ ઘણો રહે છે. અને એ બધા વખતનો દુરુપયોગ જ થાય છે એમ કહેવામાં બિલકુલ અતિશયોક્તિ નથી.

હિન્દુસ્તાનના સદ્દભાગ્યે પૂ. મહાત્માજીએ સ્ત્રી આગળ એક સુંદર હળવી કસરતનું સાધન મૂકી દીધું છે. એ સાધન આપણો પુરાણો રેંટિયો છે. એને આર્થિક દૃષ્ટિએ આપણે અત્યારે નહિ નિહાળીએ પણ કસરતની દૃષ્ટિએ આપણે નિહાળીશું. જે સ્ત્રી અગર પુરુષ દરરોજ નિયમિત એક કલાક કાંતે છે એને તો અનુભવ અવશ્ય હશે જ કે એ શારીરિક કસરતમાં બહુ સારો ભાગ ભજવે છે. સ્ત્રીઓના જેટલા ફાજલ પડતા કલાકો છે એ બધાનો મોટો ભાગ જો એ એની પાછળ ગાળે તો હાડ ઠીક ઠીક મજબૂત અને હળવાં થાય. શરૂઆતમાં જેમ બધી કસરતમાં છે એમ આમાં પણ જરા ખભાં દુઃખશે પણ એ પછીબહુ સપાટામાં ટેવાઇ જવાય છે.

એનો બીજો મોટો લાભ માનસિક શાન્તિ મળવાનો છે. આધુનિક સ્ત્રીઓને ઘણે અંશે nervousness ઘણા પ્રકારની આવી ગઇ છે. હિસ્ટીરીઆ એનો એક પ્રકાર છે. રેંટિયો અનેક ધાંધલીઆ પ્રવૃત્તિઓમાંથી થોડો વખત શાન્તિ–મનની અદ્દભુત શાન્તિ મેળવવાનું સાધન છે. આ હું જાત અનુભવથી કહું છું. અને હું ધારું છું કે જે નિયમિત કલાક અગર તેથી વધુ કાંતે છે, એ બધાને આ સત્ય કંઈક અંશે સમજાયું હશે. માનસિક શાન્તિ શારીરિક સંપતિને હમેશ ઉત્તેજિત કરે છે. માનસિક શાન્તિ વિના શારીરિક કસરત નકામા જેવી લાગે છે. તો આ માનસિક શાન્તિ મેળવવા માટે આ અદ્દભુત સાધનનો ઉપયોગ હિન્દુ સ્ત્રીએ—ખાસ કરી શહેરમાં વસતી સ્ત્રીએ—કરવા જેવો છે.

આ સિવાય બીજી કસરત પાછળ સ્ત્રીઓ સુખેથી સવારનો પા કલાક ગાળી શકે છે. ખુલ્લી હવામાં દંડ બેઠક વગેરે હળવી કસરત બહુ સહેલાઇથી ઘરમાં થઇ શકે અને એથી સવારથી જ શરીરમાં સ્ફૂર્તિ લાવી શકાય. એ ટેવ એટલી સુંદર છે કે સ્ત્રી એક વખત ટેવાઈ જશે તો એને એ વિના ચેન નહિ પડે.

પાશ્ચાત્ય રમતો સંબંધી અહીં ઉલ્લેખ કરવાની હું જરૂર જોતો નથી. હિન્દ જેવા દેશને એ પરવડે એમ નથી. એ રમતોમાં દરેક સ્ત્રી સહેલાઇથી ભાગ નથી લઇ શકતી. એ દૃષ્ટિએ પણ આપણને એ બીનઉપયોગી છે. દુઃખની વાત તો એ છે કે એ રમતોએ શોખનું સ્વરૂપ લીધું છે. અને એમાંથી સ્ત્રીઓને બચ્ચે જ છૂટકો છે.

ગૃહિણીની શારીરિક સંપત્તિ મેળવવામાં અને કાયમ રાખવામાં પુરુષે અવશ્ય મદદ કરવી જોઇશે. એ મદદ બ્રહ્મચર્ય રૂપી મદદ છે. પુરુષની પશુવૃત્તિનો એ તોડવામાં બહુ મોટો હિસ્સો છે એ સૌ કોઇ કબુલ કરશે જ અને એટલા પુરતી જ એમની પહેલ એ દિશાની મદદમાં જોઇશે.

ડૉ. ભાસ્કર પટેલ એમ. ડી.

# અનુક્રમણિકા

પુસ્તક ૧૦ ૧૯૮૬ : વૈશાખ




લવાજમ : હિંદમાં રૂ. ૫ પરદેશના રૂ. ૬॥

* તંત્રીઓ : રામનારાયણ વિશ્વનાથ પાઠક (જેલમાં) તથા રસિકલાલ છોટાલાલ પરીખ.
પ્રકાશક: રણછોડલાલ રેમુરભાઇ મીસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે, ખમાસા ચોકી, અમદાવાદ
મુદ્રક : નગીનદાસ વિશ્વનાથ પાઠક : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ.

સૈનિકોની ભરતી થવા માંડી. તેમાં પુરુષો પણ હતા અને સ્ત્રીઓ પણ હતી, અને સાબરમતી આશ્રમમાંથી નીકળતા પહેલાં ત્યાં રહેતી બહેનોને પણ સૈનિક તરીકે નોંધવામાં આવેલી. સાબરમતીથી દાંડી સુધીની કૂચ થઈ તેમાં ગાંધીજી સાથે આસરે ૮૦ સૈનિકો હતા તે છતાં તે લશ્કરમાં થોડી બહેનો પણ મદદગાર તરીકે ચાલી હતી. તેવી બહેનોની સંખ્યા હું જાણતો નથી. શ્રી. મહાદેવ દેસાઇ લખે છે કે "જ્યારથી આશ્રમમાં લડતની વાત ઊપડી ત્યારથી બહેનોનો તેમાં જોડાવાનો ઉત્સાહ અદમ્ય હતો." પણ ગાંધીજીએ એક દિવસ તેમને કહ્યું: "આરંભમાં હું તમને લઇ જવા માગતો નથી. હિંદુ મુસલમાનો વચ્ચેના જૂનાં યુદ્ધો વિષે કહેવાય છે કે મુસલમાનો પોતાની આગળ ગાય રાખતા કે જેથી ગોપૂજક હિંદુઓને હુમલો કરતાં મુંઝવણ પડે. આ વાત સાચી હોય કે ખોટી હોય પણ ક્ષત્રિયથી એવું ન થાય. અંગ્રેજો ગમે તેવા હોય પણ તેમને વિષે આપણે એટલું જાણીએ છીએ કે તેઓ એકાએક સ્ત્રીઓ પર હાથ ન ઉપાડે એટલે ગમે તેટલું સંકટ સહન કરવાની વાતો કરનારા આપણે આપણી ટુકડીને મોખરે સ્ત્રીઓને રાખીએ એ આપણને ન શોભે...... જ્યારે પુરુષોએ પૂરેપૂરો ભોગ આપ્યો હશે ત્યારે તેમને જેલમાં મોકલતાં મને જરાય સંકોચ ન થાય.' (૯-૩-૩૦)

૩૧ મી માર્ચે બહેન ખોરશેદ નવરોજી, બહેન મૃદુલા અંબાલાલ વગેરે કેટલીક બહેનો સાંધીએર ગયાં હતાં અને ત્યાં આ લડતમાં જોડાવા માટે આગ્રહ કર્યો. પણ સાયણમાં તેમણે ગામને ઝાડીઝુડી સાફ કર્યું અને સાયણના લોકો પણ તેમાં જોડાયા. આ મૂક પ્રચાર-કામનાં વખાણ ગાંધીજીએ અનેકવાર કર્યાં છે, અને જુવાન ભાઇબહેનોને સંભળાવ્યું છે કે જ્યાં જ્યાં આપણી નબળાઇ હોય ત્યાં ત્યાં સ્વાશ્રયથી તે સુધારી લેવાથી જ સ્વરાજ મળી શકશે. (યં. ઇ. ૩-૪-૩૦)

સુરત શહેરમાં આખા ગુજરાતની ઉત્સાહી બહેનો ગાંધીજીને મળી હતી. ત્રીજી એપ્રિલને દિવસે સવારે એમણે મીંઢોળા નદી ઓળંગીને વડોદરા રાજ્યના ગામમાં પહેલી જ વાર મુકામ કર્યો. સુરત જિલ્લામાં ઉમરાછી ગામમાં પ્રવેશ કર્યો ત્યારથી સ્ત્રીઓની સંખ્યા અજાયબ કરી નાંખે એવી હતી નવસારી તાલુકાના ધામણ ગામમાં મોટી સભા થઈ તેમાં લગભગ ત્રીજો ભાગ બહેનોથી ભરાઇ ગયો હતો—સુરત કે બીજાં મોટાં શહેરોમાં જે ભણેલી બહેનો આવે તેવી નહિ પણ ગામડીઆ બહેનોથી. બપોરે આરામ લીધા પછી અમારી સાથે ચર્ચા થઇ તેમાં સ્ત્રીઓએ દારૂનિષેધ તથા પરદેશી કાપડના બહિષ્કારની વાત પહેલી જ વખત ચર્ચી એવું હું અનુમાન કરું છું. આ પ્રશ્ન એમના મનમાં ઘોળાઇ જ રહ્યો હતો અને મારી સાથે અમદાવાદ, મુંબઇ વગેરે સ્થળોની બહેનો વિષે વાત થઇ હતી. તે સાંજે ધામણથી નવસારી જતાં ઘણી ભીડ થઇ ગઇ, ઝડપથી ચાલવું અશક્ય હતું એટલે લગભગ એક કલાક સુધી શ્રી. શારદા બહેન સાથે પણ આ વાતની ચર્ચા કરી. નવસારીનું ભાષણ પણ લગભગ દારૂનિષેધનું હતું. અને તારીખ ચોથીએ સવારે વિજલપુર જતાં એ વિષય ચાલુ રહ્યો. હું માનું છું કે તે દિવસે મને આ પ્રવૃત્તિમાં રોકવાનો એમણે વિચાર કર્યો હશે.

તા. છઠ્ઠીના 'નવજીવન'માં "બહેનો પ્રત્યે" અને 'યંગ ઇંડિયા'માં (૧૦-૪-૩૦)

આ ચળવળમાં ભણેલી તેમજ અભણ બહેનો ભાગ લેશે. ભણેલી બહેનોને આમવર્ગ સાથે ભળવાની આ સુવર્ણ તક છે. આ લડત ખરા જોરથી ઉપાડશો તો બહેનોને જેલ જવાનું ભાગ્ય મળશે. તેમને અપમાન અથવા માર ખમવાનો વખત પણ આવે. એમ થશે ત્યારે લડતમાં જીત મળશે."

તા. ૧૦ મીની રાત્રે દાંડીમાં ગાંધીજીને ખબર મળ્યા કે એમને પકડવાની તૈયારી થઇ રહી છે. તે વખતે રાત્રે એક વાગ્યા પછી મારા પર લખેલા પત્રનો થોડો ભાગ ટાંકું છું:

"મદ્યપાન અને વિદેશીવસ્ત્રબહિષ્કાર વિષે મીઠુબહેન પૂરું સમજી ગયાં છે. એમની સાથે આજે પેટ ભરીને વાત કરી લીધી. મીઠુબહેન કહે છે કે જો આ કામમાં બહેનોને મદદ કરવાનું તમને સોંપવામાં આવે તો તેમને ગમે. તમે એમાં પડો તો મને તો સોના કરતાંયે પીળું લાગે. પણ તેમાં પડો એટલે તમે કશોયે હોદ્દો તો ન જ રાખતા હો. મંત્રી કોઈ બહેન જ હોય પણ મંત્રીની હેઠળ તમે કામ કરતા હોય. તેથી તમારું કામ તો અતિશય નાજુક હોય. તમે દોરતા પણ હોય છતાં બહેનો દિવસે દિવસે પોતાની મેળે પોતાની ગૂંચવણો ઊકેલતી થઈ જતી હોય. અને પોતાની યોજનાશક્તિ વધારતી જતી હોય—એથી ઘણા કામમાં તો તમે દ્રષ્ટા તરીકે જ રહેતા હોય, પણ તમારા જેવું કોઈ પાસે હોય એટલે બહેનોને હૂંફ રહે અને જ્યારે જ્યારે એમની વચ્ચે મતભેદ થાય કે કાંઈ ન સમજાય ત્યારે ત્યારે તમારી પાસેથી સલાહ મેળવે. આ કામ તમારાથી થઈ શકે એમ તો હું માનું જ છું. એટલો આત્મવિશ્વાસ હોય તો તમે આ જવાબદારી ઉપાડી લેજો."

ગાંધીજી પકડાયા નહિ અને જે આગગાડીના ડબ્બા એમને માટે આવેલા તે પાછા ખાલી ગયા, ત્યારપછી અમારે અનેકવાર ચર્ચા થઇ તેમાં એમણે કાનજીભાઇ તથા મને "વાણોતર" કહ્યા. આ કામ અમે બન્નેએ ઉપાડયું ત્યારથી અમારો અનુભવ કહે છે કે દરેક પ્રસંગે પુરુષવર્ગની સલાહમાં ધમકી, બળજોરી, અધીરાઈ જોવામાં આવી છે, એટલે ગાંધીજીની સલાહનું ડહાપણ હું અનુભવતો જાઉં છું. અહિંસાની મીમાંસા કોઇ બીજો માણસ આટલી બારીકાઇથી કે વિગતથી સમજી ગયો હોય એવું મારા જાણવામાં નથી, અને સ્ત્રીઓનું હૃદય એમણે બરાબર પારખ્યું છે. અમુક ભણેલી બહેનોએ કહ્યું કે મુંબઇના ગુંડાઓ એમનું અપમાન કરશે એ બીકથી પિકેટીંગ કરતાં ગભરાય છે ત્યારે તેમણે કહ્યું કે જ્યાં સુધી તમારામાં આત્મવિશ્વાસ ન હોય ત્યાં સુધી ન કરવું, પણ કોઇ પણ માણસની મગદૂર નથી કે તુમારાં જેવાં ઉજળાં બહેન સામે કોઇ અપશબ્દ કે હાથ ઉઠાવે. ગાંધીજીને આત્મવિશ્વાસ અને મનુષ્યસ્વભાવમાં અગાધ શ્રદ્ધા છે. શ્રી. હંસા બહેનને વિષે પણ કહ્યું હતું કે જે બહેન જાપાનના ધરતીકંપથી ડરી નહોતી તે ગુંડાઓથી બીએ જ શેની? આપણી ભણેલી બહેનો આત્મવિશ્વાસ ખોઇ બેઠી છે. ગામડાંની બહેનો એકાંત ખેતરમાં જાય છે તે ક્યાં બીએ છે?

તા. ૧૩ મીએ દાંડીમાં ગુજરાતી સ્ત્રી પરિષદ ભરાઇ અને તેમાં અમદાવાદની બહેનોથી અવાય એમ નહોતું તેથી તા. ૧૬ મીએ બીજી પરિષદ વિજલપુરમા ભરી હતી. ત્યાં થયેલાં ભાષણોનો ટૂંક સાર નીચે પ્રમાણે છે.

"તમે દયા અને પ્રેમની મૂર્તિ છો, ગમે તેવા પાષાણ હૃદયના પુરુષને તમે ધારો તો પિગળાવી શકો એમ છો. ઇતિહાસમાં ક્યાંય બહેનોએ અત્યાચાર કર્યાનો દાખલો નથી, બધે જ એની અમીઝરણીની દૃષ્ટિનો ઉલ્લેખ છે...કેદીને અને પીઠાંવાળાને ભાઇ સમાન માનજો, ભાઈ

થયો ત્યારે જે રચનાત્મક પ્રવૃત્તિઓ હાથમાં લેવાઈ હતી તેમાં બાળલગ્ન પ્રતિબંધ, લગ્ન મરણ પ્રસંગોના ખોટા ખર્ચોનો વિરોધ અને દારૂનિષેધને સ્થાન હતું. ઓલપાડ તાલુકામાં કોળી કોમનું બાણુંનું પંચ ન્યાતની મારફત સખત ચળવળ કરી રહ્યું હતું. કરાડી મટવાડમાં પિકેટીંગ ચાલતું હતું અને દરબારી સાધુ નામનો પારસી જુવાન તેમાં આગળ પડયો હતો. નવસારી તાલુકાના કોળીઓમાં યુવક મંડળો મારફત સુધારા થઇ રહ્યા હતા, અને બારડોલી, મહુવા, વ્યારા, માંડવી, થોડો ભાગ સોનગઢ અને છેક રાજપીપળાના રાજ્યમાં પણ ખાદીની સાથે દારૂનિષેધનું કામ થતું હતું. એટલે વડોદરા તેમ જ બીજાં રાજ્યો આ ચળવળમાં સામેલ હતાં. સચીન, વાંસદા અને ધરમપુર રાજ્યોમાં આ ચળવળ પસર્યા વિના રહેવાની નથી અને જો એ રાજ્યના રાજાઓમાં અને સરકારી નોકરોમાં ડહાપણ હશે તો તેઓ આ હીલચાલને આવકાર આપીને ખેતીને સુધારવાનો તેમ જ શિક્ષણ આપવાનો કાર્યક્રમ ઉપાડી લેશે. આ ચળવળને લીધે હાલમાં ખજૂરાં કાપવા તરફ બહુ લક્ષ દોરાયું છે. આજથી ૫૦-૬૦ વર્ષ પહેલાં જ્યારે સરકાર છેક અનીતિવાન નહોતી ત્યારે અંગ્રેજ અમલદારોએ સરકારી લખાણો કર્યાં છે (નવજીવનમાં છપાયાં છે) કે ખજૂરાંને લીધે સારી ખેતીને નુકશાન પહોંચે છે અને ખેડૂત ઓછો ઉદ્યમી થાય છે. આજે તો ખજૂરાં કાપ્યે જ છૂટકો છે. બ્રિટિશ રાજ્યમાં ખજૂરાં ખેતરના ધણીની માલકીના ગણાય છે. વડોદરામાં તેમ નથી. તેવા કાયદાની સામે થવું પડશે.

આ બધી ચળવળને લીધે તા. ૧૪ મીએ એટલે પહેલી પરિષદ પૂરી થઇ ત્યાર પછી બાર કલાકની અંદર શ્રી. મીઠુબહેન થોડી બહેનોને લઇને ચાલતાં દાંડીથી નવસારી આવ્યાં અને સુરતથી ભીમરાડ જઇને ત્યાં છાવણી નાંખી. આ ગામનું મીઠું આજે બીલકુલ ખાલી થયું છે, પારસી પીઠાવાળો સજ્જન હોઇ તેણે દુરાગ્રહ કર્યો નથી અને પીઠાં પર સ્વરાજનો વાવટો ફરકે છે. બહેનો ત્યાં ચોકી ભરે છે, ભજનો ગાય છે અને તકલી ચલાવે છે. તે ઉપરાંત આસપાસનાં ગામડાંઓમાં ફરીને ૨૮ ગામના કોળીઓએ દારૂતાડીનો ત્યાગ કર્યો છે. તેમાં ગાયકવાડી ગામો પણ આવી જાય છે. ખાદીને માટે તકલીઓ ફરે છે, રેંટીઆ ચાલે છે, અને પીંજણ—બે સ્ત્રીઓની અને એક પુરુષ સૈનિકની—ગાયન કરી રહી છે. આ ગામમાં રામતળાવમાં (રામદાસ ગાંધીના સ્મારક તરીકે) સુમંત વડની છાયા નીચે પુરુષ સૈનિકો માટે રસોડું અને સ્ત્રી સૈનિકો માટે નહાવા માટે સગવડ થઇ છે. એવી જ રીતે ઓલપાડમાં, જલાલપુરમાં અને સુરત શહેરમાં છાવણીઓ નાંખવામાં આવી છે. સુરતની છાવણીને તાલીમ શાળા તરીકે રાખી છે, ત્યાં ગીતા, ભજનો, કાંતવાનું, પીંજવાનું, સરઘસની વ્યવસ્થા, વગેરે શીખવવામાં આવે છે અને સુરતની શહેરી સ્ત્રીઓ માટે ગામમાં એક વર્ગ બપોરના બે કલાક માટે ખોલ્યો છે. સુરતમાં રહેતી અનેક જાતની કોમો°, ખત્રી, ગોલા, ધોબી, માછી કચવાયા, સુતાર, વગેરે પોતપોતાની પંચો મારફત દારૂનિષેધના ઠરાવ કરીને તેનો અમલ કરાવી રહી છે. આવાં થાણાં વધારવાને માટે ઘણીએ માગણી થાય છે પણ યોગ્ય સ્ત્રી સૈનિકોના અભાવને લીધે ધીમે કામ વધારવાનો વિચાર છે.

° અમદાવાદમાં મજૂર મહાજને દારૂનિષેધનું કામ અહિંસાત્મક ચોકીથી કર્યું છે. તેને લીધે લગભગ એંસી ટકા જેટલો દારૂ ઓછો વપરાય છે એમ ત્યાંના કાર્યકર્તાઓ કહે છે. અમદાવાદની બહેનોએ ખાદીની મારફત વિદેશી કાપડના બહિષ્કારનું કામ ઉપાડ્યું છે, તેમનું પ્રચારકામ ઘણું જબરું છે.

છે. સ્ત્રીને વારસામાં જ ન ગણતાં કેવળ નિર્વાહની હકદાર રાખી છે તે બરાબર નથી. આ વિષય એવા છે કે જે હિંદુ ધર્મશાસ્ત્રને તેના લગતા કાયદા હાઈકોર્ટના ઠરાવોનું જ્ઞાન કે માહીતી હોય તે કયા હક્ક ખામીભરેલા કે સુધારવા જેવા છે તે સમજી શકે છે.

દિવસે દિવસે સમાજ સુધરતો જાય છે. સ્ત્રીવર્ગ આગળ આવે છે. પૂર્વના ઋષિમુનિઓ વખતના ધર્મસિદ્ધાંતો ઉપર રચાયેલા કાયદા હાલના વખતના બંધારણને ફેરફાર રૂપ થવા જોઇએ. સ્ત્રીઓના મળતા વ્યાજબી હકો માટે જો સુધારા થશે તો દેશની ચઢતી છે. આપણા આ વિષયનાં મુખ્ય બે અંગ છે. વારસાનો ક્રમ સુધારવો અને મિલકત ઉપરના હક્ક મજબુત કરવા. તેથી પ્રથમ વારસા હક્કનાં ધોરણોમાં નીચેની મહત્વની બાબતો પ્રમાણે સુધારો થવો જોઇએ.

૧ સગોત્ર સપિન્ડની વિધવાઓ પોતપોતાના ધણીની જગોએ વારસો લે છે તેવું ધોરણ વિશિષ્ટ વારસોની વિધવાઓ માટે સ્પષ્ટ નથી. જેમને સંતાન એટલે પુત્ર, પૌત્ર ને પ્રપૌત્રની વિધવા, ભાઇ અને ભત્રિજાની વિધવા એમને પોતાના પતિના અભાવે વારસો મળવાનું ધોરણ નથી એમ જણાય છે તે સુધારવું ઇષ્ટ છે.

૨ સગા ભાઇ, બહેન, માના અભાવે ઓરમાન ભાઈ, બહેન અને માને વારસો મળવાનું થવું જોઇએ. તેમને દૂર રાખેલાં છે.

૩ દીકરીઓમાં પરણેલી ને કુંવારી, ને તેમાં પરણેલીમાં સધન અને નિર્ધનનો ભેદ રાખેલો છે તે તદન કાઢી નાંખવો જોઇએ. કુંવારી દીકરીના લગ્નખર્ચની રકમ કાઢી બાકીની મિલકત સરખે હિસ્સે વહેંચવી જોઇએ. તેમ સધન ને નિર્ધન દીકરી વચ્ચેની બારિકાઇમાં ઉતરવા જેવું નથી. બાપની લાખ રૂપિયાની મિલકત મળવાની હોય ને પરણેલી દીકરીમાં એક બે હજારની ને બીજી પાંચસોની મિલકતવાળી હોય તેથી કંઇ ફેર રહેવો ન જોઇએ.

૪ અવિભાજ્ય મિલકત વડીલ સ્ત્રી કે દીકરીને મળે છે તેવે પ્રસંગે બીજી સ્ત્રી કે દીકરીઓને જુદી નિમણુંકો, ઉપજમાં ભાગ કે એવી રીતે મળવું જોઇએ.

૫ દાસીપુત્રને જ્યારે તમામ મિલકત વારસામાં મળે ત્યારે મૂળ પુરુષની વિધવા કે દીકરીને કંઈ મળતું નથી તેથી તેમને પણ કંઈ હક્ક આપવો જોઈએ.

૬ સંસૃષ્ટ સખસની મિલકતના વારસા પ્રસંગે વિધવા ને દીકરીને છેવટે રાખ્યાં છે તે ફેરવીને ઉપર લેવાં જોઇએ.

૭ કાયદામાં જુના ને પ્રચલિત રિવાજ પ્રમાણે હિંદુ વિધવા દીકરી કે બહેનને વારસો જ મળતો નથી એવો કોઈ જ્ઞાતિ કે કુટુંબનો રિવાજ અમાન્ય રાખવો જોઈએ.

૮ દીકરા સાથે દીકરી પણ વારસ તરીકે હક્કદાર ગણાવા કેટલાકની દલીલ છે પણ દીકરીને પીયર તથા સાસરી બે સ્થળેથી ને દીકરાને એક જ સ્થળેથી વારસો મળે છે એ જોતાં એ પ્રશ્ન વિચારવા સરખો છે.

ઉપરનાં ધોરણો જે નક્કી કર્યાં છે તે વારસા સંબંધે છે. હવે મિલકત ઉપર સ્ત્રીઓના જે હક્ક પ્રાપ્ત થાય છે તેમાં મહત્વનો પ્રશ્ન હિંદુ વિધવાનો છે. હિંદુ વિધવાને જે વારસો મળે છે તે મર્યાદિત હકે મળે છે પણ સંપૂર્ણ ને સ્વતંત્ર માલીકી મળતી નથી. આ ધોરણ ફેરવવા જેવું તો છે જ અને આ સ્થળે તેનાં પુષ્ટિનાં કેટલાંક કારણો પણ જણાવીશ.

ઉપરનાં કારણોથી હિંદુ વિધવાને મળનારો વારસો સ્વતંત્ર હકે આપવો જોઇએ. તે સિવાયની સ્ત્રીઓને મળનારી મિલકત સંબંધે તેમ વિધવાને સંપૂર્ણ માલિકી ન મળે તો વૈકલ્પિક રીતે અન્ય કેવા સુધારા કરવા જોઇએ તેનું બ્યાન નીચે કરું છુંઃ

૧ હિંદુ વિધવાને સંપૂર્ણ સ્વામિત્વ આપવું. છેવટે ફૈ થી કમી નહિ એટલું તો આપવું જ.

૨. અવિભક્ત કુટુંબમાં સહભાગી પુરુષની વિધવા તેની જગોએ વારસ થાય તેને પણ સહભાગીના હક આપવા.

૩. જો વિધવાને સંપૂર્ણ હક ન મળે તો તેના હક બહોળા કરવા. કાયદેસર કારણ એટલું જ રાખવું તેમ સંકુચિતપણું કમી કરવું.

૪. વિદ્યાદાન કે ધાર્મિક યા સાર્વજનિક કામોમાં મિલકતનું સ્વત્વાર્પણ કરવાની છૂટ રાખવી.

૫. પુત્રોની વહેંચણી વખતે, માને જે ભાગ મળે છે તે મર્યાદિત હક મળે છે તેના બદલે સ્વતંત્ર હક આપવો.

૬. વિધવાના વહેવાર સામે વિશિષ્ટ વારસ સિવાયના કોઈપણ પિત્રાઈ વગેરે ઉત્તરાધિકારી ગણવા નહિ તેમ તેમનો વિધવાના વ્યવહાર સામે તકરાર લેવાનો હક નષ્ટ કરવો.

૭. હિંદુ વિધવાને મળવાના વારસા વખતે કિંવા મળ્યા પછી જો વિશિષ્ટ વારસ હયાત ન હોય તો મિલકત ઉપર સંપૂર્ણ માલિકી વિધવાને મળે એમ ઠરાવવું.

૮. વિધવા અને સમાશ્રિતોના ભરણપોષણના હક કાયદાથી બોજારૂપ ગણવા.

૯. ગેરકાયદે કે અનીતિનાં દેવાં સામે ગમે તે પ્રસંગે સ્ત્રીઓ તકરાર ઉઠાવી શકે એવી છૂટ રાખવી એવો સુધારો કરવો.

રામચંદ્ર કાળીશંકર પાઠક (વકીલ)

આવડે તો ચિન્તામાં પડશી જ અને એ ચિન્તા જ એનું બધું સત્ત્વ ખાઇ જાય છે. આપણી ઊછરતી બાળાઓ જે ખૂબ આનંદથી શેરીમાં, આછીરસાણમાં કુકા વગેરે રમતી અને માતાને ઘરનું હળવું કામ કરવા લાગી અંગને પોષતી તે પણ આંકના-અક્ષરજ્ઞાનના બોજા તળે દબાતી જાય છે.

સ્ત્રીશરીરને મજબૂત રાખવાનાં ઘરનાં કામરૂપ સાધનોનો લોપ, કુમળી વયે માતૃત્વ, અને અક્ષરજ્ઞાન કેળવણીની ઝંખનાઃ એ ત્રણેય વસ્તુઓનો સરવાળો કરો તો સ્ત્રીઓની અત્યારની શારીરિક સ્થિતિનો આપણને ખ્યાલ આવશે. સ્ત્રીની શારીરિક સ્થિતિનો ખ્યાલ લીધા પછી હવે ટૂંકમાં ઉપાયોનો વિચાર કરીએ.

બાળક—ઘરમાં જો સ્ત્રીઓ દરરોજ થોડો સમય પણ સાધારણ કસરતમાં ગાળે તો બાળકને આપોઆપ ટેવ પડશે. દરરોજ સવારમાં હળવી કસરત જેવી કે દંડ બેઠક વગેરે પુરુષો તો કંઇક કરે છે પણ સ્ત્રીઓ એ રીતે ટેવાએલી જ નથી. એટલે છોકરાંઓ એ પ્રમાણે વખત ગાળવાનું શીખતાં નથી. નાની છોકરીઓ દંડ બેઠક કુદવું વગેરેમાં દરરોજ સારી રીતે ભાગ લઇ શકે અને ઓછામાં ઓછી ૧૦ થી ૧૫ મિનિટ ગાળે તો એ ટેવ કાયમ રહેવાનો સંભવ છે.

નિશાળ—ખુલ્લી હવાનો ઉપયોગ આપણી નિશાળોમાં બહુ ઓછો સમજાયો છે. એટલે દર કલાકે ઓછામાં ઓછી ૧૦ મિનિટ પણ બાળકો ખુલ્લી હવામાં રહે એ વ્યવસ્થા જ નથી. સમયપત્રક એ પ્રમાણે ગોઠવેલું હોતું નથી. દર બે કે ત્રણ કલાકે થોડો વખત હોય છે એનો પણ સારો ઉપયોગ થતો નથી. દર કલાકના અંતે ૧૦ મિનિટ રાખવામાં આવે અને એ દસ મિનિટનો બરાબર ઉપયોગ થાય એ શિક્ષકોએ લક્ષ્યમાં રાખવું જોઇએ. છોકરીઓ હારમાં બરાબર દશેય મિનિટ આંટા જ મારે એટલે ફરવાની સારામાં સારી કસરત એમને આપોઆપ થાય અને ખુલ્લી હવા કામને અંતે મળે, એટલે બીજા કલાક માટે પાછા તાજા થવાય. શિક્ષકો આ વાત ખ્યાલમાં નથી રાખી શકતા અને છોકરીઓને બે ત્રણ કલાકને અંતે જે થોડો વખત મળે છે એ આગલા કલાકનું વાંચવામાં અગર બીજી છોકરીઓ સાથે વાતોમાં ગાળે છે. આ બેમાં ફેરફાર થવાની અવશ્ય જરૂર છે. કલાકને નાનો બનાવી યુરોપમાં જેમ દરેક કલાકને અંતે ૧૫ મિનિટ રાખવામાં આવી છે એવી રીતે ૧૫ મિનિટ નહિ તો ૧૦ મિનિટ રાખે અને એનો સદુપયોગ કરતાં બાળાઓને શીખવે. આથી નાનપણથી જ ખુલ્લી હવાના લાભ બાળાઓને નિશાળમાંથી જ અનુભવાશે અને એનાં પરિણામ સુંદર આવશે.

આ ઉપરાંત નિશાળમાં બીજી કસરતની આવશ્યકતા છે જ. સમયપત્રકમાં કસરતના છુટાછવાયા થોડા કલાક અઠવાડિયામાં ગોઠવવામાં આવે છે પણ એનો સદુપયોગ નથી બાળાઓ કરતી કે નથી શિક્ષકો એનો ઉપયોગ કરતાં શીખવતા. હળવી કસરતો બાળાઓ બહુ મજેથી અને આનંદથી કરી શકે અને એ રીતે શરીરને ખીલવી શકે. એવા કલાક અઠવાડિયામાં કેટલા ગોઠવવા એ શિક્ષકો ઉપર આધાર રાખે છે. એ કલાકની મતલબ તો એ હોવી જોઇએ કે બાળાઓને શરીરકેળવણી તરફ ધગશ ઉત્પન્ન કરાવી શરીરને ખીલવવામાં દરરોજ થોડો સમય જિંદગી લગી વાપરે. આ ધગશ ઉત્પન્ન કરવામાં શિક્ષકની સાર્થકતા સમાઇ જાય છે.

# ત્રિમૂર્તિ

કદિ અચેત નમ્ર ને વિ–લોલ રંક દીસતી
કદિ અખંધ ભાવના તરંગ અંગ ઝીલતી
કદિક હાસ્ય અશ્રુના પ્રબંધ ઑર યોજતી
સ્વભાવ સિદ્ધ લક્ષણે વહી કદિ પ્રમોદતી.
અચિંત્ય અંતરે છતાં પિતા સમાન ચૂમતો–
ગ્રહી સગર્વ ગાલ એ ગુલાબી ધન્ય ઘૂમતો !

વિષાદ વાદળી કદિ છવાઈ અંગ આવરે
ત્રિતાપ જ્વાળ અંતરે, રસાર્દ્રતા હરી, ભરે
દયા શી મૂર્તિમંત એ ઉલ્લાસ, પ્રાણ રેડતી
સુધા ભરી મીઠી મીટે સમૂળ ક્લેશ ફેડતી.
ક્ષણેક સ્થંભી તે સમે ઉંડું ઉંડું વિચારતોઃ
મહાનુભાવ માડી અંકમાં શું હોઉં લાડતો !

અને વસંતવાટિકા શી અંગઅંગ ખીલતી
વિવિધ રંગ અંગમાં અનંગ–મસ્ત ઝીલતી
સુ–રૂપ સુંદરી નિહાળી થનથનાટ નાચતો
ગણી પ્રિયા સમોવડી હું ધન્ય ધન્ય રાચતો.
યથેચ્છ સ્વપ્નસૃષ્ટિના વિહાર જ્યહાં જમાવતો
અપત્ય, માત, ને પ્રિયા, સખી વિષે સમાવતો !

હર્ષદરાય દેસાઈ

માતાને ધર્મધ્યાન કરવા પૈસા જોઇએ તો તે પણ પાસે પૈસો ન હોય તો પુત્ર પાસે માગવા પડે અને તે વખતે માના મનમાં કેવી લાગણીઓ થતી હશે ? સ્ત્રીઓને પાઇપૈસો વાપરવો હોય તે પણ પાસે ન હોય-તે વખતે એને કેટલું દુઃખ લાગતું હશે. ઘણી વખતે તો સ્ત્રી ન છૂટકે જ માબાપ, ધણી કે પુત્ર પાસેથી પૈસા માગે છે. કેટલીક તો વળી એટલી સ્વમાનવાળી હોય છે કે ભલે અમુક વસ્તુ વગર ચલાવીશ, ભૂખે મરીશ પણ બીજા પાસે પૈસા માટે હાથ તો નહિ જ ધરું, બીજાની દયા પર તો નહિ જ જીવું.

ઘણી વખતે બને છે કે ધણી પૈસા ન આપતો હોય તો સ્ત્રી ચોરી કરતાં શીખે છે. ધણીની ગેરહાજરીમાં તેનાં કોટનાં ગજવામાંથી- પેટીમાંથી પાઇપૈસો ચોરે છે અને પોતાની જરૂરિયાત પૂરી પાડે છે. પોતાને અમુક વસ્તુ જોઇતી હોય તેના વગર ન ચાલી શકે એવું હોય ને ધણી પૈસા ન આપતો હોય તો ચોરી કર્યા વગર સ્ત્રી બીજું શું કરે ? છોકરાં પૈસા માગતા હોય, તેને ભણવામાં ચોપડીના પૈસા જોઇતા હોય, ધણી પૈસા ન આપે તો સ્ત્રી બિચારી શું કરે ? નાછૂટકે છોકરાં ખાતર ચોરી કરે ! માનો પ્રેમ એવો હોય છે કે છોકરાં રડે, દુઃખી થાય તે માતા જોઇ શકતી નથી એટલે છોકરાંને સુખ આપવા, રાજી કરવા ગમે તે રીતે પૈસા મેળવે છે. આ ઉપરાંત સ્ત્રી પોતાનું પેટ ભરવા ગમે તે ધંધા પણ કરે છે. પ્રામાણિકપણે નોકરી, ધંધો, ઉદ્યોગ કરી પેટ ભરે તો સારું છે પણ તેમ બધી સ્ત્રીઓ નથી કરી શકતી એટલે નઠારાં કામો કરી, ચોરી કરી, વેશ્યાનો ધંધો કરી પેટ ભરે છે. આ કેટલું નીચું જોવા જેવું છે ? સ્ત્રી નછૂટકે આવા ધંધા કરે છે. આજકાલ ઘણી સ્ત્રીઓ વેશ્યાવાડામાં જાય છે તેનું કારણ પેટ ભરવાની કમઆવડત. બીજો ધંધો કરવાની આવડત ન હોય એટલે આવો નીચ ધંધો કરી પોતાનું પેટ ભરવું પડે છે. સ્ત્રીઓને પહેલવહેલાં આ ધંધામાં શરમ તો ખૂબ જ લાગે છે પણ બીજો કંઇ ઉપાય ન હોય એટલે નછૂટકે આવી પતિત જિંદગી ગાળે છે. આમાં પુરુષો અને સ્ત્રીઓ બન્નેને નીચું જોવાનું છે, શરમાવાનું છે. સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા નથી હોતી એટલે ગમે તેવાં કામો કરે છે. પોતાને પુત્ર ન હોય, ધણીની લાખો રૂપિયાની સંપત્તિ હોય પણ ધણીનાં મરણ બાદ અપુત્ર માને ખોરાકીપોશાકી સિવાય બીજું કશું ન મળે એટલે સ્ત્રીઓ કંઇકંઇ દાવપેચ કરે છે. પોતે ગર્ભવતી હોવાનો ડોળ કરી ગમે તેના પુત્રને લાવી પોતાના પુત્ર તરીકે ઠોકી બેસાડે છે. આ કેવું શરમાવા જેવું છે ? પણ આમાં બિચારી સ્ત્રીનો શો વાંક ? વિધાતાએ એને અપુત્ર રાખી તેમાં તે બિચારી શું કરે ? એના હાથમાં જેટલા ઉપાય હોય એટલા એ અજમાવે છે. દવા, દારૂ, દોરા, ધાગા અનેક કરે છે. ગમે તેવા પુરુષ પાસે જઇ તે સલાહ આપે એવું નીચ કામ કરે છે. આ શાને લીધે ? આર્થિક પરતંત્રતાને લીધે. સ્ત્રી બિચારી બીજો ઉપાય ન હોય એટલે કોઇ પણ ઉપાયે પુત્ર મેળવવા ફાંફાં મારે છે અને અનેક છળકપટ કરે છે. મને સ્ત્રીઓની દયા આવે છે પણ આ બધાંનું મૂળ આર્થિક પરતંત્રતા છે. લાખોની દોલત પિત્રાઇ કે બીજાં સગાંવહાલાં ભોગવે પણ, સ્ત્રીનો તેના પર હક્ક નહિ. સ્ત્રી પુરુષની જીવન મરણની સાથી તેનો એ પૈસા પર હક્ક નહિ એ કેટલો બધો અન્યાય ? પછી પૈસા મેળવવા સ્ત્રી ગમે તેવાં કાળાં ધોળાં કરે તેમાં કોનો વાંક ? આને માટે પુરુષો અને સમાજ જવાબદાર છે. એ ખરાબ કૃત્યોનાં પુરુષો ભાગીદાર છે, એકલી સ્ત્રીઓનો વાંક ન કાઢી શકાય. પુરુષો કેટલાક એમ માને છે કે સ્ત્રીના હાથમાં પૈસા આવે તો એ ગમે તેમ ખરચી નાંખે-જાણે કે પુરુષો તો નકામો

ગંદા કામની સૂગ ન હોય તો નર્સનો ધંધો કરી પેટ ભરી શકાય. મતલબ કે કોઇપણ જાતનો પ્રામાણિક ધંધો કરી ગુજરાન ચલાવી શકાય. આ માટે સ્ત્રીઓને નાનપણથી જ તાલીમ મળવી જોઇએ. શાળામાં બની શકે તો શાળામાં, નહિતર ઘેર પણ તેમને એવી જાતનું શિક્ષણ આપવું જોઇએ. સંગીત, ડ્રોઇંગ જેવા વિષયમાં પણ પ્રવીણ થઇ તે કલાઓને સાધ્ય કરી હોય તો તે વડે પણ પોતાનું ગુજરાન ચલાવી શકાય. રેંટિયો કાંતી, કાલાં ફોલી, કોઇને ઘેર કામધંધો કરીને પણ પેટ ભરી શકાય. આ માટે સ્ત્રીઓમાં નાનપણથી જ એવી ભાવના ખીલવવી જોઇએ કે મહેનત મજૂરી વગરનો રોટલો હરામ છે. ખરા પરસેવાનો રોટલો જ હલાલ છે. નાનપણથી જ બહેનોમાં સ્વમાનની લાગણી ખીલવવી જોઇએ અને પારકાની દયા પર જીવવું કેટલું અધમ છે તેનો ખ્યાલ નાનપણથી જ આપવો જોઇએ. ગમે તેવો કઠણ પણ પ્રામાણિક ધંધો કરી પેટ ભરતાં દરેક બહેનને શીખવવું જોઇએ. આને માટે અવશ્ય પ્રયાસ થવો જોઇએ. આર્થિક પરતંત્રતા હવે આ જમાનામાં ન સહી શકાય એવી છે. ઘણી બહેનોને આ પરતંત્રતા સાલે છે પણ હજી સામા થવાની હિંમત નથી. અને સામા થવા માટે જોઇતી સહનશીલતા પણ નથી. પુરુષોએ પણ હવે સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા આપવી જ જોઇએ જો પુરુષને પોતાની પત્ની માટે શુદ્ધ સ્નેહ હશે, તેના પર વિશ્વાસ હશે તો તે નકામા પૈસા ખરચે છે એમ એના મનમાં સ્વપ્ને પણ નહિ આવે; અને પોતાની કમાણી સ્ત્રી જ રાખે તો યોગ્ય એમ લાગશે કારણ કે ઘર સ્ત્રીને ચલાવવાનું છે. ઘરના નાના મોટા ખર્ચ સ્ત્રીને કરવાના છે, વ્યવહાર સ્ત્રીને ચલાવવાનો છે એટલે સ્ત્રીની પાસે પૈસા હોય તો સરળતાથી ગૃહસંસાર ચાલે છે. સ્ત્રીને એમ નથી લાગતું કે હું પુરુષની મહેરબાનીથી પેટ ભરું છું અને પુરુષને એમ નથી લાગતું કે હું સ્ત્રી પર ઉપકાર કરું છું. આને માટે બન્નેને એકબીજામાં વિશ્વાસ અને સાચો પ્રેમ હોવો જોઇએ, તો જ આમ બની શકે. સ્ત્રીઓને સુખી કર્યે ઘર સુખી થશે, સમાજ સુખી થશે, દેશ સુખી થશે અને પૃથ્વી પર સ્વર્ગ લાવી શકાશે. માટે સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા આપવી એમાં જ સમાજનું-સર્વનું કલ્યાણ છે.

મંજુલા મહેતા

યહુદીઓએ ખ્રિસ્તને પૂછયા, તેમાંનો એક આ છેઃ "શું હરેક કારણને લીધે માણસ પોતાની સ્ત્રીને મૂકી દે એ ઉચિત છે?" જવાબમાં ખ્રિસ્તે કહ્યું કે, "શું તમે એમ નથી વાંચ્યું કે, જેણે તેઓને ઉત્પન્ન કીધાં તેણે તેઓને આરંભથી નરનારી ઉત્પન્ન કીધાં. તે કારણને લીધે માણસ પોતાનાં માબાપને મૂકીને પોતાની સ્ત્રીને વળગી રહેશે. ને બંને એકદેહ થશે. માટે તેઓ હવેથી બે નથી, પણ એક દેહ છે. એ માટે દેવે જેને જોડયું છે, તેને માણસે જુદું પાડવું નહિ." (મા. ૧૯; ૩-૬) એવો જવાબ આપીને તેણે જમાનાઓથી ચાલુ રહેલા ફારગતીના સ્વચ્છંદી રિવાજને બેધડક ફટકો માર્યો; એટલુંજ નહિ, પણ હજારો પેઢીઓથી ભૂલી જવાએલો અસલ સિદ્ધાંત પ્રકાશમાં મૂકી ખ્રિસ્તી મંડળીમાં સ્ત્રીનું ખરું સ્થાન નક્કી કરી દીધું–એટલે, પુરુષ ને સ્ત્રી જુદાં જુદાં નથી, ચઢતાં ઊતરતાં નથી, પણ એકદેહ છે એ સિદ્ધાંત પર સિક્કો માર્યો.

એવા પવિત્ર સિદ્ધાંતની હસ્તિ છતાં ખ્રિસ્તી સમાજમાં પણ એ સિદ્ધાંત સંબંધે ભૂલો થઇ છે, ને એ સિદ્ધાંતને તેના અસલ રૂપમાં પાળનારા ખ્રિસ્તીઓ તો ગણ્યાગાંઠયા જ હાથ આવે. રોમન કૅથોલિક પંથમાં તો સ્ત્રીને એટલે સુધી પાપરૂપ ગણવામાં આવી છે કે ધર્મગુરુઓએ ધાર્મિક સંબંધથી પણ સ્ત્રીની સાથે ન જોડાતાં કુંવારા રહેવું,' એવો મત ચાલુ થયો. એ મતને માર્ટિન લ્યૂથરે ફટકો માર્યો, ને લગ્નને ધાર્મિક તથા પવિત્ર પ્રગટ કર્યુંઃ તે પછી નરનારીની એકતા તથા સમાનતાનો સુધરેલો જમાનો પશ્ચિમના દેશોમાં શરૂ થયો. પાછળથી તેનો અતિરેક થયો, ને સ્ત્રીસ્વાતંત્ર્ય તથા સ્ત્રીબહુમાન અમલમાં મૂકાતાં "નરનારીની એકતા" ના સિદ્ધાંતને ભૂલવામાં આવ્યો છે. સ્ત્રીસ્વાતંત્ર્યના ઢાંકણ નીચે સ્વચ્છંદતાએ વાસ કર્યો છે; ને સ્ત્રીબહુમાનને લીધે અનેક પુરુષો કફોડી સ્થિતિમાં મુકાયા છે. પરિણામે, પશ્ચિમના દેશોમાં અવ્યવસ્થા વધતી જાય છે.

સત્ય સિદ્ધાંત એ છે કે જેમ પુરુષ સમાજનું એક અંગ છે, તેમ સ્ત્રી પણ એક અંગ છે. પક્ષીને બે પાંખોની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર સમાજ તથા જગતને નરનારીની છે. કુદરતે બંનેને પોતપોતાનાં ક્ષેત્ર માટે સરજ્યાં છે. બંનેમાંથી કોઈ ઉચ્ચ નથી, કોઈ નીચ નથી. પોતપોતાનાં ક્ષેત્રમાં બંને શ્રેષ્ઠ છે. જગતક્ષેત્રમાં બંનેની સરખી જરુરિયાત છે, માટે દરેકે પોતા કરતાં બીજાને શ્રેષ્ઠ ગણવું. પ્રત્યેકને તેનો પોતાનો અધિકાર આપવો.

ખ્રિસ્તી ધર્મના સ્થાપક ભગવાન ઇસુએ પોતાનો ધર્મનો પાયો "પ્રેમ" પર રચ્યો છે. ને જો સ્ત્રી પુરુષ "પ્રેમ" માં "એક" થઇને જીવન ગાળે તો પોતે સુખી થાય, ને સમાજને પણ સુખી કરે. પ્રેમથી જોડાએલું, પ્રેમથી રંગાએલું ને પ્રેમમાં જીવનારું જોડું ભૂલાં પડેલાં કુટુંબો માટે દિવાદાંડીની ગરજ સારે છે, ને ઘણાઓના આશીર્વાદ મેળવે છે.

જ્યારે સ્ત્રીને પુરુષની સમાન દરજ્જો મળશે, ત્યારે સ્ત્રીકેળવણીને જોસ મળશે, ત્યારે લગ્ન તથા કૌટુંબિક તેમજ સામાજિક કાર્યોમાં તેની સંમતિ લેવાશે, ને તેથી સામાજિક બદીઓ દૂર કરવાના સરળ માર્ગો નીકળશે. સ્ત્રીને તેના યોગ્ય હક્ક તથા યોગ્ય સ્થાન મળશે, ત્યારે વિધવા તથા બાળવિધવાઓને પુનર્લગ્નની છૂટ રહેશે, ત્યારે છૂપા વ્યભિચાર તથા ગર્ભપાત અટકી જશે ને દેશની પ્રગતિને નવું જોશ મળશે. પ્રભુ એવું કરો. આમીન

રૂપાજી

પછી તમારું અભિમાન ગાળવા યક્ષ રૂપે દર્શન દીધાં. એ યક્ષ તે પ્રભુ પોતે જ અને આ વિજય તમારો નહિ પણ પ્રભુનો જ છે."

દેવરાજના અંતરપડળ ઊઘડી ગયા. અભિમાન ગળી ગયું. તેને સત્સદર્શન થયું અને બ્રહ્મસાક્ષાત્કારના પ્રથમ અધિકારી તરીકે દેવભૂમિમાં વિચરવા લાગ્યા.

* * *

"આ લડત હું નહિ પણ ઈશ્વર જ લડે છે." (મહાત્માજીના જેલમાં જતી વખતના સંદેશમાંથી) કેનોપનિષદની ઉપરની આખ્યાયિકા અને આ અમર વાક્યમાં કાંઇ સામ્ય ભાસે છે ? મહામાયા ઉમાના શિક્ષા વચનથી ઇન્દ્રને જે સમજાયું તેનો ડગલે ને પગલે સાક્ષાત્કાર કરતા મહાત્માનું આ વચન હમણાં જ યુદ્ધના આરંભે પ્રગટ કરેલ એમના અનાસક્તિયોગના સાર રૂપ છે. એમની આ નિરભિમાનતા તે એમના નિત્ય આત્માવલોકનનું જ પરિણામ છે. એમના જેવા સાચા દેશસેવક થનારમાં એવું આત્માવલોકન હોવાની જરૂર છે. આત્માવલોકનને પરિણામે એમને સત્ય દર્શન થયું, એમની અવિદ્યા ટળી, માયા ગઇ, ઉમા બની. **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो :** એ મંત્રનું સાર્થક્ય થયું. એ એમના ગુરુ બન્યા અને સાથે જગતના યે ગુરુ થયા.

દેશની પરિસ્થિતિ અને નિત્ય આત્માવલોકનથી દેશસેવાની ધગશ જાગ્રત થઇ. તેને પોષણ મળ્યું. તેને યોગ્ય સાધનો સૂઝયા. માર્ગો જડયા. ભર યુવાવસ્થાએ બ્રહ્મચર્યની દીક્ષા લીધી, ઇન્દ્રિયદમન કર્યું, ત્યાગવૃત્તિ કેળવી અને ત્યાગ કર્યો. ગીતા ભણ્યા ને અનાસક્તિ-યોગ પાળ્યો. ઇસુ વાંચ્યો અને ભ્રાતૃભાવ અનુભવ્યો. બુદ્ધ મહાવીર વાંચ્યા અને અહિંસાનું ઉદ્‌ઘાટન કર્યું. ટોલ્સ્ટોય, ગોખલે કે રાજચંદ્રને **पुत्रात् शिष्यात् पराजयः** ગોખવું પડે એવા સમજી લીધા. ખેડુતનાં દર્શન કર્યાં ને દેશનું અર્થશાસ્ત્ર સમજાયું. સ્ત્રીઓને જોઇને સામાજિક દશાનું પૂરેપૂરું ભાન થયું. આફ્રિકાની સેવાએ હિંદના રાજદ્વાર ખોલ્યાં અને પંજાબના હત્યાકાંડે પ્રજાની નાડ પરખાઇ. વફાદારીની આહુતિ દેવાઇ.

* * *

આ બધું થયું એ શાથી ? નિત્ય દેવાસુર સંગ્રામ એમના હૃદયમાં ચાલ્યા જ કર્યો છે. દરેકના હૃદયમાં ચાલે છે, પણ આત્માવલોકન કરનારને એનું ભાન થાય છે. પ્રથમ પડે પણ છેવટે ચઢે છે. મહાત્માજીને ઉમા રૂપી દૈવી ઇશ્વરી શક્તિએ વખતોવખત પડતાં બચાવી લીધા છે, ચઢાવ્યા છે. અને આજે રાષ્ટ્રનું નેતૃત્વ એમને સોંપ્યું છે. જગતના એક માત્ર પુરુષ એ બન્યા છે.

* * *

મહાત્માજી કહે છે કે આજના યુદ્ધમાં બધામાં એવી તાકાત આવી જાઓ કે દરેક પોતપોતાનો નેતા બને. એ નેતા બનવા માટે મહાત્માજી જેવી નિરભિમાનતા કેળવવાની અને આત્માવલોકનની આવશ્યકતા રહે છે. યુદ્ધ છે એમાં જીતાય પણ ખરું અને હરાય પણ ખરું. એમાં નિરાસક્ત રહેવું. યુદ્ધ છે એમાં માન મળે, અપમાન મળે, કષ્ટ પડે, ઘાયલ થવાય, ત્યાં નિર્ભય બનવું: હાથમાં લીધેલું કામ ક્ષણ પણ છોડાય નહિ. એમાં ન આવે અર્જુન જેવો વિષાદ કે કોઇ પણ જાતની સ્વાર્થપરાયણતા. એમાં દંભ કે પોપા-બાઇનાં રાજ્ય ન ચાલે. એમાં તો આત્મબલિદાન, છેલ્લામાં છેલ્લી આત્માની-અભિમાનની

# સ્વાતંત્ર્ય પ્રવૃત્તિ અને સ્ત્રીઓ

અત્યારે જે પ્રવૃત્તિ જોશભેર આખા દેશમાં ચાલી રહી છે અને વ્યાપક બની છે તે સ્વાતંત્ર્યની પ્રવૃત્તિમાં સ્ત્રીઓનો હિસ્સો કેવો અને કેટલો છે અને કેટલો હોવો જોઇએ તે દરેક સ્ત્રીએ વિચારી લેવું જોઇએ.

કેટલીક બહેનો મીઠાના કાનૂનભંગમાં સક્રિય ભાગ લઈ રહી છે ત્યારે કેટલીક પોતા માટે જુદાં ક્ષેત્રોનો વિચાર કરી રહી છે અને તેમાં પોતાનો ફાળો આપે છે. એથી એટલું તો ચોક્કસ સમજી શકાય છે કે સ્ત્રીઓ પણ દેશનું સ્વાતંત્ર્ય ઈચ્છે છે. અત્યાર સુધી આપણે સ્ત્રીઓએ આપણું સ્થાન પાછું પ્રાપ્ત કરવા માટે પ્રયત્નો કર્યા છે. કેટલે અંશે તે સફળ થયા છે તે તો કેમ કહેવાય; પણ જો આપણે એટલું સમજી લઇએ કે રાષ્ટ્રની અને સામાજિક પ્રવૃત્તિઓમાં આપણે જેટલું કામ કરીશું તેવી સ્થિતિ, સ્થાન આપણને સમાજમાં અને રાષ્ટ્રમાં મળશે. તો સ્ત્રીઓનું સ્થાન શોધવા, માગવા જવું નહિ પડે.

અત્યાર સુધી તો આપણે ત્યાં સ્ત્રીઓ માટે કાર્યક્ષેત્ર ઘણું જ સંકુચિત હતું. અમુક જ કામ, અને તે પણ માત્ર સ્ત્રીઓની સંસ્થામાં, સ્ત્રીને માટે શક્ય હતાં, અને તેટલું મેળવવા માટે પણ સ્ત્રીઓને મહેનત કરવી પડતી. તેથી કેટલાંક દ્વારો જ સ્ત્રી માટે બંધ હતાં એમ કહીએ તો ચાલે. પણ એ સ્થિતિ આજે હવે બદલાઈ છે. પૂ. મહાત્મા ગાંધીજીની સ્ત્રીઓ તરફની દૃષ્ટિ અને તેમની સમર્થ ચળવળને લીધે આ જાતનાં બંધનોનાં પ્રવેશદ્વારો આપો-આપ ખૂલી ગયાં છે. સ્ત્રીઓને સમાનતા આપવા માટે અને આગળ લાવવા માટે કેટલાંયે વર્ષોથી સમાજ સુધારકો મહેનત કરતા હતા છતાં પણ જે શક્ય થતું નહોતું તે પૂ. મહાત્માજીના સ્ત્રીઓ માટેના આગ્રહે શક્ય થયું છે. તેમના નિર્ભયતાના મંત્રથી હજારો સ્ત્રીઓ હિંમતભેર બહાર આવી છે અને બધું સમજવા લાગી છે. બિકણ ઘરકૂકડી સ્ત્રીઓને છૂટથી બહાર હરતી ફરતી કરનાર તે પૂ. મહાત્મા ગાંધીજી અને તેમની સમર્થ ચળવળ.

ત્યારે અત્યારે હવે સ્ત્રીઓએ સમજી લેવું જોઇએ કે દેશની માગણી પ્રમાણે તેમણે તેમની સેવાઓ ફરજ તરીકે આપવી જોઇએ અને લાભ લેવો જોઇએ. જે વખતે તેમના કામની, મદદની જરૂર છે અને તે તેમણે કરવી પણ જોઇએ તે વખતે પણ જો તેઓ માત્ર મોંએથી હક્કોની માગણીઓ જ કર્યા કરે તેનો કાંઇ અર્થ નથી; પણ ઊલટાં તેઓ ઉપહાસને પાત્ર થશે. અને ધારો કે એવા માગ્યા મેહ વરસ્યા, તો પણ તે નકામા છે કારણ કે માત્ર મહેરબાનીથી મળેલા હક્કો માલ વિનાના ને પોલા છે. જ્યાં સુધી પુરુષો સાથે જોડાજોડ કામ કરતાં સ્ત્રીઓને આવડે નહિ ત્યાં સુધી જો હકકો મળે તો પણ તેનાથી કશું વળવાનું નથી. પણ શક્તિ બતાવીને મેળવેલી વસ્તુ હક્કથી ભોગવવાની મળશે. દરેક દેશમાં એવું જ બન્યું છે. છેલ્લા મહાયુદ્ધ પહેલાં ઇંગ્લંડની સ્ત્રીઓ જે હકકો માગી માગીને થાકી હતી તે જ હકકો યુદ્ધ વખતે સ્ત્રીઓએ દરેક જાતનાં કામ કરી બતાવી પોતાની લાયકાત, શક્તિ સિદ્ધ કરી બતાવી એટલે તરત જ મળ્યા.

ત્યારે આ સ્વાતંત્ર્યની ચળવળમાં સ્ત્રીઓ શું કરી શકે? જેનાથી જેટલું બને તેટલું

# કોયલાનો ઉદ્યોગ અને મજૂર સ્ત્રી

કોયલાનો ઉદ્યોગ ગયા ૨૦ વર્ષથી હિંદમાં શરૂ થયો છે. એ હજુ પૂરેપૂરો ખીલે તે પહેલાં તો સરકારની કૂટનીતિથી અને વક્ર દૃષ્ટિથી ધીમે ધીમે ઘસાતો ચાલ્યો છે.

પણ જેમ જેમ કોયલાનો વ્યાપાર મંદ પડતો ગયો, તેમ તેમ કોયલાની ખાણના માલિકો, રોજીના દર ઓછા કરતા ગયા. આફ્રિકાથી અને વેલ્સ પ્રાંતમાંથી આવતા કોયલાની સામે હરીફાઇમાં હિંદના કોયલાને ટકવાનું રહ્યું. મુંબઇ, અમદાવાદ અને બીજાં મોટાં શહેરો કે જ્યાં ખાસ કોયલાની જરૂર હોય, ત્યાં બંગાળ અને બિહાર ઓરિસ્સાનો કોયલો, રેલ્વે ભાડાના અત્યંત આકરા દરને લઈ, પહોંચી શકતો નથી. એટલે આજુબાજુમાં જ જેમ તેમ પોતાનો કોયલો ખપાવવા, હિંદના કોયલાના નસીબમાં રહ્યું.

આની અસર મજૂર જીવન ઉપર તેમ જ ખાણના માલિકો ઉપર ઘણી જ માઠી થઇ. કેટલીએ ખાણો ' Raising Cost ' કોયલો ખોદવાની કિંમત નહિ પોસાવાથી બંધ થઇ ગઇ, અને હજુએ બંધ પડે છે.

બિહાર અને ઓરિસ્સા જેટલો ગરીબ પ્રદેશ, હિંદમાં ભાગ્યે જ કોઇ હશે. હજારો મજૂરો અને સ્ત્રીઓ કોયલાના ઉદ્યોગમાંથી પોતાનો ગુજારો ચલાવે છે. સરકારી સત્તાવાર આંકડા પ્રમાણે લગભગ પુરુષો જેટલી જ સ્ત્રીઓ કોયલાના ઉદ્યોગમાં પરોવાએલી છે. ઝરીઆ કોલફીલ્ડ, કતરાસ, ખાનુડી, રાણીગંજ અને આસનસોળ કોલફીલ્ડમાં મુખ્યત્વે નીચે મુજબ સાત જાતો કામ કરે છેઃ ભુંયા, માંઝી, રજવાડ, કોડા, બિલાસપીરીઆ અને મલ્લા. આ જાતની સ્ત્રીઓની આછી રૂપરેખા આપી દઉં.

"ભુંયા" જાતની સ્ત્રીઓ ખૂબ સખત કામ કરી શકે છે. તેમનું કામકાજ, માત્ર રેલ્વેના મોટા ડબ્બાઓમાં, ટોપલાઓ વતી કોયલો ભરવાનો હોય છે. એક શ્વાસે કામ કરતી એ જાતિ તરફ અને ખાસ કરી સ્ત્રીઓ તરફ, આપણે બે ઘડી જોઇ રહીએ. કજિયાખોર વૃત્તિ એ આ જાતિનું મુખ્ય લક્ષણ છે.

"માંઝી" "રજવાડ" અને "કોડા" જાતની સ્ત્રીઓ પણ ખૂબ કામ કરે છે. એમનું મુખ્ય કામ પુરુષો કોયલો તપે, તે ટોપલાઓ વતી ઉઠાવી, નાના ' ટબ્સ ' માં ભરવાનો હોય છે. આ જાતોમાં હજુ કંઇક જંગલીપણાની નિશાની ચોખ્ખી જણાઈ આવે છે. આ સ્ત્રીઓ મારા અને કળાની દૃષ્ટિએ વિવેચન ભર્યાં નાચો નાચે છે. એ નાચને "ઝુમર" કહે છે. "ઝુમર" નામ સાંભળતાં જ આ સ્ત્રીઓમાં કોઇ અનેરો ભાવ પ્રગટે છે. એમનાં ગીતો પણ એટલાં જ આલ્હાદજનક હોઇ કેટલાંક તો એટલાં ભાવભર્યાં હોય છે કે બે ઘડી નવાઇ પામી જઇએ. પણ તેમની ભાષા કદાચ લેટિન કે હીબ્રુ કરતાં યે કઠીન હશે. આ સ્ત્રીઓમાં સંપ એ ખાસ સદ્‌ગુણ કહી શકાય. બીડી, તમાકુ તો દરેક વર્ગની સ્ત્રીઓ લે છે.

"દેહાતી" સ્ત્રીઓ કોઇ જાત નથી. કોલફીલ્ડની આસપાસના સ્થાયી ગામડામાં વસતી પ્રજામાંથી જે દરરોજ કામ કરવા આવે, અને પાછાં ચાલ્યાં જાય, એ ' દેહાતી '

સંખ્યા ઠીક ઠીક પુરુષો સાથે કામ કરવા આપે છે. પણ જ્યારે ૧૦ વર્ષ પછી સ્ત્રીઓ નહિ જઇ શકે, ત્યારે પુરુષોની સ્થિતિ જરૂર કફોડી થવાની.

સ્ત્રી જાતિ આવું સખત કામ ન કરે, એ આપણે જરૂર ઇચ્છીએ, પણ જ્યાં આવા કાયદાને લીધે ભૂખમરો સામે આવતો હોય, ત્યાં છૂટ હોવી જોઇએ. હા ! જો પુરુષનો કોયલા કાપવાનો દર, અત્યારે છે તેના કરતાં દોઢો કે બમણો મળે, તો કોયડો આપોઆપ ઊકલી જાય. પણ અત્યારની કોયલાના વ્યાપારની મૃતપ્રાય અવસ્થા જોઇ, એ બનવું લગભગ અસંભવિત જેવું જ. ત્યારે શું થાય ? મજૂરોનો ભૂખમરો અટકાવવા, સ્ત્રી સમાજ ઉપરથી અસહ્ય કામનો બોજો હઠાવવા, અને હિંદના કોયલાના ઉદ્યોગને સજીવન કરવા, આપણી જ સંપૂર્ણ રાષ્ટ્રીય સરકારની જરૂર છે, એ વાત નિર્વિવાદ છે. બાકી અત્યારની સરકારની નીતિ તો ઉઘાડી જ છે; એ વિષે કંઇ વધારે લખવાપણું ન હોય.

પુરુષોત્તમ ખી. ચૌહાણ



# સ્ત્રીઓ અને છૂટાછેડાનો હક

આ વિષય તરફ આખા હિંદુ સમાજનું ધ્યાન ગયેલું નથી. કારણ સ્ત્રીઓને છૂટાછેડાના હક્ક મેળવવામાં ઘણાં સાધકબાધક કારણો રહેલાં છે. ફકત નાતરિયા ન્યાતોમાં જ સ્ત્રીઓને ફારગતી મળી શકે એવો રિવાજ છે અને આવી નાતરિયા ન્યાતની વસ્તી પણ વધારે છે. તે સિવાયની જ્ઞાતિમાં ઘણાના વિચારો આ વિષયથી વિરુદ્ધમાં છે તો પણ અમુક સંજોગોમાં આવા હક્ક રહે તો કંઇ હરકત જેવું નથી એમ આગળ જણાવીશ.

જેવી રીતે સ્ત્રીઓ છૂટાછેડા માગી શકે તેવી રીતે પુરુષો પણ માગવા હક્કદાર થશે ને છે. કેટલાંક કારણો બન્નેને લાગુ પડશે ને કેટલાંક દરેકને જુદાં જુદાં લાગુ પડશે.

આપણા દેશમાં ન્યાતના એકડા કે જૂથ બંધાયેલાં છે. તે ન્યાત કે જૂથવાળા આવા હક્કોને માન્ય રાખતા નથી. એકાદ સ્ત્રી છૂટાછેડા મેળવીને તે જ ન્યાતના એકડા કે જૂથમાં ફરી લગ્ન કરી શકશે નહિ કારણ ન્યાતનાં બંધારણ તે માટે શાસન રૂપ છે એ બીકથી તેવું બને નહિ. એટલું તો નહિ પણ ગમે તે સ્થળે પુનર્લગ્ન કરી પ્રજા થાય તે કોઇ ન્યાતના જથા કે એકડામાં દાખલ થશે નહિ. હિંદુ સમાજમાં આવાં કેટલાંક કારણો આડે અટતવા જેવાં જણાય છે. સ્ત્રીઓને ધારવા કરતાં વધુ ઉત્તેજન મળવાથી છૂટાછેડા લેવા પ્રેરાશે એ કહેવાની જરૂર નથી.

હું એવાં કેટલાંક સચોટ કારણો જણાવીશ કે તે બાબતો માટે સ્ત્રી યા પુરુષો છૂટાછેડા મેળવવા હક્કદાર ને વ્યાજબી ગણાય. ઘણાનું માનવું છે કે હિંદુ લગ્ન એવો પવિત્ર ને સંસ્કારી સંબંધ છે કે તે તૂટી શકતો નથી.. તે વાત બાજુએ રાખતાં પણ નીચેનાં કારણો સર્વમાન્ય છૂટાછેડા માટે ગણાય તેવાં છે.

# માડીના મુક્તિયજ્ઞે

દુઃખે દાઝી, ભયે વ્હીલી, નોધારી, આંસુ સારતી,
ક્ષારાબ્ધિને તટે પેલી, રડતી માત ભારતી. ૧

સામે પડ્યો ક્ષિતિજ ભીંજવતો ગભીર,
ઘૂ ઘૂ કરી ઘુઘવતો નિધિ ઉગ્ર નીર;
માથે ચઢી, ગગડતો, ઘન, ઘોર શોરે,
આકાશ, આશ, સહુ આવરતો ઝઝૂમે. ૨

અંધારાં આવરે તેનાં અધ ઢાંક્યાં શરીરને,
નિરાશા છાવરે તેનાં શોક નિસ્તેજ નેત્રને. ૩

તેત્રીશ કોટિ તનયોતણી પુણ્યધાત્રી,
સંસ્કાર ગૌરવ તણી પણ આદ્ય મૂર્તિ;
દુઃશૃંખલા નિરખતી નિજ દાસ્ય કેરી,
સ્વાતંત્ર્યના રડી રડી, શમણાં સ્મરંતી. ૪

મર્યાદા રામની, નીતિ કૃષ્ણની, પ્રેમ બુદ્ધનો,
હાવાં આ નેત્રને પાછાં નહિ સાંપડશે કદિ ? ૫

સ્વાતંત્ર્યનો સૂર્ય નહિ ઉગે હવે ?
સૌભાગ્ય શૃંગાર નહિ મળે હવે ?
જશે દિનો આમ જ દુઃખમાં બધા ?
હણાતું હૈયું ઠરશે ન શું કદા ? ૬

કરુણાર્ત રવે એમ કરુણા મૂર્તિ ક્રન્દતી,
દુઃખે દાઝી, ભયે વ્હીલી, નોધારી, માત ભારતી. ૭

અશ્રુ એ સહસા ત્યાં તો શરીરીભૂત થાય છે,
ઊગેલા ભાનુનાં ભર્ગે વાદળાં વિખરાય છે. ૮

* * *

ઘનશ્યામલ દેહી એ, અશ્રુની મૂર્તિ માતનો;
દીનવત્સલ ગાંધીનાં નામથી થાય વિશ્રુત. ૯

સત્ય, પ્રેમ, અહિંસાની ત્રિવેણી ઉર ધારતો,
વિશ્વવૈષ્ણવ ગાંધી એ પરાઇ પીડ જાણતો. ૧૦

પીડાય પેખી પર દુઃખ પોતે,
રીબાય જાણી પર–દોષ પોતે;
મૈત્રી દઇ અપ્રતિકારના એ,
અન્યાય સામે રણ જંગ આદરે. ૧૧

* * *

આવો આબાલ વૃદ્ધો! ધન ધરમ તણા ભેદ ભૂલી બધા યે,
આવો હિન્દી પ્રજાઓ! અરસપરસનાં વેર વાળી પુરાણાં,
આવો આ ધર્મ યુદ્ધે, નિજ જનની તણાં, દૂધ દૈવી દિપાવો,
માડીના મુક્તિયજ્ઞે, વિમલ બલિ થવા હોંશથી સર્વ આવો. ૨૨

–અને એ પડકારોથી સચેતન શબો થયાં;
પથ્થરે પ્રાણ પુરાયા, ગાતરોમાંય પાંગર્યાં. ૨૩

વૃદ્ધાત્મા ઇતિહાસને નયન ના અદ્યાપિ જેવી ઉગી,
તેવી યુદ્ધ તણી ઉગી શુભમયી આજે મહા પર્વણી:
આજે હિંસ્ર અહિંસ્રનાં સમરની ભેરી બજી ભારતે,
ને છોડી ઘર કોતરો નિસરિયાં આબાલ વૃદ્ધો રણે. ૨૪

તેથી સાબરમતી તીરે મેદિની ઉભરાય છે;
ઉપા મુક્તિ તણી પેણી, હૈયાંઓ હરખાય છે. ૨૫
સૈકાની સરતી ક્યાં યે જડતા મન્દ પ્રાણની,
હૈયામાં જાગતી મીઠી ચેતના આત્મભોગની. ૨૬

શો ઊલટે ધવલ સાગર ખાદી કેરો!
શો ધૂમ્રવાટ જયઘોષ થકી ભરેલો!
ઉલ્લાસ શો ઉછળતો પ્રતિ અંગ માંહે!
શા યજ્ઞમાં બલિ થવા પ્રતિ રોમ જાગે! ૨૭

કૃતનિશ્ચય ઓષ્ટથી, કરુણામય નેત્રથી;
ભવ્યતા ભરતો તેમાં વિશ્વસન્ત ઉભો દીસે. ૨૮
'કાં મૃત્યુ, કાં વિજય'નો ધ્વજમંત્ર ધારી,
પીયૂષ પૂર્ણ નયને જનતા નિહાળી,
નિઃશસ્ત્ર એ સાર નાયક, ભારતીનો,
વેરી રહે સરલ ને શુચિ મુક્ત હાસ. ૨૯
પ્રકૃતિ સરખા બાનો ટેકો લેઇ પુરુષ એ,
વેગથી ભરતો પ્હેલું ડગલું, રણવાટનું. ૩૦
ઔત્સુક્યથી ગમનવેળ નિહાળનારાં,
શાં હર્ષથી ઉછળતાં કંઈ લાખ હૈયાં!
શી ધૂમ આ, રિપુતણા મદ મોડનારી,
હેલી મચી તહીં રહી જયઘોષણાની!! ૩૧
અને જગત જાણે કે 'હિન્દે સ્વાતંત્ર્ય મેળવ્યું'
કારાબ્ધિને તટે માને મુખે હાસ રમી રહ્યું: ૩૨

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

સ્ત્રીએ આમ માતા તરીકે રહેવું, માણસ તરીકે નહિ. આમ તેને શિરે જવાબદારી નાંખી પણ તેની જે ભવ્ય પદવી હોઈ શકે તે એને ન દીધી. અધિકાર વગરની જવાબદારી હોય એટલે એ ગુલામગીરી જેવું થયું. એટલે વિકટ પ્રસંગોએ પુરુષોને પોતાનો કિંમતી, ધનમાલ સહીસલામત રાખવાનું ઠેકાણું શોધવું પડતું, તેમ સ્ત્રીને ક્યાં સહીસલામત રાખવી એ એમને ભારે પ્રશ્ન થઇ પડતો. આમ ઘરની અન્ય રાચરચીલાં જેવી ચીજો પેઠે સ્ત્રી એક જંગમ વસ્તુ ગણાતી. પુરુષ જેમ માણસ છે, તેમ સ્ત્રી પણ માણસ છે એ ખ્યાલ પુરુષને ત્યારે નહોતો. વળી માતા તરીકે જીવવાનું એના ભાગ્યમાં નો'તું લખાયું. શુદ્ર પેઠે કુટુંબીઓની સેવા કરવાનાં હજારો કાર્યો તેને માથે લદાયાં હતાં. એ એને મને કે કમને પણ કરવાં પડતાં. પુરુષોનું રાજ્ય હતું, તેમાંથી બીજું નાનું રાજ્ય ઊભું થયું હતું. એ રાજ્ય તે સાસુઓનું અને ડોશીઓનું, એટલે ઘરમાં નવી આવનારી સ્ત્રી ચાર દિવસ "વહુ" રહી, "ગુલામડી" બની જતી. એને ભવિષ્યમાં સારા દિવસ આવશે એવો જો કંઇ દિલાસો હોય તો તે એટલો જ કે "સો દહાડા સાસુના તો એક દિવસ વહુનો" એ ન્યાયે એને સાસુની પદવી કે ઘરમાં ઘરડી માની જગા લેવાનો પ્રસંગ આવશે. ત્યારે એ સત્તાનો ઉપયોગ, જેમ એની આગળનાં વડીલો કરતાં તેમ, કરશે. આ દિલાસાનું એને ભાન હો કે ન હો પણ એનું જીવન એમને એમ અર્થહીન વહી જતું.

પરિણામ એ આવ્યું કે પુરુષો સ્થિતિચુસ્ત રહ્યા અને સ્મૃતિઓ રચનાર બ્રાહ્મણવર્ગે જે સત્તા અને અધિકારના દોર તેમના હાથમાં આવ્યા હતા તે તેમને મૂકવા ન ગમ્યા. સત્તા કોને ન ગમે ? સમયના વહેવા સાથે સ્ત્રી તરફની તેમની વૃત્તિમાં ઝાઝો ફેર ન પડ્યો. વળી બ્રાહ્મણોને તો પોતાની સત્તા આમવર્ગ ઉપર કાયમ રાખવી હતી એટલે સ્ત્રીને શુદ્ર, ચંડાળાદિની કોટિમાંથી ઊંચે આવવા કેમ દે ? એટલે એવો વખત આવવા લાગ્યો કે સ્ત્રીના જન્મથી એને "પત્થરા" નો ખિતાબ મળવા લાગ્યો, અને એના મરણથી એને "ઉંદરડી" બનવાનો યોગ પ્રાપ્ત થયો. "પુત્રી" ના જન્મથી કુટુંબી જનોને 'પત્થરો" અવતર્યો હોય તેવો ધ્રાસકો થાય એવા દાખલા ઘણા ટાંકી શકાય. એના મરણથી એક ઉંદરડી મરી જાય અને જેટલી લાગણીઓ ઊભરાઇ જાય તેટલી બધી લાગણી વડીલોને થઈ જાય, એવું પણ બન્યું છે. પાછળ બાળબચ્ચાં મૂકી ગઇ હોય તો એને કોણ પાલવશે એ દુઃખે મરનારનો ક્ષણિક શોક ક્યાંક ક્યાંક થતો પણ મોડો વહેલો તે ઓગળી જતો. મરનારના સ્વામીની આંખમાં એકપળે શોકનાં આંસુ આવતાં અને બીજી પળે પુનર્લગ્નની નવી સ્ત્રીના વિચારોની વિજળીઓ ચમકી ઊઠતી. ઘણી વાર એવું પણ બનતું કે ડઝન દિવસો મરનારને થયા ન હોય ત્યાં વિધુર સ્વામી તો નવા વિવાહ કરનારાથી ઘેરાઈ જતા. અને એના વડીલજનો પણ જે "ઉંદરડી" મરી ગઇ હોય તે જ કોટિની "બીજી ઉંદરડી" લાવી આપતા અને ઘરમાં શોકને ઠેકાણે નવા નુપૂરઝંકારથી હર્ષનો પ્રવેશ થઇ જતો. મરનારનું નામનિશાન પછી રહેતું નહિ–સિવાય કે એનાં બાળબચ્ચાં જીવતાં પાછળ રહ્યાં હોય તો જોનારને એ બચ્ચાંની માતા યાદ આવે. આ બધી જૂની વાતો થઈ.

હવે નવા તમાશા જોઇએ. નવા વિચારવાળા વર્ગને મન સ્ત્રી અજબ વ્યક્તિ છે. પતિ એને સુંદરમાં સુંદર બનાવી બધી છૂટ આપવા તૈયાર છે. પ્રેમનાં કૌતુક કરવામાં આ લોક જૂના વિચારવાળાથી ચઢી જાય છે, સ્ત્રીને દેવી બનાવી દીધી હોય એવી રચનાઓ રચતા જ હોય છે. એ દેવી સાક્ષાત જીવતી દેવી કે મંદિરની પાષાણની દેવી બને છે તે જોવાની તેમણે

આમ જૂના અને નવા વર્ગવાળા, બેમાંથી કોઇ, સ્ત્રીની પદવીની ચોક્કસ રેખા કે ઝાંખી સરખી પણ ન કરી શક્યા. છતાં આ સૌ હવે ભૂતકાળ જેવું થઈ ગયું છે. હવે તો નવાં વાયરા વાય છે.

અત્યારે જીવનના આદર્શ બદલાયા છે. બંડખોર વૃત્તિઓને સ્થાને વિચારશીલ વૃત્તિઓ આવતી જાય છે. પ્રજા પ્રજા વચ્ચે હવે તો સમાનતાના જ ખેલ રમાય છે. હવે ઊંચ નીચના ભેદ કબૂલવા કોઈ તૈયાર નથી. એવી સમાનતા સ્ત્રી પુરુષ વચ્ચે હોવી જોઇએ એવો આદર્શ રજુ થયો છે. પા સૈકા પહેલાં સદ્‌ગત ગોવર્ધનરામે પોતાના અનુભવના પ્રતિબિંબ જેવા સરસ્વતીચંદ્રમાં લખ્યું હતું કે સ્ત્રી અને પુરુષ તો એક જ રથનાં બે ચક્ર છે. એક ઊંચું અને એક નીચું એવું હોય જ નહિ. એક ચક્રે રથ ન ચાલે. બન્ને પંખીની બે પાંખ જેવાં છે. એક પાંખે પંખી નહિ ઊડે. એમ સ્ત્રી વગર પુરુષ અધૂરો છે, પુરુષ વગર સ્ત્રી પણ અધૂરી છે. એ અર્ધાંગના છે, એટલે પુરુષે અડધું અંગ થવાનું છે; એ ગૃહિણી છે એટલે પુરુષે ગૃહસ્થ થવું પડે; સંસારની મુશ્કેલીઓમાં એ મંત્રી છે, માટે પુરુષે એનું સચિવપણું મંત્રીપણું, કબૂલવું જોઇએ. માતા સમી એ પોષક છે માટે પુરુષે એના પોષક થવું જોઇએ; એ પ્રિયા છે એટલે પુરુષે પ્રિય થવું ઘટે; સેવા–ચાકરીમાં એના કોમળ હાથે અમૃત વરસાવ્યાં છે, તો પુરુષે પણ એની શુશ્રૂષા કરવી જોઇએ. ટૂંકામાં, બન્નેએ સમાન થઇ બે મળી એક થવાનું છે. જે પુરુષમાં ન હોય તે સ્ત્રી દે, અને જે સ્ત્રીમાં ન હોય તે પુરુષ દે એમ મળી એકતા સિદ્ધ કરવાની છે. એ બન્નેના પરસ્પરના ગુણની મિલાવટથી સંસારને દુધ સાકરનાં અમૃત પાવાનાં છે. પુરુષે સ્ત્રી થવાનું છે, સ્ત્રીએ પુરુષ થવાનું છે. આ અદ્વૈતભાવ ગણિતના પ્રમાણે પચાસ પચાસ ટકાની વહેંચણીનો નથી. આ એકતાનો આદર્શ તો ગણિતશાસ્ત્રીઓને ગુંચાવે તેવો છે. આ તો એક ને એક મળી એક જ થવાનું છે. ગણિતશાસ્ત્રીઓ તો એક ને એક મળી બે જ કરે, એક ન જ થાય એમ કહે. એમને આ કોયડો ઉકેલવો ભારે પડે. એ તો વિચારે કે એ બન્ને શરીરે, રૂપે, ગુણે આટલાં ભિન્ન છે, છતાં આ અભિન્નતા કેવી ? આ અભિન્નતાનો આદર્શ આ જમાનાનું એક મહત્વનું અંગ છે.

પણ આ આદર્શમાં માનનારને સ્ત્રીની સમાનતા કબૂલ કરવી પડે છે. સમાનતા કાગળ ઉપર કબૂલવી સહેલી છે, આચારમાં મૂકતા પુરુષને જીવ કંઠે આવશે. એને એનો જીવ વહાલો છે. સ્વાર્થ સૌને પજવે તે એને કેમ છોડશે ? પુરુષે પુરુષ હજી સમાનતા નથી કબૂલતા. અત્યારે તો કાળા ગોરાનું તુમુલ યુદ્ધ જામી રહ્યું છે. ગોરો કાળાને કહે છેઃ "હું તારાથી શ્રેષ્ટ છું, તારાથી મોટો છું માટે તારે મારું ઉપરીપણું સ્વીકારવું પડશેઃ હું જ તારો રાજા છું." કાળો એને કહેઃ "પણ ભાઇ, તું મોટો કે દિનો થઇ ગયો ? દેખાય છે તો મારા જેવો અને મારા જેવડો. સરખે સરખા રહેવું હોય તો આવ આપણે બન્ને ભાઇ થઇને રહીએ." આવા વિચારોમાં આજનો જમાનો ગુંગળાઇ ગયો છે, ત્યાં પુરુષે સ્ત્રીને સમાન ગણવી અને એ પ્રમાણે જીવન ઘડવું એ રમતવાત નથી. એમાં સત્તાને, અધિકારને, હક્કને સ્થાન જ નથી. શ્રદ્ધાપૂર્વક પુરુષ આદર્શને અનુસરે તો હક્કોનો ઝઘડો ન રહે. પછી સ્ત્રીએ છોકરાં ઉછેરવાં, રસોઈ કરવી, કે હરવું–ફરવું, કે ધારાસભામાં જવું એ સવાલ જ ન રહે. બન્નેને માટે વિશાળ જગત પડ્યું છે. જેનામાં જેવી ને જેટલી શક્તિ હોય તે તેવું કાર્ય હાથમાં લે અને પાર ઉતારે. પુરુષ ધારાસભામાં જાય અને સ્ત્રી ન જાય એવું સમાનતામાં કે અભિન્નતામાં કેમ હોઇ શકે ? પુરુષ પાંચ વાર પરણી શકે

## ૨૪

**હરિહર પ્રાણશંકર ભટ્ટ :** **અચળેશ્વરીની આરતી**

જય અચળેશ્વરી માત, અચળેશ્વરી માતા, જય અ૦,
મ્હોટા મ્હોટા પંડિત, મ્હોટા મ્હોટા પંડિત, તુજ મંદિર ધાતા: જય અ૦ ૧
આ દુનિયામાં ડાહપણ ઠેર ઠેર ભરિયું, મા, ઠેર૦
પણ તે સઘળું તુજને, પણ૦, એકલીને વરિયું: જય અ૦ ૨
અન્ય જનોએ કેવળ જડવાદ જ ભાખ્યો, મા, જડ૦,
અધ્યાત્મનો ઇજારો, અધ્યા૦, તેં એકે રાખ્યો: જય અ૦ ૩
અન્યતણું વિજ્ઞાન જ્ઞાન કહ્યા કૈં જે, મા, જ્ઞાન૦,
એ સઘળું અસ્પૃશ્ય જ, એ સ૦, દૂર અમો રહિયે: જય અ૦ ૪
બ્હાર થકી અજવાળું ના આવે જરિ યે, મા, ના આ૦,
માંહ્યથી મંદિર માટે, માંહ્ય૦, બંધ અમો કરિયે: જય અ૦ ૫
ત્હારી સંસ્કૃતિ તો અમ મોક્ષતણી કુંચી, મા, મોક્ષ૦,
બીજી સસ્કૃતિ વિષમય, બીજી૦ ટંગડી અમ ઊંચી: જય અ૦ ૬
તુજ દોષોનું દર્શન કરાવતા જે જે, મા, કરા૦,
તેને શિર તુજ દ્રોહની, તેને૦, છાપ અમો ધરિયે: જય અ૦ ૭
અચળેશ્વરીની આરતી આ જે ભાવે ગાશે, મા, જે ભા૦,
દીન નમ્ર તે ભક્તો, દીન૦ પૃથ્વીપતિ થાશે: જય અ૦ ૮

છંદ: આ પદ છે, અષ્ટક છે, આરતીના જાણીતા માપનું. મૂળમાં ફલશ્રુતિની છેલ્લી પંક્તિ, આરતીઓને મુકાબલે જરા નબળી જણાતાં, અહીં જુદી જોડીને મુકી છે, તે માટે કર્તાની ક્ષમા માગું છું.

**વિષય:** આર્યતા, જૂની સંસ્કૃતિ, હિંદની અથવા આર્યાવર્તની પુરાતન જાહોજલાલી, સુવર્ણ યુગ, ઋષિમુનિની મહત્તા, વેદ આદિની સર્વોપરિતા, રામરાજ્ય, શ્રી કૃષ્ણપરમાત્માનો સર્વોદ્ધારક રાસ, શ્રી જિન ધર્મની દિગ્વિજયી સંપૂર્ણતા, વગેરે વગેરેના અંધ ભક્તો, જેઓ પ્રાચીન પુરાતન સનાતનના મંજીરા જ ઠોકે છે, નથી કંઇ સમજતા, નથી કશું આચરતા, અને આત્મપરીક્ષા અને આત્મસુદ્ધારણા તો પશુપંખી કરી શકે તો તેઓ કરે, એવા માણસોનો વર્ગ આપણા આ અધકચરા પડેલા દેશમાં ન્હાનોસૂનો નથી, ઘટતો પણ નથી જણાતો. એ વર્ગને પોતાને મુખે કવિએ આ આરતી ગવડાવીને તેને ઠીક બનાવ્યો છે. અચળેશ્વરી નામથી માંડીને બધી વિગતો બંધબેસતી ગોઠવી છે. ઉપહાસ કાવ્યોનો વર્ગ કલાલેખે ઉંચો ના ગણાય, બેશક, પણ સચોટ બોધકતાની દૃષ્ટિએ ( દાખલા તરીકે ) રા. રા. કનૈયાલાલ મુનશી કૃત 'ગોમતિ દાદાનું ગૌરવ' કે રા. રા. મસ્તફકીર કૃત 'કાકાનો કાકાકૌવો' એવી નવલિકાના વર્ગે એટલો કીંમતી તો છે જ, તથા પદ્યરચના તો મુકાબલે ટુંકી અને યાદ રહી જાય એવી, એટલે ઝટ ફેલાય અને અભણ માણસોમાં પણ પ્રસરે. આપણા

જ છે. આ કૃતિમાંનો પૃથ્વી છંદ અવિરામ પંક્તિઓવાળો છે, જુવો પંક્તિ ૧, ૩, ૧૦, ૧૧, ૧૪. પૃથ્વી છંદ ૬ઠે, ૧૨મે અક્ષરે, અને પંક્તિ છેડે એમ ત્રણ વિરામોવાળો પણ લખાય; પણ એમ લખાતાં, એના બીજા છ અક્ષર પ્હેલા છ અક્ષરનો પડઘો જ થઈ જાય છે, અને તેથી છંદ સુધરવાને બદલે કથળી જાય છે. છેલ્લા પાંચ અક્ષરમાં અને પ્હેલા છ માં એટલો જ ફેર છે કે પ્હેલા છમાં અક્ષર ૩ ને ૪ લઘુ છે તેને ગુરુ બનાવીને જ છેલ્લા પાંચ અક્ષર સાધ્યા છે. એટલે એક ગુરુના બે લઘુની અગર બે લઘુના એક ગુરુની છૂટ લેવી હોય તો લેવાય-શા માટે નહીં, એવા મતના લેખકે પણ પૃથ્વીમાં તો અક્ષર ૩-૪ નો ગુરુ ન બનાવવો જોઇએ, અક્ષર ૧૫માને સ્થાને બે લઘુ ન લખવા જોઇએ, કેમ જે એમ કરશે તો પૃથ્વીનું પૃથ્વીત્વ સચવાવાને બદલે કચળશે. છંદોના લયના ભોગી આવા આવા સવાલો પૂછીને આવા આવા પ્રયોગો જાતે કરી જોશે, તો આવી આવી ઘણી ન્હાની મ્હોટી કલાચાવીઓ તેમને મળશે અને વળી તેમનું છંદઃશાસ્ત્રનું જ્ઞાન ગાણિતિક મટીને સજીવન બનશે એ મ્હોટો લાભ પણ તેમને પ્રાપ્ત થશે. અહીં આટલું લખ્યું છે માત્ર દિગ્દર્શન માટે.

**અર્થ.** ૧-૨ બુદ્ધિહીન જડતા તે તિમિર, કલ્પનાહીન દૃષ્ટિ તે કૂપમંડૂક દૃષ્ટિ. ૫ પૂર્વનાં સ્ખલનોનાં સ્મરણથી. આગળ પંક્તિ ૧૨ માં પણ ક્રમ ઉલટાવીને, તુજ કરુણાના કટાક્ષથી, ૬ મદ-નઠોર, મદ અભિમાનને જોરે નઠોર. અહંકારીઓ કેટલા નઠોર (લાગણીહીન) હોય છે તે સૌના અનુભવની બાબત છે. મદ-નઠોર એ નવો સમાસ સુંદર અને સચોટ છે. ૯ સૂર્યના કિરણો. ૧૦ બતાવવા, તે જ પ્રમાણે આગળ, ગણાવવા. શિશુ એ કોમળાં ધનુષ નિહાળીને નિજ ભાઇભાંડુને બતાવવા ધસે છે, હોંસે હોંસે દેખાડે છે, સગર્વ વખાણે છે. જગત વખાણે, સગાં સંબંધીઓ ખાસ સૌને દેખાડે, એવી મ્હારી જે કંઇ કૃતિઓ વિશેષતાઓ વિવિધ રંગબેરંગી શક્તિઓ અને યોગ્યતાઓ બની આવે છે, તે સર્વ મ્હારી ગણું તો તો હું પણ ફૂલણજી, એ એકે મ્હારી નથી જ; મેઘધનુષના રંગો મેઘના નથી તેમઃ એ રંગો સૂર્યકિરણોત્થ છે; મ્હારી જે કંઇ શક્તિઓ આદિ તે તુજ કરુણાકટાક્ષોત્થ છે. આ ઉપમાપ્રાણિત વિચાર જ નિરભિમાન (વિનમ્રતા) રૂપ હીરાના ગર્ભમાંનો પ્રકાશફુવારો છે. છેલ્લી કડીમાં એ જ ઉપમા આગળ ચાલે છે. સૂર્ય તપતાં જ મેઘધનુષ તો શું મેઘ પણ છિન્નભિન્ન થઇ જાય છે. મ્હને જરાપણ અભિમાનનો ડાઘ લાગતાં, કરુણાકટાક્ષને ઠેકાણે મ્હારી સામે પ્રખર કટાક્ષ ફેંક, -અને એ વર્ણ વિખેર, એ મેઘ સુકવી નાખ, એ હૃદયને પણ ભલે તોડી નાખ. વિનમ્ર ભાવે જ ન જીવું, તો જીવન પણ મ્હને ન ખપે. સીધાં બોધ કાવ્ય (ડાઇડેક્ટિક પોએટ્રી didactic poetry) અને બોધગર્ભ બોધઘન સાચી કવિતામાં કેટલો બધો ફેર હોય, તે આ નમૂનો દેખાડી શકે છે.

---

## ૨૫

સુંદરજી ગો બેટાઇ: **મદનવિજયી લોચનદાન**

પુણ્યની શાંત મૂર્તિશી સાધ્વી, લલિતલોચના, સુવર્ણા, નીરવા, જાણે નિર્વાણા જિનતણી શિખા; ૧
બુદ્ધબોધમયી બાલા, કૃશાંગી, કરુણાપરા, પ્રેમેથી એ ભરી, જાણે જલગર્ભા વસુંધરા; ૨
કુટીમાં એકલી બેઠી જ્ઞાન ધ્યાન ધુરંધરા, વિલોકે વિશ્વ બંધાયું અંધારે, આત્મલોચના. ૩

સુરેખ છે, સાથે એના કર્તા વિષે આશાજનક પણ લાગે છે. મણિશંકરના 'વસંતવિજય'ની ખામી—વસ્તુનો વેગ અતિમંદ, એનાથી આ કૃતિ મુક્ત છે, તો મણિશંકરનું ભાષા–લય–પ્રભુત્વ પણ અહીં જણાતું નથી. વળી 'જરૂર'માં રૂ લઘુ ગણવો, 'સુધી'માં સુ 'અસુર'માં સુ ગુરુ ગણવો, વગેરે કેવળ બેદરકારી કહેવાય.

છંદઃ અગિયાર કડી અનુષ્ટુપ; પાંચ, માલિની; સાત, વસંતતિલક; છેલ્લી દ્રુતવિલંબિત. બે ઠેકાણે ૭ ૭ પંક્તિની કડી થઈ ગઈ છે, તે મેં કૃતિને ટુંકાવી તેથી બન્યું છે. મૂલમાં માત્ર "અમીનિર્ગલતાં..." એ કડી અર્ધી છે, બીજી દરેક યોગ્ય માપની છે.

અર્થઃ લલિતલોચના, કરુણાપરા, શશિશીતલા, ચારુશીલા, સરલ હૃદય (।) શુદ્ધબાલા,—એ સુલોચનાને વર્ણવતાં વિશેષણોમાં વૈવિધ્ય છે.

૧ તૃષ્ણા જ દુઃખ અને ભવપરંપરાના લખચોર્યાશી ફેરાનું મૂલ, તેને ઉખેડી નાખતાં આત્મા જે મુક્ત દશાની શાશ્વત સ્થિતિ મેળવે છે, તેને બૌદ્ધ દર્શનમાં "નિર્વાણ" કહે છે. નિર્વાણની શુદ્ધ સાત્ત્વિકતારૂપ અગ્નિની જાણે શિખા. નિર્વાણ માટે પ્રકાશનું જ ઉપમાન ઘટે, પ્રકાશ અને તાપ બંને જેનાં લક્ષણ તે અગ્નિનું ઉપમાન એટલું ઉચિત ન ગણાય. ૨ વસુંધરા જલથી છલાછલ ભરેલી છે, તેમ પ્રેમ—ભગિનીભાવથી સર્વાત્મભાવથી છલાછલ ભરેલી. ૩ અંધકારે છવાયલાં વિશ્વને આત્મજ્યોતે વિલોકતી આ અંધકારવર્ણનથી—"કાળા કાજલ શા મહાતિમિરમાં ડૂબ્યું સહુ વિશ્વ આ," એ પંક્તિથી—કૃતિ શરૂ થાય છે. ૪ સુણી ધ્વનિઃ ણી દીર્ઘ છે અને વળી ધ્વથી થડકાય છે, તેને લઘુ ગણવાની છૂટ લયસાધક નથી. ધ્વનિ દમઃ પગરવ અને શ્વાસ, એ પણ ઠીક નથી. ઉત્કંઠઃ ઉંચી ડોકે. ૬ સુલોચનાને બ્હેન ગણવાની વૃત્તિ. ૭ (૪થી લીટી) એ દબાઇ ગયેલો તોય ચેતન બંધુભાવ સુલોચનાના ઘોર આત્મભોગે મદનને મારી હઠાવ્યો. એટલે (કૃતિને અંતે) પાછો ઉપર પણ આવે છે. ૯ સુ૦ના શબ્દરૂપ વાયુ અડતાં જ ભિક્ષુના હૃદયમાંનો ધુંધવાતો મદનાનલ પ્રજ્વલી ઉઠયો, જેના ભડકામાં સુ૦નો બોલ કયાંય તણાઇ ગયો! ૧૧ તડફેઃ ઘવાઇને અત્યંત તડફડે. અનભિજ્ઞઃ આ આવી પાપી માગણીથી મારું આવું અપમાન કરશે એમ એણે કલ્પેલું પણ નહીં. ૧૨ કુદરત અંધકાર–છાઇ હતી જ, તે પ્રલય ચીસે ગર્જી ઉઠી, ધ્રુજવા લાગી, ભયાનક ક્રાંતિકંપમાં કંપી ઉઠી. પણ કડી ૧૨–૧૩ વસ્તુનિરૂપણમાં નબળી પડે છે. ૧૩ સુ૦ ના હૃદયમાં સામો પવિત્રતા વહ્નિ સળગ્યો, તપસ્વિનીએ ત્યે કે એ શુચિ ક્રોધને કાબૂમાં રાખ્યો, અને દયા—પ્રેમના જ શબ્દ બોલી રહી. ૧૪ "વળી છે"–છેક નબળી રચના. ભાઇ, ભાઇ, આ શું? ત્હારા પવિત્ર આત્માનો દીપક આમ શાને બુઝાઇ ગયો વારુ? મ્હારી દીક્ષા, ત્હારી દીક્ષા, મ્હારાં વ્રત, ત્હારાં વ્રત, આપણ બંનેના પિતા અને સદ્ગુરુ ભગવાન બુદ્ધ, બધું જ ભૂલ્યો શું! ૧૫ પ્રેમ, વ્રત, શીલ, ધર્મ, આદિ નામે તું ક્રૂરતા જ આચરીશ કે? ૧૬ અરેરે, ભાઇ, તું તો છેક મદાંધ બન્યો! અગ્નિ ને આગિયોઃ સોનું અને કથીર. ૧૮ સુ૦ હજી બોલી નથી રહી ત્યાં અધીરાઇથી ભિક્ષુ પાછો બોલી ઉઠે છે. આ ઘટના મૂલમાં નથી, કૃતિ ટુંકાવી તેની સાથે આપોઆપ આવી ગઇ છે. ૧૯ તમઃ ક્રુદ્ધ. ૨૦ "મુખડામહીં" ઠીક નથી. ૨૩ "ત્હારાં લોચનો શાં સુ૦" એટલું બોલે છે ત્યાં જ નાયિકા પોતાની આંખો હાથે ઉખેડી નાખીને એના હાથમાં મુકી દે છે. તું મોહ્યો આ આંખો પરને? ત્હારા જેવા

આવેલું છે. બીજાશયનો આકાર બદામના જેવો છે. તે ગર્ભાશયની માફક પોલું નહોતાં, નક્કર હોય છે. દરેક બીજાશય આસરે દોઢ ઇંચ લાંબું; પોણો ઇંચ પહોળું અને એક તૃતિયાંશ ઇંચ જાડું હોય છે. સગર્ભાવસ્થામાં તેના કદમાં કંઇ ફેરફાર થતો નથી.

**(૩) બીજવાહિનીઓ** ( Fallopian tubes–ફેલોપીઅન ટ્યુબ્ઝ )

ગર્ભાશયની દરેક બાજુએ, બીજવાહિની નામની એક એક નળી હોય છે જે ગર્ભાશય અને બીજાશયને જોડે છે. આ નળીનો એક અંદરનો સાંકડો છેડો ગર્ભાશયની બાજુ સાથે, જ્યારે બહારનો એક પહોળો છેડો બીજાશય સાથે જોડાયેલો હોય છે. બીજાશયમાં તૈયાર થયેલાં સ્ત્રીબીજો ( Ova–ઓવા ), આ નળી દ્વારા, ગર્ભાશયમાં આવી પહોંચે છે. દરેક નળી આશરે ચાર ઇંચ લાંબી હોય છે.

**(૪) અપત્યપથ અથવા યોનિમાર્ગ** ( Vagina–વેજાઇના )

ગર્ભાશયના મુખથી, સ્ત્રી શરીરની બહારની સપાટી સુધી લંબાયલો, એક પોલો માર્ગ. આ માર્ગ આસરે સાડાત્રણથી ચાર ઇંચ લાંબો હોય છે. આ રસ્તે પુરુષનું વીર્ય ગર્ભાશયમાં દાખલ થાય છે તેમજ પૂરે દિવસે ગર્ભાશયમાંનું બાળક બહાર આવે છે. આ માર્ગની દિવાલો, સ્થિતિસ્થાપક (elastic) માંસતંતુઓ વડે બનેલી હોવાથી, તે જુદે જુદે વખતે જરૂરિયાત પ્રમાણે પહોળો અથવા સાંકડો થઇ જાય છે.

હવે, આ અવયવો પ્રજોત્પત્તિમાં કેવી રીતે ભાગ લે છે તે ટૂંકમાં જોઇએ. વયમાં આવેલી એક સ્ત્રીનું બીજાશય લઇને સૂક્ષ્મદર્શકયંત્ર વડે તેને જોઇએ તો તેમાં આસરે ૭૦,૦૦૦ સ્ત્રીબીજો નજરે પડે છે. જેમ છીપમાં મોતી રહેલાં હોય છે અથવા ડુંડામાં બાજરીના દાણા રહેલા હોય છે તેમ બીજાશયની અંદર અપક્વ સ્ત્રીબીજો ખીચોખીચ ભરેલાં હોય છે. દર માસે અથવા અઠ્ઠાવીસ દિવસે આ બીજોમાંના આસરે ૩૦ થી ૪૦ પરિપક્વ થાય છે (Ripe ova) અને બીજાશયમાંથી છૂટાં પડે છે. બીજાશયમાંથી છૂટાં પડયા બાદ તેઓ બીજવાહિની નામની નળીઓ દ્વારા ગર્ભાશય તરફ આવવા નીકળે છે.

લગભગ આ સમયે, ગર્ભાશયની અંદર અગત્યના ફેરફારો થાય છે. તેની અંદરની દિવાલ પરનું બારીક શ્લેષ્મમય પડ તૂટી પડે છે. તેની અંદર રહેલી લોહીની નાની નાની નસોનાં મ્હોં ખુલ્લાં પડી તેમાંથી અશુદ્ધ લોહી વહે છે. દરમાસે, આવી રીતે બહાર આવતું વિકૃત લોહી અટકાવ તરીકે ઓળખાય છે. અટકાવ દેખાતો બંધ પડયા પછી ગર્ભાશયની અંદર પાછું નવું પડ તૈયાર થાય છે. આ નવું પડ તૈયાર થતાં આસરે એક પખવાડિયું વીતી જાય છે. આ પડ સહેજ ખડબચડું હોઈ ફલિત થયેલા સ્ત્રીબીજને (Fertilised ovum) આધાર આપે છે. જો સ્ત્રીબીજ અને પુરુષબીજ પરસ્પર મળે નહિ તો–જો ગર્ભ રહે નહિ તો—આ પડ પાછું બગડવા માંડે છે અને ચોથે અઠવાડિયે તૂટી પડે છે. બીજા શબ્દોમાં કહીએ તો, અટકાવ અથવા રજોદર્શન ( Menstruation ) એટલે નવા ગર્ભને આવકાર આપવાની ગર્ભાશયની તૈયારી.

સ્ત્રીબીજો અને પુરુષબીજો પરસ્પર ક્યાં મળે છે? જો કે ચોક્કસ પુરાવો નથી; છતાં માનવામાં આવે છે કે, સ્ત્રીબીજ (ovum) તથા પુરુષબીજ (sperm) નો મેળાપ બીજવાહિનીઓમાં થાય છે. આ પ્રમાણે બન્ને બીજો મળીને થયેલું બીજ, ફલિત બીજ અથવા ફલિતકોષ ( Fertilised ovum ) તરીકે ઓળખાય છે અને એ જ ભવિષ્યના

(૨) **સ્ત્રીબીજોનો અભાવ.** કેટલીએક સ્ત્રીઓમાં, બીજાશયો પૂરેપૂરાં ખીલેલાં હોતાં નથી એટલે તેઓ પૂરતાં અને નિરોગી સ્ત્રીબીજો ઉત્પન્ન કરી શકતાં નથી. એટલે જોકે દર માસે અટકાવ દેખાય છે છતાં તેની સાથે સ્ત્રીબીજો હાજર ન હોવાને લીધે ગર્ભ રહેતો નથી. કેટલીએક વખત, બીજાશયો શોષાઇને નાનાં થઈ જાય છે, જ્યારે કેટલીએક વખત તેઓ પોલાં થઇને ફૂલે છે. પરિણામ સ્ત્રીબીજોનો નાશ.

(૩) **ગર્ભાશયનો દોષ.** કેટલીએક વખત ગર્ભાશય બહુ જ નાનું હોય છે અને રજોદર્શન માત્ર નામનું જ હોય છે. એટલે તેની અંદરનું પડ, ફુલિત થયેલા સ્ત્રીબીજને આધાર આપી શકતું નથી. એટલે સ્ત્રીબીજ બહાર ધસી આવે છે. નાના ગર્ભાશયની સાથે બીજાશયો પણ ઘણી વખત નાનાં નાનાં હોય છે એટલે પૂરતી સંખ્યામાં સ્ત્રીબીજો પણ મળતાં નથી.

(૪) **સંભોગ.** અપૂર્ણ અથવા અનૈસર્ગિક.*

(૫) **પ્રજનનના અવયવોની ખામીઓ.** ઘણી વખત અપત્યપથ અત્યંત સાંકડો હોય છે. ઘણી વખત, ગર્ભાશયનું દ્વાર અત્યંત સાંકડું હોય છે. બીજવાહિનીઓ જૂના સોજાને લીધે સંકોચાઈ ગઇ હોય છે અથવા ગર્ભાશયનો અમુક ભાગ ગ્રંથિઓ વડે પુરાઇ ગયો હોય છે. કોઈ વખત ગર્ભાશયનું મ્હોં મરડાઇ ગયેલું હોવાથી અથવા તે પોતે સ્થાનભ્રષ્ટ થયેલું અથવા નમી ગયેલું હોવાથી, પુરુષબીજો તેમાં પેસી શકતાં નથી. તેમાંનાં થોડાં કદાચિત દાખલ થાય તો પણ, સ્ત્રીબીજો સાંકડી થઇ ગયેલી બીજવાહિનીઓમાં તેઓને મળી શકતાં નથી. કેટલીએક વખત આ અવયવોમાં થયેલી ગ્રંથિઓ અથવા અર્બુદો ( tumours ), આખા માર્ગને સાંકડો બનાવી દઇ, ગર્ભાધાન અશક્ય બનાવી દે છે.

( ૬ ) **દૂષિત સ્રાવો**—બીજાશયો, બીજવાહિનીઓ, ગર્ભાશય તેમજ અપત્યપથમાંની કોઈ પણ જગાએ સોજો આવતાં, ઝેરી અને ખરાબ વાસ મારતા પ્રવાહી પદાર્થો યોનિમાંથી ઝર્યા કરે છે. ખાસ કરીને પ્રમેહ, ચાંદી, વગેરે રોગોમાં આવા સ્રાવો મોટા પ્રમાણમાં નજરે પડે છે. પુરુષબીજોનો આ પ્રવાહમાં નાશ થાય છે. જેમ નદીમાં સામા પ્રવાહે માણસ જઇ શકતો નથી તેમજ રોગો વડે અશુદ્ધ બનેલા યોનિમાર્ગના પ્રવાહ સામે પુરુષબીજો જઇ શકતાં નથી, ઊલટાં, જલદી નાશ પામે છે.

ઝેરી દવાઓના મોટા પ્રમાણવાળા પાણી વડે ડુશ લેવાથી અગર સાદા પાણીથી વારંવાર ડુશ લેવાથી પણ પુરુષબીજો મરી જાય છે, અગર યોનિમાર્ગની બહાર ધકેલાઈ આવે છે.

## દ્વિતીય વિભાગ: ગર્ભ રહે છે પરંતુ ગર્ભાશયની અંદર ટકી શકતો નથી.

**(૧) ગર્ભાશયની શ્લેષ્મકલાનો સોજો**

ગર્ભાશયની સ્થિતિમાં કાયમનો ફેરફાર જેમકે નમી જવું, ફરી જવું વગેરે.

ગર્ભાશયના મુખ પર પડેલાં ચાંદાં અથવા ચીરા. આને પરિણામે હમેશાં અંદર જંતુઓ તેમનું વિઘાતક કાર્ય કર્યા કરે છે અને ગર્ભને અંદર ટકવા દેતાં નથી. પરિણામે બીજું રજોદર્શન થયા પહેલાં તો બીજો બહાર ધકેલાઇ જાય છે અને અંદર થયેલા ફેરફારની આપણને ખબર પણ પડતી નથી.

---

* લખાણને શિષ્ટલેખનની મર્યાદામાં રાખવા પૂરતી આ કારણની ચર્ચા છોડી દીધી છે–લેખક.

(૧૦) પુરુષબીજોને, ગર્ભાશયમાં એક સીરીંજ મારફતે મૂકીને ત્યાં આવતાં સ્ત્રીબીજો જોડે મેળવીને પણ પ્રજોત્પત્તિ કરી શકાય. આ પદ્ધતિ હાલ તો યુરોપમાં ઘોડા ઉછેરનારા વાપરે છે. મનુષ્યોમાં આ વૈદકશાસ્ત્રનો નહિ કિંતુ સમાજશાસ્ત્ર ( Sociology )નો પ્રશ્ન છે.

(૧૧) બીજાશય અથવા તેનો ભાગ (Ovarian grafts) શરીરમાં દાખલ કરાવવાથી હજુ સુધી વન્ધ્યત્વ અટકાવી શકાયું નથી.

(૧૨) જે દરદીઓમાં, બીજાશયો ગર્ભાશય વગેરે બધા ભાગો નિરોગી હોય અને પ્રજા ન ઉત્પન્ન થવાનું કંઇ ખાસ કારણ માલૂમ ન પડતું હોય ત્યાં તેમના ધણીઓની વૈદકીય તપાસ જરૂરની છે, કારણ આપણે શરૂઆતમાં જોયું તેમ પુરુષો પણ વાંઝિયા હોઈ શકે છે. દર સેંકડે આશરે ૨૦ ટકા કેસોમાં, પત્નીઓ તંદુરસ્ત હોય છે, જ્યારે પતિદેવો વાંઝિયાપણા માટે જવાબદાર માલૂમ પડયા છે. માટે હમેશાં દોષનો ટોપલો બૈરીઓને માથે ઢૂંકતાં પહેલાં ખાસ વિચાર કરવો.

બાલકૃષ્ણ અમરજી પાઠક

---

# ગુજરાતની સ્ત્રીઓની જાગૃતિ

પૂજ્યશ્રી ગાંધીજીએ ભારત સ્વાતંત્ર્યનો સંગ્રામ શરૂ કર્યો તે વખતે એમને પોતાને પણ ખ્યાલ નહિ હોય કે સમસ્ત દેશ અને વિશેષ કરીને એમનું ગુજરાત આટલો સુંદર જવાબ દેશે. લગભગ બાર મહિના પર યુવકો સ્વતંત્રતાના પુકારો કરતા હતા અને મહાસભાનો કાર્યક્રમ તેમને મોળો લાગતો હતો. તે વખતે મહાસભાના નેતાઓને જ યુવકોમાં વિશ્વાસ નહોતો, અને અધીરા યુવકો બધી બાજી બગાડશે એવો ભય રહેતો. એ જ યુવકોએ શાંતિમય અસહકાર અને અહિંસાત્મક યુદ્ધને સંપૂર્ણ રીતે દીપાવ્યું છે. યુવક મંડળોના સભ્યોએ અને અધિકારીઓએ યાહોમ કરીને આ યુદ્ધમાં ઝંપલાવ્યું છે. અને શ્રી. ગાંધીજીએ જ એક ભાષણમાં કહ્યું હતું કે " આ યુદ્ધને નેતાની જરૂર નથી. બધા જ નેતાઓ ગિરફતાર થશે તો યે બાલગોપાલ આ યુદ્ધ જારી રાખશે. " આ બાલગોપાલ એટલે કોણ ? યુવકો. આ પ્રમાણે યુવકોએ સંગ્રામને મોખરે રહીને અનેક અત્યાચારો શાંતિથી સહન કરીને યુદ્ધને દીપાવ્યું છે. તે જ પ્રમાણે ભારતની સ્ત્રીજાતિને ઉતારી પાડવામાં મીસ મેયોએ જે દુષ્ટ પ્રચારકામ કર્યું હતું તેનો જાણે જવાબ આપતી હોય તેમ ભારતની સ્ત્રીઓએ હિન્દ મહિલાનો ટેક, આર્ય સ્ત્રીની પૂર્વની ખ્યાતિ દીપાવવાને માટે ઝુકાવ્યું છે અને અડગ નિશ્ચય કર્યો છે. ગુજરાત, બંગાળ, પંજાબ, મદ્રાસ, મુંબઇ, દરેક પ્રાન્તમાં અને દરેક શહેરમાં સ્ત્રીઓમાં અજબ જોમ આવ્યું છે. જે ઠેકાણે મીઠાના કામમાં ઝંપલાવાયું ત્યાં મીઠાના કામમાં સ્ત્રીઓ હીંમતભેર પડી. અને તેમાં પરાકાષ્ઠા તો શ્રી. સરોજિની નાયડુએ ધરાસણાની લૂંટનું નેતૃત્વ લઇને કરી અને શ્રી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે મુંબાઈની જનતાને આ યુદ્ધમાં તૈયાર કરીને પોતાની જાતને હોમી અને જેલર સરકારની મહેમાનગિરી સ્વીકારી.

પૂજ્યશ્રી ગાંધીજીએ દાંડી મુકામે સ્ત્રીઓની એક પરિષદ ભરી તેમજ વીજલપુર ગામે ગુજરાતની સ્ત્રીઓને બોલાવીને સ્ત્રીઓને માટે બે કામ નક્કી કર્યાં. મીઠાનો કર તોડવામાં

કે બીજાનું જોઈતું, નાની શેતરંજી પર સૂઇ જાય છે અને મચ્છર ચાંચડની સોબતમાં પણ નિશ્ચિતપણે ઊંઘી જાય છે. આ બાળાનો આનંદ અને ઉલ્લાસભર્યો ચહેરો જોઇને ગમે તેવું કઠણ હૃદય પણ પીગળી જાય છે.

સુરત જિલ્લો એટલે શ્રી. ગાંધીજીનો તેમ જ શ્રી. વલ્લભભાઇનો માનીતો જિલ્લો. એટલે ત્યાં તો સ્ત્રીઓમાં ખૂબ શક્તિ પ્રગટે એમાં કાંઈ નવાઇ નથી. પરંતુ આજ તો સારા યે ગુજરાતની સ્ત્રીઓમાં નવું ચેતન આવ્યું છે, નડિયાદ, વડોદરા, ઉમરેઠ, ધંધુકા, જ્યાં નજર નાંખશો ત્યાં ખાદીનો સંદેશો પહોંચી ગયો છે. શ્રી. મણિબહેન ( શ્રી. વલ્લભભાઇનાં પુત્રી ) ખેડા જિલ્લામાં પ્રાણ રેડી રહ્યાં છે.

અમદાવાદ શહેરની સ્ત્રીઓમાં આશ્ચર્યકારક પરિવર્તન થયું છે. તાપતડકો શું તે સ્ત્રીઓ અને બાળાઓ હવે સમજતી જ નથી, એકમાત્ર અભિલાષા છે—દેશને માટે કામ કરવાની. હજારો સ્ત્રીઓએ વિદેશી કાપડના બહિષ્કારનાં વ્રત લીધાં છે, સેંકડો સ્ત્રીઓ રેંટિયા તકલી ચલાવતી થઇ છે. સંખ્યાબંધ રેંટિયાવર્ગો શરૂ થઇ ગયા છે.

વિદેશી કાપડ બહિષ્કાર સમિતિ તરફથી મહોલ્લે મહોલ્લે સ્ત્રીઓની સભા રાતની શાંતિમાં થાય છે, ત્યાં હજારો સ્ત્રીઓની મેદની જામે છે. સ્ત્રીઓને વિદેશી કાપડ બહિષ્કારની સમજ આપવામાં આવે છે, ખાદીની અગત્ય સમજાવવામાં આવે છે, ખાદીના પ્રચારમાં તેમ જ મદ્યનિષેધના કામમાં સહકાર કરવા માટે પડકાર કરવામાં આવે છે. સંખ્યાબંધ સ્ત્રીઓ જોડાવા તૈયાર થઇ જાય છે, મહોલ્લે મહોલ્લે સરઘસો કાઢવામાં આવે છે, કેસરીઆં વાઘાં પહેરેલી સેવિકાઓ બ્રિટીશ રાજ્યના અન્યાય અને જુલ્મનાં વર્ણનોનાં ગીતો ગાતી જાય છે અને ભજનો દ્વારા ખાદી અને સ્વદેશીનો પેગામ પહોંચાડે છે. આ દશ્યો અલૌકિક હોય છે. આ સેવિકાઓને નથી ઘરની પરવા, નથી એશઆરામની પરવા, નથી પરવા ફના થવાની–માત્ર પોતાની શક્તિનો ફાળો દેશને આપીને આઝાદીનો જંગ સફળ કરવો છે. જે પ્રમાણે વિદેશી કાપડ બહિષ્કારનું કામ ચાલે છે તે જ પ્રમાણે મદ્યનિષેધનું કામ પણ જિલ્લાનાં ગામડાંમાં સ્ત્રીઓ જ ચલાવી રહી છે. જેમ સુરત જિલ્લામાં શ્રી. મીઠુબહેન પિટીટ કામ કરી રહ્યાં છે તે જ પ્રમાણે અમદાવાદ જિલ્લામાં શ્રી. દાદાભાઇ નવરોજીનાં પૌત્રી મદ્યનિષેધનું કામ કરી રહ્યાં છે. એ બહેને યુરોપમાં રહીને અભ્યાસ કર્યો છે, અને સંગીતની ઉપાધિ લીધી છે. આજ એમનું સંગીત જુદા જ પ્રદેશમાં વહ્યું જાય છે.

શહેરની સ્ત્રીઓમાં એક વિશેષ લાભ આ જાગૃતિથી થયો છે તે એ છે કે ગરીબ તવંગરનો ભેદ ભૂલાઇ ગયો છે. ધનિક લોકોની પુત્રીઓ અને સ્ત્રીઓ પોતાનાં આલેશાન મકાનો મૂકીને સામાન્ય જનતાના સમૂહમાં શેરીમાં અને પોળોમાં ઘૂમે છે અને મિત્રાચારી કરે છે. જુવાન છોકરીઓ પ્રબળ અંતઃકરણથી સ્વયંસેવકો સાથે રહીને હાડમારી વેઠે છે.

આ જાગૃત થએલી શક્તિ એક ઊભરાની માફક શમી ન જાય એ જોવાનું છે. આ જુસ્સો, આ જુવાળ, ઓસરી ન જાય, અને આગળ જતાં પ્રજાની પ્રગતિ માટે રચનાત્મક કાર્યોમાં વપરાય તો જ ખરો લાભ થાય. આ પ્રસંગ ગુમાવી દેવા જેવો નથી. સમસ્ત સ્ત્રી-શક્તિનો સંચય કરીને યોગ્ય માર્ગે દોરવો એ–નેતાઓનું કામ છે, બાકી આજ તો જે પ્રમાણે યુરોપના વિગ્રહ વખતે સ્ત્રીઓ કામ કરતી હતી તે જ રીતે આપણી સ્ત્રીઓએ

યોગથી અને બીજી રીતે નાશ કરે છે! પણ ખરી રીતે આ એક આભાસ માત્ર છે: કારણ જેને ઉત્પન્ન કરવું હોય અને પોષવું હોય તેને નાશ કરવાની પણ ફરજ પડે છે; અને સ્ત્રીને પોતાની આ ધારક પ્રવૃત્તિને અંગે જ સંહારક પ્રવૃત્તિ પણ કરવી પડે છે. શક્તિ પોતે જાતે સંહાર કરવા ન જાય તો રુદ્ર પાસે કરાવે! જ્યારે જ્યારે પૃથ્વીને ધારક બ્રહ્મતત્ત્વના દ્વેષ કરનારા હિંસકોનું પ્રાબલ્ય થાય ત્યારે ત્યારે શક્તિ રુદ્ર પાસે ધનુષ ખેંચાવે; અર્થાત લોકમાંથી ધારક તત્ત્વોના હિંસકોનો નાશ કરવો એ સ્ત્રીની કુદરતી ફરજ દેખાય છે.

જગતના ઇતિહાસમાં જે મહાન ક્રાન્તિઓ થતી દેખાય છે તેમાં શો હેતુ હશે? ક્રાન્તિ કોઈ ક્રાન્તિના શોખ ખાતર કરે એ તો અસંભવિત ઘટના છે. પ્રત્યેક ક્રાન્તિમાં જે દુઃખ રહ્યું છે તે સહન કરવા માટે અસહ્ય અન્યાયનું ભાન આવશ્યક છે; આ અસહ્ય અન્યાય દૂર કરવા જ પ્રજા ક્રાન્તિનું દુઃખ વેઠે છે.

આવી ક્રાન્તિમાં સ્ત્રીનું શું સ્થાન હોય છે? આવી ક્રાન્તિના મૂળમાં સ્ત્રી ન હોય તો ક્રાન્તિ અસંભવિત છે! સ્ત્રીને જ્યારે દર્શન થાય કે રાષ્ટ્રના પોષક તત્ત્વો હણાઇ જાય છે ત્યારે તે બેસી રહી શકતી નથી. કારણ જો રાષ્ટ્રમાં પોષક તત્ત્વો નહિ હોય તો સ્ત્રી શી રીતે લોકનું પોષણ કરશે? આવી પરિસ્થિતિમાં-રાષ્ટ્ર જ્યારે બ્રહ્મવિહીન નિરાધાર પોષણ વિનાનું બની જાય છે ત્યારે સ્ત્રી પોતાની સૌમ્ય પ્રકૃતિને પલટો આપે છે અને રુદ્ર પાસે ધનુષ ખેંચાવે છે, એટલું જ નહિ પણ માણસોને લડવા માટે 'સમદ' કરે છે: '**अहं जनाय समदं कृणोमि** હું લોકોને સમદ કરું છું'

જે સ્ત્રી આવા સમયે રુદ્ર માટે ધનુષની પણછ ખેંચતી નથી, હિંસકનો નાશ કરવા લોકને સમદ કરતી નથી તે સ્ત્રી સ્ત્રીત્વ રહિત છે એમ કદાપિ અંભૃણ મહર્ષિનાં પુત્રી કહે!

હિન્દુસ્થાન આજે પોષણ રહિત થઇ ગયું છે, રાષ્ટ્રને ધારનાર તત્ત્વોનો પરદેશી અમલ દ્વેષ કરે છે, તે પરદેશી અમલ હિંસક છે! હિન્દુસ્થાનની સ્ત્રીને આનું દર્શન થયું છે? આ પ્રશ્નના ઉત્તરમાં હિન્દુસ્થાનના સ્વરાજ્યના પ્રશ્નનો ઉત્તર છે.

હિન્દુસ્થાનની સ્ત્રી જ્યારે એમ કહેશે કે સ્વરાજ્ય વિના સંસાર નકામો છે, રાષ્ટ્રના પોષક તત્ત્વોના કબજા વિના એ પોતાનું કાર્ય નહિ કરી શકે, અને તેથી સ્વરાજ્ય મળ્યા વિના એ જંપીને બેસવાની નથી અને પિતા, ભાઈ, પતિ કે પુત્રને જંપીને બેસવા દેવાની નથી, ત્યારે સ્વરાજ્ય આઘું નહિ રહી શકે!

સ્ત્રીનું સ્ત્રીત્વ અનિષ્ટની સામે થવામાં છે. અનિષ્ટ સામે થવાના અનેક માર્ગોમાં કદાપિ અહિંસાનો માર્ગ સ્ત્રી સૌથી વધારે પસંદ કરે; કારણ ઓછામાં ઓછો નાશ કરી વધારેમાં વધારે સાધવાનો આ એક જ માર્ગ છે, અને સ્ત્રી સંહાર કરવા ઇચ્છે છે તે ઉત્પન્ન કરવાના હેતુથી ઇચ્છે છે! સ્ત્રીનું સૌમ્યત્વ અનિષ્ટ સહન કરી લેવામાં નથી પણ અહિંસાના માર્ગે અનિષ્ટ દૂર કરવામાં છે.

સ્ત્રીમાં જ્યારે એ ઓજસ્વિ સ્ત્રીત્વ જાગશે ત્યારે એ અંભૃણ મહર્ષિનાં દુહિતા સાથે કહી શકશે:

अहं राष्ट्री संगमनी वसूनां
चिकितुषी प्रथमा यज्ञियानाम् ।

હું રાષ્ટ્રી-ઇશ્વરી-છું, વસુઓની સમૃદ્ધિ કરનારી છું, વિદુષી છું, યજ્ઞિયોમાં પ્રથમ છું.

રસિકલાલ

ન આવે, ત્યાં સુધી સ્ત્રીઓની પદવી અને સ્ત્રી-પુરુષના સમાન હકની સઘળી વાત નવી પ્રમાણપદ્ધતિમાં કેળવાએલી બુદ્ધિને ગ્રાહ્ય થવી મુશ્કેલ છે. આ Scientific investigation (શાસ્ત્રીય પર્યાલોચન) અને Historical survey (ઐતિહાસિક દર્શન) એ બે અંગોમાંનું એક જે શાસ્ત્રીય પર્યાલોચન તે ગુજરાતના વિચારક-સુધારક નિબંધકાર મર્હુમ મણિલાલ નભુભાઇ એમણે વિશેક વર્ષ ઉપર "નારી-પ્રતિષ્ઠા". એ નામના પોતાના એક લઘુ પણ અર્થગંભીર લેખમાં સૌથી પહેલું અને છેલ્લું કર્યું હતું. પણ એનું બીજું અંગ જે ઐતિહાસિક દર્શન તે હજી સુધી જોઇએ તેવું થયું જણાતું નથી. બેશક, પ્રાચીન હિન્દની મહિલાઓનું માહાત્મ્ય દર્શાવનારાં × નાનાં મોટાં ઘણાં પુસ્તકો રચાયાં છે; પરંતુ તે સમયમાં જગતના બીજા દેશોમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા કેવી હતી એમાં આપણા પ્રાચીન અને અર્વાચીન વિચાર અને રિવાજને મળતું અગર તેથી ઊલટું શું શું જોવામાં આવે છે એ સંબંધી કાંઇ જ લખાએલું જાણવામાં નથી; તેમ આપણા દેશના વિચારનો ઇતિહાસ પણ પદ્ધતિસર થોડો જ આલેખાએલો છે. ખરું જોતાં તો પુસ્તકરૂપે ચર્ચાવા જેવો આ વિષય છે, અને તે પ્રાસંગિક ભાષણમાં સમાવવો અશક્ય છે તથાપિ એ નવા માર્ગ વિશે આપના હૃદયમાં હું કાંઇક કુતૂહલ ઉપજાવી શકું અને એ દિશામાં કેવું કેવું વિચારવા જેવું છે એ વિશે થોડું સૂચન આપી શકું તો ઠીક-એમ ધારી હું આ પ્રયત્ન કરું છું.

આટલો ઉપોદ્ઘાત કરીને હવે હું મારા વિષય ઉપર આવું છું.

આપણો અતિપ્રાચીન (Pre-historic) ઇતિહાસ ગમે તે કાળનો હો અને તે ઘણો જ જૂનો છે એમ મારું માનવું છે: પણ જ્યારથી આપણો પ્રાચીન ઇતિહાસ શરૂ થાય છે ત્યાર પહેલાં મિસર (ઇજિપ્ટ) અને આસીરિયા ખાલ્ડીઆના સુધારા તો લગભગ ખતમ થઇ જવા આવ્યા હતા, અને આપણે કાળની મર્યાદાને લીધે વિષય ટુંકાવવો છે-તેથી એ દેશના ઇતિહાસ ઉપર થોડું જ ધ્યાન આપીશું. માત્ર એટલું નોંધીશું કે પ્રાચીન ઇજિપ્ટમાં સ્ત્રીને પુરુષની સમાન ગણી હતીઃ સ્ત્રીને રાજપાટનો અધિકાર હતો, અને તેથી કેટલીક વખત રાજકીય મુશ્કેલીઓ ઉત્પન્ન થતી તોપણ એ અધિકાર બંધ કરવામાં આવ્યો નહતો. અને ઘરમાં તો એનું એટલું બધું માન હતું કે પુરુષ એનો અતિથિ (' Privileged Guest ') ગણાતો એમ કહીએ તો ચાલે. વળી સને ૧૯૦૧-૦૨ ના ડિસેંબર-જાન્યુઆરી માસમાં ઇ. સ. પૂર્વે ૨૩૦૦ વર્ષ ઉપર થએલા એક બાબિલનના રાજાનો લેખ જડ્યો છે એમાં એ રાજાના કાયદાની જે નોંધ છે તેમાં સ્ત્રીના વારસા સંબંધી, છૂટાછેડા સંબંધી તેમજ સ્ત્રીધન અને ભરણપોષણ સંબંધી ઘણા સૂક્ષ્મ નિયમો આપેલા છે. એમાં પણ સ્ત્રી પ્રત્યે શુદ્ધ ન્યાયબુદ્ધિ રાખેલી જોવામાં આવે છે. પરંતુ આનું વિવેચન બહુ કાળ લે એ માટે એ છોડી દઇ,-સ્વદેશી અને વિદેશી નારીપ્રતિષ્ઠાનું સ્વરૂપ જાણી લઇ સર્વદેશી નારીપ્રતિષ્ઠાનું સ્વરૂપ નક્કી કરવા માટે જોઇતા ઐતિહાસિક સાધનો (Historical materials) હું નીચેના ચાર ભાગમાં જ ગોઠવીશઃ

× લેખ તૈયાર કરવામાં કાળનો સંકોચ પડવાથી ઈરાન, અરબસ્તાન અને ચીનની નારીપ્રતિષ્ઠાનું નિરૂપણ હું દાખલ કરી શક્યો નહતો અને મૂળ રૂપમાં જ લેખ પ્રસિદ્ધ કરવો યોગ્ય લાગવાથી એ ખામી અત્યારે પૂરતો નથી.

પેનિલોપ અને કિલટેમ્નેસ્ટ્રા પતિઓની ગેરહાજરીમાં સુગ્ર મંત્રિની મદદથી પોતાનાં રાજ્ય ચલાવે છે.

સ્ત્રીઓનાં હૃદય શૌર્યથી ભરેલાં હોઇ શૌર્યની કદર પણ જાણે છે; અને આપણા રજપૂત વીરોની માફક, સ્ત્રીનાં મહેણાં ન ખમવાં પડે એ હેતુથી ઉત્તેજાઇ ઘણા પુરુષો શૌર્ય દાખવે છે.

ઘરમાં સ્ત્રીઓને બેસવા ઊઠવાના ખાસ ખંડ હતા; પણ તેઓ મર્દના ઓરડામાં આવે જ નહિ એવો અવરોધ ન હતો. કાંઇ જોવા સાંભળવા જેવું હોય તો—જેમકે નામાંકિત સ્ત્રીપુરુષોનાં ચરિતો ગાઇ સંભળાવનાર પૌરાણિકોને સાંભળવા—સ્ત્રી પુરુષો એક જ દિવાનખાનામાં એકઠાં બેસતાં. દરેક શહેરમાં ખુલ્લાં નૃત્યનાં ચોગાનો હતાં, અને તેમાં ભાઇ–બ્હેનો મિત્રો વગેરે એકઠાં નૃત્યમાં ભાગ લેતાં. જુવાન કુમારિકાઓ અને યુવકો એકઠાં મળી દ્રાક્ષાસવ બનાવતાં અને વિવાહ સમયે તેમ જ વનમહોત્સવમાં સ્ત્રી પુરુષો છૂટથી પરસ્પર મળતાં. યદ્યપિ લગ્ન પહેલાં સેવનન ( Wooing )નો રિવાજ નહતો, તથાપિ કન્યાની રુચિ જોઇને માબાપ લગ્ન કરાવતાં.

કુટુમ્બનાં લુગડાંલત્તાં બનાવવાં અને તે સાફસૂફ રાખવાં એ કામ સ્ત્રીઓનું જ ગણાતું. ઘરનાં તમામ લુગડાં સ્ત્રીઓ જ શીવતી, ભરતકામ કરતી, તથા લુગડાં ધોવાનું કામ પણ સ્ત્રીઓનું જ હતું. નૉસિકા જેવી રાજકન્યા રથમાં બેસી એની સાહેલીઓ સાથે, હાથમાં ચાબૂક અને રથ હાંકતી, નદીએ જાય છે; ત્યાં લુગડાં ધૂએ છે, લુગડાં પગથી દબાવે છે અને સૂકવવાં પાથરે છે. દરમિયાન નદી કાંઠે તેઓ ગાય છે, દોડે ખેલે છે અને દિવસ આનંદમાં નિર્ગમે છે. હોમરનાં કાવ્યોની—ગ્રીક—સ્ત્રીઓમાં કોઇ પણ જાતનું ઘરકામ કરવું હલકું ગણાતું નહતું. ખુલ્લી હવામાં તેઓ પુષ્કળ ફરતાં. આથી તેઓનું શરીર મજબૂત અને જુવાનીથી ભરેલું, મન નીરોગ અને સ્વભાવ મધુરો બનતો. અને એ ગુણોને લીધે તેઓ પોતાની સાથે સંસર્ગમાં આવતા પુરુષો ઉપર સાત્ત્વિક વશીકરણ વેરતાં.

ઇલિયડ અને ઑડિસિમાં એક પણ દુષ્ટતાથી વ્યભિચારમાં ડૂબેલી સ્ત્રી નથી. કોઇક વાર અનીતિ થઇ જતી આપણે જોઇએ છીએ, તો તે પણ એક અજ્ઞાન રૂપે, દુષ્ટતા રૂપે નહિ જ. વેશ્યાનું તો આપણે નામ જ સાંભળતાં નથી.

હોમરનાં કાવ્યોની સ્ત્રીઓ ઘણી રૂપવતી હતી અને એવી રૂપવતી સ્ત્રીઓની સંખ્યા પણ મોટી હતી. વળી એ પણ જાણવા જેવું છે કે એમાં 'સૌન્દર્યની ભાવનાનું ઓતપ્રોત તત્ત્વ શરીરની તંદુરસ્તી હતું; વિવિધ અંગોની અને અંગની રેખાઓની સમતા એ સૌન્દર્યનું લક્ષણ ગણાતું; તેમ જ ઊંચાઇ એ સૌન્દર્યમાં જરૂરની મનાતી. અને આવું તંદુરસ્તી ભર્યું સૌન્દર્ય માત્ર યુવાવસ્થામાં જ હોય એમ નહિ: હેલન ચાલીસ પચાસ વર્ષની થઇ તો પણ સુન્દરી જ લેખાતી. ઊછરતી બાલાને જ સૌન્દર્યની મૂર્તિ ગણતી એવી સંકુચિત વિષયી ભાવના હોમરના સમયમાં ગ્રીકોની નહતી.

ગ્રીક લોકોની સૌન્દર્યની ભાવના અને તેથી તેઓની સ્ત્રીઓ વિષેની સમજણ બિલકુલ વિષયી નહતી એ બતાવનારું એક ઉદાહરણ, જો કે તે હોમરનાં સમયનું નથી તથાપિ તે ગ્રીક સામાન્યને લાગુ પડતું હોવાથી અત્રે આપીશું. હાઇપીરાઇડીસ નામનો એક વક્તા ફ્રીનિ નામની એક ગણિકાનો ન્યાયની કચેરીમાં બચાવ કરતો હતો. એની શુષ્ક દલીલો

દીઠામાં આવે છેઃ—જનસમાજ કેની રીતે બળવાન કરવો એ ઉદ્દેશથી જ સ્પાર્ટાની સમગ્ર નીતિ ઘડાએલી હતીઃ અને બળનો અર્થ બહુધા શારીરિક બળ જ કરવામાં આવતો, અને સ્ત્રીનું પ્રયોજન પ્રજનન ( *Progeny* ) માત્ર જ ગણાતું અને તેથી એની કેળવણીમાં ઉચ્ચ અને સૂક્ષ્મ મનોવ્યાપારને કાંઇપણ સ્થાન મળેલું ન હતુંઃ સ્ત્રીને એક ઉન્નત કે સ્વતંત્ર આત્મા કે એક કુશળ ગૃહિણી કે એક સુખદ પત્ની બનાવવાના હેતુથી નહિ, પણ માત્ર એક વીર માતા—રાજ્યને જોઇતા લડવૈયા પકવવાનું એક ક્ષેત્ર—ધારીને જ એની કેળવણી રચાએલી હતી.

સ્પાર્ટા કરતાં પણ વધારે મહત્વનું એથન્સ છે. એથન્સમાં સ્પાર્ટાના ગુણ પણ નથી અને દોષ પણ નથી. મિલ્ટન કહે છે તેમ એ નગરી 'ગ્રીસનું નેત્ર અને કળા અને શસ્ત્રની માતા' છે; અને તેના આચારવિચારમાં ગ્રીસનું મુખ્ય સ્વરૂપ—જે સ્વરૂપે સમસ્ત પૃથ્વી ઉપર અસર કરી છે—તે વિશેષ પ્રગટ થાય છે. એથન્સની સ્ત્રીસંબંધી ભાવના સ્પાર્ટાથી ઊલટી હતી એટલું જ નહિ, પણ વિશેષ જાણવા જોગ તો એ છે કે ખાસ એથન્સમાં પણ બે પરસ્પર વિરુદ્ધ તરેહ સાથે સાથે નજરે પડે છે. દાસીઓ બાદ કરતાં એથન્સની સ્ત્રીઓના બે વર્ગ હતાઃ કુલાંગના અને વારાંગના. તેમાં કુલાંગના ઘરના ઓરડાની બહાર પણ ભાગ્યે જ પગ મૂકી શકતી અને તેની સઘળી કેળવણી કુટુમ્બની સગવડ અને સુખ સાધવા પૂરતી જ હતી. ઘરના અમુક ખંડ સ્ત્રીઓ માટે હતા. અને તે પણ ખાસ કરીને મેડીએ જ—જેથી તેઓ પુરુષના જાણ્યા વિના છાનીમાની ઘરની બહાર જઇ ન શકે. ભોજન વખતે પણ પુરુષ સાથે ભળવાની તેઓને છૂટ ન હતી અને આખું શરીર ઢાંકવાનો રિવાજ હતો. અનીતિ માટે અત્યન્ત ક્રૂર સજા હતી. પતિને માથે એવી સ્ત્રીનો ત્યાગ કરવાની ફરજ હતી; અને એ કોઇ દેવાલયમાં નજરે પડે તો એનાં લુગડાં ફાડી નાંખવાની અગર એવી બીજી કોઈ રીતે એને હેરાન કરવાની ગમે તે માણસને છૂટ હતી. સાધારણ રીતે પંદર સોળ વર્ષે કન્યા પરણાવવામાં આવતી પણ ત્યાં સુધી એનું નામ પણ કોઇ ભાગ્યે જ સાંભળે, તો પછી કેળવણીની તો વાત જ શી? પેરિક્લસ કહે છે કે Great is the glory of that woman *who is least talked of among men, either in the way of* praise or blame." "પુરુષોમાં જેની વાત ન થાય, અને સ્તુતિ કે નિન્દા બેમાંથી એકેનો વિષય ન બને તે સ્ત્રી ઉત્તમ." ઘરમાં પુરાઇ રહેવું અને પતિની આજ્ઞા પાળવી, એ એનો પરમ ધર્મ; ધાર્મિક વરઘોડામાં કે સગાંસંબંધીનાં મરણ વખતે જ બહાર નીકળવાની છૂટ. અને ઘરમાં ગુલામો ઉપર દેખરેખ રાખવી, ધણી અને છોકરાંનાં લુગડાં સીવવાં, સીધું–સામાન તપાસવો, અને બાળકોને ઉછેરવાં એ એનાં હંમેશનાં કર્તવ્યઃ. વરકન્યાની સગાઇ દોશીઓ કરી આપતી. તેઓ ઘેર ઘેર ફરીને વરના ગુણ કન્યાને અને કન્યાના ગુણ વરને કહેતી—અને એ રીતે વરકન્યાની સગાઇ ગોઠવી આપતી. જે સ્ત્રી પર કરકસરથી ચલાવે અને તંદુરસ્ત છોકરાંઓને–ખાસ કરીને છોકરાઓને–જન્મ આપે તે પતિને ગમે; તે ઉપરાંત પતિને પત્ની ઉપર બહુ પ્રેમ હોય એમ જણાતું નથી.

આવી સ્થિતિનું પરિણામ સારું આવે એ અશક્ય છે. સ્ત્રીઓ અન્તઃપુરમાં બેઠી બેઠી

રોમન સ્ત્રીઓએ પોતે ઘણા—જેમાંના કેટલાક દુષ્ટ પણ—પત્નો કરેલા જણાય છે. ઇ. સ. પૂ. ૩૩૧માં રોમના અમીર વર્ગમાં ભારે મરકી ચાલી હતી. અને એનું કારણ એવું મનાય છે કે સ્ત્રીઓએ પુરુષોને ઝેર દીધું હતું. ગૉલ સાથેની લડાઈમાં હારવાથી રોમના લોકોને જ્યારે ભારે દંડ ભરવો પડેલો, તે વખતે સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં અને સ્ત્રીધન સમર્પી દીધેલાં; પણ રોમ જ્યારે પાછું જાહોજલાલીમાં આવા ગયું ત્યારે પણ અમુક હદ ઉપરાંત સ્ત્રીઓએ વધારે સ્ત્રીધન રાખવું નહિ એવો કાયદો પસાર થવા જતો હતો તે સામે રોમન સ્ત્રીઓએ ભારે ટક્કર લીધી, અને હાલમાં ઈંગ્લંડમાં સ્ત્રીઓના રાજકીય હક બાબત જેવી હિલચાલ ચાલે છે તેવી જ હિલચાલ ઉઠાવી.

પણ રોમનો સમગ્ર ઇતિહાસ લેતાં—સામાન્ય રીતે એમ કહી શકાય કે ગ્રીસ કરતાં રોમમાં સ્ત્રીની પદવી ઘણી ઊંચી હતી. રોમમાં પત્ની તે ઘરની રાણી હતી; લગ્ન તે નાનાં મોટાં સર્વ કૃત્યોમાં સહચાર રૂપ હતું; અને પતિ પત્ની વચ્ચે પૂર્ણ માન અને સંપ જોવામા આવતાં. ઘરના મુખ્ય ખંડમાં બેસીને ગૃહિણી એની પરિચારિકાઓ પાસે કામ કરાવતી, અને પોતે પતિનાં અને આખા કુટુમ્બનાં લુગડાં બનાવતી; રાંધવાનું કામ એને માથે ન હતું. પતિની સાથે જમતી, અને પતિ આરામ લે ત્યારે પાસે પ્રેમભરી બેસતી; પતિના મિત્રોની આગતાસ્વાગતા કરતી, છોકરાં ઉછેરતી, અને ઘર બહાર પણ છૂટથી જતી આવતી. રોમનાં પતિપત્ની અને માબાપ અને છોકરાંના સ્નેહની વિવિધ વાતોએ આપણે વાંચીએ છીએ તેમાં ઉપર પ્રમાણે ઘરમાં સ્ત્રીની પ્રતિષ્ઠા જોતાં કાંઈ નવાઈ જેવું લાગતું નથી. કહે છે કે ટાઇબેરિયસની પથારીમાંથી એક વખતે એક સાપ અને સાપણ નીકળ્યાં; તે બાબત જોશીઓનો એવો અભિપ્રાય થયો કે બંનેને છોડી મૂકવાથી અત્યંત હાનિ છે, અને એમાંથી નરને મારશે તો પોતે મરશે અને માદાને મારશે તો એની સ્ત્રી મરશે. ટાઇબેરિયસે નરને મારી નાંખ્યો, અને ત્યારપછી થોડે દિવસે પોતે મરી ગયો! તે જ પ્રમાણે સ્ત્રીઓએ પણ પતિ સાથે અનેક સંકટો વેઠયાની અને પતિ પાછળ જીવ આપ્યાની વાતો પ્રચલિત છે.

ગ્રીક લોકોને ગૃહસુખ અજ્ઞાત હતું એટલું જ નહિ પણ બહારના વ્યવહારમાં પણ ગૃહિણીની સલાહ લેવાનો આનંદ તેઓએ કદી જાણ્યો નહોતો. ગ્રીક ઇતિહાસમાં વારાંગનાઓને બાદ કરતાં, કોઈ સ્ત્રીએ સાહિત્ય તત્ત્વજ્ઞાન કે રાજ્યનીતિમાં કામ કર્યું નથી. પૉમ્પીની બીજીવારની સ્ત્રી કૉર્નેલિયા સાહિત્ય સંગીતમાં નિપુણ હતી તેમજ ભૂમિતિ જાણતી અને તત્ત્વજ્ઞાનના વાદવિવાદ સાંભળતી અને સમજતી. એન્ટોનિની પત્ની ઑક્ટેવિયાએ રાજ્યકારભારમાં ભાગ લીધો હતો. અને પહેલી ઍગ્રિપિનાએ એક બળવો બેસાડી દીધો હતો અને ઘણી સ્ત્રીઓ પોતાના રાજ્યાધિકારી પતિઓ સાથે દૂર પ્રાન્તોમાં જતી અને પતિના રાજ્યવહિવટમાં મદદ કરતી. સ્ટોઇક તત્ત્વજ્ઞાનનું પાન કરેલી સ્ત્રીઓનાં પણ ઘણાં દૃષ્ટાન્તો છેઃ તેઓના મનની દૃઢતા અને આત્મમાન પુરુષ જેવાં જ હતાં.

બ્રુટસે જ્યારે એક રાજ્યરહસ્ય એની સ્ત્રીથી સંતાડ્યું ત્યારે એ સ્ત્રીએ કહ્યું હતું કે–" તમે ધારતા હશો કે હું સ્ત્રી હોઇ નિર્બળ મનની હઇશ; પણ યાદ રાખજો કે I am Cato's daughter and also Brutus' wife–હું કેટોની દીકરી અને વળી બ્રુટસની પત્ની છું." એરિયા નામની એક બીજી સ્ટોઇક સ્ત્રીના મનોબળ વિષે પણ એક બે અસરકારક

"The duties of the wife were simple; she had to obey her husband, for he was her head, her lord and superior; she was to fear him, reverence him, and praise him alone; she had to cultivate silence; she had to spin and take care of the house; and she ought to stay at home, and attend to her children. The only occasions for her going out were when she went to church, or with her husband to visit a sick brother."

Clement of Alexandra ગૃહિણીનું કર્તવ્ય એટલું જ બતાવે છે કે—

"She is to exercise herself in spinning and weaving and superintending the cooking if necessary. Women are with their own hand to fetch from store what we require; and it is no disgrace for them to apply themselves to the mill; nor is it a reproach to a wife—housekeeper and helpmeet—to occupy herself in cooking, so that it may be palatable to her husband. And if she shake up the couch, reach drink to her husband when thirsty, set food on the table as neatly as possible and so give herself exercise tending to sound health, the Instructor will approve of a woman like this."

આ રીતે સ્ત્રી એ એક ઘરની ગૃહિણી મટી દાસી થઇ રહી. "આગળ જતાં તો પરણવું એ પણ એક પાપ મનાયું અને Virgin ( નૈષ્ઠિક બ્રહ્મચારિણી—કુમારિકા ), widow (વિધવા) અને wife ( પરણિતા સૌભાગ્યવતી ) એમ ક્રમવાર ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ તરીકે ગણના થવા લાગી. જંગલી દશામાં ભાઇ બ્હેનનાં લગ્ન; પછી પરગોત્રમાં લગ્ન. પછી એક જ સ્ત્રી સાથે લગ્ન; પછી વ્યભિચારનો પ્રતિબન્ધ, અને સૌથી ઉપરે આમરણાન્ત બ્રહ્મચર્ય—એમ વિકાસક્રમની દલીલ બનાવીને, બ્રહ્મચર્યની ભાવના સિદ્ધ કરવામાં આવી. વૈરાગ્યવૃત્તિ એવી વધતી ચાલી કે એક સ્ત્રીના મરણ પછી બીજી સ્ત્રી પરણવી એ પણ વ્યભિચાર છે એમ ઉપદેશ થવા લાગ્યો. અને તે પ્રેમભંગના કારણથી નહિ, પણ વ્યભિચારના કારણથી એ ધ્યાનમાં રાખવાનું છે. લગ્નનાં ગીતથી વિષયવાસના ઉત્તેજિત થાય છે તેથી સ્ત્રીઓએ કોઇનાં લગ્ન જોવા જવું નહિ. નાટક તમાશા વગેરે જોવા જવું નહિ, ઘરેણાં પહેરવાં નહિ, લુગડાં પહેરવાં નહિ. વિધવાઓએ તો પુષ્કળ ઉપવાસ કરવા અને પ્રભુભજનમાં જ કાળ નિર્ગમવો. સ્ત્રીજાતિ સ્વભાવથી જ દંડને પાત્ર છે, અને વિચારમાં અસ્થિર અને નીચ છે ઇત્યાદિ આપણા નિર્વેદપ્રધાન ગ્રન્થોનાં જેવાં વચનો પણ વાંચવામાં આવે છે. ટર્ટુલિયન કહે છે કે "Thou art the devil's gate, the betrayer of the tree, the first deserter of the divine law."

સેંટ ઑગસ્ટાઇન કહે છેઃ—

"Beware of Eve in every woman."

પ્રાચીન તે ઋગ્વેદસંહિતા છે. એમાં સ્પષ્ટ તેમજ ગર્ભિત રીતે સ્ત્રીની પ્રતિષ્ઠા વિષે માહિતી આપતાં ઘણાં વચનો મળી આવે છે. પ્રથમ તો એટલું જ જુઓ કે પરમાત્મા સંબંધી ઋષિઓની પ્રાચીનમાં પ્રાચીન ભાવના તે પુરુષરૂપે નહિ, પણ સ્ત્રી રૂપે જ પ્રત્યક્ષ થએલી છે. '**अदिति**'-શબ્દ ઉપરથી '**आदित्य**'-શબ્દ થએલો છે. અને તેથી વરુણ વગેરે આદિત્યો કરતાં પણ એની પૂજા જૂની હોવી જોઇએ એમ સહજ અનુમાન થઇ શકે છે. અને એમાં પ્રકૃત વિષય માટે ખાસ ધ્યાનમાં લેવા જેવું છે કે એ અદિતિ તે કોઈ અન્ય દેવની સ્ત્રીરૂપે કલ્પાએલી નથી, પણ સ્વતન્ત્ર આદિકારણ-દેવોની માતા-તરીકે મનાએલી છે. અર્થાત્, પછીના કાળમાં આપણે જેમ વરુણ ઉપરથી વરુણાની, ભવ ઉપરથી ભવાની, ઇન્દ્ર ઉપરથી ઇન્દ્રાણી વગેરે રૂપો થતાં જોઇએ છીએ અને તે ઉપરથી સ્ત્રીની ગૌણતાનું અનુમાન કરવાનું કાંઇક પણ દેખીતું કારણ મળે છે તેમ અદિતિની બાબતમાં જણાતું નથી. વળી સ્ત્રીની મૂર્તિ તેઓને કેવી મનોહર લાગતી હશે તે ઉષા ( Dawn )નાં અસંખ્ય વર્ણનોમાં શબ્દે શબ્દે જણાઈ આવે છે. સ્ત્રી અને પુરુષ યજ્ઞમાં સાથે ભાગ લેતાં; સ્ત્રી અને પુરુષ બંને ઘરનાં એકઠાં માલિક (**दम्पती-दमः**-Domus, a house **पति**-Lord. ) ગણાતાં; અને "**न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते** ઇંટ માટીનું ઘર તે ઘર નથી પણ ગૃહિણી એ જ ઘર છે" ઇત્યાદિ પાછલા કાળનાં વચનોમાં પ્રત્યક્ષ થતો કોમળ ભાવ તે વેદકાળમાં પણ અસ્તિત્વમાં હતો એમ બતાવનારાં પ્રમાણો છે. મં. ૩. ૪. ૫૩ માં ઋષિ "**जायेदमस्तं मघवन् सेदु योनिः**" હે મઘવન્ ! ( ઇન્દ્ર ) સ્ત્રી એ જ ઘર છે, એ જ સર્વનું કારણ છે" એમ સ્ત્રીનો મહિમા ગાઈ, ઇન્દ્રને ગૃહસ્થાશ્રમીને ત્યાં આવવાની પ્રાર્થના કરે છે.

મં. ૭. ૧૮. ૨ માં "**राजेव हि जानिभिः क्षेष्येवाद्युभिः**"-રાજા જેમ 'જનિ'થી અર્થાત્ જનાનાથી-સ્ત્રીઓથી-વીંટળાએલો હોય તેમ જ્યોતિઓથી તું વીંટળાએલો રહે છે."-એવું એક વચન છે. અને તે ઉપરથી ઋગ્વેદસંહિતાના સમયમાં બહુ સ્ત્રી પરણવાનો રિવાજ હશે એમ અનુમાન ઉપસ્થિત થાય. પરન્તુ એ વાક્યમાં '**जानि**'નો અર્થ માત્ર સામાન્ય સ્ત્રી એટલે કે દાસી સંભવે છે, તેમ '**द्युभिः**' 'જ્યોતિઓ' બહુવચનમાં હોવાથી '**जनि**'ને બહુવચન આપવાની જરૂર પડી હશે એમ પણ કહી શકાય ખરું. પણ ઘણું કરીને તો રાજાઓ જ બહુ સ્ત્રી પરણવાની છૂટ લેતા હશે અને સામાન્ય નિયમ એક સ્ત્રી ( જેમ કે વસિષ્ઠની અરુન્ધતી ) પરણવાનો રિવાજ હશે એમ લાગે છે. કારણ કે દશમાં મંડળમાં લગ્ન સંબંધી જે સૂક્ત છે અને જેમાં તે વખતમાં પતિપત્નીના સંબંધ વિષેના વિચારો એકત્રિત થઇ ગોઠવાયા છે તેમાં વહુને નીચે પ્રમાણે આશીર્વાદ દીધો છેઃ

"**सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव**
**ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञ्येधि देवृषु**"

સસરા પર તું મહારાણીપદ મેળવ; સાસુ ઉપર મેળવ, નણંદ ઉપર મેળવ, દિયરો ઉપર મેળવ." આમાં સપત્નીનો ઉલ્લેખ નથી; અને જો તે વખતે બહુ સ્ત્રીઓ પરણવાનો રિવાજ હોય તો સપત્નીજન ઉપર મહારાણીપદ પ્રાપ્ત કરવાનો આશીર્વાદ તો આપણે સૌ કરતાં પહેલો જ વાંચીએ. એ જ સૂક્તમાં પતિપત્નીના સ્નેહની ભાવના કેવી ઊંચી હશે એ સમજવા માટે પુષ્કળ વચનો છે.

"सपत्नी मे पराणुद। पतिं मे केवलं कृधि" "મારી સપત્નીને પાછી પાડ, અને મારા પતિને મારી એકલીનો કર"–એવી પ્રાર્થના થતી સંભળાય છે.

"यथा सिन्धुर्नदीनां साम्राज्यं सुषुवे वृषा
एवा त्वं सम्राज्ञ्येधि पत्युरस्तं परेत्य"—

એ પ્રમાણે લગ્નસૂક્તમાં સાસુ, સસરા, નણંદ અને દિયર ઉપર સામ્રાજ્ય મેળવવાના મંત્ર સાથે નદીઓમાં સિન્ધુની માફક પતિને ઘેર લઇ જઇ સામ્રાજ્ય મેળવવાનો મંત્ર ઉમેરાયો છે. પણ પતિને પોતાને વશ કરી લેવા માટે તથા સપત્નીને કાઢવા માટે જડીબુટ્ટી ખોદવાનો અથર્વવેદમાં મેલો મંત્ર* આપેલો છે તેથી જણાય છે કે મૂળની ભાવનામાં થએલો ફેરફાર અનાર્યોની સંગતિનું પરિણામ હશે અગર તો હજી પણ તે માત્ર નીચ વર્ગના માણસો માટે જ સત્ય હશે.

બ્રાહ્મણ–આરણ્યક–અને ઉપનિષદ્ ગ્રન્થોના કાળમાં સ્ત્રીની પ્રતિષ્ઠા તત્ત્વજ્ઞાનની રીતિએ પ્રતિપાદન થતી જોવામાં આવે છે. શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે—

"मिथुन उ एवायमात्मा। अङ्गुष्ठा इति पुमांसः अङ्गुलय इति स्त्रियः कर्णाविति पुमांसौ भ्रुवाविति स्त्रियौ ओष्ठाविति पुमांसौ नासिके इति स्त्रियौ दन्ताविति पुमांसौ जिह्वेति स्त्री"

આ આત્મા (શરીર) મનુષ્ય પોતે સ્ત્રી અને પુરુષ ઉભયરૂપ છેઃ અંગુઠા એ પુરુષ, આંગળીઓ એ સ્ત્રી; કર્ણ એ પુરુષ, ભમ્મરો એ સ્ત્રી, હોઠ એ પુરુષ, નાસિકા એ સ્ત્રી; દાંત એ પુરુષ, જિહ્વા એ સ્ત્રી."—

વળી બૃહદારણ્યક ઉપનિષદ્માં કહ્યું છે કેઃ—

"स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् स हैतावानास यथा स्त्रीपुमांसौ संपरिष्वक्तौ स इममेवात्मानं द्वेधापातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादिदमर्धबृगलमिव स्व इति ह स्माऽऽह याज्ञवल्क्यः। तस्मादयमाकाशः स्त्रिया पूर्यत एव"

પ્રજાપતિ—પરમાત્માને–એકલા ગમ્યું નહિ (અને તેથી હજી પણ કોઇ માણસને એકલા હોવું ગમતું નથી); અને તેથી એને બીજાની ઇચ્છા થઇ. એ સ્ત્રી અને પુરુષ મળીને જે એક આખું સ્વરૂપ થાય છે તે તે પોતે હતા. પછી તેમણે પોતાના સમગ્ર સ્વરૂપના બે ભાગ પાડ્યા–'પાડ્યા' ('पत–પડવું') તેથી એક ભાગ પતિ અને બીજો ભાગ પત્ની કહેવાય છે. તેથી વિવાહ પૂર્વે, પુરુષ તે પોતાના ખરા સ્વરૂપનું માત્ર અડધિયું જ છેઃ આ 'આકાશ' કહેતાં શૂન્યકાર (સ્ત્રી વિનાનો પુરુષ અગર તો આ સમસ્ત વિશ્વ.) તે સ્ત્રી થકી જ પૂરાય છે."

ઋગ્વેદના સમયમાં સ્ત્રીઓએ મંત્ર રચેલા આપણે જોઇએ છીએ; અને ઉપનિષત્કાળમાં પણ મૈત્રેયી ગાર્ગી જેવી બ્રહ્મવાદિની સ્ત્રીઓ થએલી સુપ્રસિદ્ધ છે; અને પાછળના વખતનું શ્રીમદ્ભાગવતનું પ્રમાણ લઇએ તો આ પ્રાચીનકાળમાં વયુના અને ધારિણી નામની વગર પરણે બ્રહ્મવાદિની થએલી સ્ત્રીઓ પણ થઇ ગઇ છે. સૌ કરતાં વિશેષ જાણવા જોગ એ થઇ પડે છે કે સારી માતા વિના બ્રહ્મવિદ્ થવું અશક્ય છે એવો સિદ્ધાંત આ સમયમાં સ્પષ્ટ રીતે બહાર પડ્યો છે. બૃહદારણ્યક જે સર્વ ઉપનિષદ્માં જૂનામાં જૂનું

---

* "इमां खनाम्योषधिं वीरुधां बलवत्तमाम्
यया सपत्नीं बाधते यया संविन्दते पतिम्।

નિર્વચન આપતાં કહ્યું છે કેઃ "**दीव्यतेः**" સ્ત્રી દિયર સાથે બાજી રમે છે માટે ( **दिव्**–બાજી રમવી ) **देवरः** "દિયર" એવું નામ પાડયું છે–આથી કુટુંબના વિવિધજનો 'દિયર ભોજાઇ વગેરે પરસ્પર કેવો વિનોદ કરતાં હશે એનો કાંઇક ખ્યાલ આવે છે. વળી એમાં એક ઠેકાણે પુત્ર અને દુહિતા બન્ને દાયાધિકારી છે કે કેમ એ પ્રશ્ન ચર્ચ્યો છેઃ બંને સરખી રીતે માતાપિતાનાં શરીરમાંથી ઉત્પન્ન થાય છે અને તેથી બંને સરખાં અધિકારી છે એમ એક મત ટાંકયો છે, અને છેવટે એવો સિદ્ધાન્ત બાંધ્યો છે કે જે છોકરીને ભાઇ ન હોય તેને દાયનો અધિકાર છે. બંનેના સરખા અધિકાર પ્રતિપાદન કરનારો એક મત હોય એ વસ્તુ જાતે જ જાણવા જોગ છે. પણ દીકરીને વારસો શા માટે નહિ એનું જે કારણ યાસ્કે બતાવ્યું છે તે ખુશી ઉપજાવે એવું નથીઃ "**तस्मात् स्त्रियं जातां परास्यन्ति न पुमांसमिति च स्त्रीणां दानविक्रयातिसर्गा विद्यन्ते न पुंसः**" "દીકરીને ફેંકી દે છે; દીકરાને ફેંકી દેતા નથી—સ્ત્રીઓનું દાન વેચાણ અને ત્યાગ થાય છે, પુરુષોનું નહિ." આ સ્થિતિ બેશક ખેદ ઉપજાવનારી છે. ટીકાકાર કહે તેમ આ દાન વેચાણ અને ત્યાગ તે જુદા જુદા પ્રકારના વિવાહ માત્ર જ હોય તો દિલગીર થવાનું કારણ નથી. પણ મને ભય રહે છે કે આ વાકય સ્ત્રીની હવે થવા માંડેલી અધમ ગણનાની સાક્ષ્ય પૂરે છે. વળી **दुहिता** શબ્દનું નિર્વચન કરતાં યાસ્ક કહે છે કે **दुर्हिता, दूरे हिता, दोग्धेर्वाः** તેમાં **दूरे हिता** ( આઘે મૂકેલી, દૂર દેશ કે પારકે ઘેર પરણાવેલી; અથવા તો **दोग्धेः** ( દૂહે છે—ટીકાકાર કહે છે તેમ માબાપના પૈસા દૂહે એમ પણ અર્થ થાય; અથવા તો ઓરિયન્ટલ સ્કૉલરો કહે છે તેમ ગાયોનું દૂધ દૂહે છે એમ પણ થાય.) એ બે નિર્વચનો તો ઠીક. પણ "**दुर्हिता** ( ખોટી મૂકાએલી, દુઃખરૂપ આવી પડેલી ), અગર તો '**दूरे हिता**' ( પારકે ઘેર જ સારી એ અર્થમાં ) નિર્વચન ખેદકારક છે. માત્ર સાસરે દીકરીનું દુઃખ જોઇ અનુકંપાથી આ વચન નીકળ્યું હોય તો માબાપ ઉપર આપણને ગુસ્સો ન આવે; સાસરીઆં ઉપર તો તો પણ આવશે જ.

યાસ્કનો સમય વેદના સમયથી કેવો જુદો હતો તે આટલાથી જ સમજાશે કે દીકરીના વારસાનો સવાલ જેમ યાસ્કે ચર્ચ્યો છે તેમ ઋગ્વેદસંહિતાની કેટલીક ઋચાઓમાં પણ ચર્ચાયો છે. પણ એ ઋચાઓમાં દીકરીને વારસો ન આપવાનું કારણ દીકરી સ્ત્રી હોઇ દીકરા કરતાં ઊતરતી છે એમ બતાવ્યું નથી; પણ દીકરી ગર્ભમાં હોય ત્યારથી એ જમાઇનું જ ધન ( નિક્ષેપ-deposit ) છે, અને એની માને છોકરો હોય છતાં તે દીકરીને વારસો આપે તો વંશનું કલ્યાણ એક કરે અને દ્રવ્યનો ઉપભોગ બીજો કરે એવી વિષમ સ્થિતિ પ્રાપ્ત થાય—એમ કહ્યું છે.×

યાસ્કનો સમય ધર્મની બાબત પણ અસંતોષકારક હતો. વેદના અર્થમાંથી ધાર્મિક તેજ ઊડી ગયું હતું. અને તેથી સંસારની અભિદેવના—સ્ત્રી સંબંધી પણ એ સમયના વિચારો નિકૃષ્ટ હોય એમાં શું આશ્ચર્ય ? એ સમયની ધર્મહીનતામાંથી દેશનો નિસ્તાર બે રીતે થયોઃ બુદ્ધદેવ અને મહાવીરસ્વામીએ ફરી જગાવેલી વૈરાગ્યની ભાવનાદ્વારા, અને કૃષ્ણ ભગવાને પ્રવર્તાવેલી કર્મ ભક્તિ અને જ્ઞાનની અદ્‌ભુત એકતાવાળા ઉપદેશદ્વારા. ગૌતમબુદ્ધના વિષયપરાઙ્મુખ હૃદયને સંસારી સ્ત્રીનો ઘણો કંટાળો હતો. આનન્દે એને પૂછયું કે અમારી

× न जामये तान्वो रिक्थमारैक् चकार गर्भं सनितुर्निधानम्।
यदी मातरो जनयन्त वह्निमन्यः कर्ता सुकृतोरन्य ऋन्धन्।

તો સંબંધ ધરાવતો ન હોય ? અને એમ હોય તો જેમ ફલજ્યોતિષના કેટલાક વહેમ બાબિલોનમાંથી આવેલા કહેવાય છે તેમ આ ગણિકાની સંસ્થા પણ કદાચ ગ્રીસમાથી આવી હોય એમ સ્વાભાવિક કલ્પના ઊપજે છે. આ વખતના મૃચ્છકટિક નાટકમાં ચારુદત્તની સ્ત્રી ધૂતા અને ગણિકા વસન્તસેના તે ગ્રીસની કુલાંગના અને વારાંગનાનો બરાબર દાખલો છે. પણ વિશેષ પુષ્ટિદાયક પ્રમાણને અભાવે, તેમ જ એક જ સંસ્થા મનુષ્યસ્વભાવમાં રહેલાં ત્રિગુણાત્મિકા પ્રકૃતિનાં ગૂઢ બાજોમાંથી અનેક સ્થળે ઉદ્‌ભવી આવે એ સંભવિત છે–એ કારણથી, હું આ સંબંધમાં વિશેષ આગ્રહથી કાંઈ પ્રતિપાદન નહિ કરું. વાત્સ્યાયન કા૦ સૂ૦ જોતાં ગણિકા રાજપુત્રીઓ અને મહામાત્યની છોકરીઓ સવિશેષ કેળવણી પામતી એમ જણાય છે. કલાની કેળવણી તો વધારે સામાન્ય હશે એમ અનુમાન થાય છે કારણ કે—

"तथा पतिवियोगे च व्यसनं दारुणं गता।
दशान्तरेऽपि विद्याभिः सा सुखेनैव जीवति"

એમ કલાને દુઃખના વખતમાં આજીવિકાના સાધન તરીકે પણ કહી છે. અત્રે એટલું ધ્યાનમાં રાખવું કે કલાની કેળવણી ખીલી છે પણ મહાભારતના સમયમાં " કુન્તી તે કૃષ્ણ અને વિદુરના જેવી જ નીતિશાસ્ત્રમાં પ્રમાણભૂત છે " એમ જે વર્ણન વાંચવામાં આવતું તે સમય હવે વીતી ગયો છે.

કન્યા વર કરતાં ત્રણ વરસ નાની હોય તો સારું એમ મનાતું, અને જે કન્યામાં મન અને આંખ ઠરે ત્યાં જ કલ્યાણ થાય; બીજી દરકાર કરવી નહિ એમ એક મત દર્શાવ્યો છે. સપત્નીનાં દુઃખ જામી ગયાં છે—અને પતિને કેવી રીતે વશ કરવો એનાં સુકુમાર પણ કુટિલ સાધનો (પણ તે અથર્વવેદની માફક જડીબુટ્ટીનાં નહિ પણ માનસિક અને વ્યાવહારિક) યોજાયાં છે. સાધારણ રીતે જડતા, ખરાબ સ્વભાવ, અકર્મીપણું, છોકરાં ન થવાં, ફરી ફરીને છોકરીઓ જ થવી, અને છેવટે ધણીનો સ્વચ્છન્દ—એટલાં સ્ત્રી ઉપર સ્ત્રી કરવામાં કારણ કહ્યાં છે:

કાલિદાસના શાકુંતલ નાટકમાં એક સામુદ્રવ્યવહારી વણિક મરી ગએલાની વાત આવે છે. તે પ્રસંગે કવિએ રાજા પાસે કહેવડાવ્યું કે **बहुधनत्वात् बहुपत्नीकेनतत्रभवता भाव्यम्** આથી કાલિદાસના સમયમાં ધનિકોમાં બહુ સ્ત્રી કરવાનો રિવાજ હશે એમ લાગે છે. વળી, લાજ અને પડદાનો રિવાજ—જે વેદકાળમાં તેમ જ ત્યાર પછી પણ લાંબા વખત સુધી નહોતો એમ માનવાને પુષ્કળ કારણ છે—તે કાલિદાસના વખતમાં થોડોક પણ હોય એમ દેખાય છે. સાધારણ રીતે પડદાના રિવાજની સઘળી જવાબદારી મુસલમાનોના ઉપર જ નાંખવામાં આવે છે. પણ કાલિદાસના ગ્રંથોમાં જનાના માટે **शुद्धान्त** અને **अवरोध** શબ્દ વાંચ્યા પછી એ વિચાર ભાગ્યે જ ટકી શકશે. **शुद्धान्त** એટલે ઘરનો શુદ્ધભાગ, જેમાં કોઈ જા આવ ન કરે તેવો સ્ત્રીઓને રહેવાનો ખંડ; અને **अवरोध** (रुध् to confine or to obstruct) એટલે જે ભાગમાં સ્ત્રીઓને રાખવામાં આવે, અગર તો જેમાં પારકા માણસને પેસતો અટકાવવામાં આવે તે ભાગ. પડદાનો રિવાજ આખી પ્રજામાં તો તે વખતે નહિ હોય, પણ મને લાગે છે કે હાલ પણ જેમ પરદેશી રિવાજની અસર ઊંચા વર્ગ ઉપર સૌથી પહેલી થાય છે તેમ કાલિદાસના વખતમાં પણ ગ્રીસની અસર રાજા અને રાજા જેવા ધનિકોને ત્યાં સૌથી પહેલી થઇ ચૂકી હશે–અને તેથી ગ્રીસમાં જેમ કુલાંગનાઓ

સદ્‌ગૃહસ્થો ! વિષય જાતે જ વિશાળ છે, અને આ લેખ તમે સહેજ કરી શકો તે કરતાં ઘણો લાંબો થઈ ગયો છે. છતાં, હજી તે ઘણા ભાગમાં અપૂર્ણ છેઃ હજી તો મેં મહાભારત અને રામાયણની ભાવનાનું વિવેચન કર્યું નથી. પહેલાનો તો ઉલ્લેખ પણ કર્યો છે, બીજાનો તો સ્પર્શ કર્યો નથીઃ કારણ કે આ બે પુસ્તકોમાં જુદા જુદા સમયના થરો ચઢેલા છે, અને તેથી એના આધારે દલીલ કરતા પહેલાં મારે આપની આગળ એ થરોનું પૃથક્કરણ કરવું જોઇએ—જે સાંભળવા જેટલી આપને આજ ફુરસદ નથી. બીજું—એ જ પ્રમાણે સ્મૃતિઓનું આખું વાઙ્‌મય પણ મેં કોરાણે જ રહેવા દીધું છે અને તે પણ એમને કાલિક ક્રમમાં પ્રથમ ગોઠવવાની જરૂર હોવાથી—જે કરવા જેટલો અત્યારે વખત નથી.

ભવભૂતિ અને રાજશેખર પછીના સંસ્કૃત કવિઓમાં આ પ્રશ્ન ઉપર અજવાળું પાડે એવી બહુ નૂતનતા નથી. તથાપિ પ્રાકૃત અને પ્રચલિત દેશી ભાષાઓના ગ્રન્થોમાંથી આ *બાબત ઘણું કહી શકાય એમ છે. તુલસીદાસ તુકારામ આદિનો તીવ્ર વૈરાગ્ય અને તજ્જન્ય* સ્ત્રી પ્રત્યેનો એમનો અનાદર—એ મધ્યયુગનો ક્રિશ્ચિયન ઉદ્‌ગારો સાથે સરખાવવા જેવાં છે. અને તે સામે આપણા ગુર્જર મહાકવિ પ્રેમાનન્દે અષ્ટાવક્રાખ્યાનમાં પ્રીતિથી ગાએલો ગૃહસ્થાશ્રમનો મહિમા મૂકવા જેવો છે. વિદ્યારણ્ય મુનિએ જીવન્મુક્તિવિવેકમાં સ્ત્રીને બ્રહ્મવિદ્યાનો અધિકાર આપ્યો છે, તે વિષે પણ કેટલુંક બોલવા જેવું છે. વાચસ્પતિમિશ્ર પોતાની પત્નીને છોકરું ન હતું તેથી તેના આશ્વાસન અર્થે "ભામતી" નામની શાંકર શારીરિક ભાષ્ય ઉપર પોતાની સ્ત્રીનું નામ અમર કરતી ટીકા લખી—અને સીતા, શિલાભટ્ટારિકા વગેરે બાઇઓએ કાવ્ય રચીને જે નામના મેળવી, તથા લીલાવતીએ ગણિતશાસ્ત્રની જે વિદ્યા પ્રાપ્ત કરી તે વગેરે ઘણી બાબતો વિષે કહેવું રહી જાય છે. બલ્કે, કાલસંકોચને લીધે ( મારા લખવાના તેમ જ આપના સાંભળવાના કાલસંકોચને લીધે ) રહેવા દેવું પડે છે.

છેવટે, હવે ઉપસંહાર કરતાં મારે જણાવવું જોઇએ કે મેં તો આપની સમક્ષ માત્ર આ મહાપ્રશ્નનાં ઐતિહાસિક સાધનો જ મૂકયાં છે—એના ઉપર વિવેકબુદ્ધિ વાપરી દેશ કાલ અને મનુષ્યના સનાતન ધર્મને અનુસરી જે કર્તવ્યનો માર્ગ નક્કી કરવો જોઇએ એ તે વિષેનો વિચાર તો અત્યારે હું આપને જ સોંપું છું.

પ્રો. સીલિ એક ઠેકાણે કહે છે તેમ

> Politics without History has no root;
> History without politics has no fruit.

ઇતિહાસ વિના નીતિશાસ્ત્ર નિર્મૂલ છે, નીતિશાસ્ત્ર વિના ઇતિહાસ નિષ્ફળ છે.

રૂપાન્તર કરીએ તો વિચાર વિના આચાર નિર્મૂલ છે, આચાર વિના વિચાર નિષ્ફળ છે. અન્તે, માત્ર એક વિદ્વાનના શબ્દોમાં એટલું હંમેશ માટે સ્મરણમાં રાખવા આપને વિનવીશ કે—

"If a lesson is to be drawn it surely is that—as with individuals there is no place like home, so with a state there is no institution like home; that a community can be great only where

પણ જો સ્ત્રીઓ જાણતી હત કે એના જુલમમાંથી છૂટવું એ પ્રજાની (પ્રથમ ફરજ હતી, તો સ્ત્રીઓ પોતાના ધણીઓને ને દીકરાઓને શરીરે તન ચઢાવત અને તેમની બીરૂતા છોડવી સ્વમાનની રક્ષા કરાવત. પણ આ દેશમાં અત્યારે સ્ત્રીવર્ગ પ્રજાના કલ્યાણની ખરી વાતોથી વંચિત રહે છે તેથી તેના મદદ થોડી જ મળે છે.

અગાઉ એમ ન હતું. સીતાજી રામચંદ્ર સાથે વનવાસમાં નીકળ્યાં ને તેમનાથી રામચંદ્રની પ્રવૃત્તિની એકે વાત અજાણી ન હતી. દ્રૌપદી પાંડવોની સહચરી થઇ ને તેની સાથે રખડી અને જ્યારે તેની લાજ લૂંટાવાનો સમય આવ્યો ત્યારે તે પોતાના આત્મબળથી રક્ષા કરવાની શક્તિ ધરાવતી હતી એવું તેણે જગતની પાસે સિદ્ધ કર્યું. દમયંતી નળને પડખે તેની બધી પ્રવૃત્તિમાં ઊભી રહી એટલું જ નહિ પણ ઊલટી એ નળની મૂર્છિત દશામાં તેની પાળક બની હતી.

આજે સામાન્ય રીતે આપણે કહી શકીએ કે સ્ત્રીપુરુષ વિરોધી દશામાં જતાં ભાસે છે. સ્ત્રીને જે કરવું હોય તેમાં પુરુષ વચમા પડતો નથી. તેના કેટલાક વહેમો દૃઢ થતા જાય છે, જો કે તેની આસ્થા હજુ અચળ રહી છે. પુરુષ પોતાને ફાવે તેમ વર્તે છે તેમાં સ્ત્રી વચ્ચે પડતી નથી.

એટલે પ્રથમ સુધારો તો એ થવો જોઇએ કે સ્ત્રીએ સ્વતંત્રતાનો મહામંત્ર જાણી લઇ તેને ધર્મ જાણી સેવવો, અને જે સ્ત્રીને એ જ્ઞાન થયું છે તેણે તે બીજી બહેનોને આપવું. સ્ત્રીજાતિમાં મોટું કાર્ય તો સ્ત્રી જ કરશે. પુરુષની શક્તિને હદ છે. તેનાથી સ્ત્રીના ઊંડામાં ઊંડા ભાવો ન જ વરતી શકાય.

સ્ત્રી પોતાનાં બાળકોનાં શરીરને પોષે તેમજ તેમના મનમાં સ્વતંત્રતા, નિર્ભયતા, દૃઢતા વિ૦ ગુણો ઉતારે. આજીવિકાનું શું થશે એવા વિચારમાં ન પડતાં સમજે કે જો પોતે અને પોતાની પ્રજા કામ કરનાર હશે તો આજીવિકા સહેલી વસ્તુ છે.

પોતાનાં છોકરાં સરકારી નિશાળમાં જતાં હોય તો તેને નિશાળોમાંથી ઉઠાડી લેવાં એ સ્ત્રીઓનો તાત્કાલિક ધર્મ છે.

પણ સર્વથી મહાન કાર્ય-હમેશાંને સારુ કરવાનું કાર્ય-તો સ્વદેશી છે. સ્વદેશી વિના પ્રજાનું શરીર નભી જ ન શકે. પ્રજા અન્નવસ્ત્રની ભૂખે પીડાય છે તેનું કારણ મુખ્યપણે એ છે કે પ્રજાની પાસે દ્રવ્ય નથી. પ્રજા પોતાનાં વસ્ત્રાદિ બનાવવાની શક્તિ ધરાવે છે તે છતાં બનાવવાને બદલે બહારથી મંગાવી પહેરે છે, તેથી પ્રજાનું લોહી પ્રતિ વર્ષે ચૂસાતું જાય છે. આ ખોડ સ્ત્રીઓના સાહસ વિના દૂર થવાની નથી. સ્ત્રીઓ આ મુલકમાં અનાદિકાળથી કાંતવાનું કામ કરતી આવી છે. તે ક્રિયા છોડી ત્યારથી હિંદુસ્તાનની આર્થિક અને આત્મિક સ્થિતિમાં સડો પેઠો. હિંદુસ્તાનની સ્વતંત્રતા સૂતરના તાંતણા પર નિર્ભર છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જો હિંદુસ્તાન પોતાનું બધું સૂતર પોતે જ ઝૂંપડીઓમાં બનાવી શકે અને તેનાં કપડાં વણી શકે, તો એટલી શક્તિ મેળવી લે કે એ જ શક્તિથી હિંદુસ્તાન પોતાની પૂરી સ્વતંત્રતા લઇ લે અને સ્વતંત્ર હિંદુસ્તાન ખિલાફતનો તેમજ પંજાબનો ન્યાય મેળવે જ.

મહાત્મા ગાંધી

આ લડતમાં વિધવા ને કુમારી બહેનો બહુ કામ કરી શકે. વિધવાઓને પોતાનું પદ ઊંચું કરવાનો વખત છે. ઘર બહાર વગર ભણે પણ નીકળવાની તક છે સ્વયંસેવિકા થવું, લડાઇના મેદાનોમા જવુ, બધી જાતની અગવડો વેઠી એક એક કામને પહોંચી વળવું, ઘાયલની સારવાર, સૈનિકો માટે ખાનપાનની તૈયારી વગેરે અનેક કામો એવા છે કે જેમા ભણેલ કે અભણ બધી જ વિધવા બહેનો અને કુમારિકાઓ પોતપોતાનો ફાળો આપી શકે.

સૌથી છેલ્લો અને અગત્યનો ફાળો લડત ચાલતી હોય તે દરમિયાન બહેનોને સંયમ કેળવવાનો છે. ઉપરાઉપરી સુવાવડ અને બચ્ચાઓનો ઉછેર એ બહેનોનો એટલો બધો વખત રોકી લે છે અને એમની એમા એટલી બધી શક્તિ ખર્ચાઈ જાય છે કે તેઓ એને લીધે ગમે તેટલું ઇચ્છવા છતાં લડાઈ માટે વખત કે શક્તિ ફાજલ પાડી શકતી નથી. થોડો વખત સંયમ ધારણ કરવાથી એ બાબતમા સરળતા પ્રાપ્ત થાય છે અને પોતે ઉત્સાહી રહેવા ઉપરાત પુરુષોને પણ ઉત્સાહી રહેવાની તક આપે છે. લડતની સિદ્ધિનો આધાર ઉત્સાહ અને મક્કમતા ઉપર છે. બહેનોનો સંયમ એટલે સ્ત્રી અને પુરુષ બન્નેનો સયમ. સંયમ વિના ઉત્સાહ અને મક્કમતા રહી શકતા જ નથી. તપને નભાવવા માટે ઉત્સાહ અને મક્કમતા જ જોઇએ. આ લડત બહેનો પાસેથી તપ માગે છે તેથી જેટલું બની શકે તેટલું સંયમ તરફ પણ ધ્યાન અપાવુ જ જોઇએ.

મોતીબાઇ

## નોંધ

આ સ્વરાજ્યની લડતમા સ્ત્રીઓને જે જાહેર કામ કરવાનો અવકાશ મળ્યો છે તે-તેનું પ્રથમ શુભ ફળ છે. આ કામ કરતાં સ્ત્રીઓને અનેક દુઃખ પ્રત્યક્ષ રીતે સહન કરવા પડે છે. પણ તેમા વીરમગામની બહેનોએ જે દુઃખ સહન કર્યાં તે પણ સહન કરવા પડે એમ લખવાની લેખિની ના પાડે છે ' કારણ હિંસાત્મક યુદ્ધમા પણ દયાનું કામ કરનાર સ્ત્રીઓને કોઇ કાંઈ ઇજા કરતુ નથી. આ બહેનો પાણી પાવા ગઇ હતી તે એ સરકારી અમલદારથી સહન ન થયું—અને મનુષ્યત્વ ભુલી જઈ—હિંદીપણું તો જ્યારથી પરદેશી સરકારની નોકરી સ્વીકારી ત્યારથી જ તે ભુલી ગયો હતો—તેણે આ સ્ત્રીઓ ઉપર ઘોડા દોડાવ્યા અને બીજા ન કહી શકાય એવા અત્યાચારો કર્યા. આ બહેનોને અમદાવાદે ભીની આંખે જોઇ ત્યારે ભવભૂતિની ઉક્તિ સમજાઇ કે પત્થર કેમ રડના હશે અને વજ્રનું હૃદય કેમ ભાગી જતું હશે ? એ દૃશ્ય જોઇને ખરેખર

अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम् ।

સ્વરાજ્ય યજ્ઞમા જે અનેક આહુતિઓ અપાય છે તેમા કઇ વધારે કિંમતી અને કઈ ઓછી એવા વિવેકને સ્થાન નથી. જે શ્રદ્ધાથી અપાઈ છે તે બધી આહુતિઓ કિંમતી છે, કારણ તે બધી પવિત્ર છે, બધી ' મેધ્ય ' છે. માટે આહુતિના પદાર્થનું વર્ણન કરવામા આવે તો કોઇ એમ ન સમજે કે તે આહુતિ બીજી કોઇ એટલી જ શ્રદ્ધાથી આપેલી આહુતિ કરતા વધારે કિંમતી છે.

* * *

' પ્રસ્થાન 'ના બધા વાચકોને અધ્યાપક રામનારાયણ પાઠકનો સ્થૂલ પરિચય ન હોય પણ તેમના અક્ષરદેહનો તો સૌને પરિચય છે. એ પરિચય પણ હવે સરકાર ૭ માસ સુધી અટકાવશે એ જાણી ખેદ નથી થતો એમ કહેવુ એ તો અસત્ય છે. એમની ' અકૃત્રિમ સ્વાદુપદા ' ભારતી સેવાની એ એક સ્વપર્યાપ્ત આનંદ હતો અને એ આનંદ કેટલાક સમય સુધી આપણને નહિ મળે. પણ એ આનંદ પાછળ જે તત્ત્વદર્શન રહ્યું છે તે સમજવા અને તે પ્રમાણે આપણા આત્માને સંસ્કારી કરવા પ્રયત્ન કરીશુ તો ૭ માસ લાંબો કાળ નહિ લાગે. એમનું અત્યાર સુધીનું લખાણ આપણે એટલા સમયમા પચાવ્યુ હશે અને નવીનને માટે આપણે તૈયાર થઇ રહીશું.

'પ્રસ્થાન'ના લેખક બંધુઓને વિનંતી છે કે તેઓ ' પ્રસ્થાન ' સાથેનો તેમનો સહકાર



વીણાને વિદાય
ચિત્રકાર : કનુ દેસાઈ

ખૂટે, ઓ ભાઈ!
કૂચમાં દમ ના ખૂટે;
ઝીલતા ઘાવ, જીતતા દાવ,

કોણ રે ધપશે, ભાઇ?
હો રે, કોણ રે ધપશે, ભાઇ?

(કોરસ)
ભારત વીર! ભારત વીર!
ધપવા અમે સૌ અધીર,
ધપશું અમે ભારત વીર. (૨)

કોણ રે પાછળ રહેશે?
હો ભાઈ! કોણ રે પાછળ રહેશે?

(કોરસ)
કાયર દિલ! કાયર દિલ! (૨)

(૩)

કોણ રે લડશે, ભાઇ?
હો રે, કોણ રે લડશે, ભાઈ?

જગત કેરે, યુદ્ધ અનેરે,
ઝેર દિશોના, વેર દેશોના,
વેરે, ઓ ભાઈ
ઝેર દેશોનાં વેરે;

અખૂટ બળે, એકલો ભલે,
કોણ રે લડશે, ભાઇ?
હો રે, કોણ રે લડશે, ભાઇ?

(કોરસ)
ભારત વીર! ભારત વીર!
લડવા અમે સૌ અધીર,
લડશું અમે ભારત વીર! (૨

કોણ રે થાકી જશે?
હો ભાઇ! કોણ રે થાકી જશે?

કાયર દિલ! કાયર દિલ! (૨)

(૪)

કોણ રે સહેશે, ભાઇ?
રે. કોણ રે સહેશે, ભાઇ?

# હિંદી ચલણ અને ૧૮ પેન્સનું હૂંડિયામણ

[ દેશમાં અત્યારે ચારે બાજુએ સત્યાગ્રહનો વિગ્રહ ચાલે છે. તે વિગ્રહને અંગે અનેક સ્ત્રી-પુરુષોને જાતજાતનાં દુ:ખ સહન કરવાં પડે છે. આ બધું આપણે શા માટે સહન કરીએ છીએ તે આપણે જાણીએ છીએ છતાં તે હંમેશાં સ્મરણમાં રાખવું ઘટે છે.

આ સત્યાગ્રહનો વિગ્રહ હિંદુસ્થાનમાં પૂર્ણસ્વરાજ સ્થાપવા માટે છે. પણ આ વિગ્રહ બીજા હિંસક વિગ્રહો જેવો નથી, એટલે તેમાં સત્યાગ્રહી વિગ્રહ કરનાર હમેશાં સામાપક્ષ સમક્ષ પોતાની ઓછામાં ઓછી માગણીઓ રજૂ કરે છે; અને એ રીતે પ્રતિપક્ષીને પોતાની માણસાઈ પ્રકટ કરવાની તક આપે છે. ગાંધીજીએ તે ન્યાયે સત્યાગ્રહના વિગ્રહનો પ્રારમ્ભ કર્યો તે પહેલાં વાઇસરૉય સાહેબ આગળ હિંદુસ્થાન માટે અગિયાર માગણીઓ રજૂ કરી અને 'ઘુંટણ નમાવી' વિનંતી કરી કે આટલું તો આપો. ગાંધીજીએ રજૂ કરેલી આ અગિયાર માગણીઓનું આપણને બરાબર ભાન હોવું જોઇએ. અમારો ઈરાદો ગાંધીજીની માગણીના અગિયાર મુદ્દાઓનો બને તેટલી સરલ રીતે ખ્યાલ આપવાનો છે. અંગ્રેજીમાં 'પોલિટિકસ' 'બોમ્બે ક્રૉનિકલ' માં આ વિષે લેખો આપ્યા છે. ગુજરાતીમાં એ રીતે લેખો આવે તે ઈષ્ટ છે. આ કામમાં તે તે વિષયના જાણકારો અમને મદદ કરશે તો ઉપકાર માનીશું. નીચેનો લેખ ગાંધીજીના બીજા મુદ્દા વિષે છે. તે આ પ્રમાણે છે: "હૂંડિયામણનો દર રૂપિયાની ૧૬ પેન્સ થાય." (નવજીવન તા. ૨, ફેબ્રુઆરી ૧૯૩૦)

તંત્રી ]

હિંદમાં અગાઉ જુદા જુદા પ્રદેશોમાં જુદા જુદા પ્રકારનું ચલણ હતું. કોઇ ભાગમાં રૂપિયાનું તો કોઈ ભાગમાં સોનાની મહોરો ચલણમાં હતી. સાથે તાંબાના સિક્કાનું ચલણ હતું. પરંતુ તેની કિંમત રૂપાનાં કે સોનાના સિક્કામાં ઠરાવેલી હતી. હિંદમાં રૂપિયાને મુખ્ય સિક્કા તરીકે ગણવાનું હિંદી સરકારે ૧૮૦૬ માં વિચાર્યું. અનેક મુશ્કેલીઓ દૂર કરી સને ૧૮૩૫માં એ ઠરાવ અમલમાં આવ્યો. એક રૂપિયામાં ઓછી કિંમતની ચાંદી વાપરવામાં આવે છે, પરંતુ કાયદા અનુસાર હિંદી સરકારે તેની કિંમત પૂરો એક રૂપિયો રાખેલ છે. અને ગમે તેટલી મોટી હદ સુધી એ રૂપિયાનો સિક્કો કાયદાસર ચલણ તરીકે સ્વીકારાયો છે.

## દુનિયાનું ચલણ

જગતના બીજા દેશોમાં એક જ સરખું ચલણનું ધોરણ સ્થાપાયું હોત એટલે કે સોનાના સિક્કાને જ મુખ્ય ગણી, તેના ઉપર અરસપરસનો વહેવાર નિભાવાયો હોત તો દુનિયાના ચલણમાં મોટો ફેરફાર થવાનો સંભવ ઘણો ઓછો થઈ શકત. દાખલા તરીકે ઈંગ્લંડમાં સોનાના સિક્કાઓને ચલણી નાણાં તરીકે અમુક હદ સુધી રાખવાનો રિવાજ છે, પરંતુ ચીનમાં ચાંદીનું ધોરણ છે. એટલે પરદેશો સાથેના વેપારી સંબંધને અંગે નાણાંની આપ-લે કરવા માટે હૂંડીના વહેવાર દ્વારા દુનિયાના ચાંદીના ભાવ અને સોનાના નાણાં વચ્ચે સંબંધ બંધાયલો રહ્યો છે. ચાંદી અને સોનાના ભાવોની વચ્ચે વારંવાર મોટું અંતર અને ફેરફાર થતા હોવાથી દુનિયાના દેશોના હૂંડિયામણના ભાવોમાં પણ મોટો ફેરફાર થતો રહે છે.

## હિંદના ચલણ ઉપર અસર

હિંદ પરદેશો ખાતે ચોખા, ઘઉં, અનાજનાં બીઆં, શણ, ચાહ વગેરે મોટા પ્રમાણમાં

નહિ. દરમિયાનમાં મહાનયુદ્ધ શરૂ થયું, એટલે કોઇ પણ ભલામણ અમલમાં આવી નહિ અને એ રિપોર્ટ ખોળંબે પડયો.

### યુદ્ધ દરમિયાન ચલણની સ્થિતિ

ચાંદીના ભાવ લડાઈ દરમિયાન ઘણા જ વધી ગયા અને રૂપિયામાં રહેલી ચાંદીની કિંમત રૂપિયા કરતાં વધી ગઇ જેથી રૂપિયા ગાળી ચાંદી વેચવાનું ફાયદાકારક થઈ પડયું. પંદર વરસ સુધી રૂપિયો સોળ પેન્સની લગભગ સ્થિર હતો તે સ્થિરતા ચાલી ગઇ. હિંદથી મોટી રકમનો માલ પરદેશ જતો હતો, પરંતુ આમદાની ઘણી ઘટી ગઈ હતી જેથી રૂપિયો મોંઘો થવા માંડયો. રૂપિયો ૨૮ પેન્સ જેટલી હદે પહોંચ્યો. મુંબઈની ટંકશાળમાં સોના-મહોરો પાડવાનું સરકારે શરૂ કર્યું.

### બેલિંગ્ટન સ્મિથ કમિટિ

મહાયુદ્ધના પરિણામોથી ચલણ ઉપર થયેલી અસર તપાસવા ૧૯૧૯ માં બેલિંગ્ટન સ્મિથ કમિટિ નીમાઇ. તેની મુખ્ય ભલામણોમાં સોનાના સિક્કા પાડવા માટે મુંબઈની ટંકશાળ ફરી ખોલવાની ગોઠવણ કરવી; સોનું લઇને પ્રજાને રૂપાનાણું આપવાની સગવડ કરી આપવી; અને રૂપિયાનું હૂંડિયામણ ૨૮ પેન્સ (બે શિલીંગ) માં નક્કી કરવું. આવડું ઊંચું હૂંડિયામણ રાખવા માટે કમિટિના સભ્ય શેઠ દાદીબા દલાલે સખ્ત વાંધો લીધો અને તેથી હિંદને મોટું આર્થિક નુકશાન થવાની આગાહી કરી. પરંતુ સરકારે તેમની દલીલો લક્ષમાં લીધી નહિ.

### બે શિલીંગ હૂંડીના ભાવથી થયેલું આર્થિક નુકશાન

આવા ઊંચા હૂંડિયામણથી હિંદની સરકાર અને પ્રજાને ઘણું નુકશાન થયું છે અને હિંદી સરકારે પણ પોતાની ભૂલ કબૂલ કરી છે. હિંદથી નિકાશ થતા માલ ઉપર મોટું નુકશાન ભોગવવું પડયું અને ખેડૂત વર્ગને અનહદ ઓછા ભાવો મળ્યા. હિંદની નિકાશ કુલ રૂપિયા ૩૬૦) કરોડની લગભગ ગણતાં પરદેશના વેપારીઓએ સોળ પેન્સના હિસાબે હિંદને ૨૪ કરોડ પાઉંડ આપવા જોઇએ. પરંતુ હૂંડિયામણ બે શિલિંગ થયું જેથી એ ૨૪ કરોડ પાઉંડના હિંદમાં ૨૪૦ કરોડ રૂપિયા માત્ર મળ્યા. અને ખેડૂતોને ૧૨૦ કરોડ રૂપિયાની ચોખ્ખી નુકશાની ગઇ. સોળ પેન્સના ભાવે એક વસ્તુના પંદર રૂપિયા ખેડૂતને મળે, તેને બદલે ચોવીસ પેન્સના ભાવથી તેને માત્ર દશ રૂપિયા મળવા લાગ્યા. અને વિલાયતથી આવક માલવાળાને એક વસ્તુના સોળપેન્સના ભાવે રૂપિયા પંદર આપવા પડતા, તેને બદલે માત્ર રૂપિયા દશ આપવા પડયા. અંગ્રેજ અમલદારોને પોતાની બચત તથા અંગ્રેજ વેપારીઓને પોતાના નફાના અવેજને વિલાયત મૂકતાં હૂંડિયામણનો મોટો નફો થયો.

### રીવર્સ કાઉન્સિલ બીલો

હિંદનો નિકાશ વેપાર આમદાની માલ કરતાં હમેશાં વધારે હોવાથી યુરોપથી વધારાનાં નાણાં હિંદમાં મૂકવાના હોય છે. તેના માટે સ્ટેટ સેક્રેટરી લંડનમાં સોનું અથવા સોનાનાણું વિલાયતમાં બેંકો પાસેથી લઇને બદલામાં હિંદી સરકાર ઉપર હૂંડીઓ લખી આપે છે અને હિંદી સરકાર તેના બદલામાં રૂપિયા બેંકોને હિંદમાં આપે છે. આ હૂંડીઓને કાઉન્સિલ બીલો કહે છે. પરંતુ દુકાળ અથવા બીજાં કારણોને લીધે હિંદનો નિકાસ વેપાર ઓછો થતાં

સરકારે તે તરફ લક્ષ આપ્યું નહિ. પણ યુરોપિયન મંડળોએ જ્યારે એ વિષય ઉપર સરકારને કાંઈ પગલાં લેવા સૂચના કરી ત્યારે સરકારે હીલ્ટન યંગ કમીશન નીમ્યું. એ કમીશનમાં સર પુરુષોત્તમદાસ ઠાકરદાસ સિવાય બાકીના સભાસદો પ્રજાનો વિશ્વાસ ધરાવતા નહોતા, તેથી જાહેર પ્રજા તરફથી કમીશનના બંધારણ સંબંધમાં ઘણી સખ્ત ટીકાઓ થઇ. પરંતુ સરકારે તેના ઉપર કાંઈ ધ્યાન આપવાની હમેશની રૂઢિ મુજબ દરકાર કરી નહિ. કમીશને પોતાનો રિપોર્ટ તા. ૪ ઓગસ્ટ ૧૯૨૬ના રોજ બહાર પાડયો.

## હીલ્ટન યંગ કમીશનની ભલામણો

હિંદીપ્રજાના જાહેર મતે પ્રથમથી જ આશા બાંધી હતી, તેવી જ જાતનો બ્રિટીશ લાભોને જાળવનાર રિપોર્ટ કમીશને બહાર પાડયો. માત્ર સર પુરુષોત્તમદાસે હિંદના હિતને હૈડે રાખી જુદી વિરુદ્ધમતની તપસીલ જાહેર કરી. કમીશને, હમણાં ૧૮ પેન્સનો રૂપિયાનો દર ચાલે છે તેમાં ફેરફાર કરવાથી ભાવોનું સમતોલપણું જાળવવું મુશ્કેલ થઇ પડશે એ દલીલ આપી ૧૮ પેન્સના ભાવથી હૂંડિયામણ નક્કી કરવા ભલામણ કરી. સર પુરુષોત્તમદાસે તેની વિરુદ્ધ પોતાની તપસીલમાં એનો રદીયો આપતાં જણાવ્યું કે લાંબા વખત સુધી ૧૬ પેન્સનો રૂપિયો હિંદમાં રહ્યો છે. એ મૂકીને જો ૧૮ પેન્સનો રૂપિયો ઠરાવશે તો ખેડૂતોને પોતાનાં કાચાં પદાર્થોનો ૧૨।। ટકા દેખીતો ઓછો ભાવ પરદેશના વેપારીઓ આપશે. પોતાની દલીલના ટેકામાં તેમણે જણાવ્યું કે ખેડૂતોનું કરજ લગભગ ૮૦૦ કરોડ રૂપિયા લેખવામાં આવે છે, જેનો મોટો ભાગ ૧૬ પેનીનો ભાવ હતો ત્યારનો લીધેલો છે. ૧૮ પેનીનો રૂપિયો મુકરર થતાં એમનાં કરજ ઉપર ૧૨।। ટકાનો બોજો વધશે.

## સોનાનું ધોરણ ( Gold Bullion Standard )

કમીશને સોનાનું ધોરણ અખત્યાર કરવાની ફાઉલર કમિટિની ભલામણ મુજબની નીતિ ગ્રહણ કરવા ભલામણ કરી. આ ધોરણ પ્રમાણે ચલણખાતાના અધિકારીઓ લોકોને સોનું અથવા સોનાને બદલે બીજા દેશો ઉપર એક્ષચેંજ મુનસફી મુજબના ભાવો આપવા બંધાયેલ છે. સોનું ખરીદવાની હદ ઓછામાં ઓછી ૪૦૦ આઉંસ રાખવામાં આવેલ છે. નોટોને ચાંદીના ચલણમાં ફેરવવા વિરુદ્ધ મત કમીશને જણાવેલ છે. હિંદની માગણી છે કે પરદેશમાં મુખ્ય ચલણ સોનાનું છે, જ્યારે હિંદમાં રૂપાનું છે. રૂપાના ભાવમાં પુષ્કળ વધઘટ થતી હોવાથી હિંદને મોટું નુકશાન વારંવાર ભોગવવું પડે છે જેથી પ્રજાપક્ષ સોનાના ચલણની મુખ્ય માગણી કરી રહ્યું છે. પરંતુ હિંદના લોકો છૂટથી સોનું હાથમાં આવતાં દબાવી રાખશે એ ભયથી બ્રિટીશ સરકાર સોનાનું ચલણ હિંદમાં ચાલવા દેતી નથી. જેથી હિંદમાં સોનાનું ચલણ સ્વીકારાઇ શકયું નથી. તે સિવાય હિંદી સરકાર ઉપર ઇંગ્લંડના નાણાવટીઓની લાગવગ અને સત્તા એટલા મોટા પ્રમાણમાં છે કે હિંદને સોનાના ધોરણનો લાભ મેળવવામાં અત્રેની સરકાર હમેશાં પછાત રહી છે.

## વિલાયતમાં હિંદના હિસાબે રાખેલી જામીનગીરીઓ અને સોનું

સને ૧૯૨૧ ના ૩૦ એપ્રિલના રોજ હિંદી સરકારની ચલણી નોટો રૂ. ૧૮૫ કરોડની ચલણમાં હતી. તેની સામે ૮૫ કરોડ રૂપાનાણું, ૫૭ કરોડની ચાંદીની લોનો, ૮૧ કરોડની વિલાયતી લોનો અને ૩૦ કરોડનું સોનું હિંદી સરકાર પાસે મોજૂદ હતું. ચલણી નોટોની સામે આ રીઝર્વ રાખવાનો હેતુ છે. તે સિવાય હૂંડિયામણ નિભાવવા માટે પણ

છે. ૧૯૨૭–૨૮માં અમેરિકન રૂની ચાર લાખ ગાંસડી આયાત કરવી પડી હતી. ખાંડની આમદાની સાધારણ ચાર લાખથી પાંચ લાખ ટન જેટલી થતી હતી, પરંતુ હમણાં આઠ લાખ ટન જેટલી થાય છે. ગયા વરસે પાંચ લાખ ટન ઑસ્ટ્રેલિયન ઘઉંની આયાત આ દેશમાં થઈ હતી. દુકાળ જે વર્ષમાં ન હોય તે વર્ષમાં આવડી આયાત અગાઉ કોઈ વખતે થઈ નહોતી. પરદેશી મશીનરી, કાપડ, મોટરકારો વગેરેની આયાત હૂંડિયામણના ટેકાને લીધે વધે છે.

## હિંદની તરફેણમાં રહેતાં વધારામાં થતો ઘટાડો

આવક વેપાર કરતાં જાવકનો વેપાર હમેશાં હિંદની તરફેણમાં રહે છે. ૧૯૨૩ થી ૧૯૨૬ સુધી ત્રણ વર્ષમાં ૧૪૮ કરોડનો વાર્ષિક વધારો થયો હતો. તે પછીનાં ત્રણ વર્ષમાં સરાસરી માત્ર ૮૧ કરોડનો જ વધારો દેખાય છે. અને આ વર્ષે તો તેથી પણ ઓછો વધારો જોવામાં આવે છે: હિંદના અમલદારોના રાક્ષસી પગારો, ભથ્થાં, લશ્કરી ખર્ચ પેટે મૂકવાનાં નાણાં, પેન્શનો, અંગ્રેજ વેપારીઓનો નફો વગેરેના નાણાં મળી લગભગ ૧૦૦ કરોડ જેટલા હિંદમાંથી દર વર્ષે વિલાયત જાય છે. તે મોટી રકમને પહોંચી વળવા માટે દર વર્ષે એવડી જ રકમનો હિંદને આવક કરતાં નિકાશમાં વધારો થવાની મોટી આર્થિક અગત્ય રહે છે.

## હિંદી રાજ્યદ્વારી મંડળોની માગણી

એસેમ્બલીમાં અને ફીડરેશન ઑફ ઇંડિયન ચેંબર્સમાં આવી હૂંડિયામણની તુકશાની માટે દર વરસે પોકાર ઉઠાવવામાં આવે છે, પરંતુ બ્રિટીશ લાભોને લીધે હિંદી સરકાર તે પ્રત્યે બેદરકાર રહે છે. મુંબઇની ઇંડિયન ચેંબર અને ફીડરેશને પોતાની છેલ્લી બેઠકમાં નીચે મુજબની માગણીઓ સરકારના નાણાશાસ્ત્રી સર જ્યૉર્જ શુસ્ટર પાસે મૂકી હતી:—

પ્રજાના વિશ્વાસપાત્ર અર્થશાસ્ત્રીઓની એક નાની કમિટિ ૧૮ પેનીના હૂંડિયામણના દરની અસર કેટલી થઇ છે તેની નીચે પ્રમાણે તપાસ કરવા નીમવી:

(૧) દેશના વ્યવસ્થિત મોટા ઉદ્યોગો જેવા કે કાપડ, પોલાદ વગેરે ઉપર અસર;
(૨) નાના ઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગો ઉપર અસર;
(૩) નવા ઉદ્યોગો સ્થાપવાનો અવકાશ;
(૪) નાણાં બજાર ઉપર અસર;
(૫) આયાત–નિકાશ વેપાર ઉપર અસર;
(૬) ખેતીવાડી ઉપર અસર;
(૭) ખેડૂતવર્ગ, મજૂરવર્ગ, મધ્યમ વર્ગની સામાન્ય આર્થિક સ્થિતિ અને ખરીદવાની શક્તિ ઉપર અસર;
(૮) વધતી જતી બેકારીનું કારણ;
(૯) ના૦ હિંદી સરકાર અને પ્રાંતિક સરકારના બજેટ ઉપર અસર;
(૧૦) સરકારની સામાન્ય નાણાંવિષયક નીતિ ઉપર અસર.

ગઈ ફેબ્રુઆરી ફીડરેશનની બેઠકમાં નામદાર સરકાર પાસે ફરી એવી કમિટિ નીમવાની માગણી થઇ હતી. પરંતુ હિંદી ખજાનચીએ ભાર મૂકી જણાવ્યું હતું કે આવી કોઈ માગણી સરકાર કબૂલ કરતી નથી. ૧૮ પેનીના હૂંડિયામણના દરમાં કોઇ વાતનો ફેરફાર કરવાનો

# હથિયારબંધીનો કાયદો

"My Lord, I respectfully submit that it is a cruel wrong to a whole people—one fifth of the entire population of the world—to exclude them from all honourable participation in defence of their hearths and homes, to keep them permanently disarmed and to subject them to a process of demartialization, such as has never before been witnessed in the history of the world. ( Gopal Krisna Gokhale. Budget Speech 1906. Speeches of G. K. G. p. 135–36.)

ગાંધીજીનો અગિયારમો મુદ્દો આ પ્રમાણે છે : " ધારાસભાના અંકુશ તળે રહીને આત્મરક્ષણને માટે જેને બંદૂક જેવાં હથિયાર જોઈએ તેને તેવાં હથિયાર મેળવવાનો પરવાનો આપવામાં આવે." ( નવજીવન. તા. ૨-૨-૩૦ )

૧૮૫૭ ના આપણા સ્વાતન્ત્ર્યના પ્રયત્નને દાબી દેવા આ પરદેશી સરકારે જે અનેક અત્યાચારો આપણા ઉપર ગુજાર્યા તેમાં આખી પ્રજાને નિઃશસ્ત્ર બનાવવાનો અત્યાચાર સૌથી ભૂંડો હતો. યુદ્ધમાં જ્યારે એક લશ્કર જીતે છે ત્યારે તે સામેના લશ્કરનાં હથિયાર નમાવે છે, પણ તે લશ્કરનાં હંમેશને માટે હથિયાર પડાવી લેવાનું હિચકારું કૃત્ય કરતું નથી. પણ '૫૭ ના પ્રયત્નમાં જેમ જેમ હિન્દપક્ષી સેનાઓ હારતી ગઈ તેમ તેમ તેમની પાસેથી હથિયારો પડાવી લેવામાં આવ્યાં. આ વાત આટલેથી અટકી નહિ. આ યુદ્ધના પ્રસંગે જે હથિયાર મુકાવ્યાં તે ૧૮૭૮માં હથિયારબંધીનો કાયદો ઘડી આખી પ્રજા પાસેથી મુકાવ્યાં. તે કાયદાની રૂએ પરવાના વિના હથિયાર રાખવા એ ગુન્હો ઠર્યો; અને પરવાનો મેળવવો એ સાધારણ માણસ માટે લગભગ અશક્ય થઈ પડ્યો. ૧૯૦૬ ના બજેટ ઉપર ભાષણ કરતાં ગોખલેએ કહ્યું હતું: " હથિયારબંધીના કાયદાનો અમલ વધતી જતી સખ્તાઈથી કરવામાં આવે છે, અને અત્યારે પહેલાં કરતાં પરવાના ઓછામાં ઓછા આપવામાં આવે છે. "

આખી દુનિયાની પ્રજાઓમાં ફક્ત હિન્દુસ્થાનના વતનીઓ સ્વરક્ષણ માટે હથિયાર ન રાખી શકે—એ આ કાયદાનું પરિણામ આવ્યું.

આ કાયદાનો હેતુ આપણું અપમાન કરવાનો અને આખી પ્રજાને હંમેશને માટે 'પરાધીન' રાખવાનો છે તે એ કાયદાના શબ્દો ઉપરથી અને તેમાં જે અપવાદો કરવામાં આવ્યા છે તે ઉપરથી જણાય છે. તેમાં હથિયાર શબ્દની આપેલી વ્યાખ્યા ઉપરથી આપણે કેટલા નિરાધાર છીએ તેનો ખ્યાલ આવે છે. " હથિયાર શબ્દમાં બંદૂકો, સંગીનો, તરવારો, ખંજરો, ભાલાઓ, ભાલાનાં ફળ, તીરકામઠાં, તોપો અને હથિયારોના ભાગ અને હથિયાર બનાવવાના સરંજામ " નો સમાવેશ થાય છે.

માણસ હથિયાર બે હેતુઓથી રાખવા ઇચ્છે: એક સ્વરક્ષણ માટે અને બીજે, બીજા

હથિયાર વિના નિરાધાર જેવા થઇ જાએ છે; અને આ નિરાધારતા ઉત્સાહને હણી ભયને પોષે છે. ઉત્સાહ આવવો જોઇએ તેવા પ્રસંગે ભય થાય એ સ્થિતિ લાંબા કાળ સુધી અનેક પ્રસંગોએ પ્રજાના જીવનમાં પોષાય તેનું પરિણામ એ આવે કે તે આખી પ્રજા પૌરુષહીન અને ભયભીત થઇ જાય. હિન્દુસ્થાનમાં અંગ્રેજોએ કરેલાં પાપોના પૂરા અભ્યાસી ગોપાલ કૃષ્ણ ગોખલેએ ૧૯૦૬ માં બજેટ ઉપર ભાષણ કરતાં કહ્યું હતું કે " એક આખી પ્રજાને—દુનિયાની વસ્તીના પાંચમા ભાગને—પોતાના ઘરના રક્ષણના કામમાં ભાગ ન લેવા દેવો, તેને હંમેશ માટે નિઃશસ્ત્ર રાખવી, લડાયક વૃત્તિનો નાશ કરવાની યોજનાનો તેને ભોગ બનાવવી !—સાહેબ, હું નમ્રપણે જણાવું છું કે, દુનિયાના ઇતિહાસમાં કદી નહિ બનેલું એવું કુર અનિષ્ટ આ પ્રજાનું થયું છે." ( બજેટનું ભાષણ ૧૯૦૬ પૃ. ૧૩૫ )

આ કાયદાને અમાનુષ વિશેષણ મેં લગાડ્યું કારણ કે તે માણસની માણસાઈ હરી લે છે. માણસનું પૌરુષ હણાઇ જાય પછી માણસાઈ ક્યાં રહે ?

આ કાયદો બીજી રીતે પણ અમાનુષ છે. હથિયાર રાખવાનો આટલો સખ્ત પ્રતિબંધ હોવાથી દેશમાં ગુન્હાઓ વધે છે. કારણ જે લોકોમાં ગુન્હો કરવાની વૃત્તિ હોય છે તે એક અથવા બીજી રીતે અમુક જાતના સાધારણ હથિયાર જેવાં કે ધારિયાં, છરા ઇત્યાદિ મેળવી લુંટફાટ કરવાની હિંમત કરી શકે છે; કારણકે જે લોકો ઉપર તેમને આક્રમણ કરવાનું છે તેમની પાસે હથિયાર નથી હોતાં તે તેઓ સારી પેઠે જાણે છે. આથી સાધારણ જનતા બહુ દયામણી રીતે આવા અત્યાચારોને વશ થાય છે. આ કાયદાની આ બીજી અમાનુષતા છે.

ગાંધીજી જેવા અહિંસાના ઉપાસકે આ માગણી શા માટે કરી છે ? અહિંસા એ વીરનો ધર્મ છે, એ બીકણનો ધર્મ નથી. શસ્ત્ર રાખવાની છૂટ હોય છતાં સ્વેચ્છાથી શસ્ત્રનો ઉપયોગ ન કરે એવા વીરનો ધર્મ છે. શસ્ત્ર રાખવાના પ્રતિબંધથી જેનામાં કૃત્રિમ રીતે ભીરુતા આવી ગઇ હોય, જેનામાં આવાં કારણોથી વીરત્વ, નીડરતા અને અનિષ્ટની સામે થવાનો ઉત્સાહ પોષાયાં નહોય તે માણસ ખરેખરો અહિંસક થઇ શકતો નથી. અહિંસા અને બીકણપણું સાથે રહી શકતાં નથી. બીકણપણાનાં અનેક કારણોમાં મુખ્ય કારણ આ શસ્ત્રનો કાયદો છે એ ગાંધીજી જાણે છે, અને એમની સાચી અહિંસા દેશમાં વિસ્તરે તે માટે આ બીકણપણું દૂર કરવા તેઓ આ કાયદામાં પણ ફેરફાર કરાવવા ઇચ્છે છે.

ગાંધીજીની માગણીઓની જેમ આ માગણી પણ મહાસભા અને બીજા હિન્દહિતેચ્છુઓ અનેક વર્ષોથી કરતા આવ્યા છે. હથિયારબંધીનો કાયદો ફેરવવાનો ઠરાવ ઠેઠ ૧૮૮૭ ની સાલમાં મહાસભાની મદ્રાસમાં મળેલી ત્રીજી બેઠકથી આપણે કરતા આવ્યા છીએ. ૧૯૦૭ માં બજેટ ઉપર ભાષણ કરતાં ગોખલેએ તે સમયની કાઉન્સિલમાં કહ્યું હતુંઃ " હિંદી કોમોના બધા વર્ગોને એક સરખી રીતે નિઃશસ્ત્ર રહેવાની ફરજ પાડવી અને એ રીતે આખી પ્રજામાંથી ધીમે ધીમે પૌરુષને હણી નાંખવું—આ અનિષ્ટ સંભાળપૂર્વક પણ ચોક્કસ રીતે દૂર થવું જોઇએ." ( બજેટનું ભાષણ ૧૯૦૭ પૃ. ૧૬૬ )

સરકારના શબ્દોમાં વિશ્વાસ રાખી અનેકવાર આપણે આપણાં દુઃખો નમ્રભાવે તેની આગળ રજૂ કર્યા છે. જવાબમાં સરકારે આપણને કેવળ મીઠા શબ્દો આપ્યા છે. એમના મીઠા શબ્દોમાં આપણે જ્યારે જ્યારે વિશ્વાસ કર્યો છે ત્યારે ત્યારે આપણે થાપ ખાધી છે. જ્યારે કોઇ ઉપાય ન રહ્યો ત્યારે જ ગાંધીજીએ આ વિકટ સંગ્રામ ખેડવાનો નિશ્ચય કરી નેતૃત્વ લીધું.

આપણાં દુઃખો દૂર કરવાનો બીજો ઉપાય ન હોવાથી આપણે સત્યાગ્રહ સંગ્રામ ખેડીએ છીએ.

રસિકલાલ

("Resist the confiscation of salt from your hands even if blood is spilled.") ૧૦ એપ્રિલના પેપરમાં ગાંધીજીનો ખુલાસો પ્રસિદ્ધ થયો કે "પોલિસ નિરાધાર લોકો પર હુમલો કરે તો યે મીઠું હાથમાંથી છોડશો નહિ કારણકે સવિનય ભંગ કરનારાઓના હાથમાંથી આ રીતે મીઠું ઝૂંટવી લેવું એને હું જંગલી રીત માનું છું. ભલે પોલિસ એમ કરતાં તમારા હાથમાંથી લોહી કાઢે પણ મીઠું છોડશો નહિ." (He simply advised his followers "to hang on to your salt as long as possible, even if blood is drawn while the police are assaulting the defenceless victims. I regard this matching of salt from civil resisters as a price of barbarity.") આના પર 'ન્યૂયોર્ક ટાઇમ્સ'ના ખબરપત્રીએ ઉમેર્યું કે: "It is fair to interpret his disclaimer as backing down. In fact, it is his first backward move since he left his seminary." આ ગાંધીજીની પહેલી પિછેહઠ છે." 'લંડન ટાઇમ્સ'ના ખબરપત્રીનો હેવાલ આ હેવાલની સાથે શબ્દેશબ્દ મળતો આવે છે. તા. ૧૧ મી એપ્રિલનો 'લંડન ટાઇમ્સ'નો અંક આ જ શબ્દોથી ભરેલો છે અને એથી આ બે ખબરપત્રીઓ એક જ વ્યક્તિ નહિ તો જોડિયાભાઇ હોય એમ તો જરૂર લાગે છે.

પણ તે પછી તો જલાલપોરથી તા. ૧૩ મી એપ્રિલનો તાર (એ. પી.) પ્રસિદ્ધ થયો કે જો સ્વયંસેવકો અહિંસાના સિદ્ધાંતોને વળગી રહેશે નહિ તો ગાંધીજી 'અનશન' વ્રત લેશે એમ ગાંધીજીએ સ્વયંસેવકોની મોટી સભા આગળ જાહેર કર્યું છે. [Jalalpore Apr. 13 A. P. speaking to a large meeting of volunteers Mahatma Gandhi today threatened to use "passive resistance" against his own followers if they caused any sort of violence during the present civil disobedience campaign. He declared he would observe "an eternal fast" if they did not live up to the spirit of his non-violence precept."]

આ પછી તા. ૧૫ મી એપ્રિલના કલકત્તાના તારો પ્રસિદ્ધ થયા: Rioting nationalists, Fire Engines burnt, Trolley cas wrecked, Overhead wires cut વગેરે વગેરે. (તોફાને ચઢેલા અનુયાયીઓ, આગના બંબા બાળ્યા, ટ્રામકારો ભાંગી, તાર કાપ્યા વગેરે વગેરે.)

આ સમાચાર વાંચી અમારું મન ખૂબ જ ખિન્ન થયું અને ગાંધીજી હવે શું કરશે? તેની ચિંતામાં સૌ પડી ગયા. ત્યાં બીજે દિવસે તા. ૧૬ મી એપ્રિલના 'ન્યૂયોર્ક ટાઇમ્સ' માં કલકત્તાથી સ્પેશ્યલ કેબલ આવ્યો:*

* તમે હજી 'Ponsonby નું *Falsehoods in War*' એ પુસ્તક ન વાંચ્યું હોય તો વાંચી લેશો. એ વાંચશો એટલે આ 'નજરે જોનાર'ની હકીકતનું રહસ્ય તરત જ સમજાઈ જશે. એ હકીકત એટલી રસિક છે કે તે આખી ટાંકું છું. યુદ્ધના સમયમાં આપણે 'નજરે જોનાર'ની આવી હકીકતો ઘણી વાંચી હતી, આ તેવો જ એક પ્રયાસ છે.

થવાથી અંગ્રેજી અમલદારોની આંખમાં જે ખુન્નસ વ્યાપ્યું હતું તે હજુ સુધી કોઇ ભૂલ્યું તો નહિ જ હોય. સરહદ પરના તાયફાવાળાઓએ એક અંગ્રેજ બાઇનું હરણ કર્યું તેને પાછી મેળવવા આખું લશ્કરને લશ્કર કામે લગાડયું તે પણ ભૂલાય તેવું તો નથી જ. અંગ્રેજોનું એ સ્ત્રી સન્માન તેમના પ્રસંગમાં આવનાર સહેજે સમજી શકે છે અને તેમના એ ગુણ પર મુગ્ધ થાય છે.

આપણી જાહેર સભાઓમાં અને પરિષદોમાં અંગ્રેજોના આ ગુણનું અનુકરણ કરી સ્ત્રીઓને આપણે અગ્ર સ્થાન આપીએ છીએ; પણ આપણા વરઘોડાઓમાં આપણે સ્ત્રીઓને સૌથી પાછળ રાખી છે, ઓટલા પરના જેવા તેવા પાથરણા પર તેમને બેસાડી ગાદીતકિયા આપણે પુરુષોને માટે રાખ્યા છે અને જમતી વેળા સ્ત્રીઓ કરતાં પુરુષોની અનુકૂળતા વિશેષ જળવાય છે. ટૂંકામાં, આપણા જાહેર જીવનમાં શુભ પરિવર્તન કર્યું છે તે આપણે આપણા સામાજિક વહેવારોમાં હજુ દાખલ કર્યું નથી અને એનું કારણ આપણું કૌટુમ્બિક જીવન અને સ્ત્રીઓ પ્રત્યેનું આપણું હીન માનસ છે.

ઉપરના પ્રસંગમાં અતિશયોક્તિ કરનાર ખબરપત્રી બન્ને પ્રજા વચ્ચે ભારે ગેરસમજ ઉત્પન્ન કરે છે. ખાસ કરીને જ્યારે અંગ્રેજ ખબરપત્રી આવું કામ કરે ત્યારે તેનો ગુનો વધારે ગંભીર બને છે કારણ કે તે સારી પેઠે જાણે છે કે પોતાની પ્રજાને ઉશ્કેરવા માટે આના જેવું શસ્ત્ર બીજું કોઇ નથી. હજુ સુધી હિંદુસ્થાનનાં વર્તમાનપત્રો મને મળ્યાં નથી ('યંગ ઇન્ડિયા' બે અઠવાડિયાંથી ગમે તે કારણે બંધ થયું છે) એટલે આ હકીકતમાં કેટલું સત્ય છે તે માપવાનું તમને જ સોંપું છું.×

આ પછી તો ચિતાગોંગ અને પેશાવરના ખૂનખાર સમાચારો મોટે અક્ષરે દરેક પેપરના પહેલે પાને પ્રસિદ્ધ થયા છે અને ગરવાલની બે રાજપૂત ટુકડીઓએ પેશાવરમાં 'અસંતોષકારક' રીતે ફરજ બજાવ્યાથી તેના પર કામ ચાલે છે એમ પણ જણાવાયું છે. આજનું 'ન્યુયોર્ક ટાઇમ્સ' જણાવે છે કે શિખોની ટુકડીઓ પણ બેફરમાન નીવડી છે અને સેન્સરને લીધે પૂરેપૂરા સમાચાર મળતા નથી, છતાં લશ્કરમાં બળવા જેવું લાગે છે એમ એ પત્રના લેખકનું અનુમાન છે.

એ. પી. ના ખબરપત્રી આગળ ગાંધીજીએ પોતાના અહિંસક સાથીઓને સરકારે પકડી હિંસામાં માનનાર પક્ષનો માર્ગ સરળ બનાવ્યો છે અને એથી હિંસાની તમામ જવાબદારી સરકારને શિર છે એમ જણાવ્યું છે એવા સમાચાર છે અને એ. પી.એ ગાંધીજીનો એક કોલમ જેટલો લાંબો ઇન્ટરવ્યૂ અહીંનાં દરેક પેપરમાં પ્રસિદ્ધ કર્યો છે. તેમાં ગાંધીજી એમ જણાવે છે કે "પોલિસે અહિંસક સત્યાગ્રહીઓના હાથમાંથી મીઠું લેવા કાંડાં ભાંગી નાંખ્યાં છે, તેમનાં ગળાં દબાવ્યાં છે અને તેમના પર નિર્લજ્જ રીતે હુમલા કરી તેમને વિશુદ્ધ કરી નાંખ્યા છે અને આ સૌ હજારો લોકોના દેખતાં કર્યું છે—જેઓ જો અહિંસાના વ્રતવાળા ન હોત તો એ મુઠીભર પોલિસોને પહોંચી વળે તેમ હતા પણ

× આપણે જાણીએ છીએ કે આખો પ્રસંગ કલ્પના છે; જ્યારે વીરમગામમાં અને અન્યત્ર થએલા સ્ત્રીઓ ઉપરના સરકારી હુમલા ઘણાએ નજરે જોએલી બીના છે. તંત્રી.

મંડાણ કર્યું છે તે ઘણા થોડા સમજ્યા છે. ઘણા તો 'બોસ્ટનની ચ્હા'ની જેમ મીઠાને પ્રતીક (symbol) માને છે અને આ રીતે ગાંધીજી હિંદુસ્તાનને સ્વતંત્ર કરવા માગે છે એમ તેઓ માને છે: મીઠાવેરો ગરીબોને ત્રાસરૂપ છે એ તેમને ગળે ઊતર્યું જ નથી.

'નેશન', 'ન્યૂ રીપબ્લિક', 'યુનિટી' અને એવાં બીજાં પત્રો ગાંધીજીની લડતનું રહસ્ય સમજે છે અને 'નેશને' સારી હકીકત મેળવવા પોતાનો ખાસ ખબરપત્રી પણ રોકી દીધો છે. 'ન્યૂયોર્ક ટાઇમ્સ' અત્યાર સુધી તટસ્થ હતું પણ આજે તેણે પૂંઠ ફેરવી છે અને શાન્તિનો કાયદેસર રાહ છોડી, ક્રાન્તિનો બિનકાયદેસર માર્ગ લેનાર પક્ષને દાબી દેવાનું બીડું ઝડપનાર પ્રાઇમ મિનિસ્ટર રામ્સે મેકડોનલ્ડની બરોબર પીઠ થાબડી છે. ગાંધીજીની ગિરફતારીને તેના આજના અગ્રલેખમાં તેણે ટેકો આપ્યો છે અને જણાવ્યું છે કે બ્રિટીશ સરકારની આગળ એ સિવાય બીજો માર્ગ રહ્યો નથી. સ્પ્રીંગફીલ્ડના રીપબ્લિકને હજુ એ વિશે પોતાનો ચોક્કસ નિર્ણય જણાવ્યો નથી, છતાં ગાંધીજીની ગિરફતારી તેને ખૂંચે છે એમ તેનો અગ્રલેખ વાંચનારને લાગે. બીજા પેપરોનો અભિપ્રાય હજુ હું મેળવી શકયો નથી, છતાં હવે તો આ બાજુ કે પેલી બાજુ એ નક્કી કરવાની ઘડી આવી પહોંચી છે.

બાકી નાશિકના અંત્યજોનો સત્યાગ્રહ, શારદા બિલના અમલ પહેલાં થયેલાં લગ્નોની પડાપડી, હિંદુમુસલમાન વચ્ચેનો કુસંપ—એ સૌ વિષયો પણ અહીંનાં પત્રોમાં ખૂબ ચર્ચાય છે અને તટસ્થ અમેરિકનોના મનમાં વસવસો ઉત્પન્ન કરે છે. તેમને હિંદુસ્તાનનો પ્રશ્ન ખૂબ જ ગુંચવાડા ભર્યો (Complex problem) લાગે છે. અનેક કોમો, જાતિઓ, ધર્મો, ભાષાઓ અને રાજાઓથી ભરપૂર હિંદુસ્તાન અમેરિકાની માફક પ્રજાકીય શાસન (Federal Government) કેવી રીતે સ્થાપશે અને તે કાગળ પર સ્થાપે તો કેવી રીતે ટકશે તેનો તેમના દિલમાં મોટો અંદેશો છે. ખાનગીમાં તેઓ તેમનો આ અંદેશો નિખાલસ રીતે વ્યક્ત કરે છે, કારણકે હિંદુસ્તાનને ઈજા પહોંચાડવા કે દુ:ખવવાની તેમની ઈચ્છા નથી. તેમને ડર છે કે ગાંધીજી કદાચ બ્રિટીશ સરકારના હાથમાંથી સ્વતંત્રતા ઝૂંટવી લે છતાંયે એ સ્વતંત્રતા આંતરવિગ્રહ (Civil War) વિના હિંદુસ્તાનની ભૂમિમાં ઠરે તેમ નથી અને એ આંતરવિગ્રહનાં પરિણામોથી તેઓ જેટલા વાકેફ છે તેટલા બીજા કોઈ નથી. ગાંધીજીના અહિંસાત્મક યુદ્ધના નવા- અખતરાના તેઓ પ્રશંસક છે કારણકે એની ફતેહ પર તો જગતની નૂતન યુદ્ધપ્રણાલિકાનો અને શાન્તિનો આધાર છે. એ અખતરો હિંદુસ્તાનમાં સફળ થાય તો બીજા દેશો તે જરૂર અજમાવે અને પોતાનું નૌકાબળ અને સૈન્યબળ ઓછું કરી કરોડો રૂપિયા બચાવે. ગાંધીજીની પ્રશંસા કરતી વેળા તેમની નજર આ કરોડો ડોલર પર પણ છે એ ભૂલવું જોઇતું નથી.

વિલાયતનાં પેપરો માટે તો એટલું જ કહીશ કે- બારડોલીના સત્યાગ્રહની લડતના ઇતિહાસની તેઓ પુનરુક્તિ જ કરી રહ્યા છે. પ્રારંભમાં તો તેઓ બારડોલી વખતે કર્યું તેમ આ વખતે પણ ગાંધીજીની અને ગાંધીજીની ૮૦ માજુરોની ટુકડીની મજાક ઉડાવી રહ્યા હતા. હિંદુસ્તાનના લોકોનો તેમને ટેકો નથી, તમામ મુસલમાનો વિરુદ્ધ છે, અંસજો વિરુદ્ધ છે, લિબરલો વિરુદ્ધ છે. અને તેઓ પગે મુસાફરી કરીને ચાલે છે; પણ જે ગામમાંથી જાય છે તે ગામ બહાર કોઇનું ધ્યાન પણ ખેંચતા નથી એવા એવા સમાચારો તેમના પગાર આપીને રોકેલા ખબરપત્રીઓએ તેમને પૂરા પાડ્યા. એક એવું ગુલબાન પણ

પણ આ પેલા ત્રણને મુંબઈમાં પકડયા અને હુલ્લડ કેમ થયું ? એ ત્રણ જણને સજા થઈ અને કોરટની બહાર કાઢયા એટલે બહાર ઊભેલા ટોળાએ તેમને પોલિસના હાથમાંથી ભગાવવા કોશિશ કરી ("attempted to release them") અને એ કેમ સાંખી લેવાય ? પોલિસને એમના રક્ષણ માટે જોઈતાં પગલાં લેવાં જ પડયાં. અને તે પછી મુંબઈના લોકોએ હડતાળ પાડી પણ એ તો હિંદુસ્તાનના લોકોની ટેવ છે; ગમે તેવા નજીવા કારણસર તેઓ હડતાળ પાડી બેસે છે. અને હડતાળ ન પાડે તો ગાંધીની ટોપીવાળા સ્વયંસેવકો લાઠી લેઈને તેમના પર હલ્લો કરે છે. તા. ૧૩ મી એપ્રિલે મુંબઈમાં જે હડતાળ પડાવી તે આ જ રીતે. લાઠી લેઇને સ્વયંસેવકો રૉન ફરવા માંડે એટલે કયો દુકાનવાળો પોતાની દુકાન ઉઘાડી રાખે !

* * *

આવા આવા સમાચારોથી બ્રિટિશ ખબરપત્રીઓએ બ્રિટિશ વાંચનારાઓને સંતોષ્યા છે. અને તેમણે આ બધું અત્યાર સુધી હજમ કર્યું છે. હવે કરાંચી અને કલકત્તા, ચિતાગોંગ અને પેશાવરનો જબરજસ્ત ધડાકો કયી ભાષામાં આ ખબરપત્રીઓ બ્રિટિશ પ્રજાને કાને પાડશે તે કલ્પના ઘણી જ મીઠી મૂંઝવણ ઉત્પન્ન કરે તેવી છે. બારડોલી વખતે તેમણે જે રીતે ગુલાંટ ખાધી તેવી રીતે આ વખતે પણ ગુલાંટ ખાય તો જરા યે નવાઇ પામવા જેવું નથી.

ફ્રાન્સ, જર્મની અને બીજા દેશોનાં પેપરોએ પોતાના ખાસ ખબરપત્રીઓ હિંદુસ્થાન મોકલ્યા છે. અર્દીના લેટિન અમેરિકાનાં પત્રો, મીસર અને તુર્કીનાં પત્રો સૌ ગાંધી અને તેના અહિંસાત્મક સત્યાગ્રહની વિગતોથી ભરપૂર છે. કોઇ પેપર મેં હજુ એવું નથી જોયું જેમાં ગાંધીનો ફોટો એકવાર ન પ્રસિદ્ધ થયો હોય. હવે તો કસ્તુરબાનો ફોટો પણ પેપરોએ પ્રસિદ્ધ કરવા માંડયો છે અને કળાની દૃષ્ટિએ ગાંધીજી કરતાં બાનો ફોટો વધારે સુંદર છે. નમણી ગૂજરાતણનો નિશ્ચય બાની બન્ને આંખોમાં આવીને વસ્યો છે અને ફોટો પરથી ગાંધીજી ઘરડાના જતા હોય એમ લાગે છે ત્યારે બામાં ફરી જોબનિયું આવ્યું હોય એમ લાગે છે. મુનશીની મંજરીને બાદ કરતાં રાજપૂતાણીઓની માફક ગૂજરાતણો સમરમાં લડી નથી. આજે તેમનો પહેલો સમર છે અને અત્યારસુધીમાં તો તેમણે દરિયાનાં પાણીનાં સ્વસ્થ ચિત્તે બેડાં ભરી અંગ્રેજોને પોતાનો હાથ બતાવી દીધો છે. બારડોલીવાળીઓએ બારડોલીના ટેકને ટકાવી રાખ્યો. તેમ આ મુંબઈ–ગૂજરાતની ગૂજરાતણો ગૂજરાતના અને તે દ્વારા આખા દેશના ટેકને જરૂર ટકાવી રાખશે. તેમનામાં આવેલું આ અણધાર્યું નવજીવન તેમનાં પેટે જન્મ લેનાર કયા ગૂજરાતીને મગરૂર નહિ કરે ? ધન્ય ગૂજરાત !

* *

## પત્ર ૨૧ મો

કેમ્બ્રિજ મારા,
તા. ૭–૫–૩૦

સ્નેહી ભાઈશ્રી,

ગયા અઠવાડિયાની ઘટનાઓથી એમ લાગે છે કે હિંદુસ્તાનમાં જે 'એકો બાજરા'નું મંથન ચાલી રહ્યું છે એ મંથનનું શિરોબિંદુ (Boiling point) નજીક આવ્યું છે. ગાંધીજીની ગિરફ્તારી એની આગાહી કરે છે.

પણ પ્રતિભાશાળી શરીર નજરે પડ્યું. ગાડીમાં બેઠેલા ૫૦૦ હિંદુમુસલમાનોને જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તેઓ મ્હોં પહોળું કરીને નાની ગરદન પરના દિવ્ય મુખને જોઈ રહ્યા. ગાંધીજી સહેજ હસ્યા અને અંગ્રેજ ઓફિસરે તેમને મદદ કરવા જે હાથ લંબાવ્યો હતો તે પકડીને નીચે ઉતરી પડ્યા. અંગ્રેજોના લાગણીશૂન્ય મુખ પર મહાત્માજીની આ ક્ષત્રિયોચિત ( sportsman ) રીતભાતથી આદરનું એક સ્મિત ફરી વળ્યું, પણ તે થોડી જ વારને માટે. હજુ તેમને પૂના પહોંચાડવાના હતા અને પ્રભુ જાણે રસ્તામાં શું શું ન બને.

"તૈયાર છો, ગાંધીજી?"

"હા. તૈયાર છું."

એક અંગ્રેજ ઓફિસરે ડીટ્રોઇ કારનું બારણું ઝાલી રાખ્યું અને ગાંધીજી કારમાં દાખલ થયા. સાથે મેડિકલ ઓફિસર ગોઠવાઇ ગયો અને જાણે નવવધૂનો રથ ન હોય એમ કાર પર પડદા પડ્યા ( pathetic little bridal party ). અને કારની આગળ સાદા પોશાકમાં બેઠેલા ડ્રાઇવરે કારને હાંકી મૂકી.

અને આ આખો અદ્ભુત પ્રસંગ કાંઈપણ ઘટના વિના પૂરો થયો.

આ પ્રસંગની અદ્ભુતતા બ્રિટીશોએ આ આખા પ્રસંગને જે ઠંડે કલેજે અને ચપળતાથી ઉકેલ્યો તેમાં છે તેના કરતાં યે મહાત્માજીએ જે અલૌકિક ગૌરવથી ( magnificent dignity ) તેમના કાર્યમાં સહાય આપી તેમાં વિશેષ છે. જે પ્રસંગને લીધે હજારોનાં લોહી રેડાત તે પ્રસંગ જાણે કે મહાત્માજીને બ્રિટીશ ઓફિસરો નાસ્તો કરવા માટે ન લઈ જતા હોય એટલી શાન્તિથી પૂરો થયો."

આ ખબરપત્રી પોતાને ગાંધીજી સાથે જે વાતચીત થઇ તે નીચે પ્રમાણે જણાવે છેઃ

સાથે તુલના કરે છે અને જણાવે છે કે " ગેરિસને શાન્તિના ( pacifism ) બહાના નીચે ઉત્તર અને દક્ષિણ વચ્ચે ગુલામો માટેની લડાઈ સળગાવી તેમ ગાંધી આજે અહિંસાના ( Nonviolent resistance ) ઓઠા નીચે હિંદુસ્તાનને ક્રાન્તિના ખપ્પરમાં હોમી રહ્યો છે અને એવી જાદવાસ્થળી સળગાવી છે કે સદીઓ સુધી એનો અગ્નિ નહિ હોલવાય. એમાંથી હિંદુસ્તાન આઝાદ થશે પણ લાખો માણસોનાં લોહી સિંચનથી. ગાંધીજીના સિદ્ધાંતોનો આપણે આદર કરીએ છતાં તેમના કાર્યના આ પરિણામનો આદર કરી શકીએ તેમ નથી."

અમેરિકામાં આજે એક જ લાગણી છે કે ગાંધીજીને પકડયા વિના બ્રિટિશ સરકારનો છૂટકો નહોતો. તેઓ એમ માને છે કે ગાંધીજીના પકડાવાથી ભારે ખૂનરેજી થશે અને લડત અહિંસક મટી અમેરિકાની આઝાદીની લડતની જેમ હિંસક બની જશે. ખુદ ગાંધીજી તેને અહિંસાની મર્યાદામાં રાખી શકત કે કેમ તેને વિશે ઘણાના દિલમાં શંકા હતી. આજે તો તેમના પકડાવાથી એ શંકાને પણ સ્થાન રહ્યું નથી. અને સૌ કોઇ, જાણે કે હિંદુસ્તાન અને ઇંગ્લેંડ વચ્ચે ખૂનખાર યુદ્ધ શરૂ થશે એની રાહ જુએ છે. હિંદુસ્થાનમાં લોકોની પાસે હથિયાર નથી, તેઓ એ રીતે લડી શકે તેમ નથી એ બધી દલિલો તેમને ગળે ઊતરતી જ નથી. પેશાવરમાં બે હિંદુ લશ્કરી ટુકડીઓએ ગોળીબાર કરવાની ના પાડી એ બનાવને તેઓ લશ્કરમાં ગોટો ખળવો જાગ્યો છે એવું સ્વરૂપ આપે છે અને બધાં વર્ણનો જાણે 'અંગ્રેજો' અને 'હિંદુઓ' વચ્ચે racial fight ન હોય તે રીતે ચીતરે છે. આવી અતિશયોક્તિ બન્ને પ્રજા વચ્ચે જે થોડી ઘણી ગેરસમજ હોય તેને ઉદ્દીપન કરે છે અને સુલેહના માર્ગને મુશ્કેલ બનાવે છે.

આપણા ગૂજરાતમાં શું શું ચાલી રહ્યું છે તે અહીંના પત્રો પરથી જરાયે સમજાતું નથી. તેઓ માત્ર જણાવે છે કે ગૂજરાત ગાંધીજીનું નિવાસસ્થાન છે અને એથી ત્યાં ચળવળ ખૂબ જોરમાં છે. પણ તે ઉપરાંત બીજો કાંઈ ઉલ્લેખ તેમાં મળતો નથી. આનું કારણ ગૂજરાતમાં ટોળાંઓ ગાંડા બની પથ્થરનો આશ્રય લેતા નથી અને પોલિસ ગોળીબાર કરતી નથી એ છે કે ? વર્તમાનપત્રોને ગૂજરાતની આ ઠંડી તાકાત જોઇએ તેટલી મસાલેદાર ( sensational ) નહિ લાગતી હોય ? હમણાં કસ્તુરબા અને ગાંધીજીના પુત્ર મણિલાલે ગાંધીજીના પકડાયા પછી નવસારીમાં મોટી મેદની આગળ નબળાઈ છોડી આઝાદીના જંગમાં ઝંપલાવવા સૌને આગ્રહ કર્યો તેનો ઉલ્લેખ છે. આથી કેટલાંક પત્રોએ મથાળાં કર્યાં છે કે મિસિસ ગાંધી યુદ્ધનું કામ સંભાળી લે છે,' અને લોકોને કહે છે કે આઝાદ થવાનો નિર્ણય કરો, નહિ તો ગાંધીજીનું મ્હોડું નહિ જુઓ. કદાચ ગાંધીજીને સરકાર છોડી મૂકે તો તેઓ તમારૂં મ્હોડું નહિ જુએ અને આની લોકો પર ખૂબ જ અસર થાય છે એમ એમનું માનવું છે.

આંટના લોકોએ ગાંધીજીની ગિરફતારી દરિઆકાંઠે મીઠું એકઠું કરી ઉજવી એવો ઉલ્લેખ છે.

ટૂંકામાં, ગૂજરાત કરતાં બીજા પ્રાન્તોની હકીકતો વિશેષ અહીં આવે છે કારણ કે તે વધારે તમતમતી અને લિજ્જતદાર છે, આથી પૂરેપૂરી હકીકતો માટે તો ગૂજરાતનાં વર્તમાનપત્રો અને મિત્રોના ખાનગી પત્રો પર જ આધાર રાખવો પડે છે. એ વાંચતાં તો એમ જ લાગે કે આ આખી લડતનું ઉદ્ભવસ્થાન યાને હૃદય ગૂજરાત છે. અને નહિ ધારેલી

# —ફૂવારા—

## [ શિખરિણી છંદ. ]

ઘુમૂં બ્રહ્માંડે હું અતલ ગગને ઊર્ધ્વ નિરખું:
દિપે વ્યોમે તારી પરમ પ્રતિમા કેમ પરખું ?
બધે અંગે તેને રજતદિપકો શા ઝગી રહ્યા !
તહીંથી ફૂવારા વિરલ રસભીના ઉડી રહ્યા !

અહો, એ તો કેવા શિખર શિખરે નૃત્ય કરતા !
પણે પેલા વૃક્ષે નહિ જળ મહીં નિત્ય ભમતા:
સમુદ્રે ને પુષ્પે સરવરતટે મ્હેલ—ઉટજે—
પરે પૃથ્વી કેરા અણુ અણુ મહીં ચેતન–જડે.

રચી તેનાં ગીતો વિહગગણ ગાતાં નભ ઉગી:
બને એ ગીતોથી કઠિન વસુધાયે જળ ભીની:
ઉગે એ ભૂમિમાં ફળફુલ અને ધાન્ય સરખાં:
જરા ખાધે લાધે અમર રૂપતા માનવ બધા.

સદા તેના ને જે જગત સઘળું ઉજ્જ્વળ હસે:
પ્રકાશે ઊગીને રવિ–શશિ–ઉષા–ચાંદની લસે:
તિમીરે ગાજંતા અગમ વિધિના શબ્દ લખતા:
અરે, એ ના જોયા કનક નિધિમાં તેજ ભરતા ?

પ્રભો, એ ફૂવારા–મુજ હૃદયની હર્ષ–પ્રભુતા–
વિચારો, કાર્યો, આ જીવન તનુની આત્મ–મમતા:
નમાવી સૌ અંગો ચરણ પડતો હું પ્રણયથી,
ફુંવારમાં તારૂં વિમળ મુખ જોતો નયનથી.

મોહિનીચન્દ્ર

એમ માનતો નથી. આ લડત વર્ષો સુધી ચાલશે. રાષ્ટ્રીય જુસ્સામાં ઓટ પણ આવે એવો સંભવ છે, પણ મુક્તિનો માર્ગ જોઇ શકાય છે.

× × ×

બારડોલીની ચળવળ કરતાં આપણે ખૂબ આગળ વધ્યા છીએ. બે વર્ષ પર બારડોલીમાં જબરી લડત ચાલતી હતી તે વખતની જાગૃતિ લગભગ સ્થાનિક હતી. આજનો ખૂબ્સો બળવો છે. ૧૮૫૭માં બિચારા સિપાઇઓને ઉરફેરી-માર્યા પણ જ્યારે જમીનદાર આગેવાનો મરી પરવાર્યા એટલે સિપાઇઓને દોરનાર કોઇ ન રહ્યું. આજે આખો આમવર્ગ જાગૃત થયો છે–એ આખો વર્ગ આત્મભોગ આપવાને તૈયાર નથી–ઘણાએ માણસો હજી તટસ્થ અથવા બેપરવાહ છે અને તેમની સહાનુભૂતિ મળે એમ નથી, પણ દરેક કોમમાંથી સૈનિકો મળી રહે છે. બારડોલીની ચળવળીને "થડમાંથી પોલી" કહેવામાં આવતી હતી તેમ આજની લડતને કહેવાય એમ નથી. થડ સંગીન છે.

× × ×

આવી લડતમાં વખતોવખત અથવા વખત અનુસાર લડતનું સ્વરૂપ બદલાય છે. જ્યારે શરૂઆતમાં લોકોને શૂર ચઢાવવાની જરૂર હતી તે વખતે આગેવાનોએ નિડરતાથી જેલમાં જવાની પહેલ કરવાની આવશ્યકતા હતી. આગેવાનો પહેલ ન કરે તો 'ચઢ જા બેટા શૂળી પર' એમ કહેનારનું કોણ માને? પણ જ્યારે આગેવાનો અને તેમના અનુયાયીઓ જેલમાં ગયા, માર ખાધો, ભૂખે તરસે રહ્યા ત્યારે પ્રજા નિડર બની. હવે લડતની નીતિ બદલવાની જરૂર છે. હવે આગેવાનોએ શાંતિથી વ્યવસ્થા કરવાનું રહ્યું. સૈનિકોની સંખ્યા અખૂટ રહે એ તપાસવાનું રહ્યું. જે ભાઇઓ જેલમાં ગયા છે તેમની જ હૂંડી સ્વીકારાશે અને બહાર રહેનારની નહિ સ્વીકારાય એ વિચારમાં ભીરુતા છે. આપણે દેશને માટે મરવાનું છે એમ કહેવાને બદલે મરવાની તૈયારી રાખીને કામ કરવાનું છે એમ કહેવું વધારે યોગ્ય છે.

× × ×

આજની લડતમાં અહિંસાને મહત્ત્વનું સ્થાન આપવાનું છે. જો પ્રજા સંયમી રહી શકે તો સરકાર હારી છે. તેને નમતું આપ્યા વિના છૂટકો નથી. આજે પોલિસના સિપાઇઓને પોતાની નોકરી વિષે અસંતોષ થયો છે. આપણા ગુજરાતી અમલદારો ખુલ્લી રીતે શરમાય છે. કોઇ વધારા પડતો સ્વાર્થી, બેશરમ અમલદાર ઊંચે ચઢવાની આશાએ છાતી ફુલાવતો હશે પણ ૯૦ ટકા જેટલા આપણા ભાઇઓ નોકરીમાં શરમ જુએ છે. જ્યારે દેશને મુક્ત કરવા માટે અસંખ્ય ભાઇબહેનો ખૂબ ભોગ આપી રહ્યાં છે ત્યારે તેમના પર ત્રાસ ગુજારનાર શરમાઇ મરે તેમાં શી નવાઇ? મેં મારા ઘણા નોકરિયાત મિત્રો જોયા છે કે જે મને મળે છે ત્યારે તેમની આંખ જમીન તરફ ઢળી પડે છે. બિચારા કુહાડાના હાથા પોતાની નબળાઇથી લજવાય છે.

× × ×

આવા વર્ગનો તિરસ્કાર ન થવો જોઇએ. જેમ પછાત કોમને સુધારવા માટે પ્રયાસ કરવાનો છે તેમ આ લોકોની મનોદશા સુધારવાની છે, પણ બીજા કેટલાક એવા માણસો છે કે જે એમ માનતા જણાય છે કે અંગ્રેજ માબાપ વિના સુવ્યવસ્થિત રાજ્ય શક્ય નથી.

ખરી સાચી શ્રદ્ધા નથી તેથી ક્ષણિક ઉત્સાહના જુસ્સામાં ખેંચાઇ જતી વખતે પણ મનમાં શંકા હોય છે. કુંભારો આજે ઘડીઆં અને પીપ કરવાનું છોડી દે છે પણ તેને એમ બીક છે કે રખેને એ ધંધો બીજાને હાથ ચાલ્યો જાય. તે પ્રમાણે તરવાડાની સ્થિતિ છે. અને આ દારૂ તાડીના ધંધાને પૈસા આપનાર તો બ્રાહ્મણ અને વાણીઆ છે; મોટાં ટીલાં અને ટપકાં કરનાર બદમાશો ! એવા મહંત અને પૂજારી પણ જાણ્યા છે કે જે પીઠામાં ભાગ રાખે છે અને પૈસા ધીરે છે. આ આપણા હિન્દુધર્મની બલિહારી છે. -

× × ×

ધર્મને નામે કેટલાં પાપ ઢંકાઇ શકે છે ? ઇસ્લામમાં શરાબને તદ્દન હરામ ગણ્યો છે તેથી તે બાબત કોઇ બદમાસ અથવા હરાગી મુસલમાનને અટકાવવાની કે સમજાવવાની જરૂર નથી એવી દલીલ પણ મેં સાંભળી છે. અમે શી રીતે કાંઇ પ્રગટ કરીએ કારણકે અમારા ધર્મમાં તો એ હરામ છે. પણ ઉઘાડેચોક એ પીવાય છે અને જ્યાં પીઠાવાળો પ્રજામતને ઠોકરે મારીને બતાવવા ઇચ્છે છે કે તમારી ઇચ્છાની વિરુદ્ધ લોકો પીશે ત્યારે બિચારા થોડા મુસલમાનોને ભાડે રાખે છે, તે છતાં તેમને કેમ કહેવાય ? આ જ પ્રમાણે બાળલગ્ન પ્રતિબંધના કાયદામાં થયું છે. મુસલમાનોની દલીલમાં કાંઈ વજૂદ નથી. અમારામાં બાળલગ્ન થાય જ નહિ. અને તેથી તમારે અમારા ધર્મમાં માથું મારવું નહિ. પણ ખુલ્લી રીતે બાળલગ્ન થતાં હોય તેનું શું ? સરકાર તો કહેશે કે ભલે જાઓ જહાનમમાં, અથવા જો એ માર્ગે બહિસ્તમાં જવાતું હોય તો ત્યાં. આ પ્રજાની ઉન્નતિ ઝડપથી શી રીતે થાય ?

× × ×

પણ, હું માનું છું કે સાચી ધાર્મિક ભાવના વિના દારૂ કે સ્વદેશી, કે સ્વરાજની બાબતોમાં પ્રગતિ થવાની નથી. રાજકીય લડતના જુસ્સાની પછવાડે બુદ્ધિપૂર્વક અથવા શ્રદ્ધાપૂર્વક ભાવના હોવી જોઇએ કે જેનાં બળથી ગતિ થયાં જ કરે, જે દરેક મુશ્કેલીને દૂર કરે, જે કદી હારે નહિ. એક કોમમાં એક સંન્યાસીએ ચાતુર્માસ ગાળ્યા હતા તે દારૂથી વિમુક્ત થઇ ગઇ છે એમ મારા જાણવામાં છે. એક જૈન સાધુએ પણ એ દિશામાં થોડો પ્રયાસ કરેલો તેનાં ફળ મીઠાં આવ્યાં છે. આપણા શિથિલ થઇ ગયેલા ધર્મોમાં કાંઇ બળ આવે તો સારાં પરિણામની આશા રખાય. ધર્મ એટલે પોતાનાં કર્તવ્ય વિષે ભાન, બુદ્ધિથી અને શ્રદ્ધાવડે.

× × ×

આપણા ગુજરાતમાં અને ખાસ કરીને સુરત જિલ્લાનાં દારૂતાડીના ધંધામાં પારસીઓ ખૂબ મશગૂલ થઈ ગયા છે અને તેથી દારૂતાડીના પ્રશ્નને એમણે કોમી બનાવી દીધો છે! જ્યારે પારસીઓ સંજાણ કે તેની પાસે ઊતર્યા ત્યાર પછી દારૂતાડી વેચવાનો ધંધો કરતા નહોતા, અને ઇરાનમાં પણ તે ધંધો કરતા નહોતા. પારસીઓએ પણ ખેતીનું કામ ઉપાડી લીધેલું. આજે એ લોકો એવી દલીલ કરે છે કે અમારો બાપદાદાનો ધંધો કેવી રીતે છોડીએ ? એ ધંધો બાપદાદાનો જ છે, એટલે કે બે પેઢીનો છે. બહુ જૂનો નથી.

એ ધંધો અંગ્રેજ સરકારે ખીલવ્યો એ વાત ખરી. આપણી હિંદી પ્રજાએ વિરોધ ન કર્યો એ પણ ખરું, પણ આજે એ ધંધો દુષ્ટ ગણાય છે, કારણ કે તે પ્રજાનું મનુષ્યત્વ હણી લે છે. દુષ્ટ છે એટલે અટકાવી દેવાનો છે. પ્રજાજનોને સમજાવીને બંધ કરવાનો,

જ્ઞાતિનાં પંચ એ રમવાના પાનાંના બનાવેલા બંગલાના જેવાં મજબૂત હોય છે. એક પવનનો સપાટો આવ્યો એટલે જમીનદોસ્ત. તેવી જ રીતે ગ્રામપંચની સંગીનતા વિષે મને બહુ બીક રહે છે. પંચ હોવાં જોઇએ એ વિષે મને શંકા નથી. રૂશિયાના સોવિયેટ જેવાં હોય તો સારું—બધાં અમુક વિચારનાં, હોવાં જોઇએ. મોટાં પાઘડાંવાળા ડોસાઓ, જૂના વિચારના, પ્રગતિની વિરુદ્ધ, ડરકણ, ઠંડાગાર એકઠા થાય તેમાં ગામનું શું વળે? પૈસાદાર માણસો તો બધે પ્રવેશ કરશે પણ લાયકાતની શરતો એવી હોવી જોઇએ કે જેને લીધે જુવાન, પ્રગતિમાન, નિડર પંચોની ચૂંટણી થાય, જે સ્ત્રી પુરુષનો ભેદ બાજુએ મૂકે, જે ધનવાન અને ગરીબને સરખા ગણે અને જે ઉચ્ચ આદર્શ અને કામ કરવાની ધગશની ખરી કિંમત કરે.

× × ×

આવાં પંચો નીમાય તો આપણે એક પણ કેસ કોરટમાં જવા ન દઇએ. એટલે સરકારી અમલદારોનો ભારે બહિષ્કાર થાય. એમ કહેવાય છે કે બોરસદ તાલુકાના એક ગામમાં ૮-૯ વર્ષ સુધી એક પણ કેસ કોરટે ચઢયો નહોતો. પણ તે એક વ્યક્તિને લીધે. પંચને લીધે એવું થવું જોઇએ. જો પટેલોની જોડે તલાટી રાજીનામાં આપે, જો આપણે જમીન મહેસૂલ ઉઘરાવીને સરકારમાં એક જથ્થે ભરાવી દઇએ તો સરકાર ઉખડી ગઇ સમજવી. આમ થયા પછી પણ સરકારી કચેરીનો કબજો લઈ શકીએ. પોલિસનું રક્ષણ પણ આપણે આપીએ. શા માટે નહિ?

× × ×

બારડોલીની લડત વખત એક સૂચના કરી હતી તે અહીં ફરી કરવાની જરૂર છે. આપણા સૈનિકોને અખાડાની તાલીમ આપવાની અત્યંત જરૂર છે. ધરાસણામાં આપણે જોયું કે ગાંધીજી કે વલ્લભભાઇ ગામડાનાં ગમે તેટલાં વખાણ કરે પણ અહિંસાત્મક લડતમાં પણ અમદાવાદ શહેર અને મુંબઇના સૈનિકોએ ખૂબ બહાદૂરી બતાવી અને અમુક ગામડાંઓની પ્રજા પાછી ફરી. મને તો એમાં નવાઇ લાગતી નથી. આ બધો યશ અખાડાનો અને સંસ્કારોનો છે. અખાડાની તાલીમમાં ઘોડેસ્વારી, સાઇકલીંગ, સીગ્નલીંગ અને રાંધવાની તાલીમ આવશ્યક છે. અને પહેરવેશનો પ્રશ્ન પણ અગત્યનો છે. આ બધી બાબતો પર ચોક્કસ ચર્ચા થાય અને આપણે ગમે તેમ (Slip-Shod) પ્રયાસો કરીએ તેનાં કરતાં વધારે વ્યવસ્થિત થઇએ એ જરૂરનું છે.

× × ×

ગુજરાતમાં અખાડાનો પ્રચાર ઠીક થયો છે. હજી દશ ગણો વધારે થાય તેની જરૂર છે. એ પ્રચાર જેમ વહેલો થાય તેમ સારું, કારણકે સ્વાતંત્ર્યની લડત કોઇને માટે રાહ જોઈ શકશે નહિ. ધરાસણાએ આંખ ઉઘાડી છે કે નહિ?

× × ×

આ વખતની સ્ત્રીઓની જાગૃતિ વિષે મેં લખ્યું છે. અમદાવાદ અને સુરત જિલ્લામાં વ્યવસ્થિત કામ થઈ રહ્યું છે. તેનો વિસ્તાર થવાની બહુ જરૂર છે. આજે બહેનો મળ્યાં છે તેના કરતાં સો ગણાં વધારે ન થાય ત્યાં સુધી આપણે શું કરી શકીશું? પણ તે છતાં ખેડા, ભરૂચ અને પંચમહાલ જિલ્લાઓનું શું? અને ગાંધીજી આશ્વાસન આપે કે આ પ્રવૃત્તિને લીધે ચરોતરનો મલાજો નાબૂદ થશે, પણ આપણે તેનાં ચિહ્નો જોઇએ છીએ? અને આખો ઉત્તર ગુજરાત તેનું શું? અને કાઠિયાવાડ? જો કે આ બન્ને પ્રદેશે લગભગ દેશી રાજ્યોમાં આવી જાય છે. દેશી રાજ્યોએ ગુજરાતની સાથે રહેવાનું છે કે ખાડામાં પડી રહેવાનું? જરૂર સાથે ચાલશે. પણ ત્યાંના આગેવાનોમાં જુસ્સો આવ્યો જણાતો નથી.

સુમન્ત મહેતા

"કોણે મ્હને અજબ જીવનદાન દીધું?
કોણે અહો અમરનું અહિં કાર્ય કીધું!
શું સ્વર્ગથી સુજ જની જગમાંહિ આવી
લીધો કૃતાન્તમુખથી સુતને બચાવી?"
"ખમા ઓ વીર મ્હારાને! શાંતિ અંતરમાં ધરો!"
આશ્વાસ એમ આપીને વનિતા વદતી અહો: ૧૩

"આ નેસ ચારણતણો, પુરુષો અમારા
દુર્ભિક્ષથી પશુ વિદેશ લઇ ગયેલા;
વર્ષા વડે વ્યથિત અશ્વ લઇ ત્હમોને
આવ્યો નિશામુખ વિષે અમ રંક ગેહે.
બજાવ્યો માનવી કેરો એ થકી ધર્મ માનવે:
સુશ્રૂષા સિદ્ધિને પામી, લાભ એહ મળ્યો મ્હને." ૧૪

ધીમે શરીરમહિં આખર સ્વાસ્થ્ય આવ્યું
ને પાંથનું હૃદય સદ્ગુણી તણાયું;
પ્રસ્થાનસજ્જ હયને કરથી કરીને
લેતો વદાય વદતો ઉરના ઉમંગે:—
"આવજે બ્હેન ઓ મ્હારી તળાજે ભ્રાતને ગૃહે!
ભૂપ હું એ ભૂમીકેરો નામ એભલ સૌ કહે." ૧૫

વિષય:—'નિર્ઝરણી' માં એભલવાળા ઉપર કાવ્ય છે તેના બે ખંડ છે; પ્હેલા ખંડમાંથી આરંભની ચાર કડી અને વચ્ચે ઉપર કૌંસમાં વાર્તાનું અનુસંધાન ટુંકામાં જણાવ્યું છે ત્યાં એક એક કડી છોડી દીધી છે; છેલ્લી એક કડી પણ છોડી દીધી છે. એટલે બાવીસ કડીના પ્રથમ ખંડમાંથી ૧૫ ઉપર આપી છે. અતિવૃષ્ટિમાં શીંગડું થઇ ગયેલા એભલ વાળાને એના જાતવાન ઘોડાએ ચારણોના નેસ આગળ આણ્યો, અને ત્યાં ચારણિયાણીએ અપૂર્વ ઉપચાર કરીને એને જીવાડ્યો, એ દંતકથા આ પ્રથમ ખંડનો વિષય છે.

બાલાશંકર વિષે લખતાં કહેવાઈ ગયું છે કે નવ્વાણું ટકા પ્રેરણાના એટલે ચિત્તશક્તિઓની પ્રત્યક્ષ સપાટી તળેથી ઊઠીને ઉપર આવતા ફુવારાના, તો સ્ફુટ વિચારણા શક્તિનો એક ટકો પણ નહીં, એવી "લોકોત્તર" જાતનો એ કવિ હતો. કવિઓના વર્ગમાં બાલાશંકર જેવા એક છેડે તો દામોદર જેવા સામે છેડે. ગદ્ય લખાણ વાંચતાં પણ કેટલીક વાર રસિક વાંચનાર જોઇ શકે છે કે અહીં કલમ પોતે ઘુણી ઊઠી છે અને લેખકની "પ્રેરણા" લેખકે પોતે ગોઠવણ ગોઠવેલી તે કરતાં વધારે સજીવન અને અસરકારક ઘટના રચી આપે છે. પદ્યકૃતિઓમાં આ પ્રમાણે વધારે બને એ કુદરતી છે કેમકે પદ્યના લય, લયનાં વલણ, પ્રાસ આદિ બંધન મટીને વારંવાર લેખકની પાંખો બની જાય છે. (અને વ્હિટમાન*–શાઈ અપદ્યાગદ્ય જેવા લયહીન "લય" ની નિર્વિવાદ દુષ્ટતા આ છે કે એવા કૃત્રિમ લય પાંખો બની જ શકતા નથી,–શિવાય કે ઉપહાસકૃતિઓમાં!) પરન્તુ પ્રજામાં પાંડિત્ય અને સુરુચિ અને કલાવ્યાસંગ વધતાં પ્રેરણાતત્ત્વ લગભગ શૂન્ય એવા કવિઓ વધતા જાય છે. દામોદર સારો કવિ છે, પણ આ જાતનો. એની બધી કૃતિઓ ધ્યાનમાં લેતાં વિષય પરત્વે પણ એની કલાનું ક્ષેત્ર અપરિમિત અને અમુક વૈશિષ્ટ્યવાળું જ જણાય છે, પરન્તુ અહીં જગાની તંગીને લીધે દામોદરની કલાની એ મર્યાદાઓનો વિષય આટલા અસ્ફુટ ઇશારા સાથે જ પડતો મુકીશું.

* Walt Whitman. આ કવિને પૂરતો ન્યાય કરતું ટુંકું વિવરણ ચાહો, તો વાંચો સર એડમન્ડ ગોસનો એ કવિ ઉપર નિબંધ.

**૧૧. આખંડલ** ઇંદ્ર. આ એનું તપ એવું તો અપ્રતિમ હતું કે તેથી ઇંદ્રનું ઇંદ્રાસન પણ ડોલ્યું. પરન્તુ એણે આ તપ કરવાની વૃત્તિએ કર્યું ન્હોતું, એને તો બુદ્ધિ પણ ન્હોતી કે આ તપ કરું છું: ભયંકર કસોટી અતિથિને જીવાડવાને માટે આવશ્યક છે તો તે ધીરજ દૃઢતા અને પોતાના સતની શ્રદ્ધામાં સ્વીકારું છું એ જ એની વૃત્તિ,—માટે **અચીંત્ય. પદ્મિની** (૧) પદ્મિની સ્ત્રી, ઉત્તમોત્તમ ગુણવાળી સતી; (૨) પાણીની સપાટી ઉપર, પાણીને અડકતું તથાપિ કોરું પદ્મ (=આત્મા, ચરિત્ર) રાખનાર પદ્મિનીનો છોડ.

**૧૨.** આ અતિશયોક્તિ અથવા વ્યતિરેકાલંકાર ખરેખર સુંદર છે. હે ચારણિયાણી, ધન્ય ત્હને! તું સ્મરદહનથી ચડી! તું નીલકંઠથી ચડી! તું અગ્નિથી ચડી ગઇ! શ્લેષ આલિંગન. પણ એ આલિંગન કેવલ કાયિક હતું; એભલ વાળો ગાઢ મૂર્છામાં હતો; ચારણિયાણીએ સતની અનુપમ દૃઢતાથી પોતાનું માનસ બંધ નિશ્ચેષ્ટ પાષાણવત્ કરી દીધું હતું; વિશ્વક્રમની કુદરતી પ્રવૃત્તિ વગરનું બનાવી દીધું હતું.

૧૩ દેવ જ વાળી શકે એવી મ્હારી ગાઢ મૂર્છા આ કયા દેવે વાળી? **જંની,** માતા.

૧૪ ભાઇ, હું દેવ કે દેવી નથી, માત્ર માનવ છું અને અતિથિ મરવાની અણી ઉપર હતો, તેને બને તો જીવાડવાનો માનવીનો ધર્મ, તે જ મેં બજાવ્યો છે.

**૧૫ કરથી,** હાથે, પોતે જાતે જ.

પ્રતિભાસંપન્ન કવિઓનો દુકાળ હોય એવા ઝમાનામાં સુરુચિ, કલાશોખ, અને આસક્તિબળે તથા અમુક શૈલીને વળગીને અને અમુક જાતના વિષયોને જ પસંદ કરીને અથવા તો કોઇપણ વિષયને અમુક ઝોક આપી દઇને સર્ગશક્તિ, રચનાબલ, કે કલ્પનાપ્રભાવ વગરનો માણસ પણ કવિ લેખે પ્રતિષ્ઠા મેળવી શકે, એ મતને દામોદર જેવા દાખલાથી સારો ટેકો મળે છે. બેશક, ચારપાંચ સૈકાના કવિઓને જોઇયે, ત્યારે તો સર્ગશક્તિ, કલ્પનાપ્રભાવ, વિધાયકતા, અને ક્રાન્તદર્શન અથવા તો સંદેશ પ્રમાણે જ કવિપદ આપવાનાં હોય, અને એવી ગણનામાં દામોદર જેવાનાં નામ ટચલી આંગળીને છેલ્લે વેઢે પણ ન આવે, એ હકીકત એવા કવિના વખાણનારાઓએ પણ સમઝવા જેવી છે; પક્ષાપક્ષિથી તેઓ એટલા ઊંચા ચડી શકે તો તેમનાથી સમઝાય એવી પણ છે.

૨૭

## ભાનુશંકર ધીરજરામ ભટ્ટ:

## ક્ષણિક શ્યામિકા પછી વિશેષ ખીલતી પ્રેમજ્યોતિ

આષાઢી પાછલી રાતે ગોકુલે ગોપગોપિકા
પોઢેલાં સ્નેહશય્યામાં, ઝબૂકે કોક તારિકા. ૧
ધીમેધીમે ઝમઝમ ઝમે મેહુલો મેઘમાંથી,
ઝીણોઝીણો રવ સમસમે શૂન્યના ગર્ભમાંથી;
ઘેરુ ઘેરું સ્તન ગરજતું આભ ઊંડાણમાંથી,
મીઠીમીઠી રણક ઉઠતી ધેનુના જૂથમાંથી. ૨
સૂતેલાં સ્નેહશ્રદ્ધામાં રસગોઠ કરીકરી,
હેતની હુંફમાં ઊંઘે, જાગે વ્યગ્ર વિભાવરી. ૩
એવામાં આભ શારી ઝગહળી વિજળી અંધકારે સમાય,
ઘોરંભી ઘોર નાદે ઘરરર કરતી વ્યોમથી વૃષ્ટિ થાય;
ઘેરી ધારા ધકેલી દશદિશ ઘુમતો જોરથી વાયુ વાય,
માયાની રૌદ્રલીલા નિરખી મનુજનો ઓસરી ગર્વ જાય. ૪
મેઘના ગર્જને જાગી ગોપ કંપ અનુભવે;
દીવાના હાલતા તેજે ગોપિકા પાસું ફેરવે. ૫
યુવક ચંચલ દીપશિખા જુવે
પ્રકૃતિનું પરિવર્તન ચિંતવે;
યુવતીના સ્વર સ્વપ્નથકી સ્રવે,
શ્રુતિમનોહર મંજુલતા દ્રવે. ૬
"મોહન મીટ માંડીને આમ શું નિરખી રહ્યા?
માર્ગમાં મહીં માગીને પીવાનું વિસરી ગયા?" ૭
બેઠો ઉઠી શયનમાં સુણી શબ્દ ગોપ,
ગોપી મુખે સુભગ ભાવ રમે અનોપ;
શંકામહીં યુવક-અંતર ઝોક ખાય,
રોષે ભરાઈ ગૃહદીપ અલોપ થાય. ૮

પડતાં, બેવફાઇ તો હોય નહીં, તો એ શું હશે તે વિષેની અકળામણ. ૧૦ ઝીણી ઝીણી ઝરમર સાથે વાયુની ઝીણી ઝીણી લહેરો. થોડા જ વખત ઉપરનાં (સખ્ત ઝડી સાથેનાં) ગાજવીજ દૃષ્ટિસીમાને છેક છેડે કે તેની પણ પેલી પાર. ૧૨ ઘન અને તિમિર ધીમે ધીમે ઓસરે છે ચાંદની ધીમે ધીમે વધે છે. ૧૪ સૃષ્ટિની સૌમ્ય સુંદરતા નયનો વાટે તેના અંતરમાં ઉતરે છે, અંતરમાં પણ શંકા અને તજ્જન્ય વ્યગ્રતા ઓસરે છે. ગોપી પાછી પાસું ફેરવે છે એટલે તેના શરીર ઉપરના અલંકારમાંથી રહેજ રણકાર સંભળાય છે. અહિં સુંદરી માટે કનકવેલ શબ્દ સવિશેષ ઔચિત્યથી વાપર્યો છે. ૧૫ "નીંદરે" અને "હિલ્લોલે" ક્રિયાપદ છે. ૧૬ "અધુકડી કલિ શી"–આપણા કવિઓને આમ લખવાની સૈકાઓથી આદત પડી ગઇ છે, કેમકે સૈકાઓથી આપણો દેશ બાળલગ્નોનો દેશ છે. ૨૦ મજરમણુ કાંનાને જાણે વારતી ન હોય એમ હાલતો હાથ ઉંઘમાં ને ઉંઘમાં પિયુના કંઠનો યોગ પામે છે. જાગતા ગોપના ચિત્તમાં પ્રથમ પલટો બાહ્યસૃષ્ટિમાં એકદમ થયેલા ફેરફારથી થાય છે, બીજો ગોપીની ઉંઘમાંજ થયેલી મુગ્ધ ચેષ્ટાથી થાય છે. ૨૨ તડિતભારવર: વીજળીસમી ઝગઝગાણું. ૨૪ વિષયની જેટલી મિતાક્ષર તેટલી સુંદર પૂર્ણાહુતિ

# ઝમીનદારી અને ઝમીનદાર વર્ગોમાં સાચી ક્રાન્તિ

૧

વોલ્તેયર નામે અઢારમા સૈકામાં એક નામીચો લેખક થઇ ગયો. તેના જીવનચરિતમાં નોંધાયલો એક બનાવ ટુંકામાં આ પ્રમાણે બન્યો હતો.

એક રાતે એક લોકપ્રિય ખેલ જોવાને માટે તેણે ટિકિટો ખરીદી, અને મિત્રો તથા સખીઓ સાથે તે નાટકશાલામાં વચ્ચે ઉત્તમ સ્થાને આવેલા એક ખાસગી ઝરૂખા ( બોકસ box ) ની બધી ખુરસીઓ રોકીને સૌ ગોઠવાયાં. તે વખતનો એક જાણીતો ઝમીનદાર પોતાના મિત્રો અને સખીઓનાં મંડલ સાથે એ જ ખેલ જોવા ઇચ્છતો હતો, પણ એ મંડલ પાંચેક મિનિટ મોડું પડી ગયું. તપાસ કરતાં આખી નાટકશાલા ભરાઈ ગયેલી, અને માલેકે વધુ ટિકિટો વેચવાનું પણ બંધ કરી દીધું હતું. ત્યાં એ ઝમીનદારની નજર વોલ્તેયર બેઠો હતો તે ઝરૂખા પર પડી, અને તેણે માલેકને કહ્યું, " જો, પેલો કંગાલ કવિ બેઠો છે ને, એને ને એના મંડલને હાંકી કહાડ ! લે એ છને બદલે આ આઠ ટિકિટોના પૈસા, અને બે વધુ ખુરસી મુકાવી અમને એ જ ઝરૂખો આપ જોઉં ! " ઝમીનદાર ડયૂક...તે વખતના પારિસમાં એટલો તો મોટો માણસ ગણાતો કે માલેકને તેને રાજી રાખવાની ફરજ જ પડી, અને વોલ્તેયર બિચારો નીચી મૂઠીએ પોતાના મંડલ સાથે પાછો ઘેર ગયો.

પછી એણે કોરટમાં એ ડયૂક ઉપર નુકસાની મેળવવા દાવો માંડયો. ડયૂકનો વકીલ કહે, " નામદાર ન્યાયમૂર્તિ સાહેબ, મ્હારા કુલના પ્રપિતામહ ડયૂક...એમણે લા રોશેલના ઘેરામાં લોહી રેડીને ડયૂકનું મહામોટું પદ મેળવ્યું હતું. મ્હારા કુલના દાદાજીએ યૂટ્રેકટની જગદ્વિખ્યાત લડાઇમાં શત્રુની બાર તોપોનો જંગી મોરચો છૂટી લગામે ઝુકાવી સર કર્યો હતો. મ્હારા કુલના પિતાશ્રીએ ફ્રોન્ટનોયના મશહૂર યુદ્ધમાં અંગ્રેજ સેનાના બે વાવટા......"

વોલ્તેયર વકીલ પણ થયો હતો, એટલે પોતાનો દાવો ચલાવવા જાતે હાજર હતો, તે વચ્ચે જ બોલી ઊઠયોઃ " પણ, ન્યાયમૂર્તિ સાહેબ, મ્હારો દાવો એ દેશભક્ત અને વીર પુરુષ ડયૂકોમાંના કોઇની સામે છે જ નહીં. મ્હારો દાવો જેમની સામે છે તે નામવર ડયૂક સાહેબે મ્હારી ટિકિટો પડાવી લઇ મ્હારી બેઆબરૂ કરવા ઉપરાંત કશું જ પરાક્રમ કરેલું જાણવામાં નથી. એમના પોતાના આ પરાક્રમને અને એમના વડવાઓની બહાદૂરીને કશું ય લાગેવળગે ખરું, સાહેબ ? "

૨

જગતના સમગ્ર ઇતિહાસનો એક મોટામાં મોટો સિદ્ધાન્ત આ છે કે

**જેની સેહ તેનો દેશ.**

ખેડુત વર્ગનો જેને ટેકો હોય તે જ રાજધણીના સિંહાસને ટકી શકે. સિંહાસનો ખાલી પડે છે, એક રાજકુટુંબનો પાંચસાત પેઢીએ અસ્ત થાય છે, નવું આવે છે, અને વળી થોડે દાયકે તેની જગાએ ત્રીજાનો ઉદય થાય છે, એમ અનેક ઊથલપાથલ અને વારાફેરા પાછળ આ વ્યાપક સિદ્ધાન્ત જ પ્રવર્તતો હોય છે.

રાજ સામે આસપાસના વધુ સમૃદ્ધ કે ઓછા સમૃદ્ધ મુલકમાંથી ચડાઇઓ થવાની જ. વધુ સમૃદ્ધ રાજા મહત્ત્વાકાંક્ષાથી ચડી આવે, ઓછો સમૃદ્ધ વખાનો માર્યો કે લોભે

નહીં,-શા માટે વારે જે ! પરંતુ એનું કુદરતી પરિણામ થોડા દાયકામાં જ આવશે• આ, કે સ્વરાજ્ય ભોગવતા હિંદમાં પણ ગુજરાત અને ગુજરાતી પ્રજાનું સ્વાતંત્ર્ય નામનું જ હશે; ગુજરાત અને ગુજરાતી પ્રજાની ખરી હાલત ખંડિયા મુલક અને ખંડણી ભરતી પ્રજાની જ હાલત બની જશે બેશક. ગુજરાત અને ગુજરાતી પ્રજાએ સ્વરાજ્યરક્ષક સૈન્ય અને નૌકાસૈન્ય ટકાવવાને માટે વર્ષોવર્ષ આપ્યા કરવાનો ફાળો વાર્ષિક વરાડના રૂપનો હશે, તે વરાડ બે પ્રકારનો સમજી રાખવાનો છેઃ નાણાનો વરાડ, અને સાથે સાથે સ્નાયુશક્તિ તેમ સહનશક્તિમાં હિંદના બીજા કોઈ પણ ક્ષત્રિયોથી ઊતરતા ન પડે એવા ગુજરાતી ક્ષત્રિયોનો પણ પૂરતો વરાડ. અને આવા ક્ષત્રિયોની પૂરતી સંખ્યા હિંદના બીજા ભાગોને તેમ ગુજરાત કાઠિયાવાડને પણ ખેડૂતો, ગોવાળો, વનેચરો, માછીઓ, ખલાસીઓ, લુહારો, ખાણિયા, ખાટકીઓ, અને એવા એવા ઉદ્યોગોમાં જીવન ગાળનારા તથા એવા ઉદ્યોગે-માંથી ઉપજીવિકા ઉપરાંત પૂરતી સ્નાયુશક્તિ અને સહનશક્તિ કુદરતી રીતે કમાનારા વર્ગો-માંથી જ મળી આવશે. બીજા વર્ગોમાંથી પણ સુદૃઢ શરીરો મળી આવે, ન મળે એમ નહીં; પરંતુ તે વિરલ અપવાદ રૂપે, કુદરતી ન્યાયે હરગીઝ નહીં, એ જ વક્તવ્યનો મુદ્દો છે.

૫

અને હવે આપણે આ વિચારણાને આરંભે મુકેલા વોલ્તેયરના જીવનમાંના એ બનાવને આપણી વિચારમાલામાં સાંધી લઇયે.

બુરબોન રાજવંશ ફ્રાન્સની ગાદી ઉપર સૈકાઓ લગી ટક્યો, તે અતિલાંબા અરસામાં બન્યું એવું કે ઝમીનદારી અને જાતખેડ વચ્ચે વધારે વધારે અંતર પડતું જ ગયું. અત્યારે ફ્રાન્સની ઝમીનના માલેકો ઘણા મોટા પ્રમાણમાં જાતખેડ કરનારા લાખો ન્હાના ન્હાના ઝમીનદારો છે. અને એમ હોવાથી જ ફ્રાન્સ અજેય છે, સનાતન સ્વતંત્રતા ટકાવી રાખવાની અમોઘ શક્તિવાળો આગેવાન દેશ છે, જેનું વજન આખી દુનિયાના મોટામાં મોટા રાજકારણના પ્રશ્નોમાં પણ બીજા કોઈ પણ દેશ કે સામ્રાજ્ય કરતાં જરા યે ઊતરતું નથી. પણ ફ્રાન્સમાં આ પરિસ્થિતિ, ફ્રાન્સની આ પ્રકારની ઝમીન વ્હેંચણી, ફ્રેન્ચ રેવોલ્યૂશન ( French Revolution ) નામે સૌજાણીતા ક્રાન્તિના બનાવે જ ઉત્પન્ન કરેલી છે, અને એ બનાવથી જ એટલે ઇ. સ. ના અઢારમા શતકના અંતથી જ ચાલી આવેલી છે. તે પ્હેલાંની-લુઈ બારમાથી લુઇ સોળમો ગાદીએ હતો ત્યાં લગીની ફ્રાન્સની સ્થિતિ છેક જુદી અને વધુવધુ રોગાવિષ્ટ થતી જતી હતી. એટલા મોટા દેશની ખેતીને પ્હોંચી વળવા લાખો ખેડૂતો જોઇએ જ, અને પેઢીએ પેઢીએ લાખો ખેડૂતો ખેતી કરતા પણ હતા. પરંતુ તેમની હાલત આરંભમાં ધીમે ધીમે અને પછી વધતી જતી ઝડપે બગડતી ગઇ હતી. અંતે તો તેઓ ગુલામ જેવા અને છેક કંગાલ થઈ ગયા હતા. ખેતીનો બધો કસ જે વર્ગ ચૂસતો તે " ઝમીનદાર " કે અમીર ઉમરાવ વર્ગ રાજમહેલોની આસપાસ બણબણતો અને શહેરોમાં જ મોજશોખ કરતો, વગસગના અને કાયદેસર તેમ સામાજિક હક્કોના ભોગવટામાં એકલપેટો, તો સંખ્યા તેમ ખરી માનવતા અને ક્ષત્રિયવટમાં નજીવો થઈ ગયો હતો. આખો દેશ ચૂસાતો હતો, અને જે એક ન્હાનું અંગ આ સર્વ પોષણનો કાયદેસર અને લોકાચાર પ્રમાણે ધણીધોરી બન્યો હતો, તે પણ આ " ભાગ્ય " થી ન્હોતો સુખી, ન્હોતો સશક્ત, કે ન્હોતો દેશને રક્ષી વા તારી શકે એવા એક પણ સામર્થ્યવાળો.

ખેડૂતો પોતાની માણસાઈ પોતાની કલા પોતાની બુદ્ધિ પોતાની જવાબદારી અને પોતાનું મહેનતુપણું પણ ખોઈ દે છે, પોતે પડે છે અને સમાજ આખાને લેતા પડે છે, અને માનવ જેવા માનવમાંથી માનવતાનાં માત્ર ખોઠાં બનેલા એ વર્ગોમાં દેશભક્તિની જાગતી જ્યોતની આશા રાખવી, તે એમનાં ઢોરમાં દેશભક્તિની આશા રાખવા જેવું બેહુદું છે.

પાછા આગલે છેડેથી જોઈએ. જે ઝમીનદાર વર્ગોને જાતખેડના કઠણ પણ પોષક અનુભવ વગર અને જાતખેડના મીઠા સાત્ત્વિક પરિસ્વેદ વગર ઝમીનની ઉત્પન્નનો મોટો ભાગ ભોગવવાની આદતો પડે છે, તેઓ શહેરી જીવનમાં પડી જાય છે, શહેરી ભોગવિલાસ અને આશાતૃષ્ણામાં તણાય છે, ખેડૂતો સાથે એમને ભાઇચારો કે કોઇ તરેહનો સમભાવ રહેતો નથી, શહેરી જીવનમાંનો કુદરતી લોભ પણ તેમના ઉપર ચડી બેસે છે, ચૂસવાની આદત પડતાં તેઓ વધુવધુ ચૂસવા માંડે છે, વધુવધુ ચૂસવાની રીતો રૂઢિઓ કાયદાઓ આદિનાં અટપટાં તંત્ર ખડા કૌશલથી ગુંથે છે અને અમલમાં મુકે છે, અને સામી બાજુએ એટલી જ ઝડપથી લશ્કરી જીવનને આવશ્યક સ્નાયુબલ સહનશક્તિ તપોબલ આદિથી રહિત થતા જાય છે. સ્વરાજ્ય ખોઇ બેસતાં જે ઝમીનદાર વર્ગને સર્વનાશ જેટલું નુકસાન નિ:સંશય થવાનું, તે વર્ગ પણ આ રીતે સ્વરાજ્યરક્ષા માટે અશક્ત–અક્ષત્રિય–બની જાય છે. અને જે વર્ગને ચૂસી ચૂસીને આ પોતાના ભોગ ભોગવે છે, તેને તો એ કચરી કચરીને ઢોર જેવો કરી નાખે છે જ. એટલે આ " ઝમીનદાર " જશે અને બીજા આવશે તેમાં " કાળી પરજ " જન્મેલા બાપડાને શું!'— એ જ તેનું તો માનસ, તેવા કને સ્વરાજ્ય રક્ષાની વાત તેને પાનો ચડાવવાને પણ કરવી, એ ભેંસ આગળ ભાગવતપારાયણના જેવું જ વ્યર્થ છે.

મતલબ કે યુરોપીય ચિંતકો જેને " ગેરહાજર ઝમીનદારી" (ઍબ્સન્ટી લૅન્ડલૉર્ડિઝમ absentee landlordism )નો મહારોગ કહે છે, તેની આ સ્થિતિ છે. આપણાં શાસ્ત્ર-પુરાણોની વાક્યાવલિમાં કહિયે, તો ક્ષત્રિયત્વ લગભગ ઊડી ગયેલું જેમાંથી એવો જે સમાજ, તે આ ન–ક્ષત્રિય સમાજ છે. અને જ્યાં વસ્તીમાં ક્ષત્રિયો જ એટલા તો ઓછા થઈ જાય, કે આખા સમાજને ન–ક્ષત્રિય કહીને વર્ણવવામાં અતિશયોક્તિ થતી નથી, ત્યાં સ્વરાજ્ય ખાટવાની કે ટકાવવાની કે ભોગવવાખીલવવાની વાતો ડોહળવી, તે હવાઇ કિલ્લા ચણવા જેવું છે.*

* કેટલાક માને છે કે આપણી ખેતીને લાગુ પડેલો મહારોગ આ નહીં પણ બીજો છે. ખેતીનું એકમ પેઢી દર પેઢી વારસાના કાયદા પ્રમાણે ન્હાનું થતાં થતાં એટલું તો અણુ માપ થઇ ગયું છે, કે તેના ઉત્પન્નમાંથી એક કુટુંબનું ભરણપોષણ થાય જ નહીં. વળી એક એક ખેડૂતની માલેકી વા ખેડ કરવા પૂરતી માલેકીનું આ અણુ જેટલું રહ્યું છે તેટલું પણ એક જ્યે હોતું નથી, ચાર પાંચ જુદે જુદે ઠેકાણે આવેલી પટીઓ મળીને જ આ અણુ બને છે, જે બધી પટીઓને ખેડવાની મજુરી અને બીજી તકલીફ એક જ જ્યે આવેલ અણુને ખેડતાં પડે તે કરતાં ચાર પાંચ ગણી વધારે થઇ જાય છે. વગેરે વગેરે.

આ હકીકત ખરી છે. પરંતુ આ હકીકત પણ પરિણામ માત્ર છે, નતે કારણ નથી. અને એનું પણ કારણ "ગેરહાજર ઝમીનદારી" નો મહારોગ જ છે. "ગેરહાજર ઝમીનદારી" ઘટે નહીં, ત્યાંલગી એના આ કે અન્ય પરિણામોનો ઉપાય પણ જડવાનો નથી. પરંતુ બેશક વિષય અતિ મોટો છે, તેની ચર્ચા બરાબર ઉપાડવાને માટે પણ ઘણી વધારે જગા લેવી જોઇએ. આ અતિ ટુંકા નિબંધમાં બીજનિક્ષેપનો જ આશય છે.

# " આમંત્રણ "

વાગ્યાં જો રણતૂર સિપાહી,
ભર તન ચેતન પૂર સિપાહી,
રાષ્ટ્ર નયનના નૂર સિપાહી,
કાયરતા કર દૂર સિપાહી,
સ્વાસ્થ્ય, શક્તિ, સાહસ, નિડરતા, ભર જીવન ભરપૂર સિપાહી,
ઉઠ જાગ તજ અગાધ આળસ, જો વાગે રણતૂર સિપાહી.

રાષ્ટ્ર યજ્ઞમાં આવ સિપાહી,
હું તુજ બળ બતલાવ સિપાહી,
આવ્યો અમુલખ લ્હાવ સિપાહી,
કીર્તિ જ્યોત ઝળકાવ સિપાહી,
આવ આવ સ્વાતંત્ર્ય યુદ્ધમાં વિજય નથી બહુ દૂર સિપાહી,
માત ગુર્જરી આજ પૂકારે જ્યાં વાગે રણતૂર સિપાહી.

ભલે જાય તુજ પ્રાણ સિપાહી,
ડગ હઠવાની આણ સિપાહી,
મા માગે બલીદાન સિપાહી,
કર પૂરા અરમાન સિપાહી,
શા સુખમાં સુતો છે બાપુ! જીવનમાં ભરી ધૂળ સિપાહી,
ઉઠ, ઉઠ, હાકલ કર શૂરા! વાગી રહ્યાં રણતૂર સિપાહી.

ગુલામીનાં જંજીર સિપાહી,
લૂટી રહ્યાં તુજ હીર સિપાહી,
કરી કારમી ચીં'ડ સિપાહી,
તોડી નાખ રણવીર સિપાહી,
શિર સાટે સ્વાતંત્ર્ય પામવા કસી કમ્મર થઇ ક્રૂર સિપાહી,
ઝઝૂમ જેમ ભર્યો ભય ત્યાગી, વાગી રહ્યાં રણતૂર સિપાહી.

મોહન કરે પૂકાર સિપાહી,
નવયુગ સર્જનહાર સિપાહી,
ગુર્જરીના આધાર સિપાહી,
ઘટે ન ઝાઝી વાર સિપાહી,
એજ મોક્ષને દ્વાર પ્હોંચવા બન આતુર બહાદૂર સિપાહી,
નિર્બળતા કયમ પાલવશે? જ્યાં વાગી રહ્યાં રણતૂર સિપાહી.

જમિયતરામ કૃપાશંકર પંડયા

જોવાની કુંડળીમાં બન્ધનયોગ હોય તો એમ જ મનાય કે તમે માંદગી ભોગવશો—આ પણ સાહિત્યકારોનું એક લક્ષણ નથી ?

એક વાર મેં તમને કહેલું કે ઓગણીસમી સદીનો રશિયાનો એક પણ એવો પ્રબળ સાહિત્યકાર ન હતો કે જેના ઉપર ઝારની સરકારની ખફા દૃષ્ટિ ઊતરી ન હોય ! ડૉસ્ટોએવ્સ્કી તો મૃત્યુના મુખમાંથી પાછો આવ્યો હતો, અને સૈબીરીઆમાં જીવતું નરક જોઈ આવ્યો હતો ! ટર્ગેનિફને દેશ બહાર રહેવું પડયું હતું. કાઉન્ટ ટૉલ્સ્ટોયને પણ સારી પેઠે વીત્યું હતું ! પછી આપણે ગુજરાતી સાહિત્યકારોની વાતો કરવા માંડી ! શકય હોય ત્યાં વિલાસ અને બીજે બધે 'દેદરખાપણું' ! રશિયામાં તો સ્વરાજ્ય હતું; બંધારણના ફેરફારનો પ્રશ્ન હતો. આપણે ત્યાં પરરાજ્ય છે, આપણું હીરનૂર ચૂસાય છે, આપણા ધનમાલ લૂંટાય છે—એટલે કે સુધરેલી રીતે લૂંટાય છે,—અનેક કુરિવાજોથી આપણે પીડાઇએ છીએ, પરદેશી સરકારની રાજનીતિ સગવડનાં સાધન જેવાં કે રેલ્વે આદિ દ્વારા આપણા દેશના ગળે ફાંસો ઘાલે છે ઈત્યાદિ ઇત્યાદિ. રશિયા કરતાં આપણી સ્થિતિ બળવાના વિચારો માટે વધારે ફળદ્રૂપ, છતાં સાહિત્યકારો જાણે હિન્દુસ્થાનમાં રહેતા જ ન હોય, હિન્દુસ્થાનની સ્થિતિ તેમના ચિત્તતન્ત્રમાં ઊતરતી જ ન હોય, પરાધીનતા જાણે જરા પણ અપમાનકારક ન હોય, અને 'રસની કે રસિકાની વાનરી' જ જાણે સાહિત્યનો વિષય હોય !—'ઇંગ્લીશનાં તેજની નીચે તારાં તનુજ કરે ગુલતાન'—આ વાત જ આપણા સાહિત્યકારોના જીવનનાં મૂલમાં હોય એમ દેખાય છે; અને ભારતજનની અશ્રુમાળા માટે 'રૂઢિ રાક્ષસી' સિવાય બીજા કોઇ રાક્ષસો જાણે જવાબદાર જ ન હોય !

આનાં કારણો વિષે આપણે ચર્ચા કરી ! અંગ્રેજ સરકાર ઝારની સરકાર કરતાં ઘણી વધારે ઉસ્તાદ છે. તેને પોતાનાં વાઘનખ, વરૂનો પંજો, અને સિંહની દાઢ બહુ સુંવાળી રીતે વાપરતાં આવડે છે. આ વાત સાચી ! આ સુંવાળો સ્પર્શ આ ક્રૂર ભાવોનો છે એ વાત ન સમજે એટલા આપણા સાહિત્યકારો જડ ઇન્દ્રિયોવાળા છે કે સમજ્યા છતાં એટલા બેહોશ થઇ ગએલા છે કે એ બાબતોમાં એમનાં પ્રાણ સચેતન થતાં નથી, એમની ઇન્દ્રિયો તીવ્ર થઇ આ હકીકતો જોઇ શકતી નથી, એમની પ્રતિભા શિથિલ થઇ 'બળવાનો રસ' ઉત્પન્ન કરી શકે એવાં આલેખનો કરી શકતી નથી? આપણે ચર્ચાના અન્તે એવા નિર્ણય ઉપર આવ્યા કે આપણું રાષ્ટ્રચિત્ત ઘરડું થઇ ગયું છે ! તે દરેક દુઃખનું સમાધાન કરી લે છે ! દુઃખની સામે થવાની જુવાની, ઉત્સાહ સૈકા જુના સમાજબંધારણે ક્ષીણ કરી નાંખ્યાં છે, જે સ્થિતિ છે તે નભાવી રાખવી અને તેમાં સહીસલામતીથી પેટ ભરવું અને પ્રજા ઉત્પન્ન કર્યા કરવી એ લગભગ આપણું ધ્યેય થઇ ગયું છે. યૂરોપીય નવી સંસ્કૃતિના વિચારોએ અમુક અમુક બાબતોમાં બળવો કરવાનું મન આપણામાં પેદા કર્યું. પણ અન્તે આ બળવો પણ ભોગવિલાસની છૂટમાં જ પરિણામ પામે છે.

ઉ. ત. જૂના વખતમાં બાળલગ્ન થતાં પણ પરણનાર વરવહૂનો શારીર સંયોગ લગભગ પક્વ ઉમ્મરે થતો; આ ઉપરાંત તેઓ એક બીજા સાથે વધારે વખત એકલાં રહેવા માટે બળવો નહોતા કરતાં. અત્યારે આપણે લગ્નની ઉમ્મરમાં થોડોક વધારો કર્યો પણ એ થોડોક વધારો આપણને ઘાતક નીવડ્યો છે. પાંચ સાત વર્ષનાં છોકરાં પરણે એની બહુ માઠી અસર થતી નથી; પણ સોળ વર્ષનો છોકરો બાર વર્ષની કન્યાને પરણે એની શારીરિક અને માનસિક અસર ઘણી ખરાબ થાય છે; આ ઉપરાંત પાંચ સાત વર્ષની

अनिर्भिन्नो गभीरत्वादन्तर्गूढघनव्यथः।
पुटपाकप्रतीकाशो रामस्य करुणो रसः॥

તમે તમારી ઊંડી લાગણીઓને ઘણીવાર મશ્કરીથી ઢાંકી દો છો તેનો પણ મને ઠીક ઠીક પરિચય થયો છે. પણ 'પ્રસ્થાન'નું પેલું 'છેલ્લું દર્શન' નામનું કાવ્ય,–હું જાણું છું કે તમારા જીવનનું કાવ્ય છે; અને એની છેલ્લી પંક્તિઓ એ તમારા જીવનનો બનાવ છે, પણ કવિતા તરીકે મારા દીલમાં તો તેણે ઊંડી છાપ પાડી છે !

મળ્યાં તુજ સમીપ અગ્નિ ! તુજ પાસ જૂદાં થિયે
કહે, અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી ?

શ્રી હર્ષે ચારણોના મુખે પ્રભાતમાં નળને કહ્યું કે પ્રિયતમાના મુખકમળના દર્શન કરતાં બીજું કોઈ મંગલ ઉત્તુંગ, ઊંચું નથી ! પણ તમારું મંગલ એનાથી અધિક ભવ્ય છે !

*            *            *

આ હું લખું છું ત્યારે જાણે મને એમ થાય છે કે હું તમારી ગેરહાજરીનો લાભ લઈ 'પ્રસ્થાન'માં તમે કદી ન છાપવા દો એવું તમારા પ્રકાશક પાસે છપાવું છું ! પણ તંત્રીઓની સામે એવું તોફાન કરવામાં પણ મઝા છે ને ?

વારું ! એટલે કે હું તો જાણતો જ હતો કે ગાંધીજીની વીર હાકલ વાગે ત્યારે જરૂર તમારો બન્ધનયોગ સાચો પડવાનો ! અને છતાંએ આશ્ચર્ય થાય છે !

આ આશ્ચર્યની લાગણી હું બીજી રીતે તપાસું છું. આશ્ચર્ય થાય છે કારણ કે સ્વાભાવિક ક્રમમાં જે બ્રાહ્મણત્વના તમે, મહાદેવભાઈ, કે કાકાસાહેબ ઉપાસક છો તેનો અને જેલનો સંયોગ મન કરી શકતું નથી. આવી અસ્વાભાવિક સ્થિતિ શકય થઇ છે એ બતાવે છે કે આપણી આખી સ્થિતિ અસ્વાભાવિક થઇ છે; અને આ અસ્વાભાવિકતાના પડ પછી પડ ઊખેડતાં છેવટે પરરાજ્યનું પડ આવી ઊભું રહે છે; અને એક ફલંગે મન કૂદકો મારે છે કે જે દેશમાં પરરાજ્ય હોય તે દેશમાં સાચું બ્રાહ્મણત્વ જેલમાં હોય એ જ ક્રમપ્રાપ્ત છે ! જ્યાં સુધી આ મૌલિક અસ્વાભાવિકતા તૂટી નથી ત્યાં સુધી બ્રાહ્મણત્વની વાતો એ ફાંફાં છે !

મારે લોકચર્યા લખવી એવા આપના આગ્રહનો મેં અહીં સુધી દુરુપયોગ કર્યો ! પણ હવે હું મારી લોકચર્યાનાં કેટલાંક નિવેદનો રજુ કરું છું; જો કે હું આપને જણાવવાની ધૃષ્ટતા કરું છું કે ઉપર મેં જે કાંઇ લખ્યું છે તે પણ લોકચર્યાનો સળંગ ભાગ જ આપ ગણશો ! કારણ મારી લોકચર્યામાં આપનું નિરીક્ષણ આવી જાય છે. વારું.

ગુજરાતના સાહિત્યકારો વિષેની આપણી ચર્ચાઓનો મેં નિર્દેશ કર્યો. આપણે કબૂલ કરવું જોઇએ કે સાહિત્યકારો અત્યારે ગમે તે સ્થિતિમાં હોય, પણ 'લોક' તો અત્યારે અપૂર્વ રીતે પ્રાણવાન થઇ ગયો છે. આ 'ક્રાન્તિ' એકદમ કેમ થઇ તે ચિન્તનનો વિષય છે પણ આ ક્રાન્તિનાં પગલાં જોઇ શકાય એવાં છે.

મહાસભાએ પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ કર્યો, મહાત્માજી આશ્રમમાં આવ્યા, અને અનેક વાતો થવા લાગી. આ વખતે કોઇ જાણતું ન હતું કે શું થશે ? મહાત્માજી પણ કહેતા 'હું અંતરનો અવાજ શોધું છું.' મહાત્માજીએ એ અવાજ સાંભળ્યો, અને એમનો કાર્યક્રમ ઘડાયો. ત્યારથી જ લોકોમાં વિદ્યુતના પ્રવાહ ફેલાવા માંડયા. કેટલાએ લોકો માટે બીજું

સ્વરાજ્યની અહિંસાત્મક ચળવળ જે ભાવનાના સૂક્ષ્મ પ્રદેશમાં હતી તે જ્વલંત રીતે મૂર્તિમાન થઈ ગઇ. જેમણે ગાંધીજીને પહેલા જોયા હશે અને જેઓએ નહિ જોયા હોય તે બધાએ એક અપૂર્વ સત્ત્વ જોયું. બધાના દીલ ભક્તિ ભાવથી નમી પડયા! અનેકે તે સમયે જ પરદેશી કપડાનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરી! છુપાઇને જોતા સરકારી નોકરોને પણ જીવન અકારું લાગવા માંડયું.

વિચાર ફેલાવવાનું પ્રબળમાં પ્રબળ સાધન ‘ મહાન આચરણ ’ છે, અને એથી બીજા સ્થાને કળા છે એમ બર્નાર્ડ શોએ પણ કબૂલ કર્યું છે.

ગાંધીજી દાંડી પહોંચ્યા તે અરસામાં આખું લોકમાનસ ઉદ્દીપ્ત થઇ ગયું. પ્રજાના સૂતા પ્રાણ જાગૃત થયા. પ્રજા નિષ્પ્રાણ થઈ ગઇ છે એમ કહેનારાનાં મ્હોંડાં બંધ થઇ ગયાં;–એમાં આપણો પણ સમાવેશ કરી લેવાનો. હું વિચાર કરવા લાગ્યો કે કોઇ વ્યક્તિ પ્રાણવાન છે કે નિષ્પ્રાણવાન છે એનો ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ કશો અર્થ છે કે નહિ? મને આપણી ફીલસુફીનો એક જૂનો સિદ્ધાન્ત યાદ આવ્યો. આત્મા અનંત વીર્યવાળો છે. ફક્ત આ વીર્ય આચરણમાં કેમ આવે એ જ વ્યક્તિ તથા લોક માટે વિચારવાનો પ્રશ્ન છે. મહાન પુરુષ તેજ કે જે લોકોના આત્મામાં રહેલા ગૂઢ વીર્યનું ઉદ્દીપન કરે. આ ક્રિયામાં એક એવો નિયમ દેખાય છે કે પોતાના આત્મામાં જેટલું વીર્ય પ્રકટયું હોય તેટલું જ વીર્ય બીજામાં પરિસ્થિતિ અનુકૂળ થતાં પ્રકટાવી શકાય. ગાંધીજીએ પ્રજાને વીર્યવાન કરવા પ્રયત્ન કર્યો તે પહેલાં પોતે ‘ મહાત્મા ’ બન્યા, લોકોએ મહાત્મા તરીકે ઓળખ્યા. અને પછી એક દીવાથી જેમ અનેક દીવા સળગાવી શકાય એ રીતે प्रवर्तितो दीप इव प्रदीपात् એ ન્યાયે એમના આત્માની જ્યોતે બીજી જ્યોતોને પ્રકટ કરી.

આવી કોઇ રીતે ઉદ્દીપ્ત થએલા લોકમાનસ આગળ છઠ્ઠી એપ્રિલથી મીઠાના કાયદાના ભંગનો કાર્યક્રમ આવ્યો અને ગાંધીજીને પણ સંતોષ થાય એ રીતે લોકોએ તે કાર્યક્રમ ઉપાડી લીધો. ગાંધીજીની ગીરફતારી એ કાર્યક્રમને મન્દ ન કરી શકી.

આ લડતનું એક પરિણામ એ આવ્યું કે આ સુંવાળી દેખાતી સરકારનું ખરું સ્વરૂપ આપણને દેખાયું.

આપણે યુદ્ધ કરતા હોઇએ ત્યારે સામા પક્ષ તરફથી દયાની આશા નથી રાખતા; પણ યુદ્ધના નિયમોના પાલનની આશા રાખીએ છીએ. ગયા વિગ્રહમાં સાચી ખોટી રીતે અંગ્રેજો જર્મનોને આવા નિયમોના ભંગ માટે ‘ હૂણ, જંગલી ’ એવી અનેક ગાળો ભાંડતા. આ યુદ્ધમાં અંગ્રેજ સરકારની નીતિને આપણે કેવી કહેવી? કેમકે જંગલી માણસો પણ હથિયાર વિનાના માણસો ઉપર હાથ ઉગામતા સંકોચાય છે; જ્યારે આ સરકારે તો હથિયાર વિનાના માણસો ઉપર, જેઓની મારનારની લાકડી પણ ન પકડવાની પ્રતિજ્ઞા છે તેમના ઉપર, ઠંડામાં ઠંડી રીતે વધારેમાં વધારે કેમ માર મારી શકાય એવું આખું શાસ્ત્ર ઘડી કહાડયું છે. એક જ દાખલો, માણસોને પેટ ઉપર અને છાતી ઉપર એવો માર મારી શકાય કે જેથી બાહ્ય ચિન્હ નજીવા હોય જ્યારે પરિણામે તે માણસ મરી જાય કે જિંદગી માટે નકામો થઇ જાય!

ગુણ ભાગો દખાવ્યાની વાત સાંભળી કકળી ઊઠ્યા! 'એવો હુકમ કોણ આપે? એ તો વધારે વહાલા થવા કરતા હશે. પણ ખબર પડશે' ઇત્યાદિ.

આ રીતે તમારો સેવક જેમ શાન્તિના સમયમાં સામાજિક રિવાજોનું નિરીક્ષણ કરતો હતો તેમ અત્યારે અહિંસાત્મક યુદ્ધ માટે તૈયાર થતા લોકોનું પણ નિરીક્ષણ કરે છે.

હજી સુધી તો ઉત્સાહનાં લક્ષણો છે. મેં મારી લોકચર્યામાં કોઇ વાર પક્ષપાત કર્યો નથી પણ અત્યારે તો પ્રાર્થના કરવાનું મન થઈ જાય છે કે

'ઊતારીએ અમ દેશે ઈશ્વર આશીર્વાદ.'

આ કાગળ તમે ક્યારે વાંચશો તે હું જાણતો નથી. પણ મારા કાગળો પ્રકાશકને પ્રકાશિત કરવા તમે કહ્યું છે એટલે જેલમાં 'પ્રસ્થાન' આવતું હશે તો વાંચશો. પ્રકટ થયા પહેલાં તમારા વિવેચનનો જે લાભ મળતો તે નહિ મળે! પણ તમે તમારા વિષે કેટલીક હકીકતો લખવા ન દો તે હું લખી શકયો છું તે પણ એક લાભ જ છે ને? તમે જેલમાં ગયા એટલે તમારા માસિકમાં તો તમારું ચરિત્ર આવે, એમ કદાપિ તમારા વાચકો આશા રાખશે. 'ગુજરાતી' સાપ્તાહિકમાં તમારો જીવનવૃત્તાંત વાંચ્યો, પણ તમારા મિત્ર મંડળમાં તમારું કોઇ ચરિત્ર લખે એવો દેખાતો નથી. તો મને થયું કે તમારા વિષે મારા મનમાં જે કેટલીક છાપો પડી ગઈ છે તેમાંથી એકાદ આપું. આ કાગળની શરૂઆતમાં તમારા વિષે કરેલા અંગત્ ઉલ્લેખોનો કાગળને અન્તે આ ખુલાસો આપું છું.

ઠીક! જય! જય! લખવા જેવું કાંઇક હશે તો વળી આવતા મહિને લખી મોકલીશ, પણ તમે મારો હસ્તલિખિત કાગળ વાંચનાર નથી એ હકીકત મારો અર્ધો ઉત્સાહ હરી લે છે.

મારું તખલ્લુસ અત્યારના સમયમાં તો અકારું થઇ ગયું છે; પણ એમ કાંઇ પડી પડી બદલાવાય છે; નહિ તો કદાપિ પેલી તમારી 'કપિલરાય' ની વાર્તાના નાયક જેવું થઇ જાય માટે.

તેમજ પોતાના મતની પોષક દલીલો પણ વિસ્તારથી આપી નથી. આવી પ્રસ્તાવનામાં એ શક્ય પણ નથી એટલે એમણે ટૂંકામાં બીજા મતો દર્શાવી, પોતાનો મત આપી દીધો છે. એટલે બાલાંગ સંબંધી જ્યોતિકારનું વિવેચન આ વિષયના અભ્યાસીને માર્ગદર્શક થાય એવું કે નવું દૃષ્ટિબિન્દુ આપે એવું નથી—પણ સામાન્ય માહિતી આપનારું છે. વળી એમણે ઘણા મતો ઉતાર્યા છે પણ જાતે એ મતોની પરીક્ષા નથી કરી. સામાન્ય વાંચનારને નીચેના દાખલાથી મારું વક્તવ્ય સ્પષ્ટ થશે. એમણે લખ્યું છે કે "ચિંતામણ વૈદ્યના મતે શ્રી કૃષ્ણ રામના પછી ૭૮૦ વર્ષે થવાનું મનાય છે, અને શ્રી કૃષ્ણ અને ચંદ્રગુપ્ત મૌર્યની વચ્ચે ૧૩૮ રાજાઓની પેઢીઓ થઇ ગઇ છે એવી ગણતરીએ દરેક પેઢીનાં વીસ વર્ષ ગણતાં ૨૭૬૦ વર્ષ થાય તો, તેમાં ચંદ્રગુપ્તનો નિશ્ચિત સમય ઇ. સ. પૂર્વે ૩૧૨ વર્ષનો ઉમેરતાં શ્રી કૃષ્ણનો કાળ ઇ. સ. પૂર્વે ૩૦૭૨ નો થાય અને તેમાં રામના કાળનાં ૭૮૦ ઉમેરતાં જનકનો કાળ ઇ. સ. પૂર્વે ૩૮૫૨ વર્ષોનો થાય. રામચંદ્રનો આવો કાળ વૈદ્યને મતે ઉપસ્થિત થાય છે×, પણ પુરાણોમાં બતાવ્યા પ્રમાણે કાળની ગણના કરતાં શ્રી કૃષ્ણનો સમય ઇ. સ. પૂર્વે ૨૧૮૦ વર્ષનો થાય છે, તેમાં ૭૮૦ ઉમેરતાં ૨૯૬૦ વર્ષનો રામચંદ્રનો કાળ થાય." (પ્રસ્તાવના પા. ૩.)

આ ૧૩૮ રાજાઓની પેઢીઓ ક્યાંથી કાઢી? વાયુ, મત્સ્ય, વિષ્ણુ વગેરે પુરાણોમાં આપેલી વંશાવળીઓ પ્રમાણે તો ૭૦ થી ૩૫ પેઢીઓ થાય છે. (જુઓ તે તે પુરાણો, પાર્જિટરના તદ્વિષયક ગ્રન્થો, કે કાલેનું પુરાણ નિરીક્ષણ.)

પણ જ્યોતિકારને 'આ સંબંધી બહુ ચોક્કસ અનુમાનો કરવાની ફડાફૂટમાં અત્યારે પડવા જેવું" લાગ્યું નથી અને બહિરંગ પરીક્ષણ આ ગ્રન્થોનો મુખ્ય વિષય ન હોવાથી આપણે પણ એની ચર્ચા નથી લંબાવવી.

આ ગ્રન્થ ઉપનિષદોનો ગુજરાતી અનુવાદ ગુજરાતી વાંચનાર વર્ગને આપવા માટે લખાયો છે, અને અનુવાદ તરીકે સરલ, સુબોધ અને મૂળના લગભગ સાચા પ્રતિબિંબરૂપ છે એમ મને તો લાગે છે.

ઉપનિષદોના દાર્શનિક, ધાર્મિક કે સાહિત્ય સંબંધી મૂલ્યની અહીં ચર્ચા કરવાની જરૂર નથી. આવા ગ્રન્થોના એક નહિ પણ અનેક અને દાયકે દાયકે અથવા પેઢીએ પેઢીએ નવા અનુવાદો થવા જોઇએ એટલું, હું ધારું છું નિર્વિવાદ છે. ત્યારે ગુજરાતીમાં તો જ્યોતિકારના કહેવા પ્રમાણે ઉપનિષદોના ભાષાન્તર માટે આ પહેલાં ફક્ત બે જ પ્રયાસો થયા છે (બીજા ભાગની પ્રસ્તાવના પા. ૪૭). એ બે ભાષાન્તરો છતાં અક્ષરશઃ અને ચોક્કસ ભાષાન્તરની આવશ્યકતા હતી તે આ ગ્રન્થથી પૂરી પડી છે એમ જ્યોતિકર્તાનો દાવો છે અને જો કે મેં એ આગલાં ભાષાન્તરો સરખાવી જોયાં નથી પણ એમનો દાવો સાચો છે એમ મને લાગે છે.

ઉપનિષદો જેવા સંસ્કૃત ગ્રન્થના ભાષાન્તર માટે વ્યાકરણ, કોષ, અને ભાષ્યો, ટીકાઓ વગેરે જે પરંપરાપ્રાપ્ત સાધનો છે તેનો ઉપયોગ તો આગલા ભાષાન્તરકારોએ

× આ વૈદ્યના મહાભારત રામાયણ સંબંધી ગ્રન્થો આપણે ત્યાં ખૂબ લોકપ્રિય થયા છે અને રૂઢ મતને ટેકો આપનાર હોવાથી કે આ વિષયમાં સ્વતંત્ર પરીક્ષાશક્તિ વિરલ હોવાથી બહુમાન્ય બન્યા છે પણ મને તો વૈદ્યનાં ઘણાં લખાણોમાં ઐતિહાસિક તટસ્થતાનો અભાવ અને મતાગ્રહ સારી રીતે દેખાય છે. કોઈવાર તો તદ્દન છીછરાપણું એમના પુરાતત્ત્વ વિષયક લેખોમાં મને લાગ્યું છે.

ઈચ્છાનો અસંભવ છે ' એ શંકરાચાર્યના વાદની દલીલથી શંકરનો અર્થ બરાબર છે એમ કહે છે. ( જુઓ ભા. ૧ .પા. ૨૬૩ )

પણ આમ ખેંચવું પડે એવાં સ્થળો જ ઉપનિષદોમાં ઓછાં છે કારણકે ઉપનિષદ્ વચનોનો મોટો ભાગ યોગ અને ઉપાસનાની છાંટવાળાં કેવલાદ્વૈતને અનુકૂળ છે. એટલે આ ભાષાંતર મૂળનું મોટે ભાગે સાચું પ્રતિબિંબ છે.

જ્યોતિ શું છે ? જ્યોતિ મોટે ભાગે મૂળના અર્થને સ્પષ્ટ કરવા તથા સમાન શ્રુતિ વચનો કે કવચિત્ ગીતા વચનો દર્શાવવા કે મૂળમાં અધૂરૂં રહેલું કથન પૂરૂં કહેવા લખાયેલી ટિપ્પણીઓ છે. ક્વચિત્ એ ટિપ્પણીઓ ભાષ્યનું રૂપ લે છે, કવચિત્ પાશ્ચાત્ય દાર્શનિક વિચારોમાંથી સમાન ઉદાહરણો ટાંકે છે, પણ આ તુલના ઊંડી કે વિસ્તારવાળી નથી.

પહેલા ભાગની પ્રસ્તાવનામાં જ્યોતિકારે રજુ કરેલી કેટલીક માન્યતાઓ જેવી કે માયા શબ્દનો ઋગ્વેદમાં વિવર્તવાદના અર્થમાં પ્રયોગ થયો છે ( જુઓ પ્ર. પા. ૩૦ ) અથવા રાજર્ષિઓનું જીવન કર્મયોગયુક્ત અને બ્રાહ્મણ સંન્યાસીનું કર્મત્યાગયુક્ત ( પ્ર. પા. ૫૦, ૫૧ ) વગેરે ગળે ઊતરતી નથી, પણ એ ગૌણ વાતો છે. સમગ્ર રીતે આ અનુવાદ એક આવશ્યકતા પુરી પાડે છે. આવો સારો અનુવાદ તૈયાર કરવાની બીજું કોઈ મહેનત લેત કે કેમ એ શંકા છે અને જ્યોતિ અનુવાદને ઘણી સહાયક છે.

**શ્રીમદ્ ભગવદ્‌ગીતા-જ્યોતિ**—લેખકઃ મગનભાઈ ચતુરભાઈ પટેલ, બી. એ. એલએલ. બી. બેરિસ્ટર એટ લૉ. અમદાવાદ. કિંમત રૂ. ૩–૦–૦

શ્રી. મગનભાઇ ચતુરભાઇ પટેલે ભગવદ્‌ગીતાનું આદ્યંત સળંગ ભાષાંતર આપ્યું છે. આ ભાષાંતર સાદું અને સરળ છે, અને મુખ્યત્વે મૂળના શબ્દોમાંથી જ ઉતારેલું છે. આ ભાષાંતરની નીચે શ્લોકાંકને અનુસરીને ટીકા આપી છે, જેને તેઓ જ્યોતિ કહે છે. આ જ્યોતિનો લાભ લોકોને આપવા માટે જ આ ગ્રંથની પ્રસિદ્ધિ થઇ છે. આ ઉપરાંત આરંભમાં પ્રસ્તાવનાનાં અઠ્યાશી પાનાં લખ્યાં છે; જેમાં ગીતાના સમય વગેરે વિષે સામાન્ય ચર્ચા પછી ગીતાના પોતે માનેલા તાત્પર્ય વિષે વિસ્તૃત વિવેચન કરેલું છે, અને ભાષાંતર પૂરૂં થયા પછી ગીતાના મૂળ શ્લોકો છાપેલા છે.

ગીતાનાં ગુજરાતીમાં કેટલાં ભાષાંતર છે એ ગણવા જતાં પાર નહિ આવે. છતાં આ ભાષાંતર સુવાચ્ય છે. ગુજરાતી શબ્દોની પસંદગી સારી થઈ છે, અને મોટે ભાગે મૂળનો ઠીક અર્થ ઊતર્યો છે એટલે માત્ર ભાષાંતર તરીકે ઉપયોગ કરવા જેવો ગ્રંથ છે. પણ આ ગ્રંથની વિશિષ્ટતા તો એની 'જ્યોતિ' માં છે. 'જ્યોતિ' એક રીતે જૂના વખતની ટીકાઓનો પ્રકાર છે. અને એ 'જ્યોતિ' લખવાનું પ્રયોજન સમજાવવાનો 'જ્યોતિ'-કારે પ્રસ્તાવનામાં પ્રયત્ન કર્યો છે.

ગીતાના સમય વિષે જે સંક્ષિપ્ત ચર્ચા ગાર્બે, તેલંગ અને તિલકના મતો ઉતારીને કરી છે તેમાં કાંઇ વિશેષ નથી. 'જ્યોતિ'કાર તેલંગ તિલકને અનુસરી ગીતાને ઇ. સ. પૂર્વે ૫૦૦ પહેલાં મૂકે છે, પણ એમણે પોતાના મતના સમર્થનમાં કે ગાર્બે વગેરેના મતના ખંડનમાં કાંઈ પુરાવા આપ્યા નથી.

'જ્યોતિ'કાર ગીતાનું પ્રતિપાદ્ય રાજયોગ છે એમ કહે છે અને રાજયોગનો અર્થ કરતાં કહે છે કે "આવા યોગદર્શનમાં જીવેશ્વરના ઐક્યને સાક્ષાત્કાર એ જ પરમ સત્વ

ગીતા પછીના સમયમાં વિકાસ પામેલાં તત્ત્વો ગીતામાં ન હોય એ સ્વાભાવિક જ છે. પણ 'જ્યોતિ'કારે તો ભાગવત ધર્મ-ભક્તિ માર્ગ સંબંધી કલ્પના શ્રીરામાનુજાદિના ગ્રંથોમાંથી નહિ પણ એમના કોઇ "બહુ શ્રુત અને વેદાન્તાભ્યાસી (પણ કદાચ ભક્તિમાર્ગના સાહિત્યથી અપરિચિત) મિત્ર" પાસેથી લીધી છે અને પછી એ કલ્પિત ભાગવત ધર્મ ગીતામાં નથી એમ સિદ્ધ કર્યું છે. (જુઓ પ્રસ્તાવના પા. ૧૧ થી ૧૫). પણ શરણાગતિ, શ્રવણ, કીર્તનાદિ ભક્તિ માર્ગના આચાર્યોએ સ્વીકારેલાં ભક્તિનાં સાધનોનો ગીતામાં ઉલ્લેખ મળે છે. ભક્તિ શબ્દ એકાદ વખત ઉપનિષદ્‌માં મળે છે ખરો પણ ઇશ્વર ઉપર પ્રેમરૂપ ભક્તિનું વિસ્તારથી નિરૂપણ ગીતા પહેલાં ક્યાંય મળતું નથી, એ બધી ઐતિહાસિક હકીકત જ્યોતિકારના ધ્યાનમાં કેમ નહિ આવી હોય? અને 'મનુષ્ય દેહધારી કૃષ્ણના શરીરને જ ભગવાન ગણીને ઉપાસવાનું ભાગવત ધર્મમાં કહ્યું છે' એમ 'જ્યોતિ'કાર શા ઉપરથી માને છે? ગીતાના (૭-૨૪-૨૫) જે વચનોના આધારથી ભાગવત ધર્મની પોતે કલ્પી લીધેલી માન્યતાનું તેઓ ખંડન કરે છે તે શ્લોકો ઉપરનું શ્રી મધ્વનું કે શ્રી રામાનુજનું ભાષ્ય જુઓ. કૃષ્ણનું મનુષ્યદેહ ધારી શરીર તે ઇશ્વર એવી ઇશ્વરની વ્યાખ્યા ભક્તિમાર્ગના કોઇ આચાર્યના ગ્રંથમાં, મારા જોવામાં આવી નથી.

ગીતામાં ભાગવત ધર્મના ઉપદેશ પેઠે સાંખ્યયોગનો ઉપદેશ નથી એમ 'જ્યોતિ'કાર કહે છે. આ વિધાન પણ અર્ધસત્ય છે. સાંખ્યકારિકાદિ ગ્રંથોમાં કહેલું સાંખ્ય કે યોગ સૂત્રાદિમાં કહેલો યોગ ગીતામાં નથી એ બરાબર છે, ન જ હોય. પણ ગીતાના સમયમાં પ્રચલિત સાંખ્યના તથા યોગના વિચારોનો સંગ્રહ ગીતામાં જરૂર મળે છે. યોગ શબ્દ કર્મ યોગના તથા ચિત્તનિરોધ લક્ષણ યોગના એમ બે અર્થમાં ગીતામાં વાપરેલો મળે છે; વળી પાછળના યોગશાસ્ત્રમાં કહેલી આસન, પ્રાણાયામ, વગેરે પ્રક્રિયાઓ પણ ગીતામાં કહેલી છે. (જુઓ ગીતા અ. ૪ શ્લો. ૨૮ થી ૩૦ તથા અ. ૬ શ્લો. ૧૦ થી અધ્યાયના અન્ત સુધીના શ્લોકો તથા એ ઉપરની ટીકાઓ). પાતંજલિએ કહેલો યોગનો ચિત્તવૃત્તિનિરોધનો અર્થ સ્પષ્ટ શબ્દોમાં ગીતામાં કહેલો છે. (અ. ૬-૨૦ વગેરે)

ટુંકામાં કહું તો ગીતામાં એ વખતમાં પ્રચલિત કલ્યાણના સર્વ માર્ગોનો સંગ્રહ અને સમન્વય કરવાનો પ્રયાસ છે. સમન્વય તો માનવજીવનની સંકુલતાને લીધે સહેલો નથી પણ સંગ્રહ જરૂર થયો છે અને એમાંથી પોતાને અનુકૂળ રીતે માણસ સમન્વય પણ કરી લે છે. છતાં 'જ્યોતિ'કારે ગીતામાં બે જ નિષ્ઠાઓ કહી છે એમ જે માન્યું છે તેમાં જાણ્યે અજાણ્યે શંકરાચાર્યનું અનુસરણ થયું લાગે છે. 'જ્યોતિ'કારે ભક્તિ શબ્દનો અર્થ અદ્વૈતવાળું ઐક્ય સાધતો યોગ (અહીં અદ્વૈતવાળું ઐક્ય એટલે શું? અદ્વૈત અને ઐક્યમાં શો ફેર?) એવો કાંઇક કર્યો છે (જુઓ પ્રસ્તાવના પા. ૮૬). શંકરાચાર્ય પણ ગીતાના છેલ્લા અધ્યાયના

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज**

શ્લોક ૬૬.

એ શ્લોકમાં "સર્વ કર્મ સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠાનો ભગવાને ઉપસંહાર કર્યો છે;" એમ કહે છે, પણ એ જ શ્લોક ઉપર ટીકા કરતાં મધુસૂદન સરસ્વતી કહે છે કે 'જો કે ભાષ્યકારે (શંકરાચાર્યે) જ્ઞાનનિષ્ઠામાં ઉપસંહાર કર્યો માન્યો છે પણ અમે ભગવદ્

યોગ્ય લાગે તે માર્ગે વાળવું અને ગીતા કે કોઇ પણ ગ્રંથના ઉપદેશની ફિકર ન કરવી એ જ ગીતાના ઉપદેશકને એટલે કે સત્યને અનુસરવાનો સાચો માર્ગ છે. આપણે ભૂલતા હશું તો પણ આ જ રસ્તે જવાથી ભૂલ સુધરશે.

અમુક અર્થનો આગ્રહ રાખવા જતાં જ્યોતિકારે ક્વચિત્ મૂળના શબ્દની ખેંચતાણ કરી છે પણ ખેંચતાણ થોડી જ છે અને આવા દાખલા યે એટલા થોડા છે કે મને એની નોંધ લેવાની જરૂર નથી લાગતી×. સામાન્ય રીતે ભાષાન્તર સારું છે, એના ઉપરની જ્યોતિ મોટે ભાગે પ્રકાશક છે, અને કાગળો છપાઇ બાંધણી વગેરે પણ સારું છે. ગીતાના શોખીનોએ, ગીતામાંથી જીવનનો માર્ગ શોધનારાઓએ આ ગ્રંથ વાંચવા વિચારવા જેવો છે.

દુર્ગાશંકર કે૦ શાસ્ત્રી

---

× ગીતાના રાજવિદ્યા રાજગુહ્યં નો કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ ચલાવેલી ભ્રમણાને અનુસરી "રાજાઓનું ગુપ્ત જ્ઞાન" એવો અર્થ 'જ્યોતિ' કારે કર્યો છે. બૃ. ઉપનિષદ્‌માં અમુક વિદ્યા ક્ષત્રિયો પાસે જ હતી એવું વચન આવે છે, અશ્વપતિ વગેરે કેટલાક ક્ષત્રિયો વિદ્યા વિષયમાં બ્રાહ્મણોની હરીફાઈ કરતા એ વાત પણ સાચી છે, પરંતુ બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે કોઈ જાતનો વિરોધ એ કાળે ન હતો, ( બ્રહ્મ ક્ષત્ર સાથે ગણાતા ) અને બ્રહ્મવિદ્યા કે કર્મયોગનો શોધ ક્ષત્રિયોએ જ કર્યો એ કલ્પનાને કશો આધાર નથી. ઉપનિષદોમાં બે ચાર ક્ષત્રિય ઉપદેશકો મળે છે તેમ અનેક અને તે પણ યાજ્ઞવલ્ક્ય જેવા સમર્થ બ્રાહ્મણ ઉપદેશકો મળે છે. ખરી રીતે એ કાળ માટે બ્રાહ્મણ ક્ષત્રિયનો દૃઢ ભેદ પાડવો એ જ અનૈતિહાસિક છે. કીથ જેવો આગ્રહી પાશ્ચાત્ય પંડિત પણ અમુક ક્ષત્રિયોની જ વિદ્યા હતી એ કલ્પનાને ભ્રાન્ત ગણે છે.

### ધર્મ

| | | |
|---|---|---|
| હિંદુ | ૨૧૬૭ લાખ | આશરે ૭૦ ટકા. |
| મુસલમાન | ૬૮૭ ,, | ,, ૨૨ ,, |
| શીખ | ૩૨ ,, | |
| જૈન | ૧૧ ,, | |
| બૌદ્ધ | ૧૧૫ ,, | |
| ખ્રિસ્તી | ૪૭ ,, | |
| ભૂત પ્રેતને માનનારા | ૯૭ ,, | |

### સામાજિક સ્થિતિ

| | | | |
|---|---|---|---|
| પુરુષો | ૧૬૪૦ લાખ | પાંચ વર્ષની નીચેની ઉમ્મરની | |
| સ્ત્રીઓ | ૧૫૪૯ ,, | વિધવાઓ | ૧૫૧૩૯ |
| કુંવારા પુરુષો | ૮૦૬ ,, | પંદરથી પાંત્રીસ વર્ષની ઉમ્મરની | |
| કુંવારી કન્યાઓ | ૫૪૮ ,, | વિધવાઓ | ૩૩,૫૪,૬૮૪ |
| પરણેલ પુરુષો | ૭૧૦ ,, | બ્રિટિશ હિંદમાં હિંદુ સ્ત્રીઓ | |
| ,, સ્ત્રીઓ | ૭૧૬ ,, | ની સંખ્યા | ૧૦૫૮ લાખ |
| વિધુર | ૧૦૩ ,, | હિંદુ વિધવાઓની સંખ્યા | ૨૦૨ લાખ* |
| વિધવાઓ | ૨૬૮ ,, | વેશ્યાઓ | ૬,૬૭૦૦૦ |

### અશક્તો

| | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|
| ગાંડા | ૪૪,૦૦૦ | ૨૮,૦૦૦ |
| મૂંગા બહેરા | ૯૩,૦૦૦ | ૬૨,૦૦૦ |
| આંધળા | ૧,૮૦,૦૦૦ | ૧,૮૬,૦૦૦ |
| રક્તપિતિયા | ૬૨,૦૦૦ | ૨૩,૦૦૦ |

### ધંધો–રોજગાર

ખેતીવાડીથી ૨૨૪,૦૦૦,૦૦૦ માણસનું ભરણપોષણ થાય છે. આનો અર્થ એ, કે આખી વસ્તીના ૭૧ ટકા ખેતીવાડી પર નભે છે.

| | |
|---|---|
| ઉદ્યોગ | ૧૦ ટકા. |
| વેપાર | ૬ ,, |
| નિકાસનો ધંધો | ૨ ,, |
| વ્યવસ્થા તથા રક્ષણ | ૧½ ,, |

* એટલે પાંચ સ્ત્રીએ એક સ્ત્રી વિધવા !–લેખક.

થતો તે તેના મનથી મહત્વની વસ્તુ નહોતી. પરિણામ એ આવ્યું કે મોટી રકમો ખર્ચવામાં આવતી અને હું ધારું છું (પુસ્તકોનો આધાર મારી પાસે મોજુદ નથી) કે ઇસ્ટ ઇંડિયા રેલ્વે કંપનીને માઇલ દીઠ ૩૦,૦૦૦ પૌંડ (૪,૫૦,૦૦૦) રૂપિયા ખર્ચ થયો. મને લાગે છે કે આનાથી ઉડાઉ ખર્ચ બીજા કોઇ કાર્યમાં થયો નહિ હોય.

—રોબર્ટ ઓન. માર્શ. ૧૮૭૨

હિંદની રેલ્વેએ અંગ્રેજ લોકોને પૈસો મેળવી આપવામાં સહાય કરી. તેનાથી હિંદના ઘણા પ્રાચીન ઉદ્યોગોનો નાશ થયો છે અને તેથી લાખો લોકો મુશ્કેલી તથા ગરીબાઇમાં આવી પડયા છે. પણ તેથી શાસક પ્રજા શ્રીમંત થઇ છે અને તેના અમૂલ્ય પરાધીન દેશ પર લશ્કરી કાબુ મજબૂત હોવાથી, બીજાનું ગમે તે થાય તો પણ તેને માટે પૈસા તો મળી રહે છે.

—રેવ. સંડરલેંડ

રેલ્વે કંપનીઓને અપાતા અનુચિત લાભોથી બંગાળાના બધા જળપ્રવાહોનો નાશ થાય ત્યાર પહેલાં હિંદી સરકાર આ બાબત પર ધ્યાન આપશે એવી આશા છે.

—'ડેઇલી ન્યુઝ' ૧૯૦૫

મહારાજ્યના નહેરવાળા ઘણા ભાગોમાં દુષ્કાળ કદી ગેરહાજર નહોતો તેમ જણાઇ આવશે.

—ડિગ્બી

નદીના ઘણા ભાગોમાં છેલ્લાં સીતેર વર્ષ થયાં જે ભયંકર ફેરફાર થઇ રહ્યા છે તે માટે મોટે ભાગે રેલ્વે જોખમદાર છે તે સાબીત કરવાને ઘણા પુરાવા છે.

—ડૉ. સી. એ. બૅંટલી ૧૯૨૫

હિંદમાં માત્ર જમીનને પાણી પાવા માટે ૨૧૨૭૫ માઇલની નહેરો છે. પાકની જમીન ૨૨૫૮ લાખ એકર છે અને નહેર વાટે મળતા પાણીવાળી જમીન ૪૭૫ લાખ એકર એટલે કુલ ક્ષેત્રફળના માત્ર ⅕ છે....બંગાળાની મોટી નહેરોમાં માઇલોના માઇલો સુધી કચરો ભરાવા દીધો છે અને તેથી તેનો નાશ થયો છે.

—સર વિલિયમ વિલ્કૉક્સ

## ખેતીના મજૂરો

હિંદની ખેતીના મજૂરોની સ્થિતિ પોતાને સુધરેલા કહેવડાવતા કોઇ પણ દેશને કલંકરૂપ છે.

—ડબલ્યુ. આર. રોબર્ટસન

સરકારી કર, ખેડૂત પોતાનું અને પોતાના કુટુંબનું આખું વર્ષ ભરણપોષણ કરી શકે તેટલું અનાજ રહેવા દેતો નથી.

—સર વિલિયમ હંટર

ખેતીમાં રોકાયેલ હિંદની અર્ધી વસ્તી અર્ધા વરસ સુધી તો પેટ ભરીને શું ખાવું તે આજે જાણતી નથી.

—સર ચાર્લ્સ ઇલિયટ

## ખાંડ

હિંદમાં દર માથા દીઠ, ખાંડની વાર્ષિક વપરાશ ૨૪.૭ રતલ છે; ત્યારે અમેરિકા તથા ઑસ્ટ્રેલિયામાં અનુક્રમે ૧૦૩.૫ રતલ તથા ૧૨૬.૯ રતલ છે.




### ધરાસણાનું રણક્ષેત્ર

વીરમગામ ધોલેરા આદિના પોલિસે કરેલા ગંદા અત્યાચારોથી જુગુપ્સા પામી ગાંધીજીએ સરકારને શુદ્ધ રીતે લડવા–ગોળી ચલાવવા–ની તક આપવા ધરાસણાના અગરોને પ્રજાના બનાવવા ઘોષણા કરી. ગાંધીજી પોતે ગોળી ઝીલવા સૌથી આગળ રહેવાના હતા. પણ આ સરકારની ક્ષત્રિયની માફક સીધી રીતે લડવાની હિંમત જ નથી.

ગાંધીજીને કેદ કર્યા !

પછી ગાંધીજીના નાના મોટા જૂના અને નવા બધા અનુયાયીઓની કસોટીનો પ્રસંગ આવ્યો. આ કસોટીમાં અબ્બાસ સાહેબ, સરોજિની દેવી, ઇમામ સાહેબ, નરહરિભાઈ, અને બીજા અનેક ધરવીરો કેવી રીતે પસાર થયા તેની વીરકથા આખા ગૂજરાતને જાણીતી થઇ ગઇ છે; અને આખી દુનિયા ન દેખે એ માટે સરકારે હિંદુસ્તાન ઉપર નાંખેલો અંધારપછેડો જ્યારે સરકી જશે ત્યારે એ વીરકથા આખી દુનિયા જાણશે. એક પરદેશી અમેરિકને એ વીરકર્મો જોયાં છે, અને જો તેની તે સમયની લાગણી તે પોતાના દેશ જશે ત્યાં સુધી ટકશે તો જગતને જણાવશે.

અનેક વીર યુવાનોએ પોતાની જિંદગી જોખમમાં નાંખી ગાંધીજીની નેમ પાર પાડી. કોઈ એમ ન કહે કે મીઠાના અગરો આપણા કબજે ન આવ્યા માટે ગાંધીજીની નેમ પાર ન પડી. ધરાસણાના અગરો ઉપર આક્રમણ લઇ જવામાં ગાંધીજીનો હેતુ સરકારને પોતાની બધી તાકાત બતાવવાની તક આપવાનો હતો. આ તકનો ઉપયોગ સરકાર સીધી ગોળી ચલાવી શુદ્ધ રીતે ન કરી શકી. એમાં ગાંધીજીનો દોષ ન હતો. સરકારે બીકણ માણસો જેવી ક્રૂરતા બતાવે છે તેવી ક્રૂરતા બતાવવી પસંદ કરી; અને એમ કરી તેનું રાક્ષસી સ્વરૂપ પ્રત્યક્ષ કરી બતાવ્યું. ઘણા લોકો આ સરકારનું સૌમ્ય સ્વરૂપ જોઇ ભુલાવામાં પડી ગયા હતા. તેઓએ ધરાસણાની વાતો સાંભળી પોતાના રાષ્ટ્રીય આત્મામાં જે એક નવું કૌવત અનુભવ્યું તેની સાથે જ સરકારની કમકમાટી ઉપજાવે એવી નીતિ પણ જોઇ લીધી.

ધરાસણાએ હિંદુસ્તાનને નવું ઐક્ય અનુભવવાનો પ્રસંગ આપ્યો, અહિંસક યુદ્ધ કેમ થઇ શકે છે એનો જગતને પાઠ આપ્યો.

* * *

### સાચા નેતૃત્વનો ધન્ય પ્રસંગ

આ દુનિયામાં દરેક માણસને પોતાને ગમે એવા પ્રસંગો કામ કરવા નથી મળતા. પોતાની ધારણા પાર પડે એવી તક મળવી એ પણ એક સદ્ભાગ્ય છે. ગાંધીજીની ગોળી ઝીલવાની ઉમેદ હતી પણ એમને એ પ્રસંગ ન મળ્યો. મહાદેવભાઇ જેલમાં ગયા ત્યારે એમને દુઃખ થયું કે એમને પણ માર ખાવાનો–ગોળી ઝીલવાનો પ્રસંગ ન મળ્યો. એવી ફરિયાદ બીજા અનેક જેલમાં ગયેલા વીરોએ કરી.

રીતે એ લડતમાં ઝંપલાવવાનો પોતાનો નિશ્ચય ગાંધીજી સમક્ષ રજુ કર્યો. આથી ગાંધીજી ઘણા પ્રસન્ન થયા પણ તેમને બ્હેનોને મીઠાના કાયદાના ભંગમાં પુરુષો તૈયાર હોય ત્યાં સુધી ન ઝંપલાવા સમજાવ્યાં; અને દારૂ અને પરદેશી કાપડની ચોકીનું કામ સોંપ્યું. આમ કરવામાં ગાંધીજીનો હેતુ પોતાની લડાઇને લડાઇની સામાન્ય નીતિની મર્યાદામાં રાખવાનો હતો. સ્ત્રીઓને દાખલ કરી તેઓ પ્રતિપક્ષી ઉપર અનુચિત લાભ લેવા ઇચ્છતા ન હતા. આમ છતાં કેટલીક બ્હેનોએ તેમાં સીધી રીતે ઝંપલાવ્યું. અહીંઆ એ જણાવવું જોઇએ કે ગાંધીજીએ જે એમ ધારેલું કે આ બ્રિટીશ સરકાર સ્ત્રીઓને જોઈ આપણી સામે બરાબર લડશે નહિ એ ખોટું પડયું છે. પુરુષોની જેમ સ્ત્રીઓને પણ લાઠી મારવામાં, તેમની ઉપર ઘોડા દોડાવામાં અને તેમને જેલમાં પૂરવામાં સરકારે પાછી પાની કરી નથી.

હવે નવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. સરકારે દારૂની અને પરદેશી કાપડની ચોકીને ગેરકાયદેસર ઠરાવ્યાં છે; એટલે કે અત્યારે એ જાતની ચોકી કરવી એ કાયદાનો સવિનય ભંગ કરવા બરાબર છે. આ કામમાં હવે સ્ત્રીઓને જવા દેવી કે નહિ એ પ્રશ્ન ઊભો થાય છે. ગાંધીજીની પ્રારંભની દૃષ્ટિને ધ્યાનમાં રાખી નિર્ણય આપવો હોય તો એમ કહી શકાય કે હવે પુરુષોએ જ આ ચોકીનું કામ ઉપાડી લેવું જોઇએ, અને બ્હેનોને ઓછાં જોખમવાળાં કામો લેવા સમજાવવાં જોઇએ.

ચાલુ પરિસ્થિતિમાં ગાંધીજી પોતે શો નિર્ણય આપે એ કહેવું કઠિન છે. અમને એમ લાગે છે તેઓ હજી પણ સ્ત્રીઓને કદાપિ સવિનયભંગમાં ન પડવા વિનવે; જો કે પરિસ્થિતિમાં બે ફેરફાર થયા છે. એક એ કે સ્ત્રીઓએ ચોકીનું કામ સ્વીકારેલું તે તેઓ જેલ આદિનો ભય આવતાં છોડી દે એમાં એક જાતની બીરુતાનો આરોપ થાય! અને બીજું એ કે સરકાર સ્ત્રીઓ તરફ ખાસ આદરબુદ્ધિ બતાવતી નથી અને તેથી અનુચિત લાભ લેવાની દૃષ્ટિ પણ જતી રહે છે. આમ છતાં અમને એમ લાગે છે કે બ્હેનોને આપણે જોખમમાં ન પડવા સમજાવીએ એ ઠીક છે.

જે બ્હેનોએ હિંમત કરી તેમાં ઝંપલાવ્યું છે તેમને તો ધન્યવાદ જ ઘટે છે.

***

## પરદેશમાં ફેલાવેલું જૂઠાણું

શ્રી. નંદલાલના છેલ્લા પત્ર ઉપરથી વાંચકો સમજી શકશે કે હિંદુસ્તાન વિષે કેટલાં જૂઠાણાં અમેરિકા આદિ દેશોમાં ફેલાવાય છે. અનીતિ અને અસત્યે સાથે જ રહેવું જોઇએ. હિંદુસ્તાનમાં પોતાનાં અપકૃત્યો છુપાવવા આ પરદેશી સરકારને કેટલી હદ સુધી નીચે જવું પડે છે તેનો એ પત્ર ઉપરથી ખ્યાલ આવશે.

***

## સ્વાગત

'પ્રસ્થાન' ના તન્ત્રી મંડળના બે સભ્યો ભાઇ શ્રી નંદલાલ તથા ત્રિકમલાલ અમેરિકાથી પોતાનું કામ પૂરૂં કરી યોગ્ય અવસરે પાછા આવ્યા છે. તેમને અમે સ્વાગત આપીએ છીએ. આશા છે કે તેઓ તેમના સમૃદ્ધ અનુભવનો લાભ 'પ્રસ્થાન'ને આપશે.

ર. છો. પ.

બટુક શેતાન : જુઓ, કેવો સરસ માણસ છે. ઈશ્વરનું જ નામ લીધા કરે છે! પણ યાર જરા થંભી જા. થોડા વખતમાં જ તું શેતાનનું નામ લેતો થઈ જઇશ. એનો રોટલો હું લઇ લઉં છું! થોડા જ વખતમાં રોટલા વિના હેરાન થઇ જશે અને આમતેમ શોધ્યા કરશે. ભૂખ લાગશે એટલે શપથ લેવા માંડશે અને શેતાનને બોલાવશે.

[ રોટલો લઇ લે છે અને ઝાડી પાછળ સંતાઇ જાય છે. પછી ખેડૂત શું કરે છે એ તપાસ્યા કરે છે. ]

ખેડૂત : [ ઘોડાને છોડી નાખે છે ] ઈશ્વરની મહેરબાની! [ ઘોડાને છૂટો મૂકી દે છે અને એનો ડગલો જ્યાં પડયો છે ત્યાં જાય છે. ] ખૂબ ભૂખ લાગી છે. ઘરવાળીએ રોટલો તો મોટો કરી આપ્યો છે; પણ જુઓ તો ખરો, કે હું આખો ખાઇ જાઉં છું કે નહિ! [ ડગલાની પાસે આવે છે. ] ગૂમ! મેં ડગલાની નીચે મૂકયો હશે. [ ડગલો ઊંચો કરે છે. ] નહિ, અહીંઆં પણ નથી. શું થઇ ગયું? [ ડગલો ખંખેરે છે. ]

બટુક : [ ઝાડની પાછળથી ] હવે બોલો બચ્ચા, બોલો. અહીંઆં આ મેં સાચવી રાખ્યો છે. [ રોટલા ઉપર બેસે છે. ]

ખેડૂત : [ હળ હલાવે છે અને ડગલો ફરીથી ખંખેરે છે ] આ તો અજાયબી!' ભારે અજાયબી! અહીં કોઈ હતું તો નહિ, અને છતાં યે રોટલો ગૂમ થઇ ગયો! પંખીઓએ જો ખાધો હોત તો આમતેમ થોડાક ટુકડા તો પડયા હોત ને? પણ અહીં તો એકે ટુકડો નથી. અહીંઆં કોઈ આવ્યું નથી અને છતાં યે કોઇક લઇ ગયું!

બટુક : [ ઊભો થાય છે અને ડોકિયું કરે છે ] હવે એ શેતાનને બોલાવશે.

ખેડૂત : વારુ, એનો કાંઈ ઉપાય નથી. કાંઈ ફિકર નહિ. એથી કાંઇ હું ભૂખે મરી જવાનો છું? જો કોઇકે લીધો છે તો કોઇકે તો લીધો છે! એ ખાઇને એનું ભલું થાઓ!

બટુક : [ થૂંકે છે ] આહ! કમબખ્ત ખેડૂત! આ તો શપથ લેવાને બદલે કહે છે કે ભલું થાઓ. આવા માણસનું કેમ કરવું?

[ ખેડૂત આરામ લેવા સૂઈ જાય છે. ક્રુસની સંજ્ઞા કરે છે, બગાસું ખાય છે અને ઊંઘી જાય છે. ]

બટુક : [ ઝાડી પાછળથી બહાર આવે છે ] ઉપરી સાહેબ માટે બોલવું સહેલું છે. સાહેબ કહ્યા કરે છે કે 'તું નરકમાં પૂરતા ખેડૂતો નથી લાવતો. જો ને દરરોજ કેટલા બધા વેપારીઓ, શિષ્ટ લોકો અને જાત જાતના માણસો સંખ્યાબંધ આવે છે અને કેટલા થોડા ખેડૂતો!' પણ હવે આ માણસને કેવી રીતે ફસાવવો? એને પકડવાની કોઈ પણ રીત નથી. મેં એનો છેવટનો રોટલો ચોર્યો નથી? આનાથી વધારે હું શું કરું? છતાંએ એણે શપથ ન લીધા! શું કરવું એ મને સૂઝતું નથી. ઠીક. મારે જઇને નિવેદન તો રજૂ કરવું જોઇએ ને?

[ જમીનમાં અદશ્ય થાય છે. ]

અંક પહેલો પૂરો

મદદ કરે છે. અને તેઓ એમનાં કામમાં એટલી બધી જહેમત ઉઠાવે છે કે જ્યાં કશું યે ન હોય ત્યાં યે પણ આખો કેસ ઊભો કરી આપે છે. વકીલો અને અમલદારો મળી તે લોકોને એટલી સારી રીતે ફસાવી શકે છે કે આપણે શેતાનો પણ એવી રીતે તેમને ન ફસાવી શકીએ!

**મુખ્ય શેતાન** : વારુ. પછી હું એમને જોઈશ. તું હમણાં જા.

વકીલોનો શેતાન જમણી બાજુએ જાય છે.

**મુખ્ય શેતાન** : [દરવાનને] છેલ્લાને દાખલ કરો.

ખેડૂતોનો બટુક–શેતાન પ્રવેશ કરે છે. તેના હાથમાં રોટલો છે. છેક જમીન સુધી વાંકો વળીને સલામ કરે છે.

**ખેડૂતોનો શેતાન** : આ રીતે હું લાંબો વખત રહી શકીશ નહિ! મને બીજું કામ સોંપો.

**મુખ્ય શેતાન** : બીજું શું કામ? શેનો બડબડાટ કરે છે? શું બબડે છે? ઊભો થા, અને કાંઈક સમજાય એમ બોલ. તારું નિવેદન લાવ. ચાલુ અઠવાડિયામાં તેં કેટલા ખેડૂતોને પકડયા?

**ખેડૂતોનો શેતાન** : [રડતો] એક પણ નહિ!

**મુખ્ય શેતાન** : શું? એક પણ નહિ? તું શું કહેવા માગે છે? તું શું કરતો હતો? કયાં રખડતો હતો?

**ખેડૂતોનો શેતાન** : [ગણગણાટ કરતો] હું રખડતો ન હતો. દરેક વખતે થાય એટલી મહેનત તો કરી છે; પણ કશું વળ્યું નહિ. આ જુઓ, મેં જઈ એક ખેડૂતની હાજરીમાં એનો છેવટનો રોટલો લઈ લીધો. ત્યારે એ શપથ લેવાને બદલે ઊલટું મારું ભલું થાય એમ બોલ્યો!

**મુખ્ય શેતાન** : શું...? શું...? શું ગડબડાટ કરે છે? જા, નાક સાફ કરી આવ અને અક્કલ ઠેકાણે રાખીને બોલ. તું શું બોલે છે એ કાંઈ સમજાતું નથી.

**ખેડૂતોનો શેતાન** : સાંભળો! એક ખેડૂત ખેડતો હતો. મને ખબર પડી કે તે તેની સાથે ફક્ત એક રોટલો લાવ્યો છે અને તેની પાસે બીજું કાંઈ ખાવાનું નથી. મેં રોટલો ચોરી લીધો. નિયમ પ્રમાણે એણે શપથ લેવા જોઈતા હતા, પણ એના બદલામાં એણે શું કર્યું? એ કહે છે કે "જેણે લીધું હોય તે ભલે ખાય. એનું ભલું થાઓ!" આ રોટલો હું મારી સાથે લઈ આવ્યો છું. આ રહ્યો.

**મુખ્ય શેતાન** : વારુ. અને બીજાઓ વિષે શું હકીકત છે?

**ખેડૂતોનો શેતાન** : એ બધા એકસરખા છે! એમનામાંથી એક પણ હું લાવી શકયો નથી.

**મુખ્ય શેતાન** : તું ખાલી હાથે મારી આગળ આવવાની હિંમત કેમ કરી શકયો! અને ખાલી હાથે આવ્યો એ જાણે બસ ન હોય એમ વળી આ ગંધાતો ટુકડો લઈને આવ્યો! તું મારી મશ્કરી કરવા માગે છે? તારે જહાનમમાં રહેવું છે અને આળસનું ખાવું છે? બીજાઓ થાય એટલું કરે છે, સખત મહેનત કરે છે. જો, તેઓમાંના દરેકે [બટુકો તરફ બતાવતાં] દસ હજાર, વીસ હજાર અથવા બે લાખ સુધી માણસો આપ્યા છે. અને તું ખાલી હાથે આવે છે. અને આ ગંધાતો ટુકડો લઈને આવે છે! અને નકામો લાંબું લાંબું

છે જ કે, ધીરવું એ ટેકરી ઉપરથી નીચે ગબડાવવા જેવું છે; જ્યારે દેવું વસૂલ કરવું એ ટેકરી ઉપર લઇ જવા બરાબર છે. ધરડિયાંની એ કહેવત છે.

ખે૦ : ચિંતા ન કર. આપણી પાસે પુષ્કળ અનાજ છે.

મ૦ : હા, પણ તેથી શું ?

ખે૦ : આપણી પાસે પૂરતું છે, આવતા પાક સુધી ચાલે એટલું છે; એટલું જ નહિ પણ આગળ બે વર્ષ સુધી ચાલે એટલું છે. આટલાં બધાંનું આપણે શું કરીશું ?

મ૦ : આપણે એવું શું કરીશું ? અરે ! આ અનાજમાંથી તો હું કાંઇક એવું બનાવું ને કે જેથી તમે આખી જિંદગીભર આનંદ કરો !

ખે૦ : શું ? તું એમાંથી શું બનાવવાનો છું ?

મ૦ : એક જાતનું પીણું. અને એ પીણું એવું થશે કે જ્યારે તમે નબળા હશો ત્યારે તમને તે તાકાત આપશે; તમે જ્યારે ભૂખ્યા હશો ત્યારે તમને તૃપ્તિ આપશે; ઊંઘ નહિ આવતી હોય ત્યારે ઊંઘ લાવશે. તમે ઉદાસીન હશો ત્યારે તમને લહેરમાં આણશે; તમને બીક લાગતી હશે ત્યારે તમને હિંમત આપશે–એવું પીણું હું બનાવી શકું એમ છું.

ખે૦ : ગપ્પાં !

મ૦ : ભલે ગપ્પાં ! મેં જ્યારે તમને પેલા કળાણમાં વાવવાનું કહ્યું અને પછી ટેકરી ઉપર વાવવાનું કહ્યું ત્યારે એમ જ હતું ને ? ત્યારે તો તમને મારામાં વિશ્વાસ નો'તો; તો પણ હવે તો તમને ખાત્રી થઇ છે ને ? આ પીણાંનું પણ તમને એમ જ થશે.

ખે૦ : પણ એ પીણું તું શેનું બનાવીશ ?

મ૦ : કેમ ? આ જ અનાજનું.

ખે૦ : પણ એમાં પાપ નહિ લાગે ?

મ૦ : સાંભળો તો ખરા ! એમાં પાપ શેનું ? દુનિયામાં દરેક ચીજ માણસના આનંદને માટે જ તેણે આપેલી છે !

ખે૦ : નથ્થુ, આ બધું ડહાપણ તું ક્યાંથી શીખી લાવ્યો ? અલ્યા તું દેખાવ છે તો સાદો અને મહેનતુ માણસ ! આ બે વર્ષથી તું મારી સાથે રહે છે, પણ કોઇ દિવસ મેં તને જોડા ઉતારતો યે જોયો નથી. અને છતાં યે જાણે તું બધીએ વિદ્યા જાણતો હોય એમ લાગે છે ! ક્યાંથી શીખ્યો એ બધું ?

મ૦ : દુનિયામાં બહુ ફર્યો છું.

ખે૦ : ત્યારે તું એમ કહે છે કે આ પીણું તાકાત આપે એવું થશે, ખરું ને ?

મ૦ : એક વાર વાપરી જોજો. અને પછી કહેજો કે એમાંથી કેટલો ફાયદો થાય છે ?

ખે૦ : ત્યારે એ બનાવાય કેવી રીતે ?

મ૦ : રીતની ખબર પડે, પછી કઠણ નથી. ફક્ત એક તાંબાના અને બે લોઢાનાં વાસણની જરૂર પડશે.

ખે૦ : એનો સ્વાદ સરસ આવે છે ?

મ૦ : મધ જેવો મીઠો ! એક વાર ચાખશો કે પછી કદી છોડશો જ નહિ.

ખે૦ : એમ કે ? ઠીક. ત્યારે હું પાડોશીને ત્યાં જાઉં છું. એને ઘેર તાંબાનું વાસણ હતું, અખતરો કરી જોઇએ !

અંક ત્રીજો પૂરો

**ખે૦:** જો સમજીને! તું કહેતી હતી ને, કે નીક અને હું અનાજ બગાડીએ છીએ! પણ જો, અમે હવે કેવી ચીજ તૈયાર કરી છે? એહ! સરસ છે, નહિ?

**સ્ત્રી:** અલબત્ત! જો એ ઘરડાને ફરી જુવાન બનાવે છે તો એ સરસ જ છે. જો ને! આનાથી તું કેટલો લ્હેરમાં આવી ગયો છે? અને હુંએ લ્હેરમાં આવતી હઉં એવું મને લાગે છે! બસ, ત્યારે ચલાવ! આ ... આ ... [ ગાય છે ]

**ખે૦:** હાં! બરાબર છે! આપણે બધાં ય જુવાન થઈ જઈશું! બધાં ય જુવાન!

**સ્ત્રી:** સાસુજીને બોલાવીએ! તે હમેશાં ઉદાસીન રહે છે. અને બડબડયા કરે છે! એમને જરા તાજા થવાની જરૂર છે! એ જુવાન થશે એટલે ઓછો કંકાસ કરશે!

**ખે૦:** [ મદમાં ] હાં! માને બોલાવ! એમને અહીં બોલાવો, અને દાદાને પણ બોલાવો. એહ! મેરી, હું કહું છું કે તારા દાદાને અને દાદીને બોલાવી લાવ! જા દોડ! એમને કહો કે હવે ચૂલા પાસેથી આમ આવે! આપણે એમને ફરીથી જુવાન બનાવીશું! હવે ત્યારે દોડ! એક, બે, ત્રણ! ચાલ દોડ! તીરની માફક જા! [ છોકરી દોડતી જાય છે] [સ્ત્રીને] આપણે એક બીજો પ્યાલો ઉડાવીએ.

મજૂર પ્યાલા ભરે છે અને બન્નેને આપે છે.

**ખે૦:** [ પીએ છે ] પહેલાં આપણે માથે જુવાન થયા, પછી એ આપણા હાથમાં ઊતર્યું; હા, હવે એ આપણા પગે પહોંચ્યું છે! મને મારા પગ જુવાન થતા લાગે છે. એ એમની મેળે જ ચાલવા માંડે છે.

**સ્ત્રી:** [ પીએ છે ] નીક, તું બડો હુંશીઆર છું. હવે ત્યારે કાંઈક વગાડ.

[ મજૂર તીનતારો* લે છે અને વગાડે છે. ખેડૂત અને તેની સ્ત્રી નાચે છે. ]

**મજૂર:** [ દશ્યના આગળના ભાગમાં ઊભો ઊભો વાદ્ય વગાડે છે. અને ખેડૂત અને તેની સ્ત્રીની સ્થિતિ જોઇને હસે છે અને આંખો મચકાવે છે. પછી તે વગાડવાનું બંધ કરે છે; પણ પેલાં તો નાચ્યાં જ કરે છે. ]

પેલા રોટલાનો તારે પૂરેપૂરો દંડ આપવો પડશે. મારાં દોસ્તો! હવે તમે તો પકડાઇ ગયાં છો! આ જાળમાંથી તેઓ હવે કદી નહિ નીકળી શકે. સરદારને ભલેને હવે આવવું હોય ત્યારે આવે!

એક તંદુરસ્ત દેખાતી ડોશી અને એક અતિશય ઘરડો સફેદ વાળવાળો ડોસો પ્રવેશ કરે છે. આ ડોસો ખેડૂતનો દાદો થાય છે.

**દાદા:** શું છે? તમે ગાંડાં થઇ ગયાં છો? બીજાં બધાં કામ કરે છે ત્યારે તમે નાચવા બેઠાં છો!

**સ્ત્રી:** [ નાચે છે અને તાળીઓ પાડે છે. ] આ...આ...આં...[ નાચે છે ]

પાપ કરું છું કબૂલ જ છે પણ
ઈશ્વર બીન અપાય ન કો જન.

**ડોશી:** અરે હલકટ! હજી ચૂલો તો સાફ કર્યો નથી ને અહીંઆં નાચવા માંડી છું!

---

* Balalayka એ ત્રણ તારનું તંતુવાદ્ય છે, અને રશિયન ખેડૂતો એ વાપરે છે. 'એકતારો' શબ્દ ઉપરથી તીનતારો એ શબ્દ બનાવ્યો છે.

## અંક ૫ મો

ઝૂપડીની અંદરનો ભાગ. મજૂર એકલો. તેનાં શીંગડાં અને ખરીઓ દેખાય છે.

**મ૦ :** અનાજ તો પુષ્કળ છે! રાખવાની જગા છે તેનાં કરતાં યે વધારે છે: અને એને પેલાનો સ્વાદ લાગ્યો છે! ફરીથી અમે એ ગાળ્યો છે. એક પીપ ભરીને એ સંતાડી મૂક્યો છે. અલબત્ત, હવે અમે એ કોઇને કામ વિના પાવાના નથી. પણ જ્યારે અમારે કોઇની પાસેથી કાંઇ કામ કરાવવું હશે ત્યારે અમે એને એની લહેજત ચખાડીશું! આજે મેં એ જ ગામનાં મોટેરાંઓને નિમંત્રણ આપવાનું અને બધાંને તે પાવાનું કહ્યું છે. એટલા માટે કે તેઓ તેના દાદાની અને તેની વચ્ચે મિલકતની વહેંચણી કરી આપે. અને બધું યે એને મળે અને દાદાને કશું યે ન મળે એવું કરે. મારાં ત્રણ વર્ષ આજે પૂરાં થાય છે. અને મારું કાર્ય પણ પૂરું થાય છે. ભલે સરદાર હવે આવે અને જાતે જ જુએ. એ પોતે *જોવા આવશે તોપણ મારે હવે કાંઇ શરમાવા જેવું નથી.*

મુખ્ય શેતાન જમીનમાંથી બહાર આવે છે.

**મુખ્ય શેતાન :** મુદત પૂરી થઇ છે. પેલી રોટલાની ભૂલ સુધારી છે કે નહિ? મેં તને કહ્યું હતું ને કે હું જાતે જ આવીને જોવાનો છું. કેમ, ખેડૂત કબજે થયો?

**મ૦ :** પૂરેપૂરો. આપ જાતે જ જોઇ લ્યો. હમણાં એમનામાંથી કેટલાક આવશે! પેલા ચૂલામાં પેસી જાઓ અને તેઓ શું કરે છે તે જુઓ! આપને સારી પેઠે સંતોષ થશે!

**મુખ્ય શેતાન :** [ ચૂલામાં પેસતાં ] અમે જોઇએ છીએ!

> ખેડૂત અને ચાર ડોસાઓ પ્રવેશ કરે છે. પાછળ સ્ત્રી આવે છે. પુરુષો મેજની આજુબાજુ બેસે છે. સ્ત્રી લુગડું પાથરે છે અને ખાવાના પદાર્થો મૂકે છે. ડોસાઓ મજૂરની સાથે સલામની આપ-લે કરે છે.

**૧ લો ડોસો :** કેમ? પેલું પીણું વધારે બનાવ્યું છે ને?

**મ૦:** હાજી! અમારે જેટલી જરૂર હતી તેટલો ગાળ્યો છે. એટલી કીમતી ચીજને શું કરવા બગાડવી?

**૨ જો ડોસો :** બરાબર તૈયાર થયો છે?

**મ૦ :** પહેલા ઘાણ કરતાં ઘણો સારો!.

**૨ જો ડોસો :** એ બનાવતાં તું ક્યાંથી શીખ્યો?

**મ૦ :** દુનિયામાં ફરવાથી ઘણી વસ્તુઓ શીખાય છે!

**૩ જો ડોસો :** હા, હા. તું તો ખરો જાણકાર દેખાય છે!

સ્ત્રી દારૂ અને પ્યાલા લાવે છે.

**ખે૦ :** જરા જરા લ્યો.

સ્ત્રી શીશામાંથી રેડીને પ્યાલા ભરે છે.

**સ્ત્રી:** અમારું માન રાખો!

**૧ લો ડોસો :** [ પીએ છે ] તમારા માનમાં! વાહ, સરસ છે. સાંધેસાંધામાં વ્યાપી જાય છે. આનું નામ તે ખરું પીણું!

તો, મારાં માબાપ કરતાં યે વધારે છે. અને-આ માઇકેલ સ્ટેપેનિક તો અમારા એક જૂના મિત્ર જ છે!

**૧ લો ડોસો :** [ખેડૂતને] સારા માણસ સાથે વાત કરવામાં ફાયદો જ છે. જ્ઞાન મેળવવાની એ રીત છે. તમે પણ એવા જ છો. તમારી તોલે આવે એવું પણ કોઇ નથી!

**૨ જો ડોસો :** તમે ડાહ્યા અને મમતાળુ છો. એથી જ તમે મને ગમો છો.

**૩ જો ડોસો :** મારી તમારા તરફ પૂરેપૂરી લાગણી છે. હું એ શબ્દોમાં કહી શકતો નથી. આજે જ હું મારી ઘરવાળીને કહેતો હતો કે......

**૪ થો ડોસો :** વા'લેશરી! ખરા વ્હાલેશરી!

**મ૦ :** [ મુખ્ય શેતાનને કોણી મારે છે ] સાંભળ્યું? આ બધું જૂઠું છે. એકબીજાની પાછળ તેઓ એકબીજાને ગાળો જ દે છે. પણ અત્યારે, જુઓ, જેમ શિયાળવાં તેમની પૂંછડી હલાવે તેમ તેઓ એકબીજાની ખુશામત કરવા મંડી પડયા છે. આ બધું તે પેલા પીણાનું પરિણામ છે.

**મુ૦ શે૦ :** એ પીણું અસરકારક છે, બહુ અસરકારક છે. જો તેઓ આ પ્રમાણે જૂઠું બોલતા થઈ જાય તો તો બધા યે આપણા જ કબજામાં આવી જાય. બહુ સારું કર્યું. મને સંતોષ થયો.

**મ૦ :** હજી જરા જુઓ! તેઓ જ્યારે બીજો શીશો પૂરો કરશે ત્યારે આનાથી યે સરસ થશે.

**સ્ત્રી :** [ રેડે છે ] બીજો એક પ્યાલો લ્યો.

**૧ લો ડોસો :** બહુ નહિ પડે? તમારા માનમાં. [ પીએ છે ] સારા માણસની સોબતમાં પીતાં આનંદ આવે છે.

**૨ જો ડોસો :** પીધા વિના કેમ ચાલે? તમારાં ધણીધણિયાણીનાં માન ખાતર!

**૩ જો ડોસો :** દોસ્તો! તમારાં માનને ખાતર.

**૪ થો ડોસો :** આ સાચી જાતનું પીણું છે. ચાલો લહેજત ઉડાવીએ. અમે તમારે માટે બધી સગવડ કરી આપીશું; કારણકે એ બધાનો આધાર મારા ઉપર જ છે ને?

**૧ લો ડોસો :** તમારા ઉપર? નહિ, તમારા ઉપર નહિ. પણ તમારા મોટેરા કહે એના ઉપર.

**૪ થો ડોસો :** મારા મોટેરાઓ મોટા મૂરખા છે. જેમાંથી આવ્યો ત્યાં જા!

**૨ જો ડોસો :** અરે બેવકૂફ, આ તેં શું કરવા માંડયું છે?

**૩ જો ડોસો :** એ કહે છે એ સાચી વાત છે. કેમ જે-આ ગૃહસ્થ આપણી નકામી મહેમાનગીરી નથી કરતા. એને કામ કરાવવું છે. [ ખેડૂતને ] અને એ કામ કરી શકાય એવું છે. ફક્ત તારે અમને મિજબાની આપવી જોઇએ અને અમારા તરફ યોગ્ય માન બતાવવું જોઇએ. કારણકે તને મારી ગરજ છે, મારે તારી ગરજ નથી. તું તો ભૂંડનો સગો ભાઇ છે.

**ખે૦ :** અને તું? શાનો બરાડા પાડે છે? તમે મારા પર હલ્લો કરવા માગો છો? તમે એકલું પેટ ભરવામાં જ સમજયા લાગો છો!

પીધેલ માણસો ઝૂંપડીમાંથી લથડિયાં ખાતાં બહાર આવે છે, બૂમો પાડે છે અને છોકરીઓને પકડે છે.

**છોકરીઓ :** ટૉમ બાપુ, છોડી દ્યો; આ શું કરો છો?

**છોકરાઓ :** ચાલો આપણે શેરીની અંદર જતા રહીએ. અહીં રમાય એમ નથી.

કુંડાળામાંથી રમતા બધા જાય છે.

ખેડૂત : [ દાદા પાસે જાય છે ] હવે તમારી પાસે શું રહ્યું? વડિલો બધું મને જ આપવાના છે! [ દાદાની સામે આંગળીના ટચાકા ફોડે છે ] આ તમને મળશે! ખાતા જાઓ, હવે તો બધું મારું છે અને તમને કાંઈ નહિ મળે! વડિલો આ વાતને પોતે જ તમને કહેશે.

ચારે વડિલો બધા એકી સાથે બોલે છે.

૧ લો વડિલ : કારણ કે બધું શું છે તે હું જાણું છું!

૨ જો વડિલ : પહેલા મને સાંભળવો પડશે; કારણ કે હું ઘરડું પંખીડું છું.

૩ જો વડિલ : દોસ્ત! વહાલા દોસ્ત! જિગરજાન દોસ્ત!

૪ થો વડિલ : ઝૂંપડી તરફ જાઓ, પથારી તરફ જાઓ. ઘરવાળીને ઊભા રહેવાની ક્યાંય જગા નથી. હવે ત્યારે આમ આવ!

ઘરડાઓ એકબીજાના હાથ પકડે છે અને બબ્બેની જોડીમાં એકની પાછળ બીજો એવી રીતે લથડિયાં ખાતા જાય છે. ખેડૂત ઝૂંપડી તરફ પાછો ફરે છે, પણ ત્યાં પહોંચે એ પહેલાં લથડિયાં ખાતો પડે છે. અને ન સમજાય એવા અવાજો કાઢે છે. દાદા અને તેમની સાથે બીજા જે હતા તે ઊઠે છે અને બહાર જાય છે. મજૂર અને મુખ્ય શેતાન પ્રવેશ કરે છે.

**મ૦ :** તમે જોયું ને! હવે કુક્કરોનું લોહી એમનામાં ઊછળ્યું છે. અને વરૂમાંથી તેઓ ક્કરો બન્યા છે. [ ખેડૂત તરફ આંગળી કરે છે ] પેલો એ ધૂળમાં પડ્યો પડ્યો ભૂંડની માફક બરાડા પાડે છે.

**મુ૦ શે૦ :** તું સફળ થયો છે! પહેલા શિયાળ જેવા, પછી વરૂ જેવા અને હવે ભૂંડ જેવા. એ ખરું પીણું છે! પણ મને કહે તો ખરો તેં બનાવ્યું શી રીતે? હું ધારું છું કે તેં શિયાળ, વરૂ અને ભૂંડના લોહીનું મિશ્રણ કરીને બનાવ્યું હશે?

**મ૦ :** ના, ના. મેં તો ફક્ત એને વધારે પડતું અનાજ જ આપ્યું. જ્યાં સુધી એની પાસે જરૂર જેટલું અનાજ હતું ત્યાં સુધી એ એનો છેવટનો ટુકડો આપતાં પણ અચકાતો નહોતો; પણ જ્યારે એની પાસે એટલું બધું થઇ ગયું કે એનો શો ઉપયોગ કરવો એની એને સુઝ ન પડવા લાગી ત્યારે તેનામાં શિયાળ, વરૂ અને ભૂંડનું લોહી જાગૃત થયું. પશુનું લોહી તો એનામાં પહેલેથી જ હતું. ફક્ત પશુના લોહીનું કાંઇ ચાલતું ન હતું!

**મુ૦ શે૦ :** ઠીક, તું હોશિયાર છે. તેં પેલા રોટલાની ભૂલનું પૂરેપૂરું પ્રાયશ્ચિત્ત કરી દીધું છે! હવે ફક્ત ખેડૂતોને દારૂ પીવાની જ જરૂર છે. અને દારૂ પીશે એટલે તેઓ પૂરેપૂરા આપણા જ છે!

મિલો ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને ઇટાલીમાં પણ છે. મિલમાં ૩૭૦૦૦ ત્રાક ( સ્પિન્ડલ ) છે અને ૧૦૦૦ શાળ છે. શાળ ડ્રેપર કોર્પોરેશન ( Hopdale, Mass ) ની બનાવેલી છે અને plain, automatic છે. તેઓ મોટે ભાગે પુસ્તકોનાં પૂંઠાં માટે જોઇતું કાપડ કાઢે છે અને તેની માગ પુષ્કળ છે. આ મિલની મૂડી લગભગ એક કરોડ રૂપિયાની હશે.

આ મિલમાં કામ કરનાર મજૂરોની સ્થિતિ જાણવા જેવી છે. દરેક મજૂરને કામ કરવાનો વખત સવારના ૬–૪૫ થી સાંજના ૫–૧૫ સુધીનો છે. વચ્ચે દર અડધા કલાકે મજૂરને પાંચ મિનિટનો પોરો લેવાની રજા અપાય છે. આવી પોરાની મજૂરને દરરોજ એક કલાક ને પાંત્રીસ મિનિટ મળે છે. આ રિવાજ વિષે સુપરિન્ટેન્ડેન્ટને પૂછતાં તેણે જણાવ્યું કે મજૂરને નિયમિત રીતે પોરો આપો કે ન આપો પણ તે પોરો લઇ જ લે છે. કારણ કે મજૂર એ ઑટોમેટિક મશિન નથી પણ માણસ છે. આવી રીતે પોરો આપવાથી તે બાકીનો અડધો કલાક ધ્યાન દઇને કામ કરે છે અને હમણાં પોરાનો વખત થશે તેના ધ્યાનમાં ને ધ્યાનમાં તેનો અડધો કલાક ઝપાટાબંધ ચાલ્યો જાય છે.

આ ઉપરાંત પિસાબપાણી માટે તેને દિવસનો અડધો કલાક આપવામાં આવે છે (" away from work ") અને અડધો કલાક બપોરના લંચને માટે આપવામાં આવે છેઃ એટલે કે ૧૦૩/૪ કલાકમાંથી આશરે ૮ કલાક મજૂર કામ કરે છે અને બાકીના ૨૩/૪ કલાક આરામ અને ખાવાપીવામાં ગાળે છે.

આ ઉપરાંત મજૂરને શનિવારે પણ પૂરેપૂરી છૂટી હોય છે એટલે કે અઠવાડિયાના તે પાંચ દિવસ જ કામ કરે છે. સાધારણ રીતે કારખાનાનું અઠવાડિયું ૪૮ કલાકનું હોય છે, પણ આ મિલમાં એ નિયમને ચૂસ્ત રીતે વળગી ન રહેતાં જરા છૂટછાટ મૂકી છે અને એનું પરિણામ એના સંચાલકોના કહેવા પ્રમાણે સરસ જ આવ્યું છે.

સાધારણ રીતે દરેક મજૂરને આ પાંચ દિવસના કામ બદલ સરેરાશ ૨૫ ડૉલર અથવા તો ૭૦ રૂપિયા મળે છે. આપણે ત્યાંના ૨૫ રૂપિયાની બરાબર તેની કિંમત અંદાજે ગણી શકાય. પણ આપણે ત્યાંના મજૂરને જે રાહતો નથી મળતી તે અહીંના મજૂરને સહેજે મળે છે.

દાખલા તરીકે, દરેક મજૂરને સહકુટુમ્બ રહેવા માટે એક જુદો બંગલો માલિક તરફથી મળે છે. આ બંગલાનું ભાડું નામનું જ એટલે કે અઠવાડિયાના ૭૫ સેન્ટ (૨ રૂપિયા )થી માંડીને ૫ ડૉલર ( ૧૪ રૂપિયા ) સુધીનું હોય છે. ગામમાં તે જ જાતના બંગલાનું ભાડું સહેજે ત્રણથી ચાર ગણું બેસે. બંગલામાં આશરે ૭ ઓરડાઓ હોય છે અને દરેકમાં શિયાળામાં ઠંડી ન લાગે તે માટે હવા ગરમ કરનાર વરાળની નળીઓ ગોઠવી હોય છે. પાણી ઠંડું અને ગરમ ચોવીસે કલાક મળે છે અને હવા અજવાળાની સોઇ ઠીક સુલકતે અનુકૂળ હોય છે.

આ ઉપરાંત દરેક બંગલામાં વિજળીના દીવા હોય છે અને રસોડામાં રાંધવા માટે ગેસની સોઈ હોય છે. ન્હાવા માટે પાણી ગરમ કરવું હોય તો તે પણ આ ગેસથી દશ મિનિટમાં ગરમ થઇ જાય છે અને સંગેમરમર જેવા સ્વચ્છ બાથ–ટબમાં બેસી મોગલોના વિલાસભુવનને યાદ કરાવે તેવા ફુવારાની જલધારાઓ વડે મજૂરો મિલમાંથી થાક્યા પાક્યા આવી જ્યારે સ્નાન કરે છે ત્યારે તેમનો બધો થાક ઊતરી જાય છે. બાથ–ટબમાંના

પણ વધારે અને વજન પણ સ્વાભાવિક રીતે ખૂબ જ વધારે છે. બહારના કરતાં આવી ઇસ્પિતાલમાં ખાવાનું વધારે સરસ અને ખૂબ જ સસ્તું મળે છે એ એક કારણ હશે, તો બીજું કારણ નર્સનો ખુશમિજાજ પણ છે. તેઓ પોતે આજે ઇસ્પિતાલની બહાર છે છતાં નર્સોને નિયમિત મળવાનું ચૂકતા નથી અને નર્સો તેમને આઇસક્રીમ કે ફ્રુટ કે કેઇક કે એવી બીજી કોઇ તેમને ભાવતી ચીજ ખવરાવાનું ચૂકતી નથી. નર્સો અને દર્દી વચ્ચે આ દેશમાં એવો નિર્મળ અને પ્રેમાળ સંબંધ છે કે રાજા માણસોને પણ આવા માંદા (?) માણસોની મુલાકાતોની ઇચ્છા થઇ આવે !

સ્ત્રીઓની સુવાવડ માટે ઇસ્પિતાલો જુદી હોય છે અને તે શહેરની સિટી કૌન્સિલ યાને મ્યુનિસિપાલિટી નભાવે છે. એમા મિલોની ઇસ્પિતાલો કરતાં ભાવ સહેજ વધારે હોય છે પણ વર્તાવ એટલો જ પ્રેમાળ હોય છે.

દરેક મિલમાં હવે નાનકડી ટેસ્ટિંગ લેબોરેટરી ગોઠવવામાં આવે છે. આ લેબોરેટરીમાં સૂક્ષ્મદર્શક યંત્રો અને બીજાં ટેસ્ટિંગ મશિન હોય છે અને એથી રૂ અને માલની જાત પારખવામાં આવે છે.

દાખલા તરીકે M. I. T. ની ટેસ્ટિંગ લેબોરેટરી મેં જે જોઈ તેમાં નીચે પ્રમાણે મશિનો હતાઃ—

Henry L. Scott નું Cord Tester, Tensile Tester Twist Counter, Parks Cramer નું Psychroslat અથવા તો Automatic Humidity Regulator, Revolving Rack, Balance with a Venier, D. E. Shunt Motor, 115 volts, 1200 r. p. m. 2$\frac{1}{3}$ H. P. વગેરે.

ગમે તે જાતના સૂતરનો વળ નક્કી કરવા માટે (single or plied or cable) Twist Counterનો ઉપયોગ થાય છે. સૂતરમાં Corkscrew હોય અથવા તો કાંઇ ખામી હોય તો તે માપવા અને દૂર કરવા માટે અથવા તો તેની મજબૂતી (tensile strength) કેટલી છે તે માપવા માટે જુદાં જુદાં યંત્રો છે, જે ઉપર જણાવ્યાં છે.

કાપડ અને રૂની ખરીદી વજનથી થાય છે અને તેથી તેમાં ભેજ કેટલો છે તે માપવું ઘણું જરૂરનું છે. ધારો કે એક નમૂનો લઈને તેને જોખ્યો. Christian Bricker Co., New York ના કાંટામા એનું વજન ૧૫ ગ્રેઈન થયું. (એક પાઉન્ડના ૭૦૦૦ ગ્રેઇન થાય) $\frac{૧}{૧૦}$ ગ્રેઇન માપવા માટે નાનકડું માપ એ કાંટા પર જ હોય છે તેને વર્નિયર (Vernier) કહે છે. આ જોખ્યા પછી એ નમૂનાને ભઠ્ઠીમાં નાંખી bone-dry કરે છે (સૂકાવે છે) અને તે પછી તેને ફરી જોખે છે. ધારો કે ફરીને જોખતાં તેનું વજન ૧૨ ગ્રેઇન થયું. તો એનો ભેજ $\frac{૧૫-૧૨}{૧૨}$×૧૦૦ એટલે કે $\frac{૩}{૧૨}$×૧૦૦=૨૫ ટકા ગણાય. અહીંઆ કાયદા પ્રમાણે રૂમાં અને કાપડમાં ૬$\frac{૩}{૪}$ ટકા સુધીના ભેજની છૂટ છે. એથી ભેજ વધારે હોય તો તેના વજનના પૈસા મળતા નથી, કાપી લેવામાં આવે છે.

ભેજ અથવા moisture ની અસર કાપડની જાત પર ઘણી જ થાય છે. આથી કેટલા ટકા ભેજ સૌથી સરસ છે તે નક્કી કરવા તેઓ ચકડોળ જેવા ફરતા સળીઆ (Revolving Rack) પર કાપડના નમૂના ગોઠવે છે. ચકડોળને ઇલેક્ટ્રીક મોટર સાથે જોડેલું હોય છે એટલે તે કલાકના ૧૦૦૦ કે ૧૨૦૦ ચક્કર નિયમિત ગતિએ ફરે છે.

# કાન્તની આખરી ભેટ

સંવત ૧૯૭૧ ની એ શ્રાવણી પુનેમ. ત્યારે અમે યજ્ઞોપવીતની દીક્ષા લીધી. હું પંદર વર્ષનો હોઇશ. એ જ સાલમાં અમે રાણિકાવાળા મકાને આવેલા.

કંઈ જ લાંબો ક્રમ નહિ. પ્રાતઃકાળે કાકાએ+ ગંભીર સ્વરે અમને ગાયત્રી મંત્ર સંભળાવ્યો, સમજાવ્યો અને હૃદયસ્થ કરાવ્યો. દ્વિજત્વની અમારું બાલમાનસ ઝીલે એટલી રૂપરેખા સમજાવી, અને બરોબર મધ્યાન્હે અમે

ॐ अग्निमीळे पुरोहितं यज्ञस्य देव मृत्विजं
होतारं रत्न धातमम् ॥

પણ કંઠસ્થ કર્યો. છેલ્લે અપાવરણ પ્રાર્થના પણ સમજ્યા.

'આ પુનિત પ્રસંગ, અમને દ્વિજત્વ અર્પનાર એ કાન્ત,' અને મારો ગુરુભાઇ જયન્તકુમાર મારી જીવનશૃંખલા સાથે ઘેરી ગુંથાઇ ગએલી અતૂટ કડીઓ છે.

* * *

ઇ. સ. ૧૯૨૦ ની સાલ. અમરેલીની ખુશનુમા ચાંદની રાતોઃ જયન્તકુમારના લગ્નના એ મનોરમ દિવસો. એ વખતનું કાન્તનું પ્રિય કાવ્ય—

"શરદ પૂનમની રઢિયાળી સદા મને સાંભરે આપણી રાત સખી!"

રા. મગનલાલ કાછિયાની અનુનાસિક હલક, જીતુભાઇનો મોહક મીઠો કંઠ, અને કાકાનો ધીરો, ઘેરો સ્વર આ ત્રણે અનુક્રમે, શરદની રસાળી સિક્તતા, પૂનમનું રઢિયાળું ચંદ્રિકા-હાસ્ય, અને રાત્રિનાં ગહન ગાંભીર્ય આજે યે નજર સમક્ષ ખડાં કરે છે.

લગ્ન અને લગ્નની સાર્થક યા નિરર્થક ધમાલો પુરુષપક્ષે મુ. ભટ્ટ સાહેબ અને સ્ત્રીપક્ષે અ. સૌ. મુ. દુર્ગાબહેન પાર પાડતાં. મુનિભાઇ આઝાર હતા, અને સેવક વરપક્ષે વરાયેલા. પણ કાકાનું કામ તો અનેરું જ હતું.

કાકા પ્રાતઃકાળે વાડીએથી શેરડીના સાંઠા અને ફૂલો લાવતા, અને દરેકેદરેક બાલકને એકેકી કાતળી અને ફૂલ આપતા. લગ્નની ધમાલમાં વડેરાંઓને સવારે સવારે બાલકોને ધમકાવતાં તો ઘણાં યે જોયાં—સાંભળ્યાં હશે, પણ પ્રભુના આ પયગમ્બરોને આમ, કાન્તની પેઠે, કેટલાં યે સંભાળ્યાં છે તે કોઇ કહેશો? આ મૂર્તિમંત પ્રવચન જ ને?

* * *

પણ બાલ્યાવસ્થા જેવી શીળી છાંય નીચે જાણે સ્વપ્નવત્ પસાર થઈ ગઇ તેનાં સંસ્મરણો-મારે મન અતીવ મીઠાં તો યે-ક્યાં સુધી નોંધવા બેસું? માટે જવા દઉં. એમની આખરી ભેટ (જેનો સુયોગ એમના બાલક તરીકે, કુટુંબી તરીકે યા એક ગુજરાતી તરીકે મારે સુભાગ્યે જ અંકાયેલો તે જ) નોંધીશ.

૧૯૨૩ ના એપ્રિલની ૧૯ મી તારીખે હું દિલ્હી પહોંચ્યો. અને લાગલો જ સ્ટેશનેથી રા. રા. ગજાનન પાઠકને ત્યાં ગયો. એમણે કહ્યું કે મામા તો હરદ્વાર ગયા. તે જ રાત્રે

+સ્વ૦ મણિશંકર રત્નજી ભટ્ટ.

અવકાશ જ મળ્યો નહતો. અવકાશ મળ્યો હોય તો યે હું કોણ જાણે કેમ મૌન જ હતો. કાકાએ સ્વયંહી અનુમાન કરી લીધેલું લાગ્યું. કુટવાળાએ અમે જવા લાગ્યા એટલે મને સોદો થયા વગર જ કેટલાંક ફળો આપ્યાં. તેણે આવી ઉદારતા મારા પ્રત્યે શા માટે દાખવી હશે તે પૂછવાનો વખત જ નહોતો. એટલું તો ચોક્કસ કે એ ઘરડા કુટવાળાનો હું ભત્રીજો તો નહોતો જ (સિવાય કે 'એક કુટુંબી આપણે એક પિતા પરિવાર'–એ ન્યાયે).

કાકાને ઉતારે હું એમને અનુસર્યો. એ જ કાળીકમળીની ધર્મશાળા, પણ પ્રવેશદ્વાર પાછળનું–સ્ટેશન તરફનું. કાકાને મેં આ કહ્યું. ગામમાં અનેક ધર્મશાળા અને અનેક દરવાજા, એટલે એમણે તો જે માર્ગે સ્ટેશનેથી આવી કાળીકમળીમાં પ્રવેશેલા તે જ માર્ગ કાયમ રાખેલો. મારાં આ સ્થાનવર્ણન ( topography )ના સ્પષ્ટીકરણથી કાકાને ય આશ્ચર્ય થયું. બોલ્યાઃ "હોહ્ ! હું આટલો એકમાર્ગી હોઈશ તે મનેય માલુમ નહિ !"

ઓરડો જેટલો બની શકે તેટલો સ્વચ્છ હતો. લગભગ ૧૨ × ૧૬ ફૂટનો હશે. ખૂણામાં "શીખધર્મ"ની પુસ્તકમાળા, તથા અન્ય ધર્મોનાં બીજાં બે ત્રણ પુસ્તકો હારબંધ ગોઠવેલાં. બાજુમાં પથારીના આકારમાં રજાઇ અને ઓસીકું બિછાવેલાં. બીજા ખૂણામાં એક નાનકડો ગોખલો અને ગોખલા ઉપર છાજલી હતી. ગોખલાની લગોલગ ખાળ હતી. ગોખલામાં થોડાં વાસણો, સગડી, કોલસા વગેરે હતું. છાજલી પર શાકનો મસાલો અને રસોઇને લગતી અન્ય ચીજો હતી. ખાળની એક બાજુ ઈંટો બેવડી ગોઠવી ચોકડીનો આકાર આપેલો. ખાળ પર એક બહુ જ નાની બારીમાં પાણીનો કુંજો હતો. નીચે પાટું, પ્યાલા ૪૦ હતું. ત્રીજા ખૂણામાં, કાળી ટ્રંક અને ચોથે ખૂણે બારણું હતું. બારણું બંધ હતું. ખાળની બાજુએ દોઢેક ફૂટ, અને દરવાજાની બાજુએ એકાદ ફૂટ છોડી દઇ, બાકીના બધા ભાગ પર જાજમ બિછાવેલી હતી. જ્યાં મેં પથારી કરી ત્યાં બીજી જાજમ હતી.

કાકાને મેં વાત કરી–મારે કરવાની હતી તે બધી વાતો કરી અને પછી વાતો સાંભળી. ગંગાનું જલ પવિત્ર છે, મીઠું છે, એટલું જ નહિ પણ વર્ષો સુધી ન બગડવા વાસ્તે મશહૂર છે. આનું સ્વાભાવિક પરિણામ એ થયું કે એમને એ જલ માફક આવ્યું. ત્યાંનાં હવાપાણી અને પ્રકૃતિસૌન્દર્ય સમજાવ્યા, અને એમની ચિંતા ન કરવા કાકાએ મને મનાવ્યો; અને મને એમની સાથે કાશ્મીર આવવા કહ્યું—ક્રૂર વિધિ! કેવું સારું થાત જો હું એમની સાથે ગયો હોત તો!

* * *

આશા છે વાચક મને માફ કરશે અને આગળનું થોડું વર્ણન હૃષિકેશથી મેં જયન્તકુમારને લખેલા પત્રમાંથી ઉતારવાની છૂટ આપશેઃ—

"આગ્રા કાકાને ઘણું જ ગમ્યું અને ત્યાંથી સૌને માટે કંઇ કંઇ સુંદર ભેટો લીધી છે. કેટલીએક હું આવીશ ત્યારે સાથે લેતો આવીશ. બીજી કાકાની સાથે આવશે. આ ભેટો ખરીદવામાં–આટલા વર્ષોથી આપણે અનુભવતા આવ્યા છીએ તે પ્રેમલ લાગણીની જ પ્રેરણા છે. નાનાં નાનાં રમકડાં–જેની કદર ડોલરબ્હેન આપણાથી યે વિશેષ કરશે–અથવા "વહુઓ" માટેનાં આરસનાં અત્તરદાન, કે તમારે માટેનાં સુંદર paper-weights લાગણીની દૃષ્ટિએ અણમૂલાં છતાં અપાએલી કિંમત જોતાં અલ્પમૂલાં છે. હું છાતી ઠોકીને કહું છું કે તમે કે ટ. ટોમસ એ તો આકર્ષણના આવેશમાં જરૂર રૂપિયોરડો વધારે આપી દઇએ.

કદાચ કાકા શ્રીનગર જશે. એ બાવાએ કાકાને ઉપરોક્ત દિવસે પોતાની છત્રી કને બિછાનું કરી આપેલું. કાકા બેઠા બેઠા ઉપનિષદ્ વાંચતા હતા. એવામાં એક બાઇ આવી બિછાના પર એક આનો નાંખી ગઇ. ઘડીભર તો કાકાને થયું કે એ બાઇને કહું કે હું કોઇ ભિક્ષુક નથી. પણ વસ્તુતઃ એ ભિક્ષા નહોતી જ, કારણ કે એમાં યાચનાનો અંશ સરખો યે નહોતો. એ આનીએ બીજી એક પાઇ આકર્ષી. થોડી વાર પછી કાકા તો ઊઠી ગયા, પણ એમને થયું કે એમની પાસે રાખેલા પૈસા એમના નહોતા—એમની ખરી તો એ તેર પાઇ જ હતી. એમણે એ દિવસ એ તેર પાઇ પર ગુજારવાનો નિશ્ચય કર્યો. અને મુસાફરી પૂરતા (એટલે કે ડોળી અને રેલભાડા પૂરતા) પૈસા રાખી બાકીના ધર્માર્થે આપી દેવાનું એમણે ઠરાવ્યું. બદ્રીનારાયણ તરફ જતાં રસ્તામાં એક વોંકળું આવે છે. તેની પર પાકો પૂલ નહોતો, અને વર્ષામાં યાત્રીઓને બહુ જ અગવડ પડતી. આ બાબત એમણે મહંત સાથે મસલત કરી, પૂલને માટે એક ખરડો થયો અને આ ખરડામાં કોનો ફાળો કેટલો હતો તે મહંત અને કાકા જ જાણે છે. હવે મેં ને તમેય જાણ્યું. પૂલનું કામ ચાલુ થઈ ગયું છે.

"આ વાત સાંભળતાં મારો કંઠ સ્વાભાવિક ભરાઇ આવ્યો. વડોદરા–ભાવનગરની જાહોજલાલી પાછળની મનોવૃત્તિ આજે જ, જાણે, હું સમજ્યો. મને ગળગળો જોઇ કાકાની આંખોએ પણ આંસુ સાર્યાં. પણ મને એમણે શું પ્રવચન કર્યું તે લખું?

ॐ ईशावास्य मिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धनम् ॥

કાકાએ એ તેર પાઇ પોતાની લેખી. અને એમની કનેના રૂપિયા બીજાના [illegible] ગણ્યા!

"કાશ્મીર જવાનો ઇરાદો તો કાકાનો પહેલેથી જ છે ને? કરસનદાસ ચિતલિયા સાથે આવી શકે તેમ નથી. શિવાભાઈ કદાચ આવે. કાશ્મીર એકાદ માસ રહેશે. બાદ પ્રથમ મુંબાઈ જશે. ડૉલરને ઘણી યે યાદગીરીઓ આપશે. ત્યાંથી કાઠિયાવાડ આવશે અને જૂનની મધ્યમાં, ૧૫ મીએ, ઘેર પહોંચી જશે. દરમિયાન ગ્રીષ્મનો તાપ મટી વર્ષાની શરૂઆત પણ થઇ ચૂકી હશે."

* * *

જયન્તકુમાર! ગુરુભાઇ! બિરાદર! સખા! મને માફ કરજો. અદૃષ્ટ કોણે દીઠું છે? અકલ્પ્ય કોણે કલ્પ્યું છે? કાકા જૂનની મધ્યમાં (અને ૧૫ં તારીખ જેટલી જ ૧૬ મી પણ જૂનની મધ્યે છે ને?) ઘેર પહોંચ્યા; પણ એ ઘર દેહનું નહિ—દેહીનું. એ ઘેર ગ્રીષ્મનો તાપ નથી. સદૈવ વર્ષાની શીતલતા જ છે. એ ઘેર આપણેય એક દિવસ જશું અને કાકાને મળશું.

* * *

છેલ્લે એક પ્રસંગ નોંધી આ લેખ સમાપ્ત કરીશ. કાકાએ મને એક દિવસ વધુ રોક્યો, અને રાત્રે રામાશ્રમ તરફ જવાનું ઠરાવ્યું. ચાર રૂપિયામાં જતવળતનો ટાંગો ઠેરવી અમે સાંજે આઠ વાગે નીકળ્યા સાડા નવે–દશે ગંગાતટે રામાશ્રમ આગળ પહોંચ્યા. કાકાને ચાર રૂપિયા છૂટા નહોતા અને ટાંગાવાળાને રાતે હૃષિકેશ પાછા જઈને જ ચુકવવા એમ મારો મત હતો. ત્યાં કાકાએ તો ટાંગાવાળાને પાંચની નોટ આપી રોકાવા કહ્યું! મને તો ખાત્રી જ હતી કે ટાંગાવાળો રોકાય તો ટાંગાવાળો જ નહિ.

# છેલ્લી આશ

( ખંડ શિખરિણી )

૧

અહા મારી આશા !
હવે છેલ્લી આશા

ક્ષુધિત જનનિદ્રા શું સરશે ?
જહાંને ડૂબેલાં પર જલ નિરાશા શું તરશે ?

ઉદધિ અળખામણો ગરજશે,
ભરીને ગોઝારું ધનિક જન શું પેટ હસશે ?

૨

અમે તેવે ટાણે
ભરી સાતે વ્હાણે

અમર સફરે સૌ ઊપડિયા,
અહા કેવા કેવા શિશુદિલ વિષે કોડ ભરિયા,

મગન મનડે હંસ ત્રિડિયા,
મળે મોતી ચારો, નિત નિરખવા દિવ્ય દરિયા.

અને ગાતા જાશું,
સદા ગંગા ન્હાશું,

અમિત બળ હૈયે ભરી ભરી,
વિપત્તિ ઝંઝાના પવન ઠંઇ જાશું તરી તરી,

વિજય મધુ પીશું દિલ ભરી,
મહા પ્રેમોર્મિથી જગકલહ ચૂસીશું ઊભરી.

# સંન્યસ્ત

રાવબહાદુર પ્રીતમલાલ આજ સવારથી ખિન્ન બની ગયા હતા; અને અમુક કલાકો વીત્યા હોવા છતાં જે આઘાતનો પ્રસંગ એમને દુઃખી કરી રહ્યો હતો તેને એ શાંત ચિત્તે, સ્વસ્થ બની-નિહાળી શક્યા નહોતા. બપોરની ગરમી અસહ્ય હતી. એમના શરીર પર પરસેવાના રેલા ઊતરતા હતા છતાં એમના શરીરમાં અંતરની વ્યથાને લઈને દાહ તપતો હતો.

પ્રસંગ આ હતો. સવારે હમેશની રીત પ્રમાણે એ ચ્હા પીતા હતા. અને એમનો સૌથી નાનો પુત્ર શરદ આજે ચ્હા પીવા મોડો થયેલો; અને રાવબહાદુરે એ માટે કારણ પૂછ્યું ત્યારે તેણે મૌન સેવ્યું હતું. પણ એમણે અધીરા બની ફરી પ્રશ્ન પૂછ્યો ત્યારે શરદે કહ્યું: "હું રાત્રે મોડો ઘેર આવ્યો હતો. તમને મીટીંગની ખબર નહોતી? પાંચ હજાર માણસ એકઠું થયું હતું. અને—ની બોલવાની શી છટા? મેં એવો વક્તા સાંભળ્યો નથી."

રાવબહાદુર જરા ખિન્ન થયા: આ આઘાત પહેલો હતો.

"શરદ! આજે ભલે ગયો પરંતુ હવેથી એવી મીટીંગોમાં ભાગ ન લેતો. હું સરકારી નોકર છું, અને એવી હિલચાલો તો દૂધના ઉભરા માફક આવી શમી જાય, એમાં તારે ભાગ ન લેવો."

"કેમ? બાપુ! ગ્રે...નું ભાષણ તમે નથી સાંભળ્યું, નહિ તો તમને ખબર પડત કે જેની નોકરી તમે કરો છો તેને તમારી જ લાત મારી કાઢી મૂકવા જોઈએ."

"બસ! શરદ! આટલા માટે જ હું કહું છું-તું યુવાન છે......નાનો છે, માટે લાગણીવશ થઈ ગમે તે રસ્તે દોરાઈ જાય છે. યુવાનોએ અભ્યાસમાં જ ધ્યાન આપવું જોઈએ. જોયું. ૧૯૨૧ માં હજારો-લાખો-વિદ્યાર્થીઓએ ભણવું છોડી દઈ જીવન ધૂળધાણી કર્યું. માટે તારે એમાં કશો ભાગ ન લેવો એવી મારી સલાહ છે."

શરદના મગજમાં સ્વાતંત્ર્યનો સંચાર થયો હતો. એ સ્પર્શથી એની બુદ્ધિ અને લાગણી બન્ને વિશાલતર વિષયોને સ્પર્શવા અને અનુભવવા અધીરાં બન્યાં હતાં. એની ઉત્સુકતા જબ્બર હતી. થોડા સમયમાં જ એની માઝા વિસ્તાર પામી હતી. રાવબહાદુરનાં વચનો એને ક્ષુદ્ર અને સંકુચિત લાગ્યાં. એથી એને ક્ષોભ થયો અને સહેજ ગુસ્સો પણ આવ્યો.

ચ્હાનું પ્યાલું લઈ એણે નીચે મૂક્યું.

"'આ ચ્હા કોણે બનાવી છે? મહારાજ! આમ આવો. આટલી ઘુમાટી ગઈ છતાં તમે આને ચ્હા તરીકે પીવા આપો છો?..."

મહારાજ આવી, 'બીજી બનાવી લાવું ભાઈ!' એમ કહી પ્યાલું લઈ ગયો. શરદ ત્યાં બેસી રહ્યો. એનો ગુસ્સો વધ્યો હતો.

રાવબહાદુરે ફરી વાત ઉપાડી.

"શરદ! મારી ઈચ્છા—ઘણી જુની ઇચ્છા—છે કે મારે તને આઈ. સી. એસ.

નહોતું. એમના ઝમાનામાં અમલદારોનો જે દમામ અને ભપકો એમણે જોયાં હતાં એનું દર્શન એમને પોતાના જીવનમાં બહુ જ થોડું થયું હતું. એમના બાલ્યકાળના મનોરથો થોડા ઘણા ભૂલાયા હતા. પરંતુ આ બધી અતૃપ્ત મહેચ્છાઓ,-મનોરથો-એમણે તૃપ્ત કરવી ધારી હતી. તેથી એમનું અપૂર્ણ જીવન પૂર્ણ થશે એવી એમને શ્રદ્ધા હતી. ત્રણ દીકરાઓ સ્વતંત્ર થયા પછી એમનો સ્નેહ–પાત્ર શરદ હતો. શરદના જીવન પર એમની નઝર ઠરી હતી. રાવબહાદુરની નેમ હતી કે પોતાના અપૂર્ણ જીવનને શરદનું જીવન પરિપૂર્ણ કરશે. એમના જીવનનો ખંડિત ભાગ શરદનું જીવન પૂરશે. એથી એમના સ્નેહના બધા પ્રયત્નો શરદનું જીવન એ રીતે ઘડાય એ તરફ જ હતા. પિતા આ રીતે પુત્રના જીવનમાં પોતાનું અધુરું જીવન જીવવા આતુર હતા. પણ આજનો પ્રસંગ—અને એની પહેલાનું શરદનું બદલાતું વર્તન–એમની અગ્રણી મહેચ્છા પર સખત ફટકો લગાવી ગયાં. રાવબહાદુરને પોતાનું જીવન ભાંગતું જણાયું–જાણે એમના જીવન–દુર્ગ પર હવે કશાં ઐહિક આક્રમણો સહવાં એ તૈયાર નહોય. અને એને લઇને એમને બીક પેઠી કે એમનું જીવન હવે નીરસ, ભયપૂર્ણ, અમિત્ર અને એકલું છે. જ્યારે એમની મહેચ્છાઓનો ભૂક્કો થયો હતો ત્યારે જીવન શામાં રહેલું છે? એ પ્રશ્ન સહેજે ઉપસ્થિત થયો. એમને કોઇ સ્થળે આશ્રય મળતો ન જણાયો. એમણે કપાળ પર હાથ ધરી, આંખો વધુ જોરથી દાબી. અને મ્હોં પર કષ્ટના ચિહ્નો બતાવ્યાં.

પણ એમના ચિત્તમાં ઘણીવાર રમુજમાં તો ઘણીવાર માત્ર ધાર્મિક ફરજરૂપે આવિષ્કાર પામેલ એક વૃત્તિ ઊંડાણમાં રહેલી હતી. અને એ અત્યારે બહાર તરી આવી. એ વૈરાગ્ય–વૃત્તિ હતી. પચ્ચીસી પૂર્વેના ઝમાનાનાં માણસોનાં ચિત્તમાં એ વૃત્તિ વ્યાપક હતી. અને ખાસ કરી અર્ધ દગ્ધ છતાં પાંડિત્યનો શોખ ધરાવનાર મનો આ 'વેદાન્ત–વૃત્તિ'ને શોખ રૂપે અને જ્ઞાનના પરિણામ રૂપે બનાવવાનો ડોળ કરી સંઘરતાં. બુદ્ધિથી વેદાન્ત–વિષયનો ગ્રાહ ઘણો અલ્પ હોવાથી માત્ર લાગણીને જ એ વૃત્તિ જ્યારે ત્યારે સ્પર્શ કરી શકતી. આવી પરિસ્થિતિ ભણેલ અભણ બધામાં હતી. પણ ઉપર કહેલ શોખ અને ઢોંગ, કોણ જાણે શા કારણે, પણ ઊંચો હોદ્દો ધરાવનારા માણસોમાં બહુ જ જણાતાં. રાવબહાદુરનું ચિત્ત આ પ્રકારનું હતું. એ વૃત્તિએ તુર્ત અસર કરી અને રાવબહાદુરનું મન સચેતન થયું. એમનામાં પ્રેરણા જન્મી હોય તેમ લાગ્યું. હમેશાં જેમ એમણે ગર્વ લીધો હતો એમ અત્યારે પણ એ ગર્વ પામ્યા. એમનું રૂઢિ–ગ્રસ્ત અંતઃકરણ ( traditional conscience ) બોલી ઊઠયું: "આ દુનિયા ફાની નથી? એનો મોહ શો? આ ઈંદ્રજાલમાંથી વહેલો છૂટું એ સારું નથી?" રાવબહાદુર એ અવાઝ સાંભળી રહ્યા. એમણે અનુભવ્યું કે એ લાગણી સાચી હતી–અત્યાર સુધીના અનુભવથી તો ચકિયાતી જ જણાઇ. રાવબહાદુરે એને એનો દોર જમાવવા દીધો. એમનું મન વૈરાગ્ય પામતું હતું. એમને થયું કે સંન્યસ્તમાં એમનું જીવન પૂર્ણતા પામશે. એમણે બધું છોડી ત્યાં જ જવું જોઇએ. એમાં જ એમને ખરી મુક્તિ, જીવન–શોધનું પરિપૂરણ, ભાસ્યાં.

આથી તેમની સ્વ–મમ, અભિમાની વૃત્તિઓને પુષ્ટિ મળી અને હર્ષ થયો. રાવબહાદુરનું ચિત્ત પ્રફુલ્લ થયું. આ વૃત્તિ ઉદ્‌ભવતાં જ રાવબહાદુરની કલ્પના જાગ્રત થઇ. કલ્પના પણ ફરમાઇને હવે ઘણી અલ્પ રહી હતી. પણ એમણે એક બાલક માફક સ્વપ્ન જોવા માંડ્યું.

## ૨૮

**હરિ હર્ષદ ધ્રુવ : શાંત સ્વસ્થ કેસરી : વિકરાલ વીર કેસરી**

લાંબા પ્હોળા પ્રસારી કર, અરધ મિચી આંખ, માથું વચાળે,
ફેલાતી કેશવાળી, ચળકતી શી ઝીલે દેહ દેદીપ્યમાને !
સંકોચે લે છુટે કૈં નિકટ નિજ વશા, બાલ સ્વચ્છંદ ખેલે,
મુદ્રા શૃંગાર—વાત્સલ્ય—અતુલ બલની ! કેસરી કોણ હેલે ?
ભેદે કુંભસ્થલો જે મદકલ ગજનાં વજ્રશક્તી શમી છે;
આપે ગર્ભો ગળે રે વિકલ મૃગવીના, ગર્જના તે ખમી છે;
જ્વાળા ના તે જણાયે ધખતી અસહના, તપ્ત અંગાર ઝરતી,
પંઝા કઠે દગે શ્રી હુવનવિભુતિમાં સુમશી સૌમ્ય સ્ફુરતી !
અઝી ચોમેર વર્ષે, ગિરિ પણ હરતો વૃક્ષગુલ્માદિ છાય
આપે આપે અમાપે ! ઝરણ જલકણે લીન શી લ્હેર વાય !
ના કોઇ દ્વારપાળો, સમિપ અનુચરો, રાજમર્યાદ તો યે :
ખ્હી ખ્હી વાયુ વહે ત્યાં ઉતર રવ કહીં ! શાંતિસામ્રાજ્ય સોહે.
ભીતિ ને ત્રાસ સ્થાને મીઠડી મીટડીએ પ્રીતિએ વાસ પૂર્યો;
સંતાપોત્તાપબાધા કરુણ અવધિમાં દૂરનાં દૂર રે રહ્યો !
નિર્ભ્રાન્તે ને સ્વછંદે પરસપર વળી પ્રાંતસીમા બચાવી,
ખેલે આનંદી વૃંદો હરિણ ગજકુલો, મોજમાં ભાવી ભાવી.
એ એ ઝીણાં સલૂણાં તમ તમ તમરાં સાદથી લ્હેર લાવે,
ઘૂંટે ઘૂંટે ટહૂકી છુપીઅછુપી ઝરે કોકિલા કેલિભાવે;
ઘૂ ઘૂ હોલ્લો ઉલ્હાસે, કઇં કઇં ચકવીશોર, ના ઘોર ભાસે;
કુંજે ગુંજે ગફાએ, નદજલપમળે, નાદ ઘૂમે વિલાસે.

* * *

ઘુઘ્ઘૂ ઘૂ ઘૂ ઘુઘવતી ગહન ગિરિ ગુફા કાનને ગાજી ઊઠે
પ્હાડો એ ત્રાડ તોડી ગગન ઘુમી જતી,—આભના આભ ફૂટે !
ઊભી છે પિંગલાશી થટપટિત સટા, પુચ્છ શું વીજ વીંઝે !
સ્વારી એ કેસરીની ત્રિભુવનજયિની ! ચંડિકા એથી રીઝે !
એ સે શું નાદ કેરો અવિરત ઝરતો ધોધ આફાટ ફૂટયો !
કે એ શું ગર્જનાનો ત્રિભુવનદળતો ગેબી ગોળો વછૂટયો !
વહ્નિ વર્ષે શું કરશે નયન પ્રજ્વળતાં ! વજ્ર પડે અગંગે !
હા હા શું રંજ ! અંજે હૃદય ! ભડકતા શૂરના ચૂર ભંજે !
ઝંઝાવાતે ઘુમાવી અતલ વિતલ સૌ એક આકાશ કીધું !
ઉલ્કાપાતે ઘુમાવી તિમિર મિહિર સૌ ઘેરીએ ઘોળી પીધું !
શસ્ત્રાઘાતે ચલાવ્યું શર-વહનિ-ઝરે લોહીનું સ્રોત સીધું !
ડોલ્યું સિંહાસને રે નૃપમુકુટ પડયો ! ક્રાન્તિએ રાજ્ય લીધું !

કવિની લેખનશૈલી—" ચંદ્ર " માસિક અને " કુંજવિહાર " નામે હ. હ. ધ્રુવની કવિતાઓનો સંગ્રહ બંનેમાં મુદ્રણભૂલો બેશુમાર જોવામાં આવે છે. કવિ પ્રકૃતિએ અતિ ચંચલ અને અધીર, પારાની માફક ઠરી જ ન શકે એવા. એમની કોઇક જ કૃતિમાં આદિથી અંત લગી એકાગ્રતા ટકેલી જોવામાં આવે છે. અને એમને જ્યાં ત્યાં જ્યારે ત્યારે આશ્ચર્યોક્તિઓ આવી જાય એવો જાણે સ્વભાવ પડી ગયેલો, એટલે એવાં સ્થળોમાં આપણને વિચારણા તુટતી અને અપૂર્ણ લાગે, પણ એમને તો પોતાનું લખાણ જેટલું સચોટ તેટલું અનુપમ પણ લાગે. આ કરતાં પણ વધારે મુસ્કેલી એમણે વાક્યરચના અને શબ્દો સાથે લીધેલી અતિ છૂટથી પડે છે. આ વિષય જાતે ભવ્ય વિષયોમાં પણ ઉંચો ગણાય એવો છે, પરંતુ આવા આવા દોષોને લીધે આ કૃતિઓ તો સ્થળે સ્થળે લંગડાય છે.

અર્થ:—ઝલેઃ શોભી રહે છે. દેદીપ્યમાનેમાં છેવટનો એ=પણ. એટલે દેહ અને કેશવાળી બંને ઝલે છે. પાસેની એની સિંહણ કંઇક છૂટ લઇ શકે છે, પણ મર્યાદા જાળવીને જ. કેસરી કોણ હેલેઃ જટિલની ટીકા ઉપરથી જણાય છે કે આ શબ્દોનો અર્થ-આવા કેસરીને છેડવાની ( તેની હેલના કરવાની ) મગદૂર કોની હોય જે !—એવો છે. આટલી બધી મિતાક્ષર અને અસ્પષ્ટ વાક્યરચના દૂષણ જ કહેવાય.

૨ તે વજ્રશક્તિ વજ્ર સમી શક્તિ અત્યારે શાંત છે. તે ગર્જના અત્યારે ખમી છે, ( થોડી વાર ) શાંત રહેલી છે. અસહ્યના નેત્રઝાળ ધગધગતા અંગારા ઝરતી નેત્રઝાળ પણ એની આ સ્થિતિમાં નથી જણાતી. એ શ્રી એ પ્રતાપ એ અતુલ બલ અત્યારે તો હવનની વિભૂતિમાં હવનનો હુતવહ સંકેલાઇ જઇ સૌમ્ય રૂપે રહે છે તેવા સૌમ્ય રૂપમાં જ, માત્ર ઝળકાટ અને આંજી દેતા તેજરૂપે પંઝા કેશવાળી કંઠ દગ મુદ્રા અને આખી દેહમાં સ્ફુરે છે.

૩ મધ્ય ઉન્હાળે ઘામ ધખી રહ્યો છે, પણ આ સિંહરાજને આ પોતાના સ્વામીને કુદરત છાયા ઠંડક શાંતિ આદિ બનતા પ્રમાણમાં પોતાની મેળે ધરી રહે છે.

૪-૫ પ્રતાપ વાત્સલ્ય શૃંગાર અને નિર્દોષ આનંદ ચારેમાં રાજાધિરાજ અત્યારે તો પ્હેલા ગુણની અભિવ્યક્તિનો પ્રસંગ જ ન હોવાથી બાકીના ત્રણ ગુણમાં વિહરે છે.

કરુણ અવધિમાંઃ આ બે શબ્દોનો અર્થ નથી બેસતો. અવધિ મર્યાદાના અર્થમાં હોય, તો પણ કરુણ મર્યાદા એટલે શું ? લલલલલલગા એમ પંક્તિ પૂરી કરી લઇને પછી એ ખાલી જગામાં ગમે તે શબ્દ અડાવી દીધા લાગે છે. અર્ધમીચેલી મીટને પ્રેમ અને આનંદની દૃષ્ટિ ગણી છે. એ દૃષ્ટિ—એ અવસ્થા—છે ત્યાંલગી ભય-વિકરાલતા-સંતાપ-ઉત્તાપ, આદિ બાધાઓને અવકાશ જ નથી. તો આવા સૌમ્ય સિંહરાજની મર્યાદા પાળીને-અન્યોન્ય મર્યાદા પણ પાળીને—હરિણવૃંદો ગજકુલો ભલે હમે યથેચ્છ ખેલો અને આનંદો. ભાવી ભાવી પણ બહુ તાણવું પડે છે.

તમ તમ સાદથી તમરાં એમ શબ્દવ્યત્યય કરીને અન્વય કરો. ઘૂંટે ઘૂંટેઃ શ્વાસે શ્વાસે, એટલે વારંવાર. કેલિભાવેઃ (૧) કેલિભાવમાં, (૨) કેલિભાવ પણ, (૩) વળી. કોકિલા કેલિભાવ ઝરે છે, એમ ત્રણમાંથી ગમે તે રીતે લેવાય. છુપીઅછુપી કોકિલાનું વિશેષણ. ચકવીઓના કવચિત અવાજ, હોલાઓના ઘૂ ઘૂ, શાંતિમાં જરાય ભંગ કરતા નથી. અને નાદ પોતે કુંજમાં, ગુફામાં, નદજલવમળોમાં, ગુંજી ગુંજી વિલાસે ધુમે. છે. " ધુમી વિલાસે " વાંચિયે, તો વિલાસે=વિલસે છે. ધ્વન્યાલેખનને પોષે એવા સ્વરવ્યંજનની પસંદગી અને ગુંથણીમાં ઉંચી કલ.ચતુરાઇ જણાઇ આવે છે.

## ૨૯

**ગજેંદ્ર ગુલાબરાય બુચ : ગિરનારની યાત્રા**

ક્ષિતિજમાં કંઈ મેઘ સમો રમે, નજર માંડી જહીં દિનરાત મેં;
અહિ ઉભો પડછંદ પહાડ એ–નમન હો ગરવા ગિરનારને! ૧

મેં સ્વપ્નમાં સુંદર આળખ્યો'તો, ને મોહમાં મેરુ સમો ગણ્યો'તો;
એ અપ્સરાક્રીડનશૈલ ક્યાં, ને આ આવાને યે ભરતો ગિરિ ક્યાં! ૨
પિપીલિકાના ગણ જેમ જાય, અનંત લોકો. ઉરમાં સમાય:
પાતાલ ભેદે પદ, ઊર્ધ્વમૂર્ધા,–વિરાટનાં દર્શન આજ લીધાં! ૩

જે પ્રકૃતિતાંડવરાસ આંહીં, જે માનવીના ઇતિહાસ આંહીં;
આ પત્થરે પત્થર પ્રાણવંતો આ એક સાક્ષી યુગ કૈં સ્મરન્તો. ૪
પડળ આંખ થકી ઉતરી ગયાં, અમર દર્શન આજ મ્હને થયાં:
પણ પ્રભો, ચડતાં કયમ ક્ષોભ આ? જીવન શું મુજથી જિરવાય ના? ૫
અગર શું કંઈ કાળ રહ્યા છતાં વિરલ યોગ થતાં જન થંભતાં?
ક્ષણિક ક્ષોભઃ હવે ખમવું નહીં; ગિરિ ઉભોઃ જઈને રામવું તહીં. ૬
ચડી જઈશ હવે ભર મોદમાં, શમીશ હું મુજ માતની ગોદમાં:
ગહન સાદ હવે શ્રવણે પડયા, પરમ ઉન્નત પંથ મ્હને જડયા. ૭

કલ્લોલતાં પંખી મ્હને વધાવે, ને વાદળીઓ મુજ સંગ આવે:
ના પુણ્ય આવે પળ આ ફરીને, ચડું હવે ફાળ ભરી ભરીને. ૮
ઘડિઘડી ઘન ધુમ્મસ ઘેરતાં, ઘડીકમાં ગિરિશૃંગ ગળી જતાં;
ઉઘડતાં ઘનઘોર ઉંડાણ જ્યાં કયમ ઉભાય અગાધ જ આભમાં? ૯
અવનિથી કદિ ઉચ્ચ ભૂમિ કો? નજર આવરતાં ઘન ધુમ્મસો;
જરિક ઝાંખી થતી નહીં થતી, તુરત ત્યાં સ્મૃતિમાત્ર રહે જતી. ૧૦
ક્ષણિક આવરણે નવ હું ડરું, તિમિર પાર જવા ડગ મેં ભર્યું;
ઘડિકમાં ઉગશે રવિરાજ જ્યાં તિમિર ઓસરશે મુજ પંથનાં. ૧૧
ના, ના, હશે સ્વાગત આ ગિરિનાં, છંટાય જોને મુજ પંથ જ્યાંત્યાં;
ને પંથ થાકયો ગણી પાડવ્યાં ના શું સ્નાન આ અદ્ભુત સિંચનોનાં. ૧૨
'સદાવ્રતો' સ્વાગતનાં નિસર્ગે, એ મંત્ર ગૂંથ્યો ગિરિનાર શૃંગે:
ને કૈંક સંતો મત.એ ઝીલીને યાત્રાળુને સ્વાગતથી નિમંત્રે. ૧૩
અધવચે શિર ઉપર આ ઉભો ખડક ભૈરવનો ભય પ્રેરતો;
વહિં ચડી પડતું મુકતાં મળે નૃપતિનું પદઃ ભાવના ફળે. ૧૪
પ્રકૃતિપૂજનમાં પણ વાસનાઃ મનુજને ઉડવા અવકાશના.
પતન પામરતા કયમ લે વરી? પ્રભુ, પ્રભુ, જનતા જડ કાં કરી? ૧૫
નૃપતિનાં પદની પરવા નથી; ફરિ ફરી તપ આદરવાં નથી;
નૃપતિ યે અહિં આખર આવિયા,–અમર ભર્તૃહરિ તણી આ ગુહા. ૧૬
ચઢી ગયો મુજ ધૂન મહીં કહીં, ફરફરતી ધ્વજ કોટની જો રહી!
ભવનથી ભરચક કોટ એ, નગર જો ગિરનાર તણું દિસે. ૧૭

અખૂટ લક્ષ્મી, સઘળે સમૃદ્ધિ, ને શિલ્પીઓની બહુ સૂક્ષ્મ બુદ્ધિ:
એ જૈન કેરાં ધનમંદિરો આ, ચાલો અહીં ચેન મ્હને પડે ના. ૧૮

કવિ—છવ્વીશમા વર્ષમાં ટાઇફોઇડથી વિદેહ થયેલા આ ઉગતા કવિની ઇ. સ. ૧૯૨૫ થી થયેલી કૃતિઓ મોટે ભાગે સિદ્ધહસ્ત છે. "અધૂરું" એ સોનેટ (ગજેંદ્રમૌક્તિકો, પૃ. ૬૫) આપણી ગણતરી સારી સોનેટમાં મુકાય એવી છે. રા. રા. રામનારાયણ પાઠક પછી ગુજરાતમાં જન્મેલા કવિઓમાં ક્લાસિકલ શૈલીના લેખકોમાં એમનું સ્થાન ઉંચું છે. કૃતિ-સમૂહે નહીં તેટલું ગુણવત્તાએ.

કૃતિ—આ કૃતિ વાંચતાં જ ઘણાને રા. રા. ન્હાનાલાલની "ગિરનારને ચરણે" સાંભરશે. એ આની સાથે સાથે વાંચી જોવા ભલામણ કરું છું. "ચરણે" અશોકના શિલાલેખ અને બૌદ્ધ ધર્મમાંથી જ રાવણની લંકા તરફ ઉડી જાય છે. વળી એમની બીજી કૃતિઓમાં, તેમ આમાં પણ પ્રથમ દર્શને જે ભવ્ય લાગે છે તે (જરાક જ તપાસી જોતાં) ભવ્યાભાસ નીવડે છે. પ્રથમ દર્શને જે ઉંચી કવિતા લાગે છે, તે (જરાક જ વિચારી જોતાં) શબ્દાડંબર (હ્રેટરિક rhetoric) નીવડે છે. બે જ કડી જુવોઃ—

> ન્હોતી સીમા ગગનની ય સ્થંતી બાધા, ન્હોતી સીમા જગત કે જગબંધનોની;
> ન્હોતાં જ સંકલન કો સ્થલકાલનાં ત્યાં, નિર્બંધ એમ વહતા પ્રભુના પ્રવાહે. ૪
>
> જોયું અમે ગિરિકણે સ્ફૂલની શિલામાં, જોયું અમે જ ઉંડું અદ્ભુત માંહિ દીઠું;
> તે એક શૈલકણનું ઉર ભેદી જોતાં, ઇતિહાસવાહી લીંબ દર્શન ત્યાં પ્રભુનું. ૮

૪ થી કડીમાં એ સ્થાન અનંત હતું. એટલું નકારકથન જ છે. ૮ મી કડીમાં એ વસ્તુ શી ભવ્ય! એટલું જ છે. પણ 'આ ભવ્ય છે' એમ કહેવું વા એવો ઉદ્‌ગાર માત્ર,—તેને જ **ભવ્ય આલેખન કે ભવ્યનું આલેખન** કોણ ગણી શકે વારુ? અને આવી કવિતા-ભાસી પદાવલિ (પોયેટિક ડિક્શન)ની શબ્દાલુતા (વર્બોસિટી Varbosity) રા. ન્હાના-લાલની રચનાઓમાં ઠેકઠેકાણે જોવામાં આવે છે.

પ્રો. બુચની કૃતિ ૪૯ કડી લાંબી છે, તેમાંથી પ્હેલી ૨૪માંથી ૧૩ જ રાખી છે. અહીંના આંક પ્રમાણે ૧૪મીથી ૩૮મી કડી તે મૂલ કૃતિની છેલ્લી પચ્ચીશ કડી છે.

છંદ—ઇંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, અને એ બેનું ઉપજાતિ, એ ત્રણે છંદ ત્રિષ્ટુપ (૧૧ વર્ણી જાતિ)ના ભેદ છે. આ કૃતિમાં સૌથી વધારે ૧૨–વર્ણી જગતી જાતિનું દ્રુતવિલંબિત વૃત્ત છે. આની ૧૫ કડી છે. ઇંદ્રવજ્રાની ૯ છે, ઉપજાતિની ૮ છે, ત્રણ પંક્તિ ઇંદ્રવજ્રાની અને એક વંશસ્થની એવા ઉપજાતિની ૧ કડી છે, ન ભ ર લ ગ એ આપના ત્રિષ્ટુપ જાતિના વૃત્તની ૧ કડી છે (કડી ૨૨ મી), અને આ તથા દ્રુતવિલંબિતના મિશ્રણથી થતા નવા ઉપજાતિ-ની ૪ કડી છે. આમં ત્રિષ્ટુપ–જગતી જાતિનાં એક બીજાને મળતાં પાંચ સાત વૃત્તોની કલાગ્રથિત ફેરબદલી પ્રવાહનું ઐક્ય સાધે છે, સાથે સાથે વિચારલહરીના વૈવિધ્યને પોષે પણ છે.

અર્થઃ—૧ ગિરનાર કાઠિયાવાડમાંથી જ્યાં જ્યાંથી દેખાય છે તે તમામ શહેરો અને ગામડાંનાં માણસ છેક બચપણથી એના ભણી અનેકાનેક વાર નજર માંડે છે. પડછંદ પ્રચંડ. ૨ આળખ્યોઃ આલેખ્યો. ગિરનાર નજીક જતાં માણસને એટલો તો મહાન લાગે છે કે એ વિષેનાં તેનાં સ્વપ્નો અને તરંગો દબાઇ જ જાય છે, ગમે તેવાં સુંદર અને અદ્ભુત હોય તથાપિ. ૩ ત્રીજી પંક્તિ અમર થવા યોગ્ય છે. ગુજરાતી ભાષાની શક્તિ રત્નની જેમ સદાજ્યોતિમય દીપાવી રહેતી એવી પંક્તિઓ ગુજરાતી કવિતામાં કેટલી હશે વારુ? સાચી જીવતી વિરાટમૂર્તિ તું જ. ૪ જોઃ જુવો. તાંડવઃ અતુલ શક્તિના. ૪ પતર શબ્દને પથ્થર

# વેદની પ્રાર્થનાઓ

વેદને વિસારીને આપણે ઘણું ગુમાવ્યું છે. *આર્યજાતિનો અમૂલો આદિમ વારસો આપણે ભૂલ્યા છીએ. અને પરિણામે એ કાલના જીવનની પ્રફુલ્લતા, તેજસ્વિતા, અલિપ્તતા અને નિર્દોષતા આપણામાંથી ચાલી ગઈ છે. આપણાં પૂર્વજોના આપણે કપૂત પાકયા છીએ, અને એમણે પ્રદીપ્ત કરેલા વેદાગ્નિને આપણે અખંડ ઉપાસનાથી સતત પ્રોજ્જ્વલ રાખવાને બદલે, વેદના જીવનઅગ્નિને ફરી ફરી સંકોરીને, નવાં કાઇ ઉમેરીને પ્રદીપ્ત રાખવાને બદલે આજે વિસ્મૃતિ અને પ્રમાદની રાખ હેઠળ ઠારી દીધો છે. એટલે જ આપણાં જીવન નિષ્પ્રાણ થયાં, આપણી ધર્મભાવના વહેમાદિથી કલુષિત થઈ, આપણું સાહિત્ય શુષ્ક અને પરાન્નભોજી થયું. આપણે જે મૂળદ્વારા જીવનપોષક રસ પ્રાપ્ત કરતા હતા તે મૂળનો સંબંધ કાપી નાખ્યાથી આપણા સમાજવૃક્ષની શાખાપ્રશાખાઓ શુષ્ક, પત્રહીન બની. અને જો આપણા વર્તમાન જીવનમાં જાગૃતિ, ઉલ્લાસ અને ચેતનનાં ચિહ્ન દેખાવા લાગ્યાં છે, તો તે વેદની ભાવનાઓને એક યા બીજી રીતે અપનાવવાથી જ આવ્યાં છે.

વેદની જીવનભાવના આજે ફરીથી જાગ્રત કરવાની આપણે માટે ઘણી જરૂર છે. કારણ આપણા આજના એકે એક પ્રશ્ન ઉપર વેદને કંઇક કહેવાનું છે, વેદ આપણને એ દરેક પ્રશ્ન વિષે કંઇક મદદ આપી શકે તેમ છે. વેદનો સમાજ, વેદના મંત્રદ્રષ્ટાઓ આ જીવનને જ સંપૂર્ણતયા ભોગવવા ઇચ્છે છે, આ જીવનની પરમ ઉન્નતિ પહેલાં માગે છે; જીવનથી એ ભાગી જવા, તેનો ત્યાગ કરવા નથી માગતો, પણ તેના બધા પ્રશ્નોનો સામનો કરી, વિઘ્નોનો પરાભવ કરી, વિજયલક્ષ્મીને હસ્તગત કરી આ પૃથ્વી ઉપર જન્મ્યા છીએ એનો જ વિચાર સૌથી પ્રથમ કરવો જોઇએ. આ ઇહજીવનની સંપૂર્ણતાની કામનાને બળે માનવજાતિના ઉષઃકાળમાં પ્રગટ થએલાં આ મંત્રકાવ્યો પ્રાતઃકાળની લાલીમાંથી, નવચૈતન્યથી, ઉલ્લાસથી, તરવરે છે. ક્યાંયે વિષાદ નથી, નિરાશા નથી, વૈરાગ્ય નથી. આ જ જીવનને સર્વતોભદ્ર જોવા ઇચ્છતો ઋષિ જીવનના અંગેઅંગને સમૃદ્ધ કરવા પ્રાર્થે છે. ગીતા કહે છેઃ **यो यच्छ्रद्धः स एव सः।** જેવી જેવી શ્રદ્ધા તેવો માણસ.

વેદની આ ભાવનાઓની આછી ઝાંખી કરાવવાનો એક નાનો સરખો આ પ્રયાસ છે. નીચે ઉદ્ધૃત કરેલા મંત્રોના જેવા અસંખ્ય મંત્રો વેદમાં પડેલા છે, અને અત્રે બતાવેલા મંત્રો ઉપરાંત અનેક પ્રકારનાં વિચારપ્રેરક અને ઉત્સાહપ્રેરક તત્ત્વો વેદના મંત્રોમાં વેરાયેલાં છે.' વેદના રસને ચાખીને વાંચનાર એ મૂળ મહાનદ તરફ વળે એ જ કામના છે. કંઇ નહિ તો આટલી ભાવનાઓને પણ જો જીવનમાં ઉતારાય તો યે ઘણું છે.

જાણે સર્વ પ્રાર્થનાઓનો એક મંત્રમાં નીચોડ આપતો હોય તેમ ઋષિ એક સ્થળે માગે છેઃ—

ओ३म् प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव ।
यत्कामास्ते जुहुमस्तन्नोऽस्तु वयं स्याम पतयो रयीणाम् ॥

(ऋ. मं. १०, सू. १२१)

કલ્યાણની વિજયયાત્રાએ નીકળેલો વેદમનુજ સ્વાર્થી નથી, ભક્ષકભક્ષ્યની નીતિનો સમર્થક નથી. એની યાત્રા બીજાને હણીને, બીજાને ચૂસીને પોતે તાજા બનવા માટે નથી. તેથી પ્રકૃતિની તમામ વિભૂતિઓને તે પોતાની યાત્રામાં મદદ દેવા, કૃપાદૃષ્ટિ ફેંકવા વીનવે છે.

शं नो देवः सविता त्रायमाणः शं नो भवन्तूषसो विभातीः ।
शं नः पर्जन्यो भवतु प्रजाभ्यः शं नः क्षेत्रस्य पतिरस्तु शम्भुः ॥
(ऋ. ७. ३५. १०)

अहनि शं भवन्तु नः शं रात्रीः प्रतिधीयताम् ।
शं न इन्द्राग्नी भवतामवोभिः शं नः इन्द्रावरुणा रातहव्या ।
शं न इन्द्रापूषणा वाजसातौ शमिन्द्रा सोमा सुविताय शंयोः ॥
(य० ३६. ११. १६)

**शं नः प्रजाभ्यः**—અમને અને અમારી પ્રજાઓને શાંતિદાતા બનો, કોણ કોણ? **त्रायमाणः सविता देवः**—રક્ષણ કરતા સર્વોત્પાદક પરમેશ્વર, **विभातीः उषसः**—ઊજળી ઉષાઓ, **पर्जन्यः** મેઘ, **क्षेत्रस्य पतिः**— જગતરૂપી ખેતરનો-પ્રકૃતિનો પતિ, **शम्भुः**—સુખદાતા, **अहनो**-દિવસો, **रात्रीः**-રાત્રિઓ, **इन्द्राग्नी**-ઇન્દ્ર-વિદ્યુત અને પ્રત્યક્ષ અગ્નિ, **रातहव्या इन्द्रावरुणौ**-સુખ આપનારાં વિજળી અને પાણી. **वाजसातौ इन्द्रापूषणा**-અન્નને માટે થતા કૃષિના સંગ્રામમાં જરૂરનાં વિજળી અને પૃથ્વી, **इन्द्रासोमा**-વિજળી અને ઔષધિઓ એ બધાં અમને શાંતિ બક્ષો.

ઇન્દ્ર-વિદ્યુતનો યોગ અગ્નિ, પાણી પૃથ્વી અને વનસ્પતિધાન્ય સાથે કર્યો છે, એ ધ્યાન દેવા જેવી વાત છે. અને આ કલ્યાણ અને શાંતિની કામના બીજી રીતે સુંદર મંત્રોમાં મૂર્ત થએલી જુઓ.

मधु वाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः ॥
मधु नक्तमुतोषसः मधुमत्पार्थिवं रजः । मधु द्यौरस्तु नः पिता ॥
मधुमान्नो वनस्पतिर्मधुमाँ अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः ॥
(ऋ. १-९०-६, ७, ८)

**ऋतायते**—સત્યવાનને માટે, ઋતથી યુક્ત આદમી માટે, નહિ કે જૂઠા, દુષ્ટ લોકો માટે, **सिन्धवः वाताः**—નદીઓ અને વાયુઓ **मधु क्षरन्ति**—મધુર રીતે વહે છે. એ સત્યમયતા અમે ધારણ કરીએ અને તેથી અમે ઇચ્છીએ કે **ओषधीः** ધાન્યો, **नक्तम्**-રાત્રિ, **उषसः**-ઉષાઓ, **पार्थिवं रजः**-પૃથ્વીની ધૂળ, **नः द्यौः पिता**-અમને વરસીને જીવાડનાર દ્યુલોક **वनस्पतिः, सूर्यः, गावः**—ગાયો એ બધાં માધુર્યયુક્ત બનો.

• આજ રીતે પ્રકૃતિની દરેક રીતે યાચના કરી છે, પણ પ્રકૃતિ અને પરમાત્માનો પરવાનો મેળવીને તે ગમે તે કર્મ કરવા સ્વતંત્ર છે એમ નહિ. આખી યાત્રામાં એ ઈશ્વરથી છૂટો પડવા નથી ઇચ્છતો. કારણ એ હશે તો જ બધું છે. માટે માગે છે.

मा नो अग्नेऽमतये, मावीरतायै रीरधः ।
माऽगोतायै सहसस्पुत्र मा निदेऽप द्वेषांस्याकृधि ॥

( ऋ ३. १६. ५ )

**अग्ने**–હે તેજોમય દેવ! **सहसः पुत्र**–હે સૂર્યાદિ તેજોરક્ષક ભગવન્ **मा नः रीरधः** અમને તું ન કર, **अमतये**–અમતિવાળા, બુદ્ધિહીન, **अवीरतायै**–વીરતા વગરના, **अगोतायै** ગાય વગેરે પશુ વિનાના અમને તું ન કરી મૂકતો. **निदे मा**–નિંદકોના હાથમાં અમને ન છોડતો. **द्वेषांसि अपाकृधि**–જગતના રાગમાંથી જન્મતા દ્વેષોને દૂર કર.

અભય મળ્યું; અવીરતા, અમતિ છોડી; પશુધન રહ્યું. હવે દુનિયાની વ્યૂહરચનામાં, વિઘ્નોનો પરાભવ કરવામાં, અસત્યનો નાશ કરવામાં ડગલે ને પગલે જોઇતી તીવ્ર મેધાશક્તિ તેજસ્વી બુદ્ધિ માગે છે.

यां मेधां देवगणाः पितरश्चोपासते ।
तदा मामद्य मेधयाग्ने मेधाविनं कुरु ॥

( य० ३२-१४ )

**यां मेधां**—જે ઉત્તમ બુદ્ધિને **देवगणाः**-વિદ્વાનોનો સમૂહ અને **पितरः**-રક્ષકગણ **उपासते**-ઉપાસે છે, **तदा मेधया** તે બુદ્ધિથી **मां मेधाविनम्** મને બુદ્ધિશાળી **अग्ने कुरु** હે તેજસ્વી પ્રભુ! કર.

यां मेधामृभवो विदुः यां मेधामसुरा विदुः ।
ऋषयो भद्रां मेधां यां विदुस्तामय्या वेशयामसि ॥

( अ० ६. १०८. २ )

જે ભદ્ર બુદ્ધિને **ऋभवः**–જ્ઞાની લોકો, **असु-रा**–પ્રાણવિદ્યાના નિષ્ણાત લોકો અને ઋષિઓ જાણે છે તેને હું મારામાં ધારણ કરું.

આ બુદ્ધિના આદેશોને કાર્યમાં પરિણત કરનાર ઇન્દ્રિયો કેવી હોય તે જુઓ.

वाङ् म आसन्नसोः प्राणश्चक्षुरक्ष्णोः श्रोत्रं कर्णयोः ।
अपलिताः केशा अशोणा दन्ता बहु बाह्वोर्बलम् ॥ १ ॥

ऊर्वोरोजो जंघयोर्जवः पादयोः ।
प्रतिष्ठा अरिष्टानि मे सर्वात्मा निभृष्टः ॥ २ ॥

तनूस्तन्वा मे सहे दतः सर्वमायुरशीय ।
स्योनं मे सीद पुरुः पृणस्व पवमानः स्वर्गे ॥ १ ॥

( अ० का. १९, सू. ६०. ६१. ६२ )

દરેક ઇન્દ્રિયની અને અવયવની શક્તિ માગે છે. **मे आसन् वाक्**–મારા મુખમાં વક્તૃત્વશક્તિ, **नसोः प्राणः**–નાકમાં પ્રાણ, **अक्ष्णोः चक्षुः**–આંખમાં દૃષ્ટિ, **कर्णयोः श्रोत्रम्**–

क्षयद्वीर-ધર્મવીર પરમાત્મન્! તે गोघ्नम् पूरुषघ्नम् તારા બનાવેલા-તારા જગતમાં રહેલા ગોહત્યારાને અને માણસને મારનારને आरे-દૂર કર. अस्मे-અમારામાં તે सुम्नम् अस्तु-તારૂં સુખમય દ્રવ્ય હો, नः च मृळ અને અમને સુખી કર. च अधिब्रूहि— અમને બોધ આપ. देव अधि च नः शर्म यच्छ અને અમને કલ્યાણ દે, द्विबर्हाः- આપ બંને લોકના પતિ છો.'

यदि नो गां हंसि यद्यश्वं यदि पूरुषम् ।
तं त्वा सीसेन विध्यामो यथा नोऽसो अवीरहा ॥

( अ. १-१६-४ )

જો અમારી ગાયને કે ઘોડાને કે માણસને માર્યો છે તો તને सीसेन विध्यामः- સીસાની ગોળીથી મારીશ, જેથી કરીને नः અમારે ત્યાં अवीरहाः-વીરોનો નાશ કરનાર કોઇ ન રહે.

અને છેવટે આખા રાષ્ટ્રનું બજેટ ઈશ્વર પાસે સ્વીકારવા ન મૂકતો હોય તેમ ઋષિ ભવ્ય રીતે માગે છે—

आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायतामाराष्ट्रे राजन्यः शूर इषव्योऽतिव्याधी महारथो जायताम् ॥ दोग्ध्री धेनु र्वोढाऽनड्वानाशुः सप्तिः पुरन्धिर्योषा जिष्णू रथेष्ठाः सभेयो युवास्य यजमानस्य वीरो जायताम् । निकामे निकामे नः पर्जन्यो वर्षतु । फलवत्यो न ओषधयः पच्यन्ताम् ॥ योगक्षेमो नः कल्पताम् ॥

( यः २२-२२ )

ब्रह्मन्- હે સર્વ મહાન ભગવન્! राष्ट्रे-આ દેશમાં ब्रह्मवर्चसी-બ્રહ્મતેજવાળા, ब्राह्मणः आजायताम्-બ્રાહ્મણ બધે જન્મે. शूरः, इषव्यः-બાણવાળો, अतिव्याधी- કષ્ટોને ગભરાવનાર, महारथ-મહારથી, राजन्यः-ક્ષત્રિયવર્ગ હો. दोग्ध्री-દૂઝણી धेनुः -ગાય, वोढा अनड्वान्-ભાર વહેનાર બળદ, आशुः सप्तिः-વેગવાન ઘોડા, पुरन्धिः योषा-કાર્યશીલ ગૃહિણી હો. अस्य यजमानस्य पुत्रः-આ યજ્ઞ કરનારનો પુત્ર, सभेयः -સભાના કામમા નિપુણ, કુશળ મંત્રી કે પ્રમુખ, जिष्णुः-જયશીલ, रथेष्ठाः-રમણીય સાધનવાળો, वीरः जायताम्-વીર જ બને. निकामे निकामे-જ્યારે જોઇએ ત્યારે नः पर्जन्यः वर्षतु-અમારે માટે વરસાદ વરસો. नः ओषधाय-અમારા ધાન્યો फलवत्य-पच्यन्ताम्-ફળવાળાં બનો. न योगक्षेम कल्पताम्-અમારો યોગક્ષેમ આયવ્યય ઠીક ઠીક ચાલો.

રાષ્ટ્રના આ સુંદર આદર્શ ઉપર ભાષ્ય કરવાની જરૂર નથી. એ આદર્શ જેમણે પ્રત્યક્ષ કર્યો હશે કે કરવો હોય તેને પરમાત્માનો શો બોધ છે તે હવે જુઓ.

संगच्छध्वम् संवदध्वम् सं वो मनांसि जानताम् ।
देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥

( ऋ १०-१९१-२ )

# હિન્દ મુક્ત માગ

અમર અસુર વૃન્દ વૃન્દ, નિરખી નિરખી થાય દગ,
થંભે ગગન સુરજચન્દ, અજબ રંગ આજે.
ફગવો ભય સુદૂર દૂર, જગવો એક જ ધૂન ઊર,
ગજવો માતૃમુક્તિ સૂર, ભરતગોત્ર રાજે;
જો ય ભીરુ આજ ભાગે.

ધડડડ ધડ લાઠી પડે, સનનન સન ગોળી સરે;
વિષના વંટોળ ચડે, જુલમ જ્વાળ જાગે,
ધરતો કંઠ મુંડમાળ, કરતો ઘોર અટ્ટહાસ,
વરતી વસમા વિલાસ, ચંડી આજ નાચે,
જો ય ભવ્ય ભોગ માગે.

પ્રલય પવને ઘોર ઘોર, દુસહ દમને છોળ છોળ,
સિતમ સાયર ઉછળે ઓર, ઘોર રૂપ ધારે;
વિકસી મ્હોં કરાળ કાળ, હસત હસત ખડખડાટ,
ડગલે ડગલે ધમધમાટ મચવી ઘાણ વાળે.
જો ય દિશ દિશ દા' લાગે.

વિસરી સહુ ખાનપાન, વિસરી મનમોહમાન,
કરવા કુરબાન જાન, હિન્દ તો ય જાગે;
સુરજ તેજ નેણ નેણ, સિંહનાદ વેણ વેણ,
ધૂન એક દિવસ રેણ, હિન્દ મુક્તિ માગે,
જો ય નિન્દ આજ ત્યાગે.

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

ઇ. સ. ૧૮૫૭ પછી અંગ્રેજોનો અમલ હિન્દુસ્થાનમાં સ્થિર થયો. ત્યારપછી આ ખર્ચ કેવી રીતે વધવા લાગ્યું તેનો ખ્યાલ નીચેના આંકડાઓ ઉપરથી આવશેઃ—

| ઇ. સ. | કરોડ રૂ. | ઈ. સ. | કરોડ રૂ. |
|---|---|---|---|
| ૧૮૬૦–૬૧ | ૧૬ | ૧૯૦૦–૦૧ | ૨૩ |
| ૧૮૮૫–૮૬ | ૧૮ | ૧૯૨૦–૨૧ | [illegible]૭ |
| ૧૮૯૪–૯૫ | ૨૦ | ૧૯૨૯–૩૦ | ૫૫ |

૧૯૨૯–૩૦ માં જે ૫૫ કરોડનું ખર્ચ બતાવ્યું છે તેટલું જ કાંઇ લશ્કરી ખર્ચ નથી. એપ્રિલ ૨૬ મીના 'બૉમ્બે ક્રોનિકલ'માં 'પોલિટિકસ' કહે છે તે પ્રમાણે તેમાં લશ્કરી રેલ્વેની ખોટ, લડાઇઓનાં દેવાનાં વ્યાજ ઇત્યાદિ બીજી રકમો પણ લશ્કરી ખર્ચમાં જ ગણાવી જોઇએ. આ બધી રકમોનો જો ઉમેરો કરવામાં આવે તો હિન્દુસ્થાનનું લશ્કરી ખર્ચ રૂ. ૮૩ કરોડ જેટલું થવા જાય! એટલે કે કુલ ઉપજના ૬૦ ટકા કરતાં વધારે ખર્ચ થાય! સરકાર આપણી પાસેથી સો રૂપીઆ લે છે; તેમાંથી સાઠ રૂપીઆ લશ્કર પાછળ ખર્ચે છે. એટલે કે હિન્દુસ્થાનને હમેશાં દાબેલું રાખવા માટે—પરતંત્ર રાખવા માટે ખર્ચે છે!

અધ્યાપક ખુશાલ ત. શાહ લશ્કર માટે બીજા દેશો પોતાની આવકના કેટલા ટકા ખર્ચે છે તેના આંકડા આપે છે તે વિચારવા જેવા છેઃ—

| | ટકા | | ટકા |
|---|---|---|---|
| હિંદ | ૬૩·૮ | કેનેડા | ૨૪·૨ |
| બ્રિટન | ૫૩·૭ | ફ્રાન્સ | ૨૦·૦ |
| જાપાન | ૪૯·૦ | સ્પેન | ૧૭·૬ |
| ઑસ્ટ્રેલીઆ | ૪૮·૩ | ઇટલી | ૧૭·૩ |
| અમેરિકા | ૩૮·૨ | | |

તેની સાથે જ આપણી ગરીબાઇનો ખ્યાલ આવે માટે સરેરાશ માથાદીઠ આપણી વાર્ષિક આવક કેટલી છે અને બીજા દેશોની કેટલી છે તે પણ વિચારવા જેવું છે.

| | પાંડ. | | પૌંડ |
|---|---|---|---|
| હિંદ | ૩ | સ્પેન | ૧૧ |
| બ્રિટન | ૫૦ | ફ્રાન્સ | ૩૮ |
| ઑસ્ટ્રેલિયા | ૫૪ | ઇટલી | ૨૩ |
| કેનેડા | ૪૦ | અમેરિકા | ૭૨ |
| | | જાપાન | ૬ |

આ રીતે દુનિયાનો ગરીબમાં ગરીબ દેશ લશ્કર પાછળ વધારેમાં વધારે ખર્ચ કરે છે!

પરતંત્ર હોવાનાં જે અનેક મોટાં દુઃખો છે તેમાંનું આ એક છે!

ગાંધીજી કહે છે—મહેરબાની કરી આ ખર્ચ અડધો કરો! સરકાર એ માગણીના જવાબમાં ગાંધીજીને અને તેમના અનુયાયીઓને જેલમા પૂરે છે અને જેમને જેલમાં નથી પૂરી શકતી તેને લાઠીઓ મારે છે!

આટલું આટલું ખર્ચ કર્યા પછી પણ હિન્દુસ્થાનને રાષ્ટ્રીય લશ્કર મળ્યું હોત તો હિન્દુસ્થાન કાંઇક આશ્વાસન મેળવી શકત! પણ સરકારે લશ્કરની ઘટના એવી રીતે કરી છે કે આનાથી ઊંધું જ પરિણામ આવે.

પ્રો. બલવંતરાય ઠાકોરે આ વિષયનો જે સચોટ ખ્યાલ આપ્યો છે તે ધ્યાનમાં લેવા જેવો છે.

૧. હિન્દુસ્થાનને પૂરેપૂરી રીતે નિઃશસ્ત્ર રાખવો.

# બાલકેળવણી

## [ ટૉલ્સ્ટૉય ]

[ નિમ્ન અનુવાદિત પત્ર ટૉલ્સ્ટૉયે સને ૧૯૨૦ માં રશિયન સમાજના અમીરવર્ગના એક કુટુંબીજનને લખેલો. આ વર્ગના બાળકો સામાન્યતઃ હાઇસ્કૂલોમાં ભણતાં હોય છે. ત્યાં ખાસ કરીને તો પરીક્ષાઓ પાસ કરી શકાય અને વિશિષ્ટ હકો ( જેવા કે લશ્કરી નોકરીમાં કંઈક રાહત અને સગવડ ) પ્રાપ્ત કરી શકાય એવા પ્રકારનું જ્ઞાન એમને ઠાંસી ઠાંસીને આપવામાં આવે છે. જે ગૃહસ્થનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે જે બાઇને ટૉલ્સ્ટૉયે પત્ર લખ્યો છે તેમના પતિ છે. ]

વ્હાલાં—

બાળકોના શિક્ષણ વિષે શ્રી....સાથે એક મનનીય વાતચીત કરવાનો સુખદ પ્રસંગ મને સાંપડેલો. તેઓ અને હું જે એક બાબતમાં એકમત થઈએ છીએ—જો કે એ બાબત તો નકારાત્મક જ છે—તે એ છે કે, બાળકોને જેમ બને તેમ ઓછામાં ઓછું ( પુસ્તકિયા ) શિક્ષણ આપવું.* સામાન્યતઃ સૌ બાળકોના સંબંધમાં, પણ વિશેષતઃ તો જે માતાઓ પોતાનાં બાળકોને કયા કયા વિષયો ભણવાના છે તે વિષે અનભિજ્ઞ છે તેમનાં બાળકોના સંબંધમાં, જે બનવા પામે છે—એટલે કે તેમને શિક્ષણનો અપચો થાય છે અને પરિણામે તેઓ કેળવણીને જ તિરસ્કારવા મંડે છે—તે કરતાં તો બાળકો અમુક અમુક વિષયો ભણ્યા વગર જ મોટાં થાય તો જરાય ખોટું નથી. બાળકો શું કે મોટા શું સૌ કોઇ ત્યારે જ જાણી શકે કે જ્યારે તેને ભણતરની ભૂખ લાગી હોય છે. ભૂખ વગરનું ભણતર એવું તો ભયંકર અનિષ્ટ છે કે તેથી પ્રજામાં માનસિક અપંગતા આવી જાય છે. વ્હાલાં..., જો તમે મારી સાથે એકમત ન થઇ શકતા હો તોપણ પરમાત્માની ખાતર મારામા એટલી શ્રદ્ધા રાખો કે આ બાબત આટલી બધી મહત્ત્વની ન હોત તો હું તે વિષે તમને લખત જ નહિ. કંઈ નહિ તો તમારા પતિમાં તો શ્રદ્ધા રાખજો જ, કારણકે એ પોતે આ વસ્તુનો બુદ્ધિપૂર્વક વિચાર કરે છે.

હવે હંમેશનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જો છોકરાને ભણાવીએ નહિ તો ઘેર તેમની પાસે કામ શું કરાવીએ ? શું તેમને ગામનાં બાળકો સાથે ગ્રામ્ય રમતો રમવા દઇએ અને દરેક જાતની મૂર્ખાઈ અને અસ્વચ્છ ટેવો શીખવા દઇએ ? આપણા અમીરી ગર્ભશ્રીમંત જીવન તરફ જોતાં આ પ્રશ્ન વજૂદ વિનાનો નથી લાગતો. પણ ( મોટો પ્રશ્ન તો એ છે કે ) આપણાં બાળકોને અમીરી જીવન જીવતાં શીખવવું—એ જીવનની ટેવ પાડવી—એ આવશ્યક છે ખરું ? વળી તેમને એમ લાગે કે, તેમની જરૂરિયાતો ગમે તે માણસે ગમે તે રીતે—તેઓ

---

* આ સિદ્ધાંત એકાંતિક દૃષ્ટયા ન વિચારતાં સાપેક્ષ દૃષ્ટયા વિચારવો અથવા સમજવો. બીજે એક ઠેકાણે ટૉલ્સ્ટૉય એવો મત દર્શાવ્યો છે, કે, એક બાળક રોજ આઠ કલાક પોતાનો અભ્યાસ કરે તોપણ વાંધા જેવું નથી; સાથે સાથે પોતે એ પણ સ્પષ્ટ કહ્યું છે કે બાળકને જે શીખવાની ઇચ્છા ન હોય તે એને બળાત્કારથી તો ન જ ભણાવવું જોઇએ.

બેડેલ્સ જેવી બધી ઉત્તમ શાળાઓ સ્વીકારે છે કે, બાળકોએ પોતે જ પોતાની જરૂરિયાતો પર ધ્યાન આપવાની જરૂર છે અને પોતાનાં પેશાબ વગેરેનાં વાસણો પણ પોતે જ સાફ કરવાં જોઇએ. બેડેલ્સમાં તો શાળાનો સંચાલક પોતે જ આવાં કામમાં પોતાનો સક્રિય ફાળો આપતો હોય છે.

એટલું ખસૂસ માનજો કે, આ શરતનું પાલન કર્યા સિવાય નથી નૈતિક શિક્ષણની શક્યતા કે નથી ધાર્મિક શિક્ષણની શક્યતા; તો પછી વિશ્વબંધુત્વ અને સમાનતાની ભાવનાની શક્યતાની તો વાત જ શી? એક કુટુંબનો પાલક-પછી તે શરાફ હોય કે સુતાર હોય, કળાકાર હોય કે ઓવરસિયર હોય, ગમે તે હોય—પણ એ પોતાની મહેનતમજૂરીથી આખા કુટુંબનો નિર્વાહ ચલાવતો હોય છે. એવો પાલક-પિતા પોતાના ધંધાને અંગે ઘરનાં નાનાંનાના કામોમાં પોતાનો ફાળો કેમ નથી આપી શકતો, એ વાત તે તે કુટુંબનું બાળક સમજી શકે છે, પણ એક સંસ્કારી અને કશું પણ કામ કરવાને અશક્ત - એવું બાળક પોતાની જાતને કેમ કરીને સમજાવી શકે કે જે કામ પોતે સ્વાભાવિક રીતે કરવું જોઇએ તે કામ તેને માટે બીજાઓ કરે છે!

એની પાસે તો માત્ર એક જ ખુલાસો છે અને તે એ કે, લોકોના (મુખ્ય) બે વર્ગ છે: એક વર્ગ શેઠીઆ લોકોનો અને બીજો વર્ગ ગુલામ માણસોનો. હવે તેની સમક્ષ આપણે સમાનતા અને વિશ્વબંધુત્વની ગમે તેટલી વાતો કરીએ તોપણ સવારના ઊઠવાથી માંડીને તે સાંજે વાળુ કરીને સૂવા સુધીની બધી જ ચર્ચા તેને ઊલટી સ્થિતિનું ભાન કરાવતી હોય છે, એટલે એ ઉપદેશની તેના ઉપર શું અસર થાય?

તેના વડીલો તેની પાસે નીતિની જે કંઈ વાતો કરે છે તેમાં તે શ્રદ્ધા રાખતો બંધ થઇ જાય છે; એટલું જ નહિ પણ તેના આત્માના ઊંડાણમાં તે જોઇ શકે છે કે આ બધા ઉપદેશો જુઠ્ઠા છે અને તેથી તે પોતાનાં માતપિતા તેમ જ ગુરુવર્ગમાં શ્રદ્ધા રાખતો નથી અને પછી તો એ એટલી હદ સુધી પહોંચે છે કે એને મન કોઇ પ્રકારની નીતિની મુદ્દલેય આવશ્યકતા જણાતી નથી.

હજુ એક વધારે વાત ધ્યાનમાં લેવાની જરૂર છે: મેં કહ્યું તે બધું કામ શક્ય ન લાગતું હોય તોપણ ઓછામાં ઓછું આટલું તો બની જ શકે કે, બાળકોને એવું કામ સોંપવું કે જે બીજું કોઇ તેમને ન કરી આપે તો તેનો ગેરલાભ તરત જ તેમના સમજવામાં આવે. દાખલા તરીકે, બહાર ફરવા જવા માટેનાં જેનાં કપડાં કે જોડા સાફ ન હોય તેનું ફરવા જવાનું બંધ; પાણી ન ભર્યું હોય કે ઠામ ન માંજ્યાં હોય તો તેનું પાણી પીવાનું બંધ. સૌથી વધારે ધ્યાનમાં રાખવાનું તો એ છે કે, કોઈ ઉપવાસ કરે તો તેથી ડરવું નહિ. દુનિયાની ચીજો ખરાબ બાબતો તો એટલા જ હેતુથી કરવામાં આવે છે, કે જો તે નથી કરવામાં આવતી તો તે માટે ઉપવાસ કરવામાં આવે છે.

અનુવાદક

અમૃતલાલ નાથાલાલ મોદી

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

મુરબ્બી પાઠક સાહેબ,

મારા ગયા કાગળ પછી અનેક મોટા બનાવો બન્યા છે. પણ હું એ બનાવોનો અહેવાલ આપવાનો નથી. બધાંએ છાપાંએ બનાવોનું વર્ણન કરે છે. અને તમને કાંઈ નહિ તો 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' વાંચવા મળતું હશે એટલે મોટા બનાવોથી તમે વાકેફગાર હશો. નાના સૂચક બનાવોની અને વિગતોની નોંધ લેવા જેટલાં આપણાં છાપાંઓ વધ્યાં નથી એટલે એવી બાબતો ઉપર હું વધારે લક્ષ આપું તો આપને ઠીક લાગશે! આથી હું મ્હોટા બનાવોનો બહિષ્કાર કરું છું એમ ન સમજતા!

બહિષ્કાર! બનાવોનો બહિષ્કાર—એ તમને વિચિત્ર શબ્દસંયોગ નથી લાગતો? ભાષા ઉપર ચાલુ બનાવોની કેટલી અસર થાય છે, બનાવોથી ભાષા કેવી રીતે ઘડાય એ મુદ્દો જો કે ભાષાશાસ્ત્રના અભ્યાસક્રમમાં નથી આવતો તોપણ એ વિચારવા જેવો છે, એ તમે ભાષાશાસ્ત્રી તરીકે કબૂલ કરશો! આજકાલ 'બહિષ્કાર' શબ્દ એટલો બધો હવામાં છે કે સાદો નિષેધ બતાવવા પણ એ શબ્દ વપરાઇ જાય છે! જેમ પહેલાં કોઇને કાંઈ ન કરવું હોય કે તરત 'અસહકાર' શબ્દનો ઉપયોગ થતો અને પહેલાં અને હજીએ કોઇને અખિલ થવું તો 'સત્યાગ્રહ' શબ્દનો ઉપયોગ થાય છે! ગાંધીજી બિચારા એક સાચા શાસ્ત્રીની જેમ એમના શબ્દોની ખૂબ ચોખવટ કરે છે પણ એમના અનુયાયીઓ શાસ્ત્રીઓની અને શબ્દના ઉપયોગમાં ધ્યાન આપનારની એટલી બધી મશ્કરીઓ, એટલી બધી અવગણના કરે છે કે લોકો ગાંધીજીના શબ્દો વાપરતાં પણ ગાંધીજીને મૂંઝવણ ઉત્પન્ન કરે એટલી બધી બેપરવાઇ બતાવે છે! પણ આનો ઉપાય નથી! એક વાર શબ્દ બોલાયો કે લખાયો પછી તે 'સાધારણ મીલ્કત' બની જાય છે; અને તમે એક વાર સ્વૈરવિહારમાં કહ્યું હતું તે પ્રમાણે, બગાડવાનો હક એ માલીકીનો અર્થ છે એ ન્યાયે શબ્દને બગાડવામાં લોકો પોતાનું શબ્દ ઉપરનું પ્રભુત્વ (!!) બતાવે છે. સાંભળવા પ્રમાણે વિદ્યાપીઠ ગુજરાતી ભાષાનો એક શાસ્ત્રીય શબ્દકોશ બનાવે છે! આ શબ્દકોશમાં 'અસહકાર' 'સત્યાગ્રહ' આદિ શબ્દો જરૂર આવવાના. હવે જો આ શબ્દોના શાસ્ત્રીય અર્થો આપવા હશે તો તેઓ શું કરશે? લોકોના પ્રયોગો ઉપરથી અર્થ તારવવાની શાસ્ત્રીય પદ્ધતિ સ્વીકારવામાં આવે તો આ શબ્દોની શી દશા થાય? પણ જવા દો! 'બહિષ્કાર' શબ્દ ગાંધીજીનો નથી; એ જરા હિંસક શબ્દ છે, અને ગાંધીજી રાજીખુશીથી એ શબ્દ વાપરવાનું પસંદ ન કરે!

મેં કહ્યું કે બહિષ્કાર વાતાવરણમાં છે; એટલે મારાથી પણ બનાવોનો બહિષ્કાર એવો શબ્દપ્રયોગ થઇ ગયો! આ બહિષ્કાર એ ખરેખર પ્રબળ શસ્ત્ર છે; અને પ્રબળ શસ્ત્રોનો

સ્વરાજ સ્થાપીશું? મારે કબૂલ કરવું જોઈએ કે આપણે ત્યાં વ્યવસ્થાની એટલી ખામી છે કે આ બળનો ઘણો ભાગ વેડફાઈ જશે!

આપણા જે નાયકો કહેવાય છે તે ગામડા વિષે વાતો બહુ કરે છે; ગામડાનાં વખાણ કરવાં અને શહેરની નિંદા કરવી એ આજે એક ફૅશન છે! મારો અભિપ્રાય તમે જાણો છો! માણસો ગામડામાં કે શહેરમાં રહે તેથી કેટલાક બહારના તફાવતો ઉત્પન્ન થાય છે, પણ જરાક ઊંડા જાઓ તો ગ્રામવાસ કે નગરવાસ ઉપરથી બહુ અનુમાનો થઈ શકતાં નથી! દાખલા તરીકે ગામડાના લોકો ખાસ સારા છે અથવા તો શહેરના લોકો ખાસ સુધરેલા છે, એમ હું માનતો નથી! વસ્તુસ્થિતિ આવી હોવાથી જ્યાં જ્યાં લોકસમુદાયોમાં ઉત્સાહ આવ્યો હોય ત્યાં ત્યાં આ ઉત્સાહને સંગઠિત કરવાની વ્યવસ્થા થવી જોઈએ. આની વ્યવસ્થા કરનાર મગજનો આપણે ત્યાં અભાવ છે! આની આખી તાલીમબદ્ધ પરંપરા હોવી જોઈએ. આપણો બળવો અહિંસાત્મક છે, પણ તેથી જ હિંસાત્મક બળવા કરતાં આપણને વધારે વ્યવસ્થાની જરૂર છે! વ્યવસ્થાપકોની પરંપરા ઉત્પન્ન નહિ થાય તો મને ભય છે કે લોકબળ વેડફાઈ જશે!

શહેરોમાં સભાઓની પરંપરા હજી બરાબર ચાલુ છે! અને હવે તો સરદાર સાહેબની વાણીના ચાબખા શરૂ થયા છે. એમના ચાબખા બંને બાજુએ વાગે છે! એક બાજુએ સરકારને વાગે છે, બીજી બાજુએ લોકોને વાગે છે! એટલે સભાઓમાં નવીન આકર્ષણ ઉત્પન્ન થયું છે! પણ દુર્ભાગ્યે મારે તો હજીએ સભાની બહાર જ આંટા મારવા પડે છે! પણ એ તક(!)નો મેં સદુપયોગ કરી લીધો છે! વલ્લભભાઈ બોલતાં કેટલા 'ચાળા' કરે છે એ તમારા ધ્યાનમાં આવ્યું છે? તમારે ને એમને એક માસ કરતાં વધારે સહવાસ થયો હશે પણ અડધા કલાકમાં દૂરથી એ કેટલા 'ચાળા' કરે છે તેનો જેટલો મને ખ્યાલ આવ્યો છે તેટલો તમને નહિ આવ્યો હોય! અને એનું કારણ છે! ભાષણ સુદ્ધાં ન સંભળાય અને છતાં શરીર માથાથી પગ સુધી આખું દેખાય એવા સ્થળે હું ઊભો હતો. હું જોવામાં અને સાંભળવાના વ્યર્થ પ્રયત્નમાં રોકાયો હતો! ત્યાં મારા મનમાં વિચાર આવ્યો—'આ વલ્લભભાઈની કોઈકે ફીલ્મ પાડવી જોઈએ!' એમના શબ્દોનો અર્થ સમજ્યા વિના કેવળ એમના હાથના અને મોંઢાના ચાળા ઉપરથી એ શું કહે છે તે હું બરાબર સમજતો હોઉં એમ મને લાગતું હતું. કોઈક તોફાની છોકરો એકાદ ઊંડો ગયેલો છોડ જમીનમાંથી ઊખાડી નાખવા પ્રયત્ન કરતો હોય અને તેના શરીરને જેમ વળ દે, તેમ આ ભાષણકર્તા તેમના આખા શરીરને વળ દેતા હતા! કોઈક કહેતું હતું કે વલ્લભભાઈની 'નર્વઝ' બહુ જડ છે, એમને બહુ લાગતું નથી ઈત્યાદિ. પણ મેં જ્યારે જ્યારે વલ્લભભાઈને બોલતા જોયા છે, ત્યારે ત્યારે હમેશાં એક અતિશય લાગણીથી ડહોળાઈ જતા પણ એ લાગણીઓને દબાવી દેવાનો ભગીરથ પ્રયત્ન કરતા માણસની છાપ મારા મનમાં પડી છે! એ કોઈ દિવસ મને શાન્ત લાગ્યા જ નથી. ભાષણ કરતાં એમનું શરીર જે રીતે વળ ખાય છે તે ખરેખર જોવા લાયક છે! એ પહેરણની બાંયો ચઢાવે છે,—અને જાણે કે મુક્કાબાજી માટે તૈયારી કરતા હોય તે તો ઘણાના ધ્યાનમાં આવી ગયું છે! પણ જે રીતે એ હાથમાં રહેલી વસ્તુને—મોટા ભાગે એકાદ કાગળનો કડકો—ચોળી નાખે છે તે ઉપરથી કોઈને જો જૂની ભાટાઈની રીતે તેમનું વર્ણન કરવું હોય તો કહે કે વલ્લભભાઈ જાણે આ સરકારને આ કાગળની ચિઠ્ઠીની જેમ ચોળી નાખવા માગે છે! પણ બોલતાં બોલતાં જે

મારે છે તે પહેલાં બધા બહિષ્કારો બોલી જાય છે. જેમકે આજ સવારે તે બોલતો હતો તે પ્રમાણે: ગૂજરાત કૉલેજ બહિષ્કાર ઇત્યાદિ. અને પછી વિવિધ ચાલુ ગીતોમાંથી એની મરજીમાં આવે અથવા એની જીભમાં આવે તે પ્રમાણે લીટીઓ બરાડે રાખે છે! આમાં એક નિયમ તે સાચવે છે! જે રીતે, જે ક્રમે, અને જે લ્હેકાથી સરઘસવાળા બોલે છે, તે જ રીતે, ક્રમે અને લ્હેકાથી તે બરાડે છે! ફક્ત શબ્દો અને લીટીઓની ગોઠવણમાં તે મૌલિકતા બતાવે છે! 'આઝાદી ઘર આવે' નું ગીત બોલે છે ત્યારે છાતી ફુલાવી કહે છે 'હમ ગોલી ચલાને વાલે, ક્યા હે તાકાત તેરી' ઇત્યાદિ. 'ટાઇમ્સ'નો રિપોર્ટર જો એને ગાતાં સાંભળે તો જરૂર આખી દુનિયામાં તાર જાય કે અહિંસાના નામ નીચે ગાંધી બાળકોને હિંસાના પાઠ આપે છે!

પણ હજી ચિ.—વાનર સેનામાં જવા લાયક થયો નથી. પણ એની ઉમ્મરના બધા છોકરાઓ ઘેર વાનર સેના બનાવી દે છે! અને ઘણી વાર એમના વાંદરાવેડાનાં ફળ એમનાં માબાપને પણ ચખાડે છે!

હવે મધ્યમની વાત લખું! એ તકલી કાંતે છે, અને એકંદરે ઠીક કાંતે છે! મારા કરતાં એ સારી કાંતે છે! એ તકલી કાંતતો હોય છે અને ગીતો ગણગણે છે ત્યારે મને લાગે છે કે વાણી અને અર્થનો આટલો સુભગ સંયોગ વિરલ થાય છે! જેમકે 'ઘુવજો ઝુકાવજો રે ભારત આઝાદી જંગમાં' 'જંગ માંડયો છે મહાતમા ગાંધીએ રે' 'ચાલો મારા બાપુની સંગમાં' 'તકલી કાંતો તો બેડો પાર છે રે' ઇત્યાદિ! આમાંની પ્રત્યેક ક્રિયા ખાસ આકર્ષક છે એમ નહિ કહું! પણ જ્યારે કાંતવાની અને ગાવાની ક્રિયા સાથે મળે છે ત્યારે આપણા સ્વાતંત્ર્યનું એક સુભગ સ્વસ્તિક (Symbol) હયાતીમાં આવતું હોય તેમ મને લાગે છે!

અને એની ઉમ્મરનાં બાળકો ઘેર ઘેર આવું કરે છે!

આવા નાના મોટા બનાવો ઉપરથી તમને યોગ્ય લાગે એવું અનુમાન કરજો! વિષાદ પમાડે એવા બનાવોની પણ ખોટ નથી! જે રીતે પરદેશી કાપડના વેપારીઓ છળ-બાજી કરે છે, જે રીતે મીલમાલેકો મોટરો ઉપર અને મીલ ઉપર રાષ્ટ્રીય ધ્વજ ચઢાવે છે છતાં મીલનો બધો સામાન સ્ક્રુથી શરૂ કરી શાળો સુધી બ્રિટનમાંથી મગાવે છે અને છતાં બ્રિટિશ માલ બહિષ્કારની ચળવળનો લેવાય તેટલો લાભ લે છે—ઇત્યાદિ ઘણી શોકજનક વિગતો પણ મારા ધ્યાનમાં આવી છે! મને ઘણી વાર થાય છે કે ભગવાને આ ધનિકોને આત્મા આપ્યો છે કે નહિ, કે એમના આત્મા એમની મીલોના સાંચા જેવા જ થઇ ગયા છે! પણ તમે જેલમાં આ કાગળ વાંચશો એટલે તમને વિષાદ પમાડે એવું મારે બહુ લખવું ન જોઇએ! પણ સાથે સાથે મારે એ પણ તમને જણાવવું જોઇએ, કે એકંદરે વેપારીઓએ અને ધનિકોએ સારો સાથ આપ્યો છે! ફક્ત બુદ્ધ ભગવાનના એક ઉપદેશનો ભાવાર્થ તેઓ યાદ રાખે તો સારું—દેશનું અહિત કરી કમાએલા પૈસા સ્વરાજ્ય ફંડમાં આપવાથી દેશનું હિત થવાનું નથી!

વારુ, પણ મારું કામ ઉપદેશ આપવાનું નથી. આપના નમ્ર સેવક તરીકે મારી ચર્યામાં જે જણાવવા જેવું હોય તે આપને જણાવવું એ મારું કામ છે! તે આપ જેલમાં છો ત્યાં સુધી મારે ખાસ નિયમિત રીતે કરવું એમ આપની આજ્ઞા છે તે પાળવા હું યથાશક્તિ પ્રયત્ન કરું છું. એજ.

લે. આપનો નમ્ર સેવક

ગુપ્તચરની સલામ.

## ખનીજની પેદાશ

| | | કિંમત |
|---|---|---|
| કોલસા | ૧૯૯૮ લાખ ટન | ૧૨,૧૦,૦૦૦૦૦ રૂપિયા. |
| મીઠું | ૧૨ લાખ ટન | ૭૬ લાખ રૂપિયા. |
| સોનું ( આખા હિંદમાં ) | ૩૬૨ હજાર ઔંસ | ૨૨૨ લાખ રૂપિયા. |
| કાચું ત્રાંબું | ૮ હજાર ટન | ૩૪ લાખ રૂપિયા. |
| કાચું લોઢું | ૧૫ લાખ ટન | ૪૫ લાખ રૂપિયા. |
| મેંગેનીઝ ( કાચી ધાતુ ) | ૮૩૯ હજાર ટન | ૩૪૮ લાખ રૂપિયા. |
| રૂપું | ૪૮૫૬ હજાર ઔંસ | ૯૩ લાખ રૂપિયા. |

## મીઠું

હિંદ એક જ એવો દેશ છે કે જ્યાં હરકોઇ બહાને મીઠા પર કર નખાય છે. કરોડો ગરીબ હિંદીઓના અનાજના દરેક કોળિયા પર આ રીતે કર નખાયેલ હોઈ તેઓ ભૂખે મરતાં તેમનાં ઢોરો સાથે તેમની કંગાળ ઝુંપડીમાં દુર્દશામાં જીવન વીતાવી રહ્યાં છે.

**પ્રો. વિલિયમ રૉસ**

મરકીને અંગે થતું ઢોરોનું મોટું નુકશાન, હું માનું છું કે, મીઠાની તંગીને અંગે થાય છે.

**લૉર્ડ લૉરેન્સ**

હિંદમાં ૧૭૩૭ થી ૧૭૬૭ ના સંક્રાંતિ કાળ સિવાય મીઠાપર કદી કર નાખવામાં આવ્યો હતો તેવું સાબીત કરવા માટે કાંઈ પુરાવો નથી. તે વખતે પણ અમુક જ વિસ્તારમાં તે નાખવામાં આવ્યો હતો.

વિલ્ફ્રેડ બ્લન્ટ

## બ્રિટિશ હિંદમાં આયાત થતું મીઠું

| | | | |
|---|---|---|---|
| ઇ. સ. ૧૮૪૭ | ૭,૨૧,૧૧૨ મણ. | ઇ. સ. ૧૯૦૯ | ૧,૩૯,૫૬,૫૪૪ મણ |
| ઇ. સ. ૧૮૫૧ | ૧૭,૨૭,૯૦૮ મણ. | ઇ. સ. ૧૯૨૫ | ૧,૭૨,૩૯,૫૪૪ મણ |

## મીઠાની આવક

| | |
|---|---|
| ઇ. સ. ૧૯૦૭ | ૪,૮૦,૮૬,૬૭૦ રૂપિયા |
| ૧૯૧૬ | ૬,૮૪,૩૨,૪૬૦ ,, |
| ૧૯૨૪ | ૧૦,૦૧,૫૦,૮૭૦ ,, |

## હુન્નરઉદ્યોગ

અંગ્રેજી વેપારીઓનાં ટોળાંએ તાર્તર વિજેતા કરતાં દેશને વધારે લૂંટ્યો છે. તેઓનો વેપાર, વેપાર કરતાં લૂંટને વધારે મળતો આવતો હતો. આમ પરદેશી વેપારીઓના ભયંકર લોભથી આ ગરીબ દેશ વેરણછેરણ થઇ ગયો.

બર્ક

સામાન્ય સિદ્ધાંત એ હતો કે ઇંગ્લંડ બળજોરીથી પોતાની બધી ચીજો હિંદમાં ઘુસાડતું હતું, અને બદલામાં હિંદ પાસેથી એક પણ ચીજ લેતું નહિ.

ટીર્ની

હિંદીઓને કેળવણીનો લાભ તમારે શા માટે આપવો? તેઓના દેશને તમે લૂંટ્યો છે, લોકોને પાયમાલ કર્યા છે, તેઓના રાજાઓની હત્યા કરી છે; અને અલબત્ત, તમારા રક્ષણ માટે તમારે તેમને છેતરાયેલ, અજ્ઞાન તથા ભ્રમમાં રાખવા જોઇએ.

સર ટોમસ ટર્ટન (૧૮૧૩ હાઉસ ઑફ કૉમન્સમાં)

હિંદીઓ ૧૮૧૬ ના મેની ૧૪ મી તારીખે મારે ઘેર મળ્યાં અને કેળવણીની માગણી કરી. બહુ વિચાર અને ચર્ચા પછી તેઓએ ફંડ શરૂ કર્યું અને ત્યાંને ત્યાં ૫૦,૦૦૦ રૂપિયા મેળવ્યાં. હું કામકાજ જોઈ રહ્યો.

વરિષ્ઠ અદાલતના મુખ્ય જજ (૧૮૧૪–૧૮૨૭) સર એડવર્ડ હાઇડ ઈસ્ટનું મેમોરન્ડમ

અક્ષરજ્ઞાન

| | પુરુષ | સ્ત્રી | | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|---|---|
| ઇંગ્લંડ | ૯૩·૪ | ૯૧·૫ | જાપાન | ૯૮ | ૯૬ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૯૫·૫ | ૯૩ | હિંદુસ્તાન | ૫·૨ | ૧·૫ |
| ડેનમાર્ક | ૧૦૦ | ૧૦૦ | બંગાળી | ૯·૫ | ૧·૭૫ |
| જર્મની | ૧૦૦ | ૧૦૦ | | | |

* * *

નિશાળે જતા કુલ વસ્તીના ટકા

| | | | |
|---|---|---|---|
| જર્મની | ૩૯·૫ | ડેન્માર્ક | ૩૫·૪ |
| ઇંગ્લંડ | ૨૯·૨ | જાપાન | ૩૭·૫ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૩૭·૫ | બ્રિટિશ હિંદ | ૩·૨ |
| ફ્રાન્સ | ૨૮·૫ | | |

કેળવણીની સગવડ

| | વસ્તી | પ્રાથમિક શાળાની સંખ્યા |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૦ કરોડ | ૩ લાખ ૧૭ હજાર |
| ઇંગ્લંડ | ૪૪૨ લાખ | ૮૬ હજાર |
| જાપાન | ૬૬½ કરોડ | ૧ લાખ ૭૬ હજાર |
| હિંદુસ્તાન | ૩૨ કરોડ | ૬ હજાર |

* * *

ધર્મ પ્રમાણે અક્ષરજ્ઞાન

| | | | |
|---|---|---|---|
| હિંદુ | ૬·૬૩ | ખ્રિસ્તી | ૨૪·૨ |
| મુસલમાન | ૪·૫૭ | જૈન | ૩·૨ |
| શીખ | ૫·૯ | પારસી | ૭૩·૨ |
| બુદ્ધિસ્ટ | ૨૮·૮ | | |

* * *

હિંદની વિશાળ જનસંખ્યાની અજાણતાનો હું જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે મને કાર્લાઇલના કરુણારસિક શબ્દો યાદ આવે છે: "જ્ઞાનનો અધિકારી માણસ અજાણ રહે તે મારા મનથી દુઃખદાયક બનાવ છે."

ડૉ. સી. હલ




## વાઇસરૉય સાહેબનો ઉપદેશ

વાઇસરૉય સાહેબ અમુક અમુક સમયના અંતરે પ્રજાને ઉપદેશો આપ્યા કરે છે. આ ઉપદેશો પ્રજા ઉપર કાંઇ અસર કરે છે કે નહિ તે શંકાનું સમાધાન જે જોરથી પ્રજા લડત ચાલુ રાખે છે તે ઉપરથી દેખાય છે. વાઇસરૉય સાહેબ પોતે ભલા માણસ છે, એમ આપણને અનેક વાર અનેક સ્થાનેથી કહેવામાં આવ્યું છે. વાઇસરૉય સાહેબની અંગત ભલમનસાઈ વિષે શંકા કરવાનું કારણ નથી. પણ જે યંત્રના વાઇસરૉય સાહેબ મુખ્ય ચક્ર છે તે યંત્ર એવું છે કે કોઇ પણ માણસ—પછી તે ગમે તેટલો ભલો ન હોય—કાંઈ કરી શકે નહિ! (આપણી લડાઇ તે યંત્રને તોડી પાડવાની છે; કારણ તે આપણા દેશનું મૃત્યુયંત્ર છે!) આથી વાઇસરૉય સાહેબનું છેલ્લું ભાષણ પ્રજાના 'ક્ષત ઉપર ક્ષાર' નું કામ કરે છે! આખા ભાષણમાં બે બાબતો ખાસ તરી આવે છે. શાબાશી બધી પોલીસને, અને દોષો બધા ગાંધીના અને મહાસભાના!

જે માણસને પોતાની સત્તાનો મદ હોય છે, જે માણસને પોતાની લોહમુષ્ટિમાં શ્રદ્ધા હોય છે, તેઓની દલીલમાં હમેશાં બેપરવાઇ અને પ્રતિપક્ષીની અવજ્ઞા હોય છે! વાઇસરૉય સાહેબની દલીલોમાં આ બન્ને બાબતો જણાઇ આવે છે! તેઓ જાણે છે કે સાચું કે ખોટું તેઓ જે કાંઈ કહેશે તે લશ્કરી બાગી કરી બતાવાશે! આથી તેઓ હિન્દુસ્તાનના ચાલુ પ્રશ્નને ઊંધી રીતે મૂકી શકે છે!

ચાલુ પરિસ્થિતિ માટે જવાબદારી કોની? ગાંધીની કે વાઇસરૉયની? વાઇસરૉય કહે છે ગાંધીની! ગાંધીની કઇ રીતે? વાઇસરૉય સાહેબ જો પ્રામાણિક હોય તો તેમને કબૂલ કરવું જોઇએ કે ગાંધીજીએ હૃદયપરિવર્તનનાં ચિહ્નો જોવા માગણી કરી હતી. વાઇસરૉય સાહેબને ઘુંટણે પડી ગાંધીજીએ આજીજી કરી હતી કે અમને આ અગીઆર મુદ્દાઓમાં આવે છે તેટલું તો આપો! વાઇસરૉય સાહેબે જવાબમાં પોતાના કારકૂન મારફતે ત્રણ ચાર લીટીઓમાં દિલગીરી દર્શાવી! જો બ્રિટિશ સરકારનો પ્રતિનિધિ હિંદી પ્રજાના પ્રતિનિધિની આટલી ઓછી અને આટલા નમ્રભાવે કરેલી વિનંતિને પણ માન ન આપે તો હિંદી પ્રજાના પ્રતિનિધિએ શું કરવું? અત્યાર સુધી દુનિયાના ઇતિહાસમાં થયું છે એ જ કરવાનું પ્રાપ્ત થાય છે! પણ ગાંધીજીએ, દુનિયાએ અત્યાર સુધી કર્યું છે તેના કરતાં વધારે સૌમ્ય માર્ગ લેવાનો પસંદ કર્યો! યુનાઇટેડ સ્ટેટ્સે No taxation without representation–મતાધિકાર વિના કર નહિ મળે–એ તત્ત્વને જે રીતે અમલમાં મૂક્યું તે રીતે હિન્દુસ્થાન પોતાની માગણી, ગાંધીજીના ઉપદેશથી, અમલમાં નથી મૂકતી; જે રીતે ઇંગ્લેન્ડે પોતાના એક રાજાને મારી નાખ્યો અને બીજાને કાઢી મૂક્યો તે રીત હિન્દુસ્થાન અખત્યાર નથી કરતો; જે રીતે ફ્રાન્સે પોતાના જુલમી રાજાઓ અને અમીરોને દૂર કર્યાં તે રીત હિન્દુસ્થાન નથી સ્વીકારતું; અને જે રીત રશિયાએ ગરીબોનાં દુઃખ દૂર કરવા માટે ગ્રહણ કરી તે હિન્દુસ્થાન નથી

શબ્દો છે! તાત્પર્ય કે, અહિંસક બળ જેવું કોઈ તત્ત્વ નથી! અને જો એવું તત્ત્વ ન હોય તો ચાલુ ચળવળ હિંસામાં ઉદ્ભવી છે અને હિંસામાં પરિણામ પામી છે! ઇતિ સિદ્ધમ્!

આપણા ઉપર રાજ્ય કરવા બ્રિટન જે ગવર્નરો મોકલે છે તે કેળવાએલા અને સંસ્કારી હોય છે એવી સાધારણ માન્યતા છે. પણ મુંબઇના ગવર્નરનું ભાષણ વાંચી ખરેખર આશ્ચર્ય થાય છે, કે તેઓ સાહેબ કોઇ સુધરેલી સંસ્કારી પ્રજાના પ્રતિનિધિ છે કે જેની વિચાર-શક્તિ જંગલી હિંસક ઘેટાંઓથી મુદ્દલ આગળ નથી વધી એવી પ્રજાના પ્રતિનિધિ છે? જુલમી કાયદા તોડતી વખતે વાપરવાનું બળ અહિંસક ન જ હોઇ શકે, એવું વિધાન એક ખ્રિસ્તીના મુખમાંથી નીકળે છે એ આશ્ચર્યની વાત છે! સરકારના અમલદારોએ ઉઘાડી આંખે શું એ નહોતું જોયું કે બળવાન સ્વયંસેવકો હસતા મોઢે લાઠીઓના માર ખાતા હતા? કેટલાક શ્રી. નરહરિભાઇ જેવા ઘાએ ઘાએ રામનામ લેતા હતા અને મારનાર તરફ પ્રેમથી હસતા હતા! પણ જેને જોવું નથી, જેને સમજવું નથી અને જેનો આત્મા એટલો જડ છે કે અહિંસક બળ જેવું તત્ત્વ છે કે નહિ તે પણ ન સમજી શકે તેને શું કહેવું?

ગવર્નર સાહેબ કહે છે કે, સાધ્યની દૃષ્ટિએ સાધનોનો ન્યાય ન કરવો જોઇએ! સ્વાતન્ત્ર્ય સારું ધ્યેય છે, પણ એ મેળવવા આપણે એમણે ખોટાં માનેલાં સાધનોનો ઉપયોગ ન કરવો જોઇએ! પણ આ દલીલ આપણા માટે જ છે! લૉ એન્ડ ઑર્ડર (કાયદા અને વ્યવસ્થા) ના ધ્યેય માટે નિશસ્ત્ર માણસો ઉપર ગોળી ચલાવી શકાય: જેમ કે પેશાવર, કાયદા અને વ્યવસ્થાના ધ્યેય માટે, દારૂ પીવાના સ્વાતન્ત્ર્ય માટે, પરદેશી કાપડ વાપરવાના સ્વાતન્ત્ર્ય માટે સેંકડો નિઃશસ્ત્ર માણસો ઉપર લાઠીઓ ચલાવી શકાય, તેમના ગુહ્ય ભાગો દબાવી શકાય, સ્ત્રીઓ ઉપર ઘોડા દોડાવી શકાય અને પ્રજાના ચારિત્રશીલ માણસોને જેલમાં પૂરી શકાય,—જેમકે આખું હિન્દુસ્થાન! અથવા ગવર્નર સાહેબની બુદ્ધિ શું એમ માનતી હશે કે ગોળી મારવી, લાઠી ચલાવવી, ગુહ્ય ભાગો દબાવવા, જેલમાં પૂરવા આ બધાં સુંદર પવિત્ર સાધનો છે અને તે કાયદા અને વ્યવસ્થાના સુંદર-પવિત્ર સાધ્ય માટે વપરાયાં છે!

બ્રિટન આપણા ઉપર રાજ્ય કરવા કેવા બુદ્ધિશાળી માણસો મોકલે છે!

સાચી વાત એ છે કે સત્તાનો મદ સત્ય જોવા દેતો નથી.

આપણે વાઇસરોય સાહેબની પ્રાર્થનામાં સંમિલિત થઇ કહીએ કે, ઇશ્વર સરકારને સદ્બુદ્ધિ આપે!

બતાવી રહ્યા હતા ( એક મોટી તકલી ચિતરવામાં આવી હતી ) કે, બહિષ્કાર તો તકલી જ સિદ્ધ કરી શકશે.

આઝાદ બજારમાં આ પ્રમાણે એક પ્રકારની બે વિરોધી વસ્તુઓ જોવામાં આવતી હતી. એક બાજુ કાપડની કરકસર કરવાનું કહેવામાં આવતું હતું; અને બીજી બાજુએ મિલવાળાઓની દુકાનોમાં હજારો રૂપિયાનો માલ વેચવામાં આવતો હતો. જેનાં ઘરોમાં કબાટો ને પેટીઓ ભરેલી હોય, જ્યાં ચાર સાડીએ ચાલતું હોય ત્યાં કપડાંના ગાંસડે ગાંસડા ભરવામાં આવતા હતા. આ વસ્તુ ખરું જોતાં હૃદયવેધક હતી.

હિંદુસ્તાનમાં લગભગ ૬૦૦ કરોડ વાર કાપડની ખપત છે. તેમાંથી લગભગ ૨૫૦ કરોડ વાર કાપડ પરદેશથી આવે છે, ૨૫૦ કરોડ વાર મિલોમાં બને છે, બાકીનું હાથ-કંતામણ અને હાથવણાટનું કાપડ ઉત્પન્ન થાય છે.

જો પરદેશનું ૨૫૦ કરોડ વાર કાપડ બંધ કરીએ, અને દેશમાં ઉત્પન્ન કરીએ તો તેને માટે એક જ રસ્તો છે. દરેક માણસે હાથે કાંતી કંતાવીને આ ખોટ પૂરી પાડવાની છે અને કરકસર કરીને કાપડ વાપરવાનું છે. યુરોપના મોટા વિગ્રહ વખતે ભરતખંડમાં કાપડ બહુ જ મોંઘું થઇ ગયું હતું. તે વખતે આપણે ૩૦૦ કરોડ વાર કાપડથી ચલવ્યું હતું. કાપડનો જૂહો વાપર વધવાને લીધે આટલું બધું કાપડ જોઇએ છીએ. દરેક માણસ જરૂર પૂરતાં જ કપડાં લે તો ખૂબ બચાવ થાય. તવંગર લોકો સીંચી ના મૂકે તો ગરીબને સસ્તે ભાવે કાપડ મળી શકે.

મિલો દ્વારા કાપડનો બહિષ્કાર સંપૂર્ણ સિદ્ધ ન થઇ શકે એ મહાત્માજીએ સ્પષ્ટ કહી દીધું છેઃ—

> "ખાદીની બહાર જઇને વિદેશી કાપડનો બહિષ્કાર સાધવાનો વિચાર કરવો એ ટૂંકી બુદ્ધિની નિશાની છે. જો દેશી મિલોથી જ તે બહિષ્કાર સિદ્ધ થવાનો હોત તો આજ લગીમાં એટલે પચાસ વર્ષમાં મિલોએ તે સિદ્ધ કર્યો હોત. હા, મિલો ખાદીની સાથે ભળીને બહિષ્કારને સરસ મદદ કરી શકે છે. × × × હિંદુસ્તાનની મિલોના કાપડનું સ્વદેશી એ નિરર્થક છે; એટલું જ નહિ પણ નુકસાનકારક છે. કેમકે તેથી ખાદી અને મિલના કાપડને સરખું સ્થાન મળે છે. એ તો લાંબા અને ટૂંકાની દોસ્તીવાળી વાત થઇ. લાંબાને સરખા હક એટલે ટૂંકાને કંઇ જ નહિ. ટૂંકો લાંબાની હારે કદી ઊભો ન જ રહી શકે એ નરી આંખે દેખાય એવી વાત છે. તેથી લાંબો જો ટૂંકાને ન્યાય આપવા ઇચ્છે તો તેણે ટૂંકાને હમેશાં આગળ મૂકવો જોઇએ, ટૂંકાને જે જોઇએ તેનો તેણે ત્યાગ કરવો જોઇએ. × × × બરોબર એ જ રીતે મિલના કાપડ અને ખાદી વચ્ચેનો સંબંધ છે. મિલનું કાપડ તો ચાલે જ છે. ખાદી તો હજી ચાલતાં શીખી નથી."

"જો ખાદીને નિરંતર નજર આગળ ન રાખીએ તો પરિણામ એટલું જ આવે કે દેશની મિલોના કાપડના ભાવ વધવાના અને બહિષ્કાર કદી સિદ્ધ ન થાય.

(૧) આપણા યુગમાં ગમે તેવા પ્રયત્ને પણ આપણી મિલો હિંદુસ્તાનને જોઇતું કાપડ પેદા ન જ કરી શકે;

(૨) મિલોનું ધ્યાન સામાન્ય રીતે પોતાના નફા ઉપર જ રહે છે અને રહેવાનું;

# લોકો નશો શા માટે કરે છે?

[ નિમ્ન અનુવાદિત લેખ ડૉ. પી. એસ. એલિઝીયેફ્પ્રણીત 'નશો' (Drunkenness) નામના પુસ્તકની પ્રસ્તાવનાતરીકે કાઉન્ટ ટૅાલ્સ્ટૅાયે ૧૦ મી જુન ૧૮૯૦ માં લખેલો; તે આજની દારૂનિષેધની ચળવળમાં આપણને ઉપયોગી થાય એવો હોવાથી નીચે આપીએ છીએ. તંત્રી ]

૧

દારૂ [ ગમે તેનો—દ્રાક્ષનો, વરીઆળીનો, મહુડાંનો કે રાઇ–(રશિયામાં પાકતું એક જાતનું ધાન )–નો ], ભાંગ, અફીણ, ગાંજો, ચરસ, તમાકુ અને એવી જ નશો ચઢાવનારી કેફી ચીજોનો ઉપયોગ લોકો કરે છે એનો કંઇ ખુલાસો છે ખરો કે? એની ચીજો વપરાવાનું શરૂ જ કેમ થયું? આટલી ત્વરાથી એનો ફેલાવો કેમ થવા પામ્યો અને જંગલી શું કે સુધરેલા શું સૌ લોકોમાં એકસરખી રીતે એનો બહોળો ફેલાવો હજી થયા જ કરે છે એનું કારણ શું? જ્યાં કોઇ જાતનો દારૂ ગળાતો નથી, અથવા મળતો નથી, અથવા વપરાતો નથી, ત્યાં એને બદલે અફીણ, ભાંગ, ગાંજો વગેરે જેવું કંઇક તો હોય જ છે અને તમાકુ તો જાણે હવે સર્વવ્યાપક થઇ ગઈ છે. આનું કારણ શું હશે ભલા?

લોકો નશો કરવાનું પ્રચ્છે છે જ શાને?

રસ્તે જનાર કોઇ દારૂડિયાને પૂછો કે "ભાઈ! તેં શા સારુ દારૂ પીવા માંડયો? હમણાં તું શા સારુ પીએ છે?" તો તે એમ જ કહેશે કે "વાહ! એમાં તો મઝા આવે છે; વળી જુઓને, સૌ કોઈ પીએ છે!" સાથે સાથે એમ પણ કહેશે, કે એથી તો મારામાં સ્ફૂર્તિ આવે છે. દારૂ પીવાથી લાભ છે કે હાનિ એ વિચારવાની જેણે કદી તકલીફ લીધી જ નથી એવા કેટલાક તો એમ પણ કહેશે કે દારૂ તો તંદુરસ્તીને ફાયદાકારક છે, એનાથી તો શક્તિ વધે છે; એટલે કે એવા લોકો તો તદ્દન બીનપાયાદાર જ વાત કરશે.

એક બીડી પીનારને પૂછો કે "ભાઇ! તું શા કારણથી બીડી પીવા લાગ્યો અને હમણાં પણ તું શા કારણથી પીએ છે? તો તરત જ એ કહેશે કે "વખત કાઢવા માટે; બીડીઓ તો સૌ કોઇ પીએ છે!"

લગભગ એવી જ જાતનો જવાબ અફીણ, ભાંગ, ગાંજો, ચરસ વગેરે વાપરનારા તરફથી પણ મળવાનો.

"વખત વિતાવવા, સ્ફૂર્તિ પ્રાપ્ત કરવા, સૌ કોઇ એમ કરે છે" વગેરે કારણો બેઠા બેઠા આંગળાના ટચાકા ફોડવા માટે, મોઢેથી ધીમો ધીમો અવાજ કર્યા કરવા માટે, ગણગણવા કરવા માટે, વાંસળી વગાડ્યા કરવા માટે કે એવું જ બીજું કંઇ કર્યા કરવા માટે ક્ષંતવ્ય ગણાય. એટલે કે જે કરતાં કુદરતની સંપત્તિનો લવલેશ દુરુપયોગ કરવાની જરૂર ન પડે, જે પેદા કરતાં ઘણી મહેનત કરવી પડી હોય, એવું કશું જે કરતાં કંઇ ખરચવાનું ન હોય, તેમજ જે કરતાં બીજાને કે પોતાની જાતને કશું નુકસાન થતું ન હોય તે બધું જ ક્ષંતવ્ય ગણી શકાય. પણ તમાકુ, દારૂ, ભાંગ, અફીણ વગેરે ઉત્પન્ન કરવા માટે તો લાખો માણસોની મહેનત ખરચાય છે; અને (ઘણી વખત તો જ્યાં

કે જે જ્યારે બંને છેડા ઉત્તર દક્ષિણ હોય ત્યારે બિલકુલ દેખાય જ નહિ પણ દિશામાં જરાક સરખો પણ ફેર પડે કે તરત જ તે સ્પષ્ટ દેખાઇ આવે.

બરાબર એ જ રીતે જેને આપણે સામાન્યતઃ અંતરાત્માના નામથી ઓળખીએ છીએ તે દેખતું આત્મિક સત્ત્વ પોતાનો એક છેડો સત્ય તરફ રાખે છે અને બીજો છેડો અસત્ય તરફ રાખે છે; અને જ્યાં સુધી એણે બતાવેલા માર્ગે–અસત્યથી સત્ય તરફ–આપણે ચાલીએ છીએ ત્યાં સુધી એ બિલકુલ દેખાતું નથી. પણ આ આત્મિક સત્ત્વની ઓળખ કરવા માટે એક જ કામ કરવાની જરૂર છે અને તે એ, કે અંતરાત્માએ બતાવેલા રસ્તેથી અવળા ચાલવું; એમ કરશો કે તરત જ તમે તેણે બતાવેલી દિશાથી કેટલા આડા ચાલી નીકળ્યા છો તે તમને એ (સત્ત્વ) બતાવી દેશે. અને એક ખલાસી એક વખત જાણી જાય કે પોતે અવળે રસ્તે ચઢી ગયો છે તો પછી હોકાયંત્રની સોય જ્યાં સુધી બરાબર સાચી દિશા ન બતાવે ત્યાં સુધી, અથવા તો પોતે અવળે રસ્તે ચઢી ગયો છે એ જ્ઞાનને તદ્દન દબાવી દે નહિ ત્યાં સુધી, એની એ ખોટી દિશામાં તો પોતાનું વહાણ જરા પણ આગળ જેમ નહિ ચલાવી શકે; તે જ પ્રમાણે જે માણસને પોતાની પાર્થિવ પ્રવૃત્તિ અને અંતરાત્મા વચ્ચેના દ્વિધા ભાવનું જ્ઞાન થઇ ચૂકયું છે તે માણસ પોતાની પ્રવૃત્તિ કાં તો અંતરાત્માના આદેશ અનુસાર જ રાખશે અથવા તો પાર્થિવ જીવનની અસત્યતાના જ્ઞાનને પોતાથી તદ્દન ગુપ્ત રાખીને જ પોતાની પ્રવૃત્તિ ધપાવ્યે રાખશે.

એમ કહેવાય છે, કે મનુષ્યજીવનમાં આ બે પ્રકારની પ્રવૃત્તિ સિવાય બીજું કંઈ છે જ નહિ: (૧) એવા પ્રકારનું જીવન કે જેમાં પોતાની બધી પ્રવૃત્તિઓ અંતરાત્માના અવાજને પૂરેપૂરી અનુસરે છે અને બીજું; (૨) એવા પ્રકારનું કે જેમાં પૂર્વવત્ જીવન ચાલુ રાખી શકાય એટલા ખાતર અંતરાત્માના આદેશોને પોતાથી ગુપ્ત રાખવામાં આવે છે.

કેટલાક પહેલા પ્રકારનું જીવન ગાળતા હોય છે, જ્યારે બીજા લોકો બીજા પ્રકારનું જીવન ગાળતા હોય છે. પહેલાની પ્રાપ્તિ અર્થે માત્ર એક જ ઇલાજ છે અને તે નૈતિક પ્રકાશ–પોતાના અંતરાત્મામાં પ્રકાશની (જ્ઞાનની) અભિવૃદ્ધિ કર્યા કરવી અને તેણે બતાવેલે માર્ગે ધ્યાનપૂર્વક ચાલ્યા કરવું; બીજાની પ્રાપ્તિ માટે–અંતરાત્માના આદેશોને ગુપ્ત રાખવા માટે–બે ઇલાજ છે: એક બાહ્ય અને બીજો આંતરિક. અંતરાત્માના આદેશો તરફ આપણું ધ્યાન ન ખેંચાય એવો કામધંધો કર્યા કરવો એ બાહ્ય ઉપાય છે અને અંતરાત્માને જ અજ્ઞાનના આવરણથી તદ્દન સુપ્ત દશામાં રાખવો એ આંતરિક ઉપાય છે.

પોતાની આંખ આગળ પડેલી વસ્તુ ન જોવી હોય તો તેના બે રસ્તા છે: કાં તો એ વસ્તુ કરતાં વધારે આકર્ષક વસ્તુઓ તરફ દૃષ્ટિ રોકી રાખવી જોઇએ અથવા તો પોતાની આંખની જોવાની શક્તિ જ તેણે બંધ કરી દેવી જોઇએ; તેવી જ રીતે અંતરાત્માના આદેશો પોતાથી છુપાવવા માટે પણ બે ઉપાય છે: કાં તો પોતાનું ધ્યાન અનેકવિધ કામધંધામાં, ચિંતામાં, આમોદપ્રમોદમાં અથવા તો રમતગમત જેવી કોઇ પણ બાહ્ય પ્રવૃત્તિમાં રોકવું જોઇએ; અથવા તો ધ્યાન આપનારી આંતરિક ઇંદ્રિયને જ તેણે બંધ કરી દેવી જોઇએ. તેઓ જે પ્રકારનું જીવન ગુજારી રહ્યા છે એ ખોટું છે, એવો અંતરાત્માનો આદેશ તેઓ ન જાણી શકે એ માટે મંદ અને મર્યાદિત નૈતિક લાગણીવાળા

કામ કરતાં એને જરાય શરમ નથી આવતી, અને તેથી કરીને જે કામને પોતાનું અંતઃકરણ વખોડી કાઢતું હોય છે તે કામ જ્યારે જ્યારે એને પોતાને કરવું હોય છે ત્યારે ત્યારે એ નશો ચઢાવે છે.

મને યાદ છે, કે મારી એક સગી વૃદ્ધ બાઇના રસોઇયાએ તેનું ખૂન કરવા બાબતના મુકદ્દમા વખતે જે જુબાની આપેલી તે સાંભળીને હું તો ખરેખર ચકિત જ થઈ ગયો હતો. તેણે જણાવ્યું, કે કામ કરનાર છોકરી–જેના પ્રેમપાશમાં તે ફસાયો હતો તે–ને વિદાય કર્યા પછી ( તે ઘોર ) કૃત્ય કરવાનો વખત થયો ત્યારે તે બાઇનાં સૂવાના ઓરડામાં છરી લઇને પ્રવેશ કરવાની તેને ઇચ્છા થઇ. પણ તત્ક્ષણ વિચાર આવ્યો કે જ્યાં સુધી મારી શુધબુધ ઠેકાણે હશે ત્યાં સુધી તો આ ( કાળું ) કૃત્ય મારાથી નહિ બની શકે. 'ભાનમાં હોય ત્યારે તો શરમ આવે જ.' એ પાછો ફર્યો. અને પહેલેથી ભરી રાખેલાં દારૂનાં પ્યાલાં બે ટમલર ગટગટાવી ગયો. આ કર્યું એટલે એને લાગ્યું કે હવે પોતે તૈયાર છે. અને એ ગુનો તેણે કર્યો !

ઘણું ગુના આ રીતે જ થતા હોય છેઃ–હિંમત ટકાવવાની ખાતર દારૂ પીઓ.

પતિત સ્ત્રીઓમાંની અર્ધોઅર્ધ તો દારૂની અસરથી જ તે સ્થિતિમાં આવેલી હોય છે. કૂટણખાનામાં જનારા લગભગ બધા જ લોકો દારૂના નશામાં હોય છે. અંતરાત્માના અવાજને ગૂંગળાવી નાખવાની શક્તિ દારૂમાં છે, એ હકીકત લોકો સારી પેઠે જાણે છે. અને તેથી એ હેતુ બર લાવવા માટે જ તેઓ ઇરાદાપૂર્વક તેનો ઉપયોગ કરે છે.

પોતાના અંતઃકરણને તો ગૂંગળાવી મારવા ખાતર લોકો દારૂનો છૂટથી ઉપયોગ કરે જ છે, પણ દારૂની કેવી અસર થાય છે એ જાણતા હોવાથી, જ્યારે જ્યારે અંતઃકરણ વિરુદ્ધનું કંઇ કામ બીજા પાસે પણ કરાવવાની ઇચ્છા થાય છે ત્યારે ત્યારે તેઓ તેમને ઇરાદાપૂર્વક નશામાં ચકચૂર બનાવી ભાનવિહોણા કરી મૂકે છે એટલે કે લોકોને લાગણી-શૂન્ય કરી મૂકવા માટે તેમને દારૂ પાવાની ગોઠવણ કરે છે. યુદ્ધમાં જ્યારે સામસામે લડવાનું હોય છે ત્યારે સૈનિકોને દારૂ પાઇને મત્ત કરી દેવામાં આવે છે. સેવાસ્ટોપોલ પર હુમલો કરતી વખતે બધા ફ્રેન્ચ સૈનિકોને દારૂ પાવામાં આવ્યો હતો.*

કોઇ કિલ્લો સર કરવામાં આવે, અને પછી સૈનિકો તે લૂંટવાની અથવા તો નિઃશસ્ત્ર નિરાધાર વૃદ્ધો અને બાળકોની કતલ કરવાની ના પાડે તે વખતે તેમને દારૂ પાવાનો હુકમ છોડવામાં આવતો; અને પછી તો એમની પાસે ધાર્યું કામ કરાવી શકાતું.×

સૌ કોઇ એવા લોકોને જાણતું જ હોય છે કે જેઓએ પોતાના અંતઃકરણ વિરુદ્ધ કંઇ કામ કર્યું હોય ત્યારે તેના ડંખની વેદનામાંથી ઊગરી જવા ખાતર દારૂ પી લીધો હોય છે. જેમનું જીવન અનીતિથી ભરેલું હોય છે તેવા માણસો કેફી વસ્તુઓનો આશ્રય લેવા

* ધરાસણામાં બ્રિટિશ સરકારના અધિકારીઓની આજ્ઞાથી જે સિપાઇઓ સત્યાગ્રહી સૈનિકો પર છૂટે હાથે લાઠી ચલાવતા હતા તે બધાને પહેલેથી જ દારૂના નશામાં ચકચૂર કરી મૂકવામાં આવતા એવું એક ઘાયલ સત્યાગ્રહી સૈનિક પાસેથી સાંભળ્યું છે. ( અનુવાદક )

× 'સેવાસ્ટોપોલ અને બીજી વાતો' નામના પુસ્તકની ગ્રાન્ટ રીચર્ડની છ પેનીવાળી આવૃત્તિમાં ટૉલ્સ્ટૉયે પ્રસ્તાવનામાં ગેઓર્ડેવ આગળ સ્કોબેલેફના વર્તનનો ઇસારો કર્યો છે તે વાંચો. ( સંપાદક )

લેવાનું મન થઇ જાય છે, અને જ્યાં સુધી નશાનો અમલ હોય છે ત્યાં સુધી ભાગ્યે જ કોઇ માણુસ પોતાના દરજ્જાનો કે પોતાની હાલતનો વિચાર કરી શકે છે. કવચિત વધારે પ્રમાણમાં લેવાથી જેવી અસર શરીર ઉપર થાય છે તેની જ અસર નિયમસર હમેશાં તે વસ્તુનું સેવન કરનાર ઉપર પણ થાય છે, એ સૌ કોઇનો અનુભવ છે. તોપણ જે લોકો દારૂ અને તમાકુનું માપસર સેવન કરતા હોય છે તેમને એમ લાગે છે, કે તેઓ હૃદયને લાગણીશૂન્ય બનાવવાની ખાતર આવી માદક વસ્તુઓનું સેવન તો નથી જ કરતા, પણ કેવળ સ્વાદની ખાતર અથવા ઘડીક આનંદની ખાતર એનું સેવન કરતા હોય છે.

પણ હવે આ વસ્તુ ઉપર ગંભીરતાથી નિષ્પક્ષપાતપણે વિચાર કરવાની જરૂર છે. કોઈ ને કોઈ જાતનું બહાનું ખોળી કાઢીને પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન ન થવો જોઇએ. સૌથી પ્રથમ તો એ કે, જો વધારે પ્રમાણમાં માદક પદાર્થો લેવાય તો હૃદય લાગણીશૂન્ય બની જાય. તો પછી તેનું સતત સેવન–પછી તેનું પ્રમાણ થોડું હોય કે ઝાઝું ગમે તેટલું હોય–પણ એ જ જાતની અસર ઉપજ્ન કર્યા સિવાય રહી જ કેમ શકે ? ( શરૂઆતમાં માનસિક પ્રવૃત્તિનો વેગ એકદમ વધી જશે અને પછી એકદમ મંદ પડી જશે. ) આ બાબત સમજવાની પ્રથમ જરૂર છે. હવે બીજી વાત એ સમજવાની છે, કે એકેએક માદક પદાર્થમાં હૃદયને લાગણીશૂન્ય કરી મૂકવાનો સ્વાભાવિક ગુણ છે. માદક પદાર્થના કેફની અસરને લીધે જ ખૂન, લૂંટફાટ અને વ્યભિચાર થવા પામે છે અને એની જ અસરને લીધે તો એવાં વચનો બોલાય છે, એવા વિચારો કરાય છે, અને એવી લાગણીઓ અનુભવાય છે કે જે વચનો, વિચારો કે લાગણીઓ તે તે માદક પદાર્થો ન સેવાયા હોય તો કદી ન બોલાય કે ન વિચારાય કે ન અનુભવાય. અને ત્રીજી વાત એ સમજવાની છે, કે ચોર લોકોનાં, ધાડપાડુઓનાં તેમજ વ્યભિચારી લોકોનાં હૃદય લાગણીશૂન્ય કરવા માટે માદક પદાર્થો જરૂરી જણાય છે, તો જે ધંધો કરતાં પોતાનું હૃદય ડંખ્યા કરતું હોય–ભલેને લોકો તે ધંધાને ઘણો માનનીય અને આબરૂવાળો લેખતા હોય–તે ધંધામાં રચ્યાપચ્યા રહેવાની ઇચ્છાવાળા માણસો માટે પણ એ માદક પદાર્થો એટલા જ જરૂરી છે.

ટૂંકમાં, માદક પદાર્થોના સેવનનું કારણ–પછી તે સેવન થોડા પ્રમાણમાં થતું હોય કે ઝાઝા પ્રમાણમાં થતું હોય, પ્રસંગોપાત થતું હોય કે હરહંમેશ માપસર અને નિયમસર થતું હોય, હલકા લોકોમાં થતું હોય કે શ્રીમંત, શાહુકાર ઊંચ લોકોમાં થતું હોય પણ તેનું કારણ–તો માત્ર એકમેવ છે અને તે એ જ કે પોતાના જીવન અને પોતાના અંતરાત્માના આદેશ એ બે વચ્ચેનો વિસંવાદ પોતાની જાણમાં ન આવે એટલા માટે હૃદયને જ તદ્દન લાગણીશૂન્ય બનાવી મૂકવાની જરૂરિયાત.

૩

તમામ કેફી પદાર્થોનું આટલા બધા બહોળા પ્રમાણમાં જે સેવન થાય છે તેનું કારણ ઉપર જણાવ્યું તે એક જ છે. પણ એ બધાયમાં તમાકુ તો અતિ જ સામાન્ય થઇ પડેલી વસ્તુ છે અને કદાચ વધારેમાં વધારે નુકસાનકારક પણ તે જ છે.

એમ માનવામાં આવે છે, કે તમાકુ તો માણસને પ્રોત્સાહિત કરે છે, વિચારોને સ્પષ્ટ કરે છે અને બીજી કોઈ પણ સામાન્ય ટેવની માફક જ આકર્ષે છે, અને છતાં દારૂની માફક હૃદયને–અંતરાત્માના અવાજને તે જરાય મારી નાખતી નથી. પણ કયા સંજોગોમાં માણસને

અને ધાર્યા કરતાં વધારે ગુમાવી બેસું છું–એટલે હું ધૂમ્રપાન કરું છું. મેં પોતે જ મારી સ્થિતિ કફોડી કરી મૂકી હોય છે, ખોટું કામ કર્યું છે, ભૂલ કરી છે, અને હવે જે કસુર મેં કરી હોય તે મારે સ્વીકારી લેવી જોઈએ અને તેમ કરું તો હું તેમાંથી છૂટી પણ શકું તેમ છું; પણ એ કબૂલ કરવાનું જ મને ગમતું નથી, એટલે એ ( ની જવાબદારી ) બીજાઓ ઉપર હું ઢોળી પાડું છું, અને ધૂમ્રપાન કરું છું. હું કંઈક લખું છું અને પછી મારા લખાણથી મને પોતાને જ સંતોષ થતો નથી, એટલે ( ખરી રીતે તો ) મારે એ કામ પડતું જ મૂકવું જોઇએ, પણ મારી યોજનાનુસાર એ પૂરું કરવાનું મને મન છે–એટલે હું ધૂમ્રપાન કરું છું. હું કજિયો કરું છું, અને સમજું છું કે હું મારા સામાવાળાઓને સમજતો નથી અને એ મને સમજતો નથી. પણ હું મારો મત પ્રગટ કરવા ઇચ્છતો હોવાથી હું મારી મેળે બોલવાનું ચાલુ જ રાખું છું, અને હું ધૂમ્રપાન કરું છું.

બીજા માદક પદાર્થો કરતાં તમાકુ ઘણા લોકોને ગમી જાય છે તેનાં કારણો ઘણાં છે. એક તો એ, કે તેનો કેફ બહુ સહેલાઇથી ચઢે છે. બીજું એ, કે બાહ્યદષ્ટિએ તમાકુ જરાય નુકસાનકારક લાગતી નથી; પણ તેનો ઉપયોગ કરવાનું સવિશેષ કારણ તો એ છે, કે દરેક ઠેકાણે એ લઇ જઈ શકાય છે, અને જ્યારે જ્યારે કોઇ એકાદો નાનો સરખો પણ પ્રસંગ મનુષ્યના હૃદયને વલોવતો હોય છે અથવા જરા સરખો પણ ડંખ દેતો હોય છે તે વખતે તેનો તરત જ ઉપયોગ થઇ શકે છે. અફીણ, ભાંગ કે દારૂ લેતી વખતે બીજાં કેટલાંક સાધનોની અપેક્ષા રહે છે એ વાત અત્યારે ન કરીએ, પણ સૌ કોઇ બીડી પીનાર તમાકુ અને પાંદડાં અથવા કાગળ ( સીગારેટ બનાવવાના ) પોતાના ખિસ્સામાં જ રાખીને ગમે ત્યાં ફરી શકે છે. ( હવે જ્યાં જોઇએ ત્યાં, અને જ્યારે જોઇએ ત્યારે, બીડીઓ તથા સીગારેટો તૈયાર મળ્યા કરે છે, છતાં પણ ગામડાના માણસો બનતાં સુધી બીડી વેચાતી ન લેતાં તમાકુ અને પાંદડાં ખિસ્સામાં રાખીને જ ફરતા હોય છે અને જ્યારે ઇચ્છા થાય ત્યારે તરત વાળીને પીએ છે. ) વળી ગંજેરી તથા દારૂડીઆ તરફ તો સૌ કોઇને અણગમો હોય છે પણ તમાકુને માટે એમ મનાય છે કે તે અણગમો નથી ઉપજાવતી. બીજા માદક પદાર્થો કરતાં તમાકુમાં ખાસ લાભ એ છે કે ભાંગ, ગાંજો, અફીણ, કે દારૂનો નશો ઝાઝો વખત ટકે છે અને તે નશા દરમિયાન થતાં સઘળાં કામમાં અથવા તે દરમિયાન પ્રગટ થતી સઘળી લાગણીઓમાં તેની અસર જણાયા જ કરે છે; જ્યારે તમાકુથી ચઢતો નશો તો માત્ર જે કોઇ એકાદા પ્રસંગ વખતે બીડી પીવામાં આવી હોય તે પૂરતો જ રહે છે. તમારે જે નથી કરવાનું એ જ તમે જ્યારે કરવા ઇચ્છો છો, ત્યારે તમે એક બીડી ફૂંકી લ્યો છો અને પરિણામે તમારે હાથે જે ન થવું જોઇએ એ કરવા પૂરતા તમે લાગણીશૂન્ય બની જાઓ છો; ને પછી પાછા જેવા હતા તેવા થઇ જાઓ છો; એટલે કે એ નશાની અસરથી મુક્ત રહીને જેવું વિચારો તથા બોલો તેવું વિચારી શકો છો, બોલી શકો છો. અથવા તો તમારે હાથે જે ન થવું જોઇએ એ થઇ ગયું છે એમ જ્યારે તમને ભાન થાય છે ત્યારે પણ તમે ધૂમ્રપાન કરો છો, અને પરિણામે તમારા ખોટા અને વિચિત્ર કામનું જે અરુચિકર ભાન તમને થવા લાગ્યું હોય છે એ એકદમ લુપ્ત થઇ જાય છે. એટલે પછી તમે બીજા કામમાં રોકાઓ છો અને એ વાત વિસરી જાઓ છો.

પણ બીડી પીનારાઓના છુટાછવાયા વૈયક્તિક પ્રસંગો જવા દો–જો કે એમાં વખત વિતાવવાનો કે એક ટેવને સંતોષવાનો સવાલ હોતો જ નથી, પણ પોતે જે કામ કરતા

પીનારા પુખ્ત ઉંમરના માણસો તમાકુના ધૂમાડા સામે વાંધો ન લે (એમ માની લઇએ), પણ છોકરાંને તો એ જરાય ન ગમે એ નિર્વિવાદ છે; પણ એમને તો બિચારાંને પૂછે છે જ કોણ ? છતાં ગૃહસ્થ અને બધી રીતે દયાળુ (ગણાતા) લોકો જ નાના નાના ઓરડામાં જમતી વખતે જ બાળકો સમક્ષ ધૂમ્રપાન કરે છે અને તે ધૂણીથી બધી હવા બગાડી મૂકે છે. તોપણ તેમનાં હૃદયને જરાય દુઃખ થતું નથી.

સામાન્યતઃ એમ કહેવાય છે (અને હું પણ એમ જ કહેતો) કે, ધૂમ્રપાનથી માનસિક કામ ઘણું સરળ થઇ જાય છે. અને માનસિક શ્રમથી સધાતા કામના જથા તરફ દૃષ્ટિ કરતાં તો એ વાત સોએ સો ટકા સાચી લાગે છે. જે માણસ ધૂમ્રપાન કરે છે તે પોતાના વિચારોના સારાનરસાપણાની યોગ્ય કિંમત કે તુલના કરી શકતો નથી. અને તેથી એને એમ લાગે છે કે તેને એકદમ એકસામટા ખૂબ વિચારો આવે છે; પણ આનું ખરું કારણ તો એ હોય છે, કે તે પોતાની વિચારશક્તિ પરનો કાબુ જ ગુમાવી બેઠો હોય છે.

જ્યારે માણસ કામ કરતો હોય છે ત્યારે એ જાણતો હોય છે, કે એનામાં બે જણ કામ કરે છે. એક જણ કામ કરે છે અને બીજો જણ એ કામ કેવું થાય છે એની સારાસારતાની કિંમત આંકે છે. જેમ એ કિંમત આંકવાનું ધોરણ વધારે ઊંચું, તેમ કામનો વેગ મંદ થશે, પણ એ કામ ઊંચી કોટિનું જ થશે; અને એથી ઊલટું, જ્યારે એ કિંમત આંકનાર ઉપર કોઇ એવી જ ચીજની અસર થઇ હોય કે જેથી તેની તે શક્તિ બુઠ્ઠી બની ગઇ હોય તો કામ વધારે થાય ખરું, પણ ઉતરતી (હલકી) કોટિનું થાય.

'જો હું ધૂમ્રપાન ન કરું તો મારાથી લખી ન શકાય. હું આગળ ચાલી જ ન શકું. હું શરૂ કરું અને પછી આગળ ચાલુ ન રાખી શકું,' આવી જાતની (લેખકોની) સામાન્ય ફરિયાદ હોય છે. હું પણ એમ જ બોલતો. આનો વાસ્તવિક અર્થ શું હોઈ શકે ? એનો અર્થ એ જ હોઇ શકે, કે કાં તો તમારી પાસે લખવાનું જ કશું (વિષય અને વિચાર) નથી અથવા તો જે વિષય ઉપર તમે લખવા ઇચ્છો છો તે ઉપરના તમારા વિચારો તમારા પોતાના દિલમાં બરાબર પક્વ થયા નથી, પણ માત્ર ઝાંખા ઝાંખા તમને દેખાય છે અને તેથી કસોટી કરનારો આંતરિક વિવેચક તમાકુના નશામાં સપડાયો નથી હોતો ત્યાં સુધી એમ કહે છે, કે એમાં કંઇ લખવા જેવું નથી. જો તમે ધૂમ્રપાન ન કર્યું હોત તો કાં તો તમે જે શરૂ કર્યું હોત તે ત્યાંનું ત્યાં જ પડતું મૂકત અથવા તો જે વિચાર રજુ કરવાની તમારી ઇચ્છા હોય એનું બરાબર સ્પષ્ટીકરણ તમારા પોતાના મનમાં ન થઈ ગયું હોય ત્યાં સુધી એ લખવાની તમે જરાય ઉતાવળ ન કરત; તમને જે ઝાંખું ઝાંખું દેખાય છે તેને બરાબર સ્પષ્ટ સમજવા માટે તે વિચારમાં તમે ઘણા જ ઊંડા ઊતરવાનો પ્રયત્ન કરત અને જે જે વાંધાઓ તમારી સમક્ષ રજુ થાત તે તે ઉપર તમે પૂરતો પાકો વિચાર કરત અને તેથી તે વસ્તુનો સ્પષ્ટ ખ્યાલ મેળવવા તરફ તમે તમારી બધી શક્તિઓ એકાગ્ર કરત. પણ તમે તો ધૂમ્રપાન કરો છો, એટલે અંદરનો વિવેચક ઘેનમાં ઘેરાય છે અને તમારા કામમાં જે આડખીલી નડતી હતી તે દૂર થાય છે. તમાકુનો નશો ચડતાં પહેલાં તમને જે વસ્તુ તદ્દન ક્ષુદ્ર લાગતી હતી તે જ વસ્તુ ફરીથી અગત્યની લાગે છે. વાંધા માત્ર અદૃશ્ય થઈ જાય છે અને તમારું લેખનકાર્ય (અપ્રતિહત) ચાલે છે. તમે ખૂબ લખો છો; ઝપાટાબંધ લખો છો.

જ્યારે રાસ્કોલ્નીકૉફ તે વૃદ્ધ બાઇની બ્હેનને મળ્યો ત્યારે તે સાચું જીવન નહોતો ગાળતો, પણ જ્યારે તેણે એક વૃદ્ધ સ્ત્રીને ઠાર કરી નહોતી, જ્યારે તેણે અજાણ્યા માણસના ઘરમાં ખૂન કરવાના ઈરાદાથી પ્રવેશ કર્યો નહોતો, જ્યારે તેણે કુહાડી લીધી નહોતી અથવા તો કુહાડી લટકાવવાનું ગાળિયું પોતાના લાંબા ડગલામાં ભરાવ્યું નહોતું, જ્યારે તે પોતાના ઓરડામાં પોતાની ખાટ ઉપર સૂતો સૂતો તે વૃદ્ધ બાઇ વિષે જરાય વિચાર નહોતો કરતો અથવા તો આ દુનિયામાંથી કોઇ બીનજરૂરી અને નુકસાનકર્તા વ્યક્તિને સદાને માટે શ્વાસ લેતી બંધ કરી દેવી એ કોઇ એક માણસના તરંગને આધીન હોઇ શકે કે કેમ, એ બાબતનો પણ જ્યારે એ વિચાર નહોતો કરતો; પણ એણે પીટર્સબર્ગમાં રહેવું કે કેમ, એણે એની માતા પાસેથી પૈસા લેવા કે કેમ, અને એવી જ જાતના તે વૃદ્ધ સ્ત્રી સાથે જરા પણ સંબંધ ન હોય એવા પ્રકારના અન્ય વિચારોમાં જ્યારે એ ગુંચાએલો હતો ત્યારે રાસ્કોલ્નીકૉફ સાચું જીવન જીવતો હતો. અને તે જ વખતે—શારીરિક પ્રવૃત્તિથી તદ્દન નિરાળા ક્ષેત્રમાં જ—એણે એ સ્ત્રીને મારવી કે ન મારવી એ પ્રશ્નનો ફ્ડચો આણ્યો હતો. એ પ્રશ્નનો ફ્ડચો—જ્યારે એક સ્ત્રીનું ખૂન કરીને બીજી સ્ત્રી સમક્ષ કુહાડી લઇને ઊભો હતો ત્યારે—નહોતો આવ્યો; પણ જ્યારે એ કશું જ કામ નહોતો કરતો પણ માત્ર વિચાર જ કરતો હતો ત્યારે એ પ્રશ્નનો ફ્ડચો આવ્યો હતો. જ્યારે માત્ર એની આંતરબુદ્ધિ કામ કરતી હતી અને તેથી ઘણાં જ સૂક્ષ્મ પરિવર્તનો થઇ રહ્યાં હતાં ત્યારે એ ઉંબટનો નિર્ણય થયો હતો. આવે વખતે જ ઉપસ્થિત થએલા પ્રશ્નો સંબંધી સાચો નિર્ણય કરવા માટે બુદ્ધિમાં નિર્મળતાની આવશ્યકતા હોય છે; અને એ જ વખતે દારૂની એક જ પ્યાલી, કે એક જ બીડી એ પ્રશ્નનું નિરાકરણ થતું અટકાવી દઇ શકે અથવા તો એ નિર્ણયને મુલતવી રખાવી શકે, અથવા તો અંતરાત્માના અવાજને ગુંગળાવી શકે, અથવા તો એ નિર્ણયને મનુષ્યના પાશવી આપસ્જીવનને અનુકૂળ કરી શકે, જેમ રાસ્કોલ્નીકૉફના પ્રસંગમાં બન્યું તેમ.

સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ પરિવર્તનો ઉપર તો ભારેમાં ભારે, ભયંકરમાં ભયંકર પરિણામો અવલંબે છે. નિર્ણય થયા બાદ તેને આચારમાં મૂકતાં મૂકતાં ઘણા ઘણા સ્થૂળ ફેરફાર થાય છે: લોકોનાં ઘરબાર, રિદ્ધિસિદ્ધિ, જાનમાલ ફના થઇ જાય છે; પણ મનુષ્યની બુદ્ધિમાં જે શુભ સ્વરૂપમાં હોય છે તેના કરતાં જરાય વધારે અગત્યનું કંઇ પણ બની શકતું નથી. શક્યતાની હદ, બુદ્ધિમાં મર્યાદિત થઇ ચૂકી હોય છે.

પણ બુદ્ધિપ્રદેશમાં થતાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરિવર્તનોથી અકલ્પ્ય અગત્યતાવાળાં અસંખ્ય પરિણામો આવવાનો સંભવ ખરો. (એમ સારી રીતે કહી શકાય.)

જે કંઇ હું કહું છું તે ઉપરથી કોઇ એમ ન માની બેસે કે, મારા કથનની સાથે સ્વતંત્ર ઇચ્છા તો Determinism સાથે કોઈ પ્રકારની નિસ્બત છે. એ પ્રશ્ન ઉપરની ચર્ચા તો મારે જે કંઈ કહેવાનું છે તે દૃષ્ટિએ તો તદ્દન નિરર્થક જ છે. મનુષ્ય પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે વર્તી શકે કે ન વર્તી શકે–એ પ્રશ્નનો નિર્ણય ન આપતાં હું તો માત્ર એટલું જ કહું છું, કે મનુષ્યની પ્રવૃત્તિનો બધો આધાર તેની બુદ્ધિમાં થતા અતિ સૂક્ષ્મ ફેરફારો પર રહેલો હોવાથી વજન કરવાના કાંટાની બાબતમાં જેમ આપણે ખૂબ ચોકસાઇપૂર્વક ધ્યાન આપીએ છીએ, તેવી જ રીતે જે મનઃસ્થિતિમાં એ સૂક્ષ્મ પરિવર્તનો થવા પામતાં હોય તે મનોદશા ઉપર ખાસ ચીવટપૂર્વક ધ્યાન આપવાની જરૂર છે. આપણા હાથની વાત હોય ત્યાંસુધી તો આપણે આપણી જાતને કે બીજા કોઇને એવી પરિસ્થિતિમાં

આવી રીતે બુદ્ધિને લાગણીશૂન્ય કરી નાખવાના પ્રયત્નનો પૂરેપૂરો અર્થ સમજવા માટે દરેક વ્યક્તિએ પોતાના જીવનમાં જે જે વખતે ધાર્મિક ગૂંચવણો ઊભી થઇ હોય તે તે વખતની પોતાની મનઃસ્થિતિ બરાબર યાદ કરવાની જરૂર છે. સૌ કોઇ એટલું તો કહેશે કે તેના પોતાના જીવનમાં અમુક વખતે એવા (કૂટ) નૈતિક પ્રશ્નો ઉપસ્થિત થયા હતા કે જેનું નિરાકરણ તેણે પોતે શોધ્યે જ છૂટકો હતો. કારણ કે એ નિરાકરણ ઉપર તો તેના જીવનના કલ્યાણનો પૂરેપૂરો આધાર હોય છે. આ નિરાકરણ કરવા માટે એકાગ્રતા અત્યંત આવશ્યક છે. આવી એકાગ્રતા (એક પ્રકારની) મહેનત તો છે જ. હરકોઇ મહેનતના કામમાં—ખાસ કરીને શરૂઆતમાં—એક સમય એવો હોય જ છે કે જે વખતે એ કામ ખૂબ અઘરૂં અને દુઃખદાયક લાગે છે અને બરાબર તે જ ટાંકણે માનુષિક નબળાઇ એ કામ પડતું મૂકવાની ઇચ્છાને પ્રબળ બનાવે છે. શરૂઆતમાં શારીરિક શ્રમ દુઃખદાયક લાગે છે; અને માનસિક શ્રમ તો એથી પણ વધુ દુઃખદાયક લાગે છે. લેસીંગ કહે છે કે :—જ્યાં વિચાર કઠણ લાગવા માડે છે ત્યાં જ લોકો વિચાર કરવાનું માંડી વાળે છે પણ હું એટલું ઉમેરીશ કે એ જ વખતે વિચાર કરવાનું કામ ફળદાયી થવા માંડતું હોય છે. પોતાની આગળ જે જે (કૂટ) પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ફડચો લાવવા માટે દુઃખદ શ્રમ ઉઠાવવાની જરૂર પડે છે એ વાત માણસ જાણતો હોવાથી, એ વસ્તુને જ ટાળવાની તેને ઇચ્છા થાય છે. (હવે) એની પાસે પોતાની માનસિક શક્તિઓને બહેરી કરી નાખવાનાં સાધનો જો ન હોય તો એની સમક્ષ જે જે પ્રશ્નો ઉપસ્થિત થયા હોય તેને એ તરછોડી ન શકે અને પરિણામે અવશ થઇને પણ એનો ફડચો લાવવાની તેને ફરજ પડે. પણ લોકોને ખબર પડી ગઇ છે કે એક એવું સુંદર સાધન છે કે જેની મદદથી જ્યારે જ્યારે એવા પ્રશ્નો ઉપસ્થિત થાય ત્યારે ત્યારે તરત જ તે દૂર રાખી શકાય એમ છે અને તેથી એ સાધનનો લોકો ઉપયોગ કરે છે. કૂટ પ્રશ્નો એમની બુદ્ધિને પીડવાનું શરૂ કરે છે ત્યાં તો લાગલો જ આ સાધનનો તેઓ આશ્રય લે છે અને હેરાન કરનારા આ પ્રશ્નોને અંગે પ્રાપ્ત થતી અશાંતિમાંથી ઊગરી જાય છે. બુદ્ધિ એનાં નિરાકરણ માગતી બંધ થાય છે અને ફરી પાછી બુદ્ધિ સતેજ થાય નહિ ત્યાં સુધી એ પ્રશ્નો એની એ જ અનિરાકૃત અવસ્થામાં પડયા રહે છે. પણ જ્યાં ફરી પાછો એ વખત થાય છે-નિરાકરણ લાવવા સબંધી વિચાર કરવાનો-કે તરત જ એ જ ઉપાય ફરીથી અજમાવવામાં આવે છે; અને આ પ્રમાણે એ નૈતિક પ્રશ્નો એમને એમ જ અનિરાકૃત રહેવા દઇને મહિનાઓ, વરસો અને કેટલીક વખત તો આખી જીંદગીની જીંદગી પસાર થાય છે, છતાં એક તસુ જેટલી પણ-નિરાકરણની દૃષ્ટિથી-પ્રગતિ થઇ શકતી નથી. છતાં જીવનની સારી પ્રવૃત્તિ જુઓ તો આ નૈતિક પ્રશ્નોનાં નિરાકરણમાં જ મળશે, બીજે ક્યાંય નહિ મળે.

આ તો એના જેવું છે કે કોઇ માણસનું કીમતી મોતી ડહોળાયેલા પાણીમાં પડી ગયું હોય અને પછી તે કાઢવા માટે એ પાણીમાં પડતું મૂકવાની તો જાણે તેની હિંમત ન ચાલતી હોય પણ પાણી આસ્તે આસ્તે સ્થિર થઇને ઠરવા માંડે કે તરત જ તે બધુંય પાણી ડહોળી મારે અને પરિણામે ચોકખું થવાની તૈયારી પર આવેલું પાણી ફરી પાછું ડહોળાયેલું થઇ જાય. ઘણાય લોકો આખી જીંદગી કેફી ચીજોનું સેવન કર્યા કરે છે, અને પરિણામે જે અજ્ઞાનયુક્ત અને આત્મવિરોધી દૃષ્ટિબિંદુ તેમણે એક વખત સ્વીકાર્યું હોય છે એને જ તેઓ ચુસ્તપણે વળગી રહે છે. કારણ કે જ્યારે જ્યારે જ્ઞાનોદય થવાનો સમય આવે છે ત્યારે ત્યારે દશ

એટલે અત્યારે આપણા સમાજમાં જે બધું ચાલી રહ્યું છે તેમાંથી ઘણુંખરું તો એ કામ કરનારો જ્યારે ગંભીર નથી હોતા ત્યારે જ કરવામાં આવતું હોય છે. પછી એ કામ ભલેને ગમે તેનું હોય—રાજકર્તાઓનું હોય કે બીજાને શિક્ષણ આપનારનું હોય, શાસિત પ્રજાનું હોય કે શિક્ષા લેનાર શિષ્યોનું હોય.

અને આ વસ્તુને મશ્કરી કે અતિશયોક્તિ નહિ સમજતા. આપણા જીવનમાં અવ્યવસ્થા અને બધાયને માથે ચઢી બેસે એવી નિર્માલ્યતા આવવાનું મુખ્ય કારણ જ ઘણાખરા લોકો કાયમ માટે કેફમાં પડી રહે છે એ છે. આપણી આસપાસ જે કામ થઇ રહ્યાં છે—ઈફીલ ટાવર બાંધવાથી માંડીને તે લશ્કરી નોકરી કરવા સુધીનાં તમામ કામ નશો ન કરનાર માણસો કરી શકે ખરા કે?

કોઈ જાતની જરૂર ન હોવા છતાં પણ, એક મંડળી ઊભી કરવામાં આવે છે. મૂડી એકઠી કરાય છે. લોકો મજૂરી કરે છે, ગણતરી કરીને યોજના તૈયાર કરી નકશો આકારવામાં આવે છે; એક મિનારા વાસ્તે લાખો દિવસો અને હજારો ટન લોખંડ ખરચાય છે; અને લાખો લોકો એ મિનારા પર ચઢવું; ત્યાં થોડું બેસવું અને પછી નીચે ઊતરી જવું એને પોતાના કર્તવ્ય તરીકે સ્વીકારે છે. અને આ મિનારાનું મકાન ચઢી ઊતરવાથી તેમના મનમાં આવા અથવા આથી પણ મોટા મિનારા ચણાવવા સિવાય બીજો કોઇ વિચાર કે ઇચ્છા ઉદ્ભવતી નથી. ગંભીરતાથી વિચાર કરનારા લોકો એ પ્રમાણે કરે ખરા કે? અથવા બીજો પ્રસંગ લઇએ. બધીય યુરોપીય પ્રજાઓ છેલ્લાં કેટલાંય વર્ષોથી લોકોને મારી નાખવાનાં ઉત્તમોત્તમ સાધનો યોજવામાં ગુંથાએલી છે. અને બને તેટલા વધારે યુવાનોને, પુખ્ત ઉંમરના થતાં વેંત જ ખૂન કેમ કરવું એ શીખવવામાં ગુંથાએલી છે. સૌ કોઇ જાણે છે કે જંગલી લોકો તો હુમલો ન કરી શકે; પણ આ બધી તૈયારીઓ તો જુદી જુદી સુધરેલી અને ખ્રિસ્તી પ્રજાઓ એક બીજાની સામે કરતી હોય છે! બધા બરાબર સમજે છે કે આ બોજા-રૂપ છે, દુઃખદાયક છે, અગવડભર્યું છે, વિઘાતક છે, અનીતિવાળું છે, ધર્મ વિરોધી છે,

---

બીડીનું સેવન કરનારા લોકો માનસિક તેમજ નૈતિક દૃષ્ટિએ ઉચ્ચતમ ગુણોનો પરિચય કરાવતા હોય છે તેનું શું કારણ હોઇ શકે?

એનો જવાબ એક તો એ છે કે દારૂ અને બીડી પીનારા તેમ ન કરતા હોત તો કેટલી ઊંચી કક્ષાએ પહોંચ્યા હોત તે આપણે કહી શકતા નથી. બીજો જવાબ એ છે કે કેફી પદાર્થોની માઠી અસર થવા છતાં પણ જે લોકોનું જીવન નીતિમય હોય છે તે લોકો મહાન્ કાર્યો કરે છે, તો પછી તો આપણે એમ જ અનુમાન પર આવી શકીએ કે જો તેમણે માદક પદાર્થોનું સેવન ન કર્યું હોત તો તેમને હાથે હજુ વધુ મહાન કાર્યો થવા પામ્યાં હોત. એક મિત્રે મને કહ્યું હતું તેમ એવું બનવાનો સંભવ છે કે કેન્ટ એટલી બધી બીડી ન પીતો હોત તો તેના ગ્રંથો આવી વિચિત્ર અને ખરાબ શૈલિમાં ન લખાયા હોત. અંતમાં, જેટલે અંશે માણસનો માનસિક અને નૈતિક વિકાસ ઓછો થયો હોય તેટલે અંશે તેના જીવન અને અંતરાત્માની વચ્ચેના કલહનો અનુભવ તેને ઓછો જ થવાનો;—અને તેથી તેનામાં નશો કરવાની ઇચ્છાનું પ્રાબલ્ય પણ ઓછું જ હોવાનું; અને તેથી ઊલટું એવું જ કારણ આપણને સમજાવે છે કે જેનો સ્વભાવ અતિશય લાગણીપ્રધાન છે—એટલે કે જેમને જીવન અને અંતરાત્મા વચ્ચેના કલહનું ભાન તરતજ ડગલે ને પગલે તરત જ થયા કરે છે તે લોકો વખતોવખત માદક પદાર્થો લેવામાં મઝા માણે છે અને તેમાં જ (છેવટે) વિનાશ પણ પામે છે.

(લીઓ ટૉલ્સ્ટૉય

# માતૃવિશ્લેષ

શાને આ ગાત્ર મારાં થરથર ગળતાં ? સ્વેદથી અંગ ભીંજે ?
શાને મૂંઝાય મારું હૃદય ? સુખદ રે ! કલ્પના કેમ સીઝે ?
થીજે કાં ભાવનાનાં રસમદભર એ પૂર આજે અચિંત્યાં ?
આજે વ્હીલાય શે આ ઉરસરવરનાં પદ્મ સર્વે ખીલેલાં ?
અચિંત્યું કેમ આ હૈયું કાતરી ભાવ ધારતું ?
રસપૂર ચડ્યાં હેલે કોણ આ આમ ખાળતું ?
અગોચરે શી મુજ જીવ જાય ?
કર્ણો બને બધિર ને જડ ચક્ષુ થાય ?
શાને દિસે દુઃસહ દાહ જાગતા ?
કોને સ્પર્શી કરમઈ જતી આશ લજ્જામણી આ ?
અચિંત્યું ઉરમાં જાગે, **માતૃવિશ્લેષ** શબ્દ એ;
સ્મૃતિસાન ભુલી હૈયું ચિંતને દીર્ઘ શું ડૂબે ?
વર્તમાન ભુલી, મીઠા, ભવ્ય એ ભૂતકાળને,
આંગણે રમવા દોડે, ચિત્ત આ મુજ મુગ્ધ રે !

*

સ્નેહેશાળાં શૈશવે, પાપહીણાં,
ધૂળેછાયાં અંગ અંકે રજોટ્યે;
મીઠી મીઠી ચોડતા ચૂમિઓ, એ
દાદાજીની નયન તરતી મૂર્તિ સોહન્ત સત્ત્વે.
ભવ્ય, ઉન્નત, તેજસ્વી, ગૌરવે ગૌર મૂર્તિ એ,
ક્ષણ એક રહું પેખી, આંસુભીની હું આંખથી.
એ ચિત્ર દૃષ્ટિ પાસેથી સરી તત્ક્ષણ જાય છે;
હૈયાંમાં વેદના ઊઠી એથી હા ! ઉભરાય છે.
ત્યાં ચિત્ર એક વળી અન્ય તરી રહે છે;
ને વેદના ઉર વિશે વધતી રહે છે;
હોંશે ભર્યું, વિમલ, ભાવિ થકી અજાણ્યું,
નિષ્પાપ બાલ્ય સ્મરતું, ઉર ભેદનારું.
અને બાલ્ય જતાં આવ્યું, જીવને બાહ્યયોગ શું,
મીઠું કૌમાર્ય કોડીલું, શુદ્ધ ષટ્પદ-વૃત્તિનું.
અને ત્યાં ક્ષિતિજે દીસે, રમ્ય ને ભવ્યદર્શના,
વનરાઈ પડી આઘે, વિશ્વના વ્યવહારની.

ઠેર ઠેર ચંકલ્પ્યું ને અજાણ્યું નજરે તરે,
પરમાનન્દના પેલા અસંગો સ્વમશા સરે.
પીમાયે કોમળું હૈયું વજ્રસંસાર ચક્રમાં,
જગન્નાથ તણાં વાક્યો સ્મરતાં મર્મ છેદતાંઃ—
'પહેલાં સારસપટ્પદાવલિ વિંટયાં, પદ્મોની રેણુ ભર્યાં;
મોંઘાં માનસનાં જળે, વય ગયું જેનું રતિક્રીડમાં;
તે. હા ! તે જ મરાલનો કુલપતિ, દર્દુરના ઘોષથી
ઘોરતાં જળમાં રહી કયમ શકે, કહો પલ્વલે પંકમાં ?'
કૈતવે કરમાયે આ માનસી પદ્મ ખીલતાં,
શોષાયે દુઃખના દાહે, અમી ઊર્મિ પ્રવાહનાં.
જીવને જકતા વ્યાપે, ટવળે ઉર શંકડું;
આકાશે ઊડનારું એ ફફડે 'ચંદી બાપડું.
વર્ષાકાલે, ઘન નભ ચડયે, વીજથી આંખ મીંચી,
ઝીણાં ઝીણાં, ટમ ટમ પડયાં, ફોરલાં ઝીલ્યાં ઝીલી;
જેને ખોળે રસભર રમ્યો, તેહ સંજીવિની શી,
શાને આજે વિમુખ બનતી દીસતી માતૃભૂમિ ?
જેણે મીઠાં, વિમળ પયથી, દેહના પિંડ પોષ્યા,
જેની કુંજે, મદભર ભરી, પ્રાણમાં પ્રેરણાઓ;
જ્યાં બેસીને, મધુરપ ભર્યાં, ચન્દ્રનાં ગીત ગાયાં,
મીઠી મારી અમર જનની એ, નમેરી થતી કાં ?
"રસહીન ધરા થાતી, દયાહીન થતો નૃપ"
કવિતા કરમાતી ને અચેતન થતું ઉર.
મારાં ગૃહે અમરવેલ સમી પ્રિયાની,
સંજીવિની કર સુધાય થતી નકામીઃ
તો આ બળું બળું થતાં ઉરની વ્યથાને
ઠારી શકે કવણ આ નરલોક માંહે ?
સ્વજનની સહું હું અવહેલના,
યશધને પણ ના ધરું એષના;
શકું સહી વધબન્ધનની વ્યથા,
પણ વિયોગ સહી ન શકું જરા.
કવંહિ મળે તુજ અંતરનાં અમી ?
તુજ વિના ઠરું ક્યાં, મુજ માવડી ?
તુજ વિના નહિ જીવી શકાય તો,
તુજ
ઊછંગ વિશે
મરું કાં નહિ ?

એ સામ્રાજ્યોના સૌથી પૂર્વે આવેલો પ્રાન્ત હિન્દુ-પ્રાન્તને નામે ઓળખાતો. પછી એ પ્રજાઓનું અને એમની જગાએ એ જ સ્થાને જે પ્રજાઓ આવી તેમનું સિન્ધુથી પૂર્વે આવેલા આપણા દેશનું જ્ઞાન વધતું ગયું તેમ તેમ તેઓ આખા ભરતખંડને હિન્દુ-મંડલ, હિન્દુ-દેશ, હિન્દુસ્થાન, હિન્દોસ્તાન નામે જ ઓળખતા ગયા. અને છેક અર્વાચીન કાલ લગી એમની પણ પશ્ચિમે આવેલા યુરોપના લોકોને આપણા વિષે માહિતી થોડી હતી તથા જે કંઇ હતી તે એ વચ્ચે આવેલા લોકો મારફતે મેળવેલી હોવાથી, એમણે જે નામ આપણને આપેલું, તે જ યુરોપીય દુનિયામાં આપણા દેશનું અને આપણું નામ છપાઇ ગયું.

ત્યારે હિન્દી-હિન્દવી ભાષા એટલે સિન્ધુથી પૂર્વે આવેલા અને બીજી સીમાઓ અનિશ્ચિત એવા પ્રદેશના લોકોની ભાષા. અને ભાષાનું આ નામ પરદેશીઓનું પાડેલું. એનું એ ભાષા બોલનારાઓનું પોતાનું નામ તો "ભાષા" અથવા "પ્રાકૃત".

પરન્તુ અર્વાચીન હિન્દી, મરાઠી, બંગાળી, ગુજરાતી આદિમાંથી કોઈ પણ ભાષાનું મૂળ પ્રાકૃત છે એમ કહેતાં કે સૂચવતાંની સાથે જ સવાલ ઊઠે છેઃ—કઇ પ્રાકૃત ? અને આમ થવું કુદરતી છે. આર્ય પ્રજાની પ્રાકૃતોના લાંબા અતિ લાંબા અત્યન્ત લાંબા ઇતિહાસનો આદિકાલ કોઇના જ જાણવામાં નથી. સંસ્કૃત ભાષા પણ બ્રાહ્મણોx અને પાણિનિના સમયથી જૂની છે; કેટલા સૈકામાં જૂની તે કોઇના જાણવામાં નથી. અને એ સંસ્કૃત કરતાં વેદની સંહિતાઓમાંની વેદભાષા અને તેની સાથે સામાન્ય લોકો વ્યવહારમાં "બોલી" લેખે ચાલતી "પ્રાકૃત" વળી વધારે જૂનીઓ છે. વેદભાષા અને સંસ્કૃતની વચ્ચેના સમયનો ગાળો એટલે તો લાંબો નિર્વિવાદ છે, કે સંસ્કૃતને વેદભાષાની ન્હાની બ્હેન કોઈ ગણતું નથી, વેદભાષાની પુત્રી કે પુત્રી જેવી જ સૌ ગણે છે. અને યજ્ઞાદિ ધર્મક્રિયાઓ માટેનાં સૂક્તોની વેદભાષા જ્યારે જીવતી ભાષા હતી, ત્યારે સાથે સાથે સામાન્ય વ્યવહારની "બોલી" જે પ્રાકૃત તે પણ સજીવન હતી. વેદભાષા અને આ આદિ-આર્યોની પ્રાકૃત એ બે બ્હેનો.

ઈ. પૂ. બારમા-આઠમા સૈકાથી સંસ્કૃત બંધાઇ અને એક સ્વતંત્ર વ્યક્તિ લેખે ઓળખાવા લાગી, તો ગૌતમ બુદ્ધના સમય પહેલાના સૈકાઓમાં પ્રાકૃતના જે રૂપને પાલી ભાષા કહે છે તે બંધાઈ, અને એક સ્વતંત્ર વ્યક્તિ લેખે ઓળખાવા લાગી, જો કે એનું નામ પાલી તે પછી બહુ મોડું સ્વીકારાયું. જેમ સંહિતાઓ વેદભાષામાં છે તેમ બૌદ્ધ ધર્મના સૌથી જૂના ગ્રન્થો આ પાલી ભાષામાં છે. પ્રાકૃત એટલે આર્ય "બોલી"નુ સૌથી જૂનું શિષ્ટ રૂપ તે પાલી. પ્રાકૃતોમાં સૌથી મોટી બ્હેન પાલી. આ ગ્રન્થો ઘણે મોટે ભાગે ગદ્યમાં છે. અને પાલીમાં ધર્મવિષયક નહીં એવું ગદ્ય લખાણ પણ બહુ થોડું છે.

પાલી તો બંધાઈ ગઇ, પણ પ્રાકૃત બોલી વહેતી રહી, બદલાતી ગઈ, વ્યવહારના ગદ્યપદ્યમાં વિશેષ વપરાવા લાગી, એમાંથી એ પ્રાકૃતનાં પ્રાન્તભેદ પ્રમાણે જૂદાં જૂદાં રૂપો પણ બંધાયાં. પાલી પછી સૌથી પ્હેલી બંધાઇ મહારાષ્ટ્રી પ્રાકૃત. એની કવિતા આખા આર્યાવર્તમાં એકસરખો ફેલાવ પામી તે એટલે સુધી કે ઇસવી સનના આરમ્ભ પછીના વૈયાકરણોમાં પ્રાકૃત એટલે મહારાષ્ટ્રી પ્રાકૃત એવો સંકુચિત અર્થ થઇ ગયો.

આ મહારાષ્ટ્રી પાલી પછી બહુ થોડા સમયમાં બંધાઇ શિષ્ટ બનેલી લાગે છે.

---

x અહીં બ્રાહ્મણો એટલે બ્રાહ્મણ જ્ઞાતિઓ નહીં પણ "બ્રાહ્મણ" ગ્રન્થો, બ્રહ્મવિષયક ગ્રંથો, જે ગ્રન્થોનાં છેવટનાં પ્રકરણો "ઉપનિષદો" કહેવાય છે તે.

આર્યભાષાઓમાં મધ્યકાલીન કુલ આ ૭ પ્રાકૃતો અને તેમની સાથે સંલગ્ન બીજી બોલીઓ. આર્યભાષાઓમાં અર્વાચીન કુલ—આપણા હિન્દુસ્થાનના આર્ય વિભાગમાં હાલ વ્હેતી ભાષાસરિતાઓ. આમાંની કોઇ પણ અર્વાચીન ભાષાને પ્રાચીન કરતાં મધ્યકાલીન ભાષાઓ સાથે વધારે લાગેવળગે છે. આપણી દરેક અર્વાચીન આર્યભાષામાં સંસ્કૃત અંશ છે—**तत्सम** શબ્દો, તે કરતાં **तद्भव** અંશ–પ્રાકૃત દ્વારા આવેલો અંશ વધારે છે. ભાષામાં શબ્દો કરતાં વિભક્તિઓ અને તેમના પ્રત્યયો, વાક્યોમાં વિભક્તિ વિના જુદા જુદા સંબંધ સાંધનાર શબ્દો અને શબ્દકણો, અને ક્રિયાપદોનાં જૂદા જૂદા કાળો, ભેદો, પુરુષો, વચનો, અર્થોનાં રૂપ તેમ જ તે રૂપ સાધી આપતા પ્રત્યયો સહાયકો આદિ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઘણાં વધારે મહત્ત્વનાં છે; જે આ અર્વાચીન ભાષાઓમાં મોટે ભાગે પ્રાકૃતો દ્વારા જ આવેલાં છે. અને છેવટ આપણી દરેક અર્વાચીન આર્યભાષામાં **तत्सम** નહીં તેમ **तद्भव** પણ નહીં એવો ત્રીજો અંશ પણ જોવામાં આવે છે, જેનાં વળી બે પેટાં પડે છે:–(**अ**) દેશ્ય (**ब**) વિદેશી.

આપણી આ અર્વાચીન ભાષાઓ પણ આજકાલની નથી. આજકાલ કરતાં ચારસો-પાંચસો વર્ષની તો થઈ ગયેલી છે. એ એમના પોતાના વિકાસેતિહાસ તર્ફ હવે જરા નજર નાખિયે તો એમના પ્રાકૃત સાથેના સંબંધને આપણે જરા વધારે સ્ફુટતાથી વર્ણવી શકીશું. અને આપણો મુખ્ય વિષય તો હિન્દી ભાષા છે, એ હકીકત દબાઇ ન જાય એમ આ વિવરણ આગળ ચલાવીશું.

**तुलसी रामायण** આદિ હિંદી સાહિત્યનો એક કીંમતી જથો “ **पूरबी** ” અથવા “ **अवधी** ” છે. આમાં **मागधी प्राकृत**ની અસર વધારે છે.

**सूरदास** આદિ અષ્ટ સખાઓ અને તેમના અનુયાયીઓનાં લખાણનો એવો જ કીંમતી બીજો જથો છે, તેમાં **व्रजमंडल**ની એટલે **शौरसेनी प्राकृत**ની અસર વધારે છે.

કબીર, દાદૂ, અને **પદ્માવત** ગ્રંથના મહાકવિ **મલિક મહમદ જાયસી** અને તેમના અનુયાયીઓના સાહિત્યનો એવો જ કીંમતી ત્રીજો જથો છે: **રાજપૂતાના માલવા** આદિમાં પેદા થયેલું ઉત્તમ કોટિનું હિંદી સાહિત્ય તેમ મુસ્લિમ અસર તળે આવેલા હિન્દી ગ્રન્થકારોનું સાહિત્ય પણ આ ત્રીજા જથામાં પડે, કેમકે એ નથી **व्रज** "ભાષા"નું, નથી **अवधी** "ભાષા"નું, છતાં “ **हिन्दी** ”છે. અને અંગ્રેજી અસર શરુ થઇ અને વધતી જાય છે તેની સાથે દાયકે દાયકે હિન્દીમાં **व्रज** અને **अवधी**ના પાશ અને રંગ ઘટતા જઇ આ "ખડીબોલી"ની વિશિષ્ટતાઓ જ સર્વત્ર વ્યાપતી જાય છે, ઘોડાપૂરને વેગે.

## ૨: હિન્દીભાષાનો જન્મ

આ પ્રમાણેના વિશાલ મિશ્રણથી જન્મેલી અને ખીલતી આવતી હિન્દી ભાષા ક્યારે જન્મી વારુ ?

જલવિભાજક ( waterparting ) ધારની ઉંચામાં ઉંચી ટોચમાંથી નીકળતું કોઇ પણ એક ઝરણ પરિણામે જે નદીમાં પડે છે, તે ઝરણને તે નદીનું મૂલ કહી શકાતું નથી. એવાં કઇક ઝરણો મળી જઈ વ્હેળિયું બને, કંઇક વ્હેળિયાં મળીને શાખા બને, અને બંને બાજુની જલવિભાજક ધારોમાંથી આવતી શાખાઓ જ્યારે સંગમ પામતી પામતી ખાણની મોટી નદી બની રહે છે, ત્યારે તે નદીના મૂલ લેખે તેની મુખ્ય શાખાના મુખ્ય વ્હેળિયા કે વ્હેળિયાં–જૂથને જ ગણવામાં આવે છે. **अव्यक्तादीनि भूतानि** એ સૂત્રનો નદી જેવ

ઐતિહાસિક બનાવને લઇને શિષ્ટ દૃઢ દેહ પામવા માંડે અને ખેડાતી જાય, વ્યવહારોપયોગી લખાણ, જ્ઞાનસંચય, સાહિત્ય આદિ એ નવા ઢાળામાં વધતાં જાય, અને પછીની પ્રજા એ ભાષાનો જન્મ (તેના બોલી લેખેના પ્રચારના આરંભકાળથી નહીં, કારણ તે તો અનિશ્ચિત જ રહે, પણ) આવા કોઇ બનાવના વર્ષ કે દાયકા કે અર્ધશતાબ્દીમાં થયેલો ગણે. ભાષાની જન્મતિથિનો શાસ્ત્રીય નિર્ણય આથી અન્ય પ્રકારનો સમ્ભવે પણ નહીં.

પ્રજામાં વિદ્યા અને પુરાવસ્તુઓની શોધખોળ જાળવણી અને ઊકેલણી વધે, પ્રજાઓ વચ્ચે અન્યોન્ય જ્ઞાનવિચારવિનિમય વધે તેમ તેમ ઘણી અજ્ઞાત અને લુપ્ત થઈ ગયેલી અસલી ચીજો નવી જ પ્રાપ્ત થાય છે, અને આપણા ભૂતકાલના જ્ઞાનમાંનાં સૈકાઓનાં ગાબડાં પૂરાતાં આવે છે. અને આમ બનતાં જે પ્રવાહને આપણે આપણા દેશની ભરઉન્હાળાની નદીરૂપે જ ઓળખતા હતા, તથા દરિયા ( એટલે વર્તમાનકાળ )થી જ્યાં લગી એ પ્રવાહ સળંગ દેખાય તેટલો જ એને ગણી તેને આગળનાં ઝીલ, ધૂના, ધરા, પાટ, આદિ ત્રુટિત વિખરાયલાં જલાશયોને અવગણતા હતા તેને બદલે તેને વધારે લાંબી ગણવા ગણાવવાનો પ્રશ્ન પણ ઉત્પન્ન થાય છે. ચોમાસામાં એ ને એ નદી જેમ ઘણી વધારે લાંબી સળંગતાવાળી બને છે, તેમ વિદ્યા અને શોધખોળનાં પૂર ચઢતાં ભાષાપ્રવાહના પણ પ્રાચીન દટાઇ ગયેલા ખંડ આમ પાછા દેખાવા માંડે છે, એટલે કેટલાક વિદ્વાનો એવા જૂનામાં જૂના ખંડથી આજ લગીના પ્રવાહને એક આખો સળંગ પ્રવાહ માનવામનાવવા માટે રણે ચડે છે, અને અજબ હઠવાદ કરતા કરતા દાયકાઓ લગી ઝઘડે છે. અચય આપણા દેશમાં તો સૂત્રકારોને જેમ કોઇ સૂત્રમાં એક માત્રા ઘટાડી શકે તો પૂત્ર જન્મ્યા જેટલો આનંદ થાય, તેમ આર્યપ્રજા અને આર્યસંસ્કૃતિની પ્રાચીનતામાં ઇ. પૂ. ૧૨૦૦ થી પાછળ જેટલા સૈકા જવાય તેટલી જાણે સાચેસાચી માતાઓ જ મળ્યાનો આનન્દ થતો જણાય છે. ગુજરાતી, મરાઠી, બંગાળી, આદિ ભાષાઓની બાબતમાં તો એટલી બધી પ્રાચીનતાની વાત જ નથી, પણ એ વિષયમાં યે કોઈ વિદ્વાન પોતાની માતૃભાષા ઈ. છઠ્ઠા સૈકાથી તો કોઇ પાંચમા સૈકાથી ચાલી આવેલી માનવા–મનાવવા મથે છે, એ જોઇને કયા સમતોલ વિદ્વાનને પુરાવિદ્યાની આ ઝઘડાઝઘડીની તુચ્છતા ઉપર દયા આવ્યા વગર રહે વારુ ? કેમકે આ પણ નિર્વિવાદ છે આપણા વાસ્તવિક ઇતિહાસનું સૌથી મોટું સૌથી ઊંડું સૌથી વ્યાપક વિશેષ લક્ષણ છે,–કે આપણા દેશ અને આપણા પ્રાન્તેપ્રાન્તમાં માથાંઓના પિરામિડો અનેકાનેક વાર રચાયા છે, લોહીની નદીઓ મહાનદીઓ અનેકાનેક વાર વહી છે, શહેરો અને પરગણાં આખાં ને આખાં અનેકાનેક વાર ભોંભેગાં થયાં છે, હજારો અને લાખો કુટુંબોએ અનેકાનેક વાર ઉચાળા ભરી જન્મભૂમિની ધૂળ ખંખેરી નાખી જેમ બને તેમ આઘી અને લાંબી દોડ કરી દોટ મૂકીને અનેકાનેક વાર બીજા પ્રાંતોમાં વાસ કર્યો છે યુરોપના ઇતિહાસમાં ઈટાલિ અને જર્મની નામે ઓળખાતા પ્રદેશોએ જ આટલા ભીષણ અને ક્રાન્તિકારક વારાફેરા જોયા હશે; અને કયાં આપણી એક આંગળીના માપનો ઈટાલી, કયાં આપણી એક હાથેળીના માપનો જર્મની, અને કયાં આપણો અતિકાય ભરતખંડ ! એટલે સમતોલ વિદ્વાનોને મન તો સ્વતઃસિદ્ધ છે કે વચ્ચે વચ્ચે આપણા સંસ્કૃતિપ્રવાહમાં જે ફાચરો વાગી છે, તૂટો પડી છે, પાતાળઊંડા ગર્ત પડયા છે, તે જ વાસ્તવ હકીકત છે. એટલે ઘણા આગલા કાળનું કંઇ મળી આવે તેટલા જ બનાવથી, તેને સમર્થક બીજા વચગાળાના પુરાવા વગર પણ, એ મળી આવતી વસ્તુની તારીખથી આજ

નામોનો ઇતિહાસ ટિબેટના વાઙ્મય અને બૌદ્ધ તંત્રોના સાહિત્યના ઇતિહાસ ઉપરથી ડાક્તર **બી. પી.** ભટ્ટાચાર્યે નક્કી કર્યો છે તે પ્રમાણે એ મઠાધીશો, તાંત્રિકો અને નાથ સંપ્રદાયની શાખાઓમાં થયેલા મહાપુરુષો વધારે પ્રાચીન છે, પરંતુ એમણે મૂળ લખેલાં પદો એમના શિષ્યોમાં ઉતરતાં ગયાં તેમ પેઢીએ પેઢીએ ભાષાના ફેરફાર સાથે ફરતાં ગયાં અને જે રૂપમાં આપણને મળી આવ્યાં છે તે રૂપમાં જે ભાષા જોવામાં આવે છે, તેનો સમય બારમા સૈકાથી બહુ જૂનો નહીં, એ નિર્ણય જ શાસ્ત્રીય જણાય છે.* ભાષા પ્રવાહી રૂપમાં હોય છે ત્યાં લગી એક બે સૈકામાં તેમાં ઘણો ફેર પડી જ જાય છે. નરસિંહ અને મીરાંની કૃતિઓ આપણને મૂલ ભાષામાં નથી જ મળી, એ આપણને વધારે જાણીતો દાખલો આ જ પ્રકારનો છે. ગોપીચંદને લગતાં આપણે ત્યાં હજી ચાલતાં પદો મૂલ બંગાળાથી અને નર્મદા-પર્યટન કરનારી તેમ જ્યોતિર્લિંગની જાત્રાએ કરનારી બાવાઓની જમાતો દ્વારા આવેલાં એમ જણાય છે.

ડાકતર ગ્રીયર્સન, ડાકતર હુર્નલી, વગેરેની એક કલ્પના કેટલાક ભાષાશાસ્ત્રીઓમાં આવકાર પામી હતી તે પ્રમાણે આર્યસંસ્થાનિકોનું એક મોટું ટોળું મોડું અને નેપાલ સિકિમમાંથી હિંદમાં આવ્યું, તેમણે આગળથી આવેલા આર્યોને આઘા ધકેલ્યા, અને આથી કરીને આર્ય વસતી બે વર્તુલે ગોઠવાવા પામી; (૧) અંદરનું વર્તુલ-કોસલ મધ્યદેશ આદિ મોટા પ્રદેશમાં વિંધ્યાચલ લગી; (૨) બ્હારનું વર્તુલ એથી પણ મોટા પ્રદેશમાં-આસામ, બંગાળા, ઉડિસા, મહારાષ્ટ્ર, ગુજરાત, સિંધ, પંજાબ, કાશ્મીરમાં. બ્હારના વર્તુલની આર્યભાષાઓમાં અન્યોન્ય નિકટતા અને અંદરના વર્તુલની ભાષાઓથી વિભિન્નતાનું મૂલ કારણ આવું પણ હોય. તથાપિ આ એમની કલ્પના માટે વાસ્તવ આધાર નહીં જેવા જ છે, અને તે હવે કોઇને બહુ સંતોષકારક જણાતી નથી. અને બંગાળી, મહારાષ્ટ્રી, તથા અપભ્રંશની શૌરસેની અને માગધીથી વિભિન્નતા આવી કોઇ કલ્પના વગર ના જ સમજી શકાય એમ પણ નથી. અપભ્રંશ (ભાષાલેખે-પાલી, શૌરસેની, આદિની ભ્રષ્ટતા લેખે નહીં) પણ આઠમા નવમા સૈકાથી વ્હેલી જન્મેલી નથી, અને તેના સારા જૂનામાં જૂના નમૂના આપણને શ્રી હેમચંદ્રાચાર્યના ગ્રંથોમાં ( અગિયારમો બારમો સૈકો ) અને 'પ્રાકૃત પૈંગલ' *નામે ચૌદમા સૈકાના ગ્રંથમાં જ મળે છે. હા, મુસ્લિમ ઇતિહાસકોએ નોંધ્યું છે કે* આઠમા નવમા સૈકામાં સિન્ધમાં મુસ્લિમ હાકેમોના હુકમથી કુરાને શરીફનો હિન્દી કવિએ "હિન્દી ભાષા" માં ઉત્તમ પદ્યાનુવાદ કર્યો હતો અને મુસ્લિમ ફિલસૂફી અને નીતિનો અસરકારક બોધ કરે એવાં કાવ્યો પણ રચ્યાં હતાં. મસઉદ સાદ સલ્માન જેવા શાયરે પણ " હિંદી ભાષા "માં ' દિવાન ' રચ્યું હતું : વગેરે. આ નોંધો ઉપરથી કેટલાક હિંદી-ઉર્દૂ વિદ્વાનો આપણે જેને હાલ " હિંદી " અને " ઉર્દૂ "ને નામે ઓળખિયે છિયે તે ભાષાઓને નવમા અને આઠમા સૈકા લગી ખેંચવાના મતના જણાય છે ખરા. પરંતુ એવા સર્વ મત પણ અનૈતિહાસિક અને અશાસ્ત્રીય છે. એ એકે ગ્રંથ અત્યારે ઉગર્યો નથી, અને ઉગર્યો હોત

* જુઓ S. K. Chatteeji: ( Origin and Development of the Bengali Language vol. I; Grierson : ' Gorakhnath in the Cyclopaedia of Religion and Ethics; Ganapati Sastri: ' टीकासर्वस्व ' ( Commentary on The अमरकोष by the Bengali सर्वानंद-Trivendrume Sanskrit Series ); વગેરે.

શ્રીમદ્ વલ્લભાચાર્યના પુત્રના અષ્ટ સખાઓની સુંદર કૃતિઓ સોળમી સદીની છે અને તે ખેડાયલી ભાષાની એવી પરિપૂર્ણ દશા દર્શાવે છે * કે તે પહેલાં બે ત્રણ સૈકાથી એ ભાષાનું ખેડાણ શરુ થયેલું હોવું જ જોઇએ, જો કે એમાંનું કશું અત્યારે હાથ લાગતું નથી. વ્રજભાષા ભાષા લેખે હેમાચાર્યના સમય પછી જ જાણીતી થવા પામી એમ માનવાને એક મોટું કારણ આ પણ છે, કે જો એનો જન્મ હેમાચાર્ય પ્હેલાં થવા પામ્યો હોત તો એ અદ્વિતીય વૈયાકરણ તેની કોઇ ને કોઇ ઠેકાણે નોંધ કર્યા વગર રહેત પણ ખરો વારુ? અને હિન્દીની અવધી શાખામાં પણ 'ખડી બોલી' કરતાં વ્હેલો કોઈ મોટો અમર લેખક થયેલો જણાતો નથી. એટલે હિન્દીની મુખ્ય શાખા જો ખડી બોલી, હિન્દીભાષા પ્રવાહ જો–દિવસે નહીં એટલો રાતે અને રાતે નહીં એટલો દિવસે–વધારે "ખડી બોલી"–મય થતો જાય છે, થવાનો અને એ જ એનું ભાવિ હવે નિર્ણીત છે, એ જો સાચું;–તો શાસ્ત્રીય અન્વેષકે એના આદિકવિ લેખે અમીર ખુશરૌને સ્વીકારવો પણ પ્રાપ્ત થાય છે: નહીં ચંદ બારોટ, નહીં જગનાયક પરમાર, નહીં ગુરુ ગોરખ કાનફટો, નહીં બીજો કોઈ હિન્દુ, જૈન, બૌદ્ધ, કે શૈવ. અથવા ચાહો તો કહો જે આપણા મુસ્લિમ બિરાદરોએ અહીં પોતાનો સમાસ કરવામાં અને "હિન્દી" બનવામાં જે અનેકાનેક ભાંગફોડ અને બગાડ વિનાશ કરી નાખ્યા, તેમાં આપણી ભાષાના જૂના કવિઓ અને લેખકોને પણ ઊડાવી દીધા, ન રહ્યાં નામ ન નિશાન, એટલે હવે તેમના ગ્રંથ દેખાડી શકાય એમ નથી રહ્યું, તેમાં દોષ આપણા ભાવિનો જ છે. "જે જીતે છે તે સર્વસ્વ જીતે છે, જે હારે છે તે કુલફુલાં હારી જાય છે (Nothing succeeds like success : nothing fails like failure)". યુધિષ્ઠિર પાણ્ડવ દ્રૌપદીને પણ હાર્યો હતો, તો ઉત્તર હિન્દની પ્રજા પોતાની સરસ્વતીને પણ હારી ગઇ.+

## ૩: હિન્દી સાહિત્ય

મિશ્ર બન્ધુઓ હિન્દીને જેમ બને તેમ પુરાણી ગણાવવા મથે છે તેની સાથે સ્વીકારે પણ છે કે "હિન્દી"નો ૭૦૦ થી ૧૩૦૦ લગીના છ સૈકા જેટલો કાલ "પૂર્વ પ્રારમ્ભિક કાલ" હતો, જે દરમિયાન એ "પ્રાકૃત પ્રધાન" હતી તેમાંથી ધીરે ધીરે પોતાનું વ્યક્તિત્વ મેળવતી ગઇ, પણ તોય "પ્રાકૃત મિશ્રિત" તો ૧૩૦૦ લગી રહી જ હતી. એક દોઢ

---

ગ્રંથોની મળેલી પ્રતમાંની ભાષા એટલે જૂની નથી. પ્રતોમાં "લખ્યા સાલ" ના હોય, તો એ કાગળ શાહી અને અક્ષરના મરોડથી જે સમય નક્કી થાય તે સમયની એટલે તેરમા–ચૌદમા સૈકાની એ ભાષા; જેથી જૂની નહીં. ગોરખનાથ મહાપુરુષ હતા–એવા ફરી જ છાપ એમના મળી આવેલા ગ્રંથ ઉપરથી વાચકના મન ઉપર પડે એમ નથી.

* વલ્લભાચાર્યે વ્રજભાષાને જ સર કરી લીધી; શંકરાચાર્યે ચાર નોક પર ચાર પીઠ બાંધી; નકુલેશાચાર્યે નાથ, નાગ, પુરી આદિ સંન્યાસીઓનાં દળ બાંધ્યાં; તે પ્હેલાંના કોઇ આચાર્યે જ્યોતિર્લિંગો સ્થાપ્યાં. આ આચાર્યો અને યુગપ્રવર્તકોમાં કાશી મધ્યદેશ કે ઉત્તર હિન્દના કેટલા વારુ? પરન્તુ હજીયે ઉત્તર હિન્દનું "हम आर्यावर्त्तीका मत्या !" એ ગુમાન ઓસરતું નથી. મત્યાનો મોહ અંશ ઝીલેલા અપનાવેલા સ્થૂલ સુક્ષ્મને પ્રકટ કરનારો અંશ–વાગ્વ્યાહાર. તો ભાષા લેખે હિન્દી ઉર્દૂ એને ફરતી બંગાળી, મરાઠી, ગુજરાતીના જેટલી પર્યાપ્ત ગણાય કે ઉતરતી, તે ભાષાશાસ્ત્રીઓને પૂછી જોશો જરા? હિન્દી–ઉર્દૂ બે છે એ જ કારણથી એની શક્તિ દ્વિધાવિભક્ત નથી થઇ જતી શું?

+ નાગરી લિપિ પણ ઈ. ૯મા સૈકાથી ૧૩મા સૈકા લગીમાં સ્થિર થઇ બધે પ્રસરી છે.

જેટલી સ્વતંત્રતાથી તપાસે છે અને સારાસારવિવેક દૃષ્ટિએ પોતાની ભાષા અને પોતાના સાહિત્યને એ મધ્યકાલીન દૂષણો અને ખામીઓથી મુક્ત કરવા મંથી રહ્યા છે,× તેવું પુરુષાર્થ વલણ હિન્દી ભાષાભક્તોમાં પૂરતા જોરમાં દેખાતું નથી. આપણા પૂર્વજો ન્યાય ઉપરાંત સહાનુભૂતિ અને તદુપરાંત પૂજ્યભાવના પણ અધિકારી છે. પણ "પ્લેટો આપણા દોસ્ત, બલ્કે આપણા ઉસ્તાદ, તથાપિ આપણો ઉપાસ્ય દેવ તો સત્ય", એ જ ન્યાયે કવિતાકલા અને સાહિત્યની જે ભાવના અર્વાચીન દુનિયા અને તેની સાહિત્યસમૃદ્ધિના સંસર્ગથી આપણે જોવા પામ્યા છિયે, તેનું વાહન આપણી માતૃભાષાને પણ બનાવવી એ જ આપણું ઉચ્ચ અને અનન્ય કર્તવ્ય; બીજી બધીયે વફાદારીઓ એનાથી ગૌણ. પૂર્વજોના દોષ જોતાં આપણું હૃદય ચીરાય તો પણ એ દોષ આપણે પોતાને હાથે પાછા થઈ ન જાય એટલે દરજ્જે તો આપણે સૌએ જોયે બતાવ્યે સાબીત કરી આપ્યે અને પ્રજા કને છોડાવ્યે જ છુટકો છે. આવું વલણ અર્વાચીન હિન્દી કવિઓ અને વિવેચકો અને અભ્યાસીઓમાં પૂરતું જોવામાં નથી આવતું તેનું કારણ અર્વાચીન હિન્દી લખાણુ મ્હારા જોવામાં બહુ ઓછું આવે છે,–હું આ પ્રદેશમાં હજી અજાણ્યો છું; એ પણ હોય. અને વસ્તુસ્થિતિ એવી હશે તો મ્હારી આ અજ્ઞાનમૂલક ટીકાથી કોઇને કશી યે હાનિ થવાની નથી.

## ૪: ભાવિ

**લિપિઃ અને હિન્દી–ઉર્દૂ.** હિન્દી અને ઉર્દૂ બે ભાષા છે કે એક જ? દાક્તર રાજેન્દ્રલાલ મિત્રથી માંડીને એક પછી એક ભાષાપંડિતે આ સવાલ તપાસ્યો છે અને ઘણાખરાએ ચોકખું જણાવ્યું છે જે, ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આવા સવાલ પૂછનાર પણ ગમારમાં ખપે એવું છે. સંસ્કૃત–પ્રધાન અને નાગરી લિપિમાં લખાય તે હિંદી અને અ-સંસ્કૃત (ખાસ કરીને ફારસી–આરબી)–પ્રધાન તથા મુસ્લિમ લિપિમાં લખાય તે ઉર્દૂ, એ શિવાય વ્યાકરણની કે રચનાની કોઈ પણ દૃષ્ટિએ બેમાં કશો ભેદ જ નથી. સર સૈયદ અહમદે હિંદુ–મુસ્લિમ બંધુઓને માદરે હિંદનાં બે નેત્ર કહ્યાં છે. પરંતુ પ્રજાસ્મિતાના ઊછાળાના આ સૈકામાં આ બે નેત્રો પોતપોતાની ભાષાના વિષયમાં એક બીજા સામે એવું તો ઝેર વર્ષાવે છે, કે આપણા જેવો ત્રાહિત તેને વર્ષો લગી જોયા કરે તોપણ તેના કાતિલપણાનો પૂરેપૂરો ખ્યાલ ભાગ્યે પામી શકે. યુક્તપ્રાન્તોની નિશાળોમાં ત્રીજી ચોપડીથીજ હિન્દી પાઠ્યપુસ્તકો ને ઉર્દૂ પાઠ્યપુસ્તકો જુદાં. અને એ રાજકારણી વિષ છે પણ એવું કે તે જેમ ફેલાય તેમ વધુ ઘાતક બને. ખ્રિસ્તી પંડિતો બીચારા ભોળે ભાવે સૂચવે કે ભાઈઓ, ત્હમે પોતપોતાનો કક્કો છોડતા નથી, સામાનો કક્કો અપનાવવા કરતાં તો સારા દેશને અભણતાના અંધકારમાં રાખવો બેહતર એમ ખરેખર માનો છો, તો જુવો આપણે એ બંને કક્કા છોડિયે, ત્હારો નાગરી નહીં, ત્હારો ફારસી નહીં, યુરોપનો ઈટલિક કક્કો ચલાવિયે અને ત્હમે બંને એક નિશાળે એકઠા એક જ પાઠ્યપુસ્તકો વાંચો, એક જ છાપાં વાંચો, એક જ ગદ્ય અને કવિતા વાંચો, ત્હમારા બંનેની સમૃદ્ધિ ભેળવાઈ જાય, અને ત્હમે એક બીજાને વધુ પિછાનતાં, ત્હમારાં સામસાંમાં ઝેર પણ કંઈક ઓસરે.

× જુવો Suyyid Abdul Latif: Influence of English Literature on Urdu Literature (1924).

વધારવું બેહતર છે. કલા અને સમતોલતાની દૃષ્ટિએ પણ બેહતર આ રીત કે, સામાન્ય લેખકની વિવેકબુદ્ધિનો અંકુશ ફારસીઅરબી ભરણાને અત્યંત વધી જતાં જેટલો આપોઆપ અટકાવશે, તેટલો તે વધારે અપરિચિત અંગ્રેજી ભરણાને નહીં અટકાવી શકે. એ ને એ જ પ્રમાણે, ઉર્દૂ માટે અંગ્રેજી ભરણા કરતાં તો હિન્દી અને સંસ્કૃતનું ભરણું ઓછું ખીચડિયું નીવડશે બેશક.

કવિતામાં કેવલ શાબ્દિક લાલિત્ય, પ્રાસાનુપ્રાસ, અને સંગીતને જ કવિતાનો લય માની લેવાનું વલણ હિન્દી-ઉર્દૂ બંનેમાં હજી અતિશય છે. કવિતા છે વિચારપ્રવાહ: કવિતામાંના વિચાર કલ્પનામય અને લાગણીરક્ત હોવા જોઇએ તે સ્વીકારીને પણ આપણા દેશની કવિતાના સૈકાઓના ઇતિહાસ સામે સ્થિર નજર રાખીને વહેતા વિચારના અંશ ઉપર બને તેટલો ભાર દેવો અત્યંત આવશ્યક છે. ઝાડોનાં જેટલાં નામ કોશમાં મળી આવે તે સર્વને વર્ણસગાઇએ છંદોબદ્ધ ગોઠવવાં એ નથી વનવર્ણન અને નથી કવિતા. ઉર્દૂમાં કડીએ કડીએ વિચાર તુટી જાય, નવી કડીએ નવો વિચાર, એમ છૂટા છૂટા બુટ્ટાને પ્રાસથી અને છંદમાં અને એવા કોઇ બાહ્ય ઉપાધિથી સાધીને અમુક કડીઓની આખી કવિતા બનાવવામાં આવે તે કવિતા નથી કેમકે તે પોતાની સજીવન પ્રવૃત્તિએ વહેતો વિચાર **પ્રવાહ** નથી. "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?" આવા એક અંશ રૂપ મેરુમાં જુદા જુદા દૃષ્ટાન્તોના મણકાઓ ગોઠવીને રચના કરવામાં આવે, એ દૃષ્ટાન્તો વ્યવહારુ હોય, ચોટવાળાં હોય, એ રચનામાં ભાષાશક્તિ અને પદ્યશક્તિ સારી હોય, તથાપિ એ રચના કવિતા નથી. કેમકે એ **વિચાર-પ્રવાહ** નથી; અથવા તો બહુ નીચી પંક્તિની જ કવિતા ગણાય એવી છે. હિંદી અને ઉર્દૂ બંને કવિતાસમૃદ્ધિ કવિતાભાવનાના આવા આવા અર્વાચીન અંશોને સમઝાવવામાં અને અપનાવવામાં હજી પછાત છે.

નવલ અને નવલિકામાં પણ જે ખામીઓ હિન્દીમાં છે તે ઉર્દૂમાં જોવામાં આવે છે, જે ખામીઓ ઉર્દૂમાં છે તે હિન્દીમાં પણ દેખાય છે. સર્જકતાનું સ્વાતંત્ર્ય, અને સર્જકતામાં ન્યાય અને સમભાવની, વિધિ અને ચારિત્રની એકરસતા, સિદ્ધ કર્યાં હોય એવી નવલો કે નવલિકાઓ શું હિન્દીમાં કે શું ઉર્દૂમાં થોડાં જ જણાય છે.

ટુંકામાં અને છેવટે બંને ભાષાઓને બંને સાહિત્યોને બંને બન્ધુઓને–હિંદના મધ્યદેશો તથા મધ્યકાલીન આ યમલને મ્હારે અત્યંત નમ્રતાથી એક જ કહેવાનું છે, અને તે હું એકને પરિચિત શબ્દોમાં જ કહી શકું છું–કુરાને શરીફમાં એ ભાવ આથી પણ તેજસ્વી રૂપે અને મનોહર શબ્દોમાં હશે, પણ તે શબ્દો હું જાણું નહીં એટલે આપી શકું નહીં, એટલી મ્હારી અસંસ્કારિતા માટે મુસ્લિમ ભાઇઓની માફી આગળથી માગી લઇને કહું છું:—

ॐ सहना । ववतु ।
सह नौ । भुनक्तु ।
सह वीर्यं । करवावहै ।
तेजस्वि नावधी । त मस्तु ।
मा विद्वि । षावहै । ॥*

જેલમાં જે જે ગુનાસર માણસોને મોકલવામાં આવે છે તે બધા ગુના પણ મનુષ્યના અમુક વખતના વલણ અને ઉશ્કેરણીના પરિણામરૂપેજ હોય છે. ખૂન કરનાર માણસ જો ગાંડો માલૂમ પડયો હોય તો એમ કહેવામાં આવે છે કે તે તો ગાંડો છે. તેના મગજનું ઠેકાણું નથી. તેવા માણસે ખૂન કર્યું હોય છે છતાં તેને સુધારવા પ્રયત્ન થાય છે. પણ જો તે ખૂન કરનાર ગાંડો ન હોય તો તેને કડકમાં કડક શિક્ષા કરવામાં આવે છે, ફાંસીની શિક્ષા કરવામાં આવે છે. તે માણસ કે જેણે તેના ક્ષણિક ગુસ્સામાં ખૂન કર્યું હોય છે, જેને ખૂન કર્યા પછી પસ્તાવો પણ થાય છે અને જો પ્રસંગ મળે તો પણ ફરીથી તેવું નહિ કરવાના અને ભવિષ્યમાં સુધરવાના નિશ્ચય કરે છે–તેવા માણસને તેના કૃત્ય માટે ફાંસી દેવામાં આવે છે! આ એક ભયંકર પક્ષપાત–નાશ! જે સુધરી શકે તેમ છે તેને સુધરવા માટે જરાયે અવકાશ આપવામાં આવતો નથી અને જે સુધરી શકે તેમ ન હોય તેને પાળી પોષી મોટો કરવામાં આવે છે.

સમાજ આવું ઇચ્છે છે? કદી નહિ. સમાજને મન તો જેલ એક નિશાળ સમાન છે. નાનું છોકરું માને છે કે નિશાળે જવામાં દુઃખ છે છતાં માબાપ તેને મોકલે છે. કારણ? તેમાં તેનો વિકાસ રહેલો છે. માંદું માણસ દવાથી કંટાળ્યું હોય છે છતાં તેનાં સગાંવહાલાં તેને આગ્રહપૂર્વક દવા પાય છે; કારણ, તેમાંજ તેના સુધરવાની આશા રહેલી છે. તેમજ સમાજ, ગુનેગારને જેલમાં મોકલે છે; કારણ, ત્યાંથી જ તે સુધરીને આવશે એમ તે માને છે. સમાજ તેનો સુધારો ઇચ્છે છે અને માને છે કે તેને સુધારવા માટે જેલ જ ઉત્તમ જગ્યા છે.

પરંતુ આપણી જેલો તેવી છે? જે પ્રકારની નિશાળ, હૉસ્પિટલ અગર સુધરવાનું સ્થાન સમાજ કલ્પે છે અગર માને છે તેવું સ્થાન તે છે? ત્યાં જઇ આવેલો માણસ સુધર્યો હોય તેવા દાખલા કેટલા છે? જેલમાં જઇ આવેલો જુગારી અને ચોર, જુગાર અને ચોરી છોડી દે છે? ના, તે જુગાર છોડતો નથી અને ચોરી પણ છોડતો નથી. ઉલટો તેમાં આગળ વધે છે તેવો સમાજનો અનુભવ છે. જુગારી સફાઇબંધ જુગાર ખેલતાં શીખે છે, અને ચોર ઘણી જ ચાલાકીથી ચોરી કરે છે. ઘર ફાડતો અટકે છે તો ધૂતારો બને છે, એટલે જેલોમાં ગુનેગારોને મોકલવાનો, સમાજનો જે હેતુ હોય છે તે જરાયે સચવાતો નથી.

આનાં શું શું કારણો છે? શા માટે જેલો, ગુનેગારને સુધારી શકતી નથી? શા માટે અંદર ગયેલો માણસ સુધર્યો કરતાં બગડીને આવે છે?

આનું મોટામાં મોટું કારણ તો એ કે જેલો, કાયદા અને વ્યવસ્થા ખાતાના તાબામાં છે; જેલો તેમના હાથમાંથી લઇ લઈ કેળવણી ખાતાને સોંપવી જોઇએ જેલો નિશાળ છે. તેમાં રહેતા કેદીઓ નિશાળીઆઓ છે. તેમને ઘણું શીખવાનું હોય છે; સત્ય, અહિંસા, દયા, ધર્મ, પ્રેમ વગેરે બાબતો તેમના ખાલી અગર ગુંચવાયેલા મગજમાં નાખવાની હોય છે. તેમને સીધા રસ્તે ચઢાવવાના હોય છે. તેમની સાથે જરૂર કરતાં વધુ બળ વાપરવાની જરૂર નથી. તેમને સતાવવાની જરૂર નથી. તેમને સુધારવાની જરૂર છે, તેમને કેળવવાની જરૂર છે. અને તે તો પોલીસખાતું નજ કરી શકે તે વાત નિર્વિવાદ છે; તે તો, કેળવણી-કારજ કરી શકે. મનુષ્યને સુધારવો હોય તો તે કેળવણીકારજ કરી શકે. પોલીસને તે ન આવડે.

કેટલીક જેલોમાં અઠવાડિયામાં એક દિવસ ધાર્મિક વ્યાખ્યાન આપવા માટે માણસો

વસ્ત્ર પછી રહેવાનું સ્થાન. કેટલેક ઠેકાણે મોટી બૅરેક * હોય છે અને કેટલેક ઠેકાણે ઓરડીઓ હોય છે. આ ઓરડીઓ એક માણસ માટે નિર્ણીત હોવા છતાં તેમાં ત્રણ ત્રણને પૂરતાં કોઇ કાંઇ વિચાર કરતું નથી. અને તે બધી ઓરડીઓ સાંજના પાંચ વાગે વાસી દેવામાં આવે છે અને રવિવાર તથા તહેવારના દિવસોએ ત્રણ વાગે વાસી દેવામાં આવે છે. તે પહેલાં, બધા કેદીઓને અંદર પૂરાઇ જવું પડે છે. આ ઓરડીઓ અને બૅરેક સવારે ૭ વાગે ખોલવામાં આવે છે. રાતમાં પાણીપેશાબ, બધું અંદર મૂકેલાં કુંડાંમાં જ કરવાનું હોય છે.

કેદીને સવારમાં કાઢવામાં આવે છે. બધાને હવાડા પાસે બબ્બેની હારમાં લઇ જવામાં આવે. ત્યાં અમુક વખતમાં જ દાતણ પાણીથી પરવારવું પડે છે. પછી કાંજી આવે ત્યાં સુધી અદ્ધર ઉભા પગે બેસી રહેવાનું. કાંજી આવે તે લઇ તેજ સ્થિતિમાં બેસી પી લેવાની અને તરત કામે ચઢવાનું. જાજરૂ પ્રમાણમાં ઘણાં ઓછાં હોય છે, તેની આગળ કેદીઓની હાર ગોઠવવામાં આવે છે. વળી જાજરૂમાં રહેવાનો વખત પણ નક્કી કરેલો જે પૂરો થાય કે તુર્તજ પોલીસ બહાર નીકળવાનું કહે.

કદાચ વહેલી પણ બૂમ મારે તો કોઇ કાંઇ કહી શકે નહિ. જાજરૂ થયો હોય કે નહિ પણ અંદર ગયેલાને નીકળવું જ પડે. બપોરે જમતી વખતે પણ અદ્ધર જ બેસી રહેવાનું. સાંજે પણ તેમજ. ખોરાકનું પ્રમાણ પણ નિર્ણીત કરેલું. વધુ ખાઇ શકાય નહિ, માગે તો મળે પણ નહિ અને ખાવાનું બીજાને આપી શકાય નહિ. આમ કરવું તે જેલમાં ગુનો ગણાય છે, અને તેમને શિક્ષા થાય છે.

નવો આવેલો કેદી આવા સંયોગોમાં અકળાઇયું તો રહેજ છે. પછી પેટમાં ખાડો પડે તેમ આ અખાદ્ય ખોરાક પણ આંખો મીંચીને ખાય છે. અને મનમાં ને મનમાં ગાળો ભાંડતો જાય છે. તેના તરફનું વર્તન સવારથી સાંજ અને સાતે દિવસ એકસરખું નિષ્ઠુર હોય છે. તે કોઇની સાથે વાત કરી શકે નહિ, તે ફરિયાદ કરી શકે નહિ, અને કરે તો તેને દાદ મળવાને બદલે ઘણુંખરું શિક્ષા જ થાય. સ્વમાન જેવી તો ચીજજ હોઇ શકે નહિ.

રાત્રે વાંચવું હોય પરંતુ દીવો મળે નહિ. જેલમાં કોઇની પાસે દીવો હોઇ શકે નહિ. નાહવાનું અઠવાડિયામાં એક દિવસે; જ્યારે નાહવાની પણ કવાયત હોય છે. અમુક કેદીઓને હોજની આજુબાજુ બેસાડે; પછી પોલીસ કહે ત્યારે જ ચંબુ× બોળવાનો, પાણી ભરવાનું અને શરીરપર રેડવાનું. તે કહે ત્યારે જ અને તેટલો વખત શરીર ચોળવાનું. સાબુનું તો નામ જ નહિ. હજામત અમુક નક્કી કરેલે દિવસે થાય, હજામ પણ કેદી જ હોય અને હજામત કરાવનારને અપરંપાર વેદના થાય. ઘણે ઠેકાણે વાગીને લોહી નીકળે તે પ્રમાણે હજામત થાય.

સોગંન ખાવા માટે જેલોમાં એકાદ લાયબ્રેરી હોય છે. આમાંથી સારામાં સારી ચોપડીઓ તે કેદીને મળીજ શકતી નથી. અને જે રહે તે કચરો. તે પણ દીવો તો હોતો જ નથી, એટલે સખ્ત મજૂરીવાળો કેદી રવિવાર અગર તહેવાર સિવાય આડે દિવસે વાંચી શકતો નથી.

દર અઠવાડિયે એક વખત બધા કેદીઓને જોવાની અને સુખદુઃખ પૂછવાની મુખ્ય

* બૅરેક એટલે એક મોટા ઘણી જાળીવાળો ઓરડો

× જાજરૂ જવાના ડબના જેવું વાસણ.

જેલમાં બનતાં સુધી બહારથી કાંઈ વસ્તુ લાવવામાં આવતી નથી અને જેલનું બધું કામ કેદીની પાસે જ કરાવવામાં આવે છે. જેલમાં કારખાનાં પણ હોય છે અને તેમાં વણવાનું, શીવવાનું, ગાલીચા ભરવાનું વગેરે કામ શીખવવામાં આવે છે; સખ્ત મજુરીવાળાઓ પાસેથી કામ તો લેવું જ જોઇએ એટલે આવું કામ પણ તેમની પાસેથી લેવામાં આવે છે. કેદીને આ શિક્ષણ ઉપયોગી થઇ જવા સંભવ છે અને આખા જેલજીવનમાં જો કોઇ પણ ઇચ્છવા યોગ્ય વસ્તુ હોય તો તે આ છે. પરંતુ ત્યાંયે કેદી જે કામ કરે તે પેટે તેને તો કાંઈ મળતું જ નથી. જો તેના કામ પ્રમાણે તેને અમુક રોજ આપવામાં આવતો હોય અને તે પૈસા તેના ખાતે જમા થાય તો જ્યારે તે કેદી છૂટીને બહાર જાય ત્યારે સમાજમાં ઉભા રહેવા માટે તેને કાંઇક આધાર મળી રહે છે. અત્યારે તો સમાજ છૂટીને આવેલા કેદી તરફ હંમેશાં ધૃણાની જ નજરે જુએ છે. પણ પકડાયેલો અને લૂંટારો અગર સફાઇબંધ ચોરી અને લૂટો કરનારો, આ સમાજમાં પોષાય છે; તે સમાજમાં રહે તેમાં સમાજને કાંઇ હરકત જણાતી નથી. પણ પકડાયેલો ચોર અગર લૂંટારો સમાજમાં આવવા ઇચ્છે તો સમાજ તેનો બહિષ્કાર કરે છે. તે સુધર્યો છે કે નહિ તે જોવા જાણવાની તેને દરકાર નથી. જેલમાં ગયો એટલે તે માણસ સમાજ માટે નાલાયક છે તેમજ તે માને છે.

વળી ઘણી વખતે તો લાંબી સજા ભોગવીને લૂંટનાર કેદીનું ઘર ભાંગી ગયેલું હોય છે. સગુંવહાલું કોઇ હોતું નથી, અને સમાજ તેને સંઘરતો નથી. આવા સંયોગોમાં લૂંટનાર કેદી પાસે કાંઇક મૂઠી હોય તો તે પોતે તેમાંથી કાંઇક ધંધો વેપાર કરી ગુજરાન ચલાવી શકે. આ કારણસર તેની પાસેથી જે પ્રકારનું કામ લેવામાં આવ્યું હોય તેના પ્રમાણમાં તેને કાંઇ પણ રોજ આપવો જોઇએ.

એટલે, હાલના જેલખાનામાં ઓછામાં ઓછા નીચેના સુધારા તો કરવા જ જોઇએ—

૧. જેલ પોલીસખાતાના હાથમાં નહિ હોતાં કેળવણીખાતાના હાથમાં હોવી જોઇએ

૨. જેલનો આદર્શ, કોઇને સુઘડ અને હોંશિયાર બનાવવાનો હોવો જોઇએ-જેલમાંથી તે સુધરીને બહાર જાય તે હોવો જોઇએ.

૩. નં. ૨ માં જણાવેલા આદર્શને પોષવામાં જે જે ઉપાયો લેવા જોઇએ તે તાકીદે લેવા જોઇએ

(ક) કેદી તરફના વર્તનમાં સુધારો થવો જોઇએ

(ખ) ખોરાકમાં સુધારો થવો જોઇએ

(ગ) મહેનતાણું અપાવું જોઇએ.

સ્વરાજ્યમાં આપણે આપણી જેલો આ નિયમો પ્રમાણે જ ચલાવીશું.

## ( ૨ )

## બુદ્ધિ અને જીવન વચ્ચે ભેદ

સ્તવન–ઉપાસના અને સહજ–ઉપાસનાની વીગતવાર ચર્ચા કર્યા પહેલાં વાચકને હું એક બાબતની ચેતવણી આપવા ઇચ્છું છું. સામાન્ય રીતે જીવન સાથે સંબંધ ધરાવતી દરેક બાબતમાં એ ચેતવણી ઉપયોગી છે, પણ આધ્યાત્મિક વિષયમાં પ્રામાણિકપણે શ્રેય માટે પ્રયત્ન કરનારે એ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. એ બાબત તે બુદ્ધિ અને જીવન વચ્ચેનો ભેદ ધ્યાનમાં રાખવાની.

વધારે સ્પષ્ટપણે સમજાવું.

બુદ્ધિથી જેટલું આપણે સમજી શકીએ છીએ તેટલું બધું આપણે તુરતજ જીવનમાં ઉતારી શકતા નથી. સારામાં સારો સત્યાગ્રહી પણ જીવનને બુદ્ધિના નિર્ણયો પાછળ ખેંચવાનો માત્ર પ્રયત્ન જ કરે છે; બુદ્ધિને સાવ બંધબેસતું થાય એવું જીવન ઘડી શકતો નથી. આમાં બુદ્ધિનો દોષ નથી. પણ જે પરિસ્થિતિ અને સંસ્કારોમાં પૂર્વજીવન વીત્યું છે તે માણસની પુરુષાર્થ કરવાની શક્તિ મર્યાદિત કરે છે, અને તેથી જીવન બુદ્ધિની દોડ કરતાં પાછળ રહી જાય છે. કર્તૃત્વશક્તિ કરતાં બુદ્ધિ વધારે વ્યાપક ક્ષેત્રમાં વિહાર કરી શકે છે, પણ બુદ્ધિને અનુરૂપ પુરુષાર્થ કરવામાં શરીર, ઇંદ્રિયો, સંસ્કારો, ટેવો, સમાજ, વાતાવરણ વગેરે અનેક અંતરાયો સાથે ઝઘડવાનું હોય છે, અને તે ઝટ ઝટ નિવારી શકાતાં નથી. આથી "ધર્મ શું છે તે જાણું છું, પણ તે પ્રમાણે વર્તી શકતો નથી; અધર્મ શું છે તે જાણું છું, પણ તેમાંથી અટકી શકતો નથી," એવી દુર્યોધનં જેવાની જ નહિ, પણ આપણામાંથી હજારે ૯૯૯ ની સ્થિતિ હોય છે.

આ કારણથી, બુદ્ધિથી એક વિચારસરણી કે સિદ્ધાંત સમજાઈ જાય, ત્યારબાદ પણ એક વાત વિચારવાની હોય છે, અને તે પોતાનું વાસ્તવિક જીવન અને બુદ્ધિ વચ્ચેનું અંતર. જે આ વાત ધ્યાનમાં રાખે નહિ તેની સ્થિતિ નીચે કહેલા મજુરના જેવી થાય.

વાત આ પ્રમાણે છે:–*

એક મજુરે લૉટરીની ટિકિટ લીધેલી. ભાર ઉચકવા માટે જે કડિયાળો વાંસ એ રાખતો તેના પોલાણમાં તેણે એ ટિકિટ રાખી મૂકી હતી. પરિણામને દિવસે એની ટિકિટનો નંબર પહેલો ખેંચાયો. આ વાત સાંભળતાં જ એ હર્ષમાં આવી ગયો, અને 'હવે મજુરના વાંસનું શું કામ છે?' એમ વિચારી તેણે એ નદીમાં ફેંકી દીધો. વાંસ ખેંચાઇ ગયા પછી એને ખ્યાલ આવ્યો કે ઇનામના આધારરૂપ ટિકિટ તો વાંસની સાથે જ ગઇ! પછી તે પોક મૂકીને રડ્યો.

પરિણામ બહાર પડવાથી, ઇનામ પણ જાણે હાથમાં આવી ગયું એમ માનવાની મજુરે ભૂલ કરી. સ્તવનોપાસના અને કર્મયોગી–ઉપાસનાના વાદમાં યે આવી ભૂલ થવાનો સંભવ છે. બુદ્ધિ ફેરવાતાં જીવન ફેરવાઇ ગયું એમ બનતું નથી.

આથી, ઉલટા પ્રકારની ભૂલ પણ થઇ શકે છે. એ ઉપર યોગ્ય ઠેકાણે ધ્યાન ખેંચીશ.

આટલી સૂચના કરી, હવે મૂળ વિષય પર આવીએ.

---

* આ વાત ચીનના પ્રજાસત્તાક રાજ્યના સ્થાપક ડૉ. સુન–યાટ–સેનના એક ભાષણમાંથી લીધી છે. આ વાત આથી [illegible]

બેસવાનો, કોઇનું આલંબન શોધવાનો, જે સ્તવન કરવાની પોતે શક્તિ ગુમાવી છે તે શક્તિ હોત તો કેવું સારું થાત એમ ઇચ્છા કરવાનો પ્રસંગ આવે એમ સંભવિત છે.

નાસ્તિક તરીકે પોતાને ઓળખાવતા માણસો આવે પ્રસંગે ગ્રહોનાં અનુષ્ઠાન કરવા બેસે એટલા વહેમીપણે શ્રદ્ધાળુ થઇ ગયેલા જોવામાં આવ્યા છે, કારણ કે કર્તવ્ય કર્મોમાં જ નહિ પણ કામ્ય કર્મોમાં આસક્તિ, કર્તવ્ય કર્મમાં યે રાગદ્વેષનું જોર, અને જ્ઞાનનો અભાવ એ સહજ સ્થિતિમાં કોઇને ટકવા દે એ શક્ય જ નથી.

## ( ૪ )

## ત્રણ શરતોની વધારે ચર્ચા

આ ત્રણ શરતોની વધારે ચર્ચા નિરર્થક નહિ થાય. કારણ, જો આ ત્રણ શરતો બરાબર સિદ્ધ ન થાય, તો સહજ અથવા કર્મદ્વારા ઉપાસના એ ઉપાસના નહિ પણ કર્મ-જડતા, જડત્વાદિત્વ અથવા તીવ્ર અસંતોષ નિર્માણ કર્યા વગર ન રહે. વળી, એનું આવું પરિણામ આપવું શક્ય હોવાથી એ શરતો સિદ્ધ કરવાના સાધનતરીકે સ્તવન—ઉપાસના શું મદદ કરી શકે એમ છે, એ પણ આપણે એ રીતે તપાસી શકીશું.

ત્યારે, પહેલાં, પ્રથમ શરતની બાબતમાં

આપણે અસામાન્ય મહાત્માનો વિચાર નહિ કરીએ. પરંતુ સામાન્ય, છતાં વિચાર-શીલ અને કર્તવ્યનિષ્ઠ રહેવા પ્રયત્ન કરતા માણસોને જ દૃષ્ટિ આગળ રાખીશું.

આવો માણસ પોતે કર્તવ્ય કર્મો સિવાય બીજાં કોઈ કર્મો કરતો જ નથી- એમ ભાગ્યે જ કહી શકશે. ઊલટું, સાચું પૂછીએ તો, જેમને અંગે અને જેમના તરફથી આ વાદવિવાદો ઉત્પન્ન થાય છે, તે બધા આપણે આપણું જીવન તપાસીએ છીએ ત્યારે આપણને માલૂમ પડયા વિના રહેતું નથી, કે આપણે હાથે રોજ રોજ ઘણાં એવાં કર્મો થાય છે કે જે કર્તવ્યરૂપ નથી હોતાં એટલું જ નહિ, પણ ચોખ્ખાં અકર્મ (ન કરવા જેવાં) પણ હોય છે અને તેમ જાણતા છતા આપણે તે કરતાં અટકી શકતા નથી.

" સંભાળે તોય, કૌન્તેય, વિચારી યે મનુષ્યના
" ચિત્ત ને ઇંદ્રિયો મસ્ત, ભોગોમાં ખેંચતી બળે;
" ભમતી ઇંદ્રિયોમાંથી મન જેની પૂંઠે ભમે,
" વાયરા ઘસડે નૌકા, તેમ તે બુદ્ધિને હરે. "×

જ્યાં સુધી હકીકતમાં આ પ્રકારની આપણી જીવનસ્થિતિ હોય, ત્યાં સુધી આપણી સર્વ કર્મપ્રવૃત્તિ ઇશ્વરોપાસનાના સ્વરૂપની છે એમ કહેવું મુશ્કેલ છે. આપણાં કેટલાંક કર્મો વિષે આપણે કદાચ એવો દાવો કરી શકીએ, પણ સર્વ કર્મો વિષે એમ ન કહી શકીએ. જે કર્મો વિષે તે ઇશ્વરોપાસનના સ્વરૂપનાં છે એમ આપણે નથી કહી શકતા, તે

× यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः । इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥
इन्द्रियाणां हि चरतां यन्मोऽनुविधीयते । तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥
(ગીતા)

"જેને અધીન થૈ કર્મનું ચક્ર ચાલે," એ નિયમને તે ન સમજતો હોય, કર્મોનાં પરિણામ વિષે ભુલાવામાં હોય, શું કામ કર્મનો ખટાટોપ છે તેની ગમ ન પડતી હોય, તો સર્વે કર્મોનું યથાર્થ પાલન કરતાં છતાં માણસ શાંતિ કે સમાધાન મેળવી શકતો નથી.

કોઇ ચતુર કવિએ બ્રહ્માને 'કર્મજડ' કહ્યો છે. સવારથી રાત સુધી બસ ઉપજાવવું, ઉપજાવવું-ઉપજાવવું એજ બ્રહ્માનું કામ કલ્પાયું છે. કુદરતમાં લાખ્ખો જીવો કેવળ બીજીજ ક્ષણે મરવાને માટે જ ઉપજતાં જણાય છે. જેને બચાવી શકાતાં નથી તેવાં અસંખ્ય જીવોને ઉપજાવવામાં શો હેતુ છે એ વિષે શંકા થવી સ્વાભાવિક છે. અને, તેમ કરનાર કોઇ બ્રહ્મા જેવી વ્યક્તિ હોય તો, તે 'કર્મજડ'—વિચાર્યા વિના માત્ર ઉપજાવી જાણનાર જ હોવી જોઇએ એમ લાગે.

કર્મ પરત્વે જડતા ત્રણ પ્રકારની સંભવી શકે છે.

એ પૈકી બે જાતની કર્મ-જડતાનું કવિવર રવીન્દ્રનાથે તેમના 'અચલાયતન'માં સરસ આલેખન કર્યું છે. શોણપાંશુઓને કર્મ સિવાય બીજું કશું સૂઝતું જ નથી. બાબરા ભૂતની માફક સદૈવ કાંઇ ને કાંઇ કરવાને જોઇએ જ. કામનું હો, નકામું હો, હિતકર હો, અહિતકર હો, નીતિયુક્ત હો, અનીતિયુક્ત હો—તે જોયા વિના 'કાંઈ કામ જોઇએ' એજ એમનો સ્વભાવ. કામ વિના શાંત બેસી શકાય જ નહિ. કર્મમાં ક્યારે પ્રવૃત્ત થવું અને ક્યારે એમાંથી નિવૃત્ત થવું એ બન્નેમાં જ્ઞાનની અપેક્ષા રહે છે; પ્રવૃત્તિ જેમ આવશ્યક છે, તેમ પરાવૃત્તિ કે નિવૃત્તિ પણ ક્યારેક આવશ્યક છે. શોણપાંશુઓને પહેલીજ બાજુનું ભાન છે.

ઉપનિષત્કારના શબ્દોમાં તેમનું આ પ્રમાણે વર્ણન છેઃ—

**अविद्यायां बहुधा वर्तमाना वयं कृतार्था इत्यधिमन्यन्ति बालाः।**
**यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥***

(मुण्डक॰ १. २. ९)

'અચલાયતન'ના સ્થવિરો એ બીજી જાતના કર્મજડ છે. એ લોકો નિવૃત્તિમાર્ગીઓ નથી, પણ કાલ્પનિક કર્મકાંડમાં મશગુલ છે. એમને શોણપાંશુઓના સામાન્ય કર્મયોગમાં રહેલી એકાંગિતાનો ખ્યાલ છે, પણ તેને લીધે તેમાં રહેલા આવશ્યક ભાગનો યે તેમણે નિરાદર કર્યો છે, છતાં સુખની વાસના શોણપાંશુઓ કરતાં ઓછી ન હોવાથી કાલ્પનિક કર્મકાંડ નિર્માણ કરી બેઠા છે. એમનાં હૃદય શોણપાંશુઓથી યે વધારે શુષ્ક છે, એટલે શોણપાંશુઓની સ્વાભાવિકતાયે એમનામાં નથી, તો દર્ભકોની સરળતા તો ક્યાંથી જ હોય? એ રીતે તેઓ શોણપાંશુઓ કરતાં યે વધારે જડ છે.

ત્રીજી જાતની કર્મજડતા તે એકાંગી નિવૃત્તિની. કર્મમાર્ગ સંકટોથી ભરેલો છે, કર્મલોક નાશવંત છે, દરેક કર્મ શુભ-અશુભ બન્ને ફળો આપનારું હોય છે, એમ વિચારથી જાણી એ કર્મમાત્રનો બળાત્કારે ત્યાગ કરે છે. આ પણ એકાંગી વિચાર છે. જેમ કોઈ તોફાને ચડેલાં વહાણનો કમાન હોડીમાં ઉતારવામાંયે જોખમ છે, અથવા બધાંને નહિ બચાવી

* અનેક જાતની અવિદ્યામાં મચી રહેલા એ અજ્ઞાનીઓ (બાળકો) 'અમે કૃતાર્થ છીએ' એવું અભિમાન રાખે છે. રાગને વશ હોવાથી એ કર્મમાર્ગીઓ અજ્ઞાન છે; આથી, દુઃખી થઇ સર્વ પ્રાપ્તિઓ ખોઈ બેસી નીચા પડે છે.

એટલે તે તરફ અણગમો થવો સહેલો થઇ પડે છે. વાસ્તવિક રીતે, સાંસારિક કર્મ હોવાથીજ કોઇ પ્રવૃત્તિ સ્વાભાવિક નથી થતી, અને સ્તવનાદિની હોવાથી કૃત્રિમ નથી થતી. સાંસારિક કર્મોમાંયે કૃત્રિમ પ્રવૃત્તિઓનો ટોટો નથી હોતો. જ્યાં જ્યાં બીજાઓને આંજી નાખવા માટે પ્રવૃત્તિ થાય છે ત્યાં ત્યાં કૃત્રિમ પ્રવૃત્તિ જ હોય છે. ધર્મપ્રવર્તકો મંદિર, મસજીદ, હોમ, પૂજા વગેરેના આડંબરયુક્ત વિધિઓ રચી જેમ ધર્મને કૃત્રિમ કરે છે, તેમ રાજપુરુષો પણ ભવ્ય દેખાવોના આડંબર રચે છે. દિલ્હી દરબારનો ભવ્ય આડંબર અને કોઇ આચાર્યની પધરામણીનો ભવ્ય આડંબર બન્ને એકજ કોટિનાં છે.

આથી, સ્તવન-ઉપાસનાને તે સ્તવન છે માટે જ કૃત્રિમ પ્રવૃત્તિ કહેવી બરાબર નથી. દરેક માણસ ક્યારેય પણ સ્તવન કરે છે જ; કાંઇક કારણસર સ્તવન કરવાની શક્તિ સ્તવનની ઇચ્છા કરે છે, અને કરવાની શક્તિ ખોઇ છે તે માટે દિલગીર થાય છે. કૃત્રિમતાની પાછળ પણ આધાર તો સ્વાભાવિક જ હોય. એટલે સ્તવન-ઉપાસના ઉપર કૃત્રિમતાનું બહુ મોટું ચણતર ઘણી વાર કરેલું દેખાય છે, એમ કોઇ કહે તો તે આક્ષેપ સ્વીકારવો પડે. આવાં બિનજરૂરી અને આડંબરી ચણતરો તોડી પાડવાં ઘટે છે, અને એને ન તોડવા દેવાનો આગ્રહ જ સ્તવન-ઉપાસના પ્રત્યે અણગમો ઉપજાવી એનાં આવશ્યક તત્ત્વનો યે અસ્વીકાર કરવાનો પ્રત્યાગ્રહ નિર્માણ કરે છે, એ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

આથી, આપણે આટલી વાત પહેલાં સ્વીકારવી જોઇશે, કે આપણે સ્તવન-ઉપાસના સ્વીકારીશું, પણ એને શુદ્ધ કરવા માટે એના સ્વરૂપમાં જે ફેરફાર જ્યારે જ્યારે કરવો પડે તે કરતાં અચકાઇશું નહિ. સામુદાયિક ઉપાસનાને આ ખાસ લાગુ પડે છે. કારણ કે ખાનગી ઉપાસનામાં ફેરફાર કરવા અડચણ આવતી જ નથી. એ ફેરફાર જૂની પરંપરાઓને તોડી નાખનારા લાગે તો પણ નિરુપાય. જો આ સ્વીકારવાને આપણે તૈયાર ન હોઇએ, તો સામુદાયિક સ્તવન-ઉપાસના લુલી જ રહેવાની, અને કેવળ થોડા દિવસનાં ધન, જુવાની કે સત્તાના મદમાં આંધળા થયેલાને જ નહિ, પણ અતિ પ્રામાણિક આસ્તિકોને પણ અસ્વીકાર્ય કે અનાકર્ષક રહેવાની.

વળી, કર્મયોગનું જે મહત્ત્વ ઉપર દર્શાવ્યું છે, તે પરથી એ પણ ફલિત થાય છે કે સ્તવન-ઉપાસના કર્મયોગને વિરોધી કે વિસંગત ન હોવી જોઇએ, પણ કર્મયોગને શુદ્ધ કરનારી અને કેવળ-કર્મયોગમાં રહી જતી ઉણપને પૂરવાવાળી હોવી જોઇએ.

( ૬ )

## સ્તવન ઉપાસનાની 'ઇતિ'ઓ

કોઇપણ ધર્મ કે સંપ્રદાયના વિધિઓ વગેરેને અલગ પાડી, તેની ઉપાસનાનું પૃથક્કરણ કરતાં તેમાં ત્રણ બાબતો રહેલી જણાશે અથવા જણાવી જોઇએ: (૧) પરમાત્માની સાથે અથવા જે ઐતિહાસિક કે કાલ્પનિક વ્યક્તિ વિષે પરમેશ્વર-બુદ્ધિ હોય તેની સાથે અનુસંધાન કરવાનો પ્રયત્ન, (૨) ચિત્તમાં સાત્ત્વિક, પવિત્ર અને પ્રસન્ન કરનારા ભાવો ઉપજાવવાનો પ્રયત્ન, અને (૩) પરમાત્મા વિષે, જગત વિષે, જીવન વિષે કે ધર્માધર્મ વિષે વિચારશુદ્ધિ કરવાનો પ્રયત્ન.

પરમાત્મા સાથે અનુસંધાન કરવાના પ્રયત્નમાં ઉપાસક પરમાત્માની કાંઇક સમીપ થવા, જેને પોતે જાણતો નથી છતાં જાણે, ઉપજત અથવા જન્મસિદ્ધ બુદ્ધિથી (instinctively)

ટૉલ્સ્ટૉયની અસર તળે આવેલા છતાં ગાંધીજી સામુદાયિક ઉપાસના પર બહુ ભાર મૂકે છે એ પણ આપણે જાણીએ છીએ. મહંમદ પેગંબર પણ એને બહુ મહત્ત્વ આપતા હોય એમ લાગે છે; જો કે ખાનગી ઉપાસનાને પણ તે અતિશય આવશ્યક ગણતા એમ મારી સમજ છે.

આથી, આપણે કોઇના મતને પ્રમાણભૂત ન ગણતાં સામાન્ય અનુભવ અને તાત્ત્વિક રીતે જ આનો વિચાર કરશું.

'જીવન શોધન'ના પહેલા ભાગના 'પરમાત્માનું અનુસંધાન તથા શ્રદ્ધાળુ નાસ્તિકના' એ પ્રકરણમાં મેં આ બાબતની કેટલીક ચર્ચા કરી છે, તે બધી અહીં ફરીથી કરવા ધારતો નથી, પણ તે વિષયને વિસ્તારવા ચાહું છું. એમાં આ વિષયમાં ઉપયોગી એવા બે મુદ્દાઓ મેં રજુ કર્યા છે. તે નીચે પ્રમાણે—

"૧. અનુસંધાન કેટલેક અંશે એકાકી ચિંતનની અપેક્ષા રાખે જ છે: એકાકી એટલે મનુષ્ય-સમાજથી દૂર નિવાસ કરીને એમ નહિ, પણ કાંઈક શાંતિભર્યા સ્થાનમાં બીજા કોઈ વિક્ષેપ ન કરે તેવી રીતે: અને,

"૨. અનુસંધાન કેટલેક અંશે સત્સંગની યે અપેક્ષા રાખે છે: સત્સંગ એટલે પોતાથી વિશેષ પવિત્ર જનોનો સહવાસ તથા સમાન પ્રકૃતિવાળા શ્રેયાર્થી સાથે અનુસંધાનમાં સહકારિત્વ."

હકીકત એ છે કે પરમાત્મા સાથે અનુસંધાન કરવાની જેને વૃત્તિ ઊઠે છે તેને તે વખતે નિરુપાધિકતા—બીજાં કોઇ કામોનું કે માણસોનું વિઘ્ન ન હોવું એ—આવશ્યક લાગે છે. ગડબડ, ઘોંઘાટ, કામની કે માણસોની ખલેલ રુચિકર થઈ શકતી નથી. એ વૃત્તિની તીવ્ર સ્થિતિમાં—ટૉલ્સ્ટૉયના શબ્દોમાં—"ઉચ્ચતમ આધ્યાત્મિક મનોદશાને સમયે"—એ પોતાની ઉપાસનાને એકાંતમાં જ કરવા ઇચ્છે છે. પણ એટલી 'ઉચ્ચતમ મનોદશા' ન હોય, ત્યારે અધમ મનોદશા જ હોય એવું કાંઇ નથી. મોટામાં મોટા ભક્તોને પણ, અને સામાન્ય માણસોને તો મોટે ભાગે, 'ઉચ્ચતમ મનોદશા' સિવાયની મધ્યમ મનોદશા આવતી હોય છે. તેવે સમયે પરમાત્માનું અનુસંધાન ન કરી શકે, તો યે તે સ્થિતિમાં પહોંચવામાં પગથિયા જેવું થાય એવું તેનું સ્મરણ, તથા ભક્તિ આદિક કોમળ ભાવો અને ધર્માધર્મ તથા તત્ત્વવિચાર કરવાની વૃત્તિ હોય છે. એ સ્થિતિમાં એ પોતાના જેવી રુચિના બીજા માણસોનો સહકાર શોધે છે. આમ સહકાર શોધનાર ગમે તેને ભેળા કરવા નથી ઇચ્છતો. ઇચ્છાએ કે અનિચ્છાએ ગમે તેવા માણસો આવે, તે કરતાં તો પોતે એકલા હોવું પસંદ કરે.

મનુષ્યોનો કેટલોક ભાગ આવી વચલી સ્થિતિનો હોય છે. એટલે કે માત્ર એકાંતમાં જ પ્રયત્ન કરી શકે એવી તીવ્ર વૃત્તિવાળો યે નહિ, અને કેવળ સમુદાયમાં જ એવો પ્રયત્ન કરવા ઇચ્છે એવો યે નહિ; પણ કાંઇક એકાંતમાં યે અનુસંધાન કરવા ઇચ્છે, અને સરખી રુચિવાળા બીજા સાથીઓ મળી આવે તો તેમનો સહવાસ પણ ઇચ્છે. ઘણા તો સામુદાયિક સ્તવનમાં ભાગ લેતાં લેતાં ખાનગી ઉપાસના કરતા થયેલા હોય છે. જેમ જેમ એવા માણસ પોતાના પ્રયત્નમાં વધતા જાય છે, તેમ તેમ એકાંત પ્રયત્ન તરફ વધારે ઢળતા જાય છે, અને સમુદાયમાં બેસે તો ધીમે ધીમે પોતે મધ્યબિંદુ તરફ આવતા જાય છે, પરિધ પર રહેતા નથી. સાદી ભાષામાં તે પોતાની પાછળ મંડળ જમાવતા જાય છે અને પોતાની

વિચારી લેવાં ઠીક થશે, જેથી શક્ય હોય તેટલું, આપણે તેમાંથી ઉગરવા પ્રયત્ન કરી શકીએ અને તે પ્રત્યે જાગ્રત રહી શકીએ.

એક વાર સામુદાયિક સ્તવનની ઉપયોગિતા તથા આવશ્યકતા જણાય, એટલે માણસમાં રહેલી સમાજપ્રિયતા એને સમુદાય એકઠો કરવાની પ્રવૃત્તિમાં ઉતારે છે. એકાકી ઉપાસના કરનારને બીજો કોઇ સો ટકા સમાન રુચિવાળો સાથી મળે એટલે 'એક કરતાં દો ભલા' એ ન્યાયે મનમાં સારું લાગે છે. ત્રીજો સાથી સો ટકા સમાન રુચિનો ન હોય; પણ ૯૦ અંશે મળતો હોય તો યે ચાલે. એ રીતે ધીમે ધીમે સંખ્યાનું મહત્ત્વ વધતું જાય છે. પોતાની સાથે ઉપાસનામાં હવે દશ ભળ્યા, સો ભળ્યા, હજાર ભળ્યા, લાખ ભળ્યા, એવું જોઇ સમુદાયનિર્માતા અને તેના મૂળ સાથીઓને એક જાતની કૃતાર્થતા લાગે છે. જેમાં કૃતાર્થતા લાગે તેનું અભિમાન પણ લાગે જ. જેમ જેમ સંખ્યા માટે રુચિ વધતી જાય, તેમ તેમ રુચિની સમાનતાનું ધોરણ ઘટતું જાય; અને જેમ વિભાજ્ય તેમ અવિભાજ્ય આંકડાઓનો દઢભાજક એક જ થાય, તેમ આ સમુદાયમાં રુચિની સમાનતા જે ઓછામાં ઓછી થઇ શકે તે જ રહે છે. સામાન્ય રીતે કહી શકાય કે સહેલામાં સહેલી 'સા રી ગ મ' અને સહેલામાં સહેલા તાલમાંથી મળતો આનંદ પારખી શકનાર અને તેને માટે રુચિ ધરાવનાર માણસ ઘણું ખરું આ સમુદાયનો દઢભાજક થાય. સામાન્ય રીતે સંગીતની આટલી બક્ષીસ અને અભિરુચિ ૯૯ થી વધારે ટકા માણસોમાં હોય છે.

સમુદાયનિર્માતાનો સાથીઓ શોધવામાં અને મેળવવામાં જે હેતુ સમાયલો હોય છે, તે સાથીઓમાં પૂરેપૂરો નથી હોતો. તેથી, સંખ્યા વધારવા માટે સૌથી વધારે મહેનત કરે છે. એ મહેનત સમુદાય અને સ્તવનને આકર્ષક કરવાના સ્વરૂપની. આ વૃત્તિમાંથી જ આકર્ષક મકાન, આકર્ષક સંગીત, ધૂપ, દીપ, આરતી, ઘંટ, ચિત્રો, ફૂલોનો શણગાર ઇત્યાદિ ઇન્દ્રિયપ્રલોભકોનો ઠાઠ રચાય છે.

આ એક દોષ. હવે બીજો દોષ વિચારીએ.

પરમાત્મા સાથે અનુસંધાન કરવાની ઇચ્છામાંથી સાધક કે સાધકોનો સમુદાય કોઇક જાતનાં સ્તવન, ભજન, પૂજન વગેરેના વિધિઓ નિર્માણ કરે છે. સાધક એકાકી હોય ત્યારે પોતાની વૃત્તિ પ્રમાણે પોતાની ઉપાસનાપદ્ધતિમાં એ જ્યારે ઇચ્છે ત્યારે ગમે તેવો ફેરફાર કરી શકે છે. એમાં એને કોઇ બીજાની સગવડ-અગવડ કે વૃત્તિનો વિચાર કરવો પડતો નથી. પણ સમુદાય થતાં બધાની રુચિ અને અનુકૂળતાઓ જોવી પડે છે, ઝટ ઝટ ફેરફારો કરી શકાતા નથી. સ્તવન, ભજન, પૂજન ઇત્યાદિના શબ્દો, રાગો, વિધિઓ વગેરે નિયત કરવા પડે છે. માનવ સ્વભાવ એક રીતે ઇયળના જેવો છે. જેમ પોતાના વિકાસ માટે જ ઇયળ પોતાની આજુબાજુ કોશેટો રચે છે, પણ પછી પોતે અંદર એવી સપડાઈ જાય છે કે કોશેટાને કાપે તો જ બહાર નીકળી શકે; તેમ માણસ પોતે નિર્માણ કરેલા વિધિઓમાં જ એવો બંધાઈ જાય છે કે એમાંથી સરળતાથી છૂટી શકતો નથી. પણ ઇયળને કોશેટાને કાપવાની હિંમત અને જ્ઞાન હોય છે; માણસ એટલી હિંમત અને જ્ઞાન ક્વચિત જ દાખવે છે.

અતિ પરિચિત થવાને લીધે, મૂળ પ્રયોજન ચાલ્યું ગયું હોવાને લીધે, બદલાયેલી સ્થિતિને લીધે, અથવા બીજા કોઈ કારણથી કેટલોક સમય ગયા બાદ આ વિધિઓ ભાવો

સ્તવન સામુદાયિક હોય કે ખાનગી હોય, એ કેવળ બાધિતાનુવૃત્તિનો સંસ્કાર બની રહે તેથી ઉપાસકને વિશેષ લાભ થતો નથી. સ્તવનનું કર્મ જ્યારે કશો સ્પષ્ટ ભાવ નિર્માણ કરતું બંધ થાય, અને તેને ન કરવાથી કાંઈક ચૂક્યા જેવું લાગે એટલું જ થાય, ત્યારે સમજવું જોઈએ કે એ ઉપાસક માટે એ સ્તવનવિધિ હવે નિરુપયોગી થઇ છે. સ્તવન—ઉપાસના પ્રાણવાન અને જીવંત રહે, એની અસર એના આખા દિવસનાં કર્મોમાં એને કાંઈક પણ માલૂમ પડે, એનામાં સાત્ત્વિક ભાવોને પ્રેરવાવાળી, વિચાર જાગ્રત કરવાવાળી, અને બળ આપવાવાળી થાય તો જ એ સફળ ઉપાસના થાય.

આ જ દોષના પેટામાં આવી શકે એવો, પણ એની વિશેષતાને લીધે ખાસ જણાવવા જેવો દોષ તે ભાષાથી ઉપજતી બાધિતાનુવૃત્તિનો છે. ઉપાસના સફળ થવા દેવી હોય તો તેનું પ્રયોજન, તેની વિધિના અર્થ અને ઉદ્દેશ, અને તેમાં આવતા શબ્દોનું રહસ્ય ઉપાસકને સમજાય અને તેની લાગણીને જગાડે એવું જોઈએ એ અત્યંત જરૂરી છે. જે ભાષા ઉપાસક બરાબર સમજતો ન હોય, અથવા એવી સમજતો ન હોય કે ઉચ્ચારણ સાથે એનો કાંઇએ અર્થ એના મન પર ઊઠી શકે, તેવી ઉપાસના બાધિતાનુવૃત્તિનો સંસ્કાર જ નિર્માણ કરે.

"જેમ બાળક અકારણ જ 'મા' કહીને બોલી ઊઠે છે, અને એમ બોલવામાં જ અમૃતના જેવું સુખ ભોગવે છે, તેમ ભાષા કે જ્ઞાન કે અર્થ કશાનો વિચાર કર્યા વિના, હે અનંત, હું તારું નામ બોલ્યા કરું છું."*

આવા આશયનું શ્રી. રવીન્દ્રનાથનું એક ગીત છે. મેં ઉપર જે દોષ બતાવ્યો તેના પ્રત્યુત્તરરૂપે આવી દલીલ કરવામાં આવે છે.

વાસ્તવિક રીતે પ્રસ્તુત ચર્ચાને અને આ ગીતમાંના ભાવને સંબંધ નથી. પોતાના પ્રયત્નમાં વધતો જતો ઉપાસક જેમ સમુદાયની બાબતમાં પરિઘમાંથી કેન્દ્ર તરફ, અને સમુદાયમાંથી એકાંતમા ઢળતો જાય છે, તેમ એની ઉપાસના પણ વિવિધતા અને વિસ્તારમાંથી એકવિધતા અને ગાઢતા તરફ પ્રગતિ કરે છે. શરૂઆતમાં એની ઉપાસનામાં ભાવો અનેક હોય છે, શબ્દો અનેક હોય છે, ભજનો અનેક હોય છે, ઘડીક સ્તોત્ર બોલે છે, ઘડીક ધૂન કરે છે, ઘડીક સ્વાધ્યાય કરે છે, ઘડીક ધ્યાન ધરે છે. એનાં ભજનો અને પ્રાર્થનામાં

---

એ ઓરિયું કાપી નાખ્યું. શિક્ષકે એને પ્રશ્ન પૂછ્યો, ત્યારે એના પગ ઉભા થયા અને હાથ ઓરિયા તરફ વળ્યા. હાથને તે જડયું નહિ તેથી એ એટલો મૂંઝાઇ ગયો કે ઉત્તર આપી શક્યો નહિ, અને રૅંકને ઉપર ચઢી ગયો.

એવી જ એક વાત એક પ્રસિદ્ધ બૅરિસ્ટરની ભાષણ આપતી વખતે પોતાની ટોપી સાથે રમત કરવાની ટેવને લગતી છે.

જે વૈષ્ણવને દિશા જઈ આવ્યા બાદ નાહવાની ટેવ પડેલી હોય છે, તેને તે એવી દૃઢ થાય છે કે સખ્ત મંદવાડમાં યે એ નાહી ન શકે તો કાંઇક ખટકો લાગ્યા કરે છે. આવું બાધિતાનુવૃત્તિના સંસ્કારોનું બળ હોય છે!

બાધિતાનુવૃત્તિથી થયેલું કર્મ વિશેષ ભાવ ઉત્પન્ન કરતું અટકી ગયું હોય છે, પણ તે ન થાય ત્યારે કાંઇ ચૂક્યા જેવી મૂંઝવણ કરાવે છે. ગમે તેવી જુની ટેવ હોય છતાં એ કાર્ય કરતાં અટકી જવાથી થોડા વખતમાં મૂંઝવણનું ભાન ઉપજતું બંધ થાય છે.

* ગીતાંજલિ ગીત ૨ જું.

કલામય કે કલાહીન રચનાથી સુધારવા કે બગાડવા પ્રયત્ન ન કરો. આથી, એવે ઠેકાણે તો ન ઘટે મંડપ કે તોરણ, ફૂલ કે ફળ, યજ્ઞની વેદી કે હોમ, ન કોઇ બીજાં પૂજાનાં સાધનો, ન તંબૂરો કે મંજીરાં; સુંદર ભાવવાહી શબ્દો લખેલા પડદા કે ભાવવાહી ચિત્રો કે મૂર્તિઓ પણ ત્યાં રાખેલાં ન હોય. માણસ પોતાના કંઠમાં જેટલો ભાવ ભરી શકે તેટલાં જ સંગીત અને ભાવને લઇને ત્યાં આવે, અને તેટલાંથી જેટલા માણસો આવવા પ્રેરાય તેટલા છો આવે.

"જ્યાં વનશ્રીની શોભાથી જ બેઠેલાને ઊઠવું ન ગમે; જે જોતાં જ વૈરાગ્યનો પાનો ચઢે; જે સ્થાનનો વાસ સંતોષનો સહાયક થાય અને મનને ધૈર્યનું કવચ પહેરાવે; જ્યાં અભ્યાસ (ઈશ્વરચિંતન) થવા જતે જ આગળ આવે, અને હૃદયમાં અનુભવ પ્રગટે એવી રમ્યતા જ્યાં અખંડ વસતી હોય; જેની પાસે થઇને જતાં તપશ્ચર્યાના મનોરથો (ઊછળે) અને પાંખડીમાં યે આસ્થા મૂળ ઘાલે; સહજ અથવા અકસ્માત્ જે માર્ગે જતાં યે સકામ મનુષ્ય પણ પાછા ફરવાનું ભૂલી જાય; એ રીતે જે સ્થાન ન રહેવા ઈચ્છનારને યે રોકી દે, ભમનારાને યે બેસાડી દે, અને વૈરાગ્યને ઢંઢોળીને જગાડી દે, જેને જોતાં કોઇ વિલાસીને યે એમ થાય કે ભોગ વૈભવ છોડી દઈ અહીં શાંત થઇને બેસીએ; જે આવું સુંદર તેમ જ અતિ ચોખ્ખુ સ્થાન દેખાતું હોય (તે ઉપાસનાને યોગ્ય સ્થાન કહેવાય)." **(જ્ઞાનેશ્વરી)**

વાચક કદાચ ઉપરની વાતનો વિરોધ નહિ કરે. પણ માણસનું વર્તન એ પ્રકારનું નથી રહ્યું એ યાદ રાખવાની જરૂર છે. ઠેર ઠેર માણસે પોતાનું ડહાપણ ડહોળી કુદરતને બગાડવાનો પુરુષાર્થ કર્યો છે. પર્વતનાં ભવ્ય શિખરોએ, સમુદ્રની વિશાળ ચોપાટીઓએ, નદીઓના કિનારાએ માણસને પહેલાં આકર્ષ્યો. પણ માણસે ત્યાં બેસી સ્તવન કરવામાં જ સંતોષ નથી માન્યો. એણે કોઇ ઠેકાણે દહેરું કરી, કોઇ ઠેકાણે ગુફા કોરી, કોઈ ઠેકાણે ઘાટ બાંધી, કોઇ ઠેકાણે કુંડ બાંધી સ્થાનને પહેલાં બગાડયાં. પછી બગડેલાને સુધારવા માટે છૂટે હાથે પૈસા ખર્ચી એને પોતાની કળાથી શોભાડવા પ્રયત્ન કર્યો. કાશી જાઓ, નાસિક જાઓ, મથુરા જાઓ કે આબુ જાઓ, નદીના કિનારા, અને પર્વતનાં શિખરો પર ઇંટ-ચૂનાના ઢગલાઓની હારો રચી દીધેલી દેખાશે. જાણે કોઇ સ્તવન યોગ્ય ઠેકાણું રહેવા જ ન દેવું એવો આશય હોય તેમ દાનવીરો અને કળાકારોએ કુદરતને બગાડી છે.

પણ, સામુદાયિક ઉપાસનાની આવશ્યકતા સ્વીકારી કે સાવ કુદરતને ખોળે રહેવું શક્ય જ નથી, એ વાત પણ ધ્યાનમાં લેવાની જરૂર છે. ભલે, ઉપર વર્ણવ્યું તેવું કોઈ રમણીય સ્થાન સામુદાયિક ઉપાસના માટે મુકરર કરીએ. ત્યાં ભેગા થવાનું નક્કી થતાં જ જે પ્રયોજન માટે ભેગા થવાનું છે તે સિદ્ધ કરી શકાય એવી સગવડો કરવી નહિ પડે ? બેસવાની જગ્યા સાફ કરી નાખવી, જેટલા આવનારા હોય તેટલી જગ્યા ખુલ્લી કરવી, પ્રવચનકારને બધા જોઈ-સાંભળી શકે એવી વેદી રચવી, એ બધાથી કુદરતની સુંદરતામાં વિક્ષેપ આવશે, પણ તેમ કર્યા વિના કાંઈ છૂટકો છે ? વારુ, આટલું ક્ષમ્ય ગણો, તો વરસાદના દિવસો માટે ત્યાં છાપરું હોય તેમાં શું અયોગ્ય છે ? છાપરું બાંધવાનું સ્વીકારો એટલે કુદરતને મરડયા વિના ચાલે જ નહિ, અને કુદરતને માણસે બગાડવી અનિવાર્ય જ હોય તો, તેને બગાડવાના પાપના બદલાતરીકે કહો, માણસે પોતાની કળાથી એને શોભાડવા યે પ્રયત્ન કરવો જ જોઇએ.

ચોમાસા માટે રક્ષણ કરી લેશે, એવી શ્રદ્ધા હશે તેની જ એકાદ છબી લાવીને મૂકશે; ચાર પૈસાની દીવીથી કે એકાદ ફાનસથી ચલાવી લેશે; હોંશ થશે ત્યારે પાંદડાંનાં તોરણો બાંધશે, અને કામચલાઉ માંડવો કરશે. કોઈક ઉત્સાહી ભક્તને દર વર્ષે નવો એકતારો અને કરતાલની જોડી વસાવી દેતાં કચવાટ નહિ થાય.

આમ ઉપાસનાના સ્થાનની વ્યવસ્થા થાય.

એજ રીતે ઉપાસના કેવળ આધિનાતુવૃત્તિનો સંસ્કાર બની ન જાય એ માટે એક જ સ્તવનપાઠને ન વળગવાનો નિયમ કરવો યોગ્ય થાય. વર્ષમાં એક વાર કે બે વાર પણ આખો પાઠ ફેરવી નાખવામાં આવે. એ અમુક પાઠ દ્વારા જ ઈશ્વરસ્તવન કરી શકાય એ મૂઢાગ્રહ છોડાવવામાં ઉપયોગી થઈ શકે, તેમજ પરિચિત પાઠથી ભાવો ઉપજતા અટકી ગયા હોય તો તેને પાછા જાગ્રત કરી શકે.

અલબત્, નવા પાઠનો અર્થ એમ નહિ કે જુના પાઠનો ભાવ પણ નવામાં ન આવે. એ વિષે તો આગળ કહીશ તેમ, ભાવ અને પૂજ્યતા એક જ હોય, ભલે સ્તવનની ઊર્મિ અને કાવ્ય જુદાં હોય, તથા પ્રબંધ-રચના જુદી જાતની હોય.

આ ભાવની વાત ઉપરથી સામુદાયિક સ્તવનમાં શું શું ન હોવું જોઈએ તે પણ વિચારી લઈએ.

**(૧)** વ્યક્તિઓ અંગત ઉપાસના પોતે સકામ હશે તો કામના માટે અને શ્રેયાર્થી હશે તો નિષ્કામ થવાની ઈચ્છાથી કરશે. પણ સામુદાયિક ઉપાસના વ્યક્તિઓની કે સમુદાયની કામનાઓની સિદ્ધિ ઇચ્છાથી થાય એ અયોગ્ય છે. ઘણાખરા ધાર્મિક સંપ્રદાયોએ સકામ ઉપાસનાનું પાખંડ એટલું બધું વધારી દીધું છે, કે ટૉલ્સ્ટૉય જેવા સત્યશોધક એથી કંપી ઊઠે એમાં નવાઈ જ નથી. "હે પ્રભુ, અમારા શહેરમાં મરકી ફાટી નીકળી છે, તેનો નાશ કર; અમારા રાજાને લડાઈમાં વિજય આપ; અમારા શત્રુનો સંહાર કર; અમને સ્વરાજ્ય અપાવ" વગેરે જનોની રાગદ્વેષાત્મક પ્રવૃત્તિઓ, તથા ઐહિક તૃષ્ણાઓ માટે સામુદાયિક ઉપાસનાનો ઉપયોગ કરવો, એ સામુદાયિક ઉપાસના-એટલે સત્સંગ-ને વિરોધી છે.

"હે પ્રભુ, અમારાં કર્મો અમે રાગદ્વેષથી રહિત થઈને કરીએ, અમારાં કર્મો દ્વારા અમારી ચિત્તશુદ્ધિ થાય, અમારાં કર્મોમાં અમે જ બંધાઈ ન જઈએ, અમારાં કર્મોથી કોઈનું અહિત ન થાઓ, અમારાં કર્મો અશુદ્ધ હોય તો અમને યશ ન મળો, અમારાં કર્મો શુદ્ધ હોય તો તે દુઃખરૂપ હોય છતાં અમે ન છોડીએ એવી બુદ્ધિ અને શક્તિ આપ"—એ વ્યક્તિગત નિષ્કામ ઉપાસનાનું ધ્રુવપદ હોઈ શકે, અને સામુદાયિક ઉપાસનામાં તો એ જ ધ્રુવપદ હોવું જોઈએ. ભલે સમુદાયનો ૯૯ ટકા ભાગ રાગ-દ્વેષથી ભરેલો હોય, અને સકામ ઉપાસનાને જ પ્રામાણિકપણે કરી શકતો હોય, પણ સામુદાયિક ઉપાસનાનો હેતુ એ સમુદાયને સત્સંગ આપવાનો હોવાથી ઉપાસના ટાણે એના રાગ-દ્વેષોને ખાતર પૂરું પાડવાનું કામ ન થવું જોઈએ, પણ રાગ-દ્વેષોને ગોખરુના છોડ માફક ગણી ઉખાડી નાખવાનો જ પ્રયત્ન થવો જોઈએ.

"હે પ્રભુ, તારા સ્વરૂપની મને નિઃસંશય પ્રતીતિ કરાવી દે; તારા મહિમાના જ્ઞાન સહિત તારી ભક્તિ મને આપ; તારી ભક્તિમાં કોઈ સહાયતાનો દોષ ન રહે એવું કર; તારા કે તારા ભક્તોનો દ્રોહ ન કરું; તારા સંતોનો સમાગમ આપ; તારું અખંડ દર્શન આપ; તારા દાસનો દાસ બનાવ—આ સાત મારી માગણીઓ છે, તે આપ"—એ

સામુદાયિક ઉપાસના જુદા જુદા દેવોને ઉદ્દેશીને યે ન થવી જોઇએ. ઊઠતી વખતે આત્મતત્ત્વની કે પરમાત્માની, નાહીને રામ કે કૃષ્ણની, કાર્યના આરંભમાં ગણપતિ કે સરસ્વતીની, ઉદ્યોગ મંદિરમાં જતાં વિશ્વકર્માની, ભોજન વખતે અન્નપૂર્ણા કે વૈશ્વાનરની, વ્યાયામ સમયે હનુમાનની, હોળીને દિવસે હોલિકાની, નાગપાંચમને દિવસે નાગની અને દુર્ગાષ્ટમીને દિવસે કાળિકાની, લગ્નમાં નવ ગ્રહોની અને મરણમાં પિતૃઓની—એવી એક જ સમુદાયમાં થતી સામુદાયિક ઉપાસના ઉપર જણાવેલા દોષોવાળી જ છે. સમુદાય કે વ્યક્તિ ભલે પ્રત્યેક જુદું કર્મ કરતાં ઉપાસના કરે, પણ તે બધી યે એકજ દેવના નામનિર્દેશ સાથે થવી ઘટે છે.

'જેમ બધી નદીઓનું પાણી એકજ સમુદ્રમાં જાય છે, તેમ બધા દેવોની પૂજા એકજ દેવને પહોંચે છે'—એ વેદાંતીએ કરેલો સમન્વય છે, અને એ સાચો પણ છે. પણ એ મૂળ વસ્તુ જ ભ્રામક છે, અને એ જરૂર એક સમુદાયમાં છે જ નહિ. એ સમન્વય પરમતસહિષ્ણુ થવા માટે જ ઉપયોગી છે.

એકજ દેવનાં જુદાં જુદાં નામોવાળાં સ્તવનો પણ કેવી જાતની ભ્રમણાઓ ઉત્પન્ન કરે છે તે બતાવવા નીચેનું ઉદાહરણ ટાંકું છું:—

મારા એક પૂજ્ય હિતેચ્છુ એક વાર પ્રવાસ કરતાં એક નદી ઓળંગવા માટે હોડીમાં બેઠા. એમની જોડે એક વૃદ્ધ બ્રાહ્મણ પણ ચઢ્યો, અને એમની જોડાજોડ બેઠો. એ બ્રાહ્મણ હોડીમાં ચઢતાં જ કાંઈ ગણગણવા લાગ્યો એમ જોયું. ધ્યાન દઇને સાંભળતાં, '**जलेषु मां पातु मात्स्यमूर्तिः**' કે એવાજ કોઈ કવચનું ચરણ એ બોલતો હતો એમ જણાયું. બીજે પાર હોડીમાંથી ઉતરતાં સુધી એના એ ચરણનો પાઠ ચાલુ જ હતો. હોડીમાંથી સહીસલામત ઉતર્યા બાદ એ પ્રાર્થના સફળ થઇ જવાથી એની જરૂર ન રહી, એટલે એ મૂગો થયો. જમીન પર ચાલતાં એને આત્મવિશ્વાસ હતો એટલે એણે દેવની સહાય ન માગી; જળપ્રવાસ દરમ્યાન આત્મવિશ્વાસ ન હોવાથી જળવાસી ભગવાનનું રક્ષણ ઇચ્છયું:

જે પુરુષાર્થી નથી અને સકામ છે તેની એવી સ્થિતિ હમેશાં જ રહેવાની. ભલે જે ગરુડપતિ છે તે જ મત્સ્યમૂર્તિ હોય, પણ એ વિમાનમાં મત્સ્યમૂર્તિનું નામ દઇ રક્ષણ નહિ માગે અને જળમાં ગરુડપતિનું નામ દઇ સુરક્ષિત થયો એમ નહિ માને. વિદ્વાન બ્રાહ્મણોએ આવા સર્વ બાજુથી ભયમાં પડેલા જીવોની રક્ષા માટે શક્ય તેટલાં નામોનો આધાર લઇ કવચો રચી આપ્યાં એ ભલે તેમની ઉપર મહાન ઉપકાર થયો એમ માનીએ. સકામ ભક્તોને અંગત ઉપાસનામાં એવી મનોદશાને ઉત્તેજન મળે એવું ન જ હોવું જોઇએ.

આનો અર્થ કોઇ એમ ન કરે કે હું કોઇ એક જ પરમેશ્વરવાચક નામનો ઉપયોગ જોઇએ એમ સૂચવું છું. પણ એકેશ્વરવાદી હોઇને યે કોઈ ઉપાસના એવું કરાવે કે એ એકેશ્વરની પ્રભાતમાં પરમાત્માને નામે જ, જમતાં વૈશ્વાનરને નામે જ, શાળામાં ભેગા થતાં જ્ઞાનઘનને નામે જ, ઉદ્યોગગૃહમાં પેસતાં કર્માધિષ્ઠાતાને ને નામે જ, અને સૂતી વખતે શાંત સ્વરૂપને નામે જ ઉપાસના કરાય, તો તે અનેક દેવની ઉપાસના જેવું જ થઇ જવાનું. અર્થાત્ આટલું કહ્યા બાદ એમ કહેવાની જરૂર રહેતી જ નથી કે જ્યાં જનતાને જુદાં જુદાં નામો સાથે જુદા જુદા દેવોનો ખ્યાલ રહેલો છે, ત્યાં એવો ઉપયોગ ત્યાજ્ય જ સમજવો જોઇએ.

દેવોનાં નામો અને અવતારોનાં નામો વચ્ચેનો થોડોક ભેદ સમજવાની જરૂર છે.

આ પરદેશી સરકારના ભંગ માટે છે–હતી! પરદેશી સરકારનો ભંગ સ્વરાજ સ્થાપવા માટે છે. ગાંધીજીની યાત્રા સ્વરાજયાત્રા હતી!

આ બધું આપણે જાણતા હતા. પણ તે યાત્રા જોનાર કોઇ એમ કહી શકશે, કે તેના મનમાં તે સમયે આવા વિચારો હતા? ગાંધીજી ચાલતા હતા તે સમયે એમની યાત્રાનું લોકમાનસ માટે શું રહસ્ય હતું? ગાંધીજીને જોયા પછી જે લોકો એમણે રજુ કરેલા કાર્યમાં ઉત્સાહિત થઇ ગયા તેઓ શું આવા તર્કના પગથિયાં ચઢી ઉત્સાહિત થયા હતા? અને છતાં ગાંધીજીનું કાર્ય ખોટું લાગતું હોત, તેની વાસ્તવિકતા વિષે અશ્રદ્ધા હોત તો શું તેઓ તેમના કાર્યક્રમમાં આટલું વીરત્વ બતાવત?

માણસો વ્યક્તિરૂપે કે સમુદાયરૂપે કયારે જોખમ ખેડવા તૈયાર થઇ જાય છે, એ સમાજચિત્રશાસ્ત્રનો એક ફૂટ પ્રશ્ન છે. એમાં જ્ઞાન કેટલા અંશે જવાબદાર છે અને લાગણી કેટલા અંશે જવાબદાર છે તેનું પ્રમાણ કાઢવું પણ કઠણ છે. પણ જ્યારે જ્ઞાન અને લાગણી પરસ્પરનાં પોષક ન હોય ત્યારે કાંઇ મોટું પરિણામ આવતું નથી, એ વાત ચોક્કસ છે. જ્ઞાન જ્યારે લાગણીમા પરિણામ પામે છે ત્યારે જ તેમાંથી કાંઈક નીપજે છે! પરતંત્રતા શરમરૂપ છે એ જ્ઞાન તો ઘણાને હતું, પણ એ તોડી નાખવાના પ્રયત્ન માટે જે લાગણી જોઇએ તેનો અભાવ હતો. દુઃખ સહન કરતી વખતે તર્ક કામમાં નથી આવતો. લાગણીનું બળ જ દુઃખને સહ્ય બનાવે છે. સ્વરાજ મેળવવા જે દુઃખ સહન કરવું પડે તે માટે પૂરતી લાગણીની જરૂર હતી!

પણ લાગણી ઉત્પન્ન શી રીતે થાય? વળી લાગણી પણ અનેક કોટિની હોય છે. દૂધના ઊભરાની જેમ શમી જતી લાગણીની અવસ્થાથી માંડી મરણાન્તે પણ ધ્યેયને ન મૂકતી પરાકાષ્ઠા સુધીની લાગણીની અવસ્થાઓ હોય છે. દૂધના ઊભરા જેવી લાગણી દુઃખ સહન કરી શકતી નથી, અથવા સહન કરે છે તો તે અલ્પકાળ માટે. એટલે પ્રશ્ન એ છે કે, પેલી અંતિમ કોટિ તરફની લાગણી ઉત્પન્ન શી રીતે થાય?

લાગણીઓનાં છીછરા રૂપ તો અનેક રીતે હયાતિમાં આવે છે. પણ અંતિમ કોટિ તરફની લાગણીની અવસ્થાઓ એમ સહેલાઈથી ઉત્પન્ન થતી નથી. જે વિષય માટે માણસોને લાગણી થાય છે તે વિષયની મહત્તા પણ લાગણીના બળનું એક કારણ છે. પણ દેશની સ્વતંત્રતા એ એવડું મોટું ધ્યેય છે કે તેના વિષે ગમે તે સ્થિતિની લાગણી ઉત્પન્ન થઇ શકે. એટલે તે પ્રશ્ન ઉભો થતો નથી!

બીજી પરિસ્થિતિ અનુકૂળ હોય તો આવી મહાન ભાવના અન્યમાં તેનું દર્શન કરવાથી થાય છે. આપણે સાચાં ગણેલાં ધ્યેયો માટે જ્યારે બીજા કોઇને ઊંડી લાગણીથી કામ કરતો જોઇએ છીએ, જ્યારે તેને સંસારનાં સાધારણ સુખદુઃખ વિષે ઉદાસીન અને દેહાન્ત માટે તૈયાર જોઇએ છીએ ત્યારે તે લાગણી આપણામાં વિસ્તરે છે. લાગણી સ્વભાવે ચેપી છે, અનુકૂળ પરિસ્થિતિમાં તે સૂકા ઘાસમાં અગ્નિની જેમ વિસ્તરે છે!

બીજાની લાગણીનું આપણને પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, પણ લાગણી માણસ પાસે જે અનેક ક્રિયાઓ કરાવે છે તે ઉપરથી આપણે તેની લાગણીનું અનુમાન કરીએ છીએ. એટલે કે મહાન ભાવના કે લાગણી કોઇ મહાન કાર્યથી જ વિસ્તરી શકે! કાર્યપરિણત ભાવ કે લાગણીનું દર્શન જોનારમા કાર્યપરિણામી લાગણી ઉત્પન્ન કરી શકે. અન્ય રીતે જોએલી લાગણી એટલું પ્રબળ રૂપ ધારી શકતી નથી.

જીએ આ સમયે લંબાણથી લોકોને પોતાનો સંદેશો આપ્યો. આ બે દિવસનાં પ્રવચનો ઉદ્‌બોધન અને વિસ્મિતનામું એ નામોથી 'નવજીવન'ના વાચકોને જાણીતાં થઈ ગયાં છે. આ બન્ને અભ્યાસયોગ્ય છે. (વાંચો 'નવજીવન તા. ૧૬, માર્ચ ૧૯૩૦) પણ આમાંનાં કેટલાંક વાક્યો હમેશાં તાજાં રાખવા જેવાં છે:

"ખાદી પહેરીને આપણે હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ સાથે સંબંધ બાંધીએ છીએ. અને ખાદી પહેરીને આપણે સદા સ્મરણ કરીએ છીએ, કે એ પહેરીને હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ સૂતર કાંતનારને આપણે થોડી મદદ કરીએ છીએ."

× ×

"હું આશા રાખું છું કે આ લડત ઓછામાં ઓછે પૈસે લડાશે."

"અત્યારે હિંદુસ્તાનમાં મારું આદરેલું કામ પાર ઉતારનારા પડ્યા છે. હું માનનારો છું, કે આપણો કેસ સાચો છે. આપણાં સાધન શુદ્ધમાં શુદ્ધ છે. અને જ્યાં શુદ્ધ સાધન છે ત્યાં પરમેશ્વર છે. એમ ત્રણ વસ્તુનો જ્યાં મેળાપ થાય છે ત્યાં હારવા જેવી વાત હોય જ નહિ."

ગાંધીજીની આવી શ્રદ્ધા કોનામાં એ શ્રદ્ધા ઉત્પન્ન ન કરે? ગાંધીજી 'મને સામાન્ય માણસને એમનું કામ પાર પાડનાર ગણે' એ લાગણી કોને મગરૂર ન બનાવે!

તારીખ બારમીએ પ્રાતઃકાળે ૬-૩૦ વાગે ગાંધીજીએ સત્યાગ્રહ આશ્રમમાંથી કૂચ શરૂ કરી. આ પ્રસંગનું સુરેખ વર્ણન શ્રી. મહાદેવભાઈએ તા. ૧૬ મીના 'નવજીવન'માં આપ્યું છે.

અને એ આખું દ્દશ્ય સંભારતાં એક ઋચા યાદ આવે છે. वाश्रा इव धेनवः स्यन्दमाना अञ्जः समुद्रमवजग्मुरापः। ભાંભરતી ગાયોની જેમ છૂટાં થયેલાં પાણી સમુદ્ર તરફ ધસ્યાં! અમદાવાદની જનતાનો આવેગ બીજી કઈ રીતે સૂચવવો? પાછળથી જોનારને જાણે એમ જ લાગે કે માનવીનાં પૂર સમુદ્ર તરફ જ નહોતાં ધસતાં! 'દરિયાની રાણીએ' દરિયામાં સંતાડેલું સ્વરાજ દરિયાકાંઠેથી જ લેવાનું હતું.

પણ આ આખા દૃશ્યની ગાંધીજીના હૃદય ઉપર જે અસર થઇ તે પણ વિસરવા જેવી નથી. ગાંધીજી લખે છે:

"મારી આસપાસ રહેલા મજૂરો અને માલિકોને મને વીંટળી રહેલા જોઇ આનંદ થયા વિના ન રહ્યો. 'એ' તો ન આવ્યા. અને ધારેલે ચોઘડિયે, ધારેલી પળે ઈશ્વરે અમને રવાના કર્યા. ચંડોળા તળાવ લગી વળાવવા આવેલા લોકોની હાર વચ્ચેથી અમે પસાર થયા. આ દૃશ્ય હું કદી ભૂલી શકું તેમ નથી. મારે સારૂ આ ઈશ્વરના આશીર્વાદ હતા. આવાં દૃશ્ય છતાં હું કેમ માનું કે આ યુદ્ધને વિષે જીત નથી? ધનિક અને નિર્ધન બન્ને પોતાના પ્રમાણમાં જ હાજર હતા. જો આ દૃશ્યનો કંઈ અર્થ હોય તો તે એ છે કે, તે આટલો તો છે જ, કે બધા લોકોને સ્વાધીનતા જોઇએ છે, ને એ સ્વાધીનતા તેઓ શાન્તિને માર્ગે ઈચ્છે છે. આશ્રમથી એલિસબ્રિજ લગી હારબંધ ઊભાં રહેલાં સ્ત્રી પુરુષોની આંખમાં મેં ઝેર નહિ પણ અમૃત જોયું. તેમની આંખમાં અંગ્રેજી રાજ્યની ઉપર કે અંગ્રેજી રાજ્યકર્તાની ઉપર મેં ગુસ્સો ન જોયો, પણ પૂર્ણસ્વરાજ્ય હવે તો આવે જ છે એ વિશ્વાસથી ઉત્પન્ન થતો આનંદ જોયો."

અને આની સાથે જ વળી પાછું આપણે યાદ રાખવાનું કે

રાસના શબ્દો હૃદયમાં ખચીત કરવા જેવા છે:

"મારો ગુનો રાજદ્રોહનો છે. આ રાજ્યનો દ્રોહ કરવો એ મારો ધર્મ છે; અને એ ધર્મ પ્રજાને શીખવી રહ્યો છું. જે રાજ્યની અંદર જુલમની પરંપરા બંધાઇ રહી હોય, જે રાજ્યની અંદર ગરીબ અને તવંગર ઉપર મીઠા જેવી વસ્તુને વિષે એકસરખો કર નાખવામાં આવતો હોય, જે રાજ્યમાં દરવાન, પોલીસ, લશ્કરનો લખલૂટ ખર્ચ થતો હોય, જે રાજ્યનો મોટો સુબો રૈયતની આવક કરતાં પાંચહજારગણો - પગાર લેતો હોય, જે રાજ્યમાં ૨૫ કરોડ રૂપિયા અફીણ દારૂમાંથી મેળવાતા હોય, અને ૬૦ કરોડ રૂપિયાનું કાપડ પરદેશથી આવતું હોય, અને જ્યાં કરોડો માણસો બેકાર રહેતા હોય એવા રાજ્યનો નાશ કરવો, એનો દ્રોહ કરવો અને પ્રતિક્ષણ પ્રાર્થના કરવી કે એ રાજનીતિ બળો એ ધર્મ છે."

ધારાળાઓને રવિશંકર મહારાજે તેમના ભૂલભરેલા માર્ગેથી ધર્મને રસ્તે વાળ્યા છે. તે ધારાળાઓને અહિંસાનું રહસ્ય સમજાવતાં ગાંધીજી બોલ્યા:

"તમારે ધારિયાં ન વાપરવાં. તમારે માટે રામનામ એ જ ધારિયાં, તલવાર, દારૂગોળો છે. એ રામનામ આગળ સરકારનો તમામ દારૂગોળો ધૂળ થઇ જવાનો છે. આ રાજતંત્ર ચલાવનાર પણ આપણા જેવા જ છે. તેમને કાંઇ વધારાનું પૂછડું કે શિંગડું નથી."

રાજીનામું આપનાર સુખીઓને પણ ગાંધીજીએ પરખાવી દીધું કે,

"સુખીને ભંગી દબાવે એવું સ્વરાજ્ય તમને ન જોઇતું હોય, એવો પૂર્ણસ્વરાજનો અર્થ તમને ન ગમતો હોય, તો હજુ પણ તમે તમારું રાજીનામું પાછું ખેંચી શકો છો."

માર્ચ તા. ૧૮ મીએ કંકાપુરમાં પોતાની યાત્રાને ધર્મયાત્રા કહી ગાંધીજીએ તેને નીચેના શબ્દોમાં સમજાવી છે:

"આ ધરડેધડપણ પગપાળા મુસાફરી કરી રહ્યો છું તેનું કારણ ઊંડું છે. કારણકે મારે સારુ આ ધર્મયાત્રા છે, જીવનની છેલ્લી યાત્રા છે; તેથી ગમે તેટલું દુઃખ સહન કરવું પડે તો પણ સહન કરવા તૈયાર થઈ ગયો છું. યાત્રાએ વાહનનો સદંતર ત્યાગ કરવો જોઇએ એ પરંપરા પ્રાચીન કાળથી ચાલી આવી છે, તે હાલ આપણે ખોઇ બેઠા છીએ. વિમાનમાં બેસી પાંચ મિનિટમાં ડાકોરમાંથી રણછોડજીનાં દર્શન કરી એક-બે દિવસમાં હિંદુસ્તાનનાં તીર્થસ્થાનોમાં ફરી યાત્રા કરી ચૂક્યા એમ ભલે કોઇ સમજતું હોય, પણ ઈશ્વર આને યાત્રા કરી એમ કદી નહિ કહે. યાત્રામાં ધીરજનો પાઠ શીખવો હોય, ધીરજથી પ્રભુનું નામ લેવું હોય, લોકોની સેવા કરવી હોય, સુખદુઃખ જોવાં હોય તો તે મોટર, રેલ્વે કે ગાડામાં પણ યાત્રા કરનાર કદી નહિ કરી શકે. એ પગપાળા ચાલે ત્યારે જ થઇ શકે. આ વસ્તુનો બચપણમાં મેં અનુભવ લીધો છે અને આજે એક્સઠમે વર્ષે પણ જાણું છું.

"હિંદુસ્તાનના ૩૦ કરોડ લોકો દુઃખથી ઘેરાઇ ગયા છે, આ રાજતંત્રરૂપી પાશમાં બંધાયા છે અને જે તંત્રનો રાક્ષસી પંજો રંકથી રાય સુધી પહોંચી વળ્યો છે તે રાજતંત્ર અને તે પાશનો સંહાર કરવા માટે આ ધર્મયાત્રાનું નિર્માણ થયું છે."

કંકાપુર એ બોરસદ તાલુકાનું અને ખેડા જિલ્લાનું ગામ. મહી નદી ઓળંગી ગાંધીજીએ ભરૂચ જિલ્લામાં પ્રવેશ કર્યો.

મહીસાગર ઓળંગતા યાત્રીઓની શારીરિક કસોટી ખૂબ થઇ. 'દોઢ માઇલ પાણી ડોહોળી અને દોઢ માઇલ કાંકાળ કાદવ ખૂંદી મહીને પેલે પાર પહોંચ્યા.' તે સ્થાને તેમનાથી પણ વધારે કાદવ ખૂંદી રાષ્ટ્રપતિ જવાહરલાલ ગાંધીજીને મળી ગયા.

"મને તો લાગે છે કે આ સ્વરાજની લડતની અંદર પુરુષો કરતાં સ્ત્રીઓનો ફાળો વધારે હશે."

તા. ૫ મી એપ્રિલે આખો સંઘ દાંડી પહોંચ્યો. ગાંધીજીએ પોતાનું ધ્યેય કેટલે દૂર છે તે બતાવ્યું:

"આપણે જ્યાં જવું છે તે બહુ દૂર છે. આપણી યાત્રાનું ધામ હાલ તો દાંડી થયું છે. પણ ખરું ધામ તો સ્વતંત્રતાદેવી છે. તેનાં જ્યાંસુધી દર્શન થયાં નથી ત્યાંસુધી આપણાં મનમાં અશાન્તિ રહેવાની, અને સરકારને પણ શાન્ત રહેવા નહિ દઇએ."

આ લડત કોણ લડશે અને સ્વરાજ કોનું થશે તે પણ તેમણે જણાવી દીધું:

"આ લડત એક માણસની નથી પણ કરોડોની છે. બેચાર માણસ લડીને જો સ્વરાજ જીતી શકતા હોય તો દેશની હકૂમત પણ એ બેચાર માણસો ચલાવતા થઇ જાય. તેથી આ સ્વરાજની લડતમાં તો કરોડો માણસોએ પોતાનો ભોગ આપી કરોડોને લાભદાયી થાય એવું સ્વરાજ મેળવવાનું છે."

તા. ૬ ઠ્ઠીની સવારે ગાંધીજી તેમના સૈનિકોની ટુકડી સાથે દરિયાકિનારે ગયા, સમુદ્રસ્નાન કર્યું, અને પછી તેમણે કિનારા ઉપરથી મીઠાની એક ચપટી ઉપાડી સવિનય ભંગનો આરંભ કર્યો.

ચાલુ-વિગ્રહની આ સાદી નોંધ 'નવજીવન'ના શબ્દોમાં જ આપી છે.

એ નાનકડી મીઠાની ચપટીએ આખા બ્રિટીશ સામ્રાજ્યના પાયા ડોલાવ્યા !*

રસિકલાલ પરીખ

**વિષય.**—શિવાજી અને સમર્થ ( રામદાસ સ્વામી ) વિષે ઘણી આખ્યાયિકાઓ ચાલે છે, તેમાંની એક. આ દંતકથાઓ ઘણી ખરી મોઢી ઉદ્દભવેલી અને નિરાધાર છે, પણ એ વિષયાન્તર માટે અહીં જગા નથી.

છંદ—કડી ૧૦ અને ૧૨ અંત્ય પ્રાસવાળો અનુષ્ટુપ. બાકીની કડીઓ ઉપજાતિ છે, તેમાં પ્રાસ પંક્તિ ૧ લી સાથે ૪ થીનો અને વચલી બેનો એમ સાંધ્યા છે. લગાન્ત પંક્તિઓ વંશસ્થ કે ઇંદ્રવંશા છે. કડીની ચારે લીટીને લગાન્ત નથી થવા દીધી.

અર્થ ૧ શાશ્વત બ્રહ્મચારિણી ઉષા ધીમે સરી આવી ભગવી પ્રભાને પ્રસારે છે. પ્રભાને જાણીને **ભગવી** કહી છે, વિષયસૂચન માટે. **કર્મણ્યતાઃ** કર્મપરાયણતાના અર્થમાં લેવું. એના સુપ્રશ્મિત રૂપ, ચેતન જગાડવાનો, દંડ ધારતી.

૨ **લોકઃ** લોકો, વ્યક્તિઓ. પોતાનાં કર્મોમાં પરાયણતારૂપ દંડ ધારતા દંડી **સ્વામી** રામદાસ જે **સમર્થ** નામે પણ ઓળખાય છે. સ્વરાષ્ટ્ર મેળવવા ફેલાવવારૂપ મહા મુક્તિ-પર્વ તેના પ્રેરક. શિવાજીને પ્રેરણા આપનારાઓમાંનો એક રામદાસ, એ મત માટે પણ પૂરતો પુરાવો નથી.

૩ ચોથી લીટી નબળી. ૧૨ મી કડીમાં પણ ચોથી લીટી નબળી.

૪ અગ્નિની પ્રખરતા બહુવચનના પ્રયોગે પણ સૂચવી છે. છેલ્લા ત્રણ શબ્દો સ્વામી ત્રિકાલજ્ઞ છે એમ સૂચવવા માટે હશે. ૫ **સાંઠઃ** સાંઠા. ૬ **પ્રસેવઃ** પરસેવાના અર્થમાં વાપર્યો છે. ૭ એનો માલેક ખેડુત શૂરો હતો તથાપિ ઘડીક તો જોઈ રહે છે. ૮ **નવ લીધ શ્વાસઃ** શિષ્યો આવતા આવતામાં તો ઉપરાઉપર એટલા માર્યા કે— ૯ **ગુલાલઃ** સોળ પડ્યા તેમાંથી લોહીની તસરો ફુટતાં જાણે વાંસો ગુલાલ બન્યો, વાંસે ગુલાલ-છંટકાવ થઇ રહ્યો. **શિષ્યેઃ** શિષ્યો પણ. ખેડુતનો હાથ પણ ઝાલશો મા, એને કશી ઇજા ન કરશો. ૧૦ **શિવઃ** શિવાજી ૧૩ શિવાજીનો ક્રોધ માતો ન્હોતો; તથાપિ રામદાસને સોટા લગાવનારને સજા કરવાનો અખતિયાર તો એમનો એટલે એમનાં ચરણમાં માથું મુકીને—૧૪ **હુવાઃ** થયા. ૧૫ **હરામભક્ષકઃ** અર્થશાસ્ત્ર ( ઇકોનોમિક્સ economics )માં **કિંકર** એટલે અ-સર્જક ( unproductive અન્પ્રોડક્ટિવ **કહે** છે તે સૌ હરામનું ખાનારા છે; જેટલું સ્થૂલ દ્રવ્ય ખાઇ જાય તેટલું ઉત્પન્ન કરી દેતા કે જરાયે ઉત્પન્ન કરી દેતા નથી. ' હરામભક્ષક 'છે તો સમાસ, પણ એવો સમાસ વર્ણસંકર, તેથી બંને શબ્દ છુટા રાખી વિભક્તિ ઉમેરીને અર્થ કરવો. કેટલાક જૂના વર્ણસંકર સમાસ એટલા રૂઢ થઇ ગયા છે કે તે પણ અશિષ્ટ ગણવા એટલી બધી શુદ્ધિ માટે જિકર ચોખલિયાપણું ગણાય. પણ નવા વર્ણસંકર સમાસ બનતાં લગી ન કરવા. અહીં **પ્રસેવ, કર્મણ્યતા** એ પણ ભાષાશુદ્ધિ માટે અપૂરતી કાળજીનાં ચિહ્ન છે. **હુવા**નો પ્રયોગ એવો કે કોઇ પ્રકારનો દોષ ન ગણાય, બલ્કે એ અણધાર્યા શબ્દથી રાજાની સ્તબ્ધતા કેટલી બધી હતી તે વગર વર્ણને એકદમ પૂરેપૂરું કહેવાઈ જાય છે, અને "**હુવા અવાક**" એમ બેવડો વા અલંકારરૂપ છે. ચાર શિષ્ય પાસે જ હતા તો ય ડર્યો નહીં, મ્હને વડો ચોર ગણી મ્હને જ ઝપાટયો, એવા સ્વરાજ્ય-રક્ષક તો ત્હારી પ્રજામાં એટલા થોડા હશે, કે જે કોઈ મળી આવે તેવા દરેકને સન્માન દેજે. પોતાના હકના એવા રક્ષકો ત્હારા ઉદ્દેશ સ્વરાજ્યની સિદ્ધિ અને રક્ષા માટે ત્હારે તો સેંકડો બને હજારો જોઇએ.

આ ચોપડી માટે લીધેલા એંશી–પચાશી વર્ષના અરસામાં અમદાવાદનો ગરબો, વડોદરાનો ગરબો, ભરૂચનાં સતીનો ગરબો, સુરતનાં સતીનો ગરબો, કડીના સૂબા મલ્હારરાવનો ગરબો, એમ અનેક " લોકગીત ( folk-song ફોક–સોંગ ) " રચાયાં છે; રાજિયા, રાસડા, આદિ પણ રચાઇ લોકોમાં ફેલાયા છે; તેમાંથી ઘણાખરાનાં કર્તાનાં નામ અજ્ઞાત જ રહ્યાં છે. *પંજાબની સતી રતનબાના આ ગરબાના કર્તાનું નામ જાણિયે છિયે, આ વીશમી* સદીમાં આપણે યુરોપ અને અર્વાચીન માનસની નિશાળે બેસી એટલા વૈયક્તિક ( Individualist ઇન્ડિવિડ્યુઅલિસ્ટ ) થયા છિયે તેથી.

જે બનાવ વિષે ગાંધી કમિશને રિપોર્ટ કર્યો, હન્ટર કમિશને રિપોર્ટ કર્યો, પંજાબ સરકારે સત્તાવાર અહેવાલ લખ્યા, પાર્લમેંટમાં ચર્ચા અને ઠરાવ થયા, જેને માટે સરકારે ડાયરને સજા કરી, અહીંના તેમ ઇંગ્લાન્ડના એના પ્રશંસકોએ ડાયરને થેલીઓ ભેટ ધરી, તે બનાવને લગતી ન્હાની મોટી વિગતો ચોકસાઇથી જાણવાના જિજ્ઞાસુએ એ સર્વ રિપોર્ટ અહેવાલ ભાષણ ઠરાવ આદિ જાણી જે જે પુરાવો પડ્યો છે તે બધા સાથે તેને મેળવી જોઇને પોતાની જિજ્ઞાસા સંતોષવી. અને એવા સત્યપ્રેમી વિદ્વાને દુઃખી રાંકડી રૈયતના આ જેવા તેવા ઉદ્‌ગારમાં, કોઇ ઠેકાણે કડી બે કડી કઇં બેજવાબદાર રીતે લખાયલી લાગે, તો તે તર્ફ દરેદષ્ટિ રાખવા જેટલા ઉદાર તેમ શાસ્ત્રીય પણ થવું. ફોકસોંગમાં ઐતિહાસિક યાથાર્થ્ય જોવાનું હોય જ નહીં એ જાણીતું છે. " બન્દૂકો " જ કર્તાએ જણાવી છે; મેકિસમગનનો ઇશારો પણ નથી કર્યો, એ એની મોટી કસૂર પણ દેખીતી છે.

છંદ. છેક સાદો તાલ અને " રતનબા " જેવા છેક સાદા ટેકથી સંધાતી ટુંકી ટુંકી પંક્તિઓ, દરેક પંક્તિનાં અર્ધપ્રાસે સાંધેલા, એટલું જ આવશ્યક છે. તાલ જળવાય તો માત્રાઓ કયાંક વધે કે ઘટે તેની હરકત નહીં. સ્કોચ બોલીના અમર કવિ રોબર્ટ બર્ન્સનો એક દાખલો ટાંકીને મેં લોકભાષાની સાદાઈ અને તળપદા લાઘવમાં રહેલી હૈયાંની વરાળ નિરૂપવાની અનુપમ શક્તિનો ખયાલ આપ્યો હતો.* અહીં પણ એ સાદાઇ એ લાઘવ અને ટેકની પુનરુક્તિ તથા તાલની પુનરાવૃત્તિ વડે કરુણ રસની ઝડી વર્ષે છે. પચાસ પાંચસો સ્ત્રીપુરુષની વચ્ચે આ ગરબો યથાયોગ્ય ગવાતો જુવો, અને મેળાવડામાંથી કેટલી તો ઓછી આંખ આંસુની ધારા વગરની રહી શકે છે તે પણ જોજો.

**અર્થ.** ૪ પરદેશી ધંધા. ૮ જનો આવો આધુનિક ઉપયોગ આ જૂની જાતની કવિતામાં ખૂંચે છે; વળી એની જરૂર પણ અહીં નથી, ઉત્તરાર્ધમાં એક માત્રા ઓછી હોય તોપણ વાંધો નહીં એવું આ છેક સાદું " ગીત " છે. ૯ દાગી દાઘ ( દાવાનળ ) લાગતાં તોપો આપે જ ફૂટવા લાગી ( 'The guns went off of themselves " ). ૧૧ હિન્દ વિશેષનામ નરજાતિમાં જ વાપરવું સારું : **જાચ્યો–રાચ્યો.** ૧૭ એક માં એ લઘુ પણ હોય, એ છૂટ પ્રાકૃત કવિતામાંથી ચાલી આવે છે. ૧૮ ઉત્તરાર્દ્ધ નબળો. ૨૦ જે દેશને દ્રોહે તેવા કૈંકને સરકારે જોરે પકડયા અથવા ઉપલી પંક્તિ પ્રમાણે આ પણ એકલા ગાંધી વિષેની ગણાય.

૨૬–૨૮ સભા કોઇએ બોલાવવી નહીં; ઉશ્કેરાયલો આખો દેશ એક ઝપાટે દબાઇ જાય એવા આશયે અમૃતસરના અમલદારોએ એક તર્ફ ડાયર અને તેની ટુકડીને

* જુવો " લિરિક " પૃ. ૩૮–૩૯

અર્થ. પૂર્વ અને પશ્ચિમ જાણે પૃથ્વીનાં બે પડખાંઃ પશ્ચિમનાં "કાજળકાળાં" પૂરમાં ડુબેલો પૂર્વ હવે જાગે છે; પ્રથમ ભારતી જાગે છે, પછી તે પૂર્વને દીવડે દીવડે ચેતનવાટ જગાડે છે. આથી પૂર્વમાં નવો યુગ ઉગે છે, આખો પશ્ચિમ–પશ્ચિમે હાલ ચાલતો યુગ— સળગી ઉઠે છે. પૂર્વના નવા યુગમાં પ્રકાશ વધશે અને પૂર્વ ચૂસનારો પૂર્વોપજીવી આજ લગી પ્રવર્તતો પશ્ચિમનો યુગ બળી ખાખ થઈ જશે, એવો ધ્વનિ છે, જો કે કર્તાએ તે આવા ચોકખા શબ્દોમાં કહેવાની દરકાર રાખી નથી. શબ્દાર્થ સ્પષ્ટ છે. પ્રથમ ભારત જાગે છે એ કથન ઇતિહાસ વિરુદ્ધ છેઃ પ્રથમ જાગ્યો જાપાન. બીજો પણ જાગ્યો અને ફાવ્યો તુર્કી ( Turkey ): અને આ બે ફાવ્યા છે 'પશ્ચિમ'ની યોગ્ય કદર કરીને, 'પશ્ચિમ' જેવા બનીને, 'પશ્ચિમ'ને 'કાજળકાળું પૂર' ગણીને નહીં. પ્રજા વાસ્તવ દર્શનમાં નબળી અને ફૂલણજી જેવી હોય. તેના કવિઓ પણ મોટે ભાગે એ ખામીવાળા હોય. ધુધ્વરા, છુટા, એવું કર્તાનું જોડણીવૈચિત્ર્ય છોડી દીધું છે, કોઇક શબ્દ પણ ફેરવ્યો છે.

રાસ સમુદાયપ્રયોજ્ય નૃત્યગીતક ( ડાન્સિંગ સોંગ Dancing Song )ની એક જાતિ છે. જૂના રાસોમાંથી કોઇ કોઇમાં અતિ ગંભીર અર્થ સૂચનરૂપે અને ઘેરા રાસ છાંટરૂપે જોવામાં આવે છે ખરા, અને આ રાસ અહીં પસંદ કરવાનું કારણ એ છે કે આ નમૂનો જૂની પ્રણાલિકાની મર્યાદામાં રહી તેની ખૂબીઓ અને પદ્ધતિઓનો સારો ખયાલ આપે છે. પરંતુ રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ અને બીજા કેટલાક રાસને છે તે કરતાં વધારે ગંભીર જાતિનું કાવ્ય બનાવવાના પ્રયત્ન કરી રહ્યા છે, કાવ્યમાં આવે તે બધી યે ફિલસૂફી મુંઝવણ ગેબી સૂચન અજબ પ્રેરણા સંગીન ચિન્તન કલ્પનોડ્ડયન આદિ એ જૂની અને હળવી જાતિમાં પણ રેડવાના પ્રયત્ન કરી રહ્યા છે, તે સાચી દિશામાં હોય એમ મ્હને તો નથી લાગતું. રાસ, ગરબી, ગરબા વગેરે ઉપસાહિત્ય છે, સાહિત્ય ખરું પણ હળવું ( લાઇટ light ): પર્વે પર્વે સ્થલે સ્થલે પ્રસંગે પ્રસંગે ક્ષણોચિત નવતરતાને પોતામાં વણી લઇને પણ જૂના ઢાળામાં પરિચિત પદાવલિઓ અને સુપરિચિત ભાવોને વહેવડાવતું, નિર્મલ અને સર્વભોગ્ય ગીત નૃત્ય લાગણી અને સૌની સમજમાં એકદમ ઉતરી જાય એવી વિચારણાની આછી વણાટ સજીવન રાખતું, ફેલાવતું, દાયકે દાયકે નવાં ઉછરેલાં કિશોર કિશોરીને તેનો ચટકો લગાડતું, શેરીએ શેરીએ, લગભગ ઘેર ઘેર એવા શુદ્ધ અને ઉદ્દીપક સંસ્કારો પ્હોંચાડતું, અને કૃતકૃત્ય થતું. એ જાતિનું સાચું પરમ્પરા પ્રાપ્ત સ્વરૂપ આ છે અને તેને ન વીસરવામાં, તેને ઇજા ન પ્હોંચાડવામાં ડહાપણ છે; ઉચ્ચ આશયે પણ એને ઇજા ન થઇ બેસશે, તો આપણી સંસ્કૃતિના એક સર્વભોગ્ય સુન્દર વિશિષ્ટ અંશનો આજ સુધી ઊતરી આવેલો વારસો આપણે ગુમાવી બેસીશું. સાહિત્ય અને કલાના પ્રદેશોમાં સુધારણાનો જુસ્સો સૂક્ષ્મ તલસ્પર્શી વાસ્તવિક જ્ઞાનની મર્યાદાઓમાં રહીને જ ન વર્તે, તો–આશય સુધારણાનો બેશક, તથાપિ—હાનિકારક જ નીવડે. કલા અને સાહિત્યના પ્રદેશ આટલી વધારે રૂઢિપ્રીતિ અને વારસાવફાદારીના અધિકારી છે.

રાસ ગરબી ગરબા આદિના સંગીતને શાસ્ત્રીય અને ઉન્નત રાગરાગણીવડે "સંસ્કારવા"ના પ્રયત્નને પણ દિશાભૂલ ગણું છું. શાસ્ત્રીય ઉન્નત રાગરાગણીની સંગીતકલાનો વિરોધી છું એટલા માટે નહીં; હું ઝીલી શકું છું તેટલો એ મહાકલાનો હું પણ ભોગી હોવાનો દાવો નમ્રપણે અહીં નોંધી રાખું છું; પરંતુ રાસ ગરબી ગરબામાં બધાં સ્ત્રીપુરુષ આખો યે આમવર્ગ ભોગવી શકે ઝીલી શકે અને સાચવી શકે એવું સંગીત જ હોય. સંગીત કલાના ઉસ્તાદી વિહારો એમાં અસ્થાને છે.

જેટલી જ મદદનું અંગ ગણે છે, અને સૂક્ષ્મતમથી ઘેરામાં ઘેરા, ક્ષણિકથી સનાતન લગીના, અતિતરલથી લગભગ નિશ્ચલ, બધા માપના બધી જાતના ભાવ-ઊર્મિ-લાગણી-આન્દોલન-સ્પન્દ તેમનાં અન્યોન્ય સમન્વયોમાં જોઈ રહેવામાં જ એને સુન્દરતાનાં દર્શન થાય છે, એને મોહ આશ્ચર્ય ભવ્યતાના અનુભવ મળે છે, એની કલ્પના સર્જક બની રહે છે. કવિતા-કલાના જે ભગતોને તેની આ સમૃદ્ધિનો ખયાલ છે, અને તેના ઉપભોગસુખનો અનુભવ છે, તેઓ પદ્ય કે સંગીતનાં કેવલ જોડકણાંને, ચાલતા પૂરને અનુકૂલ અર્થ હોવાથી કે બીજા કોઇ નિમિત્તે, કવિતામાં દાખલ કરાવવાના પ્રયત્નો વારંવાર થયા કરે છે તેથી જરાયે ક્ષુબ્ધ થતા નથી, એવા પ્રયત્નો જયાં સુધી અણ નિખાલસતાના અને ભૂલ ભરેલા તોય શુદ્ધ આદરભાવના હોય છે ત્યાં સુધી.

## ૩૪

## ભીમરાવ ભોળાનાથ દીવટિયા ગરબે ફરતી ગુર્જરી ગોરી

ગરબે રમવા તે ગોરી નીસરી રે લોલ—ટેક.

તાળી દેતાં તે વાગે રુમઝુમ ઝૂમખાં રે લોલ<br>
તેજ કોટિ ચંદ્રનો પ્રકાશ માસ પૂર્ણિમા રે લોલ:<br>
ગરબે૦ ૧

દીપતે કપાળ મોતીસેરડી રે લોલ:<br>
કંકુચંદ્ર શોભતો રસાળ કાળી ભમરો રે લોલ:<br>
ગરબે૦ ૨

કર્ણમાંહ્ય વાળી વળી વાંકડી રે લોલ:<br>
અધર જેમ કોટિ અમૃત ખાણ મધુર મૂખડું રે લોલ:<br>
ગરબે૦ ૩

કદળીકેરા ખંડ સમી ડોક છે રે લોલ:<br>
આસપાસ છાતીનો ભરાવ ભાવ શું ભણું રે લોલ:<br>
ગરબે૦ ૪

કારીગરે કોતરેલી પૂતળી રે લોલ:<br>
એમ કોરિ કહાડિયા અવેવ દેવઅંગના રે લોલ:<br>
ગરબે૦ ૫

રંગમાં ડુબેલી નવજોબના રે લોલ:<br>
વાસ કેસરી ભર્યું સુવાસ કોરી કંચુકી રે લોલ:<br>
ગરબે૦ ૬

પુષ્પહાર શીષ ગળે હસ્તમાં રે લોલ:<br>
હીંડતે સોહાય બેઉ પાય વાજે ઘૂઘરી રે લોલ:<br>
ગરબે૦ ૭

ફાગણ શુદીની રૂડી રાતડી રે લોલ:<br>
ખીલતો ભર્યો મદે વસંત સંત ડોલતા રે લોલ:<br>
ગરબે૦ ૮

ગાય સંગ ત્યાં મૃદંગ વાગતો રે લોલ:<br>
ખેલતે ખીલ્યા ગુલાબી ગાલ દીસે ફૂલડાં રે લોલ:<br>
ગરબે૦ ૯

દેખી શરમાય પ્રિય પાસ છે રે લોલ:<br>
કોણ હોય જે ન મોહ જોઇ સોલ એટલી રે લોલ:<br>
ગરબે૦ ૧૦

ગરબે રમે તે ગોરી વૃંદમાં રે લોલ:<br>
કામિની મળી કરી પ્રદીપ લીન સહુ જુવે રે લોલ:<br>
ગરબે૦ ૧૧

તાળી દેતાં તે વાગે રુમઝુમ ઝૂમખાં રે લોલઃ<br>
તેજ કોટિ ચંદ્રનો પ્રકાશ માસ પૂર્ણિમા રે લોલ:<br>
ગરબે૦ ૧૨

છંદ—ગરબી "પ્રાસની જરૂર ન દેખાયાથી મેળવ્યા નથી" એ નોંધ ("કુસુમાંજલિ"માંની) નોંધકર્તાની જ લાગે છે. પ્રકાશ-માસ, કપાળ-રસાળ, અંગના-જોબના ભરાવ-ભાવ એમ તો પ્રાસ ઘણેખરે છે, દીવે દીવો પ્રકટે એમ એવા આંતર પ્રાસે પંક્તિ અને કેડી રચાઇ જાય એમાં આ જાતની રચનાઓની શોભા છે, જો એવા સ્પષ્ટાસ્પષ્ટ પ્રાસો અત્યંત અને છેક અર્થહીન થઈ ના જાય તો એવા પ્રાસોમાંય નવીનતા અને સાથે સ્મર્થપોષક ચોટ હોય, તે આવી રચનાઓમાં ઉત્તમ અલંકરણ છે.

**કવિ અને વિષય**—ભીમરાવની ઘણીખરી કૃતિ કાચી છે. કવિતાની એકથી વધુ

૩૫

## ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી : ચમેલી

પાસે નથી તો પણ, ચમેલી ! કલ્પના નયનો થકી
મૂર્તિ મધુરી તાહરી જોઉં હરપળે હું તો છકી;
દેખું ત્હને એકાન્ત માંહિ ધ્યાન મ્હારું ધારતી,
એક પળે નહિ, પ્રાણ! મુજને તું લગીર વિસારતી. ૧

નયનો મિંચી તું મુજને મળી છે જ એમ વિચારતી,
મલકાવી મુખ કોઈ મંત્રબળથી મુજને ય હસાવતી:
ફરકે અલી ! તુજ અંગ, જાણવે સ્પર્શી મુજને તું રહી,
વાંકી થતી બે આ ભ્રમર કહે શું, સખી! સુચવી રહી? ૨

વળિ કાં વિલાયું મુખ? ભોઠી, દુઃખ આવી શું પડયું?
રે માનસિક મળવું તથાપિ વિઘ્ન વચ્ચે કાં નડયું?
આ રોષ લાગે છે પ્રણયનો, વ્હાલિ ! આવું હોય ન્હેં,
સારો નહીં પણ દાસ ત્હારો, કાં હું સામું જોય ન્હેં ? ૩

જોઉં ત્હને હું જાગી ગયલી સુખદ સ્વપ્ન થકી અલી!
ને ચિન્તતી મુજને મધુર પ્રીતી અનુભવતી ભલી.
શો માનસિક મેળાપ ? જોઉં તુજને નયણાં ભરી,
ભવજલધિમાંથી તારનારો યોગ આવો સુન્દરી ! ૪

કહે શાં રુડાં મોતી સમાં આ અશ્રુ થમ્ભીને રહ્યાં,
હું છું ન પાસે જાણિને શું નયન બહુ વ્યાકુલ થયાં?
હું હર પળે હાજર ખડો છું, દેખીં દુઃખી બળીં મરું,
મ્હારી ચમેલી ! પ્રાણ ! ત્હારે કાજ કહે શું શું કરું ? ૫

શો યોગ આવો હૃદયનો ? ક્યાં તું અને ક્યાં હું, અલી
ક્યાં હું નગુણો યોગ્ય ન્હેં ? ક્યાં તું ચમેલી બહુ ભલી
ક્યાં કરૂપ હું—લજવન્તી તું રતિરૂપ ક્યાં અલબેલડી
છાજે શું હું ને રાંકને બેમૂલી મ્હારી ચમેલડી

ભરિયો ઘણા અવગુણથકી, શુભલક્ષણી ગુણધામ તું
આ માહરા જર્જરિત હૈયાનો સુખદ વિશ્રામ તું
તું તો અલી રસપૂર હું કૈં રસવિષે સમજું જ ન્હે
હું એક જાણું છું ખરે કે જોગ ત્હારે હું નહીં

હોયે ગમે ત્યમ તોય પણ આ દાસજનને ધારવો
કુમળી નજરથી, પ્રાણ ! એને આ જગે ઉદ્ધારવો
જોવા ન જરિયે અવગુણો એના કદાપિ લાખ છે
ધરી યાદ તુજ વ્હાનાતણી નીભાવ એ અભિલાખ છે.

મુખચન્દ્ર ત્હારો જો ખિલે મુજ મનડું પણ ખીલી રહે
હૈડે વસે તુજ જો દયા, સુખ મુજ હૃદય રેલી રહે
સોળે કળા શોભે હિમાંશુ વદનનો જ્યારે સખી
હસિતે રુપેરી રૌ જગત આ નાહલું લાગે નકી

માટે સદા રહો પૂર્ણિમા ત્હારા મુખેન્દુની સહી
કાળાં કુટિલ દુઃખ-વાદળાં કો દી લગિર છાઓ નહીં
તલ્લીન પ્રેમે બની ચકોરું મ્હારું મન હરખી રહો
'મધુરી ચમેલી અમોલડી' એ જાપ નિત્ય જપી રહો

કશા જ વિવેચનની જરૂર નહીં એવી સરલ પરિચિત અને નાજુક લહરીઓમાં લહરતી કવિતા. જોઉં (પંક્તિ ૨), કોઇ (પંક્તિ ૬), ત્રણ માત્રા નથી, એ જ ગણત્રી. ચકોરું (પં. ૩૯) ચંદ્રપ્રેમી ચકોર પંખી. 'ચમેલી' કાવ્ય પંદર ખંડનું છે, છેલ્લામાં ૬ કડી છે, બીજો દરેક ૫ કડીનો છે, તેમાંથી ઉપર ખંડ ૭ મો, ૮ મો લીધા છે. કર્તાની બેપરવાઇ બે સ્થળે જરા સમારી લીધી છે.

૩૬

## ચતુરભાઈ ઉમેદભાઇ પટેલ: અજબ તાર ખેંચ્યાં અહા !

વ્હાણે નગરપાદરે બકુલવૃક્ષ કેરી ઘટા,
વિશાલ, મન રંજતો, અતલ પ્રેમવાપી જયહાં
ગભીર વળી ભવ્ય (કિંતુ રમણીને એની છટા),
ઉભો જ ગત કાલના અમર શેષ જેવો મહા. ૪
જલાર્થ પુરયુવતી ગણ સદારથવાકર્ષણે
તણાઇ અહિં આવતો; મચત ગોષ્ઠી ગુંજારવ,
અને રસ ઝુલંત કુંદગજરા શું સીમંદલ
રહે જ કૂપ ઘેરતું; મહિં અજોડ લીલાપરી ૮
ભળે પણ જુદી તરે ગુલછડી શી મ્હારી સખી.
વ્હણે શિતળ ચોતરે અવનવાં જ તોફાનમાં
અમે પુરકિશોરજુથ વડશાખની છાયમાં
રમી ગજવીં કુંજ શોર કિકિયારી કૈં કૈં કરી ૧
ચિતાડી મધુ સાંઝ થાકી થઇ શાંત ચાલ્યા જતા.
છતાં રમતમાંય મ્હારું મનડું કુવે દોડતું,
અને નયન શોધતાં ફરિફરીજ મ્હારી સખી.
ભરેલ અલવે ઘડો કનક બ્હેડલે નામતાં ૧

# "ફરી જુવાની ?"*

ફ્રેંચ ડૉકટર, વોરોનૉફ અત્રે પધાર્યા છે. એ વૃદ્ધોને ફરી જુવાન બનાવે છે અને વાંદરાની ગાંઠો મનુષ્યોના શરીરમાં મૂકી આપે છે! ઇંદોરના સર અને લેડી હુકમચંદના પર એમણે એ પ્રયોગ કર્યો. મુંબાઇમાં થોડાંક "ઑપરેશન" કર્યાં અને સંભવ છે, કે ફક્ત પચાસ સાઠ લાખ રૂપીઆમાં એ સેંકડો સ્ત્રીપુરુષોને ફરી યૌવન આપશે!

એમનું કહેવું એમ છે, કે વીજળીના દીવાઓમાં એક બેટરી ખલાસ થઇ જતાં બીજી બેટરી મૂકીએ છીએ અને ગુલ થઇ જતો દીવો ફરી હતો એવો ને એવો બળે, તે જ પ્રમાણે આ જીવનક્રિયા પણ મંદ પડે કે બંધ થવા માંડે એટલે વાંદરાંની કે બીજા જુવાન તંદુરસ્ત માણસના શરીરની અંદરની અમુક ગાંઠો શસ્ત્રક્રિયાથી ગોઠવી દેવાય એટલે શરીરની વિક્રિયાઓ બંધ પડે છે; જીવનનો ઓટ પલટાઇ જાય છે; તમામ રેસા અને કોષો જુસ્સામાં આવે છે!

આ પ્રયોગને માટે ડૉ. વોરોનૉફ ઉરાંગઉટાંગ વધારે પસંદ કરે છે અને એક ઉરાંગઉટાંગ કે ચીપપેન્ઝીનું ખર્ચ ૫૦૦ રૂપિયા થાય છે. ઘણા બાવા ભીખારીઓ આ દેશમાં એવા ભટકે છે કે એમાંના કેટલાકને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે એમણે પોતાના શરીરની ગાંઠો ૫૦૦ રૂપિયા મળે તો આપવા ખુશી બતાવી છે એવું પણ સાંભળવામાં આવ્યું છે!

ડૉ. વોરોનૉફ કહે છેઃ "આ પ્રયોગોમાં હિંસા કશી નથી, વાંદરાને પ્રાણીસંગ્રહાલયોમાં પાછાં રાખી શકાય છે; કારણ ખસી કરેલા બળદ ફરે હરે છે એમ એ વાંદરો પણ સંગ્રહાલયમાં સુખેથી રહી શકે છે!"

વૈદક શાસ્ત્રે આમ છતાં આ પ્રયોગોને હજી વધાવી નથી લીધા. સામાન્ય લોકોમાં ડૉ. વોરોનૉફ અને એમના પ્રયોગો બહુ પ્રસિદ્ધ થયા છે અને યૂરોપ અમેરિકામાંનાં કેટલાંક છાપાંઓમાં તો વિજ્ઞાનના આ કહેવાતા ચમત્કારને અદ્ભુત ગણાવવા લાગ્યાં છે!

યુરોપના ધર્માચાર્યોની એક પરિષદે તેમ છતાં નીતિનો નાશ કરનારી આ શોધને તિરસ્કારી કાઢી છે. આને પરિણામે હવેની પ્રજા વાંદરાં જેવી થશે એવું ભવિષ્ય ભાખ્યું છે અને ધર્મને માટે કે ઉચ્ચ જીવનને માટે જેને આદર હોય તેમને આવા સ્વચ્છંદથી દૂર રહેવા આગ્રહપૂર્વક ભલામણ કરી છે.

વળી હમણાં જ ડૉ. આલ્ફ્રેડ સ્કૉટ વરધીન નામના એક અમેરિકાના મીશીગન વિદ્યાપીઠના પેથોલોજીના પ્રૉફેસરે 'ઘડપણ' ઉપર લેખ લખી આ વિષયને બહુ વિદ્વત્તાભરી રીતે ચર્ચ્યો છે. "પેથોલોજી" એ રોગોથી શરીરની ઇન્દ્રિયો અંદરના અવયવો, રેસા અને કોષો સુદ્ધાંમાં, શાશા ફેરફારો થાય છે તે વિગતવાર સપ્રયોગ સિદ્ધ કરી આપે એવી વિદ્યા છે. ડૉ. વરધીને, વૈદક શાસ્ત્રની આ શાખામાં બહુ ગહનતા મેળવી છે, એટલું જ નહિ પણ-

---

* સોમવાર તા. ૩-૩-૩૦ ના નિજ મજલિસે હિંદુઓ સમક્ષ આપેલું ભાષણ.

સ્વભાવ છે. કોષોને ઉમ્મરની અસર ન લાગે એવું કરવું એ તો નેવનાં પાણી મોભે ચઢાવવા જેવું સમજવું.

સ્ટીનાક કે વેરોનોફનાં ઑપરેશનથી બહુ તો નાશ પામતી વિષયવાસના જરાક પ્રદીપ્ત થાય છે અને એને અંગે શરીરનું જમેઉધાર જરા જોરથી ચાલે છે. સામાન્ય મેટા-બોલિઝમને જરા વેગ મળે છે. એ પોતે પણ દશ વર્ષથી તો વધારે અસર એક ઑપરેશનની રહે એમ માનતા નથી. હોરમોન્સ[1] પર જે ક્રિયાઓનો આધાર છે તેના પર અસર થતી હોય એવો સંભવ છે, પરન્તુ નવા મૂકેલા વૃષણથી નવું વીર્ય ઉત્પન્ન થાય કે વાસડેફરન્સને ગાંઠ મારી લેવાથી નવી શક્તિ આવે એ તો ખોટું જ છે.

આમ ફરી જુવાની મેળવવાની આશા એક વાર પાછી નાશ પામે છે. યુગે યુગે આવા ચમત્કાર કરનારા આવે છે અને લોભીઆના દેશમાં ધૂતારા ફાવે છે. ડૉ. વેરોનોફને સર હુકમચંદે બે લાખ દશ હજાર રૂપિયા આપ્યા પહેલાં ડૉ. વેરોનોફ કહેતા કે, હું હિન્દુ-સ્તાનમાં ઑપરેશન્સ કરવાનો નથી પણ હવે એમણે એ વિચાર ફેરવ્યો છે.

આપણો દેશ વિશાળ છે અને પાછા સ્વદેશ સીધાવતાં સુધીમાં ૫૦–૬૦ લાખ રૂપિયા ડૉ. વેરોનોફ અહીંથી લઈ જાય તો નવાઇ નહિ. એટલા મૂર્ખાઓ તો અહીં જરૂર મળી રહેશે. પરંતુ ઘસાઇ ગયેલાં અંગવાળા વૃદ્ધ પુરુષોને માટે આ કંઇ શોભાભરેલી વાત ના કહેવાય! જુવાનીમાં એણે બહુ મોજશોખ કર્યા. ઘડપણમાં તો હવે એણે જંપીને બેસવું જોઇએ. ઘરડી ઘોડીને લાલ લગામ શી? જુની શીશીઓમાં નવા દારૂ ભરવાથી ઘણી વાર શીશીઓ તૂટી જાય છે! આવાં ઑપરેશન કરાવનારા કેટલાએ બુદ્ધાઓ કામાંધતામાં ને કામાંધતામાં ઓચિંતા મરી ગયા છે!

વાસડેફરન્સને ટેભા મારી દેવાથી ડૉ. સ્ટીનાકના ઑપરેશન પ્રમાણે ઈન્ટરસ્ટીશિયલ સેલ્સ[2] જે હરમોન[3] રાસાયણિક રસ પેદા કરે છે તે વધતું હોય કે બીજા શોધકોના ધારવા પ્રમાણે વીર્યના કોષોનું અસ્તર પાછું શરીરમાં ઓગળી જતું હોય એ એમાંથી જે થતું હોય તે ભલે થાય; એનો નિર્ણય ભવિષ્યમાં થશે. પરંતુ અત્યારે એટલું તો નક્કી છે કે, ખુદ વૃષણની દિવાલો કે એનાં અસ્તરના વાણાતાણાના કોષો એ કંઇ વીર્ય ઉત્પન્ન કરનાર કોષો નથી. પણ એ તો રેટીક્યુલર એન્ડોથીલિયલ સેલ્સ[4] છે અને એનું કામ લીપોઇડ મેટા-બોલિઝમને મદદ કરવાનું–ચરબી જેવા પદાર્થનો શરીરમાં યથાયોગ્ય બંદોબસ્ત કરવાનું છે. એમનું કદ ને સ્થાનનો વિચાર કરતાં પણ વીર્યોત્પત્તિનું કાર્ય અને આ કાર્ય એકબીજાથી દેખાઇ આવે છે.

આથી પણ ખાત્રી થશે, કે બુદ્ધાને ફરી જુવાની મળવાની આશા મિથ્યા છે. એ પુરાણા

---

૧ પુરુષના વૃષણ અને સ્ત્રીનું રજ ઉત્પન્ન કરનાર ગંઠોમાંથી જે વીર્ય અને રજ બને છે તે પ્રજોત્પત્તિના કામમાં આવે છે. પરન્તુ આ ગ્રંથિઓ અંદર પણ રાસાયણિક રસ સતત બનાવ્યાં કરે છે, આથી ફરી બીજી જમેઉધારની ક્રિયાઓમાં મદદ થાય છે. આ અંદરના રસ પ્રવાહને Hormones કહેવામાં આવે છે.

૨ ખાલી જગામાં આવેલ વણાટના પડના કોષો. ૩ રાસાયણિક પ્રવાહી જેની અસર બીજી ગ્રંથિઓ પર થાય છે. ૪ જાળી જાળી જેવા બંધારણનો અને પહોળા કોષોના જોડાણથી બનેલા અસ્તર જેવા કોષો.

ધીમે પશ્ચિમ તરફ જાય છે ને પછી અસ્ત પામે છે. અદલાબદલી, હેરફેર અને ધીમે ધીમે સરવું એટલે સંસાર. સંસારની વસ્તુઓ ચંચળ છે. વ્યક્તિઓ તો બદલાતી જ જાય છે. જાતિ અમર રહે છે.

ગેટી કહે છે કે "શોભા ભરેલી રીતે ઘરડા થવાય એટલે બસ છે."

મહાભારતમાં યયાતિનું વર્ણન આવે છે તે તો આપે વાંચ્યું હશે. યયાતિ રાજા પોતાના પુત્ર પૂરુના યૌવનને ધારણ કરી, પ્રસન્ન થઇ ઇષ્ટ વિષયોનું સેવન કરવા લાગ્યો. હજાર વર્ષનું આયુષ્ય પામેલો એ રાજર્ષિ સુશોભિત નંદનવનમાં વિશ્વાચી અપ્સરાની સાથે ક્રીડા કરતો હતો. કોઇ વાર કુબેરની અલકા નગરીમાં, તો કોઇ વાર ઉત્તરમાં આવેલા મેરુપર્વતના શિખર ઉપર રમણ કરતો હતો. તેમ છતાં યૌવન હજાર વર્ષ જ છે, એમ સ્મરણ થતાં તેને ખેદ થતો હતો.

વીર્યવાન, સિંહના જેવો પરાક્રમી તથા કાલજ્ઞ એવો તે રાજા, ક્ષણ તથા નિમિષ જેટલા કાલની પણ ગણત્રી કરી "અરેરે ! આ સુખ ફક્ત હજાર જ વર્ષમાં પૂરું થવાનું" એમ જાણી ચિંતાતુર રહેતો હતો.

આખરે હજાર વર્ષ પૂરાં થયાં. પુત્રને કોલ પ્રમાણે પાછું યૌવન આપવું પડ્યું; પણ તે વખતે એણે જે વચન કહ્યાં તે સદાકાળ સ્મરણમાં રાખવા યોગ્ય છે.

યયાતિ—હે પુત્ર ! તારા યૌવનથી મેં યથેષ્ટ ઉત્સાહપૂર્વક ઋતુ ઋતુના ભોગ ભોગવ્યા છે; પરંતુ કામનાઓ, કામિત વિષયોના ઉપભોગથી શાંત થતી નથી. ઘી નાખવાથી અગ્નિ જેમ વધે છે, તેમ વિષયોના સેવનથી અભિલાષાઓ વધ્યા જ જાય છે. પૃથ્વીમાં જે અન્ન, સુવર્ણ, પશુઓ અને સ્ત્રીઓ છે તે સર્વ એકને મળે તોપણ તેને તે પૂરતાં લાગતાં નથી. માટે તૃષ્ણાનો ત્યાગ કરવો. જેને દુર્બુદ્ધિવાળા ત્યજી શકતા નથી, જે ઘડપણ આવતાં પણ ઘરડી થતી નથી અને જે પ્રાણાંતિક રોગ છે તે તૃષ્ણાનો ત્યાગ કરનારો સુખી થાય છે.

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

વિદ્યાર્થીઓ અહીંથી ચોપડીઓ વાંચવા લઈ જાય અને મોતીભાઈ તેમને ઇતર વાચનનો શોખ લગાડે. અમને પણ વાચનની સારી એવી ભૂખ. આ વખતે હું પાંચમી અંગ્રેજીમાં હોઇશ.

અખાડેથી લટાર મારતો મારતો હું મોતીભાઈની દુકાને જઈ ચઢ્યો અને બે ચોપડીઓ વાંચવા માગી, જે એમણે ઘણી હોંશથી આપી. આ અમારા પ્રથમ પરિચયનો દિવસ. અમારો સંબંધ દિવસો જતાં ગાઢો થયો. આ નાના પુસ્તકાલયને મોટું કરવાના મનોરથ ઘડ્યા અને તે પાર પણ પડ્યા. આ પુસ્તકાલયદ્વારા મોતીભાઈ અનેક યુવાનોના પરિચયમાં આવ્યા, અને ઘણાનું ઘડતર એના દ્વારા જ થયું, એમ કહું તો જરાય અતિશયોક્તિ નથી.

દિવસો જતાં મોતીભાઈની દુકાન અમારો વાચનનો અખાડો બની. આ દુકાને બેસી હિંદ અને બ્રિટાનિયા, ગોખલેનું ચરિત્ર ભા–૧; એવાં જપ્ત ગણાતાં પુસ્તકો છડે ચોક અમે વાંચતા અને સ્વદેશસેવાની અનેક પ્રકારની ભાવનાઓ કેળવતા.

આવા વાચન ઉપર જેમ જેમ અમે વિશેષે ચઢ્યા, તેમ તેમ મોતીભાઈએ ધાર્મિક જીવન ઉપરાંત રાષ્ટ્રીય જીવનમાં પ્રવેશ કર્યો; એની એકાંગી ધાર્મિકતામાં રાષ્ટ્રીય તત્ત્વ ઉમેરાયું એમ કહું તો ચાલે. આજ સુધી એ એકલા ધાર્મિક વિચારોમાં જ પડ્યા રહેતા. હવે તેમના જીવનની અનેક દિશાઓ ખૂલી. અમારું વાચન જેમ જેમ વધતું ગયું, તેમ તેમ એમને એક વસ્તુ સાલવા લાગી: કે આપણે વાંચ્યા જ કરીએ તે ઠીક નથી. કાંઇક કર્તવ્યમાં મૂકીએ તો જ વાચન સાર્થક થયું ગણાય.

આ વિચારથી એમની સાથે સેવાનાં નાનાં નાનાં ક્ષેત્રો અમારા માટે ખુલ્લાં થયાં. પુસ્તકાલય એકલાથી સંતોષ ન માનતાં અમે એક ફરતું પુસ્તકાલય શરૂ કર્યું. એમાં આઠ દશ સ્વયંસેવકો. દરેક જણ પાસે વીસ વીસ પુસ્તકો હોય. આ પુસ્તકો લઇ અમે ગામના લત્તામાં જઇએ. સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ તથા અન્ય શહેરીઓને વાચન તરફ દોરીએ. આ સમયમાં વઢવાણમાં વાચનનો એટલો શોખ વધ્યો કે ન પૂછો વાત. અમારા પુસ્તકાલયમાંથી આ વર્ષોમાં દરરોજ સોથી દોઢસો પુસ્તકો જતાં અને તે ઉપરાંત ફરતાં પુસ્તકાલયોનો ઉપયોગ થતો તે જુદો.

સાંજના પાંચ વાગ્યાના ટકોરા વાગે કે મોતીભાઈનો સંચો બંધ થાય. પાંચના ટકોરા પછી એક પણ ટાંકો એ મારતા નહિ, લૂગડું જેટલું અધુરું રહ્યું હોય તેટલું રાખીને જલદી દુકાન બંધ કરીને નદીની રેતમાં દોડતા. આજથી પંદર વર્ષ પહેલાંની આ વાત છે, કે જ્યારે કાઠિયાવાડમાં અને તેમાં પણ ખૂણે પડેલ વઢવાણમાં અખાડાનું નામ તે વખતે નહિ આવેલ એવા સમયે અખાડાના અનેક મનોરથ મોતીભાઈએ સેવ્યા. શરૂઆતમાં અમે પાંચ જણ. અમે હતા જુવાનો. મોતીભાઈની ઉમર અમારાથી બમણી. સળેકડી જેવું શરીર, નાનપણથી દરજીનો બેઠાડુ ધંધો કરેલો, કદી રમેલ નહિ કે રખડેલ નહિ; છતાં હોંશે હોંશે અમારી સાથે કુસ્તીમાં ઊતરે, દોડે, રમતો રમે. અખાડાના સમય દરમિયાન વાતો તો ચાલુ હોય જ. એમની એક જ ભાવના હતી અને તે આ યુવાન સૈન્યનું ઘડતર કરવાની. વખત જતાં પાંચમાંથી અમે પંદર થયા, પચીસ થયા, અને પછી તો સાંજ પડયે નદીની રેતમાં પોણોસો પોણોસો જુવાનિયાનું જૂથ જામતું.

કયા ટાંડે ચઢયો છીએ અને મોતીભાઇ તે આ શા ખેલ રોજ કરાવે છે! પરંતુ એકવીસની સાલમાં જ્યારે અમે વીસ વર્ષના હતા ત્યારે અને અત્યારે એ બધી પાડેલ ટેવ કામ આવી ગઈ ત્યારે એની કિંમત જણાઇ.

મોતીભાઇ અમારી નાની મંડળી બહાર જાણીતા નથી. એમને પ્રસિદ્ધિનો મોહ પણ નહોતો. પણ એટલું કહેવું જોઇએ, કે એમને પોતાની શક્તિ અને અભિલાષા પ્રમાણે કાર્યક્ષેત્ર મળે, તેઓ પોતા માટે એવું કાર્યક્ષેત્ર પેદા કરી શકે, તે પહેલાં તેઓ ગુજરી ગયા.

આજે જો એ જીવતા હોત તો ખરેખર ગુજરાતના સમર્થ કાર્યકર્તા નીવડયા હોત. ગાંધીજી એકવીસની સાલ પછીથી જે જે વિચારો આપ્યે જાય છે, તે દરેકે દરેક વિચાર જાણે કે મોતીભાઇને સુજી ગયો હતો એમ લાગે છે. અને એના સોળની સાલના એ વિચારોનું સામ્ય જ્યારે બાપુજીના વિચારો સાથે જોઉં છું ત્યારે ઘડીભર એમ થઇ આવે છે, કે ખરેખર મોતીભાઇ એક મહાન પુરુષ હતા.

'ઘેર ઘેર જો ગાય પળાય તો જ ઘી દૂધ ખવાય' એ એક સૂત્ર વિચારોના સેવન પછી એમને જડયું અને તેનો અમલ પણ તુર્ત જ કર્યો-કોઇપણ વિચારનો જાતે અમલ કર્યા પહેલાં તે બીજાને ઉપદેશ આપતા નહિ.

કામધંધો મૂકીને ઘેર ગાય ન બંધાય ત્યાં સુધી અન્ન હરામ કરીને એ ગાય ખરીદવા નીકળ્યા. ઉનાળાના ધોમ ધખતા બપોરે ઉઘાડે માથે અને ઉઘાડે પગે એ ગામેગામ રખડયા અને આઠમે દિવસે ઘેર ગાય બાંધીને એમણે અન્ન લીધું. પોતાની રહેવાની સાંકડી જગામાં ગાયને પોતાના બાળક માફક જ રાખી. ગાય પરત્વેની એમની પ્રીતિ એ દાખવતા.

એક શિયાળામાં પોષ માસની કડકડતી ઠંડીના દિવસોમાં ગાય માટે ઠંડીના રક્ષણાર્થે એમનાથી કાંઇ તૈયારી ન થઇ શકી. અનેક વ્યવસાયના લીધે આ કામ રહી ગયું. ગાયને રાત્રિ ઠંડીમાં ધ્રૂજતી જોઇ મોતીભાઇએ એમનો પોતાનો ખાટલો ખુલ્લા મેદાનમાં ગાય પાસે જ નંખાવ્યો. ઓઢવાનું પાસે ન રાખ્યું. આમ જ્યાં સુધી ગાય માટે કોઢ તૈયાર ન થઇ ત્યાં સુધી એમણે પણ ગાયની સાથે જ ઠંડી સહન કરી. પોતાનાં ઢોર માટે એમને આટલી પ્રીતિ હતી.

ઘેર ગાય બંધાઇ એટલે તેમણે પોતાના સહવાસમાં જે જે આવે તેને ગાયના મહત્ત્વનો ઉપદેશ કરવા માંડયો. દરેક ઘેર ગાય હોવી જ જોઇએ, એવો આગ્રહ તેઓ સૌને કરતા.

એના મગજમાં આવેલ એક પણ સુવિચારને એણે અમલમાં ન મૂકયો હોય એવું નથી બન્યું. એ વખતે રાષ્ટ્રીય શાળાઓ તો નહોતી. આ શાળાઓથી બાળકોનાં જીવન રહેંસાય છે એની એને પ્રતીતિ થઇ ગઈ. ત્યારથી જ પોતાનાં બન્ને બાળકોને નિશાળે નહિ મોકલવાનો એમણે નિશ્ચય કર્યો. ત્યાર પછીથી એમનાં બાળકોને એ રોજ ઘેર શિક્ષણ આપતા.

પોતાની સ્ત્રી અભણ છે એ વસ્તુ જ્યારથી એમને સાલવા લાગી ત્યારથી એમણે તેને પણ શિક્ષણ આપવાનું શરૂ કર્યું. આ વખતે એનો વ્યવસાય ઘણો જ વધી ગયેલો હતો, છતાં જીવનની મિનિટે મિનિટનો હિસાબ રાખી એ એમની સ્ત્રીના શિક્ષણ માટે હમેશાં રોજ અર્ધો કલાક કાઢતા અને એક વર્ષે એમનાં ધર્મનાં પત્નીને એમણે વાંચતાં પણ કરી દીધાં.

પોતાનો નિશ્ચય પાળી શકયા. આ રીતે આપણે જોઇ શકીએ છીએ, કે મોતીભાઇ એક સુધારક પણ હતા.

વઢવાણમાં પાણીની સામાન્ય રીતે તંગી છે. ગામડાનો અને વઢવાણ કેમ્પનો વ્યવહાર સીધી સાથે ઘણો. ભર ઉનાળામાં વટેમાર્ગુઓને વઢવાણ આવતાં સીમાડામાં પાણીની ઘણી તંગી ભોગવવી પડતી. મોતીભાઇને આ વસ્તુ ખૂબ સાલતી. એની પાસે પૈસા તો હતા નહિ કે નવાણ ગળાવી શકે. એવા વગદાર સંબંધીઓ નહોતા કે એવી ઓળખાણો નહોતી કે જેથી પૈસા મેળવી નવાણો ગળાવી શકે. પ્રચારકામે એમને આવડતું નહોતું અગર તો સેવાનાં કાર્યોમાં ભીખ માગવાની એને શરમ હતી, એટલે એની નજર એના સાથીઓ ઉપર પડી. અખાડાના પટ્ઠા જુવાનો એની પડખે હતા એટલે મજુરોની એને જરૂર ન હતી. પાવડા, સુંડલા, હીંહવા, અને બે ત્રણ કોશ, એ એક સવારે લઇ આવ્યા અને એમને કહ્યું, કે ચાલો—કાનેટીનો કૂવો ખોદવા. એ કૂવાનાં પાણી ઊંડાં ઉતર્યાં છે અને વટેમાર્ગુઓને એ બાજુ પાણીની ભારે તકલીફ પડે છે. મોતીભાઇનું વેણ અમારે તો હુકમ સમાન હતું. એ અમારા સેનાપતિ, અમે એના સૈનિકો. અમે તો કોદાળીઓ–પાવડા––સુંડલા વગેરે ઓજારો લઇ ઊપડયા. રજાનો દહાડો હતો. ઘેર કોઇએ કાંઇ વાત ન કરી કે ક્યાં જઇએ છીએ. જિંદગીમાં કદી ખોદેલું નહિ. તેમાં વળી કૂવો કયાંથી ખોદ્યો હોય? છતાં તરસ્યાંને પાણી મળશે એ એક જ ભાવનાથી કછોટા વાળી વાળીને અમે આખો દિવસ જે ઉત્સાહથી કૂવો ખોદ્યો તે પ્રસંગ જિંદગીમાં કદી ભૂલાતો નથી. સાંજ પડયે અમે બે હાથ જેટલો કૂવો ખોદી નાખ્યો અને ઈશ્વરને કરવું, ને અમારું સદ્દભાગ્ય—(પીનારનું નહિ) તે એક ઝરણું ફૂટયું અને એ નપાણીઓ કૂવો સાંજ પડયે ટોપરા જેવા મીઠા પાણીથી ભરાઇ ગયો.

મોતીભાઇના અને અમારા જીવનની આ ધન્ય ક્ષણ! અમારા આનંદનો પાર ન હતો. આખા દિવસની સખત મજૂરી પછી દાળિયા અને ગોળ ઉપર ઝપટ મારી ઝાલર ટાણે અમે જ્યાં ઘર તરફ વળીએ ત્યાં તો ઘેર ઘેર અમારા પરાક્રમની વાર્તા ફેલાયેલ. પણ અમારાં લગભગ દરેકનાં મોટેરાં અમારા આ સાહસથી ખીજાયેલાં. અમે દરેક મોતીભાઇના સહવાસ પછીથી અમારા વડીલોની દૃષ્ટિએ બગડી ગયેલા હતા. એટલે સૌને મોતીભાઇ ઉપર થોડી થોડી દાઝ તો હતી જ. તેમાં આ બન્યું, અમે બધાય દુઃખિયા થયા ભેગા. ઝાઝા દહાડાની દાઝ આજે તો મોતીભાઇ ઉપર કાઢવાનો સૌએ નિશ્ચય કર્યો. ગામના જુવાનિયાને આમ આ દરજી બગાડે તે કેમ પાલવે? એક ભાઈ કે જેનો છોકરો અમારી સાથે જ હતો તે એની રાંપની ધાર કઢાવવા જતો હતો ત્યાં એણે અમારા ગામ ભણી વળવાના સમાચાર સાંભળ્યા, એટલે લુવારને ત્યાંથી એ દરવાજા તરફ પરભાર્યા વળ્યા. અમારા ચીડાયેલા કેટલાક વડીલો પણ સાથે. ટોળું આવ્યું દરવાજે અને અમે પણ પેઠા દરવાજામાં. મોતીભાઈ ઉપર ગાળોનો વરસાદ વરસ્યો–અમે તો એમને ત્યાંના ત્યાં જ મૂકીને રસ્તો માપ્યો. મોતીભાઈ અને એક બીજા ભાઈ, બે જણા રહ્યા એકલા. વડીલોએ એમને લીધા ઉધડા. પેલા રાંપવાળા ભાઇને એવો ક્રોધ ચઢયો કે રાંપ ઉગામીને તાડૂકયા કે અસ્યા 'ચુંકણ', એક વેણ હવે જો કાઢયું છે તો એક ઘા ને બે કટકા કરી નાખીશ. મોતીભાઇ અડગ રહ્યા, એના મુખની એક પણ રેખા ન બદલાઇ. એ બોલ્યાઃ તમારે કરવું હોય તો ભલે કરજો.

ગણાતા તે વખતના શહેરીઓ સાથેનો અમારો ખાસ સંબંધ નહિ તેમ જ તેમની સાથે પરિચય પણ ઓછો. મતલબ કે, અમારો બોજ પ્રજા ઉપર નહિ. એમ એ કશાયનો ખ્યાલ કર્યા વિના મહાત્માજી જેવાને વઢવાણમાં નોતરવાનો નિશ્ચય અમારી મંડળીએ કર્યો. બાપુજી રાજકોટ જતા હતા તે વખતે જંક્શન સ્ટેશને અમે મળ્યા. તેમના જીવનની ઘણી વાતો વાંચેલી. એમનાં પ્રત્યક્ષ દર્શન કરી અમે કૃતકૃત્ય થયા. મહાત્માજી સાથેનો આ પ્રથમ પરિચય. મોતીભાઈ અને બાપુજી વચ્ચે વાતો ચાલી. મોતીભાઇએ રાજકોટથી વળતાં વઢવાણ ઉતરવાનું નોતરું આપ્યું. બાપુજી સમજ્યા, કે ગોખલે સ્મારકમાં મને કાંઈક મળે એવું હશે માટે જ આ જુવાનિયા મને લઈ જતા હશે. એ લાલચે એમણે તો પટ દઇને હા પાડી દીધી. અને અમે તો અમારી કશીય જવાબદારી સમજ્યા વિના મહાત્માજી વઢવાણને પાવન કરશે એ એક જ વિચારથી ખૂબ ઉલ્લાસમાં આવી જઇ અમારી જાતને ધન્ય થયેલ માની વઢવાણ તરફ વળ્યા. મોતીભાઇનો ઉત્સાહ અજબ હતો. તે દિવસથી તે બાપુજી ત્રણ ચાર દિવસે વઢવાણ આવ્યા ત્યાં સુધી અમે ઉજાગરા કર્યા. હાથે લખી લખીને જાહેરનામાં શહેરમાં ચોઢયાં અને મહાત્માજીની પધરામણીની તૈયારીઓ કરી. ગામના કેટલાકે અમે કાંઈ પણ તૈયારી વિના–અમે કોઇને પૂછયા વિના મહાત્માજી જેવાને નોતરું આપી આવવા માટે મોતીભાઇને ઠપકો પણ દીધો.

બે દિવસ સુધી તો અમારી સાથે કોઇ ન ભળ્યું. કેટલાકે વિરોધ દર્શાવ્યો. ગામના કોઇ સહકાર નહિ આપે તો આપણામાંથી કોઈના ઘેર મહાત્માજીને ઉતારી આપણી મંડળીમાંથી જે બે પાંચ રૂપિયા થશે તે ભેટ ધરી તેમને વિદાય આપીશું એમ નક્કી કર્યું, પણ મહાત્માજીને વઢવાણ લાવવા એ તો નક્કી—

મહાત્માજીને આવવાને એક જ દિવસ બાકી રહ્યો અને મહાજનના વેપારીઓને થયું કે આ-છોકરાઓ તો પહેલા જ નોતરું દઈ આવ્યા છે અને ગામમાંથી એ કોરેકાંટ જશે તો આપણી આબરૂ જશે. મહાજને પૂર્ણ સહકાર આપ્યો. નગરશેઠને ત્યાં બાપુજીને ઉતારો મળ્યો. સ્ટેટે ફંડમાંથી સારી રકમ આપી. મહાજને થેલી આપીને બાપુજીને નવાજ્યા. એ આખા ગામે પૂર્ણ ઉત્સાહથી તેમનું સ્વાગત કર્યું.

બાપુજીએ મોતીભાઈના પુસ્તકાલયની મુલાકાત પણ લીધી. તે વખતે અમે એ સંસ્થાને 'ફ્રી લાઇબ્રેરી' કહેતા. આ અંગ્રેજી નામ તરફ તરત બાપુજીનું ધ્યાન ગયું. તેમણે બે ત્રણ નામોનો વિચાર કરી છેવટે આ પુસ્તકાલયને માટે 'ધર્મ પુસ્તકાલય' નામ પસંદ કર્યું. ત્યારથી એ જ નામે એ પુસ્તકાલય ઓળખાય છે. બાપુજીએ ત્યાંની 'મુલાકાત પોથી'–('વિઝિટર્સબુક' માટે આ શબ્દ બાપુજીએ પસંદ કર્યો )માં કંઇક લખ્યું છે. બરાબર મતલબ યાદ નથી, પણ તેના કાર્યકર્તાઓ માટે તેમણે સંતોષ જાહેર કર્યો હતો.

મોતીભાઇની શુભેચ્છા સર્વ રીતે ફળી. એણે કરેલ નિશ્ચય પાર પડયો. આ પ્રસંગથી મહાત્માજી અને મોતીભાઇનો પરિચય વધ્યો. ત્યાર પછી તો મોતીભાઇ આશ્રમમાં પણ રહી આવેલા અને એમનો સંબંધ વધેલો. એ સંબંધને લીધે જ બાપુજીએ દેવીદાસભાઇને વઢવાણ હવાફેર માટે મોકલેલા. આશ્રમમાં એક વર્ષે ઓરીના સખત વા હતા ત્યારે આશ્રમમાં ઘણા માંદા પડી ગયેલા અને સેવા કરનારની જરૂર હતી. તેની ખબર વઢવાણ પડતાં

નક્કી કરેલ સૂત્રોની એક હારમાળા એમણે તૈયાર કરેલ. એમનું આ સાહિત્ય કેટલાંક વર્ષો સુધી સચવાઇ રહ્યું, પણ પાછળથી શી ખબર ક્યાંક ગૂમ થઇ ગયું છે.

સામાજિક, રાજકીય અને ધાર્મિક, એમ ત્રણે દિશામાં એમના વ્યવસાય વધતા ગયા, તેમ તેમ એમને અવકાશ ઓછો મળવા લાગ્યો. એમને થયું, કે જો મારે હજુ વધુ કામ કરવું હોય તો અને જીવનની ક્ષણો સેવાના ક્ષેત્રમાં વધુ વીતાવવી હોય તો જરૂરિયાતો ઓછી કરવી જોઇએ, ઘરનું ખર્ચ કમી કરી નાખવું જોઇએ, જેથી કમાવાની ચિંતા ઓછી રહે, તેની પાછળ ઓછો વખત ગાળવો પડે. આથી તેમણે નિશ્ચય કર્યો, કે એક દિવસમાં આઠ કે દસ આનાનું કામ થાય એટલે પછી સીવવાનું છોડી દઇને સેવાના કાર્યમાં વખત વીતાવવો. સીવવાની એમની ચાલાકી એવી હતી, કે સાંજ પડયે એ અઢી રૂપિયાની કમાણી કરી શકતા. આ ઝડપે આઠ દસ આનાનું કામ તો એ બહુ થોડા વખતમાં પૂરું કરી નાખતા અને બાકીનો વખત સામાજિક સેવાનાં કાર્યોમાં ગાળતા. કમાણી ઓછી કરી એટલે એમણે ઘરના ઘણા જરૂરી ખર્ચો ઉપર પણ કાપ મૂકયો.

મોતીભાઈની સેવાની ભૂખ આટલેથી મટી નહિ. એમને થયું, કે આવી રીતે છૂટાં છવાયાં કામ કરવા કરતાં કોઈ એક સંસ્થા જેવું કર્યું હોય તો સારું. આ વિચારની સાથે એક આશ્રમ સ્થાપવાનો એમણે વિચાર કર્યો. આ આશ્રમની એમની કલ્પના ઓર હતી. એ જીવ્યા હોત તો જરૂર અમલમાં મૂકત. એમને ઉદ્યોગ તથા રાષ્ટ્રીય શાળા, ઢોર માટે અવેડો, પાસે નવાણ—વગેરે સહિત સ્વાશ્રય આશ્રમ સ્થાપવાના એમના વિચાર હતા. આ વિચારોનો અમલ કરવા માટે જમીન તો જોઇએ જ. વઢવાણની ચારે બાજુ ફરીને નદી-કાંઠે જડેશ્વરની પાસેનો સરસ પ્લૉટ આશ્રમ માટે મેળવવાને એમણે નિશ્ચય કર્યો. દરબારમાં અરજી કરી. નામંજુર થઇને અરજી પાછી આવી. તે વખતે વઢવાણમાં સરકારનું એડમિનિસ્ટ્રેશન હતું, અને કાદરી સાહેબનો અમલ ચાલુ હતો. એ કાદરી સાહેબને પીગળાવી એ જ પ્લૉટ લેવાનો દૃઢ નિશ્ચય મોતીભાઇએ કર્યો. અમને તો આ વાત આભ સાથે બાથ ભીડવા જેવી લાગેલ.

મોતીભાઈનું મનોબળ ભારે જબરૂં હતું. વળી એને પ્રાર્થનામાં અજબ વિશ્વાસ હતો, એ આ કિસ્સા પરથી માલૂમ પડે છેઃ મોતીભાઈ રોજ સવારે નારદભાઇની વાવે નહાઇને સીધા આ જડેશ્વરના પ્લૉટ ઉપર આવતા. જમીનની મધ્યમાં ઊભા રહી પ્રભુપ્રાર્થના કરતા "હે પ્રભુ! આ જમીન મને આશ્રમ કરવા અપાવ." પ્રાર્થના કરી ઘેરે જઇ કપડાં પહેરી કોર્ટનો સમય થતાં દરબારગઢમાં જતા. શરૂઆતમાં તો અરજદારતરીકે જઇ અરજ કરતા, પણ કાદરીએ એ અરજ પણ ધુતકારી કાઢી ત્યારથી નાસીપાસ થયા વિના કે જરાય ક્ષોભ પામ્યા વિના કે હું હડધૂત થઇશ અને મારી આબરૂ જશે—પટાવાળો ધક્કા મારશે તો માણસો મારા માટે શું માનશે—તે કદાપની પરવા કર્યા વિના એણે દરબારગઢમા જવાનું જારી રાખ્યું. હવે એ અરજદારતરીકે નહોતા જતા. રોજ કચેરીએ જાય, બારણા પાસે જ પાંચ મિનિટ ઊભા રહે. કાદરી સાહેબ કચેરીની અંદર ખુરશી ઉપર વિરાજમાન થયેલા હોય તેની નજર એમની ઉપર પડે તેમ ઊભા રહી પાંચ સાત મિનિટ થોભી તે પાછા દુકાને આવતા રહે. અમને એમના આ કાર્યથી કેટલીક વખત નવાઈ લાગતી. અમે કહેતા, કે એ કાદરી એમ પીગળવાનો નથી. આ ભદંભદ્રપણું

એમની નિયમિતતા તો ઘણી જ હતી. ઘરાકને જે સમયે કપડું આપવાનું કહેલ હો તે સમયે આપ્યું જ હોય. પાંચના ટકોરા થતાં કામ નહિ કરવું તે નક્કી કર્યો પછ પાંચ વાગતાં કામ મૂકી જ દીધું હોય, સભાનો સમય થતાં ફલાણા ભાઇ આવ્યા કે ન આવ્યા તેની રાહ જોયા વિના જે હોય તેનાથી સભા શરૂ કરી જ હોય.

સંખ્યાબળથી તે કદી મલકાતા નહિ અને ઓછી સંખ્યાથી હિંમત હારતા નહિ. કેટલાંક કામની શરૂઆતમાં અમે ત્રણ ચાર જણ જ હોઇએ તો પણ મોતીભાઇનો ઉત્સાહ-ઉલ્લાસ-આનંદ તો એમાં ને એમાં જ હોય. આવે વખતે અમને બહુ નવાઇ લાગતી.

કેટલીક વખત એમ લાગતું, કે આ તે અવધાનો કરે છે કે શું ? એક બાજુથી સંચો ચાલતો હોય, બીજી બાજુથી ઘરાકને લેતા હોય, ત્રીજી બાજુથી એમના પુત્રને શિક્ષણ આપવાનું કામ તો ચાલુ જ હોય, ચોથી બાજુથી પેલું સમૂહવાચન ધાર્મિક કે રાષ્ટ્રીય પુસ્તક તો ચાલુ જ હોય. આમ ચાર પાંચ કામ ચાલુ જ હોય, છતાં એક બેમાં એનું ધ્યાન ન હોય એમ ન બને. વાચનમાં શું ચાલ્યું તે એ બરાબર કહી દે. એમ કેટલીક વખત તો સમજ્યા વિનાનું ચાલ્યું જતું હોય તે બીજાની સાથેની વાત પૂરી થતાં ફરી વંચાય.

એક નાની ખાસિયત પણ પ્રસ્તુત હોવાથી લખું છું. 'પ્રસ્થાન'ના તંત્રીએ લેખ સાથે સદ્ગતના ફોટાની માગણી કરી છે. પણ મોતીભાઇ પછવાડે ફોટો મૂકતા ગયા નથી. તેમણે કદી ફોટો પડાવ્યો જ નથી-તેઓ તેની વિરુદ્ધ હતા. આ બાબતમાં પણ તેઓ મહાત્માજીને મળતા આવે છે. મહાત્માજી કદી ફોટોગ્રાફરને બેઠક આપતા નથી, અને તેમને કેમેરાનો કંટાળો છે.

મોતીભાઇનો દેહ આજે આ દુનિયામાં નથી, છતાં એના ગાઢ પરિચયમાં આવેલ એના કેટલાક મિત્રોમાં એના બાળક સમાન, એમણે સ્થાપેલ 'ધર્મ પુસ્તકાલય' માં અને એની હાટડી સામેના એમના નામ પાછળ વઢવાણે એમના સ્મરણચિહ્ન તરીકે રાખેલ મોતી-ચોકમાં એ હજુય જીવતા છે, એમ હું માનું છું.

વજુભાઈ દવે

થોડાંએક વર્ષો ઉપર અમદાવાદમાં રેશમનો ધંધો સારો ચાલતો હતો. કડવા પાટીદારો એ ધંધામાં લાગ્યા હતા. રેશમનું કપડું બનતાં ૧૧ કારીગરોના હાથમાંથી રેશમ પસાર થતું હતું: (૧) ખોલનાર (Reeler) (૨) છણનાર (Sorter) (૩) કાંતનાર (Spinner) (૪) તાણનાર (Warper) (૫) શિચડનાર (Raiser) (૬) રંગનાર (Dyer) (૭) પાનાર (Sizer) (૮) રાચ ભરનાર (Heald filler) (૯) સાંધનાર (Joiner) (૧૦) ભાંજણી ભરનાર (Thread arranger) અને (૧૧) વણનાર (Weaver). આ બધાં કામોમાં પાટીદારો જ લાગેલા હતા. પહેલા અને બીજા કામમાં તો ખાસ પાટીદારોની સ્ત્રીઓ અને છોકરીઓ લાગતી હતી.

તે વખતે અમદાવાદમાં તારકસબનો ધંધો પણ ખૂબ ચાલતો હતો. તેમાં પણ કડવા પાટીદાર કોમ અગ્રેસર હતી. ( જુઓ 'ગુજરાતનું પાટનગરઃ અમદાવાદ' પ્રકરણ ૨૫ મું પૃ. ૫૦૫–૫૨૨. )

હાલમાં રેશમ અને કસબના ધંધા પડી ભાગ્યા છે તેથી તે ધંધામાંથી નિવૃત્ત થયેલા મિલોમાં લાગી ગયા છે. કેટલાક છાપખાનામાં લાગ્યા છે. કોઈ નોકરી કરે છે. તો સ્ટોર સપ્લાયરનું કામ પણ કોઇ કોઇ કરે છે.

અમદાવાદમાં છાપખાનાં ૮૫ વર્ષથી ચાલુ થયાં છે તેમાં કામ કરનારાઓમાં કડવા પાટીદારનો હિસ્સો ૮૫ ટકા જેટલો છે. એનું કારણ કદાચ એ હોય, કે અમદાવાદમાં પહેલું છાપખાનું ( શિલા ) તે કોમના ગૃહસ્થે કાઢ્યું હતું. ( જુઓ 'ગુજરાતનું પાટનગરઃ અમદાવાદ' પાનું ૪૨૧ )

અમદાવાદમાં સર્વથી પહેલું ( શિલા ) છાપખાનું બાજીભાઇ અમીચંદ પટેલે કાઢયું હતું. એમણે "વર્તમાનપત્ર" નામનું અઠવાડિક પણ ચલાવ્યું હતું. એ ગૃહસ્થ કડવા પાટીદાર હતા.

એ જ પુસ્તકના પાને ૫૦૮ ઉપર બીજી નોંધ આ પ્રમાણે છેઃ—"આજે પરદેશી રેશમના તૈયાર તાણાવાણાના મોટામાં મોટા વેપારી શેઠ સોમનાથ રૂપજીદાસ અમદાવાદના છે." એ સદ્‌ગૃહસ્થ કડવા પાટીદાર છે અને હાલ હયાત છે.

તડ, વિભાગ અને ઘોળ તો આ જ્ઞાતિમાં અત્યંત છે.. અરસપરસ કન્યાવહેવાર નથી, એટલું જ નહિ પણ તડ, વિભાગ કે ઘોળ બહાર કન્યા આપનારનો દંડ કરવાના ઠરાવ હોય છે. એમાં જબરો અન્યાય થાય છે. ગરીબનો દંડ થાય છે, અગ્રેસરોને કોઇ પૂછતું નથી. પંચની વ્યવસ્થા જ સડી ગયેલી હોય છે. એક તાજો દાખલો આપું. મહેસાણામાં એક યુવક ડાકતરે કડવા પાટીદારના 'ચેતન' માસિકમાં "અગ્રેસરો ( ચૌદશીઆ ) શું નથી કરતા ?" નામના લેખમાં તેમની પોલ ખુલ્લી કરી. તેનો રદીઓ આપવાને બદલે ગાયકવાડી હામજી ગામે એમાંના પાંચ સાત જણા એકઠા થઇ એ યુવક ડાક્તરને નાત બહાર મૂકવાનો ઢોલ વગાડયો છે. એ યુવકનો ખુલાસો પૂછ્યો નથી, એટલું જ નહિ પણ પંચ મળવાની ખબર પણ તેને આપી નહોતી. ગામડાનાં ઘણા ઘોળોમાં પંચના ન્યાય આવા જ થાય છે.

કડવા પાટીદારમાં શાસ્ત્રીય અટકો નથી. બધા પોતાને પટેલ અટકથી લખે છે— સંબોધે છે. કેટલેક ઠેકાણે સ્થાનિક અટકો હોય છે, અમદાવાદમાં તાવડી, બલાડી, કુતરી,

અમદાવાદમાં આદિવા (અમુક જથાનું નામ છે અને તેઓ કુળવાનોમાં પણ શ્રેષ્ઠ મનાય છે) પોતાની દીકરીને પોતાના જથાની બહાર આપતા નથી. પણ ચાંલ્લાની લાલચથી બહારથી કન્યા લાવે છે. તેથી ખરી રીતે તેઓ પોતાની દીકરીઓ ઉપર શૉક્યો લાવે છે; પણ દિલગીરીની વાત છે, કે તેનું તેમને ભાન નથી. તેમની દીકરીઓ દુઃખી થાય છે, તેમનાં કમોતે મરણ પણ થાય છે.

કડવા પાટીદારના લગ્ન સંબંધમાં એક વિચિત્ર રિવાજ હતો અને હજી પણ છે. દર દશ વર્ષમાં એક જ વખત એક જ દિવસે આખી જ્ઞાતિનાં નાનાં મોટાં બધાં છોકરાં—છોકરા અને છોકરી—પરણાવાતાં હતાં. એ લગ્નદિવસ ઊંઝામાં ઉમિયામાતા—કુળદેવીના મંદિરમાંથી નક્કી થતો હતો. એ દિવસ નક્કી કરનારા પ્રતિષ્ઠિત ગણાતા હતા. એમાં એમને દ્રવ્યલાભ થતો હોવાથી તે રૂઢિને ભાંગનારા ઉપર ઘણા ખીજાતા હતા—ખીજાય છે. પણ હવે તેમના દિવસ ભરાઈ ગયા છે.

એ રૂઢિ સંવત ૧૮૮૬ થી ચાલુ છે એવું ઊંઝામાં પા. બાજી થોભણને ત્યાં ચોપડામાં જોયેલું મને યાદ છે. એ લગ્નદિવસ નક્કી કરવા ઊંઝા અને તેની આસપાસનાં ૧૧ ગામના પાટીદારો—અગ્રેસરો—પાટલાવાળા (અણીઆઓ) માતામાં એકઠા થતા હતા. માતામાં કેટલાક બ્રાહ્મણોને જપ કરવા બેસાડતા હતા. જપ પૂરા થયા પછી કાગળમાં અમુક અમુક તિથિઓ લખી તથા એક કોરી ચિઠ્ઠી રાખીને એક બાળક પાસે તેમાંની એક ચિઠ્ઠી ઉપડાવવામાં આવતી. કોરી ચિઠ્ઠી આવે તો ફરીથી બીજા બાળક પાસે બીજી ચિઠ્ઠી ઉપડાવવામાં આવતી હતી. તિથિ લખેલી ચિઠ્ઠી આવે ત્યાં સુધી એ ક્રિયા થયા કરતી હતી. ચિઠ્ઠીમાં જે તિથિ લખી હોય તે લગ્નદિવસ મનાતો હતો. એ પ્રમાણે લગ્નદિવસ નક્કી થયા પછી કંકોત્રીઓ લખાતી અને કંકુના પડામાં મુકાતી હતી. તે પડા જ્યાં જ્યાં કડવા પાટીદારની વસ્તી હોય ત્યાં ત્યાં બ્રાહ્મણોની સાથે મોકલવામાં આવતા હતા. તે ગામના લોકો એ કંકોત્રીના પડાને વધાવી લેતા હતા. એ કંકોત્રી વધાવનારની પ્રતિષ્ઠા ગણાતી હતી. તેની ખુશાલીમાં ગોળ વહેંચાતો અને સર્વ સમક્ષ તે પડાને ખોલીને તેમાંથી કંકોત્રી કહાડીને વંચાતી હતી.

અમદાવાદમાં એ કંકોત્રી પટેલ કુટુંબવાળાને ત્યાં આવતી હતી. વસંતપંચમીને દિને અસારવા મુકામે માતરભવાનીની વાવ આગળ મંડપ બંધાતો ત્યાં કંકોત્રી વંચાતી હતી. સંવત ૧૯૨૭ ની સાલથી એ કંકોત્રીવાળો પડો લશ્કરી બેચરદાસને ત્યાં આવવા માંડ્યો હતો. લશ્કરીની લાગવગ અને ધનસંપત્તિ આગળ પટેલવાળા ચું કે ચાં કરી શકતા નહોતા. સ્વ. બેચરદાસ અને તેમના ચિ. સ્વ. શંભુપ્રસાદ સંવત ૧૯૬૬ માં હયાત નહોતા, ત્યારે પટેલવાળા જાગ્યા, અને ઉમિયામાતામાંથી લગ્ન કાઢવાનો પ્રયત્ન કર્યો. આ વખતે ઊંઝાના પટેલ સામળ બાજીને (બાજી થોભણના પુત્રને) લશ્કરી તરફથી અસંતોષ થયો હોવાથી (દુર્ગાપ્રસાદ લશ્કરી તે વખતે સગીર હતા) તે પટેલવાળા સાથે ભળ્યો. અને કાળેશ્વર મહાદેવમાંથી લગ્ન કાઢ્યાં. કારણ ગયા ૪ દસકાથી ગાયકવાડીમાં લશ્કરીનો લગ્ન કાઢવાનો હક નોંધાયેલો હોવાથી ઉમિયામાતાજીના મંદિરમાં લગ્ન કાઢવાની ક્રિયા કરવાને પટેલવાળાને અને સામળ બાજીને પેસવા દીધા નહોતા. લગ્ન કાઢવાની ક્રિયા માતામાં લશ્કરીવાળા કરી શક્યા. અને તેમણે પણ લગ્નદિવસ નક્કી કર્યો. એટલે આ વખતે એકને બદલે બે

બાંહાવર અને કૂલના દડા સાથે લગ્ન કરાવનારા બ્રાહ્મણો જ હોય છે. ઘણે ભાગે તેઓ ઔદીચ્ય બ્રાહ્મણો જ હોય છે. એવાં અશાસ્ત્રીય લગ્ન કરાવવામાં કાંઈ દોષ હોય તો-દોષ છે જ-તે દોષના ભાગી બ્રાહ્મણો છે. કડવા પાટીદાર તો અજ્ઞાન હતા અને હજુ પણ અજ્ઞાન જ છે. ઇશ્વરેચ્છાએ બાંહાવર અને કૂલના દડાનાં લગ્ન બન્ને હવે નાબૂદ થયાં છે, દૂર દૂર ગામડામાં કંઈક કંઈક છે એવી ભ્રાંતિ છે.

કડવા પાટીદારો સંબંધી કેટલાક કાયદાઓ પણ થયા છે. ગુજરાતની કેટલીક કોમોમાં દીકરીને દૂધ-પીતી કે દૂધ-પીતી કરવાનો રિવાજ હતો. આ અટકાવવા સને ૧૮૭૦નો ૮ મો એક્ટ લેઉઆ પાટીદારો અને બીજી કેટલીક રાજપૂત કોમોને લાગુ કરેલો હતો. સ્વ. બહેચરદાસ લસ્કરી જેઓ મુંબાઇની ધારાસભામાં સભાસદ હતા, તેમણે નાતના હિતથી પ્રેરાઇ, આ કાયદો કડવાઓને પણ લાગુ કરાવ્યો. આ કાયદા પ્રમાણે વિવાહ તથા જન્મ-મરણની નોંધ રખાતી અને તેને માટે રૂ. ૨ અને આના ૪ ફી અનુક્રમે લેવાતી આ કાયદો સને ૧૮૮૦ ( સં. ૧૯૩૬ )નાં લગ્નો વખતે અમલમાં આવ્યો હતો.

કડવા પાટીદાર જ્ઞાતિમાં દીકરીને દૂધ-પીતી કરવામાં આવતી જ નથી, એવી દલીલ પેપરોમાં થઇ. સ્વ. બેચરદાસ કે સરકાર એવો એક પણ દાખલો આપી શકે નહિ. પરિણામે એ કાયદાનો અમલ અમદાવાદ અને ખેડા જિલ્લાના પાટીદારો ઉપર થતો બંધ થયો હતો. આ કાયદા પ્રમાણે નોંધવાની ફીના રૂ. ૮૦ હજાર એકઠા થયા હતા. તેમાંથી ઇન્ફન્ટીસાઇડ સ્કૉલરશીપો અપાય છે.

તે પછી એ જ ગૃહસ્થે ૧૮૮૯માં આ કાયદાની કલમ ૩ પ્રમાણે ખાસ લગ્નખર્ચાં વગેરેનાં ખર્ચાંની બાબતના ધારા તે વખતના કમિશનરના પ્રમુખપદે સભા ભરાવી નાત પાસે પસાર કરાવ્યા. તેમાં ૧૮૯૦માં સુધારો થયો હતો. આ કાયદા પ્રમાણે તલાટી લગ્નની તારીખ પર કન્યાનું નામ ઠામ અને ચાંલ્લાની રકમ, વગર ફીએ લખતો. કલમો તોડવા માટે ૭ માસની કેદ અને ૧૦૦૦નો દંડ ઠરાવેલો હતો. સને ૧૮૯૦નાં લગ્નોમાં આ કલમો સખ્તાઇથી અમલમાં મૂકાઇ હતી. ચાંલ્લાની રકમ છાની રીતે વધારે અપાઇ હતી તે તો સાબીત થઈ શકી, પણ દસૈયાંમાં વધારે માણસો જમાડવા બદલ દંડ થયો હતો અને તેવો આ દંડ આ લખનારને પણ ભરવો પડયો હતો.

આ કલમોનો અમલ સને ૧૯૦૧ (સંવત ૧૯૫૭) નાં લગ્નોમાં મોળો થયો હતો. ત્યારપછી શેઠ શંભુપ્રસાદ લસ્કરી ગુજરી ગયા અને તેમની પછી કોઇ આ બાબતમાં આગ્રહ ધરાવતું નથી; તેથી સને ૧૯૧૦ (સંવત ૧૯૬૬) નાં લગ્નોમાં આ કલમોનો બિલકુલ અમલ થયો નહિ. તપાસ કરાવતાં આ કલમો હજી કાયદામાં છે, રદ થઇ નથી, પણ તેને માટે કોઇને લાગણી નથી.

કડવા પાટીદાર નાતમાં એક જીવતાં બીજી પત્ની કરવાનો રિવાજ બહુ જ પ્રચલિત છે. ગામડાંમાં એ રિવાજ છે તે કરતાં શહેરોમાં વિશેષ છે, ખાસ કરીને કુળવાનોને એક કરતાં વધારે સ્ત્રીઓ હોય છે. અમદાવાદમાં આફિયા ગણાતામાં ઘણાને બે પત્નીઓ છે. વડોદરામાં નાનની પરિષદ ભરાઇ હતી અને આ તેમ જ મરણ પછવાડે વરા કરવા વિરુદ્ધ ઠરાવો થયા હતા, પણ તેના પ્રમુખે જ તે તોડયા હતા.




## હતભાગી હિંદ*

### ૩

### નૈતિક અધઃપતન

દેશની અંદર યુરોપિયનો આવવાથી તથા દેશી સાથેના તેમના સંબંધથી હું ધારું છું કે એક સામાન્ય પરિણામ એ આવશે કે દેશીઓના ચારિત્ર્યને ઉચ્ચ બનાવ્યા સિવાય સામાન્ય યુરોપિયન ચારિત્ર્યની ગણના હલકી પાડવાનું વલણ ઉત્પન્ન થશે.

સર જ્હૉન શોર

પણ આટલેથી બસ નથી. હિંદના દેશી ખારવાઓ જે મુખ્યત્વે મુસલમાનો છે તેઓને આહીં આવતાંવેંત એવા દેખાવો નજરે પડે છે કે હિંદમાં યુરોપી પ્રજાના ચારિત્ર્ય માટે જે આદરમાન ઉત્પન્ન થયાં હોય, તે તુરત જ નષ્ટ થાય છે, અને આપણા રાષ્ટ્રીય ચારિત્ર્ય પર કલંક બેસે છે. તેઓની થોડીઘણી મિલકત લૂંટી લેવામાં આવે છે અને ફાટલ કપડાં-ભર અનાથ સ્થિતિમાં શેરીમાં તેમને રખડતા મૂકી દેવામાં આવે છે........

(ઇસ્ટ ઇંડિયા કંપનીના ચોથા રિપોર્ટની પુરવણી)

કલકત્તા, મદ્રાસ અને મુંબઇ જ્યાં યુરોપિયનો મુખ્યત્વે કરીને વસે છે તે બાદ કરતાં યુરોપીય સહવાસથી દૂરનાં શહેરોમાં હિંદુ અને મુસલમાનોમાં બહુ ઓછી ચારિત્ર્યભ્રષ્ટતા છે તેમ કબૂલ કરતાં હું આંચકો ખાતો નથી.

કેપ્ટન વેસ્ટ ચેટક

સામાન્ય સત્ય તરીકે એમ જણાયું છે કે દેશીઓનો અંગ્રેજો સાથે જેમ વધારે સહવાસ થાય છે, તેમ તેઓ વધારે ચારિત્ર્યહીન તથા દરેક રીતે વધારે ખરાબ થતા જાય છે.

સર જ્હૉન શોર

અફીણનો ઉપયોગ દાખલ કરવા અને ઊગતી પ્રજામાં તેને માટે રસ ઉત્પન્ન કરવા બંગાળાના એજન્ટો તરફથી વ્યવસ્થિત પ્રયત્નો કરવામાં આવે છે.

કમિશનર મી. ફ્રાઇન્ડ

દારૂના ઈજારદારોના કાર્યને અંગે નર્મદાના પ્રદેશમાં આ પ્રાંતો ઉજ્જડ થયાની મને ખબર પડી છે. આ ગરીબ નિર્દોષ લોકોને ચળાવીને તેમનું અધઃપતન કરવા માટે તેઓ આખા દેશમાં માણસો મોકલતા અને ઘરબાર વેચી હજારોની સંખ્યામાં તે નાસી ગયા......

સર મૅકલાઉડ

આપણી કાયદાની, કેળવણીની તથા રાજવહીવટની પ્રથા દેશીઓને ચાલાક, અધર્મી અને કજિયાખોર લુચ્ચા બનાવવાનું વલણ ધરાવે છે.

મી. કોસ્ટ
કલેક્ટર-ઈન-ચાર્જ

---

* આગલા બે હપ્તા માટે જુઓ અંકો જેઠ અને આષાઢ.

મુરાદાબાદ શહેર લંડન જેટલું વિશાળ, વસ્તીવાળું તથા પૈસાદાર છે. તફાવત માત્ર એટલો છે, કે લંડનના કોઇ પણ શહેરી કરતાં મુરાદાબાદના રહેવાસીઓ અત્યંત અધિક દોલતવાળા છે. ત્યાંના રહેવાસીઓની સંખ્યા લાખોની હશે. અને જો તેઓની ઇચ્છા યુરોપિયનોનો નાશ કરવાનો થાય તો તેઓ લાકડી અને પથરાથી તેમ કરી શકે.

લૉર્ડ ક્લાઈવ

સિરાજુદ્દૌલાના મૃત્યુ પછી જેઓ બંગાળામાં ગયા તેમના પુરાવાથી અમે કહીએ છીએ કે, તે વખતે તે દેશ જગતભરમાં સૌથી શ્રીમંત, વધારે વસ્તીવાળો તથા ઉત્તમ ખેતીવાળો દેશ હતો. અમીરો અને વેપારીઓ ધન તથા મોજશોખમાં આળોટતા હતા. હલકા ભાડૂતો તથા કારીગરોને પણ સંતોષ તથા આરામ હતાં.

ડાવે ૧૮૭૧

## કંપનીના શાસન દરમિયાન

બંગાળા, બિહાર અને ઓરિસાના પ્રાંતો જ્યારથી (૧૭૬૫) તમારી સત્તા નીચે આવ્યા ત્યારથી તે પ્રાંતો તેના પ્રાચીન મહત્ત્વમાંથી પૈસામાં, વસ્તીમાં તથા કારીગરીમાં નીચે ઊતરતા ગયા છે.

વ્યુ ઑફ્ બૅંગાલ—વેરેલસ્ટ

દેશની અંદરના ધંધામાંથી મેળવેલ અઢળક ધન કોઈ પણ રાષ્ટ્ર કે સમયમાં ન સંભળાયેલી અત્યંત જુલમી તથા ઘાતકી રીતે મેળવવામાં આવ્યું છે એમ કંપનીના ડિરેક્ટરોએ પણ કબૂલ કર્યું ત્યારે તેનાં કાળાં કામ કેવાં હશે તેની કલ્પના કરી લ્યો.

સોશ્યલ સ્ટેટિસ્ટિક્સ-પહેલી આવૃતિ પૃ. ૩૬૭

ઇંગ્લંડના ઉપયોગમાં બંગાળા તથા કર્ણાટકના અમૂલ્ય ખજાના આવ્યા તેને અંગે ઔદ્યોગિક બાબતમાં તે સરસાઇ ભોગવે છે. પ્લાસીની લડાઈ લડાયા અને જીતાયા પહેલાં, અને ધનનો પ્રવાહ ઇંગ્લાંડમાં વહ્યા પહેલાં, આપણા દેશનો ઉદ્યોગ તદ્દન પડતી દશામાં હતો.

ડિગ્બી

× × × ×

સહેલી ગણતરી મુજબ ખુશીથી કહી શકાય, કે પ્લાસી અને વૉટર્લુની લડાઇ દરમિયાન હિંદમાંથી એક અબજ પૌંડ ઇંગ્લંડ ગયા હશે.

મેજર વિન્ગેટ

આ રીતે અઢળક પૈસો કલકત્તામાં સત્વર ભેગો કરવામાં આવ્યો, ત્યારે ત્રણ કરોડ મનુષ્યો તદ્દન કંગાળ અવસ્થામાં આવી પડયાં હતાં.

લૉર્ડ ક્લાઇવ પર મેકૉલેનો નિબંધ

રોમનોએ જેવી રીતે ગ્રીસને તથા પોન્ટસે પ્રદેશોને લૂંટયું હતું, તેવી રીતે કરોડો મનુષ્યોની સૈકાઓની બચતનો આ સંગ્રહ અંગ્રેજો ઝુંટાવીને લંડન લઇ ગયા.

બ્રૂક્સ એડમ્સ

## આજનું હિંદ

ઇંગ્લંડના જગમશહૂર સામ્રાજ્યને ટકાવી રાખવા માટે દુષ્કાળપીડિત હિંદનું લોહી ચૂસી લેવામાં આવે છે.........

સર હેન્રી કેમ્પબેલ બેનરમેન

હિંદ, મન પર ગરીબાઇની તથા વિષાદની છાપ પાડે છે. દેશ કરતાં સામાન્ય લોકો વધારે દિલગીર દેખાય છે. તેઓ કૃશ તથા થાકેલા દેખાવના છે અને કપડાં થોડાં હોય

મુરાદાબાદ શહેર લંડન જેટલું વિશાળ, વસ્તીવાળું તથા પૈસાદાર છે. તફાવત માત્ર એટલો છે, કે લંડનના કોઇ પણ શહેરી કરતાં મુરાદાબાદના રહેવાસીઓ અત્યંત અધિક દોલતવાળા છે. ત્યાંના રહેવાસીઓની સંખ્યા લાખોની હશે. અને જો તેઓની ઇચ્છા યુરોપિયનોનો નાશ કરવાનો થાય તો તેઓ લાકડી અને પથરાથી તેમ કરી શકે.

લૉર્ડ ક્લાઇવ

સિરાજુદ્દૌલાના મૃત્યુ પછી જેઓ બંગાળામાં ગયા તેમના પુરાવાથી અમે કહીએ છીએ કે, તે વખતે તે દેશ જગતભરમાં સૌથી શ્રીમંત, વધારે વસ્તીવાળો તથા ઉત્તમ ખેતીવાળો દેશ હતો. અમીરો અને વેપારીઓ ધન તથા મોજશોખમાં આળોટતા હતા. હલકા ભાડૂતો તથા કારીગરોને પણ સંતોષ તથા આરામ હતાં.

ડાવે ૧૮૭૧

## કંપનીના શાસન દરમિયાન

બંગાળા, બિહાર અને ઑરિસાના પ્રાંતો જ્યારથી (૧૭૬૫) તમારી સત્તા નીચે આવ્યા ત્યારથી તે પ્રાંતો તેના પ્રાચીન મહત્ત્વમાંથી પૈસામાં, વસ્તીમાં તથા કારીગરીમાં નીચે ઊતરતા ગયા છે.

વ્યુ ઑફ બૅંગાલ—વેરેલસ્ટ

દેશની અંદરના ધંધામાંથી મેળવેલ અઢળક ધન કોઈ પણ રાષ્ટ્ર કે સમયમાં ન સંભળાયેલી અત્યંત જુલમી તથા ઘાતકી રીતે મેળવવામાં આવ્યું છે એમ કંપનીના ડિરેક્ટરોએ પણ કબૂલ કર્યું ત્યારે તેનાં કાળાં કામ કેવાં હશે તેની કલ્પના કરી લ્યો.

સોશ્યલ સ્ટેટિસ્ટિક્સ-પહેલી આવૃતિ પૃ. ૩૬૭

ઇંગ્લંડના ઉપયોગમાં બંગાળા તથા કર્ણાટકના અમૂલ્ય ખજાના આવ્યા તેને અંગે ઔદ્યોગિક બાબતમાં તે સરસાઇ ભોગવે છે. પ્લાસીની લડાઈ લડાયા અને જીતાયા પહેલાં, અને ધનનો પ્રવાહ ઇંગ્લાંડમાં વહ્યા પહેલાં, આપણા દેશનો ઉદ્યોગ તદ્દન પડતી દશામાં હતો.

ડિગ્બી

× × × ×

સહેલી ગણતરી મુજબ ખુશીથી કહી શકાય, કે પ્લાસી અને વૉટર્લુની લડાઇ દરમિયાન હિંદમાંથી એક અબજ પૌંડ ઇંગ્લંડ ગયા હશે.

મેજર વિન્ગેટ

આ રીતે અઢળક પૈસો કલકત્તામાં સત્વર ભેગો કરવામાં આવ્યો, ત્યારે ત્રણ કરોડ મનુષ્યો તદ્દન કંગાળ અવસ્થામાં આવી પડ્યાં હતાં.

લૉર્ડ ક્લાઇવ પર મૅકૉલેનો નિબંધ

રોમનોએ જેવી રીતે ગ્રીસને તથા પોન્ટસે ઘટકીને લૂંટ્યું હતું તેવી રીતે કરોડો મનુષ્યોની સૈકાઓની બચતનો આ સંગ્રહ અંગ્રેજો ઝુંટાવીને લંડન લઇ ગયા.

બ્રુક્સ એડમ્સ

## આજનું હિંદ

ઇંગ્લંડના જબરજસ્ત સામ્રાજ્યને ટકાવી રાખવા માટે દુષ્કાળપીડિત હિંદનું લોહી ચૂસી લેવામાં આવે છે.......... સર હેન્રી કેમ્પબેલ બેનરમેન

હિંદ, મન પર ગરીબાઇની તથા વિષાદની છાપ પાડે છે. દેશ કરતાં સામાન્ય લોકો વધારે દિલગીર દેખાય છે. તેઓ કૃશ તથા થાક્યા દેખાવના છે અને કપડાં થોડાં હોય

## પૃથ્વીરાજ અને ચમ્પાદે

પૃથ્વીરાજ બિકાનેરના રાજા રાજસિંહનો ભાઈ હતો; અને તે અકબરના દરબારમાં રહેતો હતો. કહેવાય છે, કે એની રાણી કિરણમયી અત્યંત સુંદર હતી, જેને નવરોજના દિવસે અકબરે એક દૂતી દ્વારા એક કોટડીમાં પુરાવી દીધી અને પોતે એ કોટડીમાં જઈને બળાત્કાર કરવા ચાહતો હતો. પરંતુ કિરણમયીએ ભારતના એ શહેનશાહને ઉઠાવીને પૃથ્વી પર પછાડ્યો અને કટાર કાઢી એની ગરદન પર ધરી. અકબરે જ્યારે એને માતા કહીને ક્ષમા માગી ત્યારે જ એના પ્રાણ બચ્યા.

પ્રસિદ્ધ વીર મહારાણા પ્રતાપસિંહ અકબર સાથે વિદ્રોહ કરીને રાજ્ય છોડી વનમાં ધૂમતો હતો, ત્યારે એક દિવસ એની દીકરીના હાથમાંથી એક જંગલી બિલાડો ઘાસની રોટી —જે તે ખાતી હતી–છીનવી લઈ ગયો. આ ઘટનાથી રાણાના હૃદય પર એવો પ્રભાવ પડ્યો કે એણે અકબરની પાસે સંધિનો કરાર લખી મોકલ્યો.

ટૉડ સાહેબ લખે છે કે "પ્રતાપનો પત્ર મળતાં જ અકબર અત્યંત પ્રસન્ન થયો ને એણે ફરમાન કાઢયું, કે સમસ્ત રાજ્યમાં નાચગાન થાય અને આનંદ ઉજવાય. હર્ષભર્યો એણે એ પત્ર પૃથ્વીરાજને બતાવ્યો. પૃથ્વીરાજ બિકાનેરનરેશ રાજસિંહનો નાનો ભાઈ હતો, જે દુર્ભાગ્યે મુગલોને ત્યાં કેદ હતો. તે અત્યંત વીર, સાહસીક અને સ્વદેશપ્રેમી હતો. વીર જ નહિ, સાથે સાથે સારો કવિ પણ હતો. તે પોતાની કવિત્વશક્તિ દ્વારા માનવહૃદયને વશ કરી શકતો હતોઃ અને અવસર આવ્યે તલવાર લઈ યુદ્ધમાં વિજય પણ કરી શકતો હતો. બાળપણથી જ પ્રતાપસિંહની વીરતા, ઉદારતા અને સ્વદેશપ્રેમ પર મોહિત થયેલો હતો અને એનામાં અત્યંત શ્રદ્ધા રાખતો હતો. પ્રતાપે અકબરને એવો પત્ર લખ્યો હશે એવો એને વિશ્વાસ ન હતો. આથી સ્વાભાવિક નિડરતાથી એણે અકબરને કહ્યું: "હું પ્રતાપને સારી રીતે ઓળખું છું. આ પત્ર એનો નથી. બીજું તો શું, આપ આપનો તાજ પણ આપી દો તોયે તેજસ્વી પ્રતાપ તમારે વશ નહિ થાય." ત્યાર બાદ અકબરની અનુમતિથી તેણે પ્રતાપસિંહને એક પત્ર લખ્યો. પત્ર કવિતામાં હતો. એ કવિતા હજુયે કદિક કદિક રાજપૂતો આનંદપૂર્વક ગાય છે.

પત્રની મૂળ પ્રત ક્યાંય મળતી નથી. એના કેટલાક દૂહા પ્રસિદ્ધ છે એમાંનાં થોડા અહીં આપ્યા છે.

ધર બાઁકી દિન પાધરા, મરદ ન મૂકે માણ:
ઘણાઁ નરિન્દા ઘેરિયો, રહે ગિરિન્દાઁ રાણ. ૧

[ જેની ભૂમિ અત્યંત વિકટ છે અને દિવસ અનુકૂળ છે, જે વીર અભિમાન નથી છાંડતો, તે મહારાણો ઘણાં રાજવીઓથી ઘેરાએલા પહાડીઓમાં વસે છે. ]

પાતલ રાણ પ્રવાડ મલ, બાઁકી ઘડા બિભાડ:
ખૂઁદાડે કુણ હે ખુરાઁ, તો ઊભાઁ મેવાડઃ ૨

[ હે વિકટ સેનાઓનો વિધ્વંસ કરનાર અને યુદ્ધમાં મલ્લ રાણા પ્રતાપ! તું છતાં મેવાડને ઘોડાની ખરીએ ખુંદાવનારૂં કોણ છે ? ]

માઈ એહા પૂત જણ, જેહા રાણ પ્રતાપઃ
અકબર સૂતો ઓધકે; જાણ સિરાંણે સાઁપ. ૩

[ ચિતોડ ચંપો છે: પ્રતાપ એનો સુવાસ છે. અકબરરૂપી ભમરો એની પાસે આવી શકતો નથી. (ચમ્પાના ફૂલ પર ભમરો કદી બેસતો નથી.) ]

પાતલ જો પતસાહ, બોલે મુખ હૂંતા બયણ:
મિહર પછમ દિસ માંહ, ઊગે કાસપ રાવઉત. ૧૩

[ મહારાણા પ્રતાપસિંહ જો બાદશાહને સ્વમુખે બાદશાહ કહે તો કશ્યપસુત ભગવાન સૂર્યનારાયણ પશ્ચિમ દિશામાં ઊગે. ]

પટકૂં મૂછાં પાણ, કે પટકૂં નિજ તન કરદ:
દીજે લિખ દીવાણ, ઇણ દો મહલી બાત ઇક. ૧૪

[ હે દિવાન! હું મારી મૂછ પર હાથ ફેરવું અથવા તો નિજ શરીરને તલવારથી કાપી નાખું: આ બેમાંથી એક વાત લખી આપજો. ]

*

રાઠોડવીર પૃથ્વીરાજની કવિતા વાંચીને પ્રતાપમાં એટલું સાહસ આવ્યું કે જાણે એને દશ હજાર રાજપૂતોની સહાયતા મળી. તે પોતાની પ્રતિજ્ઞામાં વધુ દૃઢ થયો. પત્રના ઉત્તરમાં પ્રતાપે નીચેના દુહા મોકલ્યા હતા:–

તુરક કહાસી મુખ પતો, ઇણ તનસૂં ઇકલિંગ:
ઊગે જાંહી ઊગસી, પ્રાચી બીચ પતંગ. ૧

[ ભગવાન એકલિંગના શપથ છે; આ શરીરે અર્થાત્ પ્રતાપના મુખે બાદશાહ તુરક જ કહેવાશે. અને સૂર્યોદય જ્યાંથી થાય છે ત્યાંથી, પૂર્વમાં જ થશે. ]

ખુસી હૂંત પીથલ કમધ, પટકો મૂછાં પાણ:
પછટણ હૈ જેતે પતો, કમલાં સિર કેવાણ. ૨

[ હે વીર પૃથ્વીરાજ! તું પ્રસન્ન થઈને મૂછો પર હાથ ફેરવજે. જ્યાં સુધી પ્રતાપસિંહ છે ત્યાં સુધી તલવાર યવનોના શિર પર જ જાણજે. ]

સાંગ મૂંડ સહસી સકો, સમ જસ જહર સવાદ:
ભડ પીથલ જીતો ભલાં, બેણ તુરક સૂં બાદ. ૩

[ રાણો પ્રતાપ શિર પર ભાલો સહન કરશે; કારણ કે સમોવડિયાનો યશ વિષ સમાન હોય છે. હે ભટ પૃથ્વીરાજ! તમે તુરક સાથેની વાતોના યુદ્ધમાં વિજય પામો. ]

અકબરની સાથે વિવાદ થયાની ખબર પૃથ્વીરાજની રાણીને પડી ત્યારે એણે નીચેનો દુહો લખીને પૃથ્વીરાજને મોકલ્યો:

પતિ જિદ કી પતસાહ સૂં, યહે સુણી મૈં આજ:
કહાં પાતલ અકબર કહાં, કરિયો બડો અકાજ.

[ હે પ્રાણપતિ! મેં આજે સાંભળ્યું કે આપે મહારાણાના સંબંધમાં અકબર સાથે વિવાદ કર્યો છે. ક્યાં અકબર અને ક્યાં પ્રતાપ! આપે મહા અનર્થ કીધો. ]

એના ઉત્તરમાં પૃથ્વીરાજે નીચેનું કવિત લખી મોકલ્યું:–

જબ તેં સુને હૈં બૈન તાબ તેં ન મોકો ચૈન ગાતી પઢિ નેક સો
બિલંબ ન લગાવેગો:
લેકે જમદૂત સે સમસ્ત રાજપૂત આજ આગરેમેં આઠોં
યામ ઊધમ મચાવેગો:

[ અર્થાત્ હે અગ્નિ ! હું તારો રાંધેલો કોઇ પદાર્થ નહિ ખાઉં. તેં મારી સન્મુખ જ લાલાદેને જલાવી દીધી અને એનાં હાડ જ બાકી રહ્યાં. ]

એ દિવસથી તે અગ્નિએ બનાવેલી કોઇ ચીજ નહોતો ખાતો. તે બહુ દુર્બળ થઇ ગયો ત્યારે લોકોએ સમજાવીને એનું લગ્ન જેસલમેરના રાવ લહરરાજની પુત્રી ચમ્પાદે સાથે કરાવ્યું. ચમ્પાદે લાવણ્યમયી અને પ્રસન્નમુખી હતી. લાલાદેથી યે રૂપગુણમાં એ વધી જતી હતી. પૃથ્વીરાજ એને બહુ ચાહતો હતો. પતિ સંગાથે રહીને ચમ્પાદે પણ કવિતા કરતાં શીખી ગઈ હતી.

એક દિવસ પૃથ્વીરાજ વાળ ઓળી રહ્યો હતો. ચમ્પાદે એની પાછળ ઊભી હતી. પૃથ્વીરાજે દાઢીમાંથી એક સફેદ વાળ કાઢીને ફેંકી દીધો. ત્યારે ચમ્પાદે મુખ ફેરવીને હસવા લાગી. પૃથ્વીરાજે આયનામાં એનું પ્રતિબિંબ જોઇને પાછળ જોયું. અને પછી લજ્જિત થઈ કહ્યું :

પીથલ[1] ધોલા[2] આવિયાં,[3] બહુલી લાગી ખોડ;
પૂરે જોબન પદમણી, ઊભી[4] મૂંહ મરોડ.—૧
પીથલ પલી[5] ટમક્કિયાં,[6] બહુલી લગ ગઇ ખોડઃ
સ્વામીના[7] હાંસા કરે, તાલી દે મુખ મોડ.-૨
પીથલ પલી ટમક્કિયાં, બહુલી લાગી ખોડઃ
મરવણ[8] મત્ત ગયંદ જયાં ઊભી મુક્ખ મરોડ.-૪

આ સાંભળી ચમ્પાદેએ પૃથ્વીરાજના મનની ગ્લાનિ દૂર કરવાને સારુ કહ્યું:—

પ્યારી કહે પીથલ સુણો, ધોલાં દિસ મત જોયઃ
નરાં, નાહરાં, ડિગમરાં, પાકાં હી રસ હોય.
ખેડજ પક્કા ધોરિયાં, પંથજ ગઉધાં પાવઃ
નરાં, તુરંગાં, બન ફલાં, પક્કાં પક્કાં સાવ,

આ પ્રકારે બન્નેનાં જીવન આનંદમાં વીતતાં હતાં. પૃથ્વીરાજે ડિંગલ ભાષામાં રુકિમણી મંગલ કાવ્ય રચ્યું છે.×

રમણીકલાલ કીશનલાલ મહેતા.

* * *

## ગોચર-ભૂમિ.

મહાભારતમાં કથા છે કે યુદ્ધ પૂરું થયા પછીથી શોકથી વ્યાકુળ થયેલાં કુંતાજી. રણભૂમિ ઉપર આવી શ્રીકૃષ્ણને કહેવા લાગ્યાં કે—

" वासुदेव जरा कष्टं कष्टं निर्धनजीवनम् ।
पुत्रशोको महाकष्टं कष्टात् कष्टतरं क्षुधा ॥ "

" હે વાસુદેવ! ઘડપણ, દરિદ્રતા અને પુત્રનો શોક તો કષ્ટદાયક છે; પણ એ સૌથી મોટું કષ્ટ તો ભૂખ છે." ભૂખથી પ્રાણીઓનું જીવન કષ્ટમય થઈ જાય છે. ખોરાકની તાણને લઇને દુકાળનું તાણ્ડવનૃત્ય ચાલી રહ્યું છે અને સેંકડો ભારતવાસીઓ અન્ન સિવાય કાળનો કોળીઓ બની રહ્યા છે. આ વાત પશુઓને પણ લાગુ પડે છે. ઘાસની તંગીને

---

૧. પૃથ્વીરાજ ૨. સફેદ ૩ આવ્યાં ૪ ઉભી ૫. સફેદ વાળ ૬. ચમકી આવ્યા ૭ સ્વામીની ૮. કામિની સ્ત્રી ૯ ૧૦. દિગમ્બર યોગી, યતી.

× મૂળ સંપાદકઃ શ્રી રામનરેશ ત્રિપાઠી. " કવિતા કૌમુદી " ભા. ૧ માંથી.

લોભથી પાટની ખેતી કરે છે. ઘઉં, જવ, જુવાર, મકાઇ, ચણા, મગ વગેરેમાંથી ભૂસું નીકળે છે, કે જે પશુઓના દાણાના કામમાં આવે છે. પરંતુ પાટની ખેતીમાંથી તો એવી કંઇજ પેદાશ થતી નથી. જો આ પ્રમાણે બંગાલમાં પાટની ખેતી શરૂ રહેશે તો એક દિવસ એવો આવશે, જ્યારે ગાયોનો અભાવ માલમ પડશે. આજથી બે વર્ષ ઉપર બંગાળમાં જે દુકાળ પડયો હતો તે વખતે 'મારવાડી રિલીફ ફંડ' તરફથી ગએલા મારા એક મિત્રે કહ્યું હતું કે "બંગાળની ગાયો અત્યંત ખરાબ હાલતમાં છે. ત્યાંની ગાયો બહુજ નાની હોય છે. મુશ્કેલીથી અડધો શેર દૂધ દે છે. ત્યાંના ખેડૂતો તેને હળે જોડે છે અને એની પાસેથી એનાનું કામ લે છે. વગેરે—" જો આ વાત સત્ય હોય તો એ અત્યંત દુઃખની વાત કહેવાય. જે બંગાલમાં પુર્નિયા, માલદહ અને દિનાજપુર વગેરે પ્રાન્તને પ્રાચીન વખતમાં 'ઉત્તર ગોગૃહ' અને મેદિની વગેરે પ્રાન્તોને 'દક્ષિણ ગોગૃહ' કહેતા હતા, તે જ બંગાળમાં પશુઓની આવી સ્થિતિ જોઇને ચિત્તને દુઃખ થયા સિવાય રહેતું નથી.

ભારતવર્ષ, જ્યાં ગાયને માતા કહેવામાં આવે છે ત્યાં ગાયોને માટે નામમાત્રની જ ગોચર-ભૂમિ રાખવામાં આવી છે અને બીજા દેશોમાં જ્યાં ગાયને પૂજ્ય માનવામાં નથી આવતી ત્યાંના રહેવાસીઓ ગોચર-ભૂમિ માટે ખાસ જુદી જમીન રાખે છે. ન્યુઝિલેન્ડમાં કુલ ૬૭૦૪૦૬૪૦ એકર જમીન છે, જેમાંથી ૨૮૦૦૦૦૦૦ એકર જમીન ખેતી માટે વપરાય છે અને ૩૭૨૦૦૦૦૦ એકર જમીન ગોચર માટે છે. ઑસ્ટ્રેલિયા, ન્યુઝિલેન્ડ, હોલેન્ડ, સ્વિટ્ઝર્લૅન્ડ, ઇંગ્લેન્ડ અને અમેરિકા વગેરે દેશોમાં ગોચર જમીન રાખવામાં આવેલી છે.

વેલ્સ દેશમાં ૪૭૩૮૪૪૮૬ એકર જમીનમાંથી ૧૨૨૭૫૩૪ એકર ગોચર-ભૂમિ છે. સ્વીટ્ઝર્લૅન્ડમાંથી કુલ ૧૯૬૩૫૩૭૭ એકર જમીનમાંથી ૧૧૧૨૨૬૯ એકર ગોચર જમીન છે. માનવ-દ્વીપની ૧૮૦૦૦ એકર જમીનમાંથી ૬૬૧૬૦ એકર જમીન સ્થાયી ગોચર ભૂમિ માટે સુરક્ષિત રાખવામાં આવેલી છે—

સમસ્ત ભારતનું ક્ષેત્રફળ ૧૮૧૭૦૦૦ વર્ગમાઇલ છે, અને ૧૧૬૨૯૧૯૦૦૦ એકર જમીન છે. આમાં દેશી રાજ્યોનો સમાવેશ થાય છે. નીચે એક કોઠક આપવામાં આવે છે, જેમાંથી બ્રિટીશ રાજ્ય અને દેશી રાજ્યોમાંથી કેટલી જમીન ખેતી માટે, પડતર, ઉસર, જંગલતરીકે છે તે બતાવે છે—

## જમીનનો નકશો—એકરમાં

| | ખેતી | પડતર | ખેતીને માટે અયોગ્ય. | ઉસર | જંગલ |
|---|---|---|---|---|---|
| બ્રિટીશ રીમા (૧૯૨૩-૨૪ | ૨૨૨૪૮૫૨૭૭ | ૧૫૪૬૦૨૨૯૭ | ૧૫૨૮૪૬૬૧૭ | ૪૫૬૧૯૭૦૩ | ૮૫૯૭૯૩૧૨ |
| દેશી રાજ્ય (૧૯૨૨-૨૩ | ૬૪૧૬૬૪૨૮ | ૧૫૦૦૧૭૬૫ | ૨૩૨૬૯૦૩૦ | ૧૩૬૩૫૦૦૮ | ૧૭૫૯૨૮૨૬ |
| કુલ | ૨૮૬૬૫૧૧૭૦૫ | ૧૬૯૬૦૪૦૬૨ | ૧૭૫૫૫૫૬૪૭ | ૬૩૨૫૪૭૧૧ | ૧૦૩૫૭૨૧૩૮ |

આ વખતે ૨૮૬૬૫૧૧૭૦૫ એકર જમીન ખેતીના કામમાં લેવાય છે. અને બાકીની ૭૬૨૬૭૨૯૫ એકર જમીન—આબાદી, ગામ, નગર, સડક, રેલ, તળાવ અને નદી

કરોડની સંખ્યામાંથી દર વર્ષે લાખો ગાયો માંસ, હાડકાં અને ચામડાં માટે કસાઈખાનામાં કપાય છે. સર જાનવુડરફે કહ્યું છે કે–" ૬૦ લાખ સુધી તો ગાયો અને બળદ માંસને માટે જ કાપવામાં આવે છે. અને સુકા માંસ માટે જ ગાયો અને બળદો મારવામાં આવે છે. તેના આંકડાનો હજુ પણ પત્તો નથી. માલમ પડે છે કે આ ભારતવર્ષમાં એક કરોડ ગાય અને બળદ મારી નાખવામાં આવે છે અને કુદરતી મોતથી મરી જાય તે જુદાં."

જો હજુ પણ ગોચર જમીનનો અભાવ દૂર થાય તો કસાઈખાનામાં કપાતાં પશુઓની સંખ્યા જરૂર ઓછી થાય. ગોવંશની રક્ષા માટે સૌથી પહેલો અને આવશ્યક પ્રશ્ન હોય તો તે 'ગોચર-ભૂમિ' નો પ્રશ્ન છે. જો આ મહત્ત્વપૂર્ણ પ્રશ્ન તરફ ધ્યાન આપવામાં નહિ આવે અને ગોરક્ષા માટે ઉપાયો લગાડવામાં આવે તો પણ ગોરક્ષા કરવી તદ્દન અસંભવિત છે.

હવે દેશમાં ગોચર માટે કેટલી જમીન હોવી જોઇએ તે વિષે વિચાર કરીશું. પરંતુ એ ઉપર વિચાર કરતા પહેલાં આ દેશમાં ઘાસ ચરનાર બધાં પશુઓની સંખ્યા જાણવાની જરૂર છે; તેથી નીચેનું કોષ્ટક આપીએ છીએઃ—

ચારો ચરનાર પશુની સંખ્યા

| | મેંઢ | બકરાં | ઘોડા-ઘોડી | ઉંટ | ખચ્ચર | ગાય | કુલ-જોડ |
|---|---|---|---|---|---|---|---|
| બ્રિટિશ હિંદ ૧૯૨૩-૨૪ | ૨૨૩૩૯૯૬૧ | ૨૬૦૧૭૪૦૮ | ૧૬૭૧૪૬૪ | ૪૩૯૧૫૮ | ૭૫૫૧૮ | ૧૩૭૯૪૨૦ | ૫૧૯૨૨૯૨૯ |
| દેશી રાજ્ય (૧૯૨૨-૨૩) | ૧૧૧૯૯૩૦૩ | ૮૩૯૮૬૧૫ | ૪૯૨૭૬૨ | ૧૨૧૭૦૪ | ૫૧૬૮ | ૩૫૪૯૩૧ | ૨૦૫૭૨૪૮૩ |
| જોડ | ૩૩૫૨૯૨૬૪ | ૩૪૪૧૬૦૨૩ | ૨૧૬૪૨૨૬ | ૫૬૦૮૬૨ | ૮૦૬૮૬ | ૧૭૩૪૩૫૧ | ૭૨૪૯૫૪૧૨ |

ઉપલા કોષ્ટકમાં ગોવંશની અને મહિષવંશની સંખ્યા કુલ ૧૭૯૪૪૮૬૪૩ બતાવવામાં આવી છે. એ સંખ્યામાં જો ઘોડા-ઘોડીની સંખ્યા ૨૧૬૪૨૨૬ અને ખચ્ચરોની સંખ્યા ૮૦૬૮૬ જોડ જો ઉમેરવામાં આવે તો કુલ ૧૮ કરોડ, ૧૬ લાખ, ૯૩ હજાર ૫૫૫, ઘાસ ઉપર ગુજરાન કરનાર પશુની સંખ્યા મનાય છે. ઘેટાં બકરાં ઉંટ અને ગધેડાંની સંખ્યા ઉપર ઉમેરવામાં નથી આવી. કારણ કે આવાં પશુઓ તો ઝાડનાં પાન ઉપર પણ ગુજરાન ચલાવે છે.

અહીંઆં હવે જોવું રહ્યું, કે અઢાર ઓગણીસ કરોડ ઘાસચારા ઉપર ગુજરાન કરનાર પ્રાણીઓ માટે કેટલી ગોચર જમીન સુરક્ષિત રાખવી ઘટે! એનાથી અલગ વન-પશુ પણ ઘાસચારા ઉપર નીભાવ કરનાર હોય છે. જેવાં કે મૃગ, गोलगाय, बारहसिंहा, चीतल વગેરે. અરણ્ય ગાયોની સાથે સાથે આપણે અહીંઆં તૃણભોજી પશુઓનો પણ વિચાર કરવો રહ્યો; કારણ કે ગોવંશને માટે જ જો ગોચર જમીન સુરક્ષિત કરવામાં આવે તો તેની ઉપર ૧૮-૧૯ કરોડ તૃણભોજી પશુઓ ચરશે કે જેથી ગોવંશને માટે ઘાસચારાનો પ્રશ્ન ઉભો જ રહેશે. ગોચર-ભૂમિને માટે હાલના સમયમાં એક પશુ દીઠ ૩ા વીઘાં જમીન રાખવી જોઇએ. આ હિસાબ પ્રમાણે ૫૯ કરોડ ૫૯ લાખ ૨૭ હજાર ૪૨૨ વીઘાં અર્થાત્ ૩૭ કરોડ ૨૪ લાખ, ૫૪ હજાર ૬૫૨ એકર જમીન રચાયી ગોચર માટે બહુ જ જરૂરની છે. આટલી જમીન પ્રાપ્ત કર્યા સિવાય ગોવંશની રક્ષા કે તેની વૃદ્ધિ સારી રીતે થઇ શકે




## રાણપુર તપાસ સમિતિ

ચાલુ સરકાર સત્યથી કેવી બ્હીએ છે અને સત્યને દબાવી દેવા કેવી બળજોરી વાપરે છે, તેનો તાજો દાખલો રાણપુર તપાસ સમિતિ પરત્વે બન્યો છે.

રાણપુરમાં પોલિસની વર્તણુક વિષે ત્યાંના લોકોની ફરિયાદ ઉપરથી ગુજરાત પ્રાન્તિક સમિતિએ એક તપાસ સમિતિ નીમી. આ તપાસ સમિતિની પ્રામાણિકતા અને તટસ્થતા નિઃશંક રહે તેટલા માટે ગુ. પ્રા. સમિતિએ પ્રામાણિકતા અને તટસ્થતા માટે પ્રસિદ્ધ શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરના પ્રમુખપણા હેઠળ તપાસ સમિતિ નીમી. શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર જેટલા બાહોશ ધારાશાસ્ત્રી તરીકે જાણીતા છે તેટલા જ પોતાને સાચું લાગે તેને લોકમતની વિરુદ્ધ જઇને પણ વળગી રહેવા માટે જાણીતા છે. તપાસ સમિતિના બીજા સભ્યોની પણ સામાજિક પ્રતિષ્ઠા એટલી જ નિઃશંક છે. શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાન ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક છે અને તેમની પ્રામાણિકતા વેપારીઓ તેમ જ વિદ્વાનોમાં સુપરિચિત છે. શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઈની સુજનતા લોકોમાં જાણીતી છે, તેમની પ્રતિષ્ઠા સરકારમાં પણ ખૂબ છે અથવા હતી. કારણ કે તેઓ જેલસુધારણા કમિટિ આદિ અનેક સરકારી સંસ્થાઓમાં પણ સભ્ય હતાં. પણ રાણપુરની પોલિસની તપાસ કરવા માટે સરકારને તે અયોગ્ય લાગ્યાં. શ્રી. બાલુભાઇ જમનાદાસ એક પ્રતિષ્ઠિત અને સુશીલ વેપારી તરીકે જાણીતા છે. ગુજરાતના જાણીતા સેવક શ્રી. ઈશ્વરભાઇ વ્યાસ તે સમિતિના મન્ત્રી હતા.

આ સમિતિ ઉપર સરકારે મનાઇહુકમ કાઢ્યો. પોલિસની તપાસ કરવી એ ગેરકાયદેસર ઠરાવ્યું, પણ સમિતિને એમ લાગ્યું કે સરકારનો આ હુકમ પ્રજાના એક સાધારણ હક ઉપર ત્રાપ મારનારો હતો; તેથી તેમણે આ હુકમનો અનાદર કરવાની પોતાની ફરજ સમજી પોતાનું કામ શરૂ કર્યું. સરકારે સમિતિને અને સમિતિના કામમાં મદદ કરવા આવેલ શ્રી. સોનુ બહેનને તથા શ્રી. કશીભાઇને અને સમિતિની કચેરીમાં આકસ્મિક આવી ચડેલા શ્રી. ત્રિકમલાલ શાહને પણ પરહેજ કર્યા! પોલિસથી પ્રજા ઉપર અત્યાચાર થયા છે કે નહિ તેની તપાસ કરવા માટે છએ ભાઇઓને ૨ માસની સખ્ત સજા અને રૂ. ૫૦૦ દંડ અથવા દોઢ માસ સખ્ત સજા અને બન્ને બાઇઓને રૂ. ૫૦૦ દંડની સરકારે સજા કરી!

પેશાવરમાં અત્યાચારો થયા તેની તપાસ માટે પટેલ સમિતિને સરકારે કાંઇ સગવડ ન આપી, પણ તેને ગેરકાયદેસર ન ઠરાવી; જો કે

શ્રી. જયકર અને સર તેજ સપ્રુ સમાધાનીનો પ્રયત્ન કરવા પ્રેરાયા તેનું કારણ તો પંડિત મોતીલાલ નહેરૂ હતા. દરેક લડાઇનો નાયક પોતાના દેશની દાઝથી તેને ઓછામાં ઓછું નુકસાન થાય અને વધારેમાં વધારે લાભ થાય એવું ઇચ્છે છે; તેથી જ્યારે મિ. સ્લોકોમ્બે કઈ શરતોએ તેઓ સમાધાની કરવા તૈયાર થાય એમ પૂછ્યું કે તરત જ તેમણે પોતાની શરતો જણાવી; અને મી. સ્લોકોમ્બની પ્રેરણાથી શ્રી. જયકર અને સર તેજ સપ્રુએ સમાધાનીનો પ્રયત્ન આદર્યો !

આ શરતોના પાયા ઉપર શ્રી. જયકર અને સર સપ્રુએ વાઇસરૉયની સાથે વાત કરી અને વાઇસરૉયની શરતો સાથે વૃદ્ધ અને યુવાન નહેરૂઓની અને ગાંધીજીની મુલાકાત લીધી.

દેશની માગણીને નેતાઓએ આ રીતે મૂકી: મરજીમાં આવે ત્યારે સ્વતન્ત્ર થઇ શકીએ એવી છૂટ સાથેના સાંસ્થાનિક સ્વરાજ્યનું બંધારણ અને સંક્રમણકાળની મુદ્દતીઓ વિચારવાં હોય તો અમે 'પરિષદ' માં આવીએ ! વાઇસરૉય સાહેબ એના જવાબમાં એમના ભાષણના શબ્દોનું અથવા શબ્દજાળનું પુનરાવર્તન કરે છે. આ આખા પત્રવ્યવહારમાં તેઓ એના એ શબ્દોને જ વળગી રહ્યા છે એટલે તે અહીંઆં ઉતારીએ.

"........to assist the people of India to obtain as large a degree of the management of their own affairs as can be *shown* to be consistent with making provision for those matters in regard to which they are not at present in a position to assume responsibility.

' જે બાબતોમાં જવાબદારી લેવાની હાલમાં સ્થિતિ નથી તે બાબતો સંભાળવાની જે ગોઠવણ કરવી પડે તે ગોઠવણની સાથે તેમના પોતાના કારભારનો વહીવટ જેટલે અંશે બંધબેસતો દર્શાવી શકાય તેટલો અંશ મળે તે માટે હિન્દુસ્થાનના લોકોને મદદ કરવી."

વાઇસરૉય સાહેબનું આ શબ્દજાળું જેવું અંગ્રેજીમાં છે તેવું ગુજરાતીમાં ઉતાર્યું છે. આ શબ્દજાળા વિષે આપણા નેતાઓ યથાર્થ કહે છે કે તેનો ગમે તે અર્થ થઇ શકે. એકવાર એ જાળામાં ફસાયા પછી અર્થ બળવાનની મરજી પ્રમાણે થાય, અને હિંદુસ્થાનના નસીબમાં 'હાય' જ રહે ! આના કરતાં એ જાળામાં ન જવું, અને સરકારને એ જાળામાંથી બહાર કહાડવા પ્રયત્ન કરવો એ યોગ્ય જ છે !

પણ વાઇસરૉય સાહેબના આ શબ્દોમાં જે દંભ છે તે ધ્યાનમાં આવવો જોઇએ ! અમુક બાબતોમાં આપણી જવાબદારી લેવાની સ્થિતિ નથી—જેમકે લશ્કર અને હિન્દુસ્થાનના સંરક્ષણની બાબતમાં. પણ આ બાબતમાં હિંદુસ્થાનની યોગ્યતા નથી એમ જો સ્વીકારીએ તો એને માટે જવાબદાર કોણ છે? બ્રિટિશ સરકારની રાજનીતિ ! જ્યારથી તેઓએ હિન્દુસ્થાન ઉપર રાજ્ય શરૂ કર્યું ત્યારથી હિન્દુસ્થાનની આ સંરક્ષણયોગ્યતા લઇ લેવાની યોજના સાભિપ્રાય તેઓએ ઘડી છે! તેના પરિણામે આજે હિન્દુસ્થાનમાં નિરાધારતા આવી છે ! હિન્દુસ્થાનની આ નિરાધારતામાં બ્રિટિશ સરકારની સલામતી છે, એટલે તે બાબતમાં હિન્દુસ્થાનને કાંઇ કરવા દેવા ઇચ્છતા નથી; અને તે ભવિષ્યમાં જે રાજબંધારણ ઘડાય તેમાં પણ આ વિષયમાં હિન્દુસ્થાન નિરાધાર રહે તે માટે એ ખાતાઓની વ્યવસ્થા તો બ્રિટિશોના જ હાથમાં રાખવાનો વાઇસરૉયનો આગ્રહ તેમના શબ્દોમાં સ્પષ્ટ દેખાય છે. આ જાતની સત્તાને આંચ ન આવે, આ જાતની સત્તા સાથે બંધ બેસે એટલી અથવા એટલી બધી સત્તા હિન્દુસ્થાનને

હોત અને બ્રિટિશ સામ્રાજ્યવાદીઓની બાજુ રમતા ન હોત તો તેઓ જરૂર આ ન્યાયી માગણીઓ કબૂલ કરી હિન્દુસ્થાનમાં સાચી શાન્તિ સ્થાપી શકત ! પણ જવાબમાં તેઓએ અપમાનકારક રીતે 'impossible-અશક્ય' નો ઉચ્ચાર કર્યો છે !

સાચી વાત, આપણા નાયકો કહે છે તે પ્રમાણે, એ છે કે હજી આપણું તપ સ્વરાજ માટે પૂરતું થયું નથી ! જૂની વાતોમાં સાંભળીએ છીએ તે પ્રમાણે તપસ્વીઓને ફોસલાવવા ઇન્દ્ર અપ્સરાઓ મોકલતો તેમાંથી જેઓ પાર ઉતરતા તેઓ આગળ જતા. આપણે આ એક જાળમાંથી છૂટ્યા તે માટે ઈશ્વરનો પાડ માનવો જોઇએ ! અને હમેશાં પ્રાર્થના કરીએ કે 'અમને સાચી સ્નેહ સેવા જ શોભાવજે, આવી માયામાંથી બચાવજે, અને દુઃખ સહન કરવા બળ આપજે'!

ર.

: ભ્રમણ :

ભમ્યો જગત ન્યાળવા, જગત કાવ્યને ચાખવા,
ઉઠેલ મનસ્વપ્નને નજરથી સગી પેખવા;
ભૂલી દિવસ રાત હું હૃદયતોષ માટે ફર્યો:
અગાધ ઉદરે મહાન ધનવાન્ રત્નાકરે,
સમૃદ્ધ શિખરી તણી ફલવતી ખીણોમાં, અને
પ્રકૃષ્ટ ઘન ચૂમતાં નભવિહારી અગ્રે પરે,
મહા રસવતી અપૂર્ણ સરિતાકુલોનાં જલે
વિહાર કરતો ફર્યો મુખ સુધી જ આમૂલથી;

મરુદ્દગણ શું ઊડ્યો અનુભવી બધા ખણ્ડમાં;
લહ્યા કુસુમસાગરો ઉછળતા જગોદ્યાનમાં
સુણ્યાં ભ્રમર ગાન, કોકિલ તણા ટહૂકા મીઠા;

ફર્યો મનુજ વાસમાં: વિકસતાં લહ્યાં બાળુડાં,
કુમાર સુકુમારીઓ જગત ખેલતાં આંગણે,
કિશોર દિલમુગ્ધતા, નવ રસે રસી સૃષ્ટિને
યુવાન મન ખેલતાં સમરમાં, બલે તોડતાં
ફલો - વિજયનાં મીઠાં કલગીહારથી દીપતાં;

બની વિજયપ્રૌઢ તે જગત ડહાપણો ઉાળતા;
ધરી હૃદયમાં નવી પ્રણયઊર્મિઓ રાચતા,
સુપુત્ર પ્રકટાવી સૃષ્ટિ સરણી દિપાવ્યે જતા,
લહ્યા જ મુજ બે દડા, બચપણેથી વૃદ્ધો થતા;

વળી નવવિવાહિતા પ્રણયિનીતણી ઊર્મિઓ
સહેજ નજરે લહી સરિત મૂક બલિદાનની,
વહંતી કહીં વેગમાં, મધુર મંદ રૂપે કહીં,
પ્રફુલ્લી ફળ પાંગરી ઉદધિમાં સમાતી લહી.

અને વિકટ સાગરે સફર ખેડતા નાવિકો;
બની બળદ સાથમાં બળદશા, શ્રમે હાંફતા,
વિદારી ધરતીતણું ઉદર અન્ન સર્જાવના
કિસાન મથતા લહ્યા દિવસ રાત; એવી જગે
મચી મનુજમેદની વિકટ જિન્દગી વિગ્રહે.
વળી જગતસાગરે મનુજયત્ન આન્દોલને
ઊડંત જલબિન્દુઓ ઉછળીને ક્રમે વ્યુત્ક્રમે
બનાવી નવરંગપૂર્ણ પડદા ચિદાકાશમાં
રચે અવર સૃષ્ટિ ધન્ય અધિકાય આ સ્થૂલથી.

વિલાપ તુજ એ બધા, કુટિલતા ભર્યો સૂર એ.
થતાં સહન ઉચ્ચતા અવરની ન તારાથકી
પુકાર કરતી તું તીવ્ર કરી કણ્ઠ ઊંચો ઊંચો.
અને નિકળતાં પછી રવ ન થાકીને શોભતી.
વરાળ તુજ ગીત આ ધધકતી અદેખાઈની.

અને કુટિલતાતણી અવધિ તારી આંહિ નહીં,
મહેનત તું લૂંટતી અવર ભોળુડાં પંખીની,
કરી કપટ સંતતિ પરથકી ઉછેરાવતી,
રહું જગતમાં રહ્યા જન પરોપજીવી સમી.
ખરે કુટિલ આદમી કુટિલતા વખાણી શકે.
સરો મુજ દિલેથી એ સ્વર હવે ન સૂણું કદી.

: મયૂર :

ભરો ગગન ગૂંજીને સભર તીવ્ર કેકારવો
ત્રિભંગ કરી ડોક, સુન્દરરવા મયૂરો ! અહો
શું એ મધુર રાગ, રંગભર પિચ્છની શી કલા !
ભરી પ્રકૃતિએ કલા શી તવ અંગ અંગે રૂડી !

અરે જગતમાં તુંથી અધિક કોઈ દુઃખી નહિ.
ગણે જગત જે તને પરમ દૈવી બક્ષીસ તે
સુપિચ્છ તવ ગાત્ર ભાર જકડે જમીને તને;
ન જીવનમહીં કદી ગગનસહેલ તારે લિયે.

વળી જલદ દર્શને ઉભરતા જ કેકારવો
નહીં હરખબોલડા, અહહ ! માત્ર ફફડાટ એ
ભયે ધડકતા ક્ષણેક્ષણ અશક્ત હૈયાતણા.

ન જાણું તવ જીવને ઘડી જ છે શું આરામની ?
સદા ભય ધરી દિલે ભડકીને રહેવું જગે.

વણું રજ વને જહીં વિહરતા જીવો મુક્ત સૌ
સ્વતંત્ર પશુપક્ષીઓ, હૃદયનો દિલાસો જરા.
અરે કુટિલ જીવનાર્થે કલહો ય ક્યાં કારમા,
સદા ટકવું ઝૂઝવું જ બલવાનથી જીવવા.
કહો અરથ શાં પછી મૃદુલ કણ્ઠ રંગો બધા ?

વસો હૃદય આદિથી જ પ્રતિજીવ ત્યાં ઊભરે
ભયો, બલમદો, પ્રલોભનમળો, અદેખાઈઓ.
નહીં ક્ષણ વિરામ, આ પ્રકૃતિ રક્તરક્તા સદા.

બને મલિન આપણી જ કૃતિઓ લઘુ ક્રોડતાં.
ઉઠે મન સવાલ: સર્વ શિશુઓ શું મોટાં થઇ
નિકૃષ્ટ આમ સૃષ્ટિમાં જન્તુ પુરા વધાર્યે જશે
વિચાર બસ આટલો જ મૃદુ સ્વપ્નને તોડવા-

... ... ... ...

પછી કલહ એ વધે દિનદિને થતા બેવડો,
બને શિશુ કિશોર, ને રમત ખેલ આરંભતા,
યુવાન બનતા દિલે વિજય સ્વપ્નને સેવતા,
છતાંય નહિ શાન્તિ, ચિત્ત ગભરાટ વધતો ક્રમે
નડે કંઇક વિઘ્ન જાળ અટવાય, ઊઠે, પડે,

'હશે સુખ તહીં હશે,'—મન મનાવી આશાબલે
બઢયો મનુજ જાય જીવનપથે, વહી અન્તમાં
વિરામ સહુ ઝાંઝવાં જળ તણો બને મૃત્યુના
મહા મૃગજળે પ્રપાત અણુભેદ્ય અંધારમાં.

: સ્ત્રી :

તહીં તિમિર વર્તુલે કિરણ એક ઊગે જરા,
ધસું તલસતો હું આશાજલ માટ તેણી ગમે.
'અરે, સદય ઇશ! આ વહન સુન્દરી સ્નેહનું
વહાવ્યું અમ કાજ, શ્રાન્ત પથિકો વિરામો જરી

કરી મધુર પાન સ્નાન, શ્રમને વિસારો, રહો
વિહાર કરતા અહીં, કમળ ખીલતાં ચૂંટીને
ઓપો વિમલમાલ કણ્ઠ જગતાત કેરા ધરો.'

ધરો વિમલ માલ, સ્નાન કરતાં રખે સંચરો
જલે ગહન ગર્તમાં, તલતણી પછી રમ્યતા
મહી ન ટકશે, થશે વિષમ સ્રોત એ સ્વપ્નશો.
નમું સુભગ સુન્દરી! પ્રણય જે ધર્યો તું પ્રતિ
કરે વિકટ તે જ કાર્ય જ કપરું મહા.

કઠોર ઘટમાળમાં પ્રકૃતિ કેરી તું ક્ષુદ્ર શી,
બની રહી છ માત્ર એક અદની પ્રજોત્પાદિકા.
વળી વિષયલોલુપ શમવવા ક્ષુધા દેહની
સુશોભિત તને કરે, મધુર શબ્દથી આવરે,
સજી પદવિએ પડે, ' કરગરે સ્તવે કાવ્યમાં,
અને સ્તુતિતણાં અગમ્ય શિખરે ચઢાવે તને.

પ્રચંડ જલપૂરથી ઉભરતી નદી એની એ
તુફાની પવનો જ એ, ઉદધિ એ જ ગાંડો થતો,
ધરા રસભરી જ એ થથરતી શું કદા બની,

ધ્રુજાવતી જગ, દેતી અમિરસરેલ રેલાવતી.
જહીં રસસુગંધસાગર ભર્યા જ તે ફૂલડાં
સુકાય રસવેલ, વૃદ્ધ મુરઝાય, પુષ્પ ના પાંગરે,
કરેલ ઘર રોગ, કીટ ચુભતા વિષે કોમળે

અને કરડી કોરતાં હૃદય ને પછી યાતના
પરેથી કચડાય, એ જ નિરમી દશા સર્વની ?

કશા પ્રકટ આ સદા વિભવની, મહારૂપની,
સમર્થતણી શક્તિની, સદયદર્શના સૃષ્ટિની.

: ભૂતદર્શન :

છુપાવી મુખ વિશ્વથી સરતું કાવ્ય મારું હવે
ભમે જવનિકાતણું પટ અદૃશ્ય ચિત્સૃષ્ટિના;
તજી નિરખવી ક્રિયા જગતકેરી, કુતૂહળ શું
મહા ઉદર ભૂતનું : ' નિરખું લાવ ત્યાં શું પડ્યું ? '

થતાં કડડભૂસ કાલઉદરે મહારાજ્ય કૈં,
સિકન્દર, અશોક, મૌર્ય–મુગલાઇનાં તખ્ત એ
ગયાં ગડગડી, પડે નજર આગળે એથી યે
સમુજ્જ્વલ–પ્રતાપી રાજ્ય પડતું ખરી વૃક્ષ શું !

પ્રતાપી જન, કીર્તિને શિખર રાજતા રાજવી
વિલીન સહુ ભૂતના ગહન અંધકારે થયા.
કુઠાર કરતી મહા સમયની ક્ષુધાની પરે
સદાય નિરપેક્ષ એ મહદ ક્ષુદ્રને નાગરો.

અને કદમ મન્દ તે પતિગૃહે ફર્યું નમ્ર થૈ,
મહાન ગુરુઓતણા ચરણ સેવિયા ભક્તિથી,
લળ્યું પદ વિષે, પ્રણામ કરતું ભમ્યું વાડીએ,
ફૂલો મનનનાં, જલો હૃદયઊર્મિનાં ચાખિયાં,

સમાનદિલ મિત્ર શું ખયભરી રમ્યું કેટલું !
હર્યું ગમત ખેલમાં, રમસરે કરી પાન ત્યાં
વિરામ કરિયો પછી, નયનઘેન જ્યાં ઊતર્યું,
પ્રણુદદિલ સાંભળે : " ટકવું હાં ન લાજિમ, હાં !

સરો નિજ ઘરે હવે, મૃતતણી જ આ સૃષ્ટિ તો.
ધરો નજર આંહી તોય પુન તો તમારા રહો
સદા જગતભૂમિએ, વિચરતા જ સ્થૂલે જગે,

# કેસરી દળનો નાયક

નાના છોકરાને સખ્ત તાવની બિમારીમાં મૂકીને આવ્યા હોય તેથી, કે પછી બીજી વારનાં નાનાં વહુ પાસેથી ઊઠીને આવવું પડયું હોય તેથી, ગમે તેમ, મેજિસ્ટ્રેટ સાહેબે પ્રવેશ કર્યો ત્યારે તેના મોં પર કંટાળો હતો. વધારે ઝીણવટથી તપાસી જોતાં વખતે માલુમ પડે કે આજના દિવસ માટે કે અકસ્માતને લીધે આ કંટાળો નહિ હોયઃ પણ આ કંટાળો જ એમનો પ્રિય જીવનસંગાથી બન્યો હશે. ઠંડું ખુશનુમા પ્રભાત હતું અને બહારના મેદાનમાં આંખ ઠરે તેવી લીલોતરી દૂર દૂર સુધી દેખાતી હતી. મેજિસ્ટ્રેટ સાહેબે, ચાવી દીધેલા પુતળાની પેઠે કોર્ટમાં પ્રવેશ કર્યો ને બહાર નજર ફેંકવાની પણ તસ્દી લીધા વિના, ' અજવાળું રોકો નહિ ' એમ બારી આગળ ઉભેલા લોકો પ્રત્યે બૂમ પાડી. એ બૂમનો અવાજ ઝીણો, ચીડિયો ને થાકથી ભરપૂર હતો. વધારે ઊંડાણથી જુઓ તો એ અવાજ દર્દીનો લાગેઃ દર્દી જાણે બૂમ પાડતો હોય- ' વધારે અજવાળું ! વધારે અજવાળું ! '–ને અજવાળું આવે તો પણ વર્ષોનાં વર્ષો અંધારામાં રહેવાની ટેવને લીધે તેને હજી બૂમ પાડવાનું મન થાય કેઃ ' વધારે અજવાળું ! '

સલ્તનત ઉખેડી નાખનારા જુવાનોને પકડી પાડયા હોય તેમ બહાર ભરી બંદૂકે પોલીસ આંટાફેરા કરતા હતાઃ કેટલાકને એ આંટાફેરાને લીધે પોતાનું મહત્ત્વ વધ્યું હોય તેમ ઊંડો સંતોષ થવાથી, ચહેરા પર અભિમાનભર્યો રોફ આવી ગયો હતો; અને એવા ખોટા 'રોફ'નો વેષ વારંવાર ખુલ્લો થઇ જાય છે એ ભાનથી ક્રોધ પણ ચઢયો હતો. બે-ચાર પોલીસ અફસરો પણ, મહત્ત્વ કપડાંમાં છે, માણસમાં નથી એવો ખુલ્લો એકરાર કરતા હોય તેમ, અક્કડ ને અક્કડ આમતેમ આંટા મારી રહ્યા હતા.

મેજિસ્ટ્રેટ સાહેબે ડોકું ઊંચું કર્યું. આખી કોર્ટ ચિકાર ભરી હતી. બીજાને જોવાના ન હોય તેમ તેમણે અપરાધી પર આંખ ફેરવી.

એ આંખ તદ્દન ભાવવિહીન હતી. હાસ્ય કર્યું પણ તે લુખ્ખું ને ચામડી પર પરાણે કાઢેલા લીસોટા જેવું હતું.

' તમારું નામ ? '

' મારું નામ..................... ' જવાબ મળ્યો.

' ઉમ્મર ? '

' બાવીશ. '

' વતન ? '

' સાહેબ મારે ઘર નથી ! '

' ક્યાં જન્મ્યા ? '

' ગુનેગારે ગામનું નામ આપ્યું.

' જાતિ ? '

' બ્રાહ્મણ. '

પ્રેક્ષક; અપરાધી, પોલીસ અફસરો સૌ હસી પડયા. કદાચ, અત્યાર સુધીના ભારેખમ વાતાવરણમાં માણસો બેઠાં છે—એક બીજાની સાથે હમેશના રહેવાવાળા, એ ભાન હમણાં જ સૌને થયું હોય તેમ લાગ્યું.

લછમનસિંહ મેજિસ્ટ્રેટના છોકરાને લઇને ચાલ્યો, પણ છોકરાના મનમાં અપરાધ જેવું કાંઈ વસ્યું ન હતું, ને આવી રીતે અપરાધીની પાછળ સિપાઇ ચાલે છે, ત્યારે 'ઇન્ક્લાબ ઝીન્દાબાદ'ની બૂમો તેણે સાંભળી હતી, એટલે તે તો પગથિયાં ઊતરતાં 'ઇન્ક્લાબ' એમ જુસ્સાથી બોલી ઊઠયો ને ઉભેલા લોકોએ 'ઝીન્દાબાદ' પોકારી તેની બૂમ ઝીલી લીધી.

વાતાવરણમાં જોઇએ તે કરતાં વધારે આનંદ ફેલાય છે, તે જોઇને મેજિસ્ટ્રેટ સાહેબે એકદમ કંટાળેલો ચહેરો કરીને 'અજવાળું આવવા દો' એમ બૂમ પાડીને, બીજા અપરાધીઓને ઠંડે કલેજે નિયમિત પ્રશ્નો કરવા લાગ્યા:

'તમારું નામ?'

'બાપનું નામ?'

'વતન?'

'ઉમ્મર?—'

'ધંધો?—'

—અને એ ને એ—વકીલ સાહેબો જે ચાર પાંચ પ્રશ્નોના જ સાચા જવાબો અસીલો પાસેથી અપાવે છે તે—ક્રિયા ચાલી. મેજિસ્ટ્રેટ સાહેબ પોતાના છોકરાનો વિચાર કરતા હતા, છતાં જ્યારે અપરાધીએ કહ્યું કે, "મારું નામ ઇન્ક્લાબ, બાપનું નામ ઝીન્દાબાદ, વતન જ્યાં જ્યાં અન્યાય હોય ત્યાં. ઉમ્મર અમરયૌવન. અને ધંધો જૂનાં ખોખડધજ છાયો ન આપે તેવાં ઝાડવાં પાડવાનો—" ત્યારે મેજિસ્ટ્રેટ સાહેબ પણ કંટાળાભરેલું હાસ્ય કર્યા વિના રહી શક્યા નહિ.

આટલી ક્રિયા પૂરી થઇ કે તરત જ હાથથી ચશ્મો સરખા કરતા, બુઠ્ઠી મૂછવાળા, ઝુલણ હાથી જેવા સરકારી વકીલ ઊભા થયા. પોલીસ અફસરને સવાલ પૂછ્યો:—

'આ જે ચલવલ ચાલી છે તેથી તમારે ત્યાં શાંતિ છે કે અશાંતિ?'

'અશાંતિ સાહેબ.'

'બહુ છે કે થોડી?'

'બહુ.'

'બહુ એટલે શું?'

'બહુ એટલે ઘણી.'

'ઘણી શબ્દથી તમે શું કહેવા માગો છો તે બરાબર સમજાવો.'

અને તરત જ પોતાનો ચશ્મો સરખો કરી, અપરાધીઓ તરફ એક નજર નાખી, સરકારી વકીલ પાછા ઝૂલવા માંડયા.

હવે મહાભાષ્યકાર પણ મોંમાં આંગળાં નાખે તેવી ચતુરાઇથી પોલીસ અફસર 'ઘણી' શબ્દની વ્યાખ્યા કરવા લાગ્યો:

'ઘણી અશાંતિ છે એટલે બહુ જ અશાંતિ છે.'

'ના, અમે જરૂર જેટલું જ બળ વાપરેલું–'

'તમે આ નાખુશ દેખાવો દાબી દીધા ન હોત તો શું થાત?'

'તો લોકો ઉશ્કેરાઇ જાત, ને પતંગિયાની પેઠે મરી જાત!'

'લોકો ઉશ્કેરાવાથી શું થાય?'

'તોફાન થાય.'

'તોફાન શી રીતે થાય છે!'

'લોકોના ઉશ્કેરાવાથી.'

'લોકો ક્યારે ઉશ્કેરાય છે?'

'આવા નાખુશ દેખાવો જોવાથી.'

'આવા નાખુશ દેખાવો કોણ કરે છે?'

પોલીસ અફસરે એક પછી એક નામ દઇને અપરાધીઓને ગણાવ્યા.

'ઠીક વારુ, ત્યારે આ અત્યંત જ અશાંતિ, આ અત્યંત જ નાખુશ દેખાવો કરનારા, આ અત્યંત જ અશાંત લોકોને આભારી છે એ સાચું કે ખોટું?' સરકારી વકીલ 'જ' ઉપર ખૂબ ભાર દેતા ગયા. બિચારો 'જ'!–એ ચાર વર્ષમાં તદ્દન સાફ થઇ જશે–બહુ ભાર આવવાથી દેખાવ વિનાનો સપાટ બની જશે.

'સો ટકા સાચું!' પોલીસ અફસર ફુલાઇને બોલ્યા. સો ટકા બોલતાં તેમને સો ટચ સોનાના સ્પર્શ જેવો આનંદ થયો.

અત્રે સરકારી વકીલે પોતાની તપાસ પૂરી થયાનું જાહેર કર્યું. મેજિસ્ટ્રેટ સાહેબ તરત ઊભા થયા ને પોતાની 'ચેમ્બર'માં ચાલ્યા ગયા.

થોડી વાર પછી બહાર આવ્યા ત્યારે એમનો જીવનભરનો સંગાથી કંટાળો સાથે જ બહાર આવ્યો.

'અપરાધી નં. –' એમ ધીમેથી બોલી, અપરાધીઓને સજા ફરમાવીને જરાક સ્મિતભર્યું મોં અપરાધીઓ સામે ફેરવી, મોટા કામની મુશ્કેલીમાંથી છૂટ્યા હોય તેમ તે તરત રવાના થઇ ગયા. બિચ્ચારા! વહુનું મોં આ અશાંતિના સમયમાં સવારે સાડાઆઠ વાગે જોતા, અને પછી છેક સાંજે સાડાચારે! પછી જીવનસંગાથી કંટાળો જ સાથે ફર્યા કરે એમાં શી નવાઇ!

*

રાત્રે મેજિસ્ટ્રેટ સાહેબ વાળુ કરીને સૂતા હતા. ત્યારે, અચાનક કોણ જાણે કેમ, પણ કદાચ દરેક નરમ વસ્તુ બહુ સુંવાળી હોવાથી ઘણી જ સહેલાઇથી કઠણમાં કઠણ પદાર્થ સાથે પોતાનો મેળ સાધી શકે છે તેથી કે ગમે તેમ, પણ મેજિસ્ટ્રેટ સાહેબના અંતઃકરણમાં પેલા જુવાન અપરાધીનું સાચું નિર્દોષ સ્મિતભર્યું મોં જાગી નીકળ્યું. ખાટલામાં પડ્યા પડ્યા પોતાના નાના બચ્ચા સાથે વાતો કરતા કરતા તે બીજી અનેક આડીઅવળી વાતો કરવામાં પડ્યા, પણ કેમે કરીને પેલા જુવાનનો ઝુલફાંવાળો, ખુશનુમા ચહેરો તેની નજરમાંથી ખસે નહિ.

'લછમનસિંહ!' તેમણે બૂમ મારી. એ જુવાનની વિશેષ હકીકત જાણવાની ઇચ્છાથી તેમણે લછમનસિંહને બૂમ મારી. પણ લછમનસિંહ ત્યાં હતો નહિ.

'આજે બિચારા કેટલા જુવાનોને તમે સજા કરી?–એમને માબાપ કાંઇ નહિ

હથિયારબંધ સિપાઈઓએ સલામ કરીઃ અને તેમની વચ્ચે મેજિસ્ટ્રેટે દૂધમલ જુવાનોને ઉભેલા જોયા.

સિપાઈઓને સૂચના આપી વિદાય કર્યો અને મેજિસ્ટ્રેટ પાછા ઘરમાં આવ્યા.

'આપણો આ છોકરો હણાઈ જશે ?'—મેજિસ્ટ્રેટનાં પત્નીએ નાના છોકરાનો હાથ પકડી રાખી ગળગળે અવાજે પૂછ્યું.

મેજિસ્ટ્રેટ છોકરા તરફ ફર્યાઃ 'શંકર! તું મોટો થઈને મારા જેવો મેજિસ્ટ્રેટ થાય ત્યારે શું કરીશ ?'

છોકરો જવાબ આપે તે પહેલાં લછમનસિંહ અંદર આવ્યો.

'લછમનસિંહ, હમણાં વાંસળી કોણ વગાડતું હતું ?' મેજિસ્ટ્રેટનાં પત્ની બોલ્યાં.

'અલ્યા તું ?'

'જી હા.'

'લાવ, મને વાંસળી દે' કહીને શંકર તેને વળગ્યો, તે ખીસામાંથી વાંસળી કાઢવા જતાં તિલક મહારાજનો ચાંદ નીચે ઢળી પડ્યો. વધારે જોર કરીને શંકરે વાંસળી ખેંચી ને શિવાજી મહારાજનો ચાંદ નીચે પડ્યો.

મેજિસ્ટ્રેટ જોઈ રહ્યાઃ 'અલ્યા તું નોકરીમાંથી નીકળી જશે હો !' લછમનસિંહે શંકરના હાથમાં વાંસળી જવા દીધીઃ તે સજળ નેને બોલી ઊઠ્યોઃ 'સાહેબ ! હું પણ મરાઠો છું. આટલું તો કરું ? જેમણે મારા દેશને જીવન આપ્યું તેનું નામ તો પાસે રાખું !'

'અલ્યા, પેલો આજવાળો જુવાન કોણ હતો ?'

'પેલો ગુલકાંવાળો ?—' શંકર બોલ્યો.

'પેલો,—જેની પાસે બહુ રકઝક થઈ હતી તે—' મેજિસ્ટ્રેટનાં પત્ની બોલ્યાં.

'સાહેબ, એ મિઠ્ઠો જુવાન તો કોઈ અજબ માણસ છે. આપણા ફોજદાર સાહેબે એક વખત એક બાઈ પર હુમલો કર્યો ત્યારે તેણે એકલે હાથે પાંચ જણને રોક્યા હતા. એવો નરમ દેખાય છે પણ ક્યાંય અન્યાય દીઠો કે તરત પતંગિયાની પેઠે પડે છે.'

'અરેરે, એવાને કેદમાં શું કરવા મોકલો છો ?'—મેજિસ્ટ્રેટનાં પત્ની બોલ્યાં. શંકરે તેની માનો હાથ પકડ્યો.

'મા હું કહું તને—મારા બાપુએ પૂછ્યું કે હું મોટો થઈને શું કરીશ ?—હું કહું તને !'

'હા, કહે.'

'હું મોટો થઈને ઇન્કીલાબ ઝીન્દાબાદ કરીશ.' પછી મારા બાપા મને સજા ફરમાવશે. પછી તું રોજે. પછી હું કહીશ કે રૂઓ છો શું ? પછી તમે સૌ બોલજો-' ઇન્કીલાબ ઝીન્દાબાદ.' લછમનસિંહ તું પણ બોલજે—તને સજા નહિ થાય—તું પણ બોલજે—'

મેજિસ્ટ્રેટ સાહેબ હસી પડ્યા અને તરત જ તેમના અંતઃકરણમાં એક ઊંડો મર્મભેદી ઘા પડ્યોઃ 'આ છોકરો દસ વર્ષ પછી ગોળીએ વિંધાશે—અરેરે !—'

'સાહેબ, આ એક આપું ?' લછમનસિંહ તક જોઈને બોલ્યો.

'શું છે ?'

'આ ગુલાબનું ફૂલ પેલા જુવાન કેદીએ શંકરભાઈને મારે આપ્યું છે.'

મેજિસ્ટ્રેટ ગંભીર બની ગયાઃ 'લછમનસિંહ, પેલી બારી ઉઘાડ, ને દીવો કર' હમેશની ટેવ પ્રમાણે તેનાથી ક્રમેરાઈ ગયુંઃ 'અજવાળું આવવા દો.'

શંકરે ઠેકડો મારીને ગુલાબનું ફૂલ લઈ લીધું.

ધૂમકેતુ

ઉદારતા આદિ ગુણો હતા. આ સર્વ ગુણો એમની હાસ્યવૃત્તિનાં કારણો હતાં કે પરિણામ એ શોધવું કઠણ છે. કારણ કે એવા પ્રકારનું માનસિક ઘડતર હોય તો હાસ્યવૃત્તિ પ્રગટ થાય છે, જ્યારે હાસ્યવૃત્તિથી આ સર્વ લક્ષણો પોષાય છે, અને ખીલે છે. ઝીણી ઝીણી બાબતોમાં ભૂલો કાઢવાની ટેવ કે મતભેદને લીધે ક્રોધ પામવાની પ્રકૃતિ એમનામાં નહોતી એ મુખ્યત્વે એમની હાસ્યવૃત્તિને લીધે જ. જિંદગીમાંથી વિનોદ મેળવવાની એમની આ શક્તિને લીધે મનુષ્યસ્વભાવની નબળાઇઓનો સંપૂર્ણ ખ્યાલ એમને હતો અને એવી ઉણપો પ્રત્યે એમને તિરસ્કારની નહિ પણ સહાનુભૂતિની લાગણી હતી. જે નિખાલસપણે હસી હસાવી શકે છે એનામાં અહંકાર કે આત્મભાન હોતું નથી. રમણભાઈ પણ જીવનનાં ગૌણ મતભેદો અને ક્ષુદ્ર ખટપટો, નાની ગેરસમજૂતીઓ અને તુચ્છ ઝગડાઓને ગણકારતા નહિ. આ એમની હાસ્યવૃત્તિને પરિણામે.[1]

ગાંધીજીએ રમણભાઇના અવસાન સમયે "નવજીવન"માં જે સહૃદય અને સુન્દર અંજલિ અર્પી હતી એમાં કહ્યું હતું કે "રમણભાઇનો વિનોદ તેમનાં પુસ્તકોમાં નીતરી આવે છે, પણ તેમણે જિંદગીને વિનોદરૂપ નહોતી જોઈ. જિંદગીને તેમણે કર્તવ્યપરાયણ કરવામાં તેની સાર્થકતા માની." આ સ્થિતિમાં કંઇ વિરોધાભાસ નથી. ઘણા વિનોદપ્રિય લોકો તથા હાસ્યરસિક લેખકો ખરેખર બહુ ગંભીર હોય છે. હાસ્યના આચ્છાદન વડે જે વસ્તુઓને ઢાંકે છે એ વસ્તુતઃ ઘણીયે વાર દુઃખકારક હોય છે. "ભદ્રંભદ્ર"માંના વિનોદની પાછળ રહેલી હિન્દુસમાજની ક્રૂરતા અને અન્યાય કેટલાં અસહ્ય છે! પરંતુ ક્રૂરતાની આ અસહ્ય સ્થિતિમાંથી જ હાસ્ય સ્ફુરી ઊઠે છે. એ ક્રૂરતા સહન થઇ નથી શકતી એટલે દુભાઇ રહેલી લાગણીઓનું નિર્ગમન હાસ્યદ્વારા થાય છે. જે સામાજિક અન્યાય દુઃખકર છે એટલું જ નહિ પણ નિરર્થક અને મૂર્ખતાથી પૂર્ણ છે, એનું ભાન રમણભાઇને પોતાની હાસ્યવૃત્તિને લીધે હતું. સમાજના અન્યાયના જ્ઞાનને લીધે એ હાસ્યરસિક લેખક થયા. એક બાજુએ પ્રચાર અને દૃષ્ટાન્ત વડે, તો બીજી બાજુએ કટાક્ષના તીક્ષ્ણ બાણ વડે પોતાનું લક્ષ્ય સાધવા મથ્યા. આમ એમની વિનોદશક્તિ અને કર્તવ્યપરાયણતા વચ્ચે અસંગતિ નથી. એમનામાં પ્રમાણનું ઉત્કટ ભાન હતું એથી બન્નેનો સમન્વય થતો હતો.

પરંતુ એમની હાસ્યવૃત્તિનો ઉપયોગ માત્ર સાહિત્યમાં જ ન થયો. જીવનમાં પણ એમને તેનો આધાર લેવો પડતો. રા. બળવંતરાય ઠાકોરે કહ્યું છે એમ "આ શક્તિને લીધે જ એ નાજુક નબળી કાયા આટલું ટકી શકી." હાસ્યરસને એમણે પોતાના જીવનમાં એવો ઉતારી દીધો હતો કે એમનામાં ઘણાં વિરોધી લક્ષણોનો સમન્વય થયો હતો. તેઓ શાન્ત છતાં દૃઢ હતા, પોતાના વર્તન અને આચરણમાં સ્થિર છતાં ઉદારવૃત્તિવાળા હતા. પોતાના

---

[1] એમની આ વૃત્તિ "હાસ્યરસ" વિષેના એમના નિબંધમાં સિદ્ધાન્તોરૂપે પ્રગટ થએલ છે. ઉદાહરણ તરીકે :

(ક) "જ્યાં અભિમાન હોય છે ત્યાં હાસ્યરસ હોતો નથી." (હાસ્યમંદિર પૃ. ૬)

(ખ) "મોટી ખામીઓથી દુર્ગુણ ઉદ્ભવે છે અને તે કરુણરસનો વિષય બને છે; પાંણ નાની ખામીઓ હાસ્ય ઉપજાવે છે." (હાસ્યમંદિર પૃ. ૨૬)

(ગ) "વાસ્તવિક હાસ્યરસમાં કંઇક ગંભીરતા, કંઇક રંગીલાપણું અને તરંગીપણું હોય છે.
(હાસ્યમંદિર પૃ. ૫૨)

Christian Churches broke into gargoyles. In one sense truth alone can be exaggerated; nothing else can stand the strain." * રમણભાઇની અત્યુક્તિઓ પણ આવા સત્યસંશોધનના પરિણામરૂપ હતી, આહ્લાદના ચિહ્નરૂપ હતી અને સુધારા માટે પ્રબળ સાધનરૂપ નિવડી એમાં શો સંશય?

થોડા દિવસથી હાસ્યરસનો ચેપી રોગ આપણી સાહિત્યસૃષ્ટિમાં ફાટી નીકળ્યો છે અને એક ઉપદ્રવ સમાન થઇ પડયો છે. પરંતુ આમાંનો ઘણો હાસ્યરસ કૃત્રિમ છે, જ્યારે રમણભાઇનો હાસ્યરસ નૈસર્ગિક હતો. માત્ર પશ્ચિમના હાસ્યરસિક લેખો કે પુસ્તકો ઉપરથી એ ઉદ્દભવેલો નથી; સમાજના વિચારશીલ અવલોકન અને દુનિયાના અનુભવમાંથી એ ખીલી નીકળે છે. પાશ્ચાત્ય કૃતિઓમાંથી કેટલીક બાબતોમાં એમણે પ્રેરણા મેળવી છે ખરી, પરંતુ પોતાની નૈસર્ગિક હાસ્યમયતા વડે રંગી એને ગુજરાતી સાહિત્યમાં નવા રૂપમાં જ પ્રદર્શિત કરી છે. ડિકન્સના 'પિક્‌વિક્‌–પેપર્સ'ના કોર્ટના પ્રસંગ ઉપરથી "ભદ્રંભદ્ર" નું કોર્ટના મુકદ્દમાનું દશ્ય એમણે સરજ્યું હોય એ સંભવિત છે. છતાં 'પિક્‌વિક્‌–પેપર્સ' વાંચ્યું ન હોય અથવા તો ડિકન્સનું નામ પણ ન સાંભળ્યું હોય એમને પણ આ પ્રસંગમાં પુષ્કળ રસ પડે છે તેમ જ ઠેરઠેર એ ભજવાય છે. કારણ કે મૂળનો એમાં પ્રતિધ્વનિ નથી, એ એક નવી અને સ્વતંત્ર કૃતિ જ છે. એ જ પ્રમાણે "ભદ્રંભદ્ર"માંનું હરજીવનનું પાત્ર "પિક્‌વિક્‌"ના મિ. જિંગલ (Mr. Jingle) પરથી સ્ફુર્યું હશે એવી કલ્પના કરી શકાય. પરંતુ એ પણ અપૂર્વ સર્જન જ ગણી શકાય એવું છે. આટલું તો સ્વતંત્ર કૃતિ વિષે. રમણભાઇના અનુવાદો પણ તરજુમિયા નથી. "સોમિયાને દીધેલી ભૂલથાપ" માર્ક ટવેનના Innocents Abroad ના અનુવાદરૂપ છે, છતાં એમાં ઘણી નવીનતા અને વિશિષ્ટતા છે. અને ઉત્તર હિન્દુસ્તાનના સોમિયાનો લાક્ષણિક ઉપહાસને લીધે એ નવીન કૃતિ જ બની જાય છે. બીજા પુસ્તક કે લેખ પરથી માત્ર મૂળ વિચાર સ્ફુરે અને બાકીની બધી ઘટના અને રચના પોતાની સર્જેલી હોય એવા એમના અનુવાદો છે. પરંતુ એમાંનો હાસ્યરસ બહુધા સ્વતંત્ર અને નૈસર્ગિક હોય છે.

રમણભાઇનો હાસ્યરસ માર્મિક, ઠાવકો, શુદ્ધ અને સ્વચ્છ છે. એમાં સ્પષ્ટતા અને સરલતા હોવા છતાં અર્થભર્યો ઊંડો કટાક્ષ હોય છે. એમાં સૂક્ષ્મતા તેમ જ વેગ છે. એમાં તીવ્રતા અને મૃદુતા બંને છે. એમાં એમની જ વ્યાખ્યા પ્રમાણેનાં નર્મ અને મર્મ છે.

એમના હાસ્યરસની વિવિધતાનાં કેટલાંક દષ્ટાંત જોઇએ. પ્રથમ તો હાસ્યરસિક વર્ણન કરવાની એમની શક્તિ વિરલ છે. માધવબાગની સભાના, નાતની સભાના કે નાતના જમણનાં વર્ણનોમાં આ શક્તિ પ્રગટ થાય છે. દાખલા તરીકે નીચેનું વર્ણન લ્યોઃ

"ઉભેલા પડી જવા લાગ્યા. પડી ગયેલા ઉભા થવા લાગ્યા. ... કચરાયેલા બૂમો પાડવા લાગ્યા. નહિ કચરાયેલા તાળીઓ પાડવા લાગ્યા. પાસેના હસવા લાગ્યા. આઘેના ખસવા લાગ્યા." ×

આવા પ્રકારનાં વેગવાળાં વર્ણનો આપણા સાહિત્યમાં જૂજ છે.

એમનાં મનુષ્યનાં વર્ણનો પણ અદ્દભુત હોય છે. ઉદાહરણ તરીકે "ભદ્રંભદ્ર"ના

* Charles Dickens by G. K. Chesterton p. 134.

× "ભદ્રંભદ્ર" પૃ. ૪૫. આ સર્વ પૃષ્ઠો "ભદ્રંભદ્ર"ની બીજી આવૃત્તિને ઉલ્લેખીને છે.

મૌનભંગ કરતા હોય, રાત્રિ પૂરી થયે કૂકડા નિદ્રામાં અશાંતિ દાખલ કરતા હોય, પત્રાળી પીરસાઈ રહે બ્રાહ્મણો 'મો' ઉચ્ચાર કરીને બુભુક્ષાનો પરાભવ આરંભતા હોય તેવા શોભતા દોલતશંકર બોલ્યા." ( ભદ્રંભદ્ર પૃ. ૨-૩ )

(ખ) "સ્વાભાવિક વિશ્વનિયમ એવો છે કે, એક મોચી બે કાલબૂટનો ધણી હોઇ શકે, પણ એક કાલબૂટના બે મોચીઓ ધણી હોઇ શકે નહિ. તે જ પ્રમાણે એક પુરુષને બે સ્ત્રીઓ હોઇ શકે પણ એક સ્ત્રીને બે પુરુષો હોઈ શકે નહિ."

( ભદ્રંભદ્ર પૃ. ૧૧૮-૧૧૯.)

(ગ) "આપનો ધંધો વાચાળતાનો છતાં આપ વાચાળતાની વિરુદ્ધ છો એથી બ્રાહ્મણ ભોજન વિરુદ્ધ હોય એવું આશ્ચર્ય થાય છે." ( ભદ્રંભદ્ર પૃ. ૨૫૭ )

(ઘ) "પાશ્ચાત્યો ગટરમાંથી દુર્ગન્ધ નીકળી જવા ભુંગળાં મૂકે છે તો એવા જડ પદાર્થોને જે ઈન્સાફ મળે છે તે આશાભંગ પામેલાં હૃદયોને 'લાઇબલ'ની છૂટ રૂપે ન આપવો ?"

(ચ) "સીતાને રાવણ ઉપાડી ગયા પછી તેની ખોળ કરતાં રસ્તામાં સીતાનું ઝાંઝર પડેલું જોઈ રામનું ચિત્ત ઉભરાઈ આવ્યું હતું તેવી વૃત્તિ ગંગાપ્રસાદની આ નિશાની જોઇ અમને થઇ." ( બોમિયાને દીધેલી ભૂલથાપ–હાસ્યમંદિર પૃ. ૧૪૪ )

આ ઉપરાન્ત અમુક સંજોગોનો હાસ્યરસ ઉપજાવવાની પણ રમણભાઈમાં શક્તિ હતી. "બોમિયાને દીધેલી ભૂલથાપ"માં કે "નવાબ સાહેબની મુલાકાત"માં આ કલા સ્પષ્ટ દેખાય છે. ભદ્રંભદ્ર પોલીસ ચોકીમાં બેઠા તથા જેલમાં પુરાયા એ દશ્યોમાં આવો પ્રસંગનો હાસ્યરસ જણાય છે.* સૂચનાત્મક હાસ્યમયતા ઘણે સ્થળે છે. હરજીવનનું પોલીસ-ચોકીનું વર્ણન એવું વ્યંગ્ય છે કે એ પોલીસને ઉદ્દેશીને છે એ મૂળ હકીકત ન સમજાય તો એની અંદરનો વિનોદ ગ્રહણ થઇ શકતો નથી. વળી કૉર્ટનાં અને કેદનાં દશ્યોમાં, "રસોઇ, રસોડું અને ભદ્રંભદ્ર" એ પ્રકરણમાં તેમજ ભૂતલીલાના વૃત્તાન્તમાં સારો હાસ્યરસ પ્રગટ થાય છે.

શબ્દોની રચનાથી ઉપજતો હાસ્યરસ પ્રમાણમાં થોડો છે, છતાં ઠેરઠેર જણાય છે. "માનપત્ર વિષે પદાર્થપાઠ" આનું એક સરસ દષ્ટાંત છે. "બોમિયાને દીધેલી ભૂલથાપ"માં "ગંગાપડશાદ" વિષેની રમુજોમાં તેમજ હિન્દી બોલવાના પ્રયોગોમાં આ પ્રકારનો હાસ્ય-રસ આવે છે. "ભદ્રંભદ્ર"માં એના ઘણા દાખલા છે.

(ક) "એક ચાકર કહે 'આ લાડુ જોઇને તો મ્હોંમાં પાણી આવે તેમ છે.' બીજો કહે, 'પાણી શું કામ આવે, લાડુ જ ન આવે ?'" ( ભદ્રંભદ્ર પૃ. ૧૩૭ )

(ખ) "પહેલું કામ નીકળ્યું તે જમનાપુરી ઉર્ફે લછમીચંદ ઉર્ફે શિવપરસાદ ઉર્ફે ગંગુમલ ઉર્ફે પ્રીતમસિંહ ઉર્ફે બંસીધર ઉર્ફે હરદયાલ નામના કંઈ ભાગે બાવા કંઇ ભાગે પુરબીઆ કંઇ ભાગે તાલીમબાજ અને ઘણે ભાગે ઉઠાઉગીર જણાતા."

( ભદ્રંભદ્ર પૃ. ૨૫૭-૨૫૮ )

* ખાસ કરીને "ભદ્રંભદ્ર" પૃ. ૧૦૭ અને પૃ. ૩૧૩ જુઓ. ભદ્રંભદ્ર સૂતા હતા અને વકીલે કહ્યું કે "મુદત પડી" અને ભદ્રંભદ્ર સમજ્યા કે "વિજળી પડી" એ પતાકાસ્થાનમાં પણ પ્રસંગની જ રમુજ છે.

છે. કાલની કલા પર આટલી અસર અનિવાર્ય છે, પરંતુ જીવન પ્રતિની દૃષ્ટિમાંથી ઉદ્‌ભવતો હાસ્યરસ વધુ સ્થાયી અને સંતોષકારક હોય છે અને રમણભાઈનો હાસ્યરસ પણ એવો છે.

કારણ કે ભદ્રંભદ્ર એ એક વ્યક્તિ નથી, એક દૃષ્ટિ છે. સમાજનું એ એક દરદ છે. "ભદ્રંભદ્ર"ના વિનોદની પાછળ એક સામાજિક ફિલસૂફી છે. આપણા સડેલા સમાજને સુધારવાનો માર્ગ ઉપદેશ નથી કે ટીકા પણ નથી, પરંતુ હાસ્યરસકટાક્ષ છે.* હાસ્યરસ રૂઢિનાં બંધનોથી વિમુક્ત છે, પ્રાચીન સંપ્રદાયોથી સ્વતંત્ર છે, પ્રચલિત રિવાજોની તેને પરવા નથી. મૃગજળ સમા મિથ્યા ખ્યાલ અને ભ્રમને ભેદી નાખી શકે એવો સમર્થ છે.× આ હાસ્યરસને રમણભાઈએ સુધારાનું શસ્ત્ર બનાવ્યો. એના વડે એમણે જૂના રીતરિવાજો, ક્રૂરતા અને ઢોંગ, મૂર્ખતા અને અન્યાય ખુલ્લાં પાડ્યાં. શ્રીયુત કાલેલકરે કહ્યું છે એમ સમાજશુદ્ધિ માટે એક પ્રકારનો એસિડનો એ પ્રયોગ હતો. હિન્દુ સમાજના અન્યાય જેટલી જ એની શિથિલતા અસહ્ય છે અને એના પર પ્રહાર કરીને રમણભાઈ એનો અમુક અંશે નાશ કરી શક્યા એ કંઈ સાધારણ વિજય કહેવાય નહિ; અને એ સંહાર કેવળ એને હાસ્યજનક રીતે વર્ણવીને જ કરી શક્યા. હાસ્યરસિક લેખક તરીકે માનસિક મૂર્તિઓ સરજીને એને બુદ્ધિબળે એમણે ખંડિત કરી. નિશ્ચેતન રૂઢિઓએ અને જડ રિવાજોએ એમની હાસ્યવૃત્તિને સતેજ કરી અને હાસ્યને જગાડ્યું. "સનાતન" કહેવાતા સત્યોમાં કેટલું અસત્ય સમાએલું છે એ એમણે જોયું અને કટાક્ષ વડે એ સત્યનો આભાસ એમણે દૂર કર્યો. ÷ અન્યાય વિરુદ્ધના વિગ્રહમાં કે સમાજસુધારણાની પ્રવૃત્તિમાં હાસ્યનો હમેશ ઉપયોગ થતો આવ્યો છે. વિવાદમાં અને વાગ્યુદ્ધોમાં હાસ્ય એક તીક્ષ્ણ અને અતુલ શસ્ત્ર બની શકે છે. શુદ્ધિનું એ એક અમૂલ્ય સાધન છે. રમણભાઈના હાસ્યરસમાં આ સર્વ તત્ત્વો પ્રગટ થાય છે. એ ફિલસૂફ હતા, પરંતુ એમનો સ્વાભાવિક આનન્દ વિદ્વત્તાની દિવાલો તોડીને બહાર ધસી આવતો. હાસ્ય સ્વર્ગ પ્રાપ્ત કરવાની સરણિ છે, પરંતુ એનો ઢાલ તરીકે નહિ પણ તરવાર તરીકે ઉપયોગ કરવો જોઈએ. અને એ પવિત્ર ખડ્ગ છે. ભિન્ન ભિન્ન સંપ્રદાયોના કલહ વિષે વ્યાખ્યાન કરતાં એક વાર મિ. બર્ટ્રાંડ રસેલે નિરાશા પામીને કહ્યું હતું:

"The best hope, though a faint one, was that people might become bored with platitudes and turn to the humourists; from

---

* સરખાવો: "જે દોષ, દુર્ગુણ કે મૂર્ખતા જનસમાજને કંટકરૂપ થઈ પડે છે તેને તિરસ્કારપાત્ર બનાવવા, જે જાતના માણસોમાં એવા અનિષ્ટ અંશ હોય તેમને હાસ્યપાત્ર બનાવી તેમના પર કટાક્ષકથનના પ્રહાર કરવા એ જનસમાજની સેવા છે" (હાસ્યમંદિર પૃ. ૮૦); "જનસમાજમાં પ્રવર્તતા અનિષ્ટ અંશ સુધારવા માટે જ કટાક્ષકથનનો ઉપયોગ થઇ શકે છે, તેથી કટાક્ષકથનનો ઉપયોગ કરનારના અંતઃકરણમાં એવા સુધારા માટે ખરી ઉત્કંઠા હોવી જોઇએ." (હાસ્યમંદિર પૃ.૮૪)

× "જે ભ્રમ બહુ વિસ્તાર પામ્યો હોય અને લોકોના પક્ષપાતને પાત્ર થયો હોય તે એ કારણોથી હાસ્યાસ્પદતાથી મુક્ત થઈ શકતો નથી, પણ, તે ભ્રમ દૂર કરાવવા સારૂ તેની હાસ્યાસ્પદતા દર્શાવવાની ખાસ જરૂર પડે છે." હૈઝલિટ કહે છે કે Ridicule is the test of truth (ઉપહાસ એ સત્યની કસોટી છે) (હાસ્યમંદિર પૃ. ૮૩–૮૪)

÷ "બીજા બધા રસમાં જ્યાં ગુંચ પડે છે ત્યાં હાસ્યનું મર્મ હાથ આવતાં એ ગુંચ છોડવાની કુંચી હાથ આવે છે." (હાસ્યમંદિર પૃ. ૧૧૧)

રાગ ગૌડ મલ્હાર-તીન તાલ.

रे रे सा | नि ध. सा सा रे रे प म ग म ||
शू र ना | सा . थ सौ आ . वे — — ||
२ १ २ ३

म प | ध ४ नि प ग रे म प म ग म रे रे सा ||
सौ आ | वे आ . शा . द थ वा — — शू र ना ||
२ १ २ ३ २

म प प प ४ नी ध नी नी सा सा सा सा |
मु क्त थ वा नो — अ व स र आ वो |
१ २ ३ २

९ ध नी ध नी सा सा ९ नि रे सा सा निध. प. ४
त रु ण प णा नो ल्हा . वो . के . वा
१ २ ३ २

म म प प ध नि सा. ध प ग रे ग म प रे रे सा ||
जु ग जु ग मां — — फ रि ना' — वे — — शू र ना ||
१ २ ३ २

સ્વરાંકનની સમજૂતી :—

सा — મધ્ય સ્વર,

सां મંદ્ર સ્વર

सा (ઉપર ઊભી રેખા) તાર સ્વર

सा (નીચે રેખા) = પૂરી એક માત્રા

सा (નીચે બિંદુ) = અડધી માત્રા

सा (નીચે અર્ધવર્તુળ) = પા માત્રા

९ = અડધી માત્રા વિશ્રાન્તિ

सा° પોણી માત્રા

એક તથા બે અંક ઉપર તાળી. ત્રણ ઉપર કાલ.

જો વ્યવસ્થાપક આવી વૃત્તિવાળો હશે, તો એ વિદ્યાર્થીઓ માટે નહિ પણ પોતાના અભ્યુદય માટે ચિંતા કરતો રહેશે, અને પોતાની ઉપાસનામાં બીજા સત્પુરુષોને વારંવાર બોલાવતો રહી, તેમનો લાભ લેવા ઇચ્છા રાખશે.

જો વ્યવસ્થાપક શ્રદ્ધાવાન હશે, તો તેની અસર સરળ ચિત્તના અને સ્વભાવતઃ જ પૂજવાની વૃત્તિવાળા વિદ્યાર્થીઓ ઉપર પડયા વિના નહિ રહે. ઉપાસના ફરજિયાત હોવી જોઇએ કે મરજિયાત એ પ્રશ્ન તીવ્રપણે નહિ ઊઠે.

વિદ્યાર્થીઓએ ખાવું જ જોઇએ એવો નિયમ ઘડવાની ભાગ્યે જ કોઈ સંસ્થાને જરૂર પડે છે; પણ ખાવું હોય તેમણે અમુક સમયે હાજર રહેવું એવો નિયમ કરવો પડે છે. ઉપાસના જો અન્નના જેવી તૃપ્તિ આપનારી થાય તો તે પણ એ જ નિયમને અનુસરે.

એટલે, ઉપાસના એ ઉપાસકોની શ્રદ્ધાથી નિર્માણ થયેલી હોવી જોઇએ, અને તેમાં સત્પુરુષોનો સમાગમ મળવો જોઇએ–એ સામુદાયિક ઉપાસનાનું પ્રથમ આવશ્યક તત્ત્વ છે.

## ૨ વિવિધતા

સામુદાયિક ઉપાસના એક જ અંગવાળી હોય તો ઉપાસકોને સંતોષ નહિ આપે. જુદી જુદી રુચિવાળા ઉપાસકોની જુદી જુદી ભાવનાઓને પોષે એવી વિવિધતા સામુદાયિક ઉપાસનામાં સધાવી જોઇએ. ઉપાસનાને મોહક, રમ્ય કે અતિશયોક્તિભર્યા મહિમાના ભારથી ભવ્ય બનાવવામાં ન આવે, એને સકામ ભક્તિનાં વિવિધરંગી ફૂલોથી શણગારવામાં ન આવે તો વિવિધતાથી ડરવાનું નથી કે એમાં નુકસાન નથી.

જેમ અનેક ખાનારાઓની જ્યાં વીશી ચાલતી હોય ત્યાં કેટલોક ખોરાક દરેક ખાશે એમ માની લીધું હોય છે; પરન્તુ બીજી કેટલીક વાનીઓને ખાનારની રુચિ અનુસાર સ્વીકારવા ન સ્વીકારવાની છૂટ હોઇ શકે છે; અને જો એ બધી વાનીઓ જિહ્વાને લલચાવવાની દૃષ્ટિએ નહિ પણ પથ્ય ભોજનને પણ રુચિકર કરવાની દૃષ્ટિએ જ હોય તો તે વાનીઓ ભોજનમાં દોષરૂપ નહિ પણ ગુણરૂપ જ ગણાય, તેમ ઉપાસનામાં સાધેલી એવી વિવિધતા વિષે સમજવું જોઇએ.

આવી વિવિધતા દ્વારા ફરજિયાત–મરજિયાતનો ઝઘડો પણ ઘણે અંશે પતી જશે. જેમ રોટલી કે ભાત જેવા ખોરાકના મહત્ત્વના પદાર્થોમાં સર્વેનો હિસ્સો હોય જ, જેમ સ્વભાષા જેવા શિક્ષણના મહત્ત્વના વિષયમાં સર્વેનો ભાગ હોય જ, તેમ ઉપાસનાનાં મહત્ત્વનાં અંગોમાં સર્વેનો ભાગ હોય; પણ જેમ અથાણાં કે શાકો વગેરેમાં ખાનાર રુચિ પ્રમાણે વર્તે, જેમ પરભાષા શીખવી–ન શીખવી એમાં વિદ્યાર્થીની રુચિને માન આપી શકાય, તેમ ઉપાસનાનાં ગૌણ અંગોમાં ઉપાસકોની રુચિને માન આપવું ઘટે.

એવાં મહત્ત્વનાં અંગો કયાં અને ગૌણ અંગો કયાં એનો નિશ્ચય કરવો જરૂરી છે.

ઉપાસનાના સ્વરૂપનો વિચાર કરતાં આપણે (પરિચ્છેદ ૬ ઠ્ઠામાં) જોયું હતું કે એમાં ત્રણ પ્રયત્નો થાય છે. પરમાત્મા સાથે અનુસંધાન કરવાનો પ્રયત્ન, સાત્ત્વિક ભાવ નિર્માણ કરવાનો પ્રયત્ન, અને તત્ત્વ કે ધર્મવિચારનો પ્રયત્ન.

મારી દૃષ્ટિએ, આ પૈકી, અનુસંધાનના પ્રયત્નને સમુદાયમાં ગૌણ સ્થાન છે. જેમ મોટા સમુદાયમાં સંગીતની કેવળ અભિરુચિ ઉત્પન્ન કરી શકાય; કોઇને નિષ્ણાત ન કરી શકાય, તેમ સામુદાયિક

લાગે, ત્યારે એ સફળ બન્યાં એમ કહેવાય. જે ચાલી રહ્યું હોય તેની સ્પષ્ટ અસર શી થઇ તે ઉપાસના પૂરી થયા બાદ ૨-૪ કલાકે માલમ પડે, અને તે વખતે એક પ્રકારની શાંત પ્રસન્નતા લાગે ત્યારે એ ઉપાસના સફળ થઇ એમ કહેવાય.

પહેલાંની અપેક્ષાએ સામુદાયિક ઉપાસનાનું આ વધારે મહત્ત્વનું અંગ છે. છતાં, જેમ દાળ કે કઢી જેવી વસ્તુઓને રોટલી કે ભાત સાથે ઘણાખરા લેનારા હોય જ, તો પણ એમાં અપવાદ હોઇ શકે અને કેટલાક કેવળ દૂધ, છાશ કે મીઠાથી ચલાવી લેનારા હોય, તેમ કેટલાકને આવા સમુદાયમાંથી સાત્ત્વિક ભાવ પોષવાની જરૂર ન લાગે એમ બને. આવા અપવાદને માટે સામુદાયિક ઉપાસનામાં અવકાશ હોવો જોઇએ. સામાન્ય રીતે એવો અપવાદ લેનારા થોડા હોય એમ માનવાને હરકત નથી.

પણ સામુદાયિક ઉપાસનાના ઘઉં-ચોખા તો એ સમુદાયમાં થતો ધર્મવિચાર અને તત્ત્વવિચાર છે. એ વિચાર કોઇ સત્પુરુષના ચરિત્રવાચનદ્વારા થાય, પ્રશ્નોત્તરીદ્વારા થાય, કોઇ ગ્રંથના અધ્યયનદ્વારા થાય, પ્રવચનદ્વારા થાય, સંતવાણી કે ભજન મારફતે ઊપજે કે કોઈ ભક્તકીર્તનકાર કીર્તનદ્વારા કરાવે—એ જ એનું મહત્ત્વનું અંગ છે. જે વિચારશુદ્ધિ માણસ પોતાની મેળે જ કરવામાં હંમેશાં ફાવતો નથી, અને તેથી સત્પુરુષ, સચ્છાસ્ત્ર કે સદ્ગ્રંથનો આશરો શોધે છે, તેની સગવડ કરી આપવી એ જ સામુદાયિક ઉપાસનાનું મોટામાં મોટું પ્રયોજન છે. અલબત્ત, જેટલે અંશે ઉપાસનાના સંચાલક જાગ્રત, વિચારશીલ, વિશાલ દૃષ્ટિવાળા, કર્મયોગી પુરુષો હશે તેટલે જ અંશે એ ઉપાસના કેવળ રૂઢિગ્રસ્ત નહિ હોય. પણ ઉપાસના રૂઢિગ્રસ્ત હોય કે નવીન દૃષ્ટિબિંદુયુક્ત હોય, ધર્મ કે તત્ત્વવિચારની જેમાં લહાણી થતી હોય તે જ ઉપાસક સમુદાયને શ્રેયાર્થી શોધતા હોય છે.

એ પણ ખરું, કે આ ધર્મ કે તત્ત્વવિચારની ચર્ચા શ્રોતાઓની ભૂમિકાને અનુસરીને હળવી કે ભારે, સીધી કે કથાઓદ્વારા હોવી જોઇએ. પાંચ કે પંદર વર્ષના શ્રોતાઓ આગળ ઉદ્દાલક અને શ્વેતકેતુની ચર્ચાનું વિવેચન ન કરી શકાય, પણ દેવો કે યક્ષનો, કે પ્રાણ અને ઇંદ્રિયોનો સંવાદ વર્ણવી શકાય ખરો; સૂક્ષ્મ ધર્મોની ચર્ચા ન કરી શકાય, પણ જીવનના વ્યવહારોમાં જે સ્થૂળ ધર્મોનું પાલન થવું જોઇએ તેની ચર્ચા કરી શકાય ખરી. વળી, એમાં સીધી ચર્ચા કરતાં કથાત્મક ચર્ચાને વિશેષ સ્થાન હોય.

બધી ભૂમિકાના મિશ્ર શ્રોતાઓમાં સંચાલકને ચર્ચાની વધારે છૂટ રહે; કોઇ વાર સીધી ચર્ચા હોય, કોઇ વાર કથાત્મક હોય; કોઇ વાર હળવી હોય તો કોઈ વાર ગંભીર હોય.

આમાં સંચાલક રસને ખાતર કે મનોરંજનને ખાતર સત્યને ન છોડે, પાંડિત્યને ખાતર મૂંઝવી નાખનારી દલીલબાજીમાં ન પડે, વક્તૃત્વને ખાતર વાગાડંબરમાં ન પડે, વસ્તુના રહસ્યને પ્રગટ કે વધારે સ્પષ્ટ કરનાર નહિ પણ વધારે ગુપ્ત અને અગમ્ય કરી મૂકનાર કાવ્યચાતુર્યમાં ( જેવું ધીરો, કબીર વગેરેનાં કેટલાંક ભજનોમાં હોય છે તેમ ) ન પડે, પોતાને ઉપયોગી નથી પણ બીજાને આપવું છે એવા ભાનથી નહિ, પણ પોતાને પણ કાંઇક મળે એમ છે, પોતાને મજા આવ્યું છે તે બીજા સાથે વહેંચી લેવું છે એવા આશયથી ઉપાસનાના સંચાલક આમાં ગ્રાહકોની શક્તિને ધ્યાનમાં રાખી વિવિધતા યોજવાનો વિવેક કરે, તેમાં કશું ખોટું નથી.

રહેલી જ છે, તેમનેયે શાંતિ અને ગંભીર વાતાવરણ જાળવવા જે વધારેમાં વધારે કરી શકાય અથવા ઓછામાં ઓછું કરવું જોઇએ, તે જણાવ્યું છે.

ચિત્ત પ્રસન્ન હોય ત્યારે માણસમાં વિનોદ સહજપણે જણાય છે. એ વિનોદ બીજાને રમુજ કરાવવા શોધીને યોજાયેલો નથી હોતો, પણ પોતાની મેળે ઉપજી આવે છે. ઉપાસનાનાં ભજનોમાં કે પ્રવચનોમાં એ એમ કોઇ વાર તરી આવે તેની સામે રીસ કરવાપણું ન હોય. પણ, જ્યારે શ્રોતાઓનાં મનોરંજન માટે વિનોદી કાર્યક્રમ, શ્લેષ વગેરેનાં શબ્દચાતુર્ય વગેરે ઇરાદાપૂર્વક ગોઠવવામાં આવે છે, જ્યારે પ્રવચનકારોને એમના એવા ચાતુર્ય માટે પસંદ કરવામાં આવે છે, ત્યારે એ ઉપાસના નથી રહેતી, પણ ભવાઇ બની જાય છે.

## ૧૧

## ઉપાસનાની યોજના અને સંચાલના

ઉપાસનાના નિત્યપાઠ અને ભજન-ધૂન વગેરેની પસંદગીમાં કરવા જોઇતા વિવેક વિષે પણ થોડું કહેવા ચાહું છું.

નિત્યપાઠનો અર્થ એ છે કે, એમાં રહેલી વસ્તુ રોજ મનન કરવા યોગ્ય લાગે છે. એમાં કેટલુંક પરમેશ્વરસ્તવન હોય, કેટલુંક વંદનીય પુરુષોનું સ્મરણ હોય, કેટલુંક ધર્મના અને જીવનના આદર્શોનું ચિંતન હોય, કેટલીક ક્ષમાયાચના કે કૃતજ્ઞતાની ભાવના હોય, કેટલીક ચિત્તશુદ્ધિ, કર્તવ્યપાલન વગેરે વિષે રોજ સ્મરણમાં રાખવા યોગ્ય બાબતો હોય.

આવા નિત્યપાઠમાં એ સમુદાયમાં રહેતી કોઇ વ્યક્તિને ખટકે એવું કશું ન હોવું જોઇએ. દાખલા તરીકે, સનાતની અને આર્યસમાજીના મિશ્ર સમુદાયના નિત્યપાઠમાં **વક્રતુણ્ડ મહાકાય** જેવો શ્લોક આવતો હોય તો તે આર્યસમાજીને ખટક્યા વિના ન રહે, અને **મૂર્તિપૂજાડધમાડધમા** વાળો શ્લોક રોજ બોલવા માટે રાખ્યો હોય તો સનાતનીને ખટક્યા વિના ન રહે. એની ઇશ્વરવિષયક એકંદર વિચારસરણીને એ એટલા બધા આઘાત પહોંચાડનારો અથવા અજુગતો લાગે કે એને તેઓ નિત્યપાઠ તરીકે સ્વીકારતાં અચકાય જ.

આજ પ્રમાણે જે નિત્યપાઠમાં પરમેશ્વરને કરચરણ વિનાનો નિર્ગુણ, નિરાકાર કહ્યો હોય તેને રોજ બોલતાં સ્વામિનારાયણનો સત્સંગી અચકાયા કરે, અને તેથી ઊલટું, જેમાં એને દિવ્ય સાકાર કહ્યો હોય તેને રોજ બોલવાનો પ્રસંગ આવતાં વેદાંતી કે આર્ય સમાજીને આંચકો લાગે. ઉપર તેમજ અહીં બન્નેની દૃષ્ટિનો સમન્વય કરવો શક્ય છે, પણ રોજ રોજ બુદ્ધિથી સમન્વય કરી નિત્ય પાઠ બોલવામાં કોઇ ભક્તને રસ ન આવી શકે. ભક્ત પોતાની સમજણને અનુરૂપ સહેજે બોલી શકે એવા પાઠને ઇચ્છે, રૂપક યોજી અથવા કાઢી નાંખી કે બુદ્ધિવાદ દોડાવી પછી પોતાની સમજણને અનુરૂપ જ છે એવો પ્રયત્ન રોજ કરવા ન ઇચ્છે.

આજ રીતે હિંદુ, મુસલમાન, ઇસાઇ વગેરેના મિશ્ર સમુદાયોમાં યે નિત્યપાઠ યોજવામાં વિવેક કરવો ઘટે છે.

મિશ્ર સમુદાયનો અર્થ એ નથી કે, મહેમાનની જેમ આવી પહોંચનાં માણસોને યે સંતોષી શકે એવી રીતે પાઠની યોજના થવી જોઇએ. પણ જે સમુદાય કોઇ રૂઢ સંપ્રદાયને

કર્મોથી નિવૃત્ત થઇને બેસવું એ ઇષ્ટ છે. એવાં કર્મો તે નમસ્કાર કરવા, માળા ફેરવવી, (મૂર્તિપૂજક હોય તો) પ્રદક્ષિણા કરવી વગેરે હોઈ શકે. એમાંનું કાંઇ કરવું જ જોઇએ એમ હું કહેતો નથી. શાંત ચિત્તે, એકાસને, સ્થિર બેસવું એ હું બસ અને શ્રેષ્ઠ ગણું છું; પણ ચંચળ ઇંદ્રિયોને એમ કરવું પડતું હોય તો અર્થ અને કામ સાથે સંબંધ ન રાખનારાં કર્મોમાં એને જોડવી એ વધારે ઠીક છે.

'મનુવા તો ચહુ દિશ ફિરે', છતાં આખો દિવસ માળા હાથમાં રાખવાનો મિથ્યાચાર એ જેમ એક જાતની કર્મજડતા છે, તેમ કાંતવું એ યજ્ઞકર્મ છે માટે સ્તવન માટે આગ્રહપૂર્વક રાખેલા સમયે પણ કાંતતા બેસવું એ બીજી જાતની કર્મજડતા છે. જ્યાં 'એક પંથ દો કાજ' કરવાની વણિગ્બુદ્ધિ ઉત્પન્ન થાય છે, ત્યાં તત્ત્વ માર્યું જાય છે એમ કહેવાને હરકત નથી.

એક શિષ્ય વિષે વાત છે કે, એક વાર એ પોતાની તુંબડી ઓસરી પર ભૂલી પૂજા કરવા બેસી ગયો. પૂજા કરતાં તુંબડી ભૂલી ગયાનું યાદ આવ્યું, અને તે કૂતરું બગાડશે એવી ધાસ્તીથી ઘડી ઘડી એની વૃત્તિ તે તરફ દોડવા લાગી. પરન્તુ, પૂજા કરતાં ન ઉઠાય એવા નિગ્રહથી તે ઊઠી યે શક્યો નહિ. આ જોઇ ગુરુએ પૂછ્યું:—

"દેવત તુંબી પાત્રમેં, કિંવા દેવત ધ્યાન?
"દેવત તુંબી મેં અધિક, કિંવા દોઉ સમાન?"

જો તુંબડી ઊંચી મૂકવી વધારે મહત્ત્વની હોય તો તે પહેલું કરવું જોઇએ, જો પૂજા વધારે મહત્ત્વની હોય તો તુંબડીની ચિંતા છોડવી જોઇએ. એ જ પ્રમાણે જો કાંતવામાં વિશેષ સત્કર્મ લાગતું હોય તો સ્વસ્થાને નીરાંતે બેસીને કાંત્યા કરવું જોઇએ અને સ્તવનની જંજાળ કોરાણે મૂકવી જોઇએ. જો તે સમયે સ્તવનમાં શામિલ થવું વધારે મહત્ત્વનું હોય તો કાંતવું યજ્ઞાર્થે હોય છતાં બંધ કરવું જોઇએ.

છેવટે, ઉપલાં બધાં દૃષ્ટિબિન્દુઓને ધ્યાનમાં રાખી સમય તથા કાર્યક્રમની વહેંચણી કેમ થઇ શકે તેની એક યોજના આપી દઉં છું.

આ દાખલામાં મેં એવી અપેક્ષા રાખી છે કે એ સમુદાયની દરેક વ્યક્તિ એમાં ઓછામાં ઓછી વીસ મિનિટ અને રુચિ હોય તો વધારે વખત ભાગ લે. કાર્યક્રમના જુદા જુદા ભાગોનું સંચાલન એક જ વ્યક્તિ કે જુદી જુદી વ્યક્તિઓએ કરવું તે સગવડ અને લાયકાતનો વિષય છે. જે વ્યક્તિઓને જે ભાગમાં શામિલ રહેવાની ઈચ્છા ન હોય તે શાંતપણે બીજાને હરકત કર્યા વિના ચાલી જઈ શકે, અને પાછળથી દાખલ થનારા એ જ પ્રમાણે આવી શકે એવી વ્યવસ્થા હોય. એક વાર બેસી ઊઠી ગયા બાદ, વળી બીજા કાર્યક્રમ માટે આવે અને ઊઠી જાય, તેમજ કાર્યક્રમ ચાલતો હોય તે દરમિયાન ઊઠી જાય— એવો અવિનય કોઇ ન કરે એમ માન્યું છે.

સામાન્ય રીતે શિક્ષણસંસ્થાઓમાં પહેલો ઘંટ બધાને એકત્ર કરે છે, અને બીજો ઘંટ થતાં જ નિત્યપાઠ શરૂ થાય છે. એને બદલે હું એમ સૂચવું છું કે, બીજા ઘંટ સાથે કે તે પહેલાં યે ભજન ગંડળી પોતાનાં ભજન અને ત્યાર બાદ ધૂન શરૂ કરી દે, અને ઉપાસકો દરમિયાનમાં મૂગા મૂગા આવી ગોઠવાતા જાય. સમયની વહેંચણી નીચે મુજબ કરાયઃ—

એ જ પ્રમાણે, સ્તવન-ઉપાસનાનો કેટલોક ભાગ કોઇ ખાનગી રીતે કરવા માટે, અથવા કેટલોક ભાગ પોતાને બિનજરૂરી લાગતો જણાવે તે મિથ્યાભિમાની છે એમ માનવું એ બરાબર ન ગણાય.' કેટલીક નિશાળોમાં બાળકોએ દરેક પાડો અમુક વખત બોલવો જ એવો નિયમ હોય છે. મોટે ભાગે એની પદ્ધતિ સામે બાળકો તકરાર કરતાં નથી. પણ કોઇ બાળક એમ કહે કે 'હું એક એકાનો, દશ એકાનો, અને દરેક પાડાનો એક અને દશનો ગુણાકાર ગોખીશ નહિ', તો તે બાળક બુદ્ધિ વાપરે છે કહી એને છૂટ આપશું, કે એને જડ નિયમના સાંચામાં બંધાઇ જ રહેવું જોઇએ એમ કહેશું? આજ ન્યાય સામુદાયિક ઉપાસનાના કેટલાક ભાગને લાગુ પડી શકે.

વળી, સ્તવન-ઉપાસના આવશ્યક છે, માટે ગમે તેવી સ્તવન-ઉપાસના ચાલી જ શકે એ પણ દુરાગ્રહ ગણાય. ઉપાસકનાં બુદ્ધિ તેમજ હૃદય બન્નેને સંતોષકર થાય તો જ એ ઉપાસના ખોરાકરૂપ ગણાય. જો તેમ ન થાય, અને શ્રદ્ધાળુ ઉપાસક એમાં ફેરફાર ઇચ્છે તો તેવો ઉપાસક એક જ હોય અને બીજા ઉપાસકો એની અપેક્ષાએ ઓછા શ્રદ્ધાળુ ન હોય પરંતુ ઓછા વિચારનિષ્ઠ હોય, તો બીજાને અસંતોષ ઉપજાવ્યા વિના એ એકને વધારે સંતોષ રાખનાર ફેરફાર કરવામાં જ સંચાલકે ડહાપણ માનવું જોઇએ.

એ જ પ્રમાણે, સ્તવન-ઉપાસના સામુદાયિક તેમજ ખાનગી બન્ને પ્રકારની હોવાથી, અને સામુદાયિક ઉપાસનાનો હેતુ છેવટે ખાનગી ઉપાસનાને પોષવાનો હોવાથી, કેટલીક બાબતોમાં, અથવા સંપૂર્ણપણે પણ, કોઇ વ્યક્તિ ખાનગી ઉપાસના જ કરવા ઇચ્છે તો તેને તપાસી તેવી સગવડ કરી આપવી એમાં સમુદાય-સંચાલકોને સંકોચ ન હોવો જોઇએ.

ટુંકામાં સંચાલક, વ્યવસ્થાપક, ગૃહપતિ, આચાર્ય વગેરે પોતાને ઉપાસનાની કવાયત કરાવી લેનાર ડ્રિલ-માસ્તર સમજે તો તેઓ તેને ફરજિયાત કરી તેમાં 'બંદોબસ્ત' જળવાય એવું સાધી શકશે ખરા; એક જ સમકમાં, એક જ સૂરમાં, તાલ અને વેગને બરાબર જાળવી, ઉચ્ચારણની શુદ્ધતા પણ એ આણી શકશે. એ કવાયત-ઉપાસકોને કંટાળાભરી ન લાગે એવું યે થઇ શકે; અને કંટાળો ચાલી જાય એટલે એની બાધિતાનુવૃત્તિ સહેજે નિર્માણ થઇ શકે. છતાં એ ઉપાસના ન કહેવાય. એ કવાયત જ છે.

પણ જો સંચાલક પોતાને નરસિંહ મહેતો કે તુકારામના જેવો શ્રેયાર્થી સમજે, અને પોતાના શ્રેય માટે બાળ કે મોટા હરિજનોનું મંડળ જમાવવા ચાહે, અને એવા ભક્ત મંડળનો પોતે એકલો કે બે ચાર સહાયક સાથીઓ સહિત મુખી બને તો એમાં સાચી ઉપાસનાનાં તત્ત્વો દાખલ કરી શકશે. એની સાથે ઉપરના જેવી વ્યવસ્થિતતા હશે, તો તે બેવડી દીપશે. એ પોતે મહેતો કે તુકારામ બની ન શકે, છતાં એ સમુદાય માટે એની એવી ભક્તિ-નિષ્ઠા હશે તો તેમાં સાચા નરસિંહ મહેતાને જોડાઇ જવાનું મન થશે.

આશા છે કે આ લાંબો નિબંધ કંટાળાભર્યો કે નકામો નહિ લાગે અને વિચારવામાં મદદરૂપ થશે.

# ગાંધીજીનું વાણિજ્ય

ગાંધીજી મહાત્મા કહેવાય છે. કેટલાય તેમને સાધુ, સંત અને ફકીર કહે છે. ઘણાકો અવતાર તરીકે પણ સ્વીકારે છે. આમ તેઓશ્રીનું ધાર્મિક જીવન જોતાં જગદ્‌ગુરુ સુધીનું પદ મળે એમાં કાંઇ નવાઈ નહિ, અને જેઓનું જીવનકાર્ય ધર્મમય હોય તેઓને એવા ઉપનામથી જગત ઓળખે જ.

આપણે જરા ઈતિહાસ ઉકેલશું તો માલૂમ પડે છે કે, આજ સુધી કોઇ પણ પ્રચલિત ધર્મ કે પંથના સાધુ, ફકીર કે ગુરુને વેપાર અને વ્યવહારની વાત કરતાં ભાગ્યે જ જાણ્યા છે. કદાચ એ દિશા બતાવવાનું કહેશો, પણ જેનું જીવન વાણિજ્યક્ષેત્રથી રંગાએલું હોય છતાં તે અવતાર મનાય એવા તો એક ગાંધીજી જ.

અત્યારના પ્રચલિત ધર્મ-પંથના કોઇ પણ સાધુ ફકીર પાસે આપણે ખાદીઉત્પાદન, ખાદીવાપર અને ખાદીપ્રચારની વાત કરીશું અથવા અમુક સમય યજ્ઞાર્થે તકલી ચલાવવાનું કહીશું તો તુરત જ કદાચ આંખનો જરા લાલ ખૂણો કરી કહેશેઃ ' અમે તો ધર્મગુરુ રહ્યા, અમારી પાસે તો ધર્મની જ વાત હોય, અમારે તે ખાદી તકલી સાથે શું લેવા દેવા ? અમે તો ત્યાગી, મળે તો ખાઇએ પહેરીએ ! ' આમ કહી આપણને શરમાવે છે. જ્યારે ગાંધીજી તો ધર્મમૂર્તિ ગણાયા છતાં, ખાદી અને તકલી સિવાય વાત જ કરતા નથી. ટુંકામાં, ગાંધીજી હોય ત્યાં ખાદી હોય અને ખાદી હોય ત્યાં ગાંધીજી હોય. એ બન્ને એવા ઓતપ્રોત થયા છે કે ભાગ્યે જ જુદા પાડી શકાય.

ત્યારે શું ખાદી એ કંઇ ધર્મની ચીજ કે સોદો છે ? ખાદી જેવી બજારૂ અને સંસારની વ્યવહારુ ચીજો મારફતે મહાત્મા, અવતાર અને જગદ્‌ગુરુનાં ઉપનામો કાં મેળવી શકયા ?

ઘણા વેપારીઓ, પ્રભુની મૂર્તિનો વેપાર કરે છે; ઘણાઓ માળા, આસન અને એવાં પ્રભુભક્તિનાં સાધનોનો વેપાર કરે છે; તોય આપણે તેને મહાત્માનું પદ નહિ આપી શકીએ. એટલું જ નહિ પણ ઘણા સાધુઓ ચેલા મુંડવામાં મંડી પડયા છે તેનેય આપણે જગદ્‌ગુરુ નથી કહેતા; જ્યારે નિત્ય ખાદી-રેંટિયાનું ચિંતન કરતો આત્મા આજ જગતમાં પૂજાય છે તેનું કારણ શું ? ખાદી-રેંટિયામાં એવી તે કઇ શક્તિ ભરી છે કે આજ સારો હિંદ એ પાણકોરાની પછેડીને વંદે છે અને સ્તવે છે !

કારણ ? કારણ ગાંધીજીને હિસાબ કરતાં આવડે છે. ગામડે જાય કે ત્યાંની વસ્તીનો આંકડો જુએ, ત્યાં કપાસ કેટલો થાય છે અને રેંટિયા, ચરખા અને વણકરોની સંખ્યા કેટલીક છે એ જાણે. દેશી કૂચ વેળા અસલાલી પહોંચ્યા કે પહેલાં હિસાબ માગ્યો. ગામને સમજાવે કે ભલા, ખોટનો વેપાર કાં કરો ? દશ રતલ સુતર એક જણ પેદા કરે અને વધારાનું સુતર કે ખાદી કરીને વેચે તો ગામને એક વરસે કેટલો નફો થાય ?-એમ કહે, આળસ ઉડાડવાનાં વ્રત દે, મગના ભાવમાં મરી ન આપવાનું શીખવે. આમ દરેકને સાચો વેપાર બતાવે, લલચાવે, અને ઘણી વેળા ખાદી-કાર્યનો આરંભ કરાવી દે. આટલું થતાંમાં તો ગામમાં કોણ જાણે કયાંથી બળ પેદા થઇ જાય. લોકો ઉદ્યમી, સ્વચ્છ, સ્વાશ્રયી અને પ્રભુભક્ત બનવા લાગે અને લગભગ સાંસ્થાનિક-સ્વરાજ્ય સ્થપાયું હોય એવો દેખાવ અને સંગઠિત બળ પેદા થાય.

સાઠ કરોડ બચાવશો તો તેના પાછળ અનેક કરોડ બચશે, એટલું જ નહિ પણ પરાધીનતાની બેડીઓ તૂટશે એવું કહેનારો આ વાણિયો સાચે જ એક પ્રમાણિક વાણિજ્ય-નીતિ શીખવે છે. ધર્મ, અર્થનો વિરોધી ન હોઇ શકે એ બતાવે છે અને દલાલીમાંથી ઊગરી સાચા વેપારમાં પડવા સાને નોતરે છે.

છે કોઇ એવો વાણિજ્ય ખેલનારો વણિક આત્મા ?

લાલચંદ જયચંદ વોરા

| દેશનું નામ | કુલ ઉપજના કેટલા ટકા લશ્કર પાછળ ખર્ચે છે. | કુલ ખર્ચના કેટલા ટકા લશ્કર પાછળ ખર્ચે છે. |
|---|---|---|
| હિંદુસ્તાન | ૭૦·૭ | ૬૩·૮ |
| ગ્રેટબ્રિટન | ૪૫·૦ | ૫૩·૭ |
| ઑસ્ટ્રેલિયા | ૫૦·૦ | ૪૮·૩ |
| કેનેડા | ૨૦·૦ | ૨૪·૨ |
| દક્ષિણ આફ્રિકા | ૪·૫ | ૫·૨ |
| સ્પેન | ૨૨·૮ | ૧૭·૬ |
| ફ્રાન્સ | ૨૨·૪ | ૨૦·૦ |
| ઇટલી | ૨૦·૦ | ૧૭·૩ |
| અમેરિકા | ૩૫·૯ | ૩૮·૨ |
| જાપાન | ૪૯·૦ | ૪૯·૦ |

ઉપજ અને ખર્ચના પ્રમાણમાં તો હિંદુસ્તાન સૌથી અતિ ઘણું વિશેષ ખર્ચે છે. પણ ઉપજખર્ચના આંકડાઓ સાથે સરખાવ્યા વિના દેશ દેશના કુલ ખર્ચના આંકડા પણ જાણવા જેવા છે. એક તરફ યુરોપ અમેરિકા અને એશિયાનાં સમૃદ્ધ, શસ્ત્રબદ્ધ અને સ્વતંત્ર રાજ્યો અને બીજી બાજુ આપણો ગરીબ નિઃશસ્ત્ર અને પરાધીન દેશ. એ દૃષ્ટિથી નીચેના આંકડાઓ વાંચો. આ આંકડાઓ સાઇમન રિપોર્ટમાં મિ. શેટને આપ્યા છે.

| | | | |
|---|---|---|---|
| અમેરિકા | ૪૪૫૩ | ગોલ્ડનફ્રાંક | મીલીઅન ( દશ લાખ ) |
| ગ્રેટબ્રિટન | ૨૯૦૦ | ,, | |
| રશિયા | ૨૪૪૦ | ,, | |
| ફ્રાન્સ | ૨૨૮૩ | ,, | |
| ઇટલી | ૧૩૩૩ | ,, | |
| જાપાન | ૧૨૧૫ | ,, | |
| હિંદુસ્તાન | ૧૦૬૯ | ,, | |
| જર્મની | ૯૪૨ | ,, | |

બીજા દેશોને તો પોતાનાં સામ્રાજ્યોની ભાવના છે. પોતાને ત્યાં અનર્ગળ સમૃદ્ધિ ભરી છે. આપણે તો બધું પારકા માટે રાખવાનું છે. છતાં યે દુનિયામાં આપણો નંબર સાતમો.

દુનિયા બધીને લડાઈ લડવી હતી. એટલે એણે તો મહાન યુદ્ધ દરમિયાન પોતાના લશ્કરી ખર્ચો વધાર્યો અને લડાઈ પૂરી થતાં પાછા ઘટાડી દીધા. પણ આપણી દશા તો જુઓ. આપણે લડાઇ લડવી નહોતી; છતાં લશ્કર વધાર્યું અને એમાંનો મોટો ભાગ કાયમ રહ્યો. આ વર્ષ સમજવા માટે લડાઈ પહેલાંનું વર્ષ એટલે સને ૧૯૧૩ અને છેલ્લું વર્ષ એટલે સને ૧૯૨૮ નું વર્ષ એ બે લઈને એ બેમાં થએલ ખર્ચના આંકડા તપાસીએ. આ આંકડા એને કોઠો પણ સાઇમન કમીશનવાળા મિ. શેટને આપ્યો છેઃ—

| દેશનું નામ | સને ૧૯૧૩ની સાલનું લશ્કરી ખર્ચ | | ૧૯૨૮ની સાલનું લશ્કરી ખર્ચ | કેટલા ટકા વધારો |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | પાઉન્ડ | ૭૭·૨ | ૧૧૫·૦ | ૪૮·૯ |
| હિંદુસ્તાન | ,, | ૨૨·૦ | ૪૪·૦ | ૧૦૦·૦ |
| ડૂમીનિયનો | ,, | ૯·૦ | ૧૨·૦ | ૩૩·૦ |

# મહાત્માજીને

(પૃથ્વી)

૧

અહિંસક પ્રણાલિકામય કીધાં બધાં જીવનો,
પરિગ્રહ સહુ ત્યજી, વિરલ ત્યાગ દીક્ષા દીધી;
જગેજગ શીખાવી તેં અતુલ આર્ય પ્રાણોન્નતિ,
અહોનિશ જીવી ફૂંકયો જીવનમંત્ર તેં સેવનો.

૨

પ્રચારક પૂરો, જગે ગહન તત્ત્વ તેં સ્થાપિયાં,
અનાસક્તિ, સત્ય ને, અભય, ત્યાગ, વૈરાગ્યનાં;
અહો ! ગુણ વિશાલતા ! હૃદયભાવ ઓજસ્વિતા,
અજીત, પણ જુલ્મોના જુલમભાર તેં જીતિયા.

૩

રગેરગ સ્વતંત્રતા રુધિર પૂર ઉછાળતો,
અચેતન ધરામહીં પ્રબલ ચેતના પૂરતો;
કમંડલુ લઈ ભીખું ફકીર ભેખ તું સેવતો,
દરિદ્ર જનતા મુખે જવહીય ભીખ તું રેડતો.

૪

મહાનુભવ ! પોતીકું જગત ક્યારનું તેં કીધું,
સ્વકીય પર ભેદને ભૂલી બન્યો મહા–આત્મ તું.

ગાંધી જયંતિ

નારાયણ વળામે

જ બાજુઓને સહી લેવાની ઉદારતા હોય છે; પંથમાં એમ નથી હોતું. તેમાં દૃષ્ટિ સંતમાભાસની હોવાથી તે એક જ પોતાની બાજુને સર્વ સત્ય માની બીજી બાજુ જોવા જાણવા તરફ વલણ જ નથી આપતી અને વિરોધી બાજુઓને સહી લેવાની કે સમજી લેવાની ઉદારતા પણ નથી અર્પતી.

ધર્મમાં પોતાનું દોષદર્શન મુખ્ય, અને બીજાઓના ગુણનું દર્શન મુખ્ય હોય છે; જ્યારે પંથમાં તેથી ઊલટું છે. પંથવાળો માણસ બીજાના ગુણો કરતાં દોષો જ ખાસ જોયા કરે છે અને પોતાના દોષો કરતાં ગુણો જ વધારે જોયા તેમ જ ગાયા કરે છે, અથવા તો એની નજરે પોતાના દોષો ચઢતા જ નથી.

ધર્મગામી કે ધર્મનિષ્ઠ માણસ પ્રભુને પોતાની અંદર જ અને પોતાની આસપાસ જ જુએ છે તેથી તેને ભૂલ અને પાપ કરતાં પ્રભુ જોઇ જશે એવો ભય લાગે છે, તેની શરમ આવે છે. જ્યારે પંથગામી માણસને પ્રભુ કાં તો જેરૂસેલમમાં, કાં તો મક્કામદીનામાં, કાં તો બુદ્ધગયા કે કાશીમાં અને કાં તો શત્રુંજય કે અષ્ટાપદમાં દેખાય છે અથવા તો વૈકુંઠમાં કે મુક્તિસ્થાનમાં હોવાની શ્રદ્ધા હોય છે એટલે તે ભૂલ કરતાં પ્રભુથી પોતાને વેગળો માની જાણે કોઇ તેની ભૂલ જોતું જાણતું જ ન હોય તેમ, નથી કોઇથી ભય ખાતો કે નથી શરમાતો અને એને ભૂલનું દુઃખ સાલતું જ નથી; અને સાલે તો યે ફરી ભૂલ ન કરવાને માટે નહિ.

ધર્મમાં ચારિત્ર ઉપર જ પસંદગીનું ધોરણ હોવાથી તેમાં જાતિ, લિંગ, ઉમર, ભેખ, ચિહ્નો, ભાષા અને બીજી તેવી બહારની વસ્તુઓને સ્થાન જ નથી; જ્યારે પંથમાં એ જ બાહ્ય વસ્તુઓને સ્થાન હોય છે. કઇ જાતિનો? પુરુષ કે સ્ત્રી? કઇ ઉમરનો? વેષ શો છે? કઇ ભાષા બોલે છે? અને કઇ રીતે ઊઠે કે બેસે છે? એ જ એમાં જોવાય છે; અને એની મુખ્યતામાં ચારિત્ર દબાઈ જાય છે. ઘણી વાર તો લોકોમાં જેની પ્રતિષ્ઠા ન હોય એવી જાતિ, એવું લિંગ, એવી ઉમર કે એવા વેશચિહ્નવાળામાં જો ખાસું ચારિત્ર હોય તોપણ પંથમાં પડેલ માણસ તેને લક્ષમાં લેતો જ નથી અને ઘણી વાર તો તેવાને તરછોડી પણ કાઢે છે.

ધર્મમાં વિશ્વ એ એક જ ચોકો છે. તેમાં બીજા કોઇ નાના ચોકા ન હોવાથી આભડછેટ જેવી વસ્તુ જ નથી હોતી અને હોય છે તો એટલું જ કે, તેમાં પોતાનું પાપ જ માત્ર આભડછેટ લાગે છે; જ્યારે પંથમાં ચોકાવૃત્તિ એવી હોય છે કે, જ્યાં દેખો ત્યાં આભડછેટની ગંધ આવે છે અને તેમ છતાં ચોકાવૃત્તિનું નાક પોતાના પાપની દુર્ગંધ સુંઘી શકતું જ નથી. તેને પોતે માનેલું એ જ સુવાસવાળું અને પોતે ચાલતો હોય તે જ રસ્તો શ્રેષ્ટ લાગે છે; તેથી તે બીજે બધે બદબો અને બીજામાં પોતાના પંથ કરતાં ઉતરતાપણું અનુભવે છે.

ટૂંકમાં કહીએ તો ધર્મ માણસને રાતદિવસ પોષાતા ભેદસંસ્કારોમાંથી અભેદ તરફ ધકેલે છે જ્યારે પંથ એ પોષાતા ભેદમાં વધારે અને વધારે ઉમેરો કરે છે; અને કદાચ દૈવયોગે અભેદની તક કોઈ આણે તો તેમાં તેને સંતાપ થાય છે. ધર્મમાં દુન્યવી નાની મોટી તકરારો પણ (જર, જોરૂ, જમીનના અને નાનપ મોટપના ઝઘડાઓ) શમી જાય છે; જ્યારે પંથમાં ધર્મને નામે જ અને ધર્મની ભાવના ઉપર જ તકરારો ઊગી નીકળે છે. એમાં ઝઘડા વગેરેના ધર્મની રક્ષા જ નથી દેખાતી.

તેનો ત્યાગ તેના પ્રથમના સ્વીકાર કરતાં વધારે સુખદ મનાવો જોઇએ. (૪) કોઈ પણ આખું સત્ય દેશ, કાળ કે સંસ્કારથી પરિમિત નથી હોતું. માટે બધી બાજુઓ જોવાની અને દરેક બાજુમાં જે ખંડ સત્ય દેખાય તો તે બધાનો સમન્વય કરવાની વૃત્તિ હોવી જોઇએ; પછી ભલે જીવનમાં ગમે તેટલું ઓછું સત્ય આવ્યું હોય.

પંથમાં ધર્મ નથી માટે જ પંથો સમાજ અને રાષ્ટ્રનો ઘાત કરે છે. જ્યાં જ્યાં સમાજ અને રાષ્ટ્રમાં એકતા આવવાના પ્રસંગો આવે છે, ત્યાં ત્યાં બધે જ નિષ્પ્રાણ પંથો આડે આવે છે. ધર્મજનિત પંથો સરજાયા તો હતા માણસજાતને અને વિશ્વમાત્રને એક કરવા માટે. પંથો દાવો પણ એ જ કાર્ય કરવાનો કરે છે અને છતાં આજે જોઇએ છીએ કે, આપણને પંથો જ એક થતાં અને મળતાં અટકાવે છે. પંથો એટલે બીજું કાંઈ નહિ પણ ધર્મને નામે ઊતરેલું અને પોષાયેલું આપણું માનસિક સંકુચિતપણું કે મિથ્યા અભિમાન. જ્યારે લોકકલ્યાણ ખાતર કે રાષ્ટ્રકલ્યાણ ખાતર એક નજીવી બાબત જતી કરવાની હોય છે, ત્યારે પંથના ઝેરીલા અને સાંકડા સંસ્કારો આવીને એમ કહે છે કે, સાવધાન ! તારાથી એમ ન થાય. એમ કરીશ તો ધર્મ રસાતળ જશે, લોકો શું ધારશે અને શું કહેશે ! કોઇ દિગંબર પોતાના પક્ષ તરફથી ચાલતા તીર્થના ઝઘડામાં ભાગ ન લે, કે ફંડમાં નાણાં ભરવાની પૈસા છતાં ના પાડે, અથવા લાગવગ છતાં કચેરીમાં સાક્ષી થવાની ના પાડે તો તેનો પંથ તેને શું કરે ? આખું ટોળું હિંદુ મંદિર પાસે તાજિયા લઇ જતું હોય અને કોઇ એક સાચો મુસલમાન હિંદુઓની લાગણી ન દુખવવા ખાતર બીજે રસ્તે જવાનું કહે અગર ગોકશી કરવાની ના પાડે તો તે મુસલમાનની એનો પંથ શી વલે કરે ? એક આર્યસમાજનો સભ્ય કયારેક સાચી દૃષ્ટિથી મૂર્તિની સામે બેસે તો તેનો સમાજ-પંથ તેને શું કરે ? આજ રીતે પંથ સત્ય અને એકતાની આડે આવી રહ્યા છે અથવા એમ કહો કે, આપણે પોતે જ પોતાના પંથમય સંસ્કારના શસ્ત્રથી સત્ય અને એકતાનો દ્રોહ કરી રહ્યા છીએ, તેથી જ તો પંથાભિમાની મોટા મોટા મનાતા ધર્મગુરુઓ, પંડિતો કે પુરોહિતો કદી મળી શકતા જ નથી, એકરસ થઇ શકતા જ નથી, જ્યારે બીજા સાધારણ માણસો સહેલાઇથી મળી શકે છે. તમે જોશો કે, એકતાનો અને લોકકલ્યાણનો દાવો કરનાર પંથના ગુરુઓ જ એકબીજાથી જુદા હોય છે. જો એવા ધર્મગુરુઓ એક થાય એટલે કે પરસ્પર આદર ધરાવતા થાય, સાથે મળીને કામ કરે અને ઝઘડાને સામે આવવા જ ન દે તો સમજવું કે હવે એમના પંથમાં ધર્મ આવ્યો છે.

આપણું આજનું કર્તવ્ય પંથોમાં કાં તો ધર્મ લાવવાનું છે અને નહિ તો પંથોને મીટાવવાનું છે. ધર્મ વિનાના પંથ કરતાં-અપંથ એવા મનુષ્ય કે પશુ સુદ્ધાં થવું તે લોકહિતની દૃષ્ટિએ વધારે સાચું છે એની કોઇ ના પાડે ખરું ?

પં. સુખલાલજી

મળે, જ્ઞાન મળે, દેશની ભાવનાને પોષણ મળે, ચળવળને લાભ થાય, એવા પ્રયોગો થવા જોઇએ.

આવા જ કાંઇ હેતુથી અમદાવાદના વિદેશી કાપડ બહિષ્કાર સમિતિએ શ્રી. ગાંધી જયન્તિ વખતે ખાદી પ્રદર્શનની વ્યવસ્થા કરી હતી. અસહકારના શાન્તિમય યુદ્ધમાં વિદેશી કાપડનો બહિષ્કાર એ મોટામાં મોટું શસ્ત્ર છે. બહિષ્કાર સંપૂર્ણ રીતે સિદ્ધ કરવાનું સાધન ખાદી જ છે, એ તો નિઃસંશય વાત છે. ખાદીની ભાવના પૂજ્ય ગાંધીજીને કેટલી પ્રિય છે તે સૌ જાણે છે. એટલે એ પુણ્યાત્માની જયન્તિ ખાદી પ્રદર્શન દ્વારા ઉજવાય એ યથાર્થ હતું.

મહાત્માજી માર્ચ મહિનાની ૧૨મીએ દાંડી જવા નીકળ્યા ત્યારથી આજ સુધીમાં અમદાવાદમાં અજ્ઞાત રીતે ઘણું ખાદીકામ થયું છે. તે બધું એકત્ર કરી બતાવાય તો બધાંને મોટો લાભ થાય અને શીખવાનું મળે એ ઉદ્દેશ પાર પાડવા માટે આ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

ખાદી પ્રદર્શન એ જનતાને ખાદી સંબંધી કેળવણી આપવાનું એક સાધન છે. એટલે એની કિંમત રૂપિયા આના પાઇમાં થઇ શકે નહિ—એમાંથી કમાણી કરી શકાય નહિ—એમાં તો પૈસા નાખવા પડે, એ વસ્તુ ભુલાઇ જવી ન જોઇએ. આઝાદ બજાર, સ્વદેશી બજારોમાં મોઘાં મૂલે સ્ટૉલનાં ભાડાં લઇને દુકાનો ગોઠવાય અને દુકાનોની કમાણીમાંથી અમુક ટકા નફો મળે એટલે પ્રદર્શનની સારી આવક થાય. ખાદી પ્રદર્શનમાં રેંટિયો અને ખાદીને કેન્દ્રસ્થળે રાખીને તેની આસપાસ બીજી વસ્તુઓ ગોઠવાય એટલે એમાંથી ઉપજ ન થઇ શકે એ સમજી લેવું જોઇએ—અને તેથી જ એ પ્રદર્શને કેટલો નફો કર્યો તેના તરફ વિચાર થવો ન જોઇએ. આ સંગ્રામને પ્રસંગે હજારો રૂપિયા પ્રચારાર્થે ખરચાય છે તે જ પ્રમાણે ખાદીના પ્રચારાર્થે ખરચ થવો જ જોઇએ. અને ખાદીને હાલ અપાય છે તેના કરતાં ઘણું વધારે મહત્ત્વ અપાવું જોઇએ.

વિ. કા. બ. સમિતિ તરફથી પ્રદર્શનને પ્રસંગે પ્રગટ થએલા નિવેદનમાં આદર્શ પ્રદર્શન કેવું હોય તે મહાત્માજીના શબ્દોમાં જણાવ્યું હતું:—

"પ્રદર્શન એ ખરચ કાઢવાને માટે ઊભો કરેલો તમાશો ન બનવું જોઇએ × × × પ્રદર્શન શિક્ષણની દૃષ્ટિએ મહત્ત્વનું હોવાને માટે નીચેની શરતો પાળવી જોઇએઃ—

૧–એમાં રમતગમત અને પૂતળાંના તમાશા નહિ જોઇએ. એ તો તહેવારો અને મેળામાં લોકોને મળી રહે છે.

૨–સ્વદેશી વસ્તુઓ સિવાય બીજી કશી વસ્તુ આવવા દેવી ન જોઇએ. સ્વદેશી વસ્તુ તે કહેવાય જે હિંદુસ્તાનમાં હિંદી કારીગરે બનાવેલી હોય અને કોઇ કંપનીની બનાવટની એ વસ્તુ હોય તો મુખ્યત્વે હિંદી શૅરવાળાઓને લાભાર્થે જ એ કારખાનું ચાલતું હોવું જોઇએ. × × ×

૩–બધી જ સ્વદેશી વસ્તુ પ્રદર્શન માટે સ્વીકારવામાં ન આવે. જે વસ્તુથી દેશને ખરો લાભ થતો હોય અને જેને આશ્રયની જરૂર જ હોય તેવી જ વસ્તુ પ્રદર્શનમાં મુકાવી જોઇએ. એટલે દેશી સિગાર, દેશી દારૂ અને દવાઓ, દેશી શૃંગારી સાહિત્ય, મિલનું કપડું વગેરે તો ન જ દાખલ કરી શકાય. આમાં મિલના કાપડને પ્રદર્શનરૂપી આશ્રયની જરૂર નથી, અને બાકીની વસ્તુઓથી દેશને લાભ નથી

પૂ. ગાંધીજીની પર્ણકુટી હતી. તેની અંદર તેમનો ખાટલો, પાવડી, દર્દીનું વાસણ, ગાદી, લખવાની પાટ અને આસન ઉપર બેઠેલા ગાંધીજીનું અત્યુત્તમ ચિત્ર શાલ ઓરાઢીને મૂકેલું હતું. ગાદી પાસે ગાંધીજીને વહાલી નાની બાળકી અંત્યજકન્યા લક્ષ્મી ખરેખરી બેઠેલી—આ દૃશ્ય એટલું બધું સુંદર હતું કે ક્ષણવાર તો જોનાર સ્તબ્ધ થઈ જતું ને એમ જ માની લેતું કે ખરેખર ગાંધીજી જ બેઠેલા છે! ચિત્રકારે અને પર્ણકુટીની વ્યવસ્થા કરનારે ખૂબ સરસ રચના કરી હતી!

ખાદીને કેન્દ્રસ્થાન આપવામાં આવ્યું હતું તે જ પ્રમાણે બીજું સ્થાન રમકડાંને આપવામાં આવ્યું હતું. સ્ત્રીઓને—માતાઓને—બાળક તરફ નજર પહેલી જ પડે. બાળકના ખેલનમાં રમકડાં કેટલા મહત્ત્વનો ભાગ ભજવે છે એ રમકડાંના સ્ટૉલ પર પડતા દરોડા ઉપરથી જણાતું હતું. લાખો રૂપિયાનાં પરદેશી તકલાદી રમકડાં આવે છે તેને બદલે ચિત્રવિચિત્ર રંગનાં સુશોભિત લાકડાનાં પિત્તળનાં રમકડાંના ઘણા સ્ટૉલો હતા—અને તે ખૂબ જ લોકપ્રિય થઈ પડયા. ઉતરાચિત્રાના સખત તાપના દિવસોમાં દેશમાં ચાલી રહેલા યુદ્ધની રોજની ખબરોથી મુંઝવાઇ રહેલા મગજને આ પ્રદર્શનની મુલાકાતથી અદ્ભુત શાન્તિ મળતી હતી. સૂક્ષ્મ દૃષ્ટિથી, નિષ્પક્ષપાત વૃત્તિથી, ભાવના સાથે આ પ્રદર્શનનો જેણે અભ્યાસ કર્યો હશે તેને જરૂર ખૂબ લાભ થયો હશે ને ખૂબ જાણવાનું મળ્યું હશે. તેની સાથે આનંદ—શાન્તિ પણ મેળવ્યાં હશે.

શારદાબહેન મહેતા

---

## "ઘટસ્ફોટ કિંવા પૃથાની હૃદયયાતના"

અંધારી મધ્ય રાત્રીએ સૃષ્ટિ નીદંરતી હતી;
તારલાને ધરી હૈયે સરિતા સરતી હતી.
ક્ષિતિજ પરથી ધીરે ધીરે ચઢે નભવાદળી,
ટમટમકતી આછે ફેરે સમીરણ આકળી,
કરુણ રવતી અંતર્નાદે અશાન્ત વિભાવરી,
પ્રકૃતિ રડતી ઝીણે નાદે વિમાસણ બાવરી.
વાયુના લ્હેરથી ઊંડા નિસાસા સંભળાય છે;
એવે કો દૂરથી પ્રૌઢા આવતી ત્યાં જણાય છે.
થડકતી ગતિએ ડગ મૂકતી,
લથડતી ગતિવિભ્રમ ચૂકથી,
અટકતી ઉરદારણ ભાવથી,
નિરખતી નીર અશ્રુ વહાવતી.
મૂગા એ લોહના બાણે રહસ્ય શું રહ્યું હશે?
પ્રૌઢાના ઉર ઊંડાણે એવું તે શું ભર્યું હશે?
ચમકતી ચપળા ચખ આંજતી,
ઝબકતી અબળા નિજ ધ્યાનથી,

## ૩૭

**ત્રિભુવન પ્રેમશંકર :** **રસવૃષ્ટિ**

અમ્બર ગર્જે રે અમ્બર ગર્જે: સ્નેહસૃષ્ટિની માંહ્ય અમ્બર ગર્જે:
વીજ ચમકે રે વીજ ચમકે : મીઠા મેહુલાની માંહ્ય વીજ ચમકે! ધ્રુવ૦

રસથી વ્યોમ ભરાય, મીઠો મેહુલો છવાય:
અભ્ર અભ્ર અંગ અંગ જામે આનન્દ અભંગ:
દિશા દિશાન્ત બધાય શાન્ત પ્રસન્ન દેખાય:
અંગ મ્હારાં રે અંગ મ્હારાં ઝુકે પ્રસન્નતા માંહ્ય: વીજ૦ ૧

પ્હણે જો અભ્રની હાર કરે મધુર વિહાર,
દેતી પલટાવી અંગ ઉલટ પુલટ કરી સંગ:
ક્ષણમાં નૂતનાકાર ધરે આપથી અપાર
નૂતન્ રાગે રે નૂતન્ રાગે અંગો મ્હારાં પલટાય: વીજ૦ ૨

ઊભી જોડાજોડ એહ લાગી રમવાની લેહ,
કુદતી ફરે કૈં બાળ, ચૂમતી કઈક ગાલ,
કઈ હસી તાળી દેતી, કઈ કર્ણગુંજ કહેતી:
એની ગુંજે રે એની ગુંજે ઉરે મસ્તી રેડાય: વીજ૦ ૩

અવિચ્છિન્ન આ શો રાસ જામે અભ્રનો વિલાસ,
કૃષ્ણ મૂરતી શી એક વાજે મોરલી આલેક,
આસપાસ અભ્રનાર થમ્ભી જતી વ્રજબાલ:
ઉર થમ્ભે રે ઉર થમ્ભે કૃષ્ણમોરલીની મ્હાય: વીજ૦ ૪

થમ્ભે ઉદધીનું અંગ થમ્ભે સરિતાતરંગ,
ઝાડ પાન શૈલ શૃંગ થમ્ભે ઉર્વી અંગ અંગ.
જડ ચેતનંતરીક્ષ દશે જામી જતી દીશ:
ઉર થમ્ભે રે ઉર થમ્ભે, હવે ધૂન ના શમાય: વીજ૦ ૫

મેઘ આભે ગરજન્ત ઘોષ અવની ઝીલન્ત,
અનિલ લ્હેરો અનન્ત અનન્તોદ્બોધ ઝીલન્ત,
ઊઠે ગર્જી ઝાડપાન સરિત્ સરવર્ ચોગાન:
ઉર ગર્જે રે ઉર ગર્જે, ઊડે આનન્દની માંહ્ય: વીજ૦ ૬

આભે વાદળાં રમન્ત કેકા નૃત્ય ભૂ કરન્ત,
સિન્ધુમોજ હારોહાર કરે નૃત્ય બેશુમાર,
મરુન્નૃત્ય મીઠું લ્હાય નૃત્યે નદી સરી જાય,
અન્તર મ્હારું રે અન્તર મ્હારું જામે નર્તનની માંહ્ય: વીજ૦ ૭

૩૮

## દુલેરાય લાખાભાઈ કારાણી : ઝારાનો મયદાનેજંગ

ધમ ધમ ધરણીનો પટ ધ્રૂજે, ફળી કાગ ધ્રૂજે વિકરાળ,
શેષ નાગ પર સૃષ્ટિ ધ્રૂજે, ધ્રૂજે દિશા તણા દિક્પાળ :
પૃથ્વીનો પલટાતો રંગ !—ઝારાનો મયદાનેજંગ ! ૧

કચ્છ તખ્ત પર રાવ ગોડજી અડગ શૌર્યમૂર્તિ સાક્ષાત્,
જીવણશેઠ દિવાન પદે ને સદી ઓગણિસની શરુવાત :
સળગી રણસંગ્રામ—સુરંગ— ઝારા૦ ૨

દિવાનપદ ન મળ્યાની ઝાળે જળતો લોહજ પૂંજો શેઠ:
ઇર્ષ્યાનો પાવક તરપતવા અઘટિત કાજે બાંધી ભેઠ :
બન્યો અવર માધવ મનસંગ : ઝારા૦ ૩

વાયુવેગે સિંધ સંચર્યો શોધ્યો ગુલામશાહ સરદાર,
સાયર સમ લશ્કરમાં લાવ્યો સિંધી મારૂ સાઠ હજાર :
માતા મદઝરતા માતંગ:— ઝારા૦ ૪

જુદ્ધતણા આમંત્રણ ઝાલી ઠેકયા જાડેજા જુડધાર
કકલ કચ્છરના વંશજ, ને કચ્છ સોમના જાગીરદાર:
રાજસક્ત ભાયાતો સંગ:— ઝારા૦ ૫

વિંઝાણ ટીલે વીર લખાજી મીંઢળ બાંધ્યા જેના હાથ,
ભીમ સમો ભડવીર ભીમજી જેને શિર છે ભોળાનાથ,
નરાતણો ઠાકોર અડગ:— ઝારા૦ ૬

ફૂંકાયા રણશીંગા કેરા ઉર રણઝણતા કૈ રણકાર,
જાડેજી કુળદેવી કેરા ગગન ગાજતા જયજયકાર:
આઇ આશાપુરા અસંગ:— ઝારા૦ ૭

વંકા કચ્છતણા વીરો, ને વંકા થનગનતા તોખાર,
વંકા વાંકડિયા શિરપેચો, મૂછો પણ વંકી વળદાર :
વંકી કચ્છધરા પણ ભ્યગ:— ઝારા૦ ૮

ઊંટો પર જંજાલો ચાલી ચાલી બંદૂકો ને તોપ,
રણે ચડયા બહાદૂર બખતરિયા મસ્તકધારી ધીંગા ટોપ :
ભડક્યો ભુજિયા તણો ભુજંગ:— ઝારા૦ ૯

સાંઝ સમે સિંધી સેના અન જળ વણ થાકે થઈ હેરાન,
કચ્છી વીર મહારથિઓના ઝારા ડુંગર પર મેલાણ:
ચમક્યા કાન તણા કુરંગ :— ઝારા૦ ૧૦

બિચારૂં કચ્છી પર તોડી ફેલ ઊલટયા દગલબાજ,
ઝાકળમાં ઝાંખળકે લડતા 'નિજ' 'પર' ભેદ ગયો સહસા જ :
અસિ ચાલી ત્યાં એક સળંગ:— ઝારા૦ ૧૧

ચડાવનોક મારેલી તે પ્રથમ ભડાકે ફાટી તોપ,
મચી રહ્યો ભય ને કોલાહલ, — કિસમતનો આ કેવો કોપ !
પલમાં પલકી ગયો પ્રસંગ ! — ઝારા૦ ૧૨

૩ **લોહજ** (૧) લોહગઢ + જ = લુવાણો, (૨) લોહ (લોઢા) જેવો જ. ૪ **માહૂ** મરદો. ૫ જુડધાર જટાજૂટવાળા નાગ જેવા. કકડો છચ્છરો ભાટિયા લુવાણા અને બીજા જમીનદારો.

૬ **ટીલે** યુવરાજપદે, જે હમણા જ પરણી ઊઠયો હતો. અડંગ અથંગ; અટલ, અદ્દલ, અતુલ બલના અર્થમા કોઇ કોઇ વાપરે છે, પણ શબ્દ ખોટો જણાય છે.

૮ **વ્યંગ**. રહસ્યની ભરેલી, શુ કરવા ધારે છે, શુ કરશે, શા હેતુથી, તે નસીબ-દેવીનું કળાય તો એનું કળાય એવી. પ્રાસ કે કોઇ પણ કારણે વ્યગ શબ્દને વ્યંગ કરવો ન ઘંટે; બંને જુદા જુદા શબ્દ છે. ૯ લશ્કરને પોતાની બાજુએ જતું દેખી ભુજિયો પણ ભડકયો.

૧૦ **મેલાણ** પડાવ ૧૩ **સતાણી** ગતાજીનો વશજ નરાઠાકોર ભીમજી. ૧૭ **સુરાંગના** અપ્સરા

૧૮ **મખ** યજ્ઞ ૧૯ **પડદે** પડદા પાછળથી, આપણાથી ન સમજાય એમ. કચ્છ નિર્વીર્ય થયુ બાયલુ બની ગયુ, ફીકું પડી ગયુ, આ ઝારાના કેર પછી.

## ૩૯

## મણિશંકર રત્નજી ભટ્ટ : ગીતજોડ ( વત્સલનાં નયનો; આશાગીત )

### વત્સલનાં નયનો

તિમિરાશયના ગહને પડતા સપના વિધુરા નજરે ચડતા,
સહુ તે. – પણ કેમ શકાય, સખે, સહિ વત્સલના નયનો રડતા ? ૧
નહિ તે કઇ દોષભર્યા નયનો' પણ નિર્મલ નેહસરોવર સા—
રસયુગ્મ સમા પરિપૂર્ણ દયા–રસ' એ જખમી દિલના શયનો. ૨

### આશાગીત

અહા ! શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે, આશા !
બળેલો આર્ત્ત એ રો એ સ્વરસ્નાને ઠરે, આશા ! ૧
અરે ! શુ આવશે ત્યારે ફરીથુ સાથ એવો દિન
કદાપિ સ્નેહને સ્વર્ગે ? કહે છે શુ ખરે, આશા ! ૨
અને શુ રુઝશે આખિર જખમ એ શુદ્ધ હૈયાનો ?
અને એ આવશે સાથે ?–દયા કેવી કરે, આશા ! ૩
નહીં પરવા જરા અમને કશી યે વસ્તુ ઐહિકની
કરે સન્તોષ જો તેને : મ્હને તો ઉદ્ધરે, આશા ! ૪
નિહાળું હા ! ભવિષ્યે જો ઘડી પણ નેત્રરસ જૂનો
સખીનો સૌમ્ય, હૈયુ તો સુખે જીવમા તરે, આશા ! ૫
મ્હને મોહી રહી આસ્થા સદા તવ ગાનમા, દેવી !
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાભરે, આશા ! ૬

છન્દ બંને પદ છે પ્હેલુ ગીત પરમ્પરિત ( એટલે સળગ ) તોટક પણ છે. અંગ્રેજી બ્લૅન્ક વર્સ ( blank verse ) હિરૉઇક મીટર ( heroic metre ) વગેરે બન્નેમા પંક્તિને અન્તે દઢ વિરામવાળો બન્ધ ( end-stopped line એન્ડ સ્ટૉપ્ડ લાઇન ) અને એવા વિરામ વિનાનો સળંગ બન્ધ ( run-on line રન-ઑન લાઇન ) એ જોડ જાણીતો છે. આપણા શિખરિણી, મન્દાક્રાન્તા, સ્રગ્ધરા, હરિણી, માલિની, શાલિની, પ્રહર્ષિણી

સાથે આવશે એવી આશા પડે છે, થોડાક સમય, તે સમયની લાગણીનો ઉદ્ગાર તે 'બીજું' છે. મ૦ ખાનગીમાં પત્ની સાથે ધર્મસાહિત્ય વાંચવા ચર્ચવાના પ્રયત્નો ફરી ફરીને કર્યાં કરતા; મુખ્યત્વે બાઇબલ અને સ્વીડનબૅાર્ગમાંથી ખાસ ચુંટેલા અંશો. કેમકે, "શબ્દ" (ઈશ્વરવાણી)ની દિવ્ય શક્તિમાં એમને અવિચલ શ્રદ્ધા હતી. ઈ. ૧૮૯૭ ની મ૦ ની બીજી કૃતિઓ આ બેની સાથે વાંચવા જેવી છે, ખાસ કરીને એપ્રિલ માસની કૃતિઓ. પ્રિયતમા ધર્મફેરમાં સાથે આવશે, એ આશા એ કૃતિઓમાં ફિકકી પડતી દેખાય છે ખરી?

અર્થ-તિમિરાશયનું ગહન, અતિગહન તિમિરાશય, ભવિષ્ય, કશું જ ન સુઝે એવું ઘોર અન્ધકારમયઃ **એમાં પડતાં,** એ જોવા જતા કશું જ નથી સુઝતું, માત્ર આછા આછા સ્વપ્ન જેવું આટલું જ દેખાય છે, કલ્પાય છે, કે પ્રિયતમાને તજીને આગળ ચાલતાં જાણે વિધુર થયો હોઉં એવું જ જીવન અન્ત લગી ગાળવું પડવાનું. હું ખ્રિસ્તી થાઉં, ખ્રિસ્તી થયો છું એમ જાહેર કરી કાઇસ્ટ મ્હારો ઇષ્ટ એમ છચોક જણાવું, અને પ્રિયતમા એ કશું ન કરે, મ્હારી સાથે ધર્મફેર ન કરે—ન જ કરે ને!—એટલે મ્હારે એને તજવી જ ને, એ મ્હને તજે જ નેઃ એટલે હું વિધુર, એ વિધવા, એ એ ડગલું ભર્યાં પછીનું ભાવિ. બીજું કશું જ નથી સુઝતું, આ એક રેખા સુઝે છે. હું મ્હારું લાગ્યું તો જાણે સહું; પણ સાથે એ રોયા કરે, રોયા જ કરે, આખો જન્મારો, એ "સપનું" પણ અચૂક દેખાય છે, અને તે વારુ **કેમ શકાય સહી?** વત્સલ શબ્દ બહુવચને લેવાય ખરો, પરન્તુ બીજી કડી અનેક વ્યક્તિઓને લાગુ પડે એવી નથી, એક જ વ્યક્તિને લાગુ પડે એવી છેઃ આ કડીમાનો વિધુર શબ્દ પણ કડીને એક જ વ્યક્તિને લગતી ઠરાવે છે.

**દોપભર્યાં** મ્હારો દોષ એ હૃદયમાં બિલકુલ વસતો નથી. વિશુદ્ધ સ્નેહસરોવરમાંની સારસજોડી જેવા એ નયન મ્હારી તર્ફ દયા–સ્નેહભાવે જ ઉભરાઈ જાય છે. દુનિયાના જખમીના જખમ કોઇ પણ શય્યામાં રૂઝાવા શકય, તો આ શય્યામાં રૂઝાય, એવાં એ! એ શયન ઉપરનો મ્હારો અધિકાર ફેંકી દઇને હું તે કયાં ઠરી શકવાનો! ઉપર કહી ચુકયો છું, કે આ બે વફાદારીઓ છે પણ એવી જે એક ઘસારો કરે તેમ બીજીની જડે ઉલટી વધારે બાઝે! સારસજોડી, નરમાદા, સાથે સાથે જ આઘાંપાછાં તરે છે, એ આ ઉપમામાં સાધારણ ધર્મ છે. નરમાદા વચ્ચે સ્નેહ "પરિપૂર્ણ" હોય છે; પણ એ ગુણ અહીં સૂચનબલે નાયકનાયિકાને સમર્પાય છે, એટલે બે નયનો=સારસ જોડી એ ઉપમાને પોષવાનું કાર્ય કરતાં કરતા, આ કવિ અને પ્રિયતમાની જોડીમાં સ્નેહપરિપૂર્ણતા છે તે કારણે જ,—કવિ હવે પરમ્પરાપ્રાપ્ત તળાવમાંથી ઊડી જઇ બાહ્યજીવનમાં જવાનો અને પ્રિયતમા એ તળાવમાં જ રહેવાની, એ નવી પરિસ્થિતિ ઉત્પન્ન થશે તો,—એ નવી પરિસ્થિતિ=દુઃખપરિપૂર્ણતા, એવા ધ્વનિ ઉત્પન્ન કરવામાં કૃતકૃત્ય બને છે. આ છેલ્લું વાક્ય પ્રથમ વાચને ન સમઝાય, તો એનું અને મૂલ કાવ્યનું ફરી ફરીને મનન કર્યાં કરવું, એટલે, બુદ્ધિની જડતા હરતાં, સમઝાશે.

'**બળેલો આર્ત્ત**' ઉપર વર્ણવેલી દશામાં છે એવો આ આત્મા.

અરે......ખરે કે ખરે......અરે? બીજી રીતે વાંચતાં, "કહે છે શું અરે આશા!" એમ થાય, જે નબળું છે. બંને સ્થલે ખરે વાંચવાનો પક્ષ તો કોઇ નહીં કરે.

**સ્નેહને સ્વર્ગેઃ** બે અર્થ છે–(૧) અન્યોન્ય સમ્પૂર્ણ સ્નેહનું ઐક્ય, તે જ જાણે

વહે વખતઃ પ્રાકતન-સ્મરણ-સૂર જાગે, વધે,
જાૅથે, ઉર નિમંત્રતા અચુક એક ત્હારા ભણી,
તું ય મનુજ આપડું સહજ ધર્મ પ્રીછન્તું જે,
તણાઇ અહીં યથી સદય આર્ત આવ્યા કરે.

ભલું તુજ હજો સદા,-દુખસમુદ્રના દ્વીપ હે,
સુશીતલ સુછાય પટ્ટ સન્તો જ દુર્વાતણા,
અનેક ઋજુ ખંડિમાં વહન ખાસ રેલાવતો,
મ્હને વિરમવા, મ્હને રુઝવવા, મ્હને ઠારવા,
નવા ઉજમથી મ્હને ફરિ ન્હડાવવા યૌવને.

સખે, વિરમ. બન્ધુતા પ્રકટી જે મુછા ફૂટતાં,
ટકો તન ટકે જ્યહાં લગણ ત્યાં લગી આપણી,
વડીલ મુજ તાહરાં, તુજ વળી થયાં માહરાં.
તથૈવ શિશુ બેયનાં ઉભયનાં રહેજો બની.
વળી હિતવિશેષ મર્ત્ય જગમાંહિ જે જે કઈ
મળે ક્ષણિક, વા સવાક્ષણિક,-તે હજો તાહરાં!
શું કામ ચમકે સખે? ફક્ત દાખવું છું ત્હને
પટાન્તર વિમુક્ત, ધર્મ તુજ જેહ જોવા તણો.
મોત, છવર્ડું મોત, બેમાં વધુ પસંમું કહ્યું,
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભલે ઉગર્યા સખી!

## ધુતિકણી

પ્રભો, ગઇ. રહી સદા તદપિ વ્યસ્ત બ્રહ્માંડમાં,
રહી ધુતિકણી વળી વિગદ પંડ-ઊંડાણમાં
રહી ધુતિકણી સજે વદન વ્યસ્ત બ્રહ્માંડથી,
જુવે મુજ ભણી ઘણી વખત લોચનો માંડતી,
ઉઠે ધુતિકણી થકી ક્વચિત શબ્દછાયા વળી.

ઉઠે વદન સૂર એ અસલરૂપ માસો થયાં,
—નહીં ફક્ત સ્વપ્નમાં, વિજન માંહિ, ઐકાગ્ર્યમાં,
નહીં ફક્ત શોકમાં, વિષાદમાં, ઉર ગ્લાનિમાં,
—અકારણ ઉઠે શમે, સ્થલ બચે, દશા સર્વમાં,
ભમે મુજ સહે સદા ય, મુજ દેહછાયાસમાં.

નથી વદન એ નથી રટણ એ રહ્યાં સ્થૂલમાં,
—સહે, નયનેં શ્રોત્રેં સ્થૂલ કયમ સૂક્ષ્મ હુમલાજ એ?
બનો વિમલ વિમલવિમલ નયન શ્રોત્ર ઉર પંડ આ. ૧૪

* છંદ: પૃથ્વી, વલણ તરીકે સોરઠો. પણ આ પૃથ્વી અત્યાર સુધી પરંપરાથી પિંગળમાં આવતો પૃથ્વી નથી. પિંગળનો પૃથ્વી ઓછામાં ઓછો ગેય છે, તેમાં નિર્દિષ્ટ કરેલો યતિ માત્ર શોભાનો છે, છન્દને આવશ્યક નથી, વગેરે તેનાં લક્ષણોનો લાભ લઇ આ લેખકે તેમાં બે નાની સરખી દેખાતી છૂટો લીધી, (૧) તેનો પંક્તિની અંદરનો યતિ કાઢી નાખ્યો, (૨) અનેક પંક્તિઓમાં ગમે ત્યાંથી આરંભાઇ ગમે ત્યાં પૂરાં થતાં વાક્યો તેમાં મૂક્યાં.

અર્થ. ૧-૪ સદ્ગતનો સંબંધ કોઇ ઉર્મિના ક્ષણિક ઉભરાનો નહોતો; પણ કાલસિદ્ધ, અનુભવપક્વ થયેલ ઉરનો હતો, ઉરના એ એકત્વને માત્ર યમ જ વજ્રધાથી છેદી શકે. યમ ઉરને છેદીને તેના એક ટુકડાને માનવેન્દ્રિય ન પહોંચી શકે ત્યાં ફેંકી દે છે—બિચારો અવશિષ્ટ ટુકડો, સોરગમાં કંપનો મૂર્છામાં સમય વીતાવે છે, અને છતાં એ મૂર્છા પણ દુઃખના અભાનની નથી, તેમાં પણ દુઃખના ચમકારા થયા જ કરે છે !

**૪ થી ૮** વખત વહેતો જાય છે. હૃદય સ્વાભાવિક રીતે ભૂતકાળમાં પાછું જાય છે, ત્યાં ભૂતનાં સ્મરણોમાંથી તારી સાથેના સંબંધનો સૂર જાગે છે, વધે છે, ખીલે છે અને તારા તરફ આકર્ષાય છે; કારણ કે તું શબ્દોથી નહિ પણ મારા હૃદયને જ અલૌકિક રીતે નિયન્ત્રે છે. જેમ મને થાય છે તેમ તું પણ—તું પણ મારા જેવું સૌહાર્દના સહજ ધર્મને અધીન બિચારું મનજ ને !—મારી દયાથી, મારા દુઃખે દુઃખી અહીં તણાઇને આવે છે !

**૮ થી ૧૩** તારું ભલું થજો ! આ દુઃખપારાવારમાં તું જ માત્ર સાન્ત્વનનો દ્વીપ મારે છે. મારા જખમો રુઝાવવા, અને મને ફરી યૌવને ચડાવવા-અર્થાત્ ફરી લગ્નસંબંધ કરાવવા, મારો અન્તરસ્તાપ મટાડવા શીતલ જલની અનેક સીધી અને અટપટી નહેરો વહેવરાવે છે. **ઋજુ પંક્તિમાં** સીધી અને અટપટી આ શબ્દોથી સૂચિત કર્યું છે કે મને આઘાત ન પહોંચે એવી રીતે દૂરની સૂચનાથી, યુક્તિપ્રયુક્તિથી તું મને સમજાવે છે, મારે માટેની તારી કોમળ લાગણી સમજી શકું છું, તું પણ માનવ એટલે એમ કરે જ, પણ મારા સંબંધમાં એ ઉપચારો વ્યર્થ છે ભાઇ ! તું મારો મિત્ર પણ મને ઓળખતો નથી. એ જવા દે. **સખે વિરમ.**

**૧૪ થી ૨૧** ભગવાન કરે, અને કિશોર અવસ્થાથી જે આપણી મૈત્રી બંધાઇ છે તે મૃત્યુપર્યંત પહોંચે. મારે પરણવાનું હવે શું પ્રયોજન હોઇ શકે ? નાનપણથી મારાં વડિલો તારાં વડિલો હતાં, તેમ હવે મારાં ફરજંદો તારાં અને તારાં તે મારાં ફરજંદો નહિ થઇ શકે શું ? થશે જ. મને જગતનાં સુખો માટે આ ઉપાય સૂચવતો હોય તો તો કહું છું જે, હવે મારે મન એ સર્વ સુખો માત્ર ક્ષણિક છે-બહુ બહુ તો સવા ક્ષણિક છે. એ સર્વ તારાં થજો, પણ મારે માટે તું પ્રયત્ન ન કરતો. **ક્ષણિક વા સવા ક્ષણિક** આ ક્ષણિકના જોડાક્ષરના થડકાર સાથેના ઉચ્ચારમાં, નાયકનું દબાવેલું ડુસકું નથી સંભળાતું ? એ ડુસકું સાંભળતાં સુહૃદ ચમકે છે, તેને કહે છે, 'ભાઇ એમાં ચમકે છે શું ? તું મારો મિત્ર છે, મારા મનની પ્રતીતિ જરા પણ ઢાંકપિછોડા વિના સ્પષ્ટેસ્પષ્ટ જાણવી તે તારો ધર્મ છે. મારે મન જગતના લ્હાવા હવે ક્ષણિક જ છે.

૨૨-૨૩. અત્યાર સુધી નાયકના મનમાં સદ્ગત તરફની એક પ્રેમનિષ્ઠા જ ગુપ્ત પણ સ્થિર વહ્યા કરતી હતી, તે છેવટે જરા છતી થાય છે. નાયક પોતાની આર્ત્તતામાં પણ સદ્ગતનું એક સુખ જુવે છે. એક ઉરનાં બે અરધિયાં કરી એકને દષ્ટિપાર ફેંક્યું, તેને આપણે મોત કહીએ છીએ. તો બાકી રહેવાનું શું છે, જીવતું મોત જ કે કાંઇ બીજું ? અને આ જીવતું મોત વધારે વસમું છે. આ જ્ઞાનમાં ભલે પ્રકાશ હોય, પણ તે સાથે અસહ્ય તાપ છે, એ તાપથી તો સખી ભલા ઊગર્યાં ! ગમે ત્યારે પણ બેમાંથી એકને જવાનું હતું, અને સખીને હું ભોગવું છું તેવું દુઃખ પડત-અમારું એક ઉર હતું એટલે એમ જ થાત તેમાં શંકા નથી-તેના કરતાં મારે માથે પડયું છે તે જ ઠીક છે. 'જ્ઞાનાગ્નિજ્યોત' એ સાથે ખડકાયલા જોડાક્ષરોમાં પણ ડુસકાંનો અવાજ સોરઠાના લયમાં સંવાદી રહીને સંભળાય છે.

ધૃતિકણીમાં કાવ્યમાં નાયક વૈધુર્યના દર્દનાં ઊંડાં ચિંતનો અને અનુભવો વ્યક્ત કરે છે. કાવ્ય પ્રભુને સંબોધેલું છે.

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

૧

મુરબ્બી પાઠક સાહેબ,

આપ જેલમાં છો તે સમયનો કદાપિ આ મારો છેલ્લો પત્ર છે. આપ જાણો છો કે ચાલુ ચળવળને હું એક અભ્યાસના વિષયતરીકે ગણું છું. અને તેથી તે વિષે લખતાં બને તેટલું નિર્વિકારપણું સાચવવા હું પ્રયત્ન કરું છું. પણ અત્યારે હું આપને કાગળ લખું છું ત્યારે હિન્દુસ્થાનના સુલેહપ્રિય (!) વાઈસરૉય સાહેબે આખા ગુજરાતમાં એટલી બધી ગરમાગરમી પેદા કરી દીધી છે કે સહજ શાન્તિથી લખવું ઘણું કઠિન થઈ પડ્યું છે.

શ્રાવણ–ભાદરવાના અરસામાં હું જુદા જુદા સ્થળે ફર્યો છું; અને લોકમાનસ સમજવા યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. ગયા માસમાં તમે જે સ્થળેથી પકડાયા તેની આજુબાજુના સ્થળોએ હું ગયો હતો. હું એવે પ્રસંગે ગયો હતો કે જ્યારે પ્રથમ રાણપુર સમિતિની ધરપકડના અંગે લોકોમાં ઉત્સાહનું પૂર આવ્યું હતું. 'ઉત્સાહનું પૂર' એ શબ્દો હું સાભિપ્રાય વાપરું છું. સ્ત્રીઓ, પુરુષો અને બાળકોની ઠેકાણે ઠેકાણે જે ઠઠ મેં જોઈ, એ આખા સમુદાયના મુખ ઉપર જે ઉલ્લાસ અને દેશને માટે સહન કરનારાઓ તરફ ભક્તિ જોઈ તેની મારા મન ઉપર ખૂબ ઊંડી અસર થઈ. હું બીજાઓની જેમ એ 'પૂર' થી બહુ મોટી આશા બાંધનારો નથી. કારણ લાગણી જ્યાં સુધી કાર્યમાં પરિણમે નહિ ત્યાંસુધી એ બહુ વિશ્વાસ રાખવા લાયક વસ્તુ નથી; લાગણી ઘણી વાર કાર્યમાં પરિણમવાને બદલે શબ્દોમાં પરિણમવાનો સહેલો માર્ગ લઈ લે છે. અત્યારે મને લોકમાનસની આ સ્થિતિનો બહુ ભય લાગે છે. લોકો એટલું બધું બોલે છે, ગાય છે અને ઘાંટા પાડે છે કે મને ભય રહે છે કે તે બોલાતું કાર્યમાં મુકાય તે પહેલાં એ લાગણી 'કૃતાર્થ' થઈ શમી જાય. હું આમ લખીને લોકોનો દોષ કાઢવા માગતો નથી; માણસના મનના આ લક્ષણ તરફ આપનું ધ્યાન ખેંચવા માગું છું, અને એમ સૂચવવા માગું છું કે લોકનાયકો આ ઉત્સાહને કાર્યનું રૂપ આપવાની કોઈ યોજના વિચારી કાઢે.

અમદાવાદમાં આઝાદ બઝાર ભરાયા પછી પારસી બઝાર અને ગાંધીજીની જન્મતિથિના નિમિત્તે ખાદી પ્રદર્શન ભરાયાં. આ બધાનાં છાપાંજોગ વર્ણનો આપવાનું કામ મારું નથી. ખાદી પ્રદર્શને બીજાઓ કરતાં રાષ્ટ્રીય મર્યાદા ઘણી વધારે સાચવી છે. આઝાદ બઝાર વિષે લોકોની એવી ફરિયાદ હતી કે તે મીલ બઝાર છે; અને આ આક્ષેપ તદ્દન ખોટો છે એમ તો તે ભરનારા પણ કહેતા નથી. ખાદી પ્રદર્શન વિષે કોઈ એવું ન કહી

તો નાયકો સૌથી પહેલા પકડાય છે; અને છતાં લડત તો ચાલ્યા જ કરે છે. અલબત, જે લોકો નાયકો હોય તોપણ લડે એવા નથી અથવા ગાંધીજી જેવાની હૂંફ હોય તોયે ફસકી જાય એવા હોય-તે તો અત્યારે પણ એવા છે. પણ જે લોકોમાં ગાંધીજીની સહસ્મરણીય માત્રાએ ' સત્યાગ્રહ—વૃત્તિ ' ( Satyagraha-mentality like war-mentality will have to be studied as a separate complex by pshychologists ) ઉત્પન્ન કરી તે લોકોને જાણે હવે નાયકની જરૂર ન રહી હોય તેમ તેઓ કામ કર્યા કરે છે. એ લોકોને પોતાને તેમની આ સ્થિતિનું ભાન નથી. કારણ તેઓને હંમેશા વ્યવસ્થાપકોના અભાવની ફરિયાદો, હવે કોઈ રહ્યું નથી–બધા જેલમાં ગયા–ઇત્યાદિ ફરિયાદો કરતા મેં સાંભળ્યા છે. પણ સરકાર જ્યારે કાંઈક પગલું ભરે છે ત્યારે તેની સામે થવાની યુક્તિ એમને આપોઆપ સૂઝી આવે છે અને ઉત્સાહથી તે અમલમાં મૂકે છે. આ ખરેખર આશ્ચર્યકારક ઘટના કહેવાય. જાણે એમ લાગે છે કે સત્યાગ્રહની ભાવના કોઇ સત્ત્વરૂપે તેમનામાં દાખલ થઇ તેમને ન પ્રેરતી હોય !

પણ હું પોતે આવી કલ્પનાઓ કરવા તૈયાર નથી. એક ચિત્તશાસ્ત્રી તરીકે જ હું તેનો ખ્યાલ કરવા પ્રયત્ન કરું છું. હિંસક લશ્કરી ટુકડીઓના માનસમાં અને આ અહિંસક લોકોના માનસમાં શું તફાવત છે ? બન્નેનો તફાવત સમજીએ તે પહેલાં બન્નેની સમાનતા નોંધી લઇએ.

ગમે તે હિંસક માણસોનું ટોળું એ લશ્કરની ટુકડી નહિ કહેવાય ! પણ અમુક એક પ્રયોજનથી બંધાઇને એકઠા થએલા માણસોને જ ટુકડી નામ આપી શકાય. આ પ્રયોજન-સંધિત એકતા હિંસક લશ્કરની ટુકડીઓમાં તેમ જ અહિંસક લશ્કરની ટુકડીઓમાં સમાન છે. આ ઉપરાંત પોતપોતાના પ્રયોજનને અનુકુળ તાલીમ આદિની સમાનતા પણ સમજી લેવાની. બન્ને વચ્ચે જે તફાવત છે અને જે રીતે એ તફાવત એકમાં નાયક ન હોય તો નિરાધારતારૂપે અને બીજામાં નાયક ન હોય તોયે સ્વાશ્રયતારૂપે દેખાય છે તે સ્પષ્ટ કરવો એ જરા કઠણ કામ છે.

હિંસક ટુકડીઓમાં તાલીમ ખૂબ હોય છે, લગભગ યંત્રના જેટલી ચોકસાઇથી તેઓ કામ આપે છે. પણ આ યંત્રવત્ રૂપમાં જ તેની નબળાઇ રહેલી છે. જેમ સારામાં સારું યન્ત્ર પણ માણસની દેખરખ વિના આપોઆપ ચાલતું નથી, તેમ આ ટુકડીઓનું પણ છે; અને તેમનું પ્રયોજન આક્રમણરૂપ હિંસા હોવાથી આવું થયા વિના તેમને ચાલે તેમ નથી.

અહિંસાની મર્યાદામાં રહીને લડનાર ટુકડીને લડીને શું મેળવવાનું છે તેનું વધારે સ્પષ્ટ ભાન હોય છે. અહિંસાની મર્યાદા ધ્યેયોને પણ મર્યાદિત કરે છે. અહિંસાની મર્યાદાથી લડતો માણસ કોઈના ઉપર આક્રમણ કરે કે કોઇનું પડાવી લે એ અસંભવિત છે. અહિંસાથી એવું પ્રયોજન સિદ્ધ થાય જ નહિ. આથી અહિંસા મોટે ભાગે સંરક્ષક છે. સંરક્ષણ અને આક્રમણ એ બે તત્ત્વો બન્નેના માનસમાં અને વર્તનમાં તફાવત પાડે છે. જ્યારે બીજાનું પડાવી લેવું હોય ત્યારે જે યોજના કરવી પડે છે તે ઘણી જટિલ હોય છે. તેના માટે બહુ બુદ્ધિની જરૂર પડે છે; અને અમુક બુદ્ધિશાળી માણસો જે યોજના ઘડે તે યોજના બીજા માણસોએ આખી સમજ્યા વિના દરેકને પોતપોતાનો ટુકડો કરી અમલમાં મુકવાની હોય છે. આથી જ્યારે નાયક નથી હોતો ત્યારે આખું કેમ કરવું એનું બીજાઓને

भीठु व्हेनने छे बजे सुबहको बोलाया था, जो कस्ले के पास छावणी हैं उसमें. परर ख्भर मीली थी के छे बजे के बाद जो भी कसेके मैदानमें जाये,—सिवाय voters[1]—के उसपर १४४ मी कलम लागु होगी. रोहीनी, राधा व्हेनकी बेन ओर मैं तो पांच बजे तैयार थें, ओर ओ ख्याल कर रहे थे के कुच ख्या कर जायेंगे. इतने में तो थाली पीटनेकी आवाज सुनाइ दीइ ओर ओ ख्भर मीली के थोडी बीबीयां जो के वांकी 'वोलनटीयर कोर'[2]की थी, और थोडे मर्द वोलनटीयरस पर लाठी चली हैं; ऐसा मालुम हुवा के वोह लोक पोलीसके कोर्डनको[3] तोड कर अंदर चले गये, लेकीन ओ अजीब बात, के कलम तो जो छे बजे के बाद जाये उसके लीये थी, और ये लोक तो साडेतीन चार बजे वहां गये थे, और पोलीसने अपना लाठीराज शुरु कर दीया. ये ख्भर सुन कर हम तो एकदम नीकले और छावनी पहोंचे, रास्ता मैदानके पाससे ही जानेका था; लेकीन उस वख्त तो सब चुप था, कयुं के जीनकु लगा था उनको तो इस्पीताल ले गये थे, ओर बाकीकु गीरफ्तार कर लीया था. अलबत्ताह पोलीस लाठी के साथ चौतरफ बैठी थी. हम छावनी पर गयें, तो एक हुजुम[4] वहां तो था, और रास्तोंमें तो इतने लोग थे के मैं कया कहुं! ऐसा मालुम होता था के तमाम शहेर उलट पडा हैं. हमको एकदम तो जाना नहीं मीला, कयुं के पहेलें एक आश्रमकी बहेन, जीनका नाम वसुमती बहेन है, उनहे टुकडी ले कर जानेका था. फीर मुजे ओर फीर रोहीनीकुं. वसुमती व्हेन तो अपनी टुकडी ले गइ, और जहां ज्यादा मोटर ओर गाडीयां आनेजानेका रास्ता था, वहां पोलीसके कोरडनके बाहिर जाकर खडे हो गये. करीब[5] साडेसात बजे हमलोक सब साथ मीलकर करीब साठ ओरते गइ. रोहीनी भी साथ ही थी. सब पोलीसके अतराफ[6] में जाकर खडे हो गये. हम करीब आठ मेइन ओनट्रन्स[7]पर खडे हो गये—रोहीनी, मैं, ओर छे दुसरे. हम सब लडकैया ही थी—सिवाय दोएक बुढ्ढीयोके. हमारे पीछे ही लडकोकी एक कतार थी. वहां करीब दस मीनीट भी नहीं हुई होगी के यहांका डी. ओस. पी. अपना घोडा दौडाता हुआ हमारे तरफ आया. अलबत्ता अंग्रेज ही है. रोहीनीकी बीलकुल पास आया लेकीन वो बीलकुल हटी नही, बलके कोशीश कर रहीथी के घोडेकु धक्का मारे. ख्याल कीजीये के वो शख्स बीलकुल घोडा रोहीनी के जीसम[8] पर लेकर आया, लेकीन वो बंदी बिलकुल हटी नहि: घोडेकी लगाम पकड लीयी और उसके साथ गोलगोल फीरने लगी. बिलकुल गजब कीया! मैं तो देख रही थी के अब कया होता है, लेकीन वो घोडा भी ऐसा था के बीलकुल आगे न बढे. शुक्र,[9] के रोहीनीकु बीलकुल ज्यादा लगा नही. सीर्फ पाउकी एक नस जरा खीचाइ; अगर मी. करंजीयावाला न आते तो मालुम नहीं, वो गोरा कया करता. उनहोने आकर बहोत कोशीश कीयी—हमको समजानेकी—के येह तुम कर रहे हो वो ठीक नहीं. रोहीनी साफ बोली के अगर वोटरस को जाना हो तो अपनी अपनी मोटरों, और गाडीयों मेंसे उतर कर जावे, लेकीन हम तो यहां से नही हटनेवाले. मुंजे भेजा के मीठुबहेनकुं पुछकर आवुं के कया करे. वोह तो बोली के फांसीभी तर्ेहसें वांहसे मत हटना. हमतो वहीं जमकर खडे थें के करीब दसेक लाठीवाले पोलीसको हमारी

१ मतदारो. २ स्वयंसेवकनी टुकडी. ३ कुंडाळुं. ४ टोळुं. ५ लगभग. ६ बाजु. ७ मुख्य दरवाजे, ८ शरीर. ९ ईश्वरनो पाड, के....




## (૧) મોટાં શહેરોના ઘોંઘાટ

ન્યુ યૉર્કના હેલ્થ કમિશનરે, ઘોંઘાટથી થતાં નુકસાન અને તે અટકાવવાના ઇલાજો સૂચવવા એક સમિતિ નીમી હતી. એના રિપોર્ટનો પહેલો ભાગ હમણાં બહાર પડયો છે એનો સાર નીચે પ્રમાણે છે:

"ચાલુ કર્કશ અવાજોથી કાનની સાંભળવાની શક્તિ ઓછી થાય છે. જ્ઞાનતંતુઓ નબળા થઇ, નાના પ્રકારના જ્ઞાનતંતુઓને લગતા રોગો થવાનો સંભવ રહે છે. કામ કરનારની અને વિચારકોની, કામ કરવાની કે વિચાર કરવાની શક્તિ કમ થાય છે અને ઊંઘમાં એટલી બધી ખલેલ થાય છે કે શરીર તાજું થઇ જાય એવી મીઠી નિદ્રા મોટાં શહેરોમાં આવતી નથી અને તેથી આરામને વાંધો આવે છે."

આથી વૈદક પેટાસમિતિએ પુરાવા મેળવીને સાબીત કર્યું છે કે "મગજ પર ઘોંઘાટથી હદ ઉપરાંત દબાણ થાય છે. શરીરની જમે ઉધાર (મૅટાબોલીઝમ)ની ક્રિયાઓ બગડે છે. થોડાવત્તા પ્રમાણમાં કાન બહેર મારી જાય છે. એકાગ્રતા રહી શકતી નથી. બાળકો અને મોટાઓને અભ્યાસ કરવામાં હરકત નડે છે."

અને નાનાં બાળકો અને છોકરાંના વિકાસક્રમમાં ઘોંઘાટ અતિશય વિઘ્નકર્તા નીવડે છે.

ડૉ. મોરગન અને બીજાઓએ પણ આ વિષે શોધખોળ કરી હતી. તેમનું કહેવું પણ એ જ છે કે:—"ઑફિસોમાં કામ કરનારા, આ ઘોંઘાટને લીધે સારું કામ આપી શકતા નથી. એમના જ્ઞાનતંતુઓ પર ઘોંઘાટથી ઘસારો ના લાગે તેને માટે હમેશાં આ માણસોને વિશેષ શક્તિનો વ્યય કરવો પડે છે. આખરે એવું પરિણામ એ આવે છે કે ચાલુ કામ થઇ શકતું નથી, ચોખ્ખા વિચારો આવતા નથી અને સુધરેલી જિંદગીનું મુખ્ય લક્ષણ કામ કરવાનો જુસ્સો હોવો જોઇએ તે એમનામાં રહેતો નથી.

કાનની સાંભળવાની શક્તિ કમી થાય છે. મોટર હાંકનારા, બૉઇલર પર કામ કરનારા અને કારખાનાંના મજૂરોના કાન તીક્ષ્ણ રહી શકતા નથી. રાત્રે થોડો વખત ઘોંઘાટ બંધ થાય એટલું તન્દુરસ્તી આપે એવી નિદ્રાને માટે પણ બસ નથી. આખો વખત ચોવીસે કલાક આ ઘોર અવાજોની પરંપરા શહેરોમાં બંધ થવી જોઇએ.

ઘોંઘાટની વૈદકીય તપાસ કરનારા શોધકો, ઘોંઘાટને હૃદય પર અસર કરનારા (Emotional) કહે છે. રાગદ્વેષ પર એની અસર થતા પહેલાં ઘોંઘાટોથી નાડીના ધબકારા વધે છે, લોહીનું દબાણ વધે છે, હૃદય અનિયમિત થાય છે અને મગજ પર પણ દબાણ વધારે થાય છે. આથી લોહીની નળીઓ અને હૃદયમાં અકાળે વૃદ્ધત્વનાં ચિહ્નો જણાય છે.

ઘરો, ચોખ્ખો ખોરાક, તન્દુરસ્તીના કાયદાઓનું જનસમાજમાં જ્ઞાન, આરોગ્ય ખાતાની સુવ્યવસ્થા એ બધાંએ મળીને આપણી સ્થિતિ સુધારી છે.

આમ છતાં આપણે ફૂલાઇ જવા જેવું નથી. હજી ક્ષય, હૃદયના રોગો, ઇન્ફ્લુએન્ઝા, ઉધરસ, અને ન્યુમોનિયા દર વર્ષે હજારો માણસોનો નાશ કરે છે.

આ આંકડા, તેમ છતાં રોગોથી આવતી કમતાકાત, અશક્તિ અને અપંગ સ્થિતિથી થતાં દુઃખો, ને કુટુંબોની પાયમાલીનો ખ્યાલ આપી શકે એમ નથી. મરણો ન થાય છતાં, રોગો હજારોને કામધંધાને માટે નાલાયક કરી નાખે છે અને એનાથી દેશની જે આર્થિક દુર્દશા થાય છે તેનો સચોટ ખ્યાલ આવવો મુશ્કેલ છે. આ બધું સુધારી શકાય એમ છે. આરોગ્ય ખાતું, ચોખ્ખાં પાણી પૂરાં પાડે કે ગટરો કરે એટલેથી જ બસ નથી. આખી જનસમાજ આ બાબતમાં જાગ્રત થવી જોઇએ. રોગો અટકાવવા, તે રોગો થયા પછી મટાડવા કરતાં વધારે સોંઘું અને સહેલું કામ છે. એ ખાતે જે ખર્ચ થાય તેનો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બદલો મળવાનો.

બાળકલ્યાણની યોજનાઓથી અને વિદ્યાર્થીઓનાં શરીર તપાસવાની પદ્ધતિએ આ દેશને ખૂબ ફાયદો કર્યો છે.

કોર્કના હેલ્થ ઑફિસરે કહ્યું કે ગળસુરીઆં, ચોરીઆ, સડેલા દાંત અને બીજા પરચુરણ રોગો નાનાં બાળકોમાં વખતસર પકડાય છે તો મોટી ઉમ્મર થતાં ભયંકર પરિણામો અટકાવી શકાય છે. માબાપો હજી શીળી કઢાવવામાં અને ચેપી રોગોનાં દવાખાનાંમાં બાળકોને મોકલવામાં વાંધા કાઢે છે તે ઠીક નથી. જનસમાજનું આરોગ્ય એ રાષ્ટ્રીય અગત્યતા ધરાવે છે અને એની પાછળનું ખર્ચ વઠી સરકારે માથે લેવું જોઇએ. વીમા કંપનીઓએ પોતાની મુડીમાંથી સરકારને આરોગ્ય વૃદ્ધિનાં કામ માટે પૈસા ધીરવા જોઇએ."

કોર્ક તાલુકાના વૈદકીય અમલદાર 'ડૉ. કોન્ડી બોલ્યા કે દૂધ, અને બીજા ખાધાખોરાકીના પદાર્થો લોકોને સ્વચ્છ મળે એવા સખ્ત કાયદા થવા જોઇએ.

ડૉ. હરબીસને કહ્યું કે, આરોગ્ય ખાતું જનસમાજને આરોગ્ય સંરક્ષણનું જ્ઞાન પણ આપતું રહેવું જોઇએ.

સરકાર, સારાં ઘરો બંધાવી આપવા માટે જે ઉદાર મદદ કરે છે તે વખાણવાલાયક છે, એનાથી ક્ષયરોગને તો આપણે જડ મૂળમાંથી કાઢી શકીશું. અને હું આશા રાખું છું કે આથી પણ વિશેષ મદદ સરકાર આ દિશામાં કરે.

ઉપરની હકીકતથી વાંચનાર જોઇ શકશે કે, સ્વરાજ્ય પછી આયર્લૅન્ડમાં આરોગ્યની સુધારણા કેવી સરસ રીતે થઇ રહી છે.

આપણે અહીં દર વર્ષે દર હજારે ૪૨ મરણપ્રમાણ રહે છે, એ આયર્લૅન્ડ કરતાં ૩ ગણું વધારે છે. બાળમરણ પણ ખૂબ થાય છે. સુવાવડમાં પણ જેટલી સ્ત્રીઓ મરે છે તેમાંથી અડધો અડધ બચાવી શકાય. મેલેરિયા તાવથી ઓછામાં ઓછા હિન્દુસ્તાનમાં દર વર્ષે દસ લાખ માણસો મરે છે અને એક કરોડ માણસ નબળાં ને બરોળ ફૂલેલાં થઇ જાય છે.

આ લડતને પરિણામે રાજકીય સત્તા જરૂર વધવાની છે તે પ્રસંગે આપણે દેશનું આરોગ્ય સુધારવા કેટલું કેટલું કરવાનું છે તે ઉપરની હકીકત પરથી સ્પષ્ટ થશે.




## વાઇસરૉયનો આક્ષેપ

કાલિદાસે શાકુન્તલમાં એક પ્રસંગ આલેખ્યો છે. દુષ્યન્ત રાજા કણ્વના શિષ્યોને શકુન્તલાના વચનમાં વિશ્વાસ રાખીને પોતાને ઠપકો આપવા બદલ ફરિયાદ કરે છે! ત્યારે કણ્વનો એક શિષ્ય જવાબ આપે છેઃ

જન્મથી માંડીને શાઠ્ય શું એની જેને ખબર નથી તેવા 'માણસનું વચન અપ્રમાણ—વિશ્વાસ રાખવા લાયક નહિ, અને જેઓ બીજાઓને કેમ છેતરવા તે વિષયનો એક વિદ્યા-તરીકે અભ્યાસ કરે છે (આજના શબ્દોમાં કહીએ તો સાયન્સ તરીકે અભ્યાસ કરે છે) તેઓ સત્યવાદી !*

લૉર્ડ અરવિનનું હમણાનું ભાષણ વાંચી ઉપરનો પ્રસંગ યાદ આવે છે! અરવિન સાહેબ ગાંધીજી ઉપર ગુપ્તતાનો આરોપ મૂકે છે, જ્યારે પોતે બધું પ્રકટ રીતે કરવાનો દાવો કરે છે! જે માણસે જીવનના સિદ્ધાન્તતરીકે પોતાના અનુપમ બળથી ગુપ્તાને દૂર રાખી છે, જેણે હિન્દુસ્થાનના જાહેર જીવનમાં પ્રવેશ કરતાંની સાથે જ જાહેર કરી દીધું કે 'ભાઇ, મારી પાસે કશું ખાનગી નથી', જેના પોતાના અને અનુયાયીઓના પ્રકટ રાજકીય જીવનથી બીચારા ડિટેક્ટીવો કામ વિનાના થઇ ગયા છે તે માણસ ખાનગીમાં એક કહે છે અને જાહેર રીતે બીજું કહે છે એમ જ્યારે કૂટ રાજવિદ્યા—ડિપ્લૉમસીના પરમ ઉપાસક રાજ્યતન્ત્રનો પ્રતિનિધિ પોતાને દીવા જેવો ઉઘાડો માની જાહેર કરે છે ત્યારે આજના તંગ વાતાવરણમાં પણ ખડખડાટ હસી પડાય છે. પોતાની પ્રિય ભગિની સમી શકુન્તલાનો મૂઢ રાજા દુષ્યન્ત ત્યાગ કરે છે એ હૃદયને હચમચાવી મૂકે એવા પ્રસંગે પણ કણ્વના શિષ્યને રાજાની ઉપહસનીય મૂઢતા બતાવવાનું મન થાય તો હિન્દુસ્થાન આ જીવનમરણના યુદ્ધના પ્રસંગે પણ વાઇસરૉયના ભાષણ ઉપર ખડખડાટ હસે તો તે ક્ષન્તવ્ય ગણાય!

અત્યાર સુધી કૂટ રાજવિદ્યાના બ્રિટિશ ઉપાસકોએ લોકોને છેતરવા જાતજાતનાં વચનો કર્યાં હશે, પણ અરવિન સાહેબ જેવું પ્રામાણિકતાના દંભવાળું વચન ઉચ્ચારવાનું તો કોઇને જ સૂઝ્યું નહિ હોય! કારણ તેઓ બીચારા જાણતા હોય છે કે પોતાના મનમાં શું છે અને પોતાને કહેવું શું પડે છે? એથી એ લોકો બીજા ગમે તેટલા ઢોંગ કરે પણ પોતાને રાજકીય વ્યવહાર ખુલ્લો છે એમ કહેવાની ધૃષ્ટતા કરતા નથી!

ત્યારે અરવિન સાહેબ વિષે શું સમજવું

---

* आजन्मनः शाठ्यमशिक्षितो यः
तस्याप्रमाणं वचनं जनस्य।
परातिसंधानमधीयते यैः
विद्येति ते सन्तु किलाप्तवाचः॥

મરવાનો નિશ્ચય કરતા જાય છે. સરકાર સાચી વસ્તુ સમજી જવાને બદલે લુહારનો ન્યાય રાખી તેને દબાવવા પ્રયત્ન કર્યે જાય છે.

ઈશ્વરને પ્રાર્થના કરીએ કે લોકોને સહન કરવાનું બળ આપે અને સરકારને સદ્બુદ્ધિ આપે અને એ પ્રજાઓમાં હંમેશનાં વેર ન રોપે !

* *

## સરદાર ભગતસિંગ

સરદાર ભગતસિંગ અને તેના બીજા સાથીઓ દેશના માટે મરણને માંચડે જશે તે માટે દુનિયાના કોઈ પણ રાષ્ટ્રપ્રેમીને તેઓના આત્મબલિદાન માટે માન થશે. બીજા દેશો જેઓ મોટા ભાગે હિંસાને રાજકીય સ્વાતન્ત્ર્યનો યોગ્ય માર્ગ માને છે તેઓ ભગતસિંગ આદિની પદ્ધતિને પણ સ્તુત્ય માનશે. હિન્દુસ્થાનમાં હિંસામાં માનનારો પક્ષ આ પ્રસંગનો લાભ લઈ હિંસાનું વાતાવરણ ફેલાવવા પ્રયત્ન કરશે !

આ સમયે હિન્દુસ્થાનની ફરજ શું છે ? મહાસભા એ હિન્દુસ્થાનની પ્રતિનિધિ સંસ્થા છે. તેણે અહિંસાના માર્ગે જ ચાલુ લડાઈ આદરી છે. આ અહિંસાનો માર્ગ ધર્મતત્ત્વની દૃષ્ટિએ તેમ જ વ્યવહારની દૃષ્ટિએ હિન્દુસ્થાન માટે શ્રેયસ્કર માર્ગ છે એમાં શંકા નથી ! તેથી સરદાર ભગતસિંગ અને તેમના બીજા સાથીઓનાં રાષ્ટ્રપ્રેમ અને આત્મબલિદાન આદરણીય છે, છતાં તેમની પદ્ધતિથી હિન્દુસ્થાન પોતાનો ભેદ સ્પષ્ટ જણાવશે અને વ્યવહારમાં પણ તે પ્રામાણિકપણે સાચવશે !

સરદાર ભગતસિંગ અને તેમના સાથીઓને થયેલી સજાઓ એવી છે કે પ્રજાની લાગણી ઘણી ઉશ્કેરાય !' પ્રજાને તેમાં ચોખ્ખેચોખ્ખી વેરની ગંધ આવે છે ! પણ પ્રજા આ લાગણીનો ઉપયોગ પોતાની અહિંસાત્મક લડાઈને વધારે દૃઢ કરવામાં જ કરશે, અને એ રીતે સ્વરાજ મેળવી દેશના ચરીદો તરફ પોતાની

## પ્રો. ધર્માનંદ કોસંબીને અભિનંદન

પ્રો. ધર્માનંદ કોસંબીનું નામ ગુજરાતને અપરિચિત નથી.

પ્રો. ધર્માનંદ બૌદ્ધધર્મના અસાધારણ વિદ્વાન છે. તેઓએ પાલિ સાહિત્યના અધ્યાપક તરીકે ફર્ગ્યુસન કૉલેજમાં, હારવર્ડ યુનિવર્સિટીમાં (અમેરિકા), તથા ગૂજરાત વિદ્યાપીઠમાં કામ કર્યું છે. તેમના બૌદ્ધ ધર્મ વિષેના ગ્રંથો પણ ગુજરાતને જાણીતા છે. 'પ્રસ્થાન'ને પણ તેમની વિદ્વત્તાનો લેખો દ્વારા લાભ મળ્યો છે.

આવા વયોવૃદ્ધ વિદ્વાનને આ સરકારે ૨૧ માસની સજા કરી છે !

આ બનાવ ઉપર કાંઈ પણ ટીકા કરવી ઉચિત નથી ! ફક્ત એ વયોવૃદ્ધ વિદ્વાનને અણીને વખતે દેશ માટે બલિદાન આપવા માટે અમારા અભિનંદન અને વંદન.

૨.

* *

## લેખકોને તથા ગ્રાહકોને

આ અંકથી ચાલુ વર્ષ પૂરું થાય છે. જે જે લેખકો તથા ગ્રાહકોએ 'પ્રસ્થાન'ને અત્યાર સુધી સહકાર આપ્યો છે તેમનો અમે આભાર માનીએ છીએ. શ્રી. રામનારાયણભાઈ જેલમાં હોવાથી તેમના લખાણનો લાભ વૈશાખ માસથી 'પ્રસ્થાન'ના વાચકોને મળ્યો નથી. પણ તેની જવાબદારી સરકારના માથે છે !

નવા વર્ષનું ભવિષ્ય 'પ્રસ્થાન' માટે કેવું હશે તે ચોક્કસ નથી ! જે સ્થિતિ આખા દેશની મેંદે છે તે 'પ્રસ્થાન'ના માટે છે. 'પ્રસ્થાન' દેશ સાથે સંકલિત છે ! અમે 'પ્રસ્થાન' મારફતે ગુજરાતની સેવા નવા વર્ષમાં પણ કરવાની ઉમેદ રાખીએ છીએ. પણ એ અમારી ઉમેદ સરકાર પાર પડવા દેશે કે નહિ તે અમે જાણતા નથી.

શ્રી. રામનારાયણભાઈ ચાલુ માસના છેવટના અઠવાડિયામાં છૂટશે એવી વકી છે. એટલે નવા વર્ષના અંકોને તેમના લખાણનો અને તન્ત્રીપણાનો લાભ મળશે એવી અમે આશા રાખીએ છીએ !

# સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા

સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા મળવી જ જોઇએ. આ જમાનામાં પરતંત્રતા કોઇ બાબતમાં ન ચાલે તો પૈસા જેવી બાબતમાં તો કેમ જ ચાલે ? પૈસાની તો હાલતાં ચાલતાં જરૂર પડે છે અને એ જોઇતા પૈસા બીજા પાસે માગવા એ કેટલું ખરાબ લાગે છે! પૈસા માગતાં સ્વમાન ભંગ થાય છે અને સામો માણસ જો આપવા ના પાડે તો મરવા જેવું લાગે છે. સ્ત્રીઓ બિચારી જન્મથી મરણ સુધી પરાધીન છે. આપણાં ધર્મગ્રંથોમાં, શાસ્ત્રોમાં, સ્ત્રીઓને સ્વતંત્રતા ન આપવી એવું લખાયું છે. પુરુષોએ એ પોતાને અનુકૂળ હોવાથી એ શાસ્ત્રનું ફરમાન પકડી રાખ્યું છે અને સ્ત્રીઓને પરતંત્રતાની બેડીમાં જકડાયેલી હજી લગી રાખી છે. જમાનો પોતાનું કામ કર્યે જાય છે એટલે આ જમાનામાં સ્ત્રીઓ પહેલાં જેટલી તો પરતંત્ર નથી રહી, તો પણ હજી સુધી દરેક બાબતમાં સંપૂર્ણ છૂટ તો નથી જ મળી.

સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા નથી એટલે એમને પાઇપૈસો જોઇએ તો પણ બીજા પાસે માગવું પડે છે. નાનપણમાં માબાપ પાસે પૈસા માગવા પડે છે, માબાપ ન હોય તો મોટા ભાઇ, બહેન, કાકા, કાકી વગેરે જેની પાસે રહે તેની પાસેથી પૈસા માગવા પડે છે; અને માગવું એ કેટલું સ્વમાન ભંગ કરનારું છે. પરણ્યા પછી ધણી કમાતો હોય તેની પાસે પૈસા માગવા પડે. ધણી ડાહ્યો હોય તો પોતાની બધી કમાણી સ્ત્રીને આપે અને સ્ત્રી તેમાંથી ગૃહસંસાર ચલાવે અને પોતાને જોઇતી વસ્તુ તેમાંથી લે. પણ બધે ઠેકાણે એમ નથી હોતું. સ્ત્રીને કપડાં માટે, માથામાં નાંખવાનાં તેલ માટે, સાબુ માટે અને સીવવાનાં સોયદોરા માટે—એમ જીવનની નાની મોટી દરેક જરૂરિયાત માટે ધણી પાસે પૈસા માગવા પડે છે. ધણી કેટલાં મેણાં મારે છે—તને તો વારેવારે પૈસા જોઇએ છે, તું પૈસાથી ધરાતી જ નથી, તને ખર્ચ નકામો કરવો બહુ ગમે છે, જ્યારે જોઇએ ત્યારે તું પૈસા માગતી જ હોય છે," તું પૈસાની જ સગી છે વગેરે વગેરે વાક્યો સ્ત્રીઓને મૂંગે મોંઢે સહન કરવાં પડે છે. સ્ત્રીને દુઃખ ઘણું લાગે છે પણ સહન કર્યા વગર છૂટકો થતો નથી કારણ કે ધણી સાથે એને મરણ લગી રહેવાનું હોય છે. એટલે રોજ કડવાં વેણ સાંભળવાં અને મૂંગે મોંઢે કડવો ઘૂંટડો ગળી જવો એ સિવાય બિચારી સ્ત્રી બીજું શું કરી શકે ? ધણીના બોલ સાંભળવા અને આવું જીવન ગાળવું એ ઘણી સ્ત્રીઓને અસહ્ય લાગે છે પણ આપણામાં છુટાછેડાનો રિવાજ નથી કે સ્ત્રી છૂટી થઇ ગમે ત્યાં રહી શકે. પિયેર પણ ધણીની આજ્ઞા સિવાય ન રહી શકાય એ કેટલી પરાધીનતા. ઘડપણમાં સ્ત્રીઓને પોતાના દીકરા પર પૈસા માટે આધાર રાખવો પડે. દીકરા પાસે પૈસા માગવા હાથ ધરવો પડે એ કેટલું દુઃખકર છે. છોકરા સુપાત્ર હોય તો માને રાજી રાખે અને મા માગે તે પહેલાં અમુક રૂપિયા એને વાપરવા આપે. પણ કુપાત્ર હોય તો ઘરડી માને પૈસા માટે પોસ પોસ આંસુએ રડાવે. કુપાત્ર પુત્ર કહેશે મા તો પૈસાની જ સગી છે. પૈસાથી ધરાતી જ નથી. રોજ રોજ તે હું પૈસા કમાંથી લાવું. મારાથી હવે એનો ખર્ચ ઉડાવાતો નથી. આવાં વાક્યો સાંભળી વૃદ્ધ માતાને કેટલું દુઃખ થતું હશે તેનો ખ્યાલ તો જેને વીતી હોય તેને જ આવી શકે. વૃદ્ધ

ખર્ચ કરતા જ ન હોય! પોતાના મોજશોખ માટે પુરુષો કેટલા પૈસા બગાડે છે એ વાત તેમના ધ્યાનમાં નથી. કપડાંલત્તાં, સીગરેટ, નાટક, સીનેમા વગેરે બીજી ત્રીજી રીતે પુરુષો પોતાં માટે કેટલો ખર્ચ કરે છે અને સ્ત્રીને પૈસા આપતાં પુરુષોને આકરું લાગે છે! સ્ત્રી પર વિશ્વાસ નથી હોતો એટલે સ્ત્રી ગમે તેમ પૈસા વેરી નાંખશે એવી બીક પુરુષોને રહે છે. સ્ત્રી તો વગર પૈસાની મજૂરણ છે એમ ઘણાક માને છે! એને બે વખત ખાવાનું આપીએ, કપડાંલત્તાં આપીએ, શક્તિ પ્રમાણે ઘરેણાંથી શણગારીએ, પછી એને પૈસાની શી જરૂર? આમ ઘણાં માને છે. હું તો કહું છું કે પુરુષોને સ્ત્રીઓની દશામાં થોડો વખત રાખીએ, પૈસા હાથમાં ન આપીએ, પછી એમની શી સ્થિતિ થાય છે તે જોવું. કેટલીક વખત કોઇ ધર્માદા ખાતામાં પૈસા આપવાની સ્ત્રીની ઇચ્છા હોય પણ પોતાની પાસે એક પૈસો પણ ન હોય. આ વખતે સ્ત્રીને આતુર ઇચ્છા હોવા છતાં હાથ જોડી બેસી રહેવું પડે છે. આ વખતે તેને કેટલી મૂંઝવણ થતી હશે, મનમાં કેટલું ઓછું આવતું હશે! પણ બિચારી શું કરે? લાચાર. ધણી પાસે પૈસા માગે તો ધણી લાખ બોલે, મેંણા સંભળાવે. સ્ત્રી દીનભાવે માગવા આવનારને કહેશે કે મારી પૈસા આપવાની ઇચ્છા તો છે પણ પાસે પૈસા નથી. ઉચ્ચ કોમની અંદર જ આવી સ્થિતિ છે. પણ નીચ કોમો જ્યાં સ્ત્રીઓ કામે જાય છે, મજૂરી કરે છે, ત્યાં આર્થિક પરતંત્રતા નથી. ત્યાં તો સ્ત્રી પુરુષ બન્ને કમાય છે એટલે સ્ત્રીને પુરુષ પાસે કંઈ માગવું જ પડતું નથી. સ્ત્રી પોતાનાં પેટ પૂરતું પોતે કમાય છે એટલે પુરુષને તાબે નથી. પુરુષ મનમાં એમ ફુલાતો નથી કે હું મારી સ્ત્રીનું પેટ ભરું છું. જો ટંટો થાય તો સ્ત્રી ચોખ્ખેચોખ્ખું સંભળાવી દે છે કે તું કયાં મારું પૂરું કરે છે? તને ફાવે તો રાખ નહિ તો હું મારું પેટ ભરી લઇશ. પુરુષથી સ્ત્રી દબાતી નથી. કારણ કે સ્ત્રીનામાં કમાવાની શક્તિ છે. પુરુષની પેઠે તે પણ કમાય છે એટલે તે સ્વતંત્ર છે અને સુખી છે. સાંજ પડે પોતાના હાથમાં પોતાની મહેનતના પૈસા મળે છે એટલે એ પૈસાનો પોતે ગમે તે રીતે ઉપભોગ કરી શકે છે. એમાં પુરુષને બોલવાનો હક્ક નથી અને સ્ત્રીને પુરુષ પાસે પૈસા માટે હાથ ધરવો પડતો નથી. સ્ત્રીનું સ્વમાન જળવાય છે. પોતે કમાય અને એ પરસેવાની કમાણી વાપરતાં જેટલો આનંદ થાય તેટલો આનંદ બીજા પાસેથી લીધેલા પૈસા વાપરતાં નથી થતો. મજૂર વર્ગની સ્ત્રીઓ એ રીતે સુખી છે, પોતે કમાય છે અને ખાય છે. કોઈપણ જાતનો ધંધો કરી પેટ ભરનાર સ્ત્રી સ્વતંત્ર છે. પછી પુરુષ એને દબાવી શકતો નથી.

ઉચ્ચ કોમની સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય તો મળવું જ જોઇએ. આ માટે કંઇક યોજના તો કરવી જ જોઇએ. સ્ત્રીઓને શાળામાં તેમજ ઘરમાં એવી જાતની તાલીમ મળવી જોઇએ કે પોતે કમાઈ પોતાના પગ પર ઊભી રહી શકે અને પૈસા માટે બીજા પર આધાર ન રાખવો પડે. આને માટે શાળામાં હુન્નરઉદ્યોગને લગતું શિક્ષણ મળવું જોઇએ. નિશાળોમાં ભરતાં, ગૂંથતાં, સીવતાં સારી રીતે શીખવવું કે જેથી એક વિષયમાં પ્રવીણ થઇ તે વિષયને પોતાનો કરી તે વડે પૈસા મેળવી શકાય, ગુજરાન ચલાવી શકાય. ઘરમાં પણ સીવતાં ભરતાં શીખવવું. આ ઉપરાંત રાંધતાં સારું આવડતું હોય તો કોઇને ત્યાં રસોઇ કરવા રહી તે વડે પણ પોતાનું ગુજરાન થઈ શકે. નિશાળમાં સારી કેળવણી લીધી હોય તો શિક્ષિકા તરીકે કામ કરી શકાય. આ ઉપરાંત જો સેવા કરવાની ભાવના હોય અને

# ખ્રિસ્તી ધર્મમાં સ્રીનું સ્થાન

જગતનો ઇતિહાસ તપાસતાં જગતના સર્વે દેશોની જાતિઓમાં એક સામાન્ય દોષ એ જણાય છે કે સ્રીને પુરુષ કરતાં ઊતરતી ગણવામાં આવી છે. કોઇ પણ દેશ, કોઇ પણ જાત એ દોષમાંથી મુક્ત નથી. મનુષ્યજાતિને અધોગતિમાં લાવનારાં અનેક કારણો છે, તેમાંનું એક એ છે કે સ્રીજાતિને હલકી–પશુ સમાન–ગણવામાં આવી છે. એ માન્યતાએ હિંદુસ્તાનને જે નુકસાન કર્યું છે તે દેશ હજી ભોગવી રહ્યો છે. પડદાનો રિવાજ કેટલીક કોમોમાં ઘૂસેલો છે, ને સ્રીઓ ઘરની દિવાલો વચ્ચે ગોંધાઇ રહે, તે માનવંત ગણાયું છે. કૌટુંબિક તથા સામાજિક કાર્યોમાં સ્રીની સંમતિ લેવાતી નથી. પરિણામે કજીઆથી સંખ્યાબંધ કુટુંબો પાયમાલ થાય છે, વિધવાવિવાહની અટકાયતથી કરોડો વિધવાઓ ઝૂરે છે, સ્રી કેળવણીને પારાવાર નુકસાન પહોંચ્યું છે, ને એક સમયે ઉન્નતિને શિખરે પહોંચેલો હિંદુસ્તાન પરદેશોમાં નિંદાઇ રહ્યો છે. એવા વાતાવરણમાં હિંદુસ્તાને ખ્રિસ્તી ધર્મ પાસેથી જાણ્યે અજાણ્યે કંઇક હિસ્સો લીધો છે. તો જાણવાની અગત્ય છે કે ખ્રિસ્તી ધર્મમાં સ્રીનું સ્થાન કેવું છે.

ખ્રિસ્તી ધર્મની માન્યતા પ્રમાણે આદમને ઇશ્વરે પોતાની પ્રતિમા પ્રમાણે ઉત્પન્ન કર્યો છે, મતલબ કે, દેવત્વનાં લક્ષણોથી વિભૂષિત કરી સૃષ્ટિમાં તેને શ્રેષ્ઠતા આપી. એ જ શ્રેષ્ઠ પુરુષની પાંસળામાંથી તેણે સ્રીને બનાવી તેને પણ તેટલો જ દરજ્જો આપ્યો. જ્યારે આદમે તેને પ્રથમ જોઈ ત્યારે તેણે કહ્યું કે, " આ મારા હાડકામાંનું હાડકું ને મારા માંસમાંનું માંસ છે. તે નારી કહેવાશે, કેમકે તે નરમાથી લીધેલી છે, એ માટે માણસ પોતાનાં માબાપને છોડીને, પોતાની વહુને વળગી રહેશે, ને તેઓ એકદેહ થશે." ( ઉત્પ ૨: ૨૩, ૨૪ ) એ વાકયોનું રહસ્ય આ છેઃ દેવથી ઉત્પન્ન થએલો પુરુષ દેવત્વનાં લક્ષણોવાળો છે, ને એવા પુરુષમાંથી બનાવેલી સ્રી પણ દેવત્વનાં લક્ષણોવાળી છે. ને જ્યારે પુરુષ તથા સ્રી ધાર્મિક સંબંધથી જોડાય છે, ત્યારે તેઓ બે નથી, પણ એક છે. બાઇબલનો અસલ ને સત્ય સિદ્ધાંત એ છે. ને તેમાં સ્રીનું સ્થાન પુરુષની સાથેની એકતામાં પરિણમે છે. સ્રીનો દેહ પુરુષના દેહથી જુદો છે, એમ ગણવાનો પુરુષનો અધિકાર નથી. તો તે ઊતરતી પંક્તિએ છે. એમ તો ગણાય જ કેમ ? નરનારીનાં જોડાંની એવી એકતાને લીધે જ્યારે પુરુષ તેને હલકી ગણે છે, ત્યારે તે પોતે પણ હલકો ગણાય છે.

સદરહુ શ્રેષ્ઠ સિદ્ધાંતની ખ્યાતિ છતાં આદમની પછીના પતિત જમાનામાં, પુરાણી યહુદી કોમમાં પણ સ્રીને ઊતરતી લેખવાનો દોષ ઘૂસી ગયો. જેના પરિણામે યહુદી કોમમાં એક કરતાં વધુ સ્રી કરવાનો તથા ફારગતીનો રિવાજ તેમજ દાસીઓ રાખવાનો રિવાજ દાખલ થયો, ને એ દુષ્ટ રિવાજોને ફેરવવાને માટે ચાર ચાર હજાર વરસ સુધી કોઇ નેતા યહુદી પ્રજામાં જાગ્યો નહિ. જ્યારે યહુદી કોમ તદ્દન પતિત અવસ્થાએ પહોંચી, ને ભારે અંધકાર છવાયો, ત્યારે ભગવાન ઇસુ યહુદીઓમાં પ્રગટ થયા. પોતાની પ્રજાના ઉદ્ધારાર્થે તેમના સઘળા દોષો વીણી વીણીને તેમણે સખ્ત રીતે વખોડી કાઢયા. જે અનેક પ્રશ્નો

# દેવાસુર સંગ્રામ

એક વખતે દેવો અને અસુરોને યુદ્ધ થયું. નિયમ પ્રમાણે દેવો જીત્યા. જીતેલા દેવોને પોતાની જીતનું અભિમાન થયું. અમે જ આ જીત મેળવી એમ એમણે માની લીધું.

ગર્વમાં ડૂબેલા દેવો ભેગા મળીને બેઠા હતા ત્યાં દૂરથી એક આકૃતિ દેખાય. એ આકૃતિ કોની છે એ એમને સમજાયું નહિ. કોઇ એક યક્ષ હશે એમ એમણે ધાર્યું. આથી જંપ વળ્યો નહિ. એ ખરેખર કોણ છે તે જાણવાની તેમને ઇચ્છા થઇ.

તેમણે અગ્નિને કહ્યું: "જાતવેદ, જરા જઇને જુઓ તો ખરા એ કોણ છે?"

અગ્નિદેવ યક્ષ પાસે પહોંચ્યા. "કોણ છો" યક્ષે પૂછ્યું.

"એ તો હું અગ્નિ, બધા મને જાતવેદના નામથી પણ ઓળખે છે."

"આપ કેવુંક પરાક્રમ ધરાવો છો?"

"પરાક્રમ? ધારું તો આ સમગ્ર જગતને પલકવારમાં બાળીને ભસ્મ કરી નાંખું. તમને મારી શક્તિની શું પિછાન? કરો ખાત્રી, કરવી હોય તો."

તરત જ યક્ષે એક તણખલું ધર્યું ને સભ્યતાથી કહ્યું: "લ્યો, આ બાળો." અગ્નિએ પોતાનું તમામ બળ ખર્ચ્યું ને બાળવાનો પ્રયત્ન કર્યો, પણ એ બાળી શક્યો નહિ. અગ્નિદેવ શરમિંદા પડી ગયા. મોં નીચું કરી ચાલ્યા ગયા. દેવોને જઇને કહ્યું કે "કાંઈ સમજ પડતી નથી કે એ કોણ છે."

અગ્નિ પછી વાયુને માથે એ કામ આવ્યું. એ પણ રોફ મારી આવ્યા અને અગ્નિ દેવની માફક જ બનીને આવ્યા. બ્રહ્માણ્ડને ઉડાડી મૂકવાની તાકાત ધરાવનાર એમનાથી એક તણખલું પણ ખસેડી શકાયું નહિ.

છેવટે સર્વ દેવોએ રાજા ઇન્દ્રને જવા વિનવ્યા. ઇન્દ્ર ગયા, અને ત્યાં એક આશ્ચર્ય થયું. અગ્નિ, વાયુ જે યક્ષને મળી આવ્યા હતા અને દૂરથી દેખી જેને જાણવાની અને પરીક્ષા કરવાની ઘમંડમાં પોતાની જ પરીક્ષા તેઓ કરાવી આવ્યા હતા, તે યક્ષ દેવોના રાજાના જોવામાં પણ ન આવ્યો, કોણ જાણે ક્યાંયે અલોપ થઇ ગયો. એને બદલે એક સ્વરૂપમાન સુંદરી જણાઇ. ઇન્દ્ર આભો બન્યો. સમય વર્તી ગયો. ઉમાસ્વરૂપિણી તે સ્ત્રીને એણે પૂછ્યું: "દેવિ! અહીં થોડા વખત ઉપર-જે યક્ષ જેની આકૃતિ દેખાતી હતી તે કોની હતી? જાણતાં હો તો કહેશો? એણે વિજયી એવા આમ દેવોમાં ઘણું જ આશ્ચર્ય ફેલાવ્યું છે"

મધુર સ્વરે દેવી બોલી: "આશ્ચર્ય થાય એ સ્વાભાવિક જ છે. પ્રભુએ તમને અથાગ શક્તિ બક્ષી છે. એ શક્તિને બળે તમે અસુરોને સંહાર્યા, અને તમે માન્યું કે અમે દાનવોને માર્યા. કર્તવ્યનું તમને અભિમાન થયું. જે કામ કરવાને માટે તમે નિમિત્ત રૂપ છો તે કામ તમે સાભિમાન કરો છો. પ્રભુની તમારા પર મહેર છે. તમારો પક્ષ સાચો છે, એટલે શક્તિ રૂપે તમારા શરીરોમાં વસી પ્રભુએ પોતે જ આ વિજય પ્રાપ્ત કર્યો, અને

કરચને સળગાવી દેવીની દેશભક્તિમાં ગળી જવાની વાત છે. તે પ્રમાણે કરે તે જ દેવપદને દેશસેવકને લાયક છે.

* * *

આ વસ્તુ કોણ સમજાવે? આ સત્ય દર્શન, આત્મસાક્ષાત્કાર શાથી થાય? શક્તિથી. આ શક્તિ તે આજની સ્ત્રીઓ છે. એ અબળા છે અને પ્રબળા યે છે. અવિદ્યા છે અને માયા યે છે. સંસાર તરફનું આકર્ષણ વધારનારી સ્ત્રી છે તો સંસારમાંથી ઉગારી દેનાર પણ સ્ત્રી જ છે.

કસ્તુરબાનાં જીવનમાંથી મહાત્માજીએ ઘણા પાઠ લીધા છે. એ એમને અનુકૂળ ન હોત તો આજે મહાત્માજીનું આ સ્થાન છે તે હોત કે નહિ તે શક છે. રજપુતાણીઓ યુદ્ધવિમુખ પતિનું મુખ નહોતી જોતી એ જગપ્રસિદ્ધ વાત છે. શંકરાચાર્યને યુદ્ધમાં હરાવનાર એક સ્ત્રી હતી. તુલસીદાસજીને સત્યજ્ઞાન કરાવનાર સ્ત્રી હતી. રાણાનાં કુટુંબને સત્યાગ્રહ રૂપી દિવ્યશસ્ત્રથી નગાવનાર મીરાં સ્ત્રી હતી. નવકુલ નવોઢાના પ્રીતિ સ્મરણે જ યોદ્ધાઓના બાહુમાં બળ રેડ્યું છે. જોન ઑફ આર્કની ભસ્મમાંથી અનેક ભડવીરો પેદા થયા છે.

આ દિવ્યશક્તિ સ્ત્રીમાં છે. અરે, દિવ્યશક્તિ પોતે જ સ્ત્રી છે. દેવોની માર્ગદર્શિકા ઉમાસમી મારી હિન્દની ઉમાઓ માનવ-દેવની માર્ગદર્શિકા ન બને? પતિ ભૂલે ત્યાં પ્રેમથી માર્ગ બતાવે. પિતા લલચાય ત્યાં નમ્રતાથી સત્ય સમજાવે, પુત્ર ગાંડો થાય તો વાત્સલ્ય ભાવથી વીરત્વ અર્પે. ઇતિહાસની સાક્ષીએ અને દેવોના આશિષે શક્તિ મહાશક્તિ બને.

મહાત્માજી કહે છે કે પીઠાં પર સ્ત્રી હશે તો દારૂ પીનાર પોતાની પામરતા છોડી દેશે. વિલાયતી વસ્ત્રથી વેપારી અભડાશે. સ્ત્રી સાક્ષાત ક્ષમાની મૂર્તિ છે. અહિંસાનું, શાંતિનું પાલન સ્ત્રી સહજે કરી શકે છે. આ સત્ય વાત છે.

પીઠે ન જઈએ તોયે આપણા પતિ, પિતા કે પુત્રને દારૂ પીતા છોડવીએ, શેરી જનોને, મહાજનોને વિનવીએ, આચાર્યોને પગે પડીએ પછી પીઠાના માલિકોને નમીએ.

સ્વદેશી માટે તો બહેનો જ વધુ જવાબદાર છે. ફેશન પાછળ હજારો રૂપિયાનો ધુમાડો કરી વિલાયતની ખોટમાં ભરી દેનાર કોણ છે? બહેનો પરદેશી કાપડ પહેરે નહિ, ભાઈઓને પહેરવા દે નહિ, ઘરમાં લાવવા દે નહિ. પરદેશી કાપડ નહિ પહેરવાની, નહિ ધોવાની અને નહિ સીવવાની પ્રતિજ્ઞા લે તો પછી વેપારી કોને વેચે?

સ્ત્રી બાળકોને લાડ લડાવી પરદેશી ધૂંસરીને માથા પર ચડાવીને ફરનાર ભાઈઓને સાદાઈનો અને ત્યાગનો મંત્ર ગ્રહણ કરી બહેનો જ સન્માર્ગે ચડાવી શકશે અને તો જ દેશ આઝાદી મેળવશે, મુક્તિ પ્રાપ્ત કરશે.

તો તે કરે જ, પણ દરેક સ્ત્રી કરી શકે તેવું પહેલુ તો ઘરમાં વાતાવરણ જ સ્વાતંત્ર્યનું જમાવે. પુરુષો ગમે તેટલા મથે પણ જો સ્ત્રી આ બાબતમાં કાંઇ ન કરે તો તેના પ્રયત્નો નકામા જશે. ઘરમાં તો ઉચ્ચ ધોરણ, વાતાવરણ સ્ત્રી જ રાખી શકે. અને તેથી રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય જ સ્વાભાવિક સ્થિતિ છે. એ હવા ઘરના વાતાવરણમાં ભરી દે તો એ હવામાં જીવનારને પછી સ્વાતંત્ર્યના લાભાલાભ વગેરે નહિ સમજાવવું પડે, અને એ એક મોટામાં મોટી સેવા છે. આખુ લડતમાં સ્ત્રીઓથી સીધાં ક્યાં ક્યાં કામો થઇ શકે તે તો પૂ. મહાત્મા ગાંધીજીએ કહેલું જ છે. વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર અને મદ્યનિષેધનું કામ સ્ત્રીઓએ જ કરવાનું છે. આ માટે દરેક સ્ત્રીએ પોતાથી બનતું કરવું જ જોઇએ.

હવે ધારો કે અમુક કામ આપણી શક્તિની બહારનું લાગે તો મૂંગા બેસવું સારું છે. પણ અમુક વસ્તુ ખોટી છે અથવા કરવા યોગ્ય નથી એવી અશક્તિને છુપાવવા ખોટા વિરોધ કરી ચાલુ કામને હાનિ પહોંચાડવી જોઇએ નહિ. એથી કરીને પોતાની જાતને અને બીજાંને છેતરવા જેવું થાય છે. વળી આવી મોટી ચળવળોમાં નિયમપાલન એ જરૂરી છે અને તેને વશવર્તીને જો ચલાવવામાં આવે તો જ ફાયદો થાય છે. તેથી નિયમ-પાલન ઉપર સ્ત્રીઓએ ખાસ લક્ષ્ય આપવું જોઇએ. વિદેશીવસ્ત્ર બહિષ્કાર અને મદ્યપાન નિષેધની પ્રવૃત્તિ ઉપરાંત બીજી પ્રવૃત્તિ તે કેળવણીની. એ પ્રવૃત્તિ પણ કોઇ પ્રકારે અટકવી તો ન જ જોઇએ, અને પુરુષોમાંથી આ વર્ગ જ્યારે યુદ્ધમાં જોડાયેલો હોય ત્યારે આને અખંડ રાખવી એ આપણું અગત્યનું કામ છે. અને સ્વરાજ મેળવ્યા પછી પણ એ જ કરવાનું છે. જેના ઉપર ભવિષ્યની પ્રજા ઘડાવાનો આધાર છે તે કેળવણીનું કામ કરનારના અભાવે અટકે એવું તો ન જ બનવું જોઇએ. જેમ ટંકશાળમાં સિક્કા પડે છે તેમ હિન્દનાં બાળકો ઉપર સ્વાતંત્ર્યનો સિક્કો પાડવા માટે કેળવણી તો જરૂરની છે, જેથી તે સ્વાતંત્ર્યના લાભ, મોજ ખરી રીતે મેળવી શકે. તેથી જેને મદ્યનિષેધ કે વિદેશી વસ્ત્ર બહિષ્કારમાં કામ કરવું ઠીક ન લાગતું હોય તેને પણ કામોની ખોટ નથી. પણ સાથે સાથે એટલું તો આવશ્યક છે કે દરેક પ્રવૃત્તિ કેળવણીની હોય કે સામાજિક, પણ તે દરેકની દૃષ્ટિ રાષ્ટ્રને પોષતી હોવી જોઇએ. કેટલીક જગાએ રાજકીય અને સામાજિક એવા ભેદ પાડવામાં આવે છે, અને દરેક જણ તેનો લાભ લઈ શકે તે માટે રાજકીય બાબતો તેમાંથી દૂર રાખવાની છે એવું કહેવામાં આવે છે, પણ જો ઊંડા ઊતરીને જોશો તો કોઇ પણ પ્રવૃત્તિ પછી તે કેળવણીની હોય કે સામાજિક હોય પણ રાજકીય બાબત તેમાં ભળેલી હોય છે જ; માત્ર તેમાં એટલો જ ફેર રહે છે કે તે ચાલુ સરકારી ધોરણોને અનુસરીને હોય કે પછી રાષ્ટ્રીય ધોરણે. ગવર્નરના પત્નિને કે વાઇસરૉયનાં પત્નિને હાથે કોઈ પણ કામ કરાવવામાં રાજકીય હેતુ નહિ તો બીજું શું તે સમજાતું નથી ? તેથી દરેક પ્રવૃત્તિ રાષ્ટ્રને પોષતી હોવી જોઇએ અથવા બહુ તો તેને ઘાતક ન હોય એ જાતની રહેવી જોઇએ.

ટૂંકામાં, હવે સ્ત્રીઓને કોઈ કામ કરતા રોકતું નથી. હવે એ જાતની અટકાયત રહી નથી. હવે તો સ્ત્રીઓ કેટલું કામ કરી બતાવે છે તે જોવાનું છે અને તેના ઉપર જ તેમની લાયકાતનો આધાર છે. જ્યારે સમાનતા માટે માગણીઓ કરીએ ત્યારે તેવી જ સમાન ફરજો બજાવતાં પણ આવડવી જોઇએ. જો આ કામ આપણે યોગ્ય રીતે કરીશું તો આપણી સમાનતાની માગણીઓ એની મેળે જ પૂર્ણ થવાની છે. પછી તેને કોઇ રોકી શકનાર નથી: એક વાર જે કામ કરતાં આવડ્યું તેનો ફરીથી પણ ઉપયોગ થઇ જ શકશે. તેથી બધાનો આધાર અત્યારે આપણે કેવું કામ કરી બતાવીએ છીએ તેના ઉપર છે.

સૌ. ઈન્દુમતિ દિવાન

કહેવાય. 'દેહાત' એટલે જ ગામડું. આ સ્ત્રીઓ કંઈક નબળી બાંધાની ખરી. મુખ્યત્વે આ સ્ત્રીઓ ખાણમાં 'ડસ્ટ' ધૂળો ઉપાડવાનું, અને 'ઓપન કવેરી' માં કામકાજ કરવાનું પસંદ કરે છે. આ 'દેહાતી' સ્ત્રીઓનાં જીવન અતિ ભ્રષ્ટ કહી શકાય. ગ્રામ્ય તંદુરસ્તી તો ઠીક ઠીક, પણ સૌંદર્ય તો ખરું જ. કદાચ એ જ સૌંદર્ય તેમને નીચ ધંધા તરફ ઘસડી જતું હોય, તો કંઇ નવાઇ નહિ.

"બિલાસપુરીઆ" સ્ત્રીઓ છેક બિલાસપુર, મધ્ય પ્રાંતમાંથી ધંધા રોજગારને માટે આવેલ છે. બિલાસપુર તરફથી આવેલ એટલે અહીં "બિલાસપુરીઆ" તરીકે ઓળખાય છે. આ સ્ત્રીઓ 'ઓપન કવેરી' માં ગજબ કામ કરે છે. કોઈ નબળા બાંધાની સ્ત્રી, આ જાતિમાં ભાગ્યે જ નજરે પડે. પુરુષો કોયલો કાપે તે કરતાં ૭૫-૧૦૦ ફીટ કે તેથી યે વધારે ઊંડાઇથી ઉપર ચઢી, કોયલો લઇ આવવો, એ હેરત પમાડે એવું છે. સ્વચ્છતા એ આ સ્ત્રીઓનો ખાસ ગુણ છે. કંઈક ધાર્મિક જીવન પણ ખરું. ગરબા અને રાસો ઉત્સવ પ્રસંગે ખૂબ લે.

"મલ્લા" કોમની સ્ત્રીઓ કંઇક દૂબળી હોય છે. કુરૂપમાં કુરૂપ જાત એ ગણી શકાય. થોડું કામ કરતાં એ થાકી જાય છે. આ જાતિ અત્યંત દારૂ પીએ છે, સ્ત્રીઓ તો દારૂ પીવામાં પુરુષો સાથે હરીફાઇ કરે, બિચારાં નાનાં કુમળાં બાળકોને પણ માબાપો નાનપણથી દારૂ પીવાની કુટેવ પાડે છે. એ જાતિમાં ખાસ માન્યતા એ છે કે, જે દારૂ ન પીએ તે "મલ્લા" ન કહેવાય. લડવાનો દુર્ગુણ દારૂ પીએ એમાં સ્વાભાવિક હોય જ.

આમ થોડી ઘણી ભયંકર અસર કોયલાના ઉદ્યોગને લઇ સ્ત્રીજીવન ઉપર પડી છે. દરેક સ્ત્રી જાતિને કોલફીલ્ડમાં આવ્યા પછી ભ્રષ્ટતાનો મહારોગ ઓછાવત્તા પ્રમાણમાં લાગુ પડયો છે.

ગયા વર્ષથી બિહાર અને ઓરિસ્સા તેમજ બંગાળ ગવર્નમેન્ટે સ્ત્રીઓ ખાણની અંદર ઓછું કામ કરે, એવો કાયદો અમલમાં મૂકયો છે. અત્યારે સેંકડે ૩૦ ટકા સ્ત્રીઓ જવાનો કાયદો છે. વર્ષે વર્ષે ઘટાડતાં ઘટાડતાં ૧૦ વર્ષે એક પણ સ્ત્રી ખાણમાં નહિ જઈ શકે એવી રીતે કાયદામાં વિભાગ છે. આ એક રીતે ઠીક થયું કે અઠીક તે આપણે તપાસી જોઇએ.

સ્ત્રીઓની દયામણી સ્થિતિ જોઇ, 'ટ્રેડ યુનિયન કોંગ્રેસની' ઝુંબેશને લઇ, ઉપરનો કાયદો પસાર થયો, અને અમલમાં મુકાયો. એથી એક રીતે સ્ત્રીસમાજને આરામ મળશે ખરો, પણ આથી મોટામાં મોટો ગેરફાયદો પુરુષ મજૂર સમાજને થવાનો-તેમની આવક ઓચિંતી ૭૦ ટકા ઘટી જવાની. ૭૦ ટકા એટલા માટે કે પુરુષો કોયલો કાપે છે, પણ કોયલો ટોપલાવતી ઉપાડી, સો સવાસો ફીટ કે તેથી યે વધારે દૂર લઇ જઇ 'ટબ્સ' ભરવા, એ પુરુષો કરી શકતા નથી. શરૂઆતથી જ કામ કરેલ ન હોય, તે આવું કામ પુરુષો કેમ કરી શકે?

અગાઉ દિવસનાં ૬ ટબ્સ સ્ત્રીપુરુષ મળી આખા દિવસમાં કાપી ભરતાં. પણ હવે પુરુષ એકલો બે ટબ્સ નથી ભરી શકતો, અત્યારે તો ખાણ માલિકો જેમ તેમ ચલાવ્યે જાય છે, કારણ કે સેંકડે ૩૦ ટકા સ્ત્રીઓ જાય છે, તેમાં સેળભેળ અને ગપ્પાં મારી, સ્ત્રીઓની

## લગ્ન વિચ્છેદ કરવાનાં કારણો

૧. પુરા સાત વર્ષ થઇ ગયા છતાં સ્ત્રી કે ધણીનો પત્તો લાગે નહિ;
૨. સાધુ કે સંન્યાસી થઇ જાય; ( કાયમના માટે );
૩. પતિત થાય અર્થાત પરધર્મ સ્વીકારવામાં આવે;
૪. નિદાન ૧૦ વરસ સુધી રાહ જોવા છતાં નિઃસંતાન નીપજે અને બન્ને જણ સંમતિ આપે;
૫. જન્મટીપની કેદની શિક્ષા થાય;
૬. લગ્ન વખત પહેલાંથી ધણી નપુંસક હોય;
૭. સ્ત્રીની વ્યભિચારવાળી જિંદગી હોય;
૮. વરની હયાતિમાં સ્ત્રી બીજા સાથે લગ્ન કરે.

ઉપરનાં કારણો છૂટાછેડા માટે સ્ત્રી પુરુષોને લાગુ પાડવાં ઇષ્ટ છે.

## લગ્ન નિરર્થક ઠરાવવા જેવાં કારણો

૧. લગ્ન વખતથી રક્તપિત્ત કે એવાં જ ખરાબ અને ભયંકર કાયમી અસાધ્ય રોગ હોય છતાં જાણવામાં આવ્યું ન હોય;
૨. તેજ પ્રમાણે બહેરો, મૂંગો, આંધળો, ગાંડો હોય;
૩. લગ્ન કપટથી કે બળજબરીથી થયું હોય;
૪. પ્રથમનો વર હયાત છતાં ફરી લગ્ન કરેલું હોય.

ઉપરનાં કારણો, કાયદાથી લગ્ન મૂળથી જ નિરર્થક ઠરાવવા સરખાં છે.

આવા છૂટાછેડાના હક્ક નાતરિયા ન્યાત સિવાય બીજી ઊંચ કોમ માટે રાખવામાં આવે તો સ્ત્રી યા પુરુષ બંનેના હિતનું છે અને તેમાં વધારે ભાગે સ્ત્રીઓને જે દુઃખ કે અન્યાય થાય છે તે દૂર થશે. આ કારણો એવાં છે કે લગ્ન નહિસરખું છે, સંસાર કાયમનો દુઃખી જેવો જ છે; જ્યારે એ પ્રમાણે છે તો તેમાં જરૂર સુધારો કરી આવા હક્કો આપવા જોઇએ. હિંદુસ્તાનમાં લગ્નના છેડાછૂટકાનો એક સ્વતંત્ર કાયદો આખા દેશને સારુ ઘડવો જોઇએ.

મુસલમાની શરેહમાં તલાક,આપવાનો વિધિ છે પણ સ્ત્રીઓ કિંવા પુરુષોને ઉપરનાં કારણો કોઇ પણ કોમ માટે એક સરખાં હોય છે તો સ્વતંત્ર કાયદાની જરૂરિયાત છે.

રામચંદ્ર કાળીશંકર પાઠક ( વકીલ )

સાબતીર્થ તણે તીરે મેદિની ઉભરાય છે;
ઉષા મુક્તિ તણી પેખી, હૈયાં શાં હરખાય છે! ૧૨

આજે શે લોક કેરાં અગણિત ઉલટે યૂથ ભાવે ભરેલાં!
આજે આ ઉત્સવો શા, પરવશ જનતા ઊજવે છે અનોખા?
આજે શાં મુક્ત ચિત્તે મુદભર વિલસે મેદિની માનવોની?
આજે રેલાય શી આ, અજબ રસભરી, રેલ ઉત્સાહ કેરી! ૧૩

સૈકાની સરતી ક્યાં એ જડતા મન્દ પ્રાણની?
હૈયામાં જાગતી શી આ ચેતના આત્મ ભોગની? ૧૪

ધ્રુવતારક માતાનો, અગ્રણી આર્ય દેશનો,
પ્રેમ મૂર્તિ જતો ગાંધી, જુલ્મનો જંગ ઝૂઝના. ૧૫

ઊઠો આજન્મ દાસો! થરર થડકતાં કેમ હૈયાં તમારાં?
છૈયાં ન્હાના તમારાં, મકરુણ વિલપે અસ્થિના માળખા શાં,
મોંઘેરી માત કેરાં, પ્રતિપલ ઉરનાં હીર હીણાય તો યે
શાના સૂતા પડ્યા છો, વિષમય ભરખી ભૂરકી મોહ કેરી? ૧૬

હૈયાંનાં હીર ચૂસે, નિશદિન જનની ભારતીનું પરાયાં,
માડીની લાજ લૂટે, પલપલ નુગરા આપણી દષ્ટિ સામા;
ઉચ્છેદી વાડી લીલી, થળ થળ નકરા કલેશ અંગાર વેર્યાં,
ફૂંકીને ફોલી ખાધા, નસનસ વસમાં વેરનાં ઝેર રેડ્યાં. ૧૭

કાપી નાખ્યાં સમૂળાં, વન ઉપવનનાં આપણાં કલ્પવૃક્ષો,
પ્રાણો નિઃસત્ત્વ કીધા, બળરહિત કર્યાં, ધાનને ધૂળ કીધાં;
મોંઘેરી પ્રેરણાઓ, સુકલિત સહુ યે પિંજરે પૂરી દીધી;
મીઠું બોલી, અણીને અવસર છટકી, નિર્દયે છેહ દીધો.  ૧૮

બાળો, બાળો તમારાં, ટળવળ ટવળે ભૂખથી આ બિચારાં,
મોંઘાતાં માનવાળી, અશરણ વિલપે, માવડી ભારતી આ;
લાગ્યા દા ' દુઃખ કેરા, દિશ દિશ દહતા, તોય શે નિંદ આવે?
જીવો નિત્યે મરેલા, ભયભડક ભર્યા, તો ય ના મોહ છૂટે? ૧૯

પૂછો વૃદ્ધાત્મ પેલા, વિગત સમયને પૂર્વજોની પ્રતિજ્ઞા,
શૂરાને મૃત્યુ કેરા ભય, તન ધનના મોહનાં ઘેન કેવાં?
આવી ઊભો અમોલો અવસર રણનો, આંગણે આ તમારા,
હાવાં આંહી વહે છે, અપયશ હરતી યુદ્ધની રમ્ય ગંગા. ૨૦

ભાળ્યાં ના ભૂતકાળે કદિ પણ નયને, યુદ્ધ એવાં અનોખાં,
આવ્યાં દ્વારે તમારાં, બળ અબળ તણાં, શસ્ત્ર: સંગ વ્હોણાં;
આંહી હિંસા અહિંસા, અસત સત તણા, જામશે જંગ જૂદા,
બત્રીશા મુક્તિયજ્ઞે, રસ ભર રમશે મોતના માંડવામાં ૨૧

# સ્ત્રીની પદવી

ગૃહસંસારની આંટીઘુંટીઓ રાજકાજની ગૂંચવણો કરતાં કંઇ ઓછી કઠણ નથી. જેને ગૃહતંત્ર ચલાવતાં આવડે તે રાજતંત્ર પણ ચલાવી શકે. રાજા એકલાનું કંઇ એટલું ગજું નથી કે પોતે એકલો આખું રાજ્યતંત્ર ચલાવે. પોતે અને એના અષ્ટપ્રધાન (પ્રધાન મંડળ) મળી આખો રાજ્યભાર ઉપાડે છે. તેવી જ રીતે પુરુષ અને અષ્ટપ્રધાન સમી સ્ત્રી થકી આખું ગૃહતંત્ર સરળ ચાલી રહ્યું છે. રાજા કુશળ હોય અને પ્રજાહૃદય પારખવા જેટલું તેનું હૃદય સમર્થ હોય તો રાજ્ય સારું ચાલે. પોતે હૃદયપોચું ન હોય તો રાજાપ્રજાના સંબંધ સારા ન રહે અને એવો વખત પણ આવે કે તેને રાજગાદી છોડવી પડે. ઇતિહાસમાં આવી ઘટનાઓ કેટલી યે છે જે આ વાતની સાક્ષી પૂરી શકે. પણ ખરો રાજ્યનો કારભાર તો પ્રધાનને શિર જ હોય છે, અને જ્યાં જ્યાં રાજાઓ રાજગાદી ભોગવી રહ્યા છે ત્યાં ત્યાં માત્ર નામનાજ રાજા રહ્યા છે. પંચમ જ્યોર્જ જેવા મહારાજાને પણ પાર્લામેન્ટ કહે તેટલાં જ ગણતર પગલાં ભરવાનાં. આમ ખરી સત્તા પ્રજા પાસે આવી ગઇ છે. જેવું આ રાજતંત્ર વિશે છે તેવું ગૃહતંત્ર વિષે પણ બને છે. ગૃહતંત્ર ચલાવવાની ખરી ચાવી સ્ત્રી પાસે છે. સંસારમાં પ્રસન્નતા, સુખશાંતિ, સ્નેહ, સંપ ને શીતળતા પ્રસારવાનું કામ સ્ત્રીનું છે. તે એના હાથની વાત છે. જેમ પ્રધાન ખરો રાજા છે તેમ સ્ત્રી ઘરની ખરી રાણી છે. પણ સ્ત્રીને ખરેખર આ પદવી પુરુષે ભોગવવા દીધી છે કે કેમ એ પ્રશ્નનો નિર્ણય હજી બાકી છે.

જૂના વિચારવાળા વર્ગે સ્ત્રીને કયી પદવીએ ચઢાવી છે તે વિચારીએ. સ્મૃતિકારોના મત પ્રમાણે સ્ત્રીને સ્વતંત્રતા ન જ હોય. એ કુંવારી હોય ત્યારે તેનું રક્ષણ એનાં માબાપ કરે, મોટી થાય ત્યારે તેનો ધણી તેને પાળે પોષે, ઘરડી ડોશી થાય ત્યારે એનાં જ છોકરાં એની સંભાળ લે—એટલે એને સ્વતંત્રતા દેવાની જરૂર નથી. પણ આવું તો પુરુષ માટે પણ કહી શકાય; કારણ પુરુષને પણ બચપણમાં માબાપ સાચવે, મોટો થાય ત્યારે ખવડાવે પીવડાવે, સ્ત્રી એને આનંદ અને સુખ દે, વૃદ્ધ થાય ત્યારે એને પણ એનાં જ છોકરાં પાળે—માટે એનેય સ્વતંત્રતા ન દેવી ઘટે. આમ વિચારીએ તો આ સંસારમાં સ્વતંત્રતા સંગ્રહે કોણ? પુરુષ અને સ્ત્રી એ બન્ને તો જીવનભરની કેદ દેવા યોગ્ય થયાં. બન્નેને કેદી કલ્પીએ તો જેલના નિયમાનુસાર બન્નેને સમાન ગણવાં જોઇએ. કેટલાક એમ કહે છે કે સ્ત્રીનું બધું કામ ઘરમાં જ છે, ચૂલા આગળ જ છે, એટલે ઘર બહાર એણે પગ ન મૂકવો જોઇએ. સ્મૃતિઓ પણ કહે છે કે સ્ત્રીઓને સંતતિ વધારવા માટે ઇશ્વરે ઘડી છે. એનું કામ છોકરાં ઉછેરવાં અને વંશવૃદ્ધિ કર્યા કરવી. એ કામ જો એ ન કરવાની હોય તો કદાચ પૃથ્વી ઉપરથી માનવવંશ નાબૂદ થઇ જવાનો ભય કે સંભવ રહે. એટલે એ કુશળ વિચારકોએ આ મહાભારત ફરજ એને શિર નાંખી છે. એ ફરજ પૂરી કરે એમાં જ એની જિંદગીની સફળતા ગણાય છે. ઘરસંસારમાં

તકલીફ નથી લીધી. આમ એમની અને જૂના વિચારવાળા ખોખાં જેવા લોક વચ્ચે આ બાબતમાં આસમાન જમીનનું અંતર છે. આ વર્ગ ભણેલો છે. જૂના વિચારવાળા સાવ અભણ હતા, તેવું તો ન જ કહી શકાય. પણ આ વર્ગે પશ્ચિમના દેશોમાંથી આયાત થએલી અંગ્રેજી કેળવણી લીધી છે. તેમના વિચારો પશ્ચિમના રંગે રંગાએલા છે. સ્ત્રીને આજ સુધી ઘરમાં ગોંધી રાખી હતી, તેથી તેનો બદલો વાળવા આ વર્ગ આજે તલપાપડ થઈ રહ્યો છે. "પત્ની"ને માટે આ લોક ઘણું ઘણું કરવા તૈયાર છે. એનો પડતો બોલ ઉપાડી લેવા તૈયાર છે. જાણે એ રાણી છે અને એ બધા એના સેવક છે. પેલા જમાના કરતાં આ કદાચ તદ્દન અવળી સ્થિતિ ગણાય. પરિણામ એ આવ્યું કે ઘરસંસારમાં આ નવા વિચારવાળાને આ તેમની નવીન પદ્ધતિથી સુખશાંતિ ન મળ્યાં, આ વર્ગ ઉપર "વહુઘેલા"નો આરોપ મૂકાયો. તે આરોપ રદ કરવા જેટલી કુશળતા તેમનામાં ન ઊગી આવી. તેઓ તો પાળીપોષી મોટા કરનાર માબાપને મન કપૂત નીવડયા. કુટુંબ ભાવના નષ્ટ પામી અને તેની સાથે તેમાંથી જન્મતા અને સંસારને આનંદમય કરતા ભાવ પણ નષ્ટ થવા માંડયા. કલેશ કજિયા વધવા લાગ્યા અને જીવન દોરંગી થઇ ગયું. સ્ત્રીના હક્ક જાળવી રાખવા તેઓએ હક્કની લડતમાં પૂરેપૂરા ઝઝૂમ્યા પણ સ્ત્રીની પદવી ચોક્કસ ન કરી શકયા. સ્ત્રી માણસ છે તે વાત પણ તે ભૂલ્યા.

આમાંથી એક બીજો વર્ગ વચ્ચે એવો ઊભો થયો કે તેમણે છડેચોક વડીલોનો વિરોધ કરવા માંડયો. લગ્નની બાબતમાં આજસુધી વડીલોના હાથમાં જે અધિકાર હતો તે તેમણે છીનવી લેવા માંડયો. ગમે તે ઇશ્વરે બનાવેલી પુતળી સાથે આખી જિંદગી જોડાવાની તેમણે સાફ ના પાડી. વડીલોના દોષને પરિણામે જેમની કોટે નાનપણમાં અણસમજુ અવસ્થામાં જે "બલા" વળગી હતી તે કાઢી નાખવા તે તૈયાર થયા. તેમને તો ઘરડાઓ કહેતા તેવી મનગમતી "મડમ" જોઈતી હતી. કેટલાક વડીલોએ સ્વ૦ ગોવર્ધનરામ જેવી ડાહીડાહી શિખામણ દીધી, કે "ભાઇ, 'પડયું પાનું સુધારી લે,' વિધિનું ધાર્યું વેઠી લે." બીજી રીતે એમ કહેતા કે હવે શું થાય? થવાનું થઇ ગયું. આ કાંઇ કુંભારના ઘરનું હાલ્લું છે કે ભાગેલું હોય તો બીજું તરત લાવી શકાય? પણ આ અંગ્રેજી ભણેલાનો તો એકજ ઉત્તર હતો, કે *આ બધાં તમારાં કામ છે; જે તમે અમારી અજ્ઞાન દશામાં વળગાડ્યાં તે અમે સમજતા* થઇએ ત્યારે ચલાવી લેવા બિલકુલ તૈયાર નથી. એટલે આમાંથી એ દીસી આવતું કે આ જુવાન વર્ગને અસલના વખતમાં રાજકુંવરીઓ માટે જે સ્વયંવર પદ્ધતિ હતી તેવી પદ્ધતિ પોતાને માટે સ્વયંવરુ પદ્ધતિ લગ્નમાં દાખલ કરવી હતી. અને જે આ પદ્ધતિનો વિરોધ કરે તે સામે તેમને બંડ ઉઠાવવું હતું. તેમને સ્ત્રી તરફ માન, આદરભાવ, કે પૂજ્યભાવ તો હતો નહિ, પણ બજારમાં ચીજ ખરીદવા જઇએ તો સારામાં સારી બનાવટની કેમ ન લેવી એ એમને જોઇતું હતું. આ બધા અડધા દાઝેલા જુવાનીયા હતા. આમની રીતથી વિખવાદ અને કલેશ વધ્યા. સ્વયંવરુ પદ્ધતિનાં કેટલાંક દૃષ્ટાંત સમાજમાં આપણને નજરે જોવાનાં મળ્યાં છે. વર્ણાન્તર લગ્નો કેટલાંક થયાં છે તેમાંથી ઘણું જાણવાનું મળી આવે છે. આ લગ્નો કામભાવથી થયાં કે સરખી જોડ શોધવાના શુદ્ધ ભાવથી થયાં એ કહેવું મુશ્કેલ છે. આવાં લગ્ન બધે સફળ થયાં છે તેવું પણ પાછળથી બનેલી ઘટનાઓ જોતાં કહેવું સાચું નથી.

અને સ્ત્રીને પુનર્લગ્નની છૂટ જ નહિ એ કેમ બને ? હિંદુ સંસારનું એક ઉજ્જવળ અંગ તો એ છે કે સ્ત્રી પુરુષ પતિપત્ની તરીકે જીવન શરૂ કરે ત્યારથી પરસ્પરના સ્વભાવભેદને સમજી લઈ એ ભેદને અપનાવી લે છે, અને સ્વભાવની, સંજોગોની, હજારો પ્રતિકૂળતાઓને અનુકૂળતાઓ બનાવી દે છે, અને એમ કરી બન્ને જીવનને એવા ઓતપ્રોત વણી દે છે કે સંસારમાં મધુરતા લાવવામાં કોણે કેટલો ફાળો આપ્યો એ કહેવું મુશ્કેલ થઇ પડે છે. આવા આદર્શ મુજબ જીવતાં શીખીએ ત્યારે સ્ત્રીની પદવી આપણે નિર્માણ કરી શકીએ.

સ્ત્રીની અધોગતિ પુરુષે ભૂતકાળમાં કરી છે, અને પુરુષે એનું જીવન ગૂંગળાવી નાંખ્યું છે, છતાં સંસારમાં સ્ત્રીએજ ધર્મ સાચવ્યો છે, ને સંસારને શોભાવ્યો છે. અજબ સહનશીલતા કેળવી સંસારમાં સુખ, શાંતિ, સ્નેહ, મધુરતા, મૃદુતા, ઉદારતા, પ્રસન્નતા, આનંદવાણી વગેરે જે એણે અદ્દભુત સૃષ્ટિ પેદા કરી છે તે માટે ખરેખર તે "જનેતા" પદને યોગ્ય ઠરી છે. સંતાનો જન્માવી તે બેસી નથી રહી. એટલે પુરુષનામાં સત્યનિષ્ઠા, આદર્શભક્તિ અને અડગટેક હોય તો આ આદર્શને વશ રહી, એણે પોતાની અદ્દભુત સૃષ્ટિ સરજાવી, સંસારમાં સાચા "જનક" નું પદ શોભાવવું જોઇએ. એ દૃષ્ટિ ધ્યાનમાં રાખી પુરુષે પોતાનું આંતર અને બાહ્ય જીવન ફરીથી ઘડી લેવું જોઇએ. આવું સુંદર જગત જગત્કર્તાએ આપણને બક્ષીસ દીધું છે તે માટે આપણે એના કૃતકૃત્ય થઇએ છીએ અને એને પૂજીએ છીએ. તો સ્ત્રી પણ સ્ત્રી મટી સરજનહાર થઇ છે તો તેને આપણે કેમ ન પૂજવી જોઇએ ? નારીપૂજા માટે મનુભગવાને પણ પેલો શ્લોક લખ્યો છે: **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।** અને આ શ્લોક લખી સાચે જ તેમણે સ્ત્રીની પદવીની સબળ હિમાયત કરી છે. સ્ત્રી પુરુષ હવે એમ માને કે આવો આદર્શ જીવવામાં જ જીવનનું સાફલ્ય છે, તો જ **સંસારમાંય સ્વર્ગ ભોગવી શકાય.**

હીરાભાઈ

ભૂતકાલ" વગેરેની પ્રશસ્તિઓ જેવાં કાવ્યો પછી તેમાંના અતિશયોક્તિ કે અતથ્યાંશના ઉતાર લેખે પણ આ એક કૃતિ સંગ્રહમાં સામેલ કરી છે.

સારાં ઉપહાસકાવ્ય કે પ્રતિકાવ્ય (પૅરોડી parody, કોઈ મૂલ કવિ કે કૃતિનો ઉપહાસ કરવાને તેનું કરેલું અનુકરણ) લખવાં રહેલાં નથી; એના કારીગરો ઉપજાવ્યા નથી ઉપજી શકતા, દર્શનની તેમ આલેખનની કંઇક વિશિષ્ટ શક્તિઓ હોય તે જ સારાં ઉપહાસકાવ્ય લખી શકે. ઉપહાસ કાવ્યો, ઉપહાસ ટુચકા, અને વિકૃત છબીઓ (કૅરીકૅચર caricature) તાક્યું નિશાન પાડે, લોકપ્રિય બને અને નિર્દંશ હોય, એવાંને અમેરિકા યુરોપમાં બદલો પણ બહુ સારો મળે છે, તથા અહીં પણ છાપાંઓ સમૃદ્ધ થશે તેમ તેમ મળવા માંડશે. અને તો પણ ઉપર પ્રમાણેનું મત ફરીને કહું છું, એ કલા ખરી, પણ કલા લેખે ઊંચી નહીં; કલાની પદવીઓ કૃતિની લોકપ્રિયતા, તે માટે મળતા બદલા, તે ઉપજાવવાની મુશ્કેલી, કે ઉપજાવી શકનાર માણસોની સંખ્યા ઉપરથી, આ કોઇ એક દૃષ્ટિએ અગર આ સર્વે દૃષ્ટિઓના સમન્વયે પણ, બાંધવાની નથી.

---

(૨) પણ કોઇ પણ લેખકનો નમૂનો માત્ર ઉપહાસ કાવ્ય જેવા હલકા વર્ગનો આપવો, તે એને અન્યાય કરવા બરોબર હોવાથી આ સંખ્યાંકમાં જ એ લેખકનું એક કાવ્ય પણ લઉં છું.

## હરિહર પ્રાણશંકર ભટ્ટ : નિરભિમાન

ભલે મન વિવેકહીન તિમિરે સદા આથડે,
અને હૃદય કલ્પનારહિત કૂપમાંહી પડે;
ભલે સકલ ઝિંદગાની રસરંગહીણી જતી,
પરંતુ ન હિ નમ્રતારહિત ચિત્ત યાજે કદી. ૧
ભલે સ્ખલન પૂર્વનાં સ્મરણથી સદાયે બળુ,
પરંતુ ન હિ તે ભુલી મદ—નઠોર થાવા ચહું;
સદાય નિજ દોષ કાજ અનુતાપ વાળા પરે
વહે તુજ દયા, વિભો, ફિકર શી પછી છે મ્હને ? ૨
દિનેશકર કોમળાં ધનુષ મેઘમાંહી રચે,
નિહાળી શિશુ ભાઈ ભાંડુ નિજને બતાવા ધસે;
ધરુ વિવિધ વર્ણ એમ જગ આગળે સર્વ તે
કટાક્ષ કરુણા તણા તુજથી જે ઉરે અંતરે. ૩
પરંતુ કદિ વર્ણ એ મુજ ગણું, ગણાવા કરું,
અને હૃદયમાં પડેલ તુજ રશ્મિને વીસરું,
કરી પ્રખર તો, પ્રભો, કિરણ તાહરા તે સમે
સુકાવ વિખરાવ એ હૃદય ભેદને, વર્ણ—ને. ૪

છંદઃ પૃથ્વી. પંડિત જગન્નાથ અને મોડા કવિઓના પૃથ્વી વૃત્તમાં ઘણુંખરું બે વિરામ છે; આઠમે અક્ષરે અને દરેક પંક્તિને અંતે; ઘણુંખરું એટલા માટે લખવું પડે છે કે જગન્નાથ જેવા સંગીતપ્રધાન મુક્તક કવિમાં પણ અવિરામ સળંગ પંક્તિઓ મળી આવે છે. અને ભર્તૃહરિ જેવા આગળ થઇ ગયેલા કવિઓમાં તો પૃથ્વી અવિરામ સળંગ પંક્તિનો

સુણી ધ્વનિ દમ ધીમો કોઈના ચાલવાનો; હરિણી સમ વિચારે દૃષ્ટિ ઉત્કંઠ બાલા;
ચમકતી જરિ હૈયે જોઈ આવંત ભિક્ષુ નિજ કુટી પ્રતિ આજે,—કેમ એ કોણ જાણે? ૪
ઉઠી સત્કારવા સાધ્વી બારણે જોઈ ભિક્ષુને છવાયેલી દીઠી આજે મ્લાનિ સાધુતણે મુખે. ૫
બેસે એ આસને પાસે સ્વીકારી આવકારને કિંતુ સહોદરા વૃત્તિ આજ ના વદને રમે. ૬
આજે મટી સુર અસુર હતું થયેલું એનું શુચિ હૃદય કામવડે ગ્રહેલું;
સમ્બોધી એ નવ શકે શુભ 'બ્હેન' શબ્દે, ઉંડે લુંટે ભગિનીભાવ છુપેલ તો યે. ૭
દીર્ઘ કાલ ટક્યું મૌન; અંતે બોલી સુલોચના, "બંધુ, શું મૌન કાં સેવે? પીડે શી ઉર વેદના?" ૮
ઊઠે જળી અનિલની લહરી અડયેથી ધુંધી રહ્યો અનલ જે ચિરકાલ સુધી:
ભડક્યો જ્વળી ધુંધવતો સ્મર સાધુ કેરો, વાણી શિખા મહિં તપસ્વિનો શબ્દ વાયો. ૯
"બપૈયો હું ઝુરું, વ્હાલી, પ્રેમ વહ્નિ વિષે મહા શીળું પીયૂષ વર્ષીને ઠાર ઓ શશિશીતલા!" ૧૦
વીંધાય કેવી હરિણી શરપાત થાતાં! આશ્ચર્ય ને ભય થકી તરફે બીચારી!
તેવી વીંધાઈ હૃદયે અનભિજ્ઞ બાલા, આશ્ચર્યમુગ્ધ, ભયકંપિત, કામિશબ્દે. ૧૧
દે ઢાંકી વાદળપટે મુખ તારિકા શું લજ્જાભરી, નિરખ, ભિક્ષુની પાપવૃત્તિ?
ક્રોધે ભરી પ્રલયચીસ પ્રચંડ દેતી ગાજે શું આ ધુરકતી સઘળી દિશાઓ? ૧૨
ભડક્યો મહા અનલ સાધ્વી તણે દિલે, ને તેની પ્રચંડ સળગી નયને શિખાઓ;
એને મહાબલથી સંયમ આડ બાંધી બાલા દયાર્દ્ર ભરપ્રેમ સુશાંત બોલી: ૧૩
"બંધુ, અરે કયમ ભુલે! હું છું બુદ્ધપુત્રી, ત્હારાય મા વિસર! બુદ્ધ પિતા વળી છે:
બાંધ્યાં સખા ઉર સહોદર ભાવસૂત્રે, તે તોડવા વિપથ યત્ન કરે તું શાને?
કાં રે ભુલે શુભ વ્રતો ગુરુ બુદ્ધ કેરાં? શેણે બુઝયો પુનિત આત્મતણો પ્રદીપ?" ૧૪
જ્ઞાન ને નીતિના કાલાં થોથાં ના મુજને રુચે: ઘેલું ઘેલું લવે તેથી પ્રેમહિંસા ન શું બને?" ૧૫
ન હિ ન હિ ભ્રમકેરી જાળ ગુંથી ગુંથીને વધુ વધુ સપડાતું આમ તુંને ઘટે છે:
નવ નવ કદિ હોયે પ્રેમ ને કામ એક: નવ પરખી શકે શું અગ્નિ ને આગિયાને! ૧૬
સ્મર સ્મર જરિ હૈયે તાતના બોધ ઊંચા જરૂર જરૂર તુંને લેઈ લેશે ઉગારી:
પતન સમજજે આ પાપકેરી ખીણોમાં, નવ નીકળી શકાશે, જો પડ્યો એક વાર.
નિરખ નિરખ કે તું કોણ, ને કોણ હું યે! જરૂર સમજજે આ દેહનો મોહ કુડો:—" ૧૭
"ઓ સુંદરી, રસિકને રસલ્હાણ દીધો તું રાખ કાં, રસિકડી, બહુ વાર સુધી?
આ હું રસાર્ત્ત સહતો રસશોષ ઊંડો તો યે દયા કયમ સ્ફુરે નવ, ચારુગાત્રિ?" ૧૮
લજ્જાહીન વદી આમ સાધ્વીને સ્પર્શવા ઉઠે, પરંતુ તસ બાલાની દૃષ્ટિની વીજળી પડે. ૧૯
ચસી નવ શકયો ભિક્ષુ, કિંતુ કામ ઘટ્યો નહીં, અંધ જેઇ રહ્યો કાંઈ બાલાના મુખડામહીં. ૨૦
દુખી થઇ અતિ બાલા પાપીની જોઈ પીડા, બળતી હૃદયમાંહે શોભના ચારુશીલા:
હૃદયમહિં વહ્યાં કૈં વારિ મીઠાં દયાનાં, સરલ હૃદય ઇચ્છે પાપીને પ્રેમ પાવા. ૨૧
હૃદયદુખ દબાવી બુદ્ધબાલા દૃઢા એ વદન જરિ નમાવી પાપીને આમ પૂછે,
"વદ નિરખી રહ્યો શું આમ ચામે મઢેલા મુજ મુખમહિં, ઘેલા, રક્તમાંસે ભરેલા?" ૨૨
"અરે! નિર્ગલતાં ત્હારાં લોચનો શાં સુલોચના!..." ૨૩

× × ×

"હું હું હું બ્હેન, શું આ!" વદતો રહે લલિત લોચન હસ્ત વિષે પડે:
હૃદય રૂંધતી સ્થૂલ શિલા ખસે, ઉર તણાં જલ આંખથી ઊલટે." ૨૪

વિષયઃ "સુલોચનાનું લોચનદાન." એમાંથી આરંભની કેટલીક કડી અને વચ્ચેથી ...કું થોડું છોડી દીધું છે. લોચનદાન આપીને પણ કામને હરાવી સુલોચના ભિક્ષુ તઈ ...ાચું ભગિનીકર્તવ્ય બજાવે છે, એ અદ્‌ભુતકરુણ વિષયનું આ આલેખન સંયમી અને

ભાઇને ઉગારવા તો લે એ આંખોની જ કુરબાની! અને આ અદ્દભુત આ ભયાનક આ રૌદ્ર આ બીભત્સ પણ કરુણ લક્ષ્યવેધી આચરણથી ભિક્ષુનો મદનાવેશ તત્ક્ષણ પીગળી જાય છે; મદનાવેશની જડતારૂપ શિલા તુટી પડે છે, અને પ્રાયશ્ચિત્તના તેમ સુલોચના પ્રતિ દયા, સ્નેહ અને ભક્તિભાવના શ્રાવણ અને ભાદરવો એની આંખમાંથી વર્ષી રહે છે.

મિતાક્ષરતાને મોટો ગુણ ગણું છું, તથાપિ ઉમેરવું પ્રાપ્ત થાય છે જે છેલ્લી કડીમાં છે એટલી બધી મિતાક્ષરતા દુર્બોધતા ગણાય.

સરલ હૃદયઃ સરલ હૃદયા; પણ બંને શબ્દ છૂટા રાખિયે તો 'સરલ હૃદયે પ્રચ્છે છે.'

લલિતઃ આગલી ક્ષણ લગી લલિત હતાં તે, એમ જ અર્થ લેવો.

આવા બનાવનું વર્ણન ( શબ્દોમાં ) અયોગ્ય નથી તેટલું એનું ચિત્ર અયોગ્ય બને, અને ચિત્ર કરતાં પણ વધારે અયોગ્ય એવા બનાવનું તખ્તા ઉપર નિરૂપણ બને. જુવો લેસિંગે એના લઓકૂન ( Laokoon ) મૂર્તિજૂથની ચર્ચામાં જુદી જુદી કલાઓની જુદી જુદી મર્યાદાઓને લગતા વિવેક માટે કરાવેલું દિગ્દર્શન.



# સ્ત્રીઓમાં વાંઝિયાપણું

[ Sterility in Women ]

વાંઝિયાપણું એટલે પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિનો અભાવ. આ અશક્તિ સ્ત્રીઓમાં તેમજ પુરુષોમાં–બન્નેમાં હોઈ શકે. પરંતુ આ અંકની મર્યાદામાં રહીને લખવા માટે સ્ત્રીઓના વાંઝિયાપણા માટે જ અહીં વિચારો દર્શાવ્યા છે.

આ લેખ સમજવા પૂરતી, શરીરના પ્રજનનના અવયવો ( Organs of Reproduction ) ની માહિતી અહીં આપી છે.

સ્ત્રી શરીરમાં, પ્રજા ઉત્પન્ન કરવામાં નીચેના અવયવો મુખ્ય ભાગ લે છે. ગર્ભાશય, બીજાશયો, બીજવાહિનીઓ તથા અપત્યપથ અથવા યોનિમાર્ગ. તેમનું ટૂંકું વર્ણન નીચે પ્રમાણે.

(૧) ગર્ભાશય ( Uterus–યુટેરસ )

ગર્ભાશય એટલે ગર્ભને–ભવિષ્યના બાળકને–રહેવાની એક કોથળી. તે માંસની બનેલી હોય, આકારમાં જમરૂખને મળતી આવે છે. તે આસરે ત્રણ ઇંચ લાંબી, બે ઇંચ પહોળી અને એક ઇંચ જાડી હોય છે. તે પેડુની અંદર તેના તળિયા નજીક રહેલી છે. ગર્ભ રહેતાં આ કોથળી અત્યંત મોટી થઇ જાય છે. તેને ત્રણ છિદ્રો છે. તેના આગલા ભાગમાં રહેલું છિદ્ર યોનિમાર્ગમાં ઉઘડે છે અને તેના મુખ તરીકે ઓળખાય છે. જ્યારે તેની દરેક બાજુ પર આવેલું એક એક છિદ્ર તે બાજુ પર આવેલી બીજવાહિની નામની નળી સાથે જોડાયેલું છે.

(૧) બીજાશયો ( Ovaries–ઓવરીઝ )

જેમ પુરુષોમાં, બે વૃષણો વીર્યના જંતુઓ પેદા કરે છે તેમ સ્ત્રીઓમાં, બન્ને બીજાશયો સ્ત્રીબીજને પેદા કરે છે. ગર્ભાશયની, દરેક બાજુએ, સહેજ અંતરે, એક એક બીજાશય

બાળકના શરીરને પાયો. જો સ્ત્રીબીજોને પુરુષબીજોનો ભેટો ન થાય તો તેઓ ગર્ભાશયમાંથી બહાર નીકળી યોનિ દ્વારા બહાર નીકળી જાય છે.

દરેક સંભોગને અંતે, લાખો પુરુષબીજો (sperms) યોનિમાર્ગ દ્વારા ગર્ભાશયના મુખ આગળ જાય છે. એમાંનાં ઘણાં થોડાં ગર્ભાશયમાં દાખલ થઇ શકે છે જ્યારે ભાગ્યે જ એકાદ સ્ત્રીબીજને મળી શકે છે.

માસિક રજોદર્શન નિયમિતપણે થયા કરે તો તેનો અર્થ એટલો જ કે ગર્ભાશય નવા ગર્ભને આવકાર આપવા તૈયાર છે પરંતુ તેથી એમ માની લેવાનું નથી કે એની સાથે પરિપક્વ થયેલાં સ્ત્રીબીજો પણ તૈયાર હશે, કારણ સ્ત્રીબીજો તૈયાર થયેલાં ન હોય તોપણ અટકાવ તો દેખાય. એથી ઊલટું, અટકાવ દેખાતો ન હોય તો પણ અંદર પરિપક્વ થયેલાં સ્ત્રીબીજો નથી એમ માની લેવું નહિ. કોઇ વખત, ખાસ કરીને બાળક ધાવતું હોય ત્યારે, રજોદર્શન થતું નથી પરંતુ ગર્ભ રહે છે કારણ બીજાશયમાંથી પરિપક્વ થઇને સ્ત્રીબીજો નિયમિત રીતે ગર્ભાશય તરફ આવવા નીકળે છે. બીજા શબ્દોમાં કહીએ તો, સ્ત્રીબીજોનો પરિપાક (ivulation) તથા રજોદર્શન (menstruation) આ બન્ને વ્યાપારો, ઘણી વખત સાથે સાથે, જ્યારે કોઈ કોઇ વખત છૂટાછૂટા પણ, ચાલુ રહે છે.

શા માટે અઠ્ઠાવીસ દિવસને આંતરે રજોદર્શન થાય છે? શા માટે ૭ ૭ માસે અથવા દર પખવાડિયે થતું નથી? આ પ્રશ્નોનો ખુલાસો કોઈ કરી શકતું નથી. ઊલટા, સામા એવા જ પ્રશ્નો મૂકી શકાય કે શા માટે હૃદય દર મિનિટે ૭૫ વાર થડકે છે અથવા શા માટે દર મિનિટે ૧૭ શ્વાસોચ્છ્વાસ ચાલે છે! એક શબ્દમાં ખુલાસો કરીએ તો, તેનો ઉત્તર શરીરનો 'સ્વભાવ' અથવા 'પ્રકૃતિ.'

કેવી રીતે ગર્ભ રહે છે એટલું સામાન્ય રીતે જોયા પછી એ શા માટે નથી રહેતો એ વધારે સ્પષ્ટતાથી સમજી શકાશે. આ ચર્ચાની શરૂઆતમાં જ અમે એમ માની લઇએ છીએ કે પુરુષબીજ તદ્દન શુદ્ધ છે છતાં સ્ત્રીને ગર્ભ રહેતો નથી–તે વંધ્યા રહે છે, અને એનાં કારણો હવે તપાસીએ.

સરળતાની ખાતર, વાંઝિયાપણાનાં કારણો બે વિભાગમાં વહેંચી દેવામાં આવે છે. પહેલા વિભાગમાં એવાં કારણોનો સમાવેશ કરવામાં આવ્યો છે કે જેમનાથી સ્ત્રીને ગર્ભ રહી શકતો નથી. જ્યારે બીજા વિભાગમાં એવાં કારણોનો સમાવેશ કરવામાં આવ્યો છે કે જેમનાથી ગર્ભ રહે છે છતાં ગર્ભાશયની અંદર તે રહી ન શકતાં એકદમ તૂટીને બહાર નીકળી પડે છે. પરિણામ તો બન્ને કારણોનું એક જ અને તે અખંડ વન્ધ્યત્વ (absolute sterility).

## પ્રથમ વિભાગ: ગર્ભ રહેતો જ નથી.

(૧) ઉમ્મર. પંદરથી પચાસ વરસની સ્ત્રીઓમાં વાંઝિયાપણાનું પ્રમાણ ઓછામાં ઓછું જોવામાં આવે છે, જ્યારે ત્રીસથી ચાળીસ વરસની સ્ત્રીઓમાં એ પ્રમાણ વધતું જતું માલૂમ પડે છે. પરંતુ ઉમ્મર ઉપર બહુ વજન આપવું યોગ્ય નથી, કારણ કોઈ વખત ૪૧મા વરસ પછી પણ સ્ત્રીને પહેલીવાર ગર્ભ રહે છે અને તેરમે વરસે પણ–રજોદર્શન પણ થયા પહેલાં—રહે છે.

(૨) પાંડુ (Anoernia), મૂત્રપિંડોનો સોજો (Nephritis), ચાંદી, પ્રમેહ, જીર્ણજ્વર, શરીરનું ચરબીથી ફૂલી જવું વગેરે શરીરના ભયંકર વ્યાધિઓ.

અખંડ વન્ધ્યત્વની ચર્ચા અહીં જ પુરી થાય છે. શા માટે સ્ત્રીને એકાદ બાળક જન્મ્યા પછી બીજું છોકરું થતું નથી અથવા શા માટે ગૃહસ્થોનાં કુટુંબોમાં ઓછાં છોકરાં જન્મે છે વગેરે પ્રશ્નો વારંવાર કાને અથડાતા હોવા છતાં વિષયાંતરના ભયથી અહીં છોડી દીધા છે.

## સારવાર

વન્ધ્યાની સારવાર કરતાં પહેલાં ઝીણામાં ઝીણી બાબતોની પૂરતી તપાસ કરવી ઘટે છે. આખી પ્રાણીસૃષ્ટિમાં સંતતિ માટે નર કરતાં માદા વધારે ઉત્સુક અને પ્રયત્નશીલ માલુમ પડે છે; અને મનુષ્ય પ્રાણી પણ કુદરતના કાનૂનની બહાર નથી. સંતાન માટે સ્ત્રીઓ એકલા વૈદ્યો કે ડૉકટરોની નહિ, કિંતુ ભુવા, સાંઇ કે ફકીરોની મદદ માગવાનું પણ ચૂકતી નથી.

વન્ધ્યત્વનાં જે કારણો આપણે પહેલાં જોઇ ગયા છીએ એ જ પદ્ધતિએ તેની સારવાર કરવાની હોય છે.

(૧) જો બીજાશયો તથા ગર્ભાશયનો વિકાસ બરાબર થયેલો નહોય અને જો આ અવયવો રોગથી ઘેરાયેલા હોય તો સંતાનની આશા નિરર્થક છે. એટલે કે જો ગર્ભાશય, કાશીબોર જેવડું અને બીજાશયો કાળાદ્રાક્ષ જેવડાં જ હોય તો સારવાર કરવાની ના પાડવી.

(૨) જો ગર્ભાશય સ્થાનભ્રષ્ટ હોય તો તેને યોગ્યસ્થાનમાં મૂકી શકાય. એને માટે કાં તો શસ્ત્રક્રિયાની જરૂર પડે અગર પેસરી પહેરાવતાં ગર્ભાશય ઠેકાણે લાવી શકાય. જો તેનું મ્હોં સંકોચાયલું હોય તો તે પહોળું કરી શકાય.

(૩) જો અપત્યપથ સાંકડો હોય તો તે શસ્ત્રક્રિયા વડે પહોળો કરી શકાય.

(૪) જો ગર્ભાશયમાં જૂનો સોજો હોય તો તેનું અંદરનું પડ સારી રીતે સાફ કરી, ડુશ આપી સોજો નાબૂદ કરી શકાય. પરંતુ જો બીજવાહિનીઓ સૂજી ગયેલી તથા બંધ થઇ ગયેલી હોય તો સારવારનું પરિણામ સારું આવતું નથી.

(૫) પ્રજનનના અવયવોની આસપાસ ઉત્પન્ન થયેલી ગ્રંથિઓ શસ્ત્રક્રિયા વડે દૂર કરી શકાય.

(૬) યોનિમાર્ગના સ્રાવો, યોગ્ય સારવારથી તેમજ ડુશ લેવાથી ઓછા કરી શકાય છે.

(૭) સંભોગ માટે યોગ્ય સૂચનાઓ આપવી.

(૮) કેટલાએક કેસોમાં, વન્ધ્યત્વ માટે દરદીની માનસિક સ્થિતિ જવાબદાર હોય છે. અનેક ઢંગધડા વગરના ઉપાયો અજમાવીને દરદી નિરાશ થઇ જાય છે. તેને પ્રજા થશે જ નહિ એવા વિચારોથી તેનું મન ઘેરાઇ જાય છે. આ સ્થિતિમાં ડૉકટર કરતાં તેનો પતિ તેના મન પર વધારે સારી અસર કરી શકે છે. જો સ્ત્રી સંતતિ માટે બેદરકાર રહી કુદરતી જીવન ગુજાર્યા કરે તો પ્રજા થવાનો સંભવ વધારે રહે છે.

(૯) શરીરમાં માલુમ પડતા વ્યાધિઓની યોગ્ય સારવાર કરવી તેમજ સાદા અને નિયમિત જીવનની અગત્ય સમજાવવી.

તો હજારો પુરુષ સૈનિકોએ નામ નોંધાવ્યાં હતાં. અને સ્ત્રીઓ આ કામમાં ચટણીની પેઠે વટાઇ જાય માટે સ્ત્રીઓએ તો બે જ કાર્ય હાથમાં લેવાનાં કહ્યાંઃ વિદેશી કાપડનો બહિષ્કાર અને મદ્યનિષેધનું કામ. આ બન્ને કામ સ્ત્રીઓનાં શરીર, સ્વભાવ અને પરિસ્થિતિને અનુકૂલ છે. માટે આ બે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. અને મિસીસ અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા નીચે એક કમિટિ નીમવામાં આવી હતી. શ્રી. મીઠુબ્હેન પિટીટ અને મણિબ્હેન વલ્લભભાઇ પટેલ મંત્રી, શારદાબ્હેન ઉપમંત્રી, તથા સવિતાબ્હેન સભ્યઃ એ પ્રમાણે બીજા સભ્યો ઉમેરવાની સત્તા સાથે આ કમિટિ નીમાઈ હતી. સ્ત્રીઓ દરેક ઠેકાણે કામ કરવા માટે એકી પગે થઈ રહી હતી એટલે શ્રી. ગાંધીજીનો આદેશ સાંભળીને તરત જ કામની વ્યવસ્થા કરવા માંડી. સુરત જિલ્લામાં મીઠુ બ્હેન પિટીટનું નામ તો બારડોલીની લડત પછી ઘરગથ્થું થઈ ગયું છે. એમણે તો સુરત જિલ્લાની રાનીપ્રજાનાં મન એટલાં વશ કરી લીધાં છે કે આખો જિલ્લો એમને 'માયજી' કહીને જ બોલાવે છે. આ ખાદીધારી પારસીબ્હેન લક્ષાધિપતિની પુત્રી કુટુંબને છોડીને એક ગરીબ ગામડીઆણનું જીવન ગાળી રહ્યાં છે. પિટીટ ખાનદાનની જાહોજલાલી છોડીને પાટીદાર આશ્રમનાં દાળભાત ને જુવારના જાડા રોટલાનો આહાર કરીને તડકે છાંયડે વરસાદ પાણીમાં આખા જિલ્લામાં રખડીને ખાદીનો પેગામ પહોંચાડે છે, ઢગલાબંધ સુતર ઉત્પન્ન કરાવે છે અને દારતાડીની બદીનો નાશ કરવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. આ કામ એમને નવું નથી. બે વર્ષથી આજ પ્રકારનું કામ એ ત્યાં જ કરી રહ્યાં છે. અને શ્રી ગાંધીજીનો હુકમ મળતાં અપૂર્વ બળ અને શ્રદ્ધાથી એ કામે મંડી ગયાં છે. સુરતના પાટીદાર આશ્રમમાં એમણે પોતાનું મુખ્ય મથક રાખ્યું છે. એમની સાથે સુરતના કાર્યકર્તાઓ સંપૂર્ણ સહાનુભૂતિથી કામ કરે છે અને સર્વરીતે મદદ કરી રહ્યા છે. એમની પાસે લગભગ ૧૫૦ દોઢસો સેવિકાઓએ તાલીમ લીધી છે. અને સુરત જિલ્લાના મુખ્ય મુખ્ય તાલુકામાં ગામડે ગામડે દારતાડી દૂર કરવા માટે તેમજ ખાદીના પ્રચારનું કામ છાવણીઓ નાંખી નાંખીને કરે છે. આ છાવણીઓ ઉપર પચીસ પચીસ સેવિકાઓ અને થોડા સ્વયંસેવકો કામ કરે છે. છાવણીઓ ઉપર મીઠુબ્હેન ખુબ દેખરેખ રાખે છે, પીઠાવાળાને સમજાવે છે, ન્યાતોના પંચોને મળે છે અને જરૂર પડે પીઠાં પર ચોકી પણ કરે છે. આખો વખત સેવિકાઓ કાંત્યા કરે છે અને શુદ્ધ પવિત્ર જીવન ગાળે છે.

શ્રી. કસ્તુરબા જલાલપુરમાં અડ્ડો જમાવીને બેઠાં છે, દારૂ તાડી અને ખાદીનું પુષ્કળ કામ કરે છે અને કરાવે છે. એમની હાજરીથી જલાલપુરમાં અજબ ઉત્સાહનું વાતાવરણ જામી ગયું છે. પૂજ્યશ્રી ગાંધીજી જેલમાં ગયા ત્યારથી શ્રી. કસ્તુરબામાં નવું જોસ આવ્યું છે અને તેને લીધે વાતાવરણ અદ્દભુત બની ગયું છે. બાની શીળી છાય નીચે કામ કરવાને અનેક ગામડાની બ્હેનો તલસી રહી છે. વળી ઓરપાડમાં એક કુમળી મુસ્લીમબાળા આખી ટુકડીનું ઉપરીપણું કરે છે. શ્રી. અબ્બાસ સાહેબની પૌત્રી માત્ર ૧૯ વર્ષની છે પણ એણે પોતાના મીઠા સ્વભાવથી નાનાંમોટાં બધાનાં મન વશ કર્યાં છે. ઓરપાડના પીઠા પર મુસલમાનો જ ઘણે ભાગે આવે. આ બાળા પોતાની ટુકડી સાથે ચૈત્ર વૈશાખના તાપમાં જ્યાં ઝાડનો પણ છાંયો નહિ એવી જગ્યાએ બેસીને દિવસભર તકલી પર સુતરના તાર કાઢતી જાય છે ને આ મુસલમાન ભાઇને તાડી પીતા રોકે છે. એને નથી સુવાને ખાટલો જોઇતો

કામ આરંભ્યું છે—અડચણો, આપત્તિઓને ઠોકરે મારે છે, પુત્રોને પતિઓને આનંદથી આશીર્વાદ આપીને જેલજાત્રાએ મોકલે છે, લાઠીના માર ખમવાને મોકલે છે, પ્રસંગ આવે પોતે પણ અપમાન અને માર શાંતિથી સહન કરે છે. કોઇ પણ દેશ આ સ્ત્રીશક્તિનો પ્રભાવ જોઇને આશ્ચર્ય થયા વગર રહે નહિ, અને શાન્તિ, ધૈર્ય અને અડગતા આગળ પોતાનું માથું સહેજે નમાવે. જે દેશમાં શ્રી. સરોજિની દેવી, અનેકમળા દેવી જેવાં રત્નો પાક્યાં છે તે દેશને ડરવાનું શું છે ? આ દેવીઓ અને યુવકો દેશને જગતભરમાં શોભાવી રહ્યા છે, એટલે અંતે વિજયની આશા કેમ ન રાખીએ ?'

શારદા મહેતા

---

# સ્ત્રીત્વ

अहं रुद्राय धनुरातनोमि ब्रह्मद्विषे शरवे हन्तवा उ ।

બ્રહ્મદ્વેષી હિંસકને હણવા રુદ્ર માટે ધનુષને હું તાણું છું.

અંભૃણ મહર્ષિની વાચા નામની પુત્રી પોતાની જાતનું વર્ણન કરતાં પોતાના અનેક લક્ષણોમાં આ એક લક્ષણ ગણાવે છે. આ સૂક્તમાં વાચા પોતાને સ્ત્રી જાતિના પ્રતીક તરીકે વર્ણવે છે. સ્ત્રીના સૌમ્ય સ્વરૂપો સર્વપરિચિત છે. પણ એ સૌમ્યતા એટલે નિર્બળતા નહિ, સ્ત્રી સૌમ્ય એટલે અબળા નહિ એનું સ્મરણ સૌને રહ્યા કરે માટે જાણે વાચા પોતાનું આ લક્ષણ ઉપરની ભારવાળી પંક્તિમાં વર્ણવે છે ! બ્રહ્મદ્વેષી શત્રુને હણવા આ શક્તિ રુદ્ર પાસે ધનુષ ખેંચાવે છે; આમ કહેવાનો ભાવાર્થ એવો જણાય છે કે જ્યારે બ્રહ્મનો દ્વેષ કરનાર હિંસક ઉત્પન્ન થાય છે ત્યારે આ સ્ત્રીના પ્રતીક રૂપ અંભૃણની પુત્રી વાચા રુદ્રમાં પ્રેરણા મૂકે છે અને રુદ્ર પોતાનું ધનુષ ખેંચી શત્રુને હણે છે.

આ હિંસકને મારવાની વાતમાં હિંસાનો ઉલ્લેખ છે કે અહિંસાનો એનો વિચાર અત્ર અપ્રસ્તુત છે. પણ એટલું તો ચોક્કસ છે કે આ બ્રહ્મદ્વેષી હિંસકને મારનારી પ્રેરણા સ્ત્રી છે.

બ્રહ્મ શબ્દના અનેક અર્થો વેદ સાહિત્યમાં કરવામાં આવે છે. હું અહિંઆ બ્રહ્મ શબ્દનો અર્થ રાષ્ટ્રનું ધારક એક તત્ત્વ એવો કરું છું. પૃથ્વીસૂક્તમાં પૃથ્વીને જે ધારણ કરે છે તે તત્ત્વોમાં બ્રહ્મ એકને ગણાવ્યું છે. **सत्यं बृहदृतमुग्रं दीक्षा तपो ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति ।** મહાભારત શાન્તિપર્વમાં પણ લોકમાં અવ્યવસ્થા કેમ થાય છે તેનું વર્ણન કરતાં વ્યાસ છેવટે કહે છે કે '**ततो ब्रह्म ननाश ह ।** પછી બ્રહ્મ નાશ પામ્યું ' આવા રાષ્ટ્રના ધારક તત્ત્વનો જે દ્વેષી હોય તેનો નાશ કરવા માટે આ શક્તિ રુદ્રને ધનુષ ખેંચવા પ્રેરે છે.

સ્ત્રીનું આ સંહારક સ્વરૂપ ખરેખર સમજવા જેવું છે.

સામાન્ય રીતે કુદરતમાં અને સમાજમાં સ્ત્રીનું કામ ઉત્પન્ન કરવાનું અને પોષવાનું દેખાય છે. જાણે કે સ્ત્રી અથાગ મહેનત કરી ઉત્પન્ન કરે છે અને પોષે છે, પુરુષ તેનો



[ સ્ત્રીબોધ જ્યુબિલિ અંગે શ્રી. વિદ્યાબહેનના પ્રમુખપદ નીચે સંવત ૧૯૬૫ ની સાલમાં આચાર્ય આનંદશંકર ધ્રુવે 'નારી પ્રતિષ્ઠા' ઉપર એક મનનીય ભાષણ આપ્યું હતું તે અભ્યાસ યોગ્ય હોવાથી આખું ભાષણ ફરીથી અહીંઆ છાપીએ છીએ. રજા આપવા માટે ધ્રુવ સાહેબના અમે આભારી છીએ. **તંત્રી** ]

## નારી-પ્રતિષ્ઠાઃ એ વિષયનું ઐતિહાસિક દર્શન

"નારી-પ્રતિષ્ઠાઃ એ વિષયનું ઐતિહાસિક દર્શન"—એ મારા વિષયનું સંપૂર્ણ મથાળું છે. વિષય કેવો વિશાળ છે તથા એનું પૂરેપૂરૂં નિરૂપણ કરવું કેવું કઠિન છે એ હું જાણું છું; છતાં એ વિષય ઉપર બે બોલ બોલવાની મેં આજ હિંમત ધરી છે. ભક્તજનો જ્યારે ભગવાનનાં ચરિત્રો ગાય છે ત્યારે તેઓ પોતાની વાણીની નિર્બળતા સારી રીતે સમજે છે; તથાપિ તેઓ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થતાં અચકાતા નથી—તે એમ સમજીને કે ભગવાનના નામસંકીર્તન માત્રથી પણ પોતાની વાણી પવિત્ર થશે. કાંઇક એવા જ ભાવથી મેં પણ આજનો વિષય પસંદ કર્યો છે. યદ્યપિ હું જાણું છું કે કાલના સંકોચને લીધે તેમજ શ્રોતાજનો વિવિધ કક્ષાની જ્ઞાનસામગ્રીવાળા હોવાથી હું આ વિષયનું સંતોષકારક નિરૂપણ તો નહિ કરી શકું, તથાપિ આજકાલ દેશનું આત્મમાન સૂચવતી સ્વરાજ અને સ્વદેશીના, વીરહાક ચોપાસ વાગી રહી છે તે વચ્ચે થઇને આવતો હિંદની અબલાનો રોઈ રોઈ બેસી ગએલો સાદ પણ આપણે જરા વિશેષ કર્ણ દઇ સાંભળવો જોઇએ—એટલો વિચાર હું આપના મનમાં ઉપજાવી શકું તો હું ધારું છું કે મારો શ્રમ સફલ ગણાશે.

આપમાંના ઘણાંકને વિદિત હશે કે ઓગણીસમી સદીએ પ્રમાણપદ્ધતિમાં જે મોટી શોધ કરી છે તે એ છે કે-હરકોઇ નિર્ણય એક કરતાં વધારે દૃષ્ટિબિન્દુથી અવલોકીને કરવામાં આવે ત્યારે જ તે યથાર્થ થાય છે. Philosophy (તત્ત્વવિચાર)ની apriori (સ્વતન્ત્ર) પદ્ધતિની સાથે Science અર્થાત અવલોકન યાને અનુભવ, અને History એટલે કે ઇતિહાસ એ બેની પદ્ધતિ ભળે છે-કાંઇ નહિ તો એકનું 'મતું' અને બીજા બેની 'શાખ' થાય છે—ત્યારે જ કોઇ પણ સત્યનું પ્રમાણપત્ર વિશ્વાસયોગ્ય બને છે. ફ્રેંચ રિવોલ્યૂશન વખતે જ્વાળામુખીની જ્વાળા માફક બહાર નીકળી આવેલા મનુષ્યોના સમાન હકનો સિદ્ધાન્ત જેટલે અંશે પાછળથી Science અને History થી વિરુદ્ધ જણાયો તેટલે અંશે તે પાછો સરી ગયો. તે જ પ્રમાણે સ્ત્રીપુરુષના સમાન હકનો સિદ્ધાન્ત પણ Scientific દૃષ્ટિએ, એટલે કે સ્ત્રીઓ અને પુરુષોનું શારીરિક માનસિક નૈતિક અને આધ્યાત્મિક બંધારણ જોતાં, કેટલો યથાર્થ છે એ જ્યાં સુધી નક્કી ન થાય તથા જગતના ઇતિહાસમાં સ્ત્રીની પ્રતિષ્ઠા કેવી ગણાય છે એ વિષે ઐતિહાસિક સિંહાવલોકન કરવામાં

(૧) ગ્રીકભાવના;
(૨) રોમન ભાવના;
(૩) એ બે ભાવના સાથે સંબંધમાં આવ્યા પછી યાહુદી ભાવનામાંથી બનેલી ક્રિશ્ચિયન ભાવના.
અને છેવટે—
(૪) આપણા દેશની મૂળ ભાવના અને એનો પાછળથી ચાલેલો ઇતિહાસ.

૧

ગ્રીસની નારી પ્રતિષ્ઠાના ઇતિહાસમાં પ્રથમ વિચારવાનાં હોમરનાં કાવ્યો છે. એ આલાપો આપણા વેદના સંહિતાકાલ પછી તુરત જ સંભળાવા લાગે છે. એમાં ગ્રીસના પાછળના ઇતિહાસથી એટલું વિજાતીય છે કે હોમરની પ્રતિભામાં એ ચિત્રો કેવી રીતે આવ્યાં હશે એ વિષે આપણા મનમાં પ્રશ્ન ઊઠ્યા વિના રહેતો નથી. તથાપિ એ કાવ્યો તે માત્ર કાવ્ય હોઇ ઐતિહાસિક પ્રમાણની ગરજ સારે નહિ અને તેથી ઐતિહાસિક સિંહાવલોકનમાં એને સ્થાન આપવું અનુચિત છે એમ જો કોઇ કહે તો તે કહેવું તો સ્વીકારશે નહિ–કારણ કે ખરું જોતાં કાલના બાહ્ય પટ ઉપર લખાએલા અક્ષર જ ઇતિહાસ છે એમ નથી; મનુષ્ય હૃદયના આન્તર પટમાં પ્રકટ થતી ભાવનાઓ એ પણ ઇતિહાસનું જ અંગ છે, અને તે પ્રધાન અંગ છે,–કારણ કે એ ભાવનાઓ જ ભવિષ્યની આશા બંધાવે છે; એટલું જ નહિ પણ ભાવનાઓ સ્થૂલ ઇતિહાસને પરે ચઢતી નથી ત્યારે પણ અનેક નાનાં મોટાં જીવનમાં ગૂઢ રીતે પ્રસરેલી હોઇ પ્રજાના આત્માનું વલન નક્કી કરે છે.

હોમરનાં કાવ્યોમાં સ્ત્રીઓને "હક" એવું કશું જ નથી. તેઓ સર્વથા પુરુષને અધીન છે. પરંતુ તે જ સાથે પુરુષોની વર્તણૂક માન સૌકુમાર્ય અને સદય પ્રેમથી ભરેલી હોઇ, આ સ્ત્રીઓની પરાધીનતા જંગલી પ્રજાની સ્ત્રીઓની પરાધીનતા કરતાં જુદું જ રૂપ ધરે છે. આ અધીનતા આપણે ત્યાંની રસિક અધીનતાની ભાવના જેવી જ છે એમ કહીએ તો ચાલે. પુરુષને દિવ્ય તેજ અને આનંદથી છાઇ એને સુખી કરવો એ સ્ત્રીનું કર્તવ્ય ગણાતું; અને પુરુષ એકી વખતે એક કરતાં વધારે સ્ત્રી પરણતો નહિ. અન્યોન્યને ઉપકારક થઇ ગૃહસંસાર ચલાવવો એ કરતાં જગતમાં બીજું કાંઈ જ ઉચ્ચતર નથી એમ ઑડિસિમાં હોમર કહે છે. હોમરનાં દેવ-દેવીઓમાં કલહ જોવામાં આવે છે, પણ એનાં માનુષ સ્ત્રીપુરુષોમાં પ્રેમનું સુખ અધિક વિસ્તરેલું છે. પણ પુરુષે એક જ સ્ત્રી પરણવી અને એની સાથે અનન્ત પ્રેમ જોડવો–એવી વર્તમાન અને ઐહિક જીવનને ભેદી ભવિષ્ય અને પરજીવનને લક્ષ્ય કરતી પ્રેમની ભાવના હોમરનાં કાવ્યોમાં અજ્ઞાત છે; અને સ્ત્રીપુરુષનું જોડું ખંડિત થતાં પાછળ રહેલ જણે પુનર્લગ્ન કરવું જ જોઇએ એવી ફરજ મનાતી. આ સામાન્ય નિયમનો ભંગ કરવાનો પ્રયત્ન હોમરે પેનિલોપ–યુલિસિસની પત્ની–માં બતાવ્યો છે. પેનિલોપનો પતિ પાછો આવવાની આશા ઝાંખી અને ઝાંખી થતી જાય છે, અને પેનિલોપને ફરી પરણવાનો આગ્રહ કરવામાં આવે છે તથાપિ તે માનતી નથી.

વળી હોમરની નારીઓ તે ફક્ત કાગની સુન્દર પૂતળીઓ જ નહોતી. હેલન ટ્રૉયના કિલ્લા ઉપર આવી ઊભી રહે છે, એરિટિ પતિના રાજ્યમાં સુલેહ વિસ્તારે છે, અને

ન્યાયાધિકારી ઉપર અસર કરી શકતી નથી. એમ લાગતાં તેણે એકદમ એ ગણિકાની છાતી ઉપરનું વસ્ત્ર ખસેડી નાખ્યું. ન્યાયાધિકારીઓ ઉરઃસ્થળનું દિવ્ય સૌન્દર્ય જોઈ ચકિત થઈ ગયા અને એ સ્ત્રીને નિર્દોષ ઠરાવી !

ઇતિહાસકાર કહે છે કે—આ કોઈ પણ પ્રકારના અપવિત્ર ભાવથી નહિ, પણ એવી સમજણથી કે એફ્રોડાઇટ દેવીની ઉપાસિકા જેવી દીસતી આ સુંદરીમાં દોષ સંભવે જ કેમ ?

હોમરના સમય પછી કેટલાંક શતક જઇને ગ્રીસનો ઐતિહાસિક યુગ શરૂ થાય છે. એ યુગમાં ઍથન્સ અને સ્પાર્ટા—એ બે નગરોએ પ્રવર્તાવેલી સુધારા ( Civilization )ની ભાવનાઓ સર્વાંશે મનન કરવા જેવી છે. પરંતુ આપણે તો એના એક જ અંશનું—એની નારી-પ્રતિષ્ઠાની ભાવનાનું—કામ છે.

પ્રથમ સ્પાર્ટા લઇએ. સૌન્દર્ય, સમતા, આરોગ્ય અને સમષ્ટિ ચૈતન્ય ( State )ના અંશ રૂપે જ વ્યષ્ટિ ચૈતન્ય ( Individual )નું સંવેદન—એ ગ્રીસના ઇતિહાસધ્વજ ઉપર મોટે અક્ષરે લખાએલી ચતુઃસૂત્રી છે. પણ તેમાં છેલ્લું સૂત્ર—વ્યષ્ટિ ( Individual ) તે સમષ્ટિ ( State )નું કેવલ અંગ જ છે એ વિચાર સ્પાર્ટામાં અસાધારણ પ્રધાનતા પામેલો હતો. સ્ત્રીઓને ' હક ' તો નહતા, પણ પુરુષની સમાન કક્ષામાં જ તેઓની ગણના થતી, પુરુષ કરતાં સ્ત્રી જુદી છે, કે જુદી જ કેળવણીને યોગ્ય છે–એવો વિચાર જોવામાં આવતો નથી.

' યથા માતા તથા પ્રજા ' એ સૂત્ર સ્પાર્ટન લોકોને સ્વયં પ્રકાશ સત્ય હતું, અને અસ્ખલિત શ્રદ્ધાથી તેઓ તેનો અમલ કરતા. તેઓને મજબૂત, બહાદુર અને દૃઢ નિશ્ચયવાળા પુત્રો જોઇતા હતા અને તેથી સ્ત્રી કેળવણીની પણ પ્રણાલિકા એ ઉદ્દેશ સફલ થાય તેવી જ બાંધી હતી. કન્યાઓ કુસ્તી, કસરત, શરત દોડ અને શસ્ત્રપ્રયોગમાં ભાગ લેતી–અને તે ખુલ્લાં મેદાનમાં અને આછાં વસ્ત્ર પહેરીને જ, જેથી કોઇ પણ રોગવાળી નિર્બળ કન્યા ઢાંકી રહેતી નહિ. માંદલી છોકરીને તો પરણવા પણ દેતા નહિ. છોકરીઓને વહેલી પરણાવતા નહિ. પુરુષોને પરણવાની ફરજ હતી. બહુ મોડા પરણવા માટે કે પોતા કરતાં બહુ નાની કે બહુ મોટી વયની કન્યા પરણવા માટે સજા થતી. કન્યાઓ પોતાના માતાપિતાની 'વિશુદ્ધિ માટે અભિમાન ધરાવતી અને વ્યભિચાર તો તદ્દન અજાણ્યો જ હતો. પ્લૂટાર્કનાં જીવન ચરિતોમાં આ સંબંધી એક રમુજી વાત છે.

એક વૃદ્ધ સ્પાર્ટનને પૂછવામાં આવ્યું કે આપના દેશમાં વ્યભિચાર માટે શી શિક્ષા છે ? ત્યારે પેલા સ્પાર્ટને જવાબ દીધો કે, અમારા દેશમાં કોઇ વ્યભિચારી છે જ નહિ! પણ હોય તો ? ઉત્તરઃ ડુંગર ઉપરથી વળીને નીચેની નદીમાંથી પાણી પી શકે એવડો મોટો સાંઢ દંડ તરીકે આપવો પડે. 'આ શી વાત કરો છો ? એવડો મોટો તે કોઇ સાંઢ હોય ?' 'ત્યારે સ્પાર્ટામાં કોઇ વ્યભિચારી પણ હોય ?'

વળી સ્પાર્ટન માતાઓના શૌર્ય અને દેશભક્તિનાં ઉદાહરણો એવાં સુપ્રસિદ્ધ છે કે એ વિષે બોલવાની જરૂર નથી.

પણ આ સર્વ ભાવનામાં આપણી હાલની દૃષ્ટિએ જોતાં કેટલીક ભારે ખામીઓ

પુષ્કળ દારૂ પીધા કરતી, ચોરી કરતી, અને ગુલામો માર્ફત બહાર સરસામાન વેચાવતી. પ્રશ્ન એટલો જ થાય છે કે જે ભૂમિમાં સ્ત્રીની આવી અધમ પ્રતિષ્ઠા તે ભૂમિ ગ્રીસનું નેત્ર અને શાસ્ત્રકલાની માતા શી રીતે થઇ શકી હશે? આ પ્રશ્નનો ઉત્તર આપણને એથન્સની સ્ત્રીઓનો બીજો વર્ગ જે વારાંગના તેની સ્થિતિમાં મળે છે. એથન્સની સમૃદ્ધિથી દોરાઇ ઘણાં પરદેશી સ્ત્રીપુરુષો ત્યાં આવી વસ્યાં હતાં. એ પરદેશી સ્ત્રીઓ સાથે એથન્સનાં નાગરિકજનો ( Citizens ) પરણતા નહિ, કારણ કે વર્ણસંકર પ્રજાનો તેઓને ઘણો તિરસ્કાર હતો, પરન્તુ એ સ્ત્રીઓ સાથે વિવિધ રીતે ભળતા.

વારાંગના ઘર બહારના અનેક વ્યવહાર અને વિલાસમાં પુરુષો સાથે ખુલ્લી નિર્દોષ રીતે ભળતી; તથા તેઓની કેળવણી પણ એવા ઊંચા પ્રકારની હતી કે મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓ પણ એમની સાથે એ કારણસર મૈત્રી બાંધતા. પ્લેટો, એરિસ્ટોટલ વગેરેને એ તરેહના મિત્રો હતાં, એટલું જ નહિ પણ એસ્પેશીઆ નામની વારાંગના તો સૅાક્રેટિસની ગુરુ તરીકે પ્રસિદ્ધ છે. આ પ્રમાણે પરણેત સ્ત્રીની સ્વતંત્રતા, કેળવણી અને પુરુષો સાથે હળવા મળવાની છૂટ ઉપર કૃત્રિમ રીતે અંકુશ મૂકવાનું પરિણામ એ આવ્યું કે ઘરમાં પડતી યોગ્ય સહચરીની ખોટ બહારથી પૂરી પાડી લેવાની જરૂર ઉત્પન્ન થઇ.

આ વાત એથન્સના સુજ્ઞ જનોને પોતાને પણ સમજાતી હતી. સૅફો નામે એક સ્ત્રી-કવિએ ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં સ્ત્રીની પદવી અને એના અધિકાર ઉચ્ચ બનાવવા યત્ન કર્યો હતો. અને સ્ત્રીઓની એક કૉલેજ પણ સ્થાપી હતી. અને વળી રિપબ્લિકમાં પ્લેટોએ સ્ત્રી પુરુષની સમાનતાનાં સિદ્ધાંત ઉપર રચાએલી સ્પાર્ટાના જેવી કેળવણી માટે ભલામણ કરી છે. એ કહે છે કે " And so in the administration of a state neither a woman as a woman nor a man as a man has any special function. But the gifts of nature are equally diffused in both sexes—all the pursuits of man are the pursuits of woman also and in all of them woman is only lesser man. "

એસ્પેશિયાને ઘેર જે વિદ્વાનો એકઠા થતા તેઓ પોતાની સ્ત્રીઓને પણ ત્યાં લઇ જવા લાગ્યા હતા. અને એસ્પેશિયા એમની સાથે સ્ત્રીઓના ધર્મ સંબંધી વિવાદ કરતી. તેમાં એનો મુખ્ય ઉપદેશ એ હતો કે સ્ત્રી અને પુરુષ બન્ને એક બીજાથી છૂટા પડીને જીવનનું સાર્થક્ય કરી શકે જ નહિ. અને તેથી સ્ત્રીઓનું કર્તવ્ય એ છે કે માત્ર માતા કે પત્ની થઇને બેસી ન રહેતાં ઊંચી માનસિક કેળવણી પ્રાપ્ત કરી પતિની સાથે વિવિધ વિદ્યા-વિનોદમાં ભાગ લેતાં થવું.

૨

ગ્રીસની ખામી આપણે રોમના ઇતિહાસમાં કેટલેક અંશે દૂર થએલી જોઇએ છીએ. આરંભકાળમાં તો રોમમાં પણ 'સ્ત્રીઓ અને છોકરાં' એની એક કોટિમાં જ ગણતરી થતી; અને મ્હોં ઉપર બુરખો નાંખીને લાજ કાઢ્યા વગર બહાર નીકળ્યા માટે કે વગર રજાએ જાહેર તમાશા જોવા ગયા માટે સ્ત્રીને છેડોછૂટકો આપ્યાની વાત સાંભળીએ છીએ. અને સ્ત્રી અનીતિ કરતાં પકડાય તો એને મારી નાંખવાની પણ ધણીને રજા છે. પરવશતામાંથી છૂટવાના

વાત છે. એ સ્ત્રીનો પતિ–પીટસ–અને એનો પુત્ર બંને એકી વખતે માંદા પડયા હતા. પુત્ર મરી ગયો તેની એરિયાએ દહનક્રિયા કરી પણ એ બિના પતિને જાણવા દીધી નહિ. પતિની પથારી પાસે તે દઢ મન રાખીને બેસતી, અને પતિ પૂછે કે "ભાઇને રાતે ઊંઘ આવી હતી ?" ત્યારે તે શાન્તિથી જવાબ વાળતી કે: "હા; ઊંઘ આવી હતી, અને થોડુંક ખાધું પણ હતું." આંખમાં આંસુ ભરાઇ આવતાં તો તે દઢતાથી ખાળીને ઓરડા બહાર જઇને ગાળી આવતી. એક વખતે પીટસને રાજા તરફથી હુકમ ફરમાવવામાં આવ્યો કે "તારે હાથે ખંજર ખાઇને મરવું." પતિની હિંમત ચાલી નહિ–એ જોઈ એરિયાએ પોતે ખંજર લઇ પોતાની છાતીમાં માર્યું અને પાછું કાઢી પતિના હાથમાં આપ્યું અને બોલી: "Paetus, it does not pain." "પીટસ, એથી દુઃખ થતું નથી."

આનું નામ સંસાર સાથે ચલાવ્યો કહેવાય.

પણ આ સર્વ ચિત્રમાં એક મોટું કલંક હતું: તે એ કે લગ્ન એ એક વ્યવહારિક કરાર જ મનાતો, અને Divorce—છેડાછૂટકાનો તો સુમાર જ ન હતો.

૩

આ રોમન કાળ પછી એથી ઊલટા જ રૂપનો ક્રિશ્ચયન યુગ શરૂ થાય છે. રોમન લોકોમાં સ્ત્રીઓની પદવી કેવી ઊંચી હતી એ આપણે જોયું. હવે નવા યુગમાં સ્ત્રીની અવજ્ઞા અને ઉદ્દામ વૈરાગ્યની ભાવનાએ શાં પરિણામ ઉત્પન્ન કર્યાં એ આપણે જોઇશું. પ્રાચીન યાહુદી લોકોમાં સ્ત્રીનું સ્થાન બહુ હલકું હતું. તેઓમાં બહુ સ્ત્રી પરણવાનો રિવાજ હતો. અને સ્ત્રીઓમાં વેશ્યાવૃત્તિ ચાલતી. સ્ત્રીએ જ પુરુષને લલચાવીને એની સ્વર્ગીય સ્થિતિમાંથી ભ્રષ્ટ કર્યો છે એ સિદ્ધાન્તે સ્ત્રીની દિવ્યતા ઢાંકી દીધી હતી અને સ્ત્રીને દેવાલયના નિજમન્દિરમાં પેસવાની બંધી હતી. પણ. ક્રાઇસ્ટના વખતમાં સ્ત્રીને કાંઇક વિશેષ છૂટ હોય એમ જણાય છે. ક્રાઇસ્ટના ઉદાર હૃદયમાં સ્ત્રીપુરુષનો ભેદ નહતો, અને તેથી એણે કુલટાને પણ દયાર્દ્ર હૃદયે પોતે જોએલું નવું સત્ય જાહેર કર્યું હતું. ક્રાઈસ્ટના પુનરુત્થાન પછી એનું પ્રથમદર્શન મેરિ ઑફ મગડલા નામની એક સ્ત્રીને જ થયું હતું. પણ એ મહાત્મા પોતે બ્રહ્મચારી જ રહેલો હતો. અને એનો ઉપદેશ આ દુનિયા કરતાં પર દુનિયાને લક્ષીને વિશેષ હતો. તેથી યાહુદી લોકોના સ્ત્રી સંબંધી વિચાર ઉપર એણે સીધી રીતે કાંઇ અસર કરી નહિ. ક્રાઇસ્ટ પછી ક્રિશ્ચયન ધર્મનો મુખ્ય સંસ્થાપક સેંટ પૉલ તો સ્ત્રીઓનો દુશ્મન જ હતો, અને એણે પ્રવર્તાવેલા વિચારોએ ક્રિશ્ચયન ધર્મ ઉપર લાંબા વખત સુધી ભારે અસર કરેલી છે. એનું મૂળ વતન જે ટાર્સસ શહેર તેમાં એના વખતમાં સ્ત્રીઓની દશા ઘણી અધમ હતી. આખું શરીર બુરખાથી ઢાંકી નાંખવાનો રિવાજ હતો, ચાલવાના રસ્તાની પગ નીચેની ભોંય સિવાય બહારનું કાંઈ જ જોવા દેવામાં આવતું નહિ. આવા રિવાજથી વિશુદ્ધિ જળવાઇ નહતી; અને તેથી સ્ત્રીની અધમ મૂર્તિ જ જોવાનો સેંટ પૉલને પ્રસંગ આવ્યો હતો. તેથી સ્ત્રીએ દેવળમાં મ્હોં ઉપર બુરખો નાંખીને બેસવું, એણે પ્રશ્નો પૂછવા નહિ, એણે ઉપદેશ કરવો નહિ ઇત્યાદિ નિયમો એણે ઉપદેશ્યા.

સેંટ પૉલે પ્રાચીન રોમન ધર્મ ઉલટાવ્યો તેની સાથે સ્ત્રીની પદવી પણ ઉલટાવી. આરંભ-કાળના કેટલાક ક્રિશ્ચયન સંતોમાં હજી ગૃહિણીની પ્રશંસા થાય છે. પણ એનાં કર્તવ્ય ગણાવતાં એક ઇતિહાસકાર લખે છે કે:—

સેંટ ઍમ્બ્રોઝ કહે છે કેઃ—

"Remember that Good took a rib out of Adam's body not a part of his soul to make her."

અને સેંટ જેરોમનું એક રમુજી વચન છે કે "જેઓને રાત્રે એકલા સૂતાં બીક લાગતી હોય તેઓને માટે લગ્ન ઠીક છે."

કાળ જતાં સ્ત્રીઓને કાંઇક વિશેષ છૂટ મળવા માંડે છે. ઍંગ્લો સૅક્સન સ્ત્રીઓ વિટેનાગિમૉટ ( પાર્લ્યમેન્ટનું પૂર્વરૂપ ) માં હાજર રહ્યાનો પણ દાખલો છે. પણ ઘણે ભાગે તો તાલુકદારની સ્ત્રી ઘરની મેડીમાં બેઠી બેઠી છોકરાંને ઉછેર્યા કરતી, નીચે જમવાને કે કોઈ મળવા આવે તો તેને સન્માન આપવાને ઊતરતી. અને કાંતવું શીવવું અને દારૂ બનાવવો એમાં જ એની સઘળી કળા સમાપ્ત થતી. મજૂર વર્ગની સ્ત્રીઓ માટે ગુલામી વિના બીજું કાંઈ હતું જ નહિ. સ્ત્રીને મારવાની એના ધણીને સત્તા હતી; અને ડાકણ ગણાય અગ્નિની ચિતા ઉપર ચઢવાનો સંભવ તો એને ક્ષણે ક્ષણે. આ જગતની વ્યવસ્થામાં અતિ વૈરાગ્યને અન્તે લમ્પટતા જ આવે છે અને સ્ત્રીઓ બગડવાનો જે ભય અર્જુનને યુદ્ધ કરવામાં દેખાતો હતો તે વસ્તુતઃ અતિવૈરાગ્યમાં પણ રહેલો છે જઃ એ નિયમાનુસાર Chivalryની કામુકતા પ્રકટી. એ Chivalry વ્યભિચાર અને કામવૃત્તિમાંથી જ પ્રકટેલી હતી એમ હાલના ઇતિહાસકારોનો મત છે. એ કામુકતા ઘણી રીતે ખોટી હતી; ચાર્લ્સ ધી ગ્રેટની છોકરીઓની બદચાલમાંથી એ શરૂ થઈ હતી. પણ એને પરિણામે એટલું થયું કે સ્ત્રીના ત્યાગને બદલે સ્ત્રીનું સન્માન થવા લાગ્યું-પણ તે એક અમાનુષ કે અતિમાનુષ પૂતળી તરીકે જ. વળી ક્રાઇસ્ટની માતા મેરિની પૂજાએ પણ માતાની ભાવનામાં કેટલીક દિવ્યતા અને કોમળતા દાખલ કરી હતી પણ તે એક માતા તરીકે જ, સ્ત્રી તરીકે બિલકુલ નહિ. ખરૂં જોતાં તો સ્ત્રીની પદવી Renascenceથી એટલે કે-પ્રાચીન ગ્રીક અને રોમન સાહિત્યનો યુરોપમાં ફરી અભ્યાસ થવા માંડ્યો તેથી જ-બરાબર સ્વીકારાઇ. પ્રોટેસ્ટન્ટ પંથથી નહિ. લ્યૂથર જેવો પ્રોટેસ્ટન્ટ પંથનો સ્થાપક પણ કહે છે કે "No gown worse becomes a woman than the desire to be wise." આઠમા હેન્રીએ 'Women and others of low condition' 'સ્ત્રી વગેરે બીજી નીચી જાતનાં મનુષ્યોએ, બાઇબલ વાંચવું નહિ એવો નિષેધ કર્યો, અને ગ્રીક અને લૅટિનમાં નિષ્ણાત છતાં યાહુદી વિચાર નીચે દબાએલો મિલ્ટન જેવો મહાકવિ પણ સ્ત્રીની નિન્દા કરે છે. અરાઢમાં સૈકાના ઉત્તરાર્ધમાં પ્રકટ થએલા નવા તેજે ક્રિશ્ચયન સંપ્રદાયને નિર્બળ કર્યો તેની સાથે સંસાર અને સ્ત્રી બન્નેનું ગૌરવ વધ્યું; અને તે સાથે સ્વાભાવિક રીતે કેટલાક દોષ પણ આવ્યા. અને ત્યારપછીથી યુરોપમાં સ્ત્રીએ પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠા-એના ગુણદોષ સહવર્તમાન-સર્વને સારી રીતે જાણીતી છે એટલે તે વિષે કાંઈ કહેવાની જરૂર રહેતી નથી.

ક્રિશ્ચનિટિએ પ્રાચીન રોમન વિચારને લાંબા વખત સુધી ઉથલાવી નાંખ્યા તે માટે આપણને પુષ્કળ દિલગીરી રહે છે; પણ એ અન્ધકારમાં પણ એક તેજની રેખા ધ્યાનમાં રાખવાનું આપણે ભૂલીશું નહિ. ક્રિશ્ચનિટિએ પર દુનિયા ઊભી કરી અને લગ્ન તે માત્ર એક વ્યવહારિક કરાર નથી પણ ધાર્મિક સંયોજન છે એ સિદ્ધાન્ત-જે ગ્રીક અને રોમનોને અજ્ઞાત હતો-તે દાખલ કર્યો.

૪

હવે આપણે આપણા દેશના ઇતિહાસ ઉપર આવીએ. આપણે ત્યાંનુ સૌથી પ્રાચીનમાં

"संभजन्तु विश्वे देवाः समापो हृदयानि नौ।
सं मातरिश्वा संधाता समु देष्ट्री दधातु नौ ॥

એમ પરસ્પર હૃદય જોડવાની દેવતાઓને વરવહુ પ્રાર્થના કરે છે; અને પાણિગ્રહણ વખતે

"गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः।
भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः" ॥

"સૌભાગ્ય માટે હું તારો હાથ પકડું છું; મારી સાથે તું ઘરડી થા; ભગ અર્યમા સવિતા અને પુરંધિ એ દેવોએ ગૃહસ્થાશ્રમ ભોગવવા માટે તને મને આપી છે."

પતિપત્ની એકઠાં ઘરડાં થાય એ કરતાં જગતમાં બીજું વધારે સુખ નથી. અને એ પવિત્ર ભાવ આપણા ઋષિઓને ઘણો જ મીઠો લાગતોઃ એ જ સૂક્તમાં વર ફરી કહે છે કે "आ जरसाय समनक्तु अर्यमा"—અર્યમા અમને છેક ઘડપણ પર્યન્તને માટે પરસ્પર જોડો"; અને એક બીજા સૂક્તમાં કહ્યું છે કે "इह प्रियं प्रजया ते समृध्यतामस्मिन् गृहे गार्हपत्याय जागृहि। एना पत्या तन्वं संसृजस्वाधा जिव्री विदथमावदाथः-" આ ઘરમાં તું તારા વહાલા પતિને પ્રજા આપીને સુખી કર; આ ઘરમાં તારું ગૃહપતિ (ત્ની) પણું ભોગવવા માટે જાગતી રહે; એ પતિ સાથે તારું શરીર જોડ; અને તમે ઘરડાં થાઓ ત્યાં સુધી એકઠાં જ પરમાત્માની જ્ઞાનભરી પ્રાર્થના બોલો."

સારા મનવાળી, સારા શરીરવાળી, વીરમાતા—જે 'देवकामा' એટલે કે ધાર્મિક વૃત્તિવાળી હોય, અને જેની આંખ સર્વત્ર શીળી પડે ('अघोरचक्षुः') અને જે ઘરનાં સઘળાં માણસ તથા પશુઓને કલ્યાણકારિણી હોય એવી સ્ત્રી ઋષિઓ માગતા. અને તેઓનો સંબંધ માત્ર આ લોક પૂરતો જ ન હતોઃ "ऋतस्य योनौ सुकृतस्य लोकेऽरिष्टां त्वा सह पत्या दधामि" એમ પરલોકમાં પણ પતિની સાથે પત્નીનો વાસ કહ્યો છે. શુક્લ યજુર્વેદની સંહિતામાં પણ "तं पत्नीभिरनुगच्छेम देवाः पुत्रैर्भ्रातृभिरुतवा हिरण्यैः नाकं गृभ्णानाः सुकृतस्य लोके तृतीये पृष्ठे अधिरोचने दिवः" એમ સર્વોપરિ દ્યુલોકમાં પત્ની સહવર્તમાન જવાની ઇચ્છા બતાવી છે. અને અથર્વવેદમાં "पत्युरनुव्रता भूत्वा संनह्यस्वामृताय कम्"—એમ સ્ત્રીને પતિની સાથે ધર્મ આચરીને અમૃતત્વ માટે તૈયાર થવા ઉપદેશ કર્યો છે.

અથર્વવેદસંહિતામાં ઋગ્વેદસંહિતાના લગ્નસૂક્તના ઘણા મંત્રો કેટલાક ફેરફાર સાથે રાખેલા છે. એથી લગ્નની ભાવના અથર્વવેદસંહિતાના કાલપર્યંત ઘણે ભાગે એવી ને એવી ઉચ્ચ હતી એમ અનુમાન થાય છે. વહુ એક 'ગૃહપત્ની' હતી એટલું જ નહિ પણ ગૃહમાં તો બધો અધિકાર એનો એકલીનો જ હતોઃ

"शिवा नारी यमस्तमागन्निमं धाता लोकमस्यै दिदेश"

અર્થાત 'ગૃહરૂપી દુનિયા તો પરમેશ્વરે સ્ત્રીને જ સોંપી દીધી છે' એમ સ્પષ્ટ પ્રતિપાદન થયું છે. પણ ઋગ્વેદસંહિતાના સમયની એક ઉચ્ચ ભાવના અથર્વવેદ-સંહિતાના સમય સુધીમાં અધમતાએ ગએલી જોઈ આપણને શોક થાય છે. યજુર્વેદ-સંહિતામાંથી ઉપર ટાંકેલા વાક્યમાં 'पत्नीभिः' એમ જે બહુવચનવાળો શબ્દ છે તે હવે અનેક સ્ત્રી પરણવાનો રિવાજ થયો હશે એમ શંકા ઉપજાવે છે. અને અથર્વવેદમાં આવતાં તો આપણે સપત્નીઓનું દુઃખ એવું ભારે થએલું જોઈએ છીએ કે સ્ત્રીઓ તરફથી

ગણાય છે જેમાં એક આવો પ્રસંગ છેઃ યાજ્ઞવલ્ક્ય મુનિ જનકરાજાને ત્યાં જાય છે, અને વિવિધ વિદ્વાનો પાસેથી પ્રાપ્ત કરેલું જ્ઞાન કેવું છે એ જાણવા માગે છે. તે વખતે જનકરાજા वाग्वै ब्रह्म प्राणो वै ब्रह्म ઇત્યાદિ જુદા જુદા વિદ્વાનો પાસેથી પોતે બ્રહ્મનાં જુદાં જુદાં ઉપાસનાનાં સ્વરૂપ જાણેલાં તે કહે છે અને તે દરેક વિદ્વાન વિષે ખાસ કરીને જણાવે છે કેઃ—

" यथा मातृमान् पितृमान् आचार्यवान ब्रूयात् तथा तत् शाकल्यः अब्रवीत्"

જેમ માતૃમાન પિતૃમાન આચાર્યવાન કહે તેમ શાકલ્ય વગેરેએ કહ્યુંઃ આ વાકય પુનઃ પુનઃ ઉચ્ચારવામાં આવ્યું છે અને એનું તાત્પર્ય એવું છે કે સારી માતા પાસે, સારા પિતા પાસે, સારા આચાર્ય પાસે કેળવણી પામ્યા વિના બ્રહ્મવાદી થવું અશક્ય છે. અત્રે प्रशंसायां मतुप् એ સૂત્રાનુસાર मतुप् પ્રત્યય લાગી मातृमान् શબ્દ થએલો છે. અને એનો અર્થ मातृमान् माता यस्य विद्यते पुत्रस्य सम्यगनुशास्त्री अनुशासनकर्त्री स मातृमान्" જે પુત્રને સારું અનુશાસન શિક્ષણ આપનારી માતા હોય તે मातृमान् એમ શંકરાચાર્ય કહે છે.

અન્યત્ર—ડાબી અને જમણી આંખમાં પ્રકટ થતા ચૈતન્યમાં સ્ત્રી અને પુરુષની કલ્પના કરી છે—અને એ સ્ત્રી અને પુરુષ મળીને હૃદય–આકાશ ઉત્પન્ન થાય છે એમ કહ્યું છેઃ આમ વ્યક્તિનું હૃદય જેમ સ્ત્રી અને પુરુષ બે મળીને થયું છે, તેમ વિશ્વનું હૃદય પણ સ્ત્રી અને પુરુષ મળીને જ બનેલું છે—આને જ શાસ્ત્રો ઇંદ્ર અને ઇંદ્રાણી એવાં નામ આપે છે એમ એ ઉપનિષદ કહે છે.

આ જ કારણથી તૈત્તિરીય ઉપનિષદમાં " मातृदेवो भवः" એમ ઉપદેશ કરેલો છે. "प्रजातन्तुं मा व्यवच्छेत्सीः" એમ ગૃહસ્થાશ્રમની ભલામણ કરનારા આ ઉપનિષદને બાદ કરતાં કહી શકાય કે ઉપનિષદના સમયથી દેશમાં વૈરાગ્યની ભાવના પ્રસરવા માંડેલી હતી, અને તેથી યાજ્ઞવલ્ક્ય જેવા વિરાગી તત્વવેત્તાને સંસારમાં આસક્તિવાળી કાત્યાયની કરતાં અમૃતત્વની ઇચ્છાવાળી મૈત્રેયી વધારે ગમે એ સ્વાભાવિક છે. સંસારમાં સ્ત્રીને સ્વભાવથી જ વિશેષ આસક્તિ હોય છે એમ હવે મનાવા લાગ્યું હતું અને તેથી કાત્યાયનીને 'स्त्रीप्रज्ञा' સ્ત્રી બુદ્ધિવાળી કહી છે. એક કરતાં વધારે પત્નીનો રિવાજ—ઘણું કરીને પુત્રને અભાવે કે એવા જ બીજા કારણસર—હવે પહેલાં કરતાં વિશેષ પ્રચલિત થયો હશે એમ લાગે છે. પણ આ બાબત આપણા પૂર્વજો સામે સખ્ત આક્ષેપ કરતા પહેલાં બે વાત ધ્યાનમાં રાખવાની છેઃ એક તો એ કે સમસ્ત આર્ય જાતિની પ્રજામાં પુત્રો માટે સ્વાભાવિક રીતે જ, તેમ જ સમયની પરિસ્થિતિને લઈ, ઉત્કૃત ઇચ્છા રહેતી; બીજું, સ્ત્રીને છેડોછૂટકો આપી દઈને ઘણી પત્નીઓ છતાં એક જ પત્ની હોય એવો મિથ્યા દેખાવ કરવામાં આવે અને એનં ભરણપોષણની જવાબદારી ખસેડવામાં આવે તે કરતાં ઉપલો રિવાજ ખોટો નહિ. ત્રીજું, આપણા દેશમાં પ્રાચીન સમયમાં વારાંગનાની સંસ્થા નહોતી, એટલે એક પુરુષને એક કરતાં અધિક સ્ત્રીઓ પરણવાનો પ્રસંગ આવે એ પણ સ્વાભાવિક છે. પણ આટલો ખુલાસો બહુ પત્ની પરણવાના રિવાજની પ્રશંસા કે બચાવ કરવા માટે નથી, પણ કેટલાં કારણોથી એ ક્ષન્તવ્ય બને છે એટલું જ જણાવવા માટે છે.

વેદાંગના સમયમાં આવતાં યાસ્કનું નિરુક્ત એ મુખ્ય ગ્રન્થ છે. એમાં " देवर " શબ્દનું

ભિક્ષુઓની નજરે સ્ત્રી પડે તો અમારે શું કરવું ? ગૌ૦—જોવી નહિ. આ૦—પણ નજરે પડી જાય તો ? ગૌ૦—એમની સાથે બોલવું નહિ. આ૦—પણ એ બોલે તો ? ગૌ૦—ધ્યાનમાં વૃત્તિ સ્થાપી દેવી. આનન્દના આગ્રહથી ગૌતમબુદ્ધે સ્ત્રીઓને ભિક્ષુકી થવાનો અધિકાર આપ્યો, અને તે પ્રમાણે એમની ધાત્રેયિકા—મહાપ્રજાપતિ નામની—પહેલી ભિક્ષુકી થઇ. ભિક્ષુકી થયા પછી સ્ત્રી અર્હતપણું પ્રાપ્ત કરી શકે એટલો સ્ત્રીનો અધિકાર ગૌતમબુદ્ધને માન્ય હતો. આ સંસ્થાનું પરિણામ એ આવ્યું કે બૌદ્ધધર્મની અંદર તેમ જ બહાર ઘણી વિદુષી સ્ત્રીઓ આચાર્યા એટલે કે 'સ્વયંવ્યાખ્યાત્રી' થઇ અને પરમ જ્ઞાન માટેનો સ્ત્રીઓનો અધિકાર અમલમાં આવ્યો. પણ સ્ત્રીઓના કર્તવ્યનો મુખ્ય પ્રદેશ—જે ગૃહસ્થાશ્રમ—તે તો અંધારા મઠ જેવો જ રહ્યો. ભગવદ્‌ગીતામાં કૃષ્ણે ભક્તિની પરબે ચારે વર્ણનાં સ્ત્રીપુરુષોને એકઠાં કર્યાં, અને "स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपियान्ति परां गतिम्" સ્ત્રીઓ વૈશ્યાઓ અને શૂદ્રો (જેઓ તે વખતમાં પરાગતિનાં અનધિકારી મનાતાં હતાં અને તેથી જ ભગવદ્‌ગીતામાં એકઠાં મૂકયાં છે—નહિ કે કૃષ્ણની દૃષ્ટિએ તેઓ અધમ હતાં) તેમને પણ પરાગતિનું દ્વાર ઉઘાડી આપ્યું; અને તે સંસાર ત્યજીને નહિ, પણ સંસારમાં રહીને. આ રીતે વિધાતાની સૃષ્ટિમાં સ્ત્રીનું પ્રયોજન સચવાઈ રહ્યું. અને મહાભારતમાં વ્યાસજીએ પણ ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમમાં શ્રેષ્ટ છે, અને વિશુદ્ધ ગૃહસ્થાશ્રમ એ બ્રહ્મચર્ય જ છે' એમ બહુ ભાવથી જણાવ્યું. પણ આ દરમિયાન બૌદ્ધધર્મનાં કેટલાંક અનિષ્ટ પરિણામો નીપજી ચૂકયાં હતાં. ઉચ્ચ મનોવૃત્તિની સ્ત્રીઓ સંસાર ત્યજી ભિક્ષુકીઓ થઈ એટલે એમના વિના સંસાર અંધારો રહ્યો. સામાન્ય જનસમાજમાં અધમવૃત્તિનાં આત્માઓનું પ્રાધાન્ય થયું. અને એક તરફ ભિક્ષુકીઓ તો બીજી તરફ વેશ્યાઓ એવી વિચિત્ર સ્થિતિ પ્રાપ્ત થઈ ! અને જતે દહાડે વિષયની અસર ભિક્ષુઓ ઉપર પણ થવા લાગી. આ વખતે દેશમાં પૈસો પુષ્કળ હતો અને એનો વ્યાપાર પણ ધમધોકાર ચાલતો. સમૃદ્ધિની સાથે વિલાસ આવે એ સ્વાભાવિક છે. અને તે પ્રમાણે ઈ. સ. ના આરંભ સમયમાં રચાએલા વાત્સ્યાયન કામસૂત્રમાં અનેક કલામાં નિપુણ ગણિકાઓનાં વર્ણન આપણે વાંચીએ છીએ. એ ગણિકાઓ સઘળી દુષ્ટ જ હતી એમ માનવાને કારણ નથી. સ્ત્રીના હૃદયની સ્વાભાવિક ઉચ્ચતા ગણિકાવસ્થામાં પણ બહાર પ્રકટી આવે છે અને તેથી કામસૂત્રમાં કલાગ્રહણનાં ફળ ગણાવતાં કહ્યું છે કે—

"आभिरभ्युच्छ्रिता वेश्या शिलरूपगुणान्विता।
लभते गणिकाशब्दं स्थानं च जनसंसदि।
पूजिता सा सदा राज्ञा गुणवद्भिश्च संस्तुता"।

આ વર્ણન વાંચતાં ગ્રીસની વારાંગનાઓનું સ્મરણ થાય છે અને ગ્રીસની Hetairae (વારાંગના) તે 'Stranger-women,' હતી, અને એ શબ્દનો અર્થ સાથે રહેનારી થાય છે, તેટલાથી મારા મનમાં તર્ક ઉપજે છે કે કદાચ એ Stranger-women ઉપરથી જ આપણો वेश्या-Immigrant, From विश् to enter—(કેટલાક કહે છે તેમ विशः-Immigrants. એ પણ સરખાવો) શબ્દ તો ન આવ્યો હોય ? તેમ वृ to surround ઉપરથી નિષ્પન્ન થતો वार—(वाराङ्गना-वारविलासिनी) શબ્દ તે ગ્રીક Hetairaeના "they wished to have women in their walks, in their banquests, in their military expeditions" એ વાક્યમાં કરેલા વર્ણન સાથે

ઘરની મેડીએ જ ભરાઇ રહેતી, તેમ અત્રે પણ કાલિદાસના વખતમાં રાજાની રાણીઓ તો જનાનામાં જ રહે એવી માન્યતા જામી હશે. સંસારમાં સ્ત્રીના ઉપયોગ સંબંધી કાલિદાસની ભાવના ઘણી ઊંચી હતી. **गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ । करुणविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम् ।** રઘુવંશમાં ઇન્દુમતીને ઉદ્દેશીને અજ રાજાએ ઉચ્ચારેલો એ શ્લોક કોને અજાણ્યો છે? "**स्त्रीणामशिक्षित पटुत्वम्**" "સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ પટ્ટી હોય છે" ઇત્યાદિ વચન દુષ્યન્ત રાજાના મુખમાં કવિએ મૂક્યું છે ખરું—પણ તેનું ખંડન પણ કવિએ પોતે જ પોતાના પાત્રોદ્વારા કરી નાખ્યું છે. મહાભારત અને કાલિદાસના સમય વચ્ચે દેશના આચારવિચારમાં થઇ ગએલા ફેરફારો પણ ધ્યાનમાં લેવા જેવા છે; (૧) વ્યાસની શકુન્તલા કેવળ પ્રેમમાં ડુબાડુબ થએલી નથી; મારા છોકરાને ગાદી આપવી પડશે એમ છોકરાનું હિત જાળવવાના ચોખ્ખા કરાર સાથે તે પરણે છે. (૨) શકુન્તલોપાખ્યાનમાં શકુન્તલા લાજ કાઢીને રાજા સમીપ આવી નથી; કાલિદાસે શકુન્તલાને લાજ કાઢીને '**अवगुण्ठनवती**' આવેલી કહી છે. (૩) કાલિદાસની શકુન્તલા તો કોમળતા અને સ્ત્રીની સહિષ્ણુતાની જ મૂર્તિ છે. વ્યાસની શકુન્તલામાં બેધડકપણું અને પુરુષની પ્રગલ્ભતા પુષ્કળ છે. રાજા અસત્ય બોલે છે એમ લાગતાં એનાં રૂંવેરૂંવાં ઊભાં થાય છે અને સત્યના મહિમા પરત્વે રાજાને ઉપાલંભ અને ઉપદેશ રૂપે એ જે ઉદ્‌ગાર કાઢે છે તેવા, કોઇપણ દેશના સાહિત્યમાં મળવા મુશ્કેલ છે.

આવો જ વિચારનો પરિવર્ત કાલિદાસ પછીના મહાકવિ ભારવિના રચેલા કિરાતાર્જુનિયમાં પણ નજરે પડે છેઃ મહાભારતમાં દ્રૌપદી રાજ્યનીતિના પ્રશ્નમાં પણ યુધિષ્ઠિર સાથે વખતો વખત વાદવિવાદ કરે છે—અને દ્યૂતમાં થએલા યુધિષ્ઠિરના પરાજય પછી સભામાં વૃદ્ધ વિદ્વાનોને વિવાદમાં પરાસ્ત કરતી આપણે જોઇએ છીએ. ભારવિએ યુધિષ્ઠિર સાથેનો એનો સંવાદ કાયમ રાખ્યો છે પણ પ્રારંભમાં એની પાસે એટલું કહેવડાવ્યું છે કેઃ—

**भवादृशेषु प्रमदाजनोचितं भवत्यधिक्षेप इवानुशासनम्**
**तथापि वक्तुं व्यवसाययन्ति मां निरस्तनारीसमया दुराधयः ।**

તાત્પર્ય કે હું સ્ત્રી છું તમને ઉપદેશ કરવા યોગ્ય નથી—છતાં બોલવાની હિંમત ધરું છું–કારણ કે દુઃખને વખતે નારીની મર્યાદા પણ મારાથી છૂટી જાય છે.

ભવભૂતિએ ઉત્તરરામચરિતમાં આત્રેયીને બ્રહ્મવિદ્યા સંપાદન કરવા માટે અગસ્ત્ય ઋષિના આશ્રમે જતી વર્ણવી છે. અને એણે

**"अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्**
**विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्नहार्यो रसः"**

એ શ્લોકમાં પ્રાચીન ઋષિઓના વાક્યમાં પ્રતીત થતા દામ્પત્યસુખની પરમ ભાવના આપણી આગળ ઉપસ્થિત કરી છે. વળી એના ઉદાર હૃદયને તળીએથી ઊછળી આવેલો

**"गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः"**

એ ઉદ્‌ગાર તો હવે ડૉ. ભાંડારકરની વ્યાકરણમાળા વાંચનાર પાંચમા ધોરણના વિદ્યાર્થીને પણ સુવિદિત છે. પરંતુ કદાચ ઘણાને આ વિદિત નહિ હોય કે રાજશેખર કવિ (ઇ. સ. ૯ મો સૈકો) વિદ્ધશાલભંજિકા નામની નાટિકામાં મૃગાંકાવલીને '**कन्दुक**' (દડો) રમાડે છે અને એ રમત આપણા દેશમાં એ કરતાં પણ ઘણી પ્રાચીન હતી. નવશિક્ષિત સ્ત્રીઓને બૅડમિન્ટન રમતી જોઇ ભડકી ઊઠતા ટીકાકારોએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે.

there are happy harmonious and virtuous homes, and that homes cannot be happy and harmonious and virtuous unless Woman is accorded a worthy place in these homes, with freedom of action, with a consciousness of responsibility and with the right, unfettered by circumstance or prejudice, to develop all that is best and noblest in her to the utmost perfection."

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

***

## (૨) ઇંગ્લાંડમાં સ્ત્રીઓને મતાધિકાર

માર્ચ ૬, ૧૯૩૦ ના રોજ મિ. બોલ્ડવિને મિસિસ પેન્ખર્સ્ટનું બાવલું ખુલ્લું મૂક્યું. પાર્લામેન્ટના બન્ને મકાનોની છાયામા જે જગ્યાએ વીસ વર્ષ ઉપર મિસિસ પેન્ખર્સ્ટને સ્ત્રીઓને મતાધિકાર આપવાની ચળવળ માટે પકડવામાં આવ્યાં હતા તે જ સ્થળે આ બાવલું ઊભું કરવામા આવ્યું છે. કૉન્ઝર્વેટિવ પક્ષનો નાયક મિ. બોલ્ડવિને જ્યારે બાવલું ખુલ્લું મૂક્યું ત્યારે મિસિસ પેન્ખર્સ્ટના ઉત્સાહ અને કાર્યનો આદરપૂર્વક ઉલ્લેખ કર્યો અને કહ્યું: "હું ઘણાં વર્ષો સુધી મિસિસ પેન્ખર્સ્ટની ચળવળની વિરુદ્ધ હતો, પણ તેમનાં કાર્યોની પૂર્ણાહુતિ કરવાનું મારે નસીબે આવ્યું." આ ઉલ્લેખ મિ. બોલ્ડવિનની સરકારે એકવીસ વર્ષની ઉપરની બધી સ્ત્રીઓને મતાધિકાર આપવાનો કાયદો કર્યો એ વિષે હતો.

***

## (૩) સ્ત્રીઓનો હિસ્સો

[ પૂ. ગાંધીજીએ ''નવજીવન'ના તા. ૩ અકટોબર, ૧૯૨૦ ના અંકમાં લખેલો આ લેખ આજની પરિસ્થિતિમા સ્ત્રીઓને માર્ગદર્શક થઈ પડે એવો હોવાથી અહીં નીચે આપીએ છીએ. ]

'અસહકારમા અમે શી મદદ કરી શકીએ ?' એ પ્રશ્ન શાંતિનિકેતનમાં વસતી બહેનોએ મને અતિ ગંભીરાઇથી પૂછ્યો હતો. એ જ સવાલ બહેનો વતી એક ભાઇએ કર્યો છે. જે જવાબ મેં શાંતિનિકેતનમાં બહેનોને આપ્યો હતો તેની જ મતલબ થોડા ફેરફાર સાથે અહીં આપવા ધારું છું, સ્ત્રીઓનો પૂરો હિસ્સો આ કાર્યમાં ન મળે ત્યાં સુધી સ્વરાજ્યની આશા રાખવી ફોકટ છે. તેનું સૂક્ષ્મ પાલન જેટલું સ્ત્રીઓ કરે છે તેટલું પુરુષો નથી કરતા. પ્રજાની સ્વતંત્રતા જાળવવી, ગઈ હોય તો એ મેળવવી, એ ધર્મ છે એમ સ્ત્રીઓ ન જાણે, ન કબૂલે, તો પ્રજાની રક્ષા અસંભવિત છે.

દેવદર્શન કરવા એ હું આસ્થા વધારવા સારુ અગત્યની વસ્તુ સમજું છું. પણ જો સ્ત્રીઓ એમ માને કે તેમા જ બધો ધર્મ આવી જાય છે તો એ વહેમનું સ્વરૂપ પકડી પ્રજાને હાનિ કરે છે. દેવદર્શન એ આત્મજ્ઞાનનું એક સાધન છે એમ જાણનારી સ્ત્રી સમજશે કે મંદિરોમાં પણ પ્રજાની સ્વતંત્રતાનો ધ્વનિ સંભળાવો જોઇએ. કેમકે સ્વતંત્રતા વિના ધર્મની રક્ષા અશક્ય છે. અમૃતસરમા જ્યારે ડાયર સાહેબે કેર વરતાવ્યો ત્યારે લોકો ધર્મની શી રક્ષા કરી શકયા હતા ? ત્યારે પણ મંદિરોમા સ્ત્રીઓ જતી; થોડા પુરુષો પણ જતા. ત્યાં જવું તેમને કઇ રીતે ફળ્યું ?

# લડતમાં બહેનોનો ફાળો

આ લડત ઘરના ખૂણાથી માંડી મોટી મોટી ઑફિસો સુધીની છે. ખરી રીતે તો આ લડતનું ક્ષેત્ર ઘરનો ખૂણો જ છે. કારણ કે ત્યાંથી જ એની શરૂઆત છે. અને તેના ઉપર જ તેના ટકાઉપણાનો આધાર છે. એટલે હવે જોવાનું એ છે કે ઘરનો ખૂણો શું શું ફાળો આપી શકે.

ઘરનો ખૂણો એટલે સ્ત્રી તે મોટામાં મોટો સૌથી પહેલો ફાળો સહેલાઈથી આપી શકે તે એ છે કે તે પરદેશી કપડાંનો મોહ છોડે. નવું ન લે, જૂનો સંગ્રહ ફેંકી દે. આટલું બળ તે જાત ઉપર બતાવે એટલે આખા ઘરમાંથી પરદેશી કપડાં જવાનાં. છોકરાંઓ તો માના જ હાથમાં છે. મા કરે તે જ છોકરાંઓ આચરે. પછી પુરુષ વર્ગ રહ્યો. તે આપો આપ પત્ની, પુત્રી અને બહેનને અનુસરવાનો. ખરી રીતે પુરુષો પરદેશી કપડાં ખરીદે છે તેમાં સ્ત્રીઓની જ સીધી કે આડકતરી પ્રેરણા હોય છે. એમાંથી બહેનો હાથ ખેંચી લે એટલે પુરુષો તો ઠેકાણે આવી જ જવાના. લગ્નમાં, વરામાં, અને બીજા સારાનરસા પ્રસંગોમાં આ જોઈએ, તે જોઈએ, વગેરે આગ્રહ સ્ત્રીઓને જ હોય છે. સ્ત્રીઓ પોતાનું મન એમાંથી ખેંચી લે તો પીકેટીંગ કરવાનું કામ જ ન રહે. અત્યારે પરદેશી કપડાં ખરીદવા બહેનો જ આવે છે અને પુરુષો આવે છે તે પણ બહેનોના જ મોકલ્યા. એટલે બહેનોનું મન બદલાય તો જ આ બહિષ્કાર સિદ્ધ થાય તેથી પહેલો ફાળો બહેનોના કપડાની બાબતમાં છે.

જેમ કપડા પરદેશી ન લેવા તેમ ઘેર બેઠાં પોતાને મળતા બધા વખતનો ઉપયોગ કાતવા અને ખાદી ઉત્પત્તિમાં કરવો એ બીજો ફાળો છે. માતા કાંતે એટલે આખુ ઘર એની પાછળ ચાલે. એમ થવામાં નકામા જતા વખતનો સદુપયોગ છે, છોકરાઓને પદાર્થપાઠ મળે છે અને જાતે બનાવેલ કપડા પહેરવાનું પુણ્ય મળે છે. સ્વાશ્રય એક બાબતમાં ખીલે એટલે ઘણી બાબતમા આત્મવિશ્વાસ જાગે છે. અને તેથી જે સ્ત્રીઓ ઉપર અબળાપણાનું કલક છે તે વગર મહેનતે ભૂંસાઈ જાય છે.

ત્રીજો ફાળો વરા વગેરેમા ખર્ચ ઘટાડવાનો છે. વરા, જમણો વગેરેમાં જે ધુમાડા ઊડે છે તે બહેનો સહેજે બંધ કરી શકે. તેઓ એટલુ જ કહે કે અત્યારે જમવા જમાડવાની ફુરસદ નથી, પૈસો નથી, જે કાંઈ છે તે બધું દેશને ચાલુ લડતમાં જ ખર્ચવાનું છે એટલે વરાઓ અને જમણવારો અટકી જાય. કોઈ એક ટાણામા અમુક રીત ન પાળે ત્યારે બીજા તેની ટીકા કરે છે. આ ટીકા કરવામા મોટો ભાગ બહેનોનો જ હોય છે. એટલે આવા ટાણા નિંદા અને ભય ઉપર જ ચાલે છે. બહેનો મન બદલી નાખે તો એ બધું બંધ થાય. અને સરકારની પેઠે આપણે આ ટાણાઓમા જે પૈસાની અર્થચૂસ નીતિ અટકાવવા નીકળેલા આપણે પહેલા આપણે હાથે થતી અર્થચૂસ અટકાવવા પ્રયત્ન કરવો જોઈએ.

એ ફાળો તો ઘેર બેઠાં ઘરને ખૂણે પણ આપી શકાય અને વધારેમા વધારે અસરકારક નિવડે તેવો છે. પણ તેથી આગળ જઈને પણ કામ કરવાના ક્ષેત્રો ઘણા પડ્યાં છે. ભાઈઓને, પછી તે પતિ હોય કે પુત્ર હોય, માથું મૂકી લડાઈમા જવા પ્રેરણા આપવી એ બહેનોનું કામ છે. તેઓ ઉત્સાહ આપે તો નબળા મનના ભાઈઓ પણ લડવા ને મરવા તૈયાર થઈ જાય. બહેનો પોતપોતાને ઘેર સરકારની ગુલામી હોય તો ફેંકાવી દે. વકીલ પત્ની કે માતા તેને વકીલાતમાંથી છોડાવવા ઇચ્છે તો તરત છોડાવી શકે એ જ ન્યાય બધી ગુલામી નોકરીઓ વિષે છે. બહેનો પણ કહે કે કોઈ જાતની સરકારી ગુલામી કરી એક પૈસો લાવવામા આવશે તો અમે એની સામે નહિ જોઈએ, અને એના વિના ગમે તેટલી મુશ્કેલીમાં ઘર નભાવીશું, તે જ દિવસે સરકારી ગુલામીખાના બંધ થવાના. એટલે કપડા અને દારૂની પેઠે સરકારી ગુલામગીરીનું પિકેટીંગ પણ બહેનોના જ હાથમા છે. શ્રી. વિઠ્ઠલભાઈ કે બીજાઓ સરકારી નોકરી નહી છોડાવી શકે; જ્યારે બહેનો પોતપોતાને ત્યાંથી ઘડીભરમાં એ ફેંકાવી દઈ શકશે.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૦ જેઠ : ૧૯૮૬ અંક ૨

# રણગીત

કોણ રે ઊઠશે, ભાઈ?
હો રે, કોણ રે ઊઠશે, ભાઇ?

શંખ કરાળે, ભૂખની ત્રાડે
ભારત માતા, આપણી માતા

(ગાથા)

બોલે, ઓ ભાઇ!
ભારત આપણી બોલે;
ભૂખ મિટાવા, દુઃખ ફિટાવા,
કોણ રે ઊઠશે ભાઈ?
હો રે, કોણ રે ઊઠશે, ભાઈ?

(કોરસ)

ભારત વીર! ભારત વીર!
ઊઠવાં અમે સૌ અધીર,
ઊઠશું અમે ભારત વીર. (૨)

કોણ રે બેસી રહેશે?
હો ભાઇ, કોણ રે બેસી રહેશે?

(કોરસ)

કાયર દિલ! કાયર દિલ! (૨)

કોણ રે ધપશે, ભાઇ?
હો રે, કોણ રે ધપશે, ભાઇ?

તીર વછૂટે, વેગ અખૂટે,
કુચમાં કદમ, લેશ નહિ દમ

વેદના ભૂંડી, યાતના ઊંડી,
મૂઢ કે ખુલ્લી ચોટ અસિની
ફૂટી, ઓ ભાઇ!
મૂઢી ચોટો ફૂટી,

કઠણ હૈયે, કોમળ હૈયે,

કોણ રે સહેશે, ભાઇ?
હો રે, કોણ રે સહેશે, ભાઇ?

(કોરસ)

ભારત વીર! ભારત વીર!
સહેવા અમે સૌ અધીર,
સહેશું અમે ભારત વીર! (૨)

કોણ રે ભાગી જાશે?
હો ભાઈ, કોણ રે ભાગી જાશે?

કાયર દિલ! કાયર દિલ! (૨)

(૫)

કોણ રે મરશે, ભાઇ?
હો રે, કોણ રે મરશે, ભાઇ?

કેસર રંગે, કાળ ભુજંગે,
જીવન ધોળી, ખેલતો હોળી
અંગે, ઓ ભાઈ!
જીવનહોળી અંગે,

મુક્તિ કાજે, અમર સાજે,

કોણ રે મરશે, ભાઈ?
હો રે, કોણ રે મરશે, ભાઈ?

(કોરસ)

ભારત વીર! ભારત વીર!
મરવા અમે સૌ અધીર,
મરશું અમે ભારત વીર! (૨)

કોણ રે જીવશે બીકે?
હો ભાઈ, કોણ રે જીવશે બીકે?

કાયર દિલ! કાયર દિલ! (૨)

સુન્દરમ્

કાચાં દ્રવ્યો ચડાવે છે. અને બદલામાં કાપડ, ખાંડ, સાંચાકામ, લોઢું અને કાચના પદાર્થો વગેરે મોટી રકમ તૈયાર માલ મંગાવે છે. હૂંડીઓ દ્વારા આવક જાવક માલોના નાણાંની આપ-લે પરદેશો સાથે હિંદ કરે છે. દેશાવરોની આંટ અને ચાંદીના ભાવોમાં થતા ફેરફારોને લીધે આ હૂંડિયામણના ભાવો ઉપરે મોટી અસર થાય છે. જેથી પોતાના દેશના સિક્કાની કિંમત અને પોતાની આંટ ટકાવી રાખવા તે તે દેશની સરકાર કાયદા બાંધી હૂંડિયામણને સ્થિર કરવા મોટા પ્રયત્ન કરે છે. ચાંદીનો ભાવ ઘટયો તેને લીધે દુનિયાના બન્દરમાં રૂપિયાની કિંમત સોળ પેન્સ કરતાં ઓછી રહી. ૧૯૧૪ પછીનાં લડાઇનાં વરસો દરમિયાન ચાંદીનો ભાવ વધ્યો ત્યારે હિંદી સરકારે કાયદામાં ફેરફાર કરી એક રૂપિયાની સોળ પેન્સને બદલે ચોવીસ પેન્સ ભાવ ઠરાવ્યો. પાછા ચાંદીના ભાવો ઘટતાં ૧૯૨૭ માં અઢાર પેન્સ ભાવ કાયદામાં કરાવવામાં આવ્યો.

### હિંદના ચલણનો ઇતિહાસ

હિંદમાં સને ૧૮૯૩ પહેલાં ચાંદીના ધોરણ ઉપર ચલણની વ્યવસ્થા હતી. પરંતુ ચાંદીના ભાવોમાં થતા વારંવારના ફેરફારોથી સોનાના ચલણવાળા દેશોની સાથેના સંબંધને નીભાવી રાખવા હર્સેલ કમિટિએ કરેલી ભલામણ મુજબ ટંકશાળોમાં છૂટથી રૂપિયા પાડવાનું બંધ કરવામાં આવ્યું. આ પગલાંથી રૂપિયાની કિંમત સુધરી ગઇ. સને ૧૮૯૮ માં રૂપિયાની કિંમત સોળ પેન્સ સુધી થઇ ગઇ. સને ૧૮૯૮ માં ચલણનાં સવાલની ફરી તપાસ કરવા માટે ફાઉલર કમિટિ નીમવામાં આવી. એ કમિટિએ (૧) છૂટથી રૂપિયા પાડવાનું ચાલુ બંધ રાખવા સૂચવ્યું; (૨) રૂપિયાનો સોનાના ચલણવાળા દેશો સાથે મુખ્ય સંબંધ હોવાથી રૂપિયાની કિંમત સોનામાં આંકવા ઠરાવ્યું; (૩) સોનામહોરને કાયદેસર ચલણના સિક્કા તરીકે સ્વીકાર્યો; (૪) રૂપિયાની કિંમત સોળ પેન્સ સોનાની ઠરાવવામાં આવી. સોનામહોરની કિંમત રૂપિયા પંદર ઠરાવવામાં આવી; (૫) હિંદમાં રૂપિયાનું ચલણ ચાલુ રહ્યું, પરંતુ સરકાર રૂપિયાના બદલામાં હિંદમાં જ સોનું આપવા બંધાયેલ નથી; (૬) રૂપોના સિક્કામાં થતા નફાના નાણાનું સોનું લઇ લંડનમાં રીઝર્વ રાખવું અને તેનો ઉપયોગ હૂંડિયામણ ટકાવવા માટે કરવો.

આ ભલામણો અનુસાર સોનામહોરોના સિક્કા પાડવા માટે મુંબઇની ટંકશાળમાં વ્યવસ્થા કરવાની ગોઠવણ થઇ. પરંતુ અંગ્રેજ નાણાખાતાએ એ યોજનામાં વાંધો લીધો તેથી હિંદમાં સોનાના સિક્કા પાડવાનું બંધ રહ્યું અને સોનાનું ચલણ સ્થપાઈ શકાયું નહિ. આ સંબંધી હિંદી સરકારનો સ્ટેટ સેક્રેટરી સાથે ઘણો પત્રવ્યવહાર ચાલ્યો, તેના પરિણામમાં ચેમ્બરલેન કમીશન સને ૧૯૧૩ માં નીમાયું.

### ચેમ્બરલેન કમીશનની ભલામણો

(૧) હિંદના આંતરિક વહીવટમાં સોનાનું ચલણ રાખવું ફાયદાકારક નથી; (૨) નોટો અને રૂપિયાનું ચલણ હિંદની અંદર રાખવું; (૩) સોનાના સિક્કા પાડવા માટે જો પ્રજા તરફથી માગણી થાય તો જ ટંકશાળ સ્થાપવી; (૪) સોનું લઇને બદલે રૂપિયા આપવાની ગોઠવણ રાખવી; (૫) સોનું અને મહોરોનો જથ્થો નોટોના ફેલાવાના પ્રમાણમાં રીઝર્વ રાખવો. આ પ્રમાણે સોનાના સિક્કાને ચલણમાં રાખવા માટે ઉપલા કમીશને ભલામણ કરી

વધારાનો અવેજ હિંદમાં મોકલવાનો હોતો નથી. અને ઊલટું આમદાની વેપારના વધારાના અવેજને હિંદથી વિલાયત મૂકવો પડે છે. જેથી હિંદી સરકાર સેક્રેટરી ઑફ સ્ટેટ ઉપર હૂંડીઓ લખી બેંકો પાસેથી રૂપિયા લે છે અને વિલાયતમાં સ્ટેટ સેક્રેટરી એ હૂંડીઓના બદલે સોનું અથવા સોનાના સિક્કા આપે છે. તેને રીવર્સ કાઉન્સિલ બીલો અથવા ઊલટી હૂંડીઓ કહે છે. અને તેવી હૂંડીઓ ક્વચિત જ લખાય છે.

## રીવર્સ કાઉન્સિલથી થયેલ નુકશાન

હિંદી સરકારના ખજાનચી સર માલ્કમ હેલીએ બે શિલીંગના હૂંડિયામણને ટકાવવા ભગીરથ પ્રયત્ન કર્યા. તેણે છૂટથી રીવર્સ કાઉન્સિલ બીલો ઊંચા ભાવે વેચવા માંડ્યાં. લેજિસ્લેટિવ એસેમ્બલીએ આ નીતિ સામે સખ્ત વિરોધ કર્યો, પરંતુ તેના ઉપર કાંઈ લક્ષ આપવામાં આવ્યું નહિ. સને ૧૯૨૦ માં બે શિલીંગ હૂંડિયામણનો કાયદો પસાર થયો. સને ૧૯૨૧ માં હૂંડિયામણનો ભાવ ઘટવા લાગ્યો અને સરકારે તેને ટકાવવા મોટા પ્રયત્નો કર્યા, છતાં પણ ઘટીને ૧૫ પેન્સ થઇ ગયો. આ કૃત્રિમ હૂંડિયામણ ટકાવવાના પ્રયત્નમાં સરકારને ૩૫ કરોડ નુકશાની ભોગવવી પડી. બે શિલીંગના મોટા ભાવે ખરીદેલ હૂંડીઓના સોનાના સિક્કા વિલાયતમાં મળ્યા અને પાછા તે સિક્કાના પંદરથી સોળ પેન્સના ભાવે અહીં નાણાં મળ્યાં. ખારસા ૩૫ કરોડ રૂપિયાની નુકશાની દેખીતી રીતે ભોગવવી પડી. **હિંદી ગત અને શાહને ઠોકરે મારી બ્રિટીશ હકકોનું રક્ષણ કરવાની નીતિનાં આવાં અનેક પરિણામો હિંદને ભોગવવાં પડયાં છે.** અધિકારીઓએ એકથી અનેક સમયે અમે કહીએ તે જ ખરું છે, એવા ખોટા ગુમાનથી હિંદને નુકશાનીમાં ઉતાર્યું છે. બે શિલીંગ આપી ખરીદેલી વસ્તુનો ૧ા શિલીંગ ઊપજ્યો, છતાં અમારી નીતિ ખરી છે એવું કહેનાર હિંદના અમલદાર વર્ગ સિવાય બીજો કોઈ ભાગ્યે જ નીકળશે.

## હૂંડિયામણની ૧૯૨૦ પછીની સ્થિતિ

બે શિલીંગનો હૂંડિયામણનો ભાવ કાયદેસર પસાર થયા પછી તરત ભાવ ઘટતા જ ગયા અને ૧૫ પેની સુધી થઇ ગયા. જો કે કાયદાપોથીમાં બે શિલીંગનો ભાવ હતો, છતાં પણ *જ્યારે ૩૫ કરોડ નુકશાની આપતાં પણ ભાવ ન ટકાવી શકાયો ત્યારે સરકારે* હૂંડિયામણના ભાવને પોતાનો કુદરતી રસ્તો લેવા દીધો, અને વચમાં પડવું મૂકી દીધું. અને બેબિંગ્ટન સ્મિથ કમિટિની ભલામણોનો અમલ કરવાનું મોકુફ રાખ્યું. જાનેવારી ૧૯૨૩થી હૂંડિયામણનો ભાવ સહેજ વધ્યો અને ૧૬ પેન્સની લગભગ રહ્યો. હિંદી સરકારના સહકારથી ૧૯૨૪ના અક્ટોબરથી ૧૮ પેન્સ જેટલો ભાવ વધ્યો. આ રીતે માર્ચ ૧૯૨૬ સુધી હૂંડિયામણમાં લાંબો ફેરફાર ન થયો. સરકાર તરફથી બજેટ વગેરેમાં બે શિલીંગના આધારે હિસાબો ગણાતા, પરંતુ ખરેખર રીતે એ ભાવ બજારમાં પાછો થયો જ નહિ.

## હીલ્ટન યંગ કમીશન

હિંદના ભલા ખાતર હિંદી રાજ્યદ્વારીઓ સોનાનું ધોરણ અને ચલણ માગી રહ્યા હતા પરંતુ સરકારે એ માગણીની હંમેશાં અવગણના કરી હતી. એસેમ્બલીમાં આ વિષય ઉપર વારંવાર સખ્ત ચર્ચા થતી. જાહેર છાપાંઓમાં પણ પુષ્કળ ફરિયાદો થવા લાગી. છતાં

આનો ઉપયોગ થાય છે. જે સરકારની શાખ સારી હોય છે તેની નોટોનું ચલણ વધતું જ જાય છે. તા. ૧ એપ્રિલથી તા. ૧૫ જૂન ૧૯૨૭ સુધીમાં લગભગ ૧૪ા કરોડ રૂપિયા ચલણમાંથી ખેંચી લેવાયા, જો ૧૬ પેન્સનો રૂપિયાનો દર નક્કી થયો હોત તો એ રૂપિયા ચલણમાંથી ખેંચી લેવા પડત નહિ. નોટોનું ચલણ હિંદમાં જ હોવાથી સોનું પણ હિંદમાં જ રાખવું જોઈએ, એ રીતે હિંદના નાણાશાસ્ત્રના અનુભવીઓની દલીલ છે. તે સિવાય હિંદનું રીઝર્વ રાખેલું સોનું હૂંડિયામણ નિભાવવા સરકાર તરફથી વાપરવામાં આવે છે, તે હિંદના લાભોને મોટું નુકશાનકારક છે.

### ૧૮ પેનીના હૂંડિયામણની ખરાબ અસર

સર પુરુષોત્તમદાસે આગાહી કરી હતી, તે મુજબ ૧૮ પેન્સના હૂંડિયામણની માઠી અસર દેશના વેપાર–ઉદ્યોગ અને નાના મોટા હુન્નરો ઉપર બરાબર થઈ છે. એમણે વધારામાં જણાવ્યું હતું કે આવી અસર હિંદના ખેડૂત વર્ગ અને વેપાર ઉપર તાત્કાલિક નહિ થતાં, ધીમે ધીમે વધતી જશે, અને ઉગ્ર સ્વરૂપ લેશે; અને થયું પણ તેમ જ છે. જ્યાં જુઓ ત્યાં મજૂર વર્ગમાં અશાંતિ, નાણાબજારમાં ભીડ, નિકાશી વેપારમાં ઘટાડો અને ગરીબ વર્ગમાં વધતી જતી બેકારીઃ એ આ હૂંડિયામણની ધીમી પણ સચોટ અસરનું પરિણામ જણાય છે. આ હૂંડિયામણના દરથી પરદેશી કાપડને ૧૨ા ટકાનો ફાયદો કુદરતી રીતે મળી ગયો છે, અને અહીંના કાપડના ઉદ્યોગને તેટલું જ નુકશાન થયું છે. દિન પ્રતિદિન ઇંગ્લાંડ, જાપાન અને બીજા દેશોના કાપડની આયાત આપણા દેશમાં વધતી જાય છે; ગામઠી કાપડમાં જાપાનના માલ સામે હિંદની મિલો આ હૂંડિયામણને લીધે ઊભી શકતી નથી. ફેન્સી કાપડનું બજાર તો મૅન્ચેસ્ટરે હાથ કર્યું છે, બીજા ઉદ્યોગોમાં દિવાસળીનો, રસાયણનો ઉદ્યોગ, અને બીજા નાના મોટા ઉદ્યોગની સ્થિતિ દયાજનક છે. સર જ્યાર્જ શુસ્ટરે વારંવાર દલીલ કરી છે કે ૧૮ પેન્સનો હૂંડીનો દર દેશના વેપારઉદ્યોગને કોઈ પણ રીતે નુકશાનકારક નથી, અને પરદેશી વેપારને અણઘટતો લાભ આપતું નથી. પરંતુ નામદાર શહેનશાહની સરકારનો ખુદ ટ્રેડ કમિશનર મી. એન્સફ્ફ ૧૯૨૬–૨૭ ના સાલની "હિંદની આર્થિક સ્થિતિ" નામના પોતાના રિપોર્ટમાં ખુલ્લું જણાવે છે કે–"૧૮ પેન્સનો હૂંડીનો દર આયાત કરનારાઓને એકંદરે લાભકારક છે. હિંદના નિકાશ વેપારને આ હૂંડિયામણથી ઘણી હાનિ પહોંચી છે. ધી લીગ ઑફ નેશન્સ તરફથી બહાર પાડેલા આંકડાઓથી જણાય છે કે આપણો નિકાશ વેપાર બહુ જ થોડો છે.

### સને ૧૯૨૫માં દુનિયાનો નિકાસ વેપાર

| | | | |
|---|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ | ૧૨·૪૩ | યુનાઇટેડ સ્ટેટસ | ૧૬·૦૪ |
| જર્મની | ૬·૦ | ફ્રાંસ | ૭·૨૧ |
| હિંદુસ્તાન | ૪·૭૯ | | |

આ ઉપરથી જણાશે કે આપણો હિસ્સો નહિ જેવો જ છે. કાપડનો ઉદ્યોગ, લોખંડનો ઉદ્યોગ, દિવાસળીનો ઉદ્યોગ, કાચનો ઉદ્યોગ, એવા બીજા ઘણા ઉદ્યોગોએ ટેરીફ બોર્ડને રક્ષણ માટે અરજી કરી હતી. આપણો વેપાર ઘટતો જાય છે, વેપારીઓ પાયમાલ થતા જાય છે.

### આયાત માલને ઉત્તેજન

પરદેશોથી હિંદમાં આયાત થતા માલને ૧૮ પેન્સના હૂંડિયામણથી સારો ટેકો મળ્યો

અથવા ફેરફાર વિષે કાંઈપણ વિચાર કરવાનો હિંદી સરકારનો ઇરાદો નથી. હિંદી સરકારના મત મુજબ મોટા હૂંડિયામણથી હિંદના આર્થિક લાભોને કોઈપણ પ્રકારનું નુકશાન નથી. નક્કી કરેલ એક જ ભાવથી વેપાર ઉદ્યોગને લાભ છે માટે હવે એ વિષય ફરી ચર્ચવાનો સરકારનો ઇરાદો નથી. તેથી કમિટિ નીમવાનું કબૂલ કરવા ના પાડી અને હિંદી મતને ઠોકરે મારવાની રાજનીતિને વળગી રહ્યા. વધારામાં જણાવ્યું કે હિંદી સરકાર પોતાના દરેક સાધનનો ઉપયોગ કરી હૂંડિયામણ ટકાવી રાખશે.

## ચાંદીનું વેચાણ

હૂંડિયામણને ટકાવી રાખવાને સરકારે કેટલાંક નુકશાનકારક પગલાં લીધાં છે. મોંઘા ભાવે ખરીદ કરેલી ચાંદી બજાર ભાવે એટલે મોટી નુકશાની ખાઇ લંડનમાં વેચી છે. ચાંદીનું મુખ્ય બજાર મુબઈમાં છે, છતાં લંડનમાં ચાંદી વેચી અત્રેના વેપારીઓને અન્યાય કર્યો છે. ચાંદી વેચીને સોનું સામું લઈ રાખવાની કરન્સી કમીશનની ભલામણ અભરાઇ ઉપર ચડાવી લીધી છે. મોટી રકમની ચાંદી વેચી દુનિયાના ચાંદીબજારમાં મોટી મંદી આણી છે અને હિંદમાં ચાંદી ઉપર જકાત નાંખી પરદેશોમાં સોંઘી ચાંદી અને હિંદની અંદર મોંઘી ચાંદીનું ઊલટું રૂપ આપ્યું છે.

ચાંદી વેચવાથી રૂપાનું ચલણ તેટલું ઓછું થશે. ચલણ ઓછું થવાથી રૂપિયાની કિંમત વધે છે. રૂપિયાની કિંમત વધે અને ચલણ ઓછું થાય તો અઢાર પેન્સના હૂંડિયામણને ટેકો મળે છે. એ સિવાય ચાલુ વ્યાજના દરથી વધારે ભાવે ટ્રેઝરી બીલો કાઢી હૂંડિયામણને ટેકો અપાય છે. ચલણમાં જાહેર અને ખાનગી રીતે ઘટાડો કરી અને બેંક રેટમાં વધારો કરી ૧૮ પેન્સના હૂંડિયામણના દરને ટેકો આપવામાં આવે છે. ૧૬ પેન્સનો હૂંડિયામણનો દર હોય તો આ ઉપાધિઓ કરવાની જરૂર ઊભી થાય નહિ.

ડુંગરશી ધરમશી સંપટ

ઉપર આક્રમણ કરવા માટે. આમાં બીજો હેતુ દુષ્ટ છે એટલે તેને કબજામાં રાખવા માટે કાયદા દ્વારા અમુક નિયન્ત્રણ આવશ્યક છે. પણ આ નિયન્ત્રણ એ ઢબનું ન હોવું જોઇએ કે જેથી પહેલા હેતુને બાધ આવે. દરેક માણસને સ્વરક્ષણ માટે હથિયાર રાખવાનો હક હોવો જોઇએ; હથિયાર રાખવાથી અયોગ્ય રીતે બીજા ઉપર આક્રમણ થવાનો ભય રહે છે છતાં પણ સ્વરક્ષણના હેતુને મુખ્યતવે ધ્યાનમાં રાખીને જ કાયદો ઘડાવો જોઇએ. આ વિચારસરણીમાં કશું નવીન નથી. બીજા દેશોમાં આ જાતના કાયદા અને તેના અમલ પાછળ આવી જ વિચારસરણી હોય છે. જ્યાં સુધી કોઈ માણસ ગુન્હાથી કે માનસિક નબળાઇથી અયોગ્ય નથી ઠરતો ત્યાં સુધી તેને હથિયાર રાખવાની છૂટ સહેલાઈથી મળે છે.

હિન્દુસ્થાનમાં સ્થિતિ તદ્દન વિપરીત છે.

હિન્દુસ્થાનમાં આ પરદેશી સરકાર જે કાયદાઓ ઘડે છે તેમાં મુખ્ય હેતુ પોતાનો પરદેશી અમલ કાયમ રાખવાનો અને હિન્દુસ્થાનને પરાધીન રાખવાનો છે. હિન્દુસ્થાનને પરાધીન રાખવાનો ઉદ્દેશ હિન્દુસ્થાનનાં ધનધાન્ય ચૂસી વિલાયતને પોષવાનો છે. આ કામ જો દેશમાં શાન્તિ રહે તો વધારે સહેલાઇથી અને સગવડથી થઈ શકે. એવી ઘાતક શાન્તિ સાચવવા અમાનુષ કાયદા આ સરકાર ઘડે છે. હથિયારબંધીનો કાયદો એ એવો એક અમાનુષ કાયદો છે.

આ કાયદાને હું 'અમાનુષ' કહું છું તે કોઇ આલંકારિક અતિશયોક્તિની ઇચ્છાથી. નહિ પણ વસ્તુસ્થિતિ સૂચવવા કહું છું.

માણસ જાતનું જીવન અને તેનો વિકાસ અનેક બાહ્ય સાધનો ઉપર આધાર રાખે છે. માણસની અંદરની શક્તિઓ અને બહારનાં સાધનો વચ્ચે અવિનાભાવ સંબંધ હોય છે. દાખલા તરીકે બહારના પદાર્થો જોવા માટે તેજ ન હોય તો માણસની જોવાની શક્તિ ખીલી શકતી નથી. કોઇ માણસને અનેક વર્ષો સુધી અંધારામાં પૂરી રાખવામાં આવે તો જરૂર તેની દર્શનશક્તિ ક્ષીણ થઇ જાય. આ રીતે જ માણસમાં જે ઉત્સાહની વૃત્તિ હોય છે, જે પૌરુષ હોય છે તેનો વિકાસ પણ બાહ્ય સાધનો ઉપર રાખે છે. માણસ ઉપર આફત આવે ત્યારે તેનામાં સહજ રીતે સામા થવાનો ઉત્સાહ થઇ આવે છે. પણ આ ઉત્સાહ તેની પાસે જે સાધન હોય છે તેની ઉપર ઘણીવાર આધાર રાખે છે. આવાં સાધનોનો હંમેશનો અભાવ તેના ઉત્સાહને નિર્બળ બનાવી દે છે અને પછી ઉખાડી દે છે. દાખલા તરીકે અમુક શેરીમાં કૂતરા બહુ ભસતા હોય અને તમારે ત્યાં જવું હોય તો સાધારણ રીતે તમે લાકડી લઇને જશો. લાકડીનો ઉપયોગ હંમેશ કરવો પડે છે એમ નથી હોતું, પણ કરડવા આવશે તો લાકડીથી દૂર રાખીશ એવી ખાતરી તમારા ઉત્સાહને પોષે છે; તમે ગમે તેટલા મજબૂત હો તો પણ જો તમને લાકડી ન જડે તો તમને બહાર જવાનું મન થતું નથી. આ મનોવૃત્તિ માણસ જાતને લગભગ સ્વાભાવિક થઇ ગઇ છે. આફતના પ્રસંગોમાં સામા થવાના સાધનના અભાવે એટલે કે હથિયારના અભાવે આપણા લોકોમાં આફતની સામે થવાની ઉત્સાહવૃત્તિ ઘસાઇ ગઈ છે, અને તેથી આફતમાંથી બચવા માટે કાં તો આપણે નાસી જઇએ છીએ અને કાં તો બીજા ઉપર આધાર રાખીએ છીએ. હથિયારબંધીના કાયદાએ આપણું પૌરુષ હણી નાંખવા પ્રયત્ન કર્યો છે એમ કહેવાય છે તેનો આ જ અર્થ છે. તમારા ગામમાં હડકાયું કૂતરું થયું હોય, ઘરમાં મોટો સાપ નીકળ્યો હોય, જંગલમાં ફરવા જતાં કોઇ જંગલી પ્રાણી મળે, કોઇ ગુંડાઓ તમને હેરાન કરે, રાતે ચોરો આવી ચોરી કરે, ધાડપાડુઓ ગામમાં ધાડ પાડે—આ બધા નાના મોટા પ્રસંગોએ તમે

## પત્ર ૨૦-મો

કેમ્બ્રિજ ગ્રાસ,
તા. ૨-૪-૩૦

સ્નેહી ભાઈશ્રી,

હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર હોકિન્સે પોતાના વર્ગના ૧૫૦ વિદ્યાર્થીઓને પૂછ્યું: "જગતનો આજે સૌથી મોટો સંત- કોણ ?" (Who is the greatest living Saint of the world to-day ?)

દરેકની ચીઠ્ઠી ઉપર એક જ નામ : "મહાત્મા ગાંધી."

પ્રોફેસર હોકિન્સ ઘેર આવી પોતાની ટોપી ઉતારતાં કહે છે: "આજે તો એક ચમત્કાર થયો. મારા વર્ગમાં આવો એકમત મેં કદિ જોયો નથી." (It is an unique thing I ever witnessed.)

મહિના પરનો આ બનાવ બુદ્ધિશાળી અમેરિકન વિદ્યાર્થીઓના માનસનો નમૂનો છે.

* * *

હાલની લડતના સમાચારો પર સેન્સરનો અંકુશ છે છતાં જે થોડાઘણા સમાચારો સેન્સર પસાર થવા દે છે તેના પરથી પણ જણાઇ આવે છે કે હિંદુસ્તાનની સ્થિતિ આજે કટોકટીની છે. લડતની શરૂઆતમાં "ગાંધીને શહીદ થવું છે પણ સરકાર એને શહીદ થવા દેતી નથી," "ગાંધી આથી ખૂબ નિરાશ થયો છે, ગાંધી હવે ચીડાયો છે અને પકડાવાને માટે અધીરો થયો છે," "ગાંધી હવે ફોજદારી ૧૪૪ મી કલમમાં આવી જાય એવાં ઉગ્ર (violent) ભાષણો કરે છે" એવા સમાચારો લંડનનાં પેપરોમાં અને ત્યાંથી અહીંનાં પેપરોમાં એપ્રિલની ૬ ઠ્ઠી તારીખ સુધી પ્રસિદ્ધ થયાં. પણ પછી તો લડાઇનો પૂરેપૂરો રંગ જામ્યો અને એથી સમાચારોનો રંગ પણ તુરત જ બદલાયો. એપ્રિલની ૧૩ મી તારીખ સુધી તો જાણે કે આ ચળવળ ગૂજરાત અને મુંબઈ ઇલાકામાં જ પગભર હોય અને બીજે તો તેનું નામનિશાન પણ ન હોય એમ બહાર આવતા સમાચારો વાંચનારને લાગે, પણ પછી તો કલકત્તા અને કરાંચી અને પૂનાનાં તોફાનો થયાં અને તે સમાચારોને અહીંનાં વર્તમાનપત્રોએ પહેલા જ પાને મોટા અક્ષર નીચે પ્રસિદ્ધ કર્યા. એપ્રિલની ૧૩ મી તારીખે પાંચ લાખ મુંબઇગરાઓએ મીઠાવેરાના પુતળાને દરિયામાં પધરાવ્યું તે બનાવને અહીંનાં વર્તમાનપત્રોએ બૉસ્ટનની 'ટીપાર્ટી' સાથે સરખાવ્યો અને જણાવ્યું કે ગાંધીજીના તમામ પ્રયત્નો છતાં આખરે આ લડત હિંસાને માર્ગે વળી જશે.

ગાંધીજીનું આટનું ભાષણ સૌથી ઉગ્ર (most violent) હતું એમ 'લંડન ટાઇમ્સ' અને 'ન્યુયોર્ક ટાઇમ્સ'ના ખાસ ખબરપત્રીઓની તાર આવ્યા (૮ મી એપ્રિલ) અને તેમાં ગાંધીજીએ જણાવ્યું કે "લોહી રેડાય તો ભલે રેડાય પણ હાથમાંથી મીઠું મૂકશો નહિ"

[ 'ન્યૂયોર્ક ટાઇમ્સ' ખાસ તારથી ] કલકત્તા એપ્રિલ ૧૬, ૧૯૩૦

# સાર્જન્ટનું સાહસઃ છોકરીને બચાવે છે.

"એક 'નજરે જોનાર' જણાવે છે કે અંગ્રેજ અધિકારીની ૧૭ વરસની દીકરી મિસ એલી ડેન્ચ મોટર સાયકલ પર બેસી શહેરમાંથી જતી હતી ત્યારે ટોળાએ તેના પર હલ્લો કર્યો.

બરાડા પાડતા શિખોના ટોળાએ પથ્થર અને લાકડીઓથી મરણતોલ માર મારી તેને બેશુદ્ધ કરી નાંખી અને તેના શરીર પરનાં કપડાં ફાડી નાંખી તેને જમીન પર ઢસડવા માંડી. ત્યાં એ બહાદુર જુવાન સાર્જન્ટ આવી પહોંચ્યો. તે એકલો હતો અને તેના હાથમાં માત્ર એક લાકડી જ હતી પણ એ એક લાકડી વડે એણે ટોળામાંથી પોતાનો રસ્તો કર્યો એટલું જ નહિ પણ આખા ટોળાને ભગાડયું. અને આ રીતે તેણે એ છોકરીને અત્યાચારમાંથી બચાવી."*

તે પછી શું થયું તે 'નજરે જોનાર' આગળ લખતો નથી. કદાચ તે બીજા હપ્તામાં આવશે એમ મેં માનેલું, પણ હજુ સુધી એ કરુણ નાટકનો શો રસિક અંત આવ્યો તે જણાતું નથી.

એ. પી. ના તારમાં એમ હતું કે એ છોકરીને પોલિસે એ તોફાને ચઢેલા ટોળામાં જવાની ના પાડી, છતાં તે ગઇ અને ટોળું તેના પર તૂટી પડયું. પણ આ વાત 'નજરે જોનાર'ને ખબર નથી. કદાચ હશે તો યે તે જણાવવા જેટલી અગત્યની છે એમ તેને તે દેખાતી નથી.

આવા સમાચાર આપણા દેશમાં બહુ અગત્યના ન મનાય પણ અહીંયા તે કમકમાટી ઉત્પન્ન કરે છે. અંગ્રેજો તેમ જ અન્ય પાશ્ચાત્ય પ્રજાઓ સ્ત્રીને અતિ આદરની દૃષ્ટિથી જુએ છે અને જ્યારે એક નિરાધાર સ્ત્રી પર આવી રીતે અમાનુષી હલ્લો થાય ત્યારે અમે તેવા માણસનું લોહી પણ ઊકળી જાય. ૧૯૧૯માં અમૃતસરમાં અંગ્રેજ બાઇ પર હલ્લો

---

* Special Cable N. Y. Times Calcutta April 16, 1930.

Sergeant's Bravery saves the girl

Eyewitness' account of the attack in Calcutta on Miss Allic Dench, 17 year old daughter of an English Official reveals she was saved from outrage by the bravery of a young police sergeant. Miss Dench was riding on a motor cycle through the city when she was attacked.

After beating her into unconsciousness with stones and sticks, a mob of howling Sikhs tore her clothing and were dragging her away when the sergeant singlehanded and armed only with a stick, fought his way through the mob and beat off her assailants. Savagery of morning was repeated at night when a mob stoned the hospital to which Miss Dench was carried, breaking winidows and terrifying the patients.

અહિંસાના વ્રતને લીધે તેમણે . આ બધો માર મૂંગે મોઢે સહન કર્યો છે અને પોલિસને એક આંગળી પણ અડાડી નથી."

અહિંસાનો આ વિજય વર્ણવ્યા પછી ગાંધીજી આગળ જણાવે છે કે કલકત્તા અને કરાંચીનાં તોફાનોમાં સત્યાગ્રહી સ્વયંસેવકોએ લોકોને શાન્ત પાડવા જતાં સરકારના પોલિસોની ગોળીઓ ખાધી છે અને તે તોફાનો અહિંસક આગેવાનોને સરકારે પકડવાથી જ ઊભાં થયાં છે.

ચિતાગોંગ અને પેશાવરનાં તોફાનો આ તોફાનો કરતાં જુદી જ તરેહનાં છે. સત્યાગ્રહીઓને તે તોફાનો સાથે જરા યે નિસ્બત નથી. એ હિંસામાં માનનાર પક્ષનું કામ છે અને તે માટે પોતે જરા યે જવાબદાર નથી.

આગળ જતાં, દારૂ અને અફીણનાં પીઠાંઓ પર તથા પરદેશી કાપડ પર પોતાની તોપો ગોઠવવાનું તેઓ જણાવે છે અને અમદાવાદમાં દારૂની ખપત ઘટીને ૧૯ ટકા થઇ ગઈ છે એ તેની સાબિતી તરીકે ટાંકે છે.

આ સમાચારથી ગાંધીજીની સ્થિતિની ઘણી જ ચોખવટ થઇ છે અને તેમનો કાર્યક્રમ અહિંસાનો જ છે એની ખાતરી થઇ છે. ફ્લીટ સ્ટ્રીટના અંગ્રેજ પેપરોના ખબરપત્રીઓએ ગાંધીજીએ ઉશ્કેરણીથી ભરપૂર ભાષણો કરી અજ્ઞાન લોકોને હિંસાને માર્ગે ચઢાવી દીધા એવી જે કૃત્રિમ ધૂંવાચાદર ( artificial smoke screen ) પાથરેલી તે ગાંધીજીના આ એક કથનથી વેરાઇ ગઈ છે. હમણાં વાઇસરોયે બંગાળ ઓર્ડીનન્સ સજીવન કર્યાના અને પ્રેસ એક્ટ સજીવન કર્યાના સમાચારો પ્રસિદ્ધ થયા છે અને પ્રેસિડન્ટ પટેલે બે પત્રો લખી વાઇસરોયને પોતાની ખુરશીનું રાજીનામું મોકલી આપ્યું અને વાઇસરૉયે તેમને કેવો ઠપકો આપ્યો તે પણ પ્રસિદ્ધ થયું છે. મૌલાના મહમદઅલી ગાંધીજીને ગિરફતાર કરીને આજની કફોડી સ્થિતિને વધારે કફોડી નહિ કરવાનો વાઇસરૉયને કરેલો તાર અને તેને વાઇસરૉયે આપેલો જવાબ આજે પ્રસિદ્ધ થયા છે અને પ્રાઇમ મિનિસ્ટર મેકડોનલ્ડે આખરે ગાંધીજીને ગિરફતાર કરવાની હિંદી સરકારને છૂટ આપી તે પણ પ્રસિદ્ધ થયું છે. અહીંના હેરલ્ડ પત્રનો ખાસ ખબરપત્રી તો એમ પણ જણાવે છે કે મહારાજા પંચમ જ્યૉર્જે પણ આ ગિરફતારીની બાબતમાં સંમતિ આપી છે અને હવે થોડા જ દિવસમાં ગાંધીજીના ગિરફતાર થવાના સમાચાર આવશે એની સૌ રાહ જુએ છે.

આ અત્યાર સુધીનાં અહીંનાં પત્રોમાં પ્રસિદ્ધ થયેલા સમાચારોની વિગત. સમાચારો મોકલનાર ખબરપત્રીઓ પોતાના રાજકીય મતોનો ડોળ એ સમાચારો પર એટલો ચઢાવે છે કે બિચારા તંત્રીઓને ખાસ લખવાનું રહેતું જ નથી. છતાં મુખ્ય મુખ્ય પત્રોમાં અઠવાડિયામાં એકવાર હિંદુસ્તાનની આજની કટોકટીની સ્થિતિ ( crisis ) પર અગ્રલેખો કે નોંધો પ્રસિદ્ધ થાય છે અને તેમાં ઘણુંખરૂં સ્થિતિની વિષમતા પર વિવેચન હોય છે. બૉસ્ટન અને ન્યૂયોર્કના તેમ જ બીજા પત્રોના મારા વાંચન પરથી મારા મન પર જે છાપ પડી છે તે એ છે કે અમેરિકાનો લોકમત હિંદુસ્તાન પ્રત્યે કાંઇક સહાનુભૂતિ ધરાવે છે છતાં અંગ્રેજો પ્રત્યે પણ તેમની સહાનુભૂતિ છે. હજુ સુધી ઘણાંખરાં પત્રો દહીં દૂધ બન્નેમાં પગ રાખી બેઠા છે. આવા નાનકડા બીહાવેરા પર ગાંધીજીએ કેમ લડતનું

પણ ચલાવ્યું કે પંડિત મોતીલાલ નેહરૂ આ ચળવળની વિરુદ્ધ છે અને તેઓ વિલાયત એક કેસ લડવા આવે છે! માત્ર તેમનો જુવાન દીકરો જેને ગાંધીજીએ કોંગ્રેસનો પ્રેસિડેન્ટ બનાવીને ફસાવ્યો છે તેને ખાતર જ તેઓ રોકાઇ રહ્યા છે! આ જુવાન દીકરો ગાંધીજીના હાથમાં રમકડું બની ગયો છે અને ગાંધીજી એવા ખંધા છે કે યુવકોનો ટેકો મેળવવા માટે જ આ ભોળા જુવાનનો ઉપયોગ કરે છે! આ જુવાન દીકરાએ અને ગાંધીજીએ વૃદ્ધ પંડિતજીના દિલમાં ખૂબ જ સંતાપ ઊપજાવ્યો છે! અરેરે, બિચારા પંડિતજી! તમને તેમની દયા નથી આવતી?

'લંડન ટાઇમ્સ'નો ખાસ ખબરપત્રી આ બધા મસાલેદાર સમાચાર પૂરા પાડે છે અને બીજાં વર્તમાનપત્રો તે આખાને આખા ગળી જાય છે નવાઈ તો એ લાગે છે કે લંડનની ઑફિસોમાં બેઠેલા તંત્રીઓમાંથી કોઇપણ આ 'ગોળદાજે'ના કાન પકડે તેવો દેખાતો નથી. કોઈપણ વર્તમાનપત્રે હજુ સુધી આ ગોળાઓના પરપોટા ફોડયા નથી અને ખબરપત્રીઓ પણ એમજ માનતા લાગે છે કે બ્રિટિશ પ્રજાને અંધારામાં રાખવાને માટે જ તેમને પૈસા મળે છે!'

બ્રિટિશ પ્રજાની આંખ હજુ સુધી (તા. ૧૬ એપ્રિલ) નિદ્રામાં જ છે. માત્ર કલકત્તાના સમાચાર હમણાં પ્રસિદ્ધ થયા ત્યારે તેમના કાન ચમકયા અને 'લંડન ટાઇમ્સે' એક લીડર લખ્યો (તા. ૧૬ એપ્રિલ) કે અહિંસાની વાત કરનાર ગાંધીએ જ આવી કફોડી સ્થિતિ આણી છે. અત્યાર સુધી તો તેઓ એમ માનતા હતા કે ગાંધીએ પોતાને બેસવા માટે એક ઘોડો રાખ્યો છે એ ઘોડા પર બેસી ગાંધી ભલે ઘરડે ઘડપણ શીખ કરી લે. એમાં બ્રિટિશ સરકાર શું કરવા આડે આવે? પણ જ્યારે ગાંધીએ ઘોડો પાછો મોકલી દાંડીને કિનારે બેસી, મીઠું બનાવી, બ્રિટિશ સિંહની પૂંછડીમાં નાંખવા માંડયું ત્યારે સિંહ ચમકયો અને કાન ફેરવ્યા કે ડોસો આ શું કરે છે? ત્યાં તો ખબરપત્રીઓએ ખબર આપી કે એ ડોસાને શહીદ થાવું છે પણ આપણો લૉર્ડ અરવિન એવો ઉસ્તાદ છે કે એને શહીદ થવા દેવાનો નથી, કારણ કે નેપોલિયનનું એ કથન છે કે દુશ્મન આપણે જે કરીએ તેમ ઇચ્છે તે આપણે હરગીજ કરવું નહિ. અહો! એમ વાત છે કે? શાબાશ અરવિન, શાબાશ! ગાંધીને પકડતો નહિ. ભલે દાંડીના કિનારે ધૂળ ખાય. પણ ત્યાં તો સમાચાર આવ્યા કે ગાંધીના સરદારોને પકડવા માંડયા છે અને એમને જુદી જુદી સજાઓ કરવા માંડી છે. પણ આ શું? ગાંધીને જવા દીધો અને એના સરદારોને કેમ પકડીએ છીએ? એ જ ખૂબી છે. આ સરદારો ગાંધીના દૂત (liasión)નું કામ કરે છે. બારડોલીનું તોફાન મચાવનાર પેલા 'વલ્લભભાઇ'ને પકડયો ત્યારે મણિલાલ કોઠારી એની જગ્યાએ સરદાર તરીકે દસી ગયો (લંડન ટાઇમ્સ), એટલે એને પકડવો પડ્યો. બીજું થાય શું? એક શેઠિયો જમનાલાલ ગાંધીની ચઢવણીથી મુંબઇમાં લોકોને ઉશ્કેરતો હતો એને પકડવો પડયો. પણ આ બધાને અંકેડો છો તો એક જ ગુના માટે અને સજાઓ જુદી જુદી કેમ કરો છો? એ હિંદુસ્તાનના કાયદાની કુમાશ (elasticity) છે. મેજિસ્ટ્રેટ એને જેમ વાળવો હોય તેમ વાળી શકે. અને આવે વખતે આવી નાની બાબતો પર ધ્યાન આપવાનું બની શકે પણ શી રીતે? એ તો વાતાવરણની ગરમી પર જ છોડવું પડે!

તા. ૧ લી મેના 'બૉસ્ટન હેરલ્ડ'માં એના ખાસ ખબરપત્રીનો લંડનથી મોકલેલો તાર પ્રસિદ્ધ થયો કે મહારાજા જ્યોર્જ સાથે મસલત કરીને રામ્સે મેકડૉનલ્ડે આખરે ગાંધીજીને શહીદ બનાવવાનું નક્કી કર્યું છે અને વાઈસરૉય લૉર્ડ અરવિનને મહાત્મા ગાંધી સામે જે પગલાં લેવાં પડે તે માટે ટેકો આપવા જાહેર કર્યું છે.

આ પછી 'બોસ્ટન ગ્લોબ'માં કૉન્સ્ટન્ટાઇન બ્રાઉનનો લંડનથી મોકલેલો તાર પ્રસિદ્ધ થયો કે બુધવારે કૅબિનેટની બેઠક મળી હતી તેમાં લૉર્ડ અરવિને ગાંધીજીને પકડવા માટે બ્રિટીશ સરકારની જે મંજૂરી માગી હતી, તે પર ખૂબ લાંબી ચર્ચા ચાલી. પંજાબ અને બંગાળના ગવર્નર ગાંધીજીને મેની ૧૦ તારીખ પહેલાં પકડવાની વિરુદ્ધ હતા, મદ્રાસ અને યુ. પી. ના ગવર્નર તટસ્થ હતા જ્યારે વાઇસરૉય અને બીજા ગવર્નરો તેમને તુરત જ પકડવાની તરફેણમાં હતા. આગળ પડતા વિચાર ધરાવનાર મજૂર પક્ષના સભાસદોએ આવા પગલાના ડહાપણ વિશે શંકા ઉઠાવી પણ આખરે વાઇસરૉયને અને હિંદી વજીરને યોગ્ય લાગે તેમ કરવાની છૂટ આપવાનો ઠરાવ સર્વાનુમતે મંજૂર થયો.

તે પછી મુંબઈથી ૨જી મેનો તાર આવ્યો કે હિંદુસ્તાન ગાંધીજીના ગમે ત્યારે પકડાવાની રાહ જુએ છે અને ગાંધીજીએ મુંબઈ પાસે એક લાખ સૈનિકોની માગણી કરી છે. ધરાસણાના સરકારી અગરો પર દરોડો પાડવાની આંખી યોજના ગાંધીજીએ ઘડીને તૈયાર કરી છે અને તે સુરતના કાર્યકર્તાઓને પૂરેપૂરી સમજાવી છે. સરકાર આ સ્થિતિ રોકવા માટે ગાંધીજીને પકડશે એમ લાગે છે.

બીજે દિવસે મુંબઈથી તાર આવ્યો કે ૨૪૪૪ સ્વયંસેવકો નોંધાયા છે અને બીજા ભરતી થયે જાય છે. દરેક સ્વયંસેવકે શુદ્ધ ખાદી પહેરવાની અને તકલી પર કાંતવાની ગાંધીજીની માગણીઓ કબૂલ કરી છે અને ઉત્સાહ અપૂર્વ છે.

તે પછી તુરત જ જલાલપોરથી ૫ મી તારીખનો તાર આવ્યો કે ગાંધીજીને આખરે બ્રિટીશ સરકારે પકડયા છે અને રાત્રે ૧ વાગ્યે પથારીમાંથી જગાડી યરોડાની જેલમાં ૧૮૨૭ના કાયદા નીચે પરહેજ કર્યા છે. આ એકસદી જૂના કાયદા પ્રમાણે હિંદી સરકારની ખુશી હશે ત્યાં સુધી હિંદુઓની હૃદયમૂર્તિ ( Idol of the Hindus ) જેલમાં રહેશે. તેને કોઇ જબરજસ્તીથી ભગાડે નહિ તે માટે સરકારે ચાંપતા ઈલાજો લીધા છે. ( to prevent violence or attempts at rescue ).

બીજે દિવસે 'બોસ્ટન ગ્લોબ'ના ખાસ ખબરપત્રી નેગલી ફાર્સન ( Negley Farson )નો તાર પ્રસિદ્ધ થયો. એમાં એ ખબરપત્રી અને યુદ્ધ વેળાનો બ્રિટીશ ખબરપત્રી બાર્ટલેટ ખાનગી ખબરને આધારે મોટર લઇ સવારના બોરીવલિ જઇ પહોંચ્યા હતા. ત્યાં શું બન્યું એ ખબરપત્રીના શબ્દોમાં જ જણાવું છું :

"બોરીવલિ સ્ટેશનથી દૂર આવેલા ક્રૉસિંગ પાસે ટ્રેઇન આવીને ઊભી રહી અને તુરત જ એક જાતની અપૂર્વ શાન્તિ પથરાઇ ગઈ. પછી ધીરે રહીને એક ડબ્બાનું બારણું ઉઘડયું અને એક યુવાન અંગ્રેજે શાન્તિથી પોતાના હાથમાંની ખાદીની બગલથેલી આગળ ધરી. તે પછી તેણે માનપૂર્વક પોતાની પાછળ ઊભેલી વ્યક્તિને નમન કર્યું ( nodded politely ) અને માર્ગમાંથી કોરે ખસી ગયો–અને મહાત્મા ( 'holy man' )નું નાનું

બીજા તારોમાં પ્રસિદ્ધ થયું કે મહાત્માજીના પકડાયાની ખબર ફેલાતાં મુંબઈમાં હિંદુઓની અને ઘણાખરા મુસલમાનોની દુકાનો બંધ થઇ છે અને લોકો શાન્તિ જાળવી રહ્યા છે. શ્વેતવસ્ત્રધારી સ્વયંસેવકોએ મુંબઇના મેદાનમાં સભા ભરી અને મહાત્માજીના પકડાવા માટે ખુશાલી જાહેર કરી. મહાત્માજીના પકડાવાથી આટલી બધી ખુશાલી કેમ ફેલાઇ એ 'બોસ્ટન ગ્લોબ'ના ખબરપત્રીને ન સમજાયું અને એથી એણે કેટલાક આગેવાનોને એ બાબત વિશે પુછી જોયું પણ તેમના ઉત્તરોથી એનું શંકા-સમાધાન ન થયું. આખરે એણે નિર્ણય કર્યો કે "આ પૂર્વના લોકોની અને ખાસ કરીને હિંદુઓની ભેદભરેલી માનસિક સ્થિતિ ( mystical placidity ) નું કારણ છે,કે પશ્ચિમના લોકો તેમને પગ તળે છૂંદે છે છતાં તેઓ ખુશી થાય છે." બિચારો ફાર્સન ! મહિનો માસ પણ હિંદુસ્તાનમાં નથી રહ્યો અને હિંદીઓના દિલદરિયાનું ઊંડાણ માપવા પ્રયત્ન કરે છે.

આ પછી સાંજના તારો આવ્યા કે ગાંધીના અનુયાયીઓ પોલિસની સાથે આથડયા છે અને ઉત્તર હિંદુસ્તાનના શહેરોમાં બ્રિટિશ પોલિસ અને લશ્કર બળવો દાબવા પ્રયત્ન કરે છે. દિલ્હીમાં મોટામાં મોટા પોલિસ અફસરો પર પથ્થર પડયા છે અને પોલિસને સ્વરક્ષણને માટે ગોળીબાર કરવા પડયા છે. કલકત્તા, જલંધર, રંગૂન, મુંબઈ બધેથી આ પ્રમાણેના તારો છે અને સાત સ્વયંસેવિકાઓને પોલિસે ચેતવણી આપી વિખેરી નાંખી છે. દિલ્હીમાં સ્ત્રી સ્વયંસેવિકાઓ પોલિસની સામે થઇ પણ લાકડીના ઝપાટા પડયા એટલે અલોપ થઇ ગઇ છે. ( At Delhi the women Volunteers engaged in picketting resisted the Police, but melted away under the attacks with staves. A. P. May 6 ).

રંગૂનમાં અને પેગુમાં ધરતીકંપને લીધે ૬૦૦ માણસોનાં મુડદાં હાથ લાગ્યાં છે અને ૬૦૦૦ ઘાયલ થયા છે. રાષ્ટ્રીય ચળવળખોરોએ અજ્ઞાન લોકોને બહેકાવ્યા છે કે બ્રિટિશ સરકારે ગાંધીજીને પકડવાથી આ કુદરતી કોપ થયો છે. તેમણે ધરતીકંપથી પડી ગયેલાં મકાનો વચ્ચે થઇને સરઘસો કાઢવા માંડયાં છે અને પરદેશી કાપડ પહેરેલા માણસોના શરીર પરથી એમના પહેરેલાં કપડાં ફાડવા માંડયાં છે. ( રંગૂન, મે ૬, ન્યૂયોર્ક ટ્રીબ્યુન કેબલ )

આ સમાચારોમાં સત્ય કેટલું છે અને અતિશયોક્તિ કેટલી છે એ આટલે દૂરથી કહેવું મુશ્કેલ છે, છતાં એક વાત ચોક્કસ છે કે હિંદુસ્તાનમાં આજે અસાધારણ ઘટનાઓ બની રહી છે. દરરોજ નવા ને નવાં ખબરો, એકથી વધારે ચોંકાવનારા ખબરો પ્રસિદ્ધ થયે જાય છે અને એની Climax હજી પહોંચી છે કે નહિ તે કળી શકાતું નથી. માત્ર આ સમાચારોથી અહીંના પેપરો પર શી અસર થઇ છે તે જણાવું.

ન્યૂયોર્કનું 'નેશન' પત્ર ધારાસણાના સરકારી અગરો પરનો ગાંધીજીએ કરવા ધારેલો દરોડો ( જે રીતે અહીંઆ પ્રસિદ્ધ થયો છે તેને આધારે ) અહિંસાના સિદ્ધાંતની વિરુદ્ધ ગણે છે અને હિંદી વર્તમાન પત્રો પર વાયસરોયે મૂકેલા અંકુશને નાપસંદ કરી વખોડી કાઢે છે. સ્પ્રિંગફિલ્ડનું 'રીપબ્લિકન' ૧૮૨૭ ના જુના કાયદાને આધારે રામ્સે મેકડોનલ્ડની સરકારે ગાંધીજીને પરહેજ કર્યા તેને huge joke ( ભારેમાં ભારે મશ્કરી ) જણાવે છે અને સાયમન કમીશનનો રિપોર્ટ પ્રસિદ્ધ થયા પહેલાં ગાંધીજીને આખરે સરકારને પકડવાની ફરજ પડી એમાં ગાંધીજીનો વિજય જુએ છે. એ જ પત્રમાં એક લેખક ગાંધીજીની વિલિયમ ગેરિસન

રીતે ગૂજરાતે જવાબ વાળ્યો છે. સરદારની ખોટી રીતે ગિરફતારી કરવા માટે આજે સરકાર જેટલી પસ્તાતી હશે એટલું બીજું કોઈ નહિ પસ્તાતું હોય. એ એક ઘાથી ગૂજરાતની ઠંડી તાકાત ઝળકી ઊઠી અને વિજળી પડે ને જેમ ઝળકાટ ( flash over ) થાય તેમ ગૂજરાતને એક છેડેથી બીજે છેડે ઝળકાટ થઇ ગયો. સરકારની આખી લાઇનને ( Transmission line ) આ ઝળકાટ ( flash over ) ફરી વળ્યો અને આજે ઘણે ઠેકાણે એ લાઇનનું અંગરખું ( insulation ) બળીને ખાખ થઇ ગયું છે. મુખીઓ અને મતાદારોએ રાજીનામાં આપી સરકારને નાગી પાડી દીધી છે અને સરકાર પોતાની નિર્લજ્જતા ઢાકવાનું સાધન ન રહેતાં વધારે નિર્લજ્જ બની છે.

ગૂજરાતના અણુએ અણુમાં આજે આ વિદ્યુતરસ વહે છે. એક વિદ્યુતથી ભરેલું ( charged cloud ) વાદળ જેમ બીજા વાદળને વિદ્યુતથી જેમ ભરી દે અને બીજું ત્રીજાને ભરી દે અને એ રીતે સમસ્ત ગગનમાં વાદળો વિદ્યુતભાર ( Charged ) બની જાય એ રીતે ગાંધીજીની વિદ્યુતે સરદારને અને સરદાર મારફત આખા ગૂજરાતને વિદ્યુતભર બનાવી દીધું અને સરદારની વિજળી તૂટતાં સમસ્ત ગૂજરાતની વીજળી સરકાર પર તૂટી પડી. યુવકો અને યુવતીઓનાં વાદળો, ખેડૂતો અને મજૂરોના વાદળો સરદારના વાદળની પાસે હોવાથી તેમની વચ્ચે ઝાઝું વૉલ્ટેજ હતું જ નહિ એટલે એક બારડોલીની છટા ( arc ) થી સરદારે એમને વિદ્યુતભર બનાવી દીધાં અને સરદારની વિજળી એ આખા મેઘમંડળમાં ઝબૂકવા માંડી. છતાં વકીલો અને મીલમાલેકોનાં વાદળો, વેપારીઓ અને જમીનદારોનાં વાદળો સરદારના વાદળથી દૂર હતાં, એમની વચ્ચે વૉલ્ટેજ ઝાઝું હતું અને એથી સરદારની બારડોલીની છટા (arc) એ મેઘોને માત્ર સ્પર્શ જ કરી શકી, ઝબૂકાવી શકી નહિ. પણ જે વૉલ્ટેજ સરદારથી ન તૂટ્યું તે સરકારે વચમાં આવી તોડી નાંખ્યું અને એ વકીલો અને મીલમાલેકો, વેપારીઓ અને જમીનદારોનું મેઘમંડળ મોટા મેઘમંડળની વિદ્યુતથી વિદ્યુતભર બન્યું અને વિજળી ગૂજરાતભરના મેઘમંડળમાં ફરી વળી; માત્ર રહી ગયું એક નાનકડું વાદળ—સરકારી અમલદારોનું વાદળ. એ વાદળને સરદારે જેલમાં રહ્યા રહ્યા વિદ્યુતથી ( charge ) ભરવા માંડયું અને એની નિશાની રૂપે મુખી પટેલો અને મતાદારો, તલાટીઓ અને રાવણીયાઓનાં રાજીનામાંઓનો ઝળકાટ થયો.

ગૂજરાતના છેલ્લા ત્રણ માસનો પ્રગતિપંથ દર્શાવવા માટે વિદ્યુતની આ કલ્પના જ યોગ્ય છે કારણ કે વિદ્યુતના જેવો આ પ્રગતિનો વેગ છે. આખું ગૂજરાત વિદ્યુત જેવી શ્વેત જ્યોતિથી ઝબકારા મારે છે અને એના નયનમાંથી વિદ્યુતની ભભક ઝરે છે. ગૂજરાતના ગગનમાં ચોમેર સ્વતંત્રતાની વિદ્યુત ફરી વળી છે. એમાં કસુંબી ઝળકાટ નથી પણ નિર્મળ, શ્વેત ઝળકાટ છે, એના અસલ મેઘનો શાન્ત પ્રાણદાયી ઝળકાટ છે. ગૂજરાત એ ઝળકાટ આખા હિંદુસ્તાનને અને સમસ્ત જગતને આલોકિત કરો એજ પ્રાર્થના !

લે. નંદલાલ મ. શાહના વન્દેમાતરમ્

# વિચાર મંથન

કાંતવા માટે રેંટિયો ન વાપરવો પણ બનતા સુધી વાંસની સળી અને ઠીકરાંમાંથી બનાવેલી તકલી વાપરવી એવી સલાહ આપતાં ગાંધીજીએ એવી તકલીનું માહાત્મ્ય સમજાવ્યું હતું કે મોટામાં મોટાં પરિણામ નાની અને સાદી ચીજમાંથી આવે છે. થોડાં બીજને જમીનમાં નાખો તેમાંથી સુવર્ણ જેવો પાક થાય અને તે જગતનું પોષણ કરે છે. તકલીમાં કળા છે, કળામાં હમેશાં સાદાઈ, સ્વાભાવિકતા અને સરળતા હોય છે, વાંસની તકલીથી લોખંડની તકલી કરતાં સારું કંતાય છે. રેંટિયો ભારે ચીજ છે, તકલી ગજવામાં રહી શકે અને જ્યારે ફુરસદ હોય ત્યારે તેનાથી કાંતી શકાય છે. જો દરેક માણુસ દરરોજનું એક તોલો કાંતે તો રહ્ને માણસને જોઇએ તેટલાં કપડાં પૂરતું સૂતર કાંતી શકે છે. એ રહ્ને માણસોમાં છોકરાંઓ ( ન કાંતતાં ) ને ખાદી પૂરી પાડી શકાય.

× × ×

જેવી રીતે વાંસની સળી, અને ઠીકરાંનું માહાત્મ્ય ગાંધીજીએ સમજાવ્યું તેવી જ રીતે આ ચપટી જેટલાં નિમકે આખા હિંદુસ્તાનમાં એકો ખળભળ જગાડયો છે. સરકારને માટે કોઇને જરાયે દરકાર રહી નથી. રાષ્ટ્રીય સૈનિકોનાં ટોળાં રણક્ષેત્ર તરફ જાય છે. ધરાસણામાં તા. ૨૧ મીએ ૨૦૦૦ સૈનિકોનો ધસારો થયો, પણ તેમાં કેટલો બધો ડીસીપ્લીન હતો ? પોલિસો લાઠીથી માર મારે તે છતાં હસતે મોંઢે હિંમતભેર માણસોનો અખૂટ પ્રવાહ આગળ ધસ્યા જ કરતો હતો. ૬૧૨ ઘાયલ થયા તે છતાં કોઈનું લોહી એવું ન ઊકળ્યું કે સામે હાથ ઉગામે ! બાકી એ સૈનિકોમાં ઘણાયે એવા કસરતી અખાડાબાજ યુવાનો હતા કે જે ૭ પોલિસની ચટણી કરી નાખે. ધન્ય છે એ સંસ્કૃતિને ! ગુજરાતના યુવકોએ માતૃભૂમિની આબરૂ સાચવી છે, અને જે થાકેલા માણસો સીધી રીતે કે કટાક્ષમાં યુથ લીગ પરિષદની મશ્કરી કરતા હતા, જે આગેવાનો મહેણાં મારીને ખુશ થતા હતા તેમની આંખો હવે ઉઘડી ગઇ હશે. અમદાવાદ યુથ લીગે જુવાનીનું નામ દીપાવ્યું છે.

× × ×

આ લડતમાં આખો દેશ સળગ્યો છે, પણ જેવી રીતે ગુજરાતનાં ગામડાંમાં જુસ્સો આવ્યો છે તેવો આખા દેશમાં આવ્યો હોય એમ જણાતું નથી. એમ હોત તો આ સરકાર પરવારીને બેઠી હોત અથવા મશીનગન અને તોપગોળા ચલાવતી હોત. દસ વર્ષની લડત કરતાં દશ ગણો જુસ્સો હશે પણ આખા દેશનાં ગામડાં હજી સળગ્યાં નથી એમ કબૂલ કરવું પડે છે.

ગામડાં સળગવાને તૈયાર નથી એમ હું નથી કહેતો પણ ગામડીઆ પ્રજાને ઉત્તેજીત કરનાર કાર્યકર્તાઓ દેશભરમાં નથી. આખા ગુજરાતમાં પણ નથી. આ આપણી ઊણપની નોંધ લેવી જરૂરની છે. આપણને ફુલાઇ જવાનો હક્ક નથી. આ છેલ્લી લડત ( War ) હશે પણ તેની આ છેલ્લી મારામારી (battle) નથી. હું આ લડતનો અંત વહેલો આવશે

આવા લોકો પોતાની નબળાઇને લીધે સરકારને ખૂબ ઉત્તેજન આપે છે. જો આ લોકોમાં ડહાપણ હોય તો શાંત બેસી રહે. જનસમાજની બહુમતિ આગળ ચૂપ રહેવું એ હમેશાં નબળાઈ ન ગણાય, એમનો મત પૂછાય ત્યારે જરૂર સ્પષ્ટ રીતે સામા પડે. આપણા વિનીત ભાઈઓ દેશને ખુબ નુકશાન કરી રહ્યા છે. પણ તેમાં જે લોભી છે, જે અસહકારીઓની સરખામણીમાં સમજુ ગણાવવાની અભિલાષા રાખે છે તે દેશદ્રોહ કરે છે. જ્યારે કટોકટીનો સમય આવે છે ત્યારે દરેક વ્યક્તિને સ્વતંત્ર રીતે વર્તવાની છૂટ ન મળી શકે. તેવે વખતે એ કહેવું સત્ય છે કે " જે અમારી સાથે નથી તે અમારી સામે છે ". દરિયામાં હોડીમાં બેઠેલા માણસોને કોઇ કાણું ન પાડવા દે ! આજનો સમય કટોકટીનો છે. આજે અમલદારોનો બહિષ્કાર કરવામાં અહિંસાવ્રતનો ભંગ થતો નથી. વહાણને ડુબાવવાનો પ્રયત્ન કરનારને શિક્ષા કરવી એ ઇષ્ટ છે, આપણી સાથે ફરીને દગો દેનાર માણસોને સજા થવી જોઇએ.

આવો બહિષ્કાર અથવા બીજી કોઈ શિક્ષા લાંબા વખત સુધી ચાલુ રખાય નહિં. એ પ્રાસંગિક પગલા (War Measure) તરીકે ક્ષમ્ય છે, ઇષ્ટ છે. બાકી તો સત્યના પ્રભાવને લીધે, અથવા ન્યાયના પ્રભાવને લીધે જે હૃદયપલટો થાય તે કાયમ રહે છે, બળાત્કારે થયેલા સુધારાની અસર લાંબા વખત સુધી ટકી રહેતી નથી. પણ સુધારા ન થાય તે છતાં કુધારો અટકાવવાની જરૂર રહે છે. જ્યારે બધી પ્રજા દારૂતાડીનો નિષેધ કરવાનો નિશ્ચય કરે, એટલે બહુમતિ એ નિશ્ચયપર આવે, ત્યારે તેની સામે પડનારા સુખશાંતિથી જીવી શકે નહિ. આપણો ત્યાં જીવન એવા પ્રકારનું હતું કે લોકલાજને લીધે, ન્યાતને લીધે અથવા કૌટુંબિક લાજને લીધે લોકો ગેરવર્તન કરી શકતા નહિ. આ લોકલાજ અમુક રીતે રૂઢ થઇને ત્રાસરૂપ બની હશે. પણ આજે શિષ્ટ કુટુંબમાં એક વ્યક્તિ દારૂ પીને આવે તે છતાં તેને લાજ આવતી નથી, બીજી વ્યક્તિઓ વિરોધ અથવા દુઃખ બતાવતા નથી. દારૂડીઓ કે વ્યભિચારી માણસ શિષ્ટ સમાજમાં હળીભળી શકે છે એવી વિષમ સ્થિતિ આપણા આજના ઢંગધડા વિનાના જમાનામાં આવી ગઇ છે. દુષ્ટ ચીજની સામે થવું એ જરૂરનું ગણાતું નથી. આવી રીતે સ્વચ્છંદી વર્તનને ઉત્તેજન મળ્યું છે. એ સ્વચ્છંદપર અંકુશ મૂકવાનો વખત આવી ગયો છે, આપણા ભણેલા લોકોમાં દારૂની બદી પેઠી છે, સ્વાર્થ વધી ગયો છે, તેના તરફ અણગમો બતાવીશું તો જરૂર ઓછાં થશે.

× × ×

દારૂનિષેધનું કામ અત્યંત અઘરૂં છે. એ વ્યસનમાંથી છોડવવાનું કામ બે રીતે થઇ શકે છે: કાયદા નિયમથી અને સમજાવટથી. આ બન્ને સાધનનો ઉપયોગ કરવો પડશે. દારૂનિષેધમાં એકે સરલ ધોરી રાજમાર્ગ નથી, આખો માર્ગ ખરબચડો અને કાંટાળો છે. એટલે ખાદીની બાબતમાં કે સ્વરાજની બાબતમાં જેમ ખોટી આશાઓ પ્રજાને આપવામાં આવે છે તેવી આ કામમાં પણ આપવી ફોકટની છે. ખરી હકીકત તો એ છે કે દારૂનું વ્યસન છૂટી શકે, દારૂનું વ્યસન આપણા લોક છોડી શકશે એ વિષે કોઇને શ્રદ્ધા નથી. લોકોને આત્મવિશ્વાસ નથી કે આ વ્યસન હમેશને માટે છૂટી શકે. બીજા લોકો છોડશે એ વિષે પણ શંકા છે, એટલે પાછું એ ક્યારે શરૂ કરી શકીશું તેની રાહ જોય છે. સરકાર એમ માને છે કે આ જુસ્સો જશે એટલે પાછું લોકો પીશે, પીઠાવાળા પણ એમ જ માને છે. દરેકના મનમાં પાપ છે–સ્વરાજ માટે પણ દરેકના મનમાં પાપ છે. લોકોને

છે. એ બંધ થતો હોય તો ઘણા પારસીઓ તેમાં રાજી છે. અને ગાંધીજીએ એ કામ મીઠુ બહેન પીટીટને સોંપ્યું છે. મીઠુ બહેન એક જૂનાં પારસી કુટુંબનાં દીકરી છે દાદાભાઇ નવરોજજીનું કુટુંબ પણ હિંદમાં મશહૂર છે, અને તેમના ત્રણ ચાર પૌત્રી આ કામમાં રસ લે છે. ઓલપાડ તાલુકામાં બહેરામ મહેતો અને સોરાબ બાટલીવાળાએ એ કામ ઉપાડયું હતું. બરજોરજી ભરૂચા વગેરે અનેક કાર્યકર્તાઓની તેમાં સહાનુભૂતિ છે. કોની મદદ ન હોય?

પણ દલીલ એવી રજૂ થાય છે કે એમનો ધંધો જાય છે માટે બીજો ધંધો આપીને પછી આ ધંધો ઉખેડી નાંખો. પણ આ દુષ્ટ ધંધો કાંઇ આપણે આપ્યો નથી કે બીજો ધંધો આપવાની જવાબદારી આપણી હોય. વળી, ઘણા ગામડાંના પીઠાંવાળાઓ પાસે જમીન હોય છે એટલે ખેતીનો ધંધો તો છે જ. પણ દારૂ પીવડાવીને રાનીપરજ પાસેથી સોંઘી મજૂરી લેતા હતા તે વખતે નહિ મળી શકે. પણ સૌથી મહત્ત્વનું એ વિચારવાનું છે કે જ્યારે મોટરો દાખલ થઇ ત્યારે ગાડાંનો ધંધો તૂટી ગયો, ગાડીઓનો ધંધો તૂટી ગયો, ઘોડા ઉછેરનાર અને વેચનારના ધંધા ઘટી ગયા અને આ લોકોની સંખ્યા તો આખી પારસી કોમની વસ્તી છે તેનાં કરતાં દશ ગણી થતી હશે, અથવા પીઠાવાળાનાં કરતાં હજાર ગણી થતી હશે. તેમને કયા મોટર દાખલ કરનારે ધંધો શોધી આપ્યો? રેલ્વે આવી એટલે વણઝારાનો જબરો ધંધો ગયો. આવી રીતના ફેરફારો તો હમેશાં થયા જ કરે છે. આ તો માત્ર ધંધો ગયો પણ જ્યારે પારસીઓએ એમનું માદર વતન છોડયું ત્યારે તો સગાં વહાલાં, જમીન, ઘર, ઢોર બધું છોડીને આવ્યા હતા. આવી ઉથલપાથલ માટે ઇશ્વર જવાબદાર છે. એવી આસમાની સુલ્તાનીનો દોષ ઇશ્વરને માથે મૂકીને આશ્વાસન મેળવી લેવું પડે છે.

× × ×

આજની લડતમાં બે સંસ્થાઓનો પુનર્જન્મ થતો હોય એમ જણાય છે. પંચ અથવા મહાજનનો અને ગ્રામપંચાયતનો—એટલે ન્યાત અને ગામનાં પંચોનો. આ બન્ને સંસ્થાઓ લગભગ મૃતપાય થઇ ગઇ હતી. બ્રિટિશ સરકારે દખલગીરી કરી તેથી અથવા આપણા સમાજમાં જીવ નહોતો તેને લીધે આ બન્ને સંસ્થાઓ કાયમને માટે જતી રહી છે એવો ભાસ થયો. પણ થોડા વખત પછી તેની જરૂર જણાઇ એટલે એ મુડદાં જેવી સંસ્થાઓને રંગરોગાન લગાડીને નવી જેવી બનાવવા પ્રયત્ન થયો. એના જૂના સ્વરૂપમાં એ ફરી જન્મ પામે એ શકય નહોતું તેથી ગ્રામ પંચાયતોનો અખતરો નિષ્ફળ ગયો છે. તેની સાથે સાથે બીજો અખતરો બ્રિટિશની ચૂંટણીથી નીમાયલી પંચોનુ અનુકરણ થઇ રહ્યું છે. હવે આમાંથી શું પરિણામ આવશે એ હું કહી શકતો નથી. જૂના જમાનામાં દરેક કોમને પ્રતિનિધિત્વ મળતું નહોતું, અને ચૂંટણીમાં ધાંધલીઆ લોકોને મહત્વ મળે છે એ બન્ને તત્ત્વો દૂર કરવાનાં છે. એ બન્ને તત્ત્વો દૂર કરીને પંચો નીમાય તો પરિણામ સારું આવે. આવા અખતરા થવાની જરૂર છે.

દારૂનિષેધમાં ન્યાતોના પંચોએ ઠરાવો કર્યા છે. તેમના હાથમાં શિક્ષા કરવાની સત્તા પણ આવી છે. એ સત્તાનો ઉપયોગ ઓછામાં ઓછો થવો જોઇએ. અંતે શિક્ષણથી જ કાયમનો ફાયદો થાય છે. ચાબૂક કે પરોણી વાપરવાને માટે નહિ પણ બતાવવાને માટે હોય. વધારે ઉપયોગ થાય તો ઘોડો કે બળદ અડીઅલ થઇ જાય. મને પંચોના ઠરાવોમાં બહુ શ્રદ્ધા નથી કારણ કે પંચના પટેલીઆ હમેશાં પ્રામાણિક હોતા નથી એમ કહીએ તો ચાલે. તેમાંના ઘણા નબળા મનના હોય છે અને પ્રતિજ્ઞાનો ભંગ તેઓ પહેલો કરે છે.

૨૬

## દામોદર ખુશાલદાસ:

## ચારણિયાણીએ ઉગારેલો એભલવાળો

ના વારિને વસુમતી અવકાશ આપે
ના સંઘરે જલનિધિ ઉરમાં લગારે;
સુંઝાઈ બે સદનના અતિથિ સરીખું
જ્યાંજ્યાં પડ્યું સલિલ ત્યાં બન્યોં શાત સૂતું.
નિસ્તીર નીરની વચ્ચે અશ્વ એક ઉભો દિસે
ચેષ્ટાહીન ગયો ચોંટી શૂન્યવત્ સ્વાર તે પરે. ૧

હા ! જાડ્યથી જડ બની જન એ ગયેલો
ને અશ્વ કંપિત થતો જલથી ભિંજેલો;
શોધી રહ્યો પથ તુરંગમ સંભ્રમેથી
ચાલી જરા અટકતો ઉર કૈં વિમાસી.
આખરે દીપ ઓચિંતો દેખાયો એક દૂરથી
ઉમંગે લક્ષતો એને સંચરે દૃઢ ચિત્તથી. ૨

સ્વામી તણા શરીરનો ન નિપાત થાય
એથી સુમંદ પદ એ ધરતો જણાય;
ગંભીર સિંધુ પર એકલ નાવ જેવો
ધીમા ક્રમે વિચરતો ઘડિ દીપ જોતો.
ઝીલવા એક ઉક્તિને હજારો દાસ જ્યાં હશે,
અશ્વથી પડતો એને ઝીલવા કોઇ ના કને. ૩

કાપી પ્રલંબ પથ આતુર અશ્વ અંતે
આવી રહ્યો ઉટજ એક તણી સમીપે;
હેષાવડે સદનના જનને જગાડે,
ને માગતો શરણ કૈં પદને પછાડે.
ઉઘડ્યું દ્વાર અંતે ને દીપ હસ્ત વિષે ગ્રહી
શંકતી કંપતી ઊભી એક ત્યાં યુવતી રહી. ૪

દેખી રહી હયને દૃઢ ધ્યાન દેતી
કંપી ગઈ મૃત સમા નરને નિહાળી:
'હા ! રાજવંશી જન કોઈ જણાય છે એ,
ને શીતથી ખચિત સ્તબ્ધ થયો દિસે છે.
અતિથિ આંગણે આવ્યો, ઘટે આશ્રય આપતો:
ગૃહીનો ધર્મ શું એવો ગૃહિણીએ ન પાળવો ?' ૫

એવું વદી દૃઢ વિચાર ઉરે ઉતારી,
કીધી જઈ સદનમાં સહસા પથારી;
પાડોશની યુવતીઓ તણી સ્હાય સેવી
લેઇ ગઈ ગૃહ વિષે શ્રમથી ઉઠાવી.
ભીનાં વસ્ત્ર કરી દૂરે શુષ્કથી તનુ ઢાંકતી,
વ્યાપવા અંગમાં ઉષ્મા ઉપાયો કૈંક યોજતી. ૬

( બધા જ ઉપાય ખોટા પડ્યા. )

અંતે વિચાર ઉરમાં કંઈ એક આવ્યો,
ને કંપ ઉગ્ર પ્રકટી વપુમાં સમાયો;
'હા !' 'ના !'તણું ઘડિ ઉરે ઘમસાણ સેવી
ઊભી થઇ વ્યથિત વ્યગ્ર બની ગયેલી.
ઝોલતા દીપની સામે હાથ જોડી ઉભી રહી:
રોકતી નેત્રવારિને કહે કે રુદ્ધ કંઠથી.

"ચંદ્રાર્કના પ્રતિનિધિ, અયિ દીપ ભ્રાતા !
ને પ્રાણીને હૃદય ધારતી ભૂમિ માતા !
હા અગ્નિદેવ, જગતાત ત્હમે જણાતા !
સાક્ષી હજો મુજ અલૌકિક કાર્યના આ.
સર્વદા સૃષ્ટિને જોતા સ્વર્ગના સુર બાંધવો !
ન્યાયની દિવ્ય દૃષ્ટિથી ઉર મ્હારું ઉકેલજો. ૮

રે આ અનાથ જનજીવ બચાવવાને,
ને ધર્મ માનવતણો કંઇ પાળવાને,
ઉષ્મા હવે તનુતણી દઉં સ્પર્શ સાધી !
દો ત્યાંસુધી બલવતી ઉરને સમાધિ !
વિકારશૂન્ય જો મ્હારું નવ્ય વર્તન નીવડે,
પ્રાણનું દાન પથીને આપજો સઉ તો ત્હમે. ૯

ને કૈં વિકાર મુજ અંતરમાં નિહાળો
તો ભસ્મ દેહ કરજો દઇ વીજ મ્હારો !
ચીરાઇ કાં ગળો જજો તનુને ધરિત્રી !
કાં વજ્ર વાસવતણું પડજો ત્વરાથી !"
બોલતી બ્હાવરી જેવી શય્યામાં સહસા પડી:
શબવત્ દેહને ભેટી ઉષ્ણતા આપતી વદી. ૧૦

ભેટી પડે તનુજને જયમ માત મીઠી
વાત્સલ્યનો પરમ પાવન સ્રોત વ્હેતી;
ભેટી રહી પથિકને ભરતી ભુજાથી
આખંડલાસન અચિંત્ય ડગાવી દેતી !
ધન્ય હો દેવની દેવી ! ધન્ય અદ્ભુત યોગિની !
ડૂબતી વારિમાં તો યે અસ્પૃષ્ટા પદ્મિની સમી ! ૧૧

કંદર્પને સ્મરહરે કરી દગ્ધ દીધો
કાંઈ તથાપિ અવશેષ રહી ગયેલો,
તે આજ આ કૃતિથકી સતીએ નિવાર્યો !
અગ્નિ અને ગરલનો પણ ગર્વ ટાળ્યો !
પાષાણમૂર્તિ શાં બંને શરીરો શ્લેષ સેવતાં:
માનસો વિશ્વ મૂકીને ક્યાંય ઊડી ગયાં હતાં. ૧૨

( આ લોકોત્તર ઉપાયથી એભલવાળાનાં શૈત્ય ઉતર્યાં, અને તેને જાગૃતિમાં આવતો જોતાં જ ચારણિયાણી ખસી ગઇ, અને એભલવાળાએ આંખ ઉઘાડી પૂછ્યું. )

છંદ:—એક વસંતતિલક અને એક અનુષ્ટુપ મળીને એક કડી. "એભલવાળા" કાવ્યનાં બંને ખંડ આ સાદી કડીમાં રચેલા છે.

અર્થ:—દામોદરને ઘણા સરલ ગણે છે. પણ એની સંસ્કૃત રચનાઓ અને એના સંસ્કૃત શબ્દો અપરિચિત નથી હોતા એટલા જ અર્થમાં એ સરલ છે; અને જે અર્થ એ સાદા સંસ્કૃતમાં જણાવે છે તેને હરહંમેશની ભાષામાં મુકિયે તો તે "કવિતા" લાગે કે કેમ, એ પણ એક સવાલ છે; મતલબ કે કવિત્વમય ભાષા નહીં જેવી, અથવા કવિત્વમય ભાષા ( poetic diction ) હોય તે ગાળી નાખિયે તથાપિ જે અર્થ શિલક રહે તે જાતે કવિત્વમય કેમકે કલ્પનારશ્મિનો ગોંફ, એવું દામોદરની કવિતામાં મ્હને તો અત્યંત ઓછું જણાય છે.

૧. ઘણાં વર્ષ વર્ષાદનો છાંટો નહીં તે પછી જ્યારે વર્ષાદ આવ્યો ત્યારે દિવસો લગી બારે મેઘ છૂટી પડયા; આખી પૃથ્વી જલમય થઇ ગઇ; પાણી ન માય જમીન ઉપર, ન માય નદી નાળાં સરોવરમાં, ન માય દરિયામાં, એવી સ્થિતિ થઇ ગઇ. આવી અપાર જલમયતામાં એક ઘોડો અને તે ઘોડા ઉપર શિંગડું થઇ ગયેલો તેનો સવાર.

૨. લક્ષતો જોતો, લક્ષમાં રાખતો.

૩. હજારો દાસદાસીઓથી વીંટાઇ રહેતો સવાર અત્યારે તો એવી અવદશા પામ્યો હતો કે ઘોડા પરથી ઢળી પડે તો તેને ઝાલી-ઝીલી લેવાને પણ એકે માણસ પાસે ન્હોતો.

૪. હેષા, હણહણાટી. ચારણના નેસને "સદન" કહે છે, વગેરે આખી જ કૃતિ એવી ભાષામાં એક સરખી લખી છે એટલે કૃતિની શૈલી જ એ છે એ વિચારે સુરુચિ સંતોષાય છે. કયાંક કયાંક સંસ્કૃત અને કયાંક કયાંક ઘરગથુ શબ્દો એવી ખીચડિયા ભાષામાં કૃતિ લખાઇ હોત તો કોઇ એને વખાણી શકત નહીં. ઘણી કૃતિઓ આમ શૈલી શુદ્ધિએ જ ઉચ્ચ વર્ગમાં આવે છે, નહીં કે તત્ત્વના ગુણથી, કલ્પનાબલથી, કે સર્ગશક્તિથી, એ હકીકત કોઇ સાચો વિવેચક ભુલી શકે નહીં.

૫. તમામ મરદો ઢોરઢાંખર ઉગારવાને માટે દૂર દૂર ચાલ્યા ગયેલા છે; એક પણ મરદ પંચકોશીમાં કે એ આખા પ્રદેશમાં નહીં હોય, એ હકીકત ધ્યાનમાં રાખવાની છે.

૭. ચારણિયાણીના હૃદયની ધડભાંગ બરાબર નિરૂપી છે; પરપુરુષને, આવા જુવાનને પોતે યુવતીએ ભેટીને સુવું; અગ્નિ પાસે ઘૃત આણવું એટલે ઘૃત પીગળે જ તેમ કામવિકાર પોતામાં કે એનામાં સળગે એ ભયાનક સંભવ: એમ નથી કરતી તો જુવાન ઘડી બેઘડીમાં મરી જવાનો એવી એની હાલત. આ અણિમાં અતિથિને જીવતદાનનો આ છેલ્લો ઉપાય, આ લોકોત્તર ઉપાય અજમાવવો કે કેમ એ અતિ વિકટ પ્રશ્નનો મહા પ્રયત્ને નિર્ણય કરીને પછી પ્રાર્થના કરે છે.

૮. હે દીપક, હે સૂર્યચંદ્ર અગ્નિ, હે ભૂમૈયા, હે દેવદેવીઓ, મ્હારા "સત" ની સાક્ષ પૂરજો; મ્હારાં સતને જય આપજો. અને જો હું વિકારી પામર પ્રાણી જ જણાઉં તો મ્હને પાપિણીને તે જ ક્ષણે પૂરી કરજો.

૯. સમાધિ, જડતા.

૧૦. વડી, ઉત્તમોત્તમ, લક્ષ્યસાધક.

અંધારે સ્વપ્નની શાંતિ ગોપને અકળાવતી,
ઝરૂખામાં જઇ જૂએ, પ્રકૃતિ સ્વાસ્થ્ય ધારતી. ૯

ઘેરાયલી ઘનઘટા વિખરાઈ જાય,
વાયુ ઝીણી ઝરમરે લહરાઈ વાય;
ભૂલી પડી તડિત કો તિમિરે ભરાય,
ને દૂર દૂર ડુબતો સ્વન સંભળાય. ૧૦

નાથના નેહને ઝીલી સાથે ગંધવતી બને
પ્રાચીમાં પ્રકટે જોવા ચંદ્ર એ ધન્ય દશ્યને. ૧૧

સાહી નીલાંબર જુવે મુખ યામિનીનું,
હેતાળ ઈંદુ મનવે મન માનિનીનું;
પામી શશી પ્રણયને રજની મનાય,
રેલાય નિર્મલ ઉજાસ દિગંતમાંહ્ય. ૧૨

પ્રેમનાં પૂર શાં વ્હેતાં નીકનાં નીર ઊછળે,
માનિનીનાં મહાશ્રુ શાં નેવાં રહી રહી ઢળે. ૧૩

કિરણ નૃત્ય કરે જલવ્હેનમાં,
યુવક દશ્ય જૂએ ઉરનેનમાં;
શયનમાં ઝણુકાર સુણી ફરે
કનકવેલ ભણી ડગલાં ભરે. ૧૪

ઓઢીને કૌમુદી જાણે નીંદરે નવયૌવના;
અજાણ્યે ગોપહૈયામાં હિલ્લોલે રસભાવના. ૧૫

મરકતી મધુરું મનમોહના,
અધુકડી કલિશી પ્રિયદર્શના;
ઉમળકે નમતું મુખ ગોપનું,
કરતું પાન અમીમય ઓષ્ઠનું. ૧૬

મૃદુલા સ્પર્શથી જાગી દાખવી નેહ નેનમાં,
'પિયૂ' બોલી ઝુકી પાછી ગોપિકા રસઘેનમાં. ૧૭

ધીમે રહી રસભીનો શયને સુવે છે.
ને ચંદ્રચારુ વદને કર ફેરવે છે;
એવે સુણાય રસનિર્ઝરતા સરોદ,
જાણે સ્રવે યુવતીના ઉરથી પ્રમોદ. ૧૮

"વારો મા વાસળી કાના, વાછડિયું વછૂટશે,
કોણ જાણે ક્યહિંથી યે દો'વાટાણે છતા થશે." ૧૯

એવું ગાતાં મધુર સમણે હાથ ગોપી પ્રસારે,
વેણુવાતા વ્રજરમણને કેમ જાણે નવારે:
લંબાવેલો કર રસિકના કંઠને યોગ પામે,
આહીરાણી પુલકિત બને સ્વપ્નસંગીત વામે. ૨૦

ઉષાની આરુણી રમ્ય સરે વ્યોમ સરોવરે, કુસુંબી કલ્પના જાણે લ્હેરે કાવ્ય કલેવરે. ૨૧
ત્યાં તો ઝગે તડિત ભાસ્વર તેજ ભવ્ય, પ્રત્યક્ષ થાય મનમોહન રૂપ દિવ્ય;
બ્રહ્માંડમાં મધુરતા ભરી વેણુ વાય, જે નાદમાં નિખિલ વિશ્વ વિલીન થાય. ૨૨
"નાગ નાથ્યો, ગિરિ તોળ્યો, વ્હાલમા, કરપલ્લવે," જાગીને ગોપિકા જાચે, "ભક્તિ આપો ભવે ભવે." ૨૩
આભ ભેદી રવિરશ્મિ સ્વપ્નને સર્જને ઉગે; શંકા છેદી પ્રભુજ્યોતિ પ્રેમીને જીવને ઝગે. ૨૪

છંદ. એકી કડીઓ અને છેલ્લી ૨૪ મી, અનુષ્ટુપ; કડી ૨ અને ૨૦, મંદાક્રાંતા; કડી ૪, સ્રગ્ધરા; કડી ૬, ૧૪, ૧૬ દ્રુતવિલંબિત; કડી ૮, ૧૦, ૧૨, ૧૮, ૨૨ વસંત-તિલક. છંદપલટા વર્ણનપ્રવાહના પલટાઓને અનુરૂપ જ આવતા હોવાથી વિષય અને લય અન્યોન્ય પરિપોષક બન્યા છે. મૂલ કૃતિ ૩૧ કડીની છે તેમાંથી મેં અહીં ઉતારતાં સાત છોડી દીધી છે. વર્ણન પાછલી રાતથી શરુ થાય છે એમ કવિ કડી ૫ માં જણાવે છે, તે છોડી દીધેલી હોવાથી, પ્હેલી કડીમાં કવિએ "આષાઢી મેઘલી રાતે" લખ્યું છે, તેમાંથી "મેઘલી" ને ઠેકાણે મેં અહીં "પાછલી" કર્યું છે. કૃતિ ઉજ્જ્વલ, સુકુમાર અને યથા-યોગ્ય ક્રમમાં ગોઠવેલી ચિત્રમાલા જેવી છે.

અર્થ. ૨ સમસમે: સંભળાય પણ તે ન સંભળાયા જેવો જ, એવા અર્થને માટે ઉપલા "ઝમઝમ ઝમે" સાથે વર્ણસગાઇવાળો નવો શબ્દ સારો યોજ્યો છે. નવો એટલા માટે કહું છું કે શૂન્યતા, નીરવતા. સમવું, શમવું=રહી જવું, મરી જવું, વગેરે; તેનું જ દ્વિરુક્તિ રૂપ સમસમવું. ૩ ગોઠ: વાતચિત. સ્નેહશય્યા, સ્નેહશ્રદ્ધા, રસગોઠ, હેતની હુંફ એ સંવાદી રેખાઓ વડે દંપતીનો અન્યોન્ય સ્નેહ વર્ણવી લીધો છે. ૪ ચારે લીટી શોભી રહે છે તેમાં ઉત્તમ ત્રીજી છે. ૮ જરા શંકાની ઝોક-ઝપટ-થી ડોલાયમાન થાય છે. ૯ સ્વપ્ન વધુ ચાલત તો ગોપીના મનમાંનો ભાવ સમજવામાં આવત; અટકી




"પ્રસ્થાન" તંત્રીની સેવામાં

સલામ સાથે વિ. વિ. જે "ઇન્ડિયન રિવ્યૂ" નામે મદ્રાસથી પ્રગટ થતા જાણીતા અંગ્રેજી માસિકના એપ્રિલ માસના અંકમાં કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ કૃત જયા અને જયન્તના રા. રાં. ઉછરંગરાય ઓઝાએ લખેલા અંગ્રેજી (?) અનુવાદનું અવલોકન છે. વિવેચક લખે છે —

" the translation completely satisfies us. "

પણ વિવેચકની પોતે ઉપાડેલા કાર્ય માટે કેટલી યોગ્યતા છે તે નીચેની એકબે વિગતથી જ સારી રીતે જણાઈ રહે છે. ચોપડીનું નામ એ " જય અને જયન્તી " લખે છે. નાયક તે જય! નાયિકા તે જયન્તી! અને લખે છે:—" Jaya is banished and Jayanti leaves the palace and goes in search after him ( જયને દેશનિકાલ કરવામાં આવે છે અને જયન્તી રાજમહેલને તજી તેની શોધમાં નીકળી પડે છે )"!

અવલોકનોને નામે આવા કચરાના ઊકરડા થાય તેથી કોને લાભ વારુ? સાહિત્યને? કે કર્તાને? કે અનુવાદકને? કે એ કચરાના પ્રકાશક વર્તમાનપત્રને?

ક્ષ.

આક્રમણ ચડી આવે. તે સમયે રાજના રક્ષણનો આધાર તેના લશ્કરની સરસાઇ ઉપર જ અવલંબે. ખેતખેડ કરનાર, ઢોરઢાંખર સાંઢિયા ઘોડા પાળનાર અને કેળવનાર, અને વગડાઉ જીવન જીવનારે વર્ગોમાં જ લશ્કર સામે ઝઝૂમવાની અને મરણિયા થઇને સામો થાકે ત્યાં લગી ઝઘડવાની સ્નાયુશક્તિ અને સહનશક્તિ હોય. શહેરી જીવનમાં પડી ગયેલા વર્ગોમાં એ શક્તિઓ ક્યાંથી હોય? એ ગ્રામ્ય અને વગડાઉ વર્ગો પૂરતું લશ્કર પૂરતા સમય લગી જે પૂરું પાડે તે જ રાજ્ય લાંબો કાળ ટકી શકે.

૩

જમીન ઉપરના વિગ્રહોમાં ટકાવ માટે જે ગૌરવ ખેડૂત, ગોપાલક, અને વગડાઉ જાતોનું છે, તે જ ગૌરવ દરિયાઈ વિગ્રહોને માટે માછી અને (વેપારી વ્હાણો ખેડનાર) ખલાસી વર્ગોનું છે. આ જાતોમાંથી દરિયાઇ કાફલા માટેના સૈનિકો અને નાયકો પૂરતી સંખ્યામાં મેળવ્યા કરે, તે જ રાજ્યસત્તા દરિયા ઉપરનું પોતાનું બલ લાંબા કાલ લગી ટકાવી શકે; અને દરિયાઇ વેપાર દ્વારા જે સમૃદ્ધિ પોતાને દેશ અને પોતાની પ્રજાને ભાગ આવ્યા કરે, તેની માલેકી લાંબા સમય સુધી ભોગવી શકે.

માત્ર પગાર આપીને ઊભા કરવામાં આવતાં લશ્કર અને નૌકાસૈન્ય અણીને વખતે જ રાજ્યસત્તાને દગો દે, સામાથી ફૂટી તેની તરફ જતાં રહે, અથવા ભેંસનાં શિંગ ભેંસને જ ભારે એ ન્યાયે એમાં અસન્તોષ અને બખેડા થતાં એમાંનો કોઇ એક ભાગ પણ આખી રાજ્યસત્તાને ઊંધી વાળી ધણીધોરી થઇ બેસે, એમ વારંવાર બન્યું છે. ઘણી યે વાર કતલો થઈ છે, લોહીની નદીઓ વહી છે, ડોકાંના ડુંગરો ખડકાયા છે, અને પાટનગરો અને રાજકુલો ભોંભેગાં થયાં છે, એવા એવા (ઇતિહાસમાં પાને પાને દેખાતા) અકરાકેરના ખુલાસા આ પ્રકારના જોવામાં આવે છે.

દેશભક્તિની જાગતી જ્યોત સદાસર્વદા કુદરતી રીતે પ્રકટે અને સર્વનાશ જેવા ભયના પ્રચંડ લોહ ઉછાળતાં વાવાઝોડાં સામે પણ કુદરતી રીતે જ્વલંત રહે, એવા વર્ગોમાંથી જ સ્વરાજ્યરક્ષાસમર્થ સૈનિકો અને નાવિકો રાજ્યસત્તાને સદાકાલ અને પૂરતી સંખ્યામાં મળ્યા કરે. એવા સૈનિકો અને નાવિકો જ દેશભક્ત અને સ્વરાજપાલક ક્ષત્રિયો નીવડે *.

૪

હિંદમાં સ્વરાજ્યસૂર્ય ઊગશે ત્યારે પણ ગુજરાત અને ગુજરાતી પ્રજાએ આ નિશાન ચુકવાનું નથી, આ સિદ્ધાન્ત અભરાઇએ રાખી મુકવાનો નથી, આ કર્તવ્યબોધને પોથીમાંનાં રીંગણાંની જેમ કાગળમાં કે મગજમાં જ દાટી રાખવાનો નથી, આચારમાં ઉતારવાનો છે. હિંદનાં સ્વરાજ્યસૈન્ય અને સ્વરાજ્યનૌકાસૈન્યમાં ગુજરાત કાઠિયાવાડે પણ પોતાની વસ્તી અને આર્થિક હાલતના પ્રમાણમાં વાજબી હિસ્સો ભર્યે જ છૂટકો છે. અને એ ફાળો કુલ ખર્ચમાં વરાડ ભરી દેતાં ચુકવાઇ જાય એવો નથી. ગુજરાતી પ્રજા માત્ર ખર્ચ ભરવાને લપસણે દાળે ગબડવાનું પસંદ કરશે, તો હિંદના બીજા ભાગ એને વારશે

* આ તમામ વર્ગ ક્ષત્રિય વર્ગ છે. પણ આ નિબંધની દલીલમાં મુખ્યત્વે ખતખેડૂતના એક વર્ગને જ વળગી રહેવામાં આવે છે: વક્તવ્ય જેમ બને તેમ સાદા અસંકુલ રૂપમાં રજુ કરવાના હેતુથી, વળી એ દાખલો સૌથી વધારે વજનદાર હોવાથી. ખતખેડ કરનાર વર્ગો વિષે અહીં જે કહેવામાં આવ્યું છે, તે વાચકોએ ઘટતા ફેરફાર સાથે આ બીજા "ક્ષત્રિય" વર્ગોને પણ લાગુ પાડી લેવું.

વોલ્તેયરની ટિકિટ ઝુંટવી લેનાર ડયૂક સાહેબમાં આટલું જ ક્ષત્રિયત્વ અવશિષ્ટ રહ્યું હતું, કે તે સાચા ક્ષત્રિયોની ઓલાદનો હતો. અને એના કુળમાં જ્યારે જરાતરા ક્ષત્રિયત્વ છેક એના બાપ લખી ઝાંખી શકાય, ત્યારે ફ્રાન્સના તે વખતના ઘણાખરા ઝમીનદારોમાં તો આગલી બેત્રણ પેઢી પ્હેલાં જ ક્ષત્રિયત્વ છેક ઊડી ગયેલું, એ પ્રમાણે સ્થિતિ હતી.

૬

આટલું ધ્યાનમાં રાખીને ગુજરાતી પ્રજામાં એટલે ગુજરાત કાઠિયાવાડમાં હાલના ખેડૂતોની શી સ્થિતિ છે તે જરા જોઇયે.

ન્હાના રાજાઓ, ઠાકોરો, ક્ષત્રિયો, કાઠીઓ, અનાવિલો, બ્રાહ્મણો, પાટીદાર, કણબી, ઠાકરડા, મહેતો, દેવળાધ્યક્ષો, મુસ્લિમો, મેમણ, વ્હોરા, વગેરે આપણી પ્રજામાં ઝમીનદારો છે, વતનદારો છે, ઇનામદારો છે, દેસાઇઓ છે. ગુજરાતી પ્રજામાં અમીર પદનો સરદારીનો અને ખાનદાનીનો દાવો કરનાર આ વર્ગો છે, તેમની સામે આ લેખકને રજ પણ વાંધો ઉઠાવવાનો નથી. આ વર્ગોની એકંદર સંખ્યા લાખોએ પ્હોંચે એ પણ ખુલ્લું છે. પરંતુ આમાંથી આજ દાયકાઓ અને શતકોથી પેઢી દર પેઢી સાચે જાતખેડ કરનારાની સંખ્યા ઘટતી જ ગઇ છે, એ વિષે કોઇને પણ શંકા છે શું ? અત્યારે એ વર્ગમાં સાચે જાતખેડ કરનારાની સંખ્યા અત્યંત અલ્પ છે, એ ચોકખી નિર્વિવાદ હકીકત નથી શું ? જાતખેડ કરનારા પણ જૈન સ્વામીનારાયણ આદિ સંપૂર્ણ સુલેહશાંતિના સમર્થનેજ અનુકૂલ આવે એવા પંથોના અતિફેલાવને લીધે શસ્ત્રાસ્ત્રની વાપરથી છેક જ અગ્રા બની રહ્યા છે, અને ચિત્તા વરુ કે માત્ર વાંદરાથી પણ ત્રાસી જ રહે છે, એ કોઈનું પણ અજાણ્યું છે શું ? બળદોને આંકવા નાથવામાં પણ પાપ સમજનાર આ વર્ગ ખેતીમાં પણ કેટલો તો પરાધીન બની ગયો છે, એ સર્વ હકીકત વિગતવાર આલેખવાની હજી યે જરૂર છે શું ?

અને આ ચિત્ર જો વાસ્તવિક, સૌએ કબૂલ રાખવું પડે એવું, તો એવી રોગી સમાજવ્યવસ્થાવાળી પ્રજાની, સ્વતંત્રતા ખાટયા કે મળ્યા પછી તેને ટકાવવા અને ભોગવવાની શક્તિ કેટલી તો ઘટી ગયેલી હોવી જ જોઇએ, એ જ આપણી વિચારણામાં સૌથી ગંભીર મુદ્દો છે.

બીજે છેડેથી જુવો. ગુજરાતમાં ખેતી કરનાર કોળી ભીલ ઠાકરડા દૂબળા ઢેડ વગેરે " કાળી પરજ " લાખોની સંખ્યાબંધ જનતાને એમના ઊજળિયાત " ઝમીનદારો " ખેતીની ઉત્પન્નમાનો કેટલો ભાગ ભોગવવા દે છે ? ઉત્પન્નની વ્હેંચણી ( ડિસ્ટ્રિબ્યુશન distribution) આ બે હિસ્સેદારો વચ્ચે વાજબી ગણાય એવી થાય છે ખરી ? " ઊજળી પરજ " ઝમીનદારો આ " કાળી પરજ " ખેડૂતોને હિસ્સેદાર માનવીઓ અને કાયદેસર તો શું ધર્મ પ્રમાણેના ભાગીદાર ગણે છે પણ ખરા ? બળદની જોડ વગર ખેતર ખેડાય નહીં તો બળદોની સારી બરદાસ્ત રાખવી તે એક વાત છે; આ માનવદેહી બેલોની સારી બરદાસ્ત ઉપરાંત તેમને માનવીઓ ગણવા એ બીજી વાત છે; અને તેમને ધર્મબંધુઓ ગણી એ દૃષ્ટિએ જેટલું એમને મળવું જ જોઇએ, તે તમામ તેમને આપ્યા કરવું, પોતાના ધર્મ પ્રમાણેના હિસ્સાથી જ પોતે સંતોષ માનવો, એ છેક ત્રીજી વાત છે. ઉત્પન્નની વ્હેંચણીમાં ઝમીનદાર અને કામગાર વચ્ચેની મહામોટી ખાઇ લગભગ પૂરાઇ જાય આ ત્રીજી દૃષ્ટિનું જ આધિપત્ય સામાન્ય રીતે પ્રવર્તતું હોય, તે જ વ્હેંચણીવ્યવસ્થા ( સિસ્ટમ ઑફ ડિસ્ટ્રિબ્યૂશન System of distribution ) સમાજનું શાશ્વત હિત સાધનારી છે. એમાં જેટલી ખામી, સાચા ખેડૂતને જેટલે દરજ્જે હેવાન ગણવાની રીતનું સામ્રાજ્ય, તેટલે દરજ્જે એ

૭

ગુજરાત કાઠિયાવાડની ઉજળી પરજે, ગુજરાત કાઠિયાવાડના ક્ષત્રિય ઓલાદના વર્ગોએ, અને ગુજરાતી પ્રજામાંના ઝમીનદારોએ હાલના સમયમાં સૌથી વધારે નજર પ્હોંચાડવાનો અને આચરણમાં વધુવધુ ઉતારવા મથવા માટેનો ગંભીરમાં ગંભીર ઇતિહાસબોધ આ છે. "ક્રાન્તિ ઘણું જીવો!"—વગેરે વાવટા ઊડાવવા અને પોકારો ગજવવા એ તો કેવલ બાલિશતા છે. અક્ષત્રિય થઇ ગયલા સમાજને પાછો સક્ષત્રિય સનાથ અને સ્વરાજ્ય પ્રાપ્તિ અને રક્ષા માટેના સામર્થ્યવાળો બનાવવાને બધી યે શક્તિઓ સંયોજીને મથવું, એમાં જ આપણું સ્થાયી હિત છે. પોતે જાતખેડ કરતા વધુવધુ સંખ્યામાં થાય, શહેરી મટી ખેતર વગડા અને ગામડાંનાં જીવન વધુવધુ જીવતા થાય, એ જીવનમાં અધમુવા કેમકે પાશવ રીતે જ તેને જીવી રહેલા લાખો "કાળી પરજ" ને પોતાની બંધુતા સહકારિતા અને સુખદુઃખાનુભવમાં સોબતના સાત્ત્વિક અમીથી વધુવધુ ઉદ્ધારવાના સામર્થ્યવાળા પણ થાય, પોતાના દુર્ગુણોનો ચેપ તેમને લગાડવાને બદલે તેમના સંગીન ગુણો પોતે અપનાવતા થાય, તેમતેમ જ આ "ગેરહાજર ઝમીનદારી"નો મહારોગ ઓસરે; અને પૃથ્વીદત્ત અર્થસમૃદ્ધિની ન્યાય્ય ધર્મ્ય વ્હેંચણી શરુ થઇ, માનવ તેમ કુદરત બંનેમાં બરકત વધે અને શાશ્વત સામર્થ્યો ખીલતાં આવે. ઉજળી પરજમાં આવો સાચો હૃદયપલટો થવા પામે અને ઝમીન-દારવર્ગ આપસમઝે આમ નવા ધર્મમાર્ગ જુવે અને કેળવે, એવી સાચી સ્વાશ્રય અને સ્વતંત્રતાજનક ક્રાન્તિ જ નષ્ટપ્રાય ક્ષત્રિયત્વનું પુનરુત્થાન સાધી શકે. આર્થિક વ્હેંચણી અને સાત્ત્વિક સામર્થ્ય વચ્ચેના સૂક્ષ્મ સંબંધોનો બોધ કરતો ઇતિહાસ આ જ સિદ્ધાન્તને અનેકાનેક દૃષ્ટાન્તો વડે સ્થાપે છે. અને વળી એવી ક્રાન્તિ સિદ્ધ કરવી કેટલી તો વિકટ છે, તે વિશે પણ સત્યવાદી ઇતિહાસ સમઝફેર થવા દેતો નથી.'

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

# લો ક ચ ર્યા*

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રી પુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ ખબરો એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

**મુરબ્બી પાઠક સાહેબ**

તમારી જન્મોતરીમાં બન્ધનયોગ હતો. એ હકીકત મારી દૃષ્ટિમાં ફલજ્યોતિષને ખોટી ઠરાવવા માટે બસ હતી! રામનારાયણ વિશ્વનાથ પાઠક અને જેલ આ બે વિચારોનો યોગ ઉદ્દેશ અને વિધેયની રીતે કરવો મારા માટે તો અસંભવિત હતો!—હું ઉદ્દેશ-વિધેયની વ્યાકરણની પરિભાષામાં બોલું છું કારણ મેં સાંભળ્યું છે કે ગુજરાતી ભાષાનું સાચું વ્યાકરણ—અંગ્રેજી વ્યાકરણ ઉપર રચાએલું ટેલર સાહેબ જેવું નહિ અને સંસ્કૃત વ્યાકરણ ઉપર રચાએલું (કમલાશંકર પ્રાણશંકર) ત્રિવેદી સાહેબ જેવું પણ નહિ પણ ગુજરાતી ભાષાના રૂઢ પ્રયોગો ઉપરથી ફલિત કરેલું વ્યાકરણ—રચવાની તમારી પ્રતિજ્ઞાને પાર પાડવાનો તમે જેલમાં પ્રયત્ન કરો છો, એથી મને પણ વ્યાકરણની પરિભાષામાં બોલવાનું મન થઇ આવ્યું.

સંભવિત તરીકે માણસના મનમાં જે નથી આવતું તે જ્યારે સિદ્ધ થાય છે ત્યારે ઘણી વાર એમ આશ્ચર્ય થાય છે કે આટલી સાદી બાબતની આગાહી કરવાની પણ માણસની શક્તિ નથી! એ બનાવનો મહિમા છે. તમે જાણતા હશો કે આજકાલની ફીલસુફીમાં હવે 'event' 'બનાવ' એ જ પ્રાથમિક તત્ત્વ મનાય છે! બનાવ એ જ વિશ્વ માત્રનું પ્રાથમિક તત્ત્વ હોય તો તુરત સમજાવું જોઇએ કે રામનારાયણ વિશ્વનાથ પાઠકની જન્મોત્રીમાં બન્ધનયોગ હોય એમાં કશું અસંભવિત નથી. મેં એક જોષીને પૂછી જોયું અને તેણે કહ્યું કે બન્ધનયોગનો વિવિધ રીતે અર્થ થાય! માણસ માંદો પડે અને પથારીમાં બન્ધન પામે એ રીતે પણ એનું સમાધાન થાય! તમારી શારીરિક તબિયત જોતાં આ સમાધાન સ્વાભાવિક લાગતું પણ દેશની પરિસ્થિતિ અને તમારી માનસિક તબિયત જોતાં તમે અત્યારે જેલમાં હો એ એટલું જ સ્વાભાવિક છે.

બહારથી તમે શાન્ત વિચારપ્રધાન જીવન ગાળનારા મનુષ્ય દેખાઓ છો! તમને કાવ્યસર્જન, સાહિત્ય વિવેચન, તત્ત્વચિંતન અને અધ્યાપન જેટલાં પ્રિય છે તેટલાં સભા-ગર્જન આદિ પ્રિય નથી—ગર્જના કરવા માટે ઇશ્વરે તમને ગળું જ આપ્યું નથી! આવું આવું બહારથી દેખાય છે. આવો સાહિત્યકાર, જે ખાસ દબાણ વિના રાજકારણી સભાઓમાં પણ ન જાય, તે એકદમ જેલમાં જાય એ 'બનાવ' શી રીતે બને? આવો પ્રશ્ન, આવી શંકા અથવા આવો અસંભવ મનમાં ઉત્પન્ન થઇ શકે છે એનું કારણ તમારો જીવનવ્યવસાય અત્યારે સાહિત્યનો છે. અને આપણે ત્યાં સાહિત્યકાર કે સાક્ષર એટલે અંગ્રેજ સરકારની શીળી છાયા નીચે અક્ષરોદ્વારા ગુંજન કરતું પ્રાણી! તમે પણ એ ન્યાતના એટલે તમારા

* આ જ લેખકની પહેલી બે લોકચર્યાઓ માટે જુઓ પ્રસ્થાન પુ. ૨, પૃ. ૧૧૬ તથા પ્ર. પુ. ૭ પૃ. ૫૦.

નાની ઉમ્મરે પરણેલાંના લગ્નજીવનની શરૂઆત સોળ વીશ વર્ષે થતી અને ગાઢ સંબંધ એનાથી મોડો થતો ત્યારે બાર–સોળ વર્ષે પરણનારનું લગ્ન જીવન તુરત શરૂ થાય છે, અને તેઓ ગુજરાતી ૭ ધોરણ અને મેટ્રિક સુધી ભણેલાં હોવાથી એક બીજાથી જરા પણ છૂટાં રહેવાની ના પાડે છે, અને કલાપીની કવિતા દ્વારા રડે છે, સરસ્વતીચંદ્ર દ્વારા પોતાને દુઃખી માને છે, અને ‘ સુજન જૂની ’ વાતો દ્વારા ‘ રસની કે રસિકાની વાતડી ’ને જીવનનું ધ્યેય માને છે.

યુરપીય સંસ્કૃતિ આપણને સમાજ બંધારણ તોડવાનું શીખવી સમાજ તરફ ઉપેક્ષા કરતાં શીખવે છે, અને એ રીતે સમગ્રનું હિત આપણા હૈયામાં વસતું નથી. આ પરદેશી અમલ તેની નીચે કેળવાએલી વ્યક્તિઓમાં ભોગવિલાસનાં એશઆરામનાં સાધનોની કુશલ રીતે વહેંચણી કરી પોતાનાં અનેક પ્રયોજનો સાધે છે.

આ રીતે છોડ ઊગે એ પહેલાં જ એને દબાવી દે તો જૂનો સમાજ, અને છોડને પોતાનું મૂળ ઊખેડી નાંખવાની સ્વતંત્રતા શીખવતો નવો પવન–આ બન્ને તત્ત્વોએ આખી પ્રજાને નિષ્પ્રાણ, દેહરખી, અને વિલાસી બનાવી દીધી છે એવા નિર્ણય ઉપર આવ્યા. આપણા સાહિત્યકારો પણ આ જ સ્થિતિના ભોગ હોવાથી એમનું સાહિત્ય પણ આ વર્તુલ-માં જ ફર્યા કરે છે ! અને આવા સાહિત્યકારો ઉપર દૃષ્ટિ કરે એવી આ બ્રિટિશ સરકાર ગાંડી નથી.

પણ હું વાત કાંઇ કરતો હતો અને ઊતરી ક્યાંઇ પડ્યો. હું વાત તમારા બન્ધન-યોગની કરતો હતો; અને તમારા જેવી વ્યક્તિના સંબંધમાં આ બન્ધનયોગનો અર્થ કોઇ પણ જોષીની, તમે ભોગવો છો એવું બંધન ભાખવાની, હિંમત ચાલે નહિ ! પણ હું જો જોષી હોઉં અને જોષમાં ભવિષ્ય ભાખવા જેટલી શ્રદ્ધા રાખતો હોઉં તો તો જરૂર તમે કેદમાં જશો એવું ભવિષ્ય ભાખું ! અને તે તમારા ગ્રહોના બલાબલ ઉપરથી નહિ પણ તમારા સ્વભાવના બલથી. માણસ શાન્ત દેખાય, વિચારશીલ દેખાય, ધાંધલમાં પડવાનું પસંદ ન કરે એટલા ઉપરથી એનામાં પ્રસંગ આવે ઝૂઝવાની શક્તિ નથી એવું અનુમાન કરું એવો હું નથી. કારણ જ્યારથી હું તમારા પરિચયમાં આવ્યો છું ત્યારથી જોતો આવ્યો છું કે તમારી ઝીણવટથી વિચાર કરવાની રીત પાક્કી તત્ત્વનિષ્ઠ છે, કેવળ વિચારની જાળ પાથરવાનો શોખ નથી, તમે લાગણીઓના આવેશને તમારી બાહ્ય આકૃતિને ક્ષુબ્ધ થવા દેતા નથી એનું કારણ એ નથી કે તમે ઊંડામાં ઊંડી લાગણી અનુભવી શકતા નથી પણ તમે એને પચાવી જીવનમાં ઊતારી દો છો; અને બહાર તો ફક્ત હાસ્ય અને સ્વૈરવિહાર જ રાખો છો !

આનાં ઉદાહરણરૂપ એક અંગત બાબત યાદ આવે છે તે લખું છું. માફ કરજો. તમારાં પત્નીનું અવસાન થયું ત્યારે મને કોઇકે કહ્યું હતું કે ‘ પાક્કા જબરા છે હો ! પોતાના હાથે અગ્નિસંસ્કાર કર્યો પણ આંખમાંથી આંસુનું ટપકું સરખું નહિ.’ કવિતામાં જરા પણ લાગણીનો પ્રસંગ જે માણસ સરલ ઢંગે વાંચી ન શકે, જરા જરામાં ગદ્ગદ થઇ જવાની જેની ટેવ મિત્રોને મશ્કરીનું કારણ આપે તે માણસ જીવનના કરુણમાં કરુણ પ્રસંગે આવો હોય ? એક મિત્રને આ પ્રસંગની વાત કરતાં ઉત્તરરામચરિતનો શ્લોક મને યાદ આવ્યો. રામ શબ્દ ઉપર શ્લેષ કરી કહ્યું:

કશું કામ કરવું અસંભવિત થઇ ગયું ? મહાત્માજી શું કરે છે એ જ વિચારનો અને વાણીનો મુખ્ય વિષય થઇ પડયો. તે અરસામાં પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ મંજૂર રાખવાની દેશભરમાં સભાઓ થઈ. હું તે સમયે અમદાવાદમાં હતો. આવડી મોટી ગંજાવર સભા અને આટલો બધો ઉત્સાહ ! ૧૯૨૦-૨૧ ની સભાઓ અને ઉત્સાહ યાદ આવ્યાં અને તુલના કરી ! '૨૦-૨૧ કરતાં કયાંઇ આગળ વધી ગયા છીએ ! પણ પછી વચલો ગાળો યાદ આવ્યો ! નેતાઓ સભાઓ બોલાવે, બહુ માણસો આવશે એમ ધારી નદીની રેતમાં બોલાવે ! પણ થોડાક માણસો, ન્હાવા એકઠા થયા હોય તેનાથી વિશેષ છાપ ન પડે ! આટલી બધી ઉપેક્ષા પછી આટલો બધો ઉત્સાહ !"

વલ્લભભાઇ પકડાયાના સમાચાર આવ્યા ! આપણે ગભ્યા ! સરકારે પહેલો ઘા કર્યો. પછી સરદાર સાહેબના માનમાં સભા મળી. આ સભામાં પણ હું હાજર હતો. સાધારણ રીતે મને સભામાં જે ભાષણો કે ઠરાવો થાય છે તેમાં બહુ રસ હોતો નથી; વળી મારા જેવા અજાણ્યા માણસને સભામાં આગળ કોણ બેસવા દે એવો મને ભય પણ રહે છે. ગમે તે કારણથી પણ મને સાધારણ જનતા સાથે બેસવાના, એમની વાતો સાંભળવાના, સહજ રીતે વ્યક્ત થએલા અભિપ્રાયો જાણવાના ઘણા પ્રસંગ મળે છે. આમાંથી બધું કાંઈ લખી શકાય નહિ ! કેટલુંક લખવા જેવું હોય પણ શિષ્ટતાની ખાતર લખાય નહિ, કેટલુંક વ્યક્તિઓ ઉપર ટીકા રૂપ હોય એટલે લખાય નહિ ! પણ આ અને સાર પછી થએલી અનેક સભાઓમાં એક બાબત મારા ધ્યાન ઉપર ખાસ તરી આવી ! લોકોને સભાના વિષયોમાં ખૂબ રસ દેખાતો હતો, કેવળ તમાશાનો રસ નહિ પણ હવે આપણે કાંઇક કરવાનું છે માટે શું કરવાનું છે, કેમ કરવાનું છે ઇત્યાદિ જાણવાનો રસ. આથી જ્યારે સભામાં કોઇ વાતો કરે, અથવા રેવડી મગફળીના ફેરિયાઓ અવાજ કરે ત્યારે શ્રોતાઓ પોતે જ આ લોકોને શાન્ત પાડી દેતા. મેં ઉત્તરોત્તર જોયું કે શ્રોતાઓ પોતે જ સભાને વ્યવસ્થિત રાખવા પ્રયત્ન કરે છે. આ પ્રગતિ મહાદેવભાઈ હતા ત્યાં સુધી જોઇ. ત્યાર પછીની સભાઓમાં કાંઇક શિથિલતા આવવા લાગી. મારું એવું માનવું છે કે આ પછી તોફાન કરાવનારાઓની સંખ્યા વધતી ગઈ ! એક વખતે મારી પાસે મેં એક એવો માણસ જોયો કે જે ખૂબ ઘાંટા પાડી રાષ્ટ્રગીતો ગાય, અને ગાવામાં જરા પણ ધ્યાન ન હોય એમ અમુક અમુક દિશાઓમાં વિચિત્ર રીતે જોયા કરે. પહેલાં એમ લાગ્યું કે કોઇ ચક્રમ હશે, પણ પછી એમ શંકા પડી કે કોઇ સરકારી માણસ છે. આવા પ્રયત્નો છતાં લોકોનો સંઘટિત ઉત્સાહ અદમ્ય હતો.

લોકોમાં આપોઆપ આ ઉત્સાહ આવી ગયો તેનાં અનેક કારણો અત્યારે અને ભવિષ્યમાં શોધાશે, પણ તેનું મુખ્ય કારણ ગુજરાતમાં તો ગાંધીજીનું અભિગમન હતું—હું મહાદેવભાઇનો 'અભિનિષ્ક્રમણ' શબ્દ પસંદ નથી કરતો. બુદ્ધના ગૃહત્યાગમાં અને ગાંધીજીએ આશ્રમમાંથી પ્રયાણ કર્યું એમાં અનેક દૃષ્ટિએ ભેદ છે પણ મુખ્ય તો એ, છે કે સરકાર તરફ એ યુદ્ધપ્રયાણ હતું; એનો ઉદ્દેશ સ્વરાજ્ય મેળવી પાછા આશ્રમમાં આવવાનો છે; બુદ્ધની જેમ ગૃહત્યાગ—સંસારત્યાગનો નથી. માટે હું તો અભિગમન શબ્દ વાપરીશ. ગાંધીજીએ જે અભિગમન કર્યું તેણે અનેકની દૃષ્ટિ ઉઘાડી નાખી.

આ રીતે વર્તન કરી સરકાર યુદ્ધના નિયમોનો ભંગ કરે છે તે વિષે આપણી ફરિયાદ છે. આપણે જોઇ લીધું કે આ સરકારને સ્વરાજ્યની ચળવળને દાબી દેવાને કોઈ પણ ઉપાય અખતિયાર કરતાં સંકોચ થતો નથી. સરકાર નીતિ, અનીતિ, ન્યાય, અન્યાય કાંઈ જાણતી જ નથી.

ત્યારે આપણી આ અહિંસાત્મક લડાઇનું શું પરિણામ આવ્યું? સરકાર તો વધારે ક્રૂર થતી જાય છે. આ ક્રૂરતા કરતી વખતે એનામાં હૃદયપલટાની શરૂઆત થઇ હશે કે નહિ તે તો આપણે પરિણામે જાણીશું, પણ આ અહિંસાત્મક યુદ્ધનું એક ચોક્કસ શુભ પરિણામ આવ્યું છે. આપણા સૈનિકોએ સામા થયા વિના જે માર ખાધો છે તેથી દેશના ભિન્ન ભિન્ન વર્ગોમાં સરકાર તરફ ઘૃણા અને તિરસ્કાર જાગ્યાં છે; પરિણામે જે લોકો ઉદાસીન હતા, જે લોકો વિરુદ્ધ હતા તે બધામાં આ સરકારની વિરુદ્ધ એકતા આવી ગઇ છે. મુસલમાનભાઇઓ પારસીભાઇઓ—બધાએ સાથ આપવો શરૂ કર્યો છે, આ કાંઇ નાનુંસનું પરિણામ ન ગણાય! કારણ છેવટે તો આપણે આપણી એકતાના બળે જ જીતવાનું છે.

આ અહિંસાની લડતમાંથી બીજું એક શીખવાનું એ મળ્યું કે દીક્ષાનો મહિમા કેટલો બધો છે. જે સૈનિકોએ ખૂબ માર સહન કર્યો તેમાંના કેટલા યે એટલા જલદ મિજાજના અને એટલા શારીરિક બળવાળા છે કે સહેલાઇથી પોતાને મારનારાને મારી શકે. છતાં તેઓ અહિંસાના યુદ્ધમાં દીક્ષિત છે એ ભાવનાએ તેમને મુંગે મ્હોડે માર સહન કરવાની શક્તિ આપી! આ કેવળ મારી કલ્પના નથી. હું એવા ભાઇઓને મળ્યો છું, તેઓએ પોતે પોતાની સ્થિતિ એ રીતે વર્ણવી છે!

પણ આ લડતમાંથી નીચું જોવડાવે એવી પણ એક બીના તરી આવે છે! સ્વયંસેવકો ઉપર અત્યાચારો કરનારા મોટે ભાગે કોણ હતા? આપણા જ હિંદીઓ! અંગ્રેજી ઇતિહાસકારો જ્યારે આ બનાવનો ઇતિહાસ લખશે ત્યારે કહેશે કે સરકારનો હુકમ તો ઓછામાં ઓછું બળ વાપરવાનો હતો, પણ હિંદીઓ સ્વભાવે એવા છે કે પોતાના ભાઇઓ ઉપર અત્યાચાર કરતાં એમને આનંદ આવે છે! વસ્તુસ્થિતિ એવી નથી. અલબત્ત કેટલાક બહુ કેળવાએલા સીવીલીઅન થએલા અથવા એવી ઊંચી પદવી ભોગવનારા એવા હશે. પણ સાધારણ સિપાઇ તો બિચારો દરેક રીતે નિરાધાર છે. સરકારી નોકરોનો મોટો ભાગ દયાપાત્ર છે!

હશે—ગમે તે હશે, પણ અતિશય ખેદ થાય છે કે પરદેશી સરકારના સાધનરૂપ આપણા હિંદીઓને જ પોતાના ભાઇઓ ઉપર અત્યાચાર કરવા પડે છે! આ લડતમાંથી ઉલ્લાસ પામવાની અનેક બાબતો મને જડી છે તો આ વિષાદ પમાડતી બાબત પણ મારે નોંધવી જોઇએ.

આ તમારો સેવક સરકારી નોકરોના મનનો પણ કેટલેક અંશે ભોમિયો છે. તેઓમાં પણ જાતજાતના પ્રકારો છે. પ્રજાને ખૂબ રંજાડી ઊંચી જગાઓ મેળવવાની આશા રાખનારાથી તે રાજીનામું આપવાની તૈયારી કરનારાઓ સુધી. એક સભાની બહાર એક મુસલમાન અમલદાર બેઠા હતા. પોલિસમાં હશે એમ વાત ઉપરથી સમજાયું. તે બિચારા




ઉપનિષદ્ જ્યોતિ ભા. ૧ અને ૨—કુલ પાનાં ૭૮૧ + ૫૭ + ૪૮ કર્તા : મગનભાઇ ચતુરભાઇ પટેલ. કિંમત દરેક ભાગની રૂ. ૪–૦–૦

ભગવદ્ગીતા જ્યોતિના કર્તાએ જ બે ભાગમાં ઉપનિષદ્ જ્યોતિ અને એક ગ્રન્થમાં યોગસૂત્ર ઉપરની તથા ગૌડપાદીયકારિકા ઉપરની જ્યોતિ સાથે બ્રહ્મસૂત્ર જ્યોતિ રચીને પ્રસ્થાનત્રયી ઉપરનું પોતાનું મંતવ્ય પ્રસિદ્ધ કર્યું છે. પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્ય રચવું એ, જૂના વખતમાં, આચાર્યો માટે આવશ્યક ગણાતું. જો કે માત્ર આ ગ્રન્થો ઉપર ભાષ્ય લખવાથી કોઇ આચાર્ય થઇ શકતા નહોતા.

જ્યોતિકર્તા કોઇ સંપ્રદાયના આચાર્ય હોવાનો દાવો કરતા નથી. આ જમાનો પણ જુદો છે, છતાં પોતાને સુઝેલું સત્ય બીજાને બતાવવાનો પ્રયત્ન હમેશાં આદરણીય છે, અને જ્યોતિકારનો આ એવો જ પ્રયત્ન છે. ભગવદ્ગીતા, ઉપનિષદો, યોગસૂત્ર, અને બ્રહ્મસૂત્રનું એક જ તાત્પર્ય છે એમ માનીને અને એ તાત્પર્ય બને તેટલું સ્પષ્ટ દર્શાવવા જ્યોતિકાર એ બધા ગ્રન્થોનો સરલ ગુજરાતી અનુવાદ ' જ્યોતિ ' નામની ટિપ્પણીઓ સાથે પ્રગટ કર્યો છે.

ઉપનિષદ્ જ્યોતિના આ બે ભાગોમાં ઇશાવાસ્યોપનિષદ્, છાંદોગ્યોપનિષદ્, કેનોપનિષદ્, કઠોપનિષદ્, ઐતરેયોપનિષદ્, તૈત્તિરીયોપનિષદ્, (ભાગબીજો) બૃહદારણ્યકોપનિષદ્, પ્રશ્નોપનિષદ્, મુંડકોપનિષદ્, માંડુક્યોપનિષદ્, કૌષીતકિબ્રાહ્મણોપનિષદ્, શ્વેતાશ્વતરોપનિષદ્, અમૃતબિંદૂપનિષદ્, કૈવલ્યોપનિષદ્ અને સર્વસારોપનિષદ્ઃ એ પંદર ઉપનિષદોનો સરલ ગુજરાતી ભાષામાં, ગ્રંથકર્તા પોતે કહે છે તેમ, આપણા " શ્રેષ્ઠ ધર્મના મૂળ ગ્રંથોનો અભ્યાસ કરવાની ઉત્કંઠાવાળા ગુજરાતી વાચકનો માર્ગ સરળ કરવાની ઇચ્છા "થી અનુવાદ કર્યો છે. " અને એ શાસ્ત્રના પ્રતિપાદ્ય વિષયને સ્પષ્ટ કરી ઉપનિષદ્ના મર્મને ચોખ્ખું સમજાવવા જ્યોતિ રચી છે " અને પહેલા ભાગની લાંબી પ્રસ્તાવનામાં ઉપનિષદોના ઉપદેશની ' માર્મિક ' રૂપરેખા દોરી છે.

ઉપરનાં પંદર ઉપનિષદોમાંથી છેલ્લાં ત્રણ સિવાયનાં ઉપનિષદો પ્રાચીન ગણાય છે અને એમાંનાં દશ ઉપર તો શંકરાચાર્યનું ભાષ્ય મળે છે, જો કે શંકરાચાર્યે આ બારે ઉપનિષદોમાંથી ઉદાહરણો લીધાં છે.

જ્યોતિકારે બીજા ભાગની પ્રસ્તાવનામાં આ ઉપનિષદોનાં બાહ્યાંગનું વિવેચન કર્યું છે. ઉપનિષદોનો સમય ઉપનિષદોનો અનુક્રમ, દેશવાર વિભાગ, સમયનિર્ણયની મુશ્કેલીઓ, ઉપનિષદોના રચનારાઓ કોણ હતા તેની અનિશ્ચિતતા, ઉપનિષદ્ કાળની સમાજવ્યવસ્થા, એ સમયમાં સ્ત્રીઓની સામાજિક પ્રતિષ્ઠા, નૈતિક ઉપદેશ અને ઉપનિષદોનાં ગુજરાતીમાં તથા બીજી ભાષામાં ભાષાંતરો વગેરે વિષયોની ટૂંકી ચર્ચા કરી છે. શ્રી. મગનભાઈ ચતુરભાઈ પટેલે આ બાહ્યાંગ ઉપર આજ સુધીમાં થયેલાં વિવરણોનો સવિસ્તર ઉહાપોહ નથી કર્યો,

કર્યો હશે જ, પણ એ સાથે પોતાને ઇષ્ટ ભાષ્યકારના મતનું જ ભાષાન્તર કરવામા બધે અનુસરણ કર્યું હોવાનો સંભવ છે. પરન્તુ શ્રી મગનભાઇ ચતુરભાઇ પટેલે ઉપરના સાધનો ઉપરાત મેકસમૂલર, ડ્યુસેન વગેરે આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોના પ્રયાસોનો પુષ્કળ લાભ લીધો છે. અને જાતે પણ કોઇ પણ સાંપ્રદાયિક ખેંચતાણમા ન તણાતા તટસ્થ દૃષ્ટિ રાખવાનો મોટે ભાગે પ્રયાસ કર્યો છે. એટલે કે ઉપનિષદોના શબ્દોમાથી સીધી રીતે નીકળતો અર્થ આપવાનો મોટે ભાગે પ્રયત્ન કર્યો છે. પાશ્ચાત્ય પંડિતોના અનુવાદો અને વિવેચનનો લાભ અને સાંપ્રદાયિક તટસ્થતા એ બે આ ભાષાંતરના મોટા ગુણો છે.

પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોએ ઉપનિષદાદિ વૈદિક સાહિત્ય ગ્રન્થોના અનુવાદો કરતા શબ્દોના વાચ્યાર્થ માટે પુષ્કળ મૌલિક ચર્ચા કરી છે, જ્યોતિકારે એ ચર્ચાનો લાભ લીનો છે અને કવચિત એવી ચર્ચાનો જ્યોતિમા ઉલ્લેખ કર્યો છે ( જુઓ ઉપનિષદ્ જ્યોતિ ભા. ૨ પા. ૫૯૭ નં. ૭ ની જ્યોતિમા ' અવદાન્ય ' શબ્દની ચર્ચા ) પણ તેણે જાતે એવી ચર્ચા કરી નથી. તેમનો તો ઉપનિષદોનો તાત્પર્યાર્થ દર્શાવવાનો ઉદ્દેશ છે. અલબત્ત જ્યોતિકાર શંકરાચાર્યે બોધેલુ અદ્વૈતજ્ઞાન ઉપનિષદોનુ પ્રતિપાદ્ય છે એમ માને છે. એટલે શંકરાચાર્યને સંન્યાસનો આગ્રહ છે તેને સાટે જ્યોતિકારને ગીતાએ ઉપદેશેલા નિષ્કામ કર્મયોગનો આગ્રહ છે ( આ બાબતની ચર્ચા ભગવદ્ગીતા જ્યોતિના અવલોકનમા આવી ગઈ છે એટલે અહીં પિષ્ટપેષણ અનાવશ્યક છે. ) એ એક બાબત છોડી દઇએ તો જ્યોતિકાર મોટે ભાગે શંકરાચાર્યને અનુસરે છે, પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોના વિવેચનને પરિણામે કવચિત્ શબ્દાર્થમા અલ્પ ફેરફાર કર્યો હોય તે અપવાદરૂપ જ.

પણ ઉપનિષદોમાં કર્મયોગની બહુ વાત જ નથી, ઇશાવાસ્યના બીજા મંત્રમા " અહીં કર્મ કરતા કરતાં જ સો વર્ષ જીવવાની ઇચ્છા કર " એમ કહ્યુ છે. કર્મયોગનું સ્પષ્ટ બોધક કહેવાય એવું તો આ એક વચન મારા ધ્યાનમા છે. જ્યોતિકારે એ ઉપર ખૂબ ભાર દીધો છે અને ગીતાનો સમગ્ર કર્મયોગ એમા જોયો છે. એ સિવાય તો ઉપનિષદોમા ' બ્રહ્મવેત્તાઓના જ્વલન્ત આદર્શવાળા જીવનોમા જ ' એ ઉપદેશ પ્રગટ થયો છે એમ જ્યોતિકાર કહે છે ( ભાગ ૧, પા. ૫૦ ) એનો અર્થ સ્પષ્ટ છે

ઠીક, પણ આ વિષયની ચર્ચા લંબાવવી નથી એટલે ઉપનિષદોમા કર્મયોગની કે સંન્યાસની એકેયની ચર્ચા બહુ ન હોવાથી, ઉપર નોધ્યો તે તથા त्रयोधर्मस्कन्धाः વગેરે છાંદોગ્યનું વાક્ય ( જુઓ ભા. ૧, પા ૫૭ ) જેમા શંકરાચાર્ય ' બ્રહ્મસંસ્થ ' શબ્દમાથી સંન્યાસનો અર્થ કાઢે છે, એવા કોઇક અપવાદ સિવાય તો ઉપનિષદ્ જ્યોતિ શંકરાચાર્યને અનુસરે છે. અને કોઇ વખત તો શંકરને અનુસરવામા શ્રુતિના શબ્દોના સરલ અર્થને છોડી દે છે એમ મને લાગ્યું છે. દા. ત.—

यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

એ કઠોપનિષદ્ ( ૨-૨૪ ) ના મન્ત્રનો અર્થ જુઓ—એ મંત્રનો સીધો અર્થ " તે પરમાત્મા જેને વરે તેનાથી જ તે લભ્ય છે અને તેને જ પોતાનું સ્વરૂપ ઉઘાડું કરીને દેખાડે છે." એ રીતે મને તો લાગે છે. ભક્તિમાર્ગના આચાર્યોએ આ પ્રમાણે જ અર્થ કર્યો છે. અને મેકસમૂલર જેવા તટસ્થ વિદેશી વિદ્વાન એ જ અર્થ સ્વીકારે છે, છતાં જ્યોતિકાર શંકરને અનુસરી અર્થ કરે છે અને જ્યોતિમા ' પૂર્ણ આત્મામાં અન્યને મળવાની

છે, અને વ્યવહારની વિવિધતામાંય આવી સાક્ષાત્કારવાળી સ્થિર ચેતના ઇશ્વરી નિયમે પ્રેરાતી પ્રકૃતિના વ્યવહારને માત્ર ધારી જ રહે છે." (પ્રસ્તાવના પા. ૩૫) આ વાક્ય તદ્દન સ્પષ્ટ નથી પણ 'જ્યોતિ'કારે આ પ્રતિપાદ્યમાં સમાયલા સિદ્ધાન્તોની સૂત્રાવલિ પ્રસ્તાવના (પા. ૩૬ થી ૩૯) માં આપી છે. આ ૩૯ સિદ્ધાન્ત સૂત્રોને અહીં ઉતારવાની જરૂર નથી. ગીતાકારને, 'જ્યોતિ'કાર કહે છે તેમ, આ ૩૯ સિદ્ધાન્તો પ્રતિપાદન કરવાનાં હોય એમ ગળે ઊતરવું મુશ્કેલ છે. આ સિદ્ધાન્તો ગીતાના વચનોમાંથી ગીતા ઉપર અનેક ટીકાકારોએ કરેલાં વ્યાખ્યાનોની મદદથી ઉપજાવેલા છે, એટલું જ નહિ પણ આ જમાનાના વિચારોએ પણ અસર કરેલી છે. આ સર્વ સિદ્ધાન્તો ગીતામાંથી નીકળે છે કે નહિ? એ સિદ્ધાન્તોમાં તાત્ત્વિક યથાર્થતા કેટલી છે? વગેરે પ્રશ્નોની ચર્ચા નહિ કરીએ. 'જ્યોતિ'કારે પ્રસ્તાવનામા એક પછી એક અધ્યાયોનો સાર આપીને તેમાં પોતે ગણાવેલા ૩૯ સિદ્ધાન્તોમાના કયા કયા પ્રગટ થાય છે તે દર્શાવ્યું છે.

ગીતામાં શું પ્રતિપાદ્ય છે એ જેમ પ્રસ્તાવનામા 'જ્યોતિ'કારે વિસ્તારથી કહ્યું છે તેમ કાંઇક ટુંકામા ગીતામાં શું પ્રતિપાદ્ય નથી–"ગીતામા સાંખ્યયોગ દર્શનો કે ભાગવત ધર્મ પ્રતિપાદ્ય વિષય નથી" (પ્ર. ૨૫)–એ પણ કહ્યું છે.

આ રીતે આરંભમા જ પ્રતિપાદ્ય વિષયનું સૂચન કરી દેવું એ પ્રાચીન ટીકાકારોની પદ્ધતિ છે. ભગવાન શંકરાચાર્ય ગીતા ભાષ્યના આરંભમાં જ "વેદોક્ત ધર્મ પ્રવૃત્તિ લક્ષણ અને નિવૃત્તિ લક્ષણ એમ બે પ્રકારનો છે અને આ ધર્મ જગતનું સ્થિતિ કારણ તથા સાક્ષાત્ અભ્યુદય નિઃશ્રેયસ્‌નો હેતુ છે. લોકોનું કલ્યાણ કરવાની ઇચ્છાથી ભગવાન નારાયણે આ વૈદિક ધર્મનો ગીતામા ઉપદેશ કર્યો છે." એ રીતે ગીતાના પ્રતિપાદ્ય વિષયનું વર્ણન કરે છે. આટલે સુધી શંકરાચાર્યના કથનમાં કાંઇ વાધો નથી. પણ ગીતામાં પ્રવૃત્તિ–કર્મયોગ અને નિવૃત્તિ–જ્ઞાનયોગ ઉપરાત ભક્તિયોગનો ઉપદેશ પણ મળે છે. ખાસ કરીને વચલા ૭ થી ૧૨ અધ્યાયોમાં અને એ ભક્તિના ઉપદેશ ઉપર જોર દઇને શ્રીમન રામાનુજાદિ ભક્તિમાર્ગના આચાર્યોએ અથવા તે તે માર્ગના અનુયાયીઓએ ગીતાના પ્રતિપાદ્ય વિષય તરીકે 'મોક્ષના સાધનરૂપ ભક્તિયોગ' ને ગણ્યો છે. શ્રી રામાનુજાચાર્ય ગીતામાં 'જ્ઞાન કર્માનુગૃહીત ભક્તિયોગનો ઉપદેશ છે' એમ કહે છે.

આ રીતે કર્મ, જ્ઞાન અને ભક્તિ ત્રણેની વાત ગીતામા છે એવી માન્યતા સામાન્ય શાંકરવેદાંતાનુયાયી છતા ભક્તિનિષ્ઠાવાળા શ્રીમધુસૂદન સરસ્વતી જ્ઞાનમાર્ગના તથા ભક્તિમાર્ગના આચાર્યોના મતોનો સરવાળો કરીને "કર્મનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠા અને ભગવદ્ ભક્તિનિષ્ઠા ગીતામાં કહેલ છે અને કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા પરસ્પર અતિ વિરોધી હોવાથી તેઓનો સમુચ્ચય અશક્ય છે માટે આરંભમાં અને અન્તમાં એ બે નિષ્ઠા કહેલ છે અને એ બેય નિષ્ઠાઓની સાથે રહેતી ભગવદ્‌ભક્તિનિષ્ઠા વચલા ૭ અધ્યાયોમાં કહેલી છે" એ રીતે ગીતાના પ્રતિપાદ્ય વિષયને કહે છે. વળી આ જમાનાના સમર્થ પુરાતત્ત્વગવેષક ડા. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર પણ આ દેશમાં ચાલતા ભક્તિમાર્ગનું મૂળ ગીતામાં જુએ છે. (જુઓ એમનો Vaishnavism, Shaivism) છતાં 'જ્યોતિ'કાર શંકરાચાર્યને અનુસરી ભાગવત ધર્મને ગીતાનો પ્રતિપાદ્ય નથી ગણતા. ગીતામાં વ્યૂહ ચતુષ્ટય નથી એમ 'જ્યોતિ' કાર કહે છે એ ખરું છે. ખરી રીતે તો જ્ઞાનમાર્ગ ભક્તિમાર્ગ, કર્મમાર્ગ કે યોગમાર્ગમાં

ભક્તિનિષ્ઠા આ શ્લોકમા વિવક્ષિત છે એમ માનીએ છીએ." છતા શકરાચાર્ય ઉપર આક્ષેપ ન કરવા અને ભક્તને સ્વાભાવિક નમ્રતાથી કહે છે કે **भगवदभिप्रायवर्णने के वयं वराकाः ।** આટલા કાળ પછી અને પરિસ્થિતિમા તથા લોકમાનસમા આટલા મોટા ફેરફારો થયા પછી ગીતાકારનો અભિપ્રાય જાણવો ખરેખર મુશ્કેલ છે.

'જ્યોતિકાર' શકરાચાર્યનું અદ્વૈત માને છે પણ ગીતાના તાત્પર્યની બાબતમા નીચેના અંશમા શકરાચાર્યથી જુદા પડે છે. શંકરાચાર્ય "મોક્ષ જ્ઞાનથી જ થાય છે" એમ માને છે, કર્મ જ્ઞાનનો સમુચ્ચય એમને ઇષ્ટ નથી, "કર્મયોગ અજ્ઞાની માટે છે, પણ કર્મયોગથી ચિત્ત શુદ્ધ થતા જીવને જ્ઞાન થાય છે અને તે દ્વારા એ મોક્ષ મેળવે છે. વ્યવહાર દશામા રહેલા અજ્ઞાની માણસે ફલેચ્છા રહિત થઈને શાસ્ત્રોક્ત કર્મો જરૂર કરવા જોઇએ. પણ જેને બ્રહ્માત્મૈક્ય જ્ઞાન થઇ ગયુ હોય તેઓને કર્મ કરવાની જરૂર નથી, તેઓ માટે તો સન્યાસ જ છે. છતા કેટલાક ખાસ આધિકારિકો જ્ઞાનનિષ્ઠ હોવા છતા લોકસંગ્રહ માટે કર્મ કરતા હોય તો એથી એના મોક્ષને વાધો આવતો નથી." એમ શંકરાચાર્યનો સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત કેટલેક અશે તો 'જ્યોતિ'કાર સ્વીકારે છે પણ નીચેની બાબતમા જુદા પડે છે. 'જ્યોતિ'કાર સાખ્ય નિષ્ઠા અને યોગનિષ્ઠા બેય બ્રહ્મ જ્ઞાનીની સ્થિતિઓ છે એમ ગણે છે, પણ "વ્યવહાર દૃષ્ટિએ એવી નિષ્ઠાવાળાઓના વર્તનમા મોટો ફેર પડે છે. ગી ૩,૧૭–૧૮ મા બતાવ્યા પ્રમાણે આત્મામા આરૂઢ થયેલો હોય તેને કાઇ કરવાનો આગ્રહ ના જ હોય, તેમ તેને કાઇ નહિ જ કરવાનો પણ આગ્રહ ના જ હોય, આમ સંન્યાસ અને કર્મ એ ઉભય પ્રકાર એવાને સમાન છે. એટલે જ પ્રકૃતિએ જ કેટલાક સંન્યાસનો સ્વીકાર કરીને પરિવ્રાજક થાય છે, ત્યારે બીજા કેટલાક લોકસંગ્રહાર્થે પ્રકૃતિએ જ સર્વ કર્મને આચરે છે" (જ્યોતિ પા. ૭૪)

ગીતામા પોતામા કર્મ અને સંન્યાસ બેયનો ઉપદેશ છે. પણ ગીતામા સંન્યાસનો આગ્રહ નથી, તેમ અધિકારી માટે કર્મ યોગ છે અને અમુક અધિકારી માટે સન્યાસ છે એવો યે સ્પષ્ટ ભેદ નથી કહ્યો; જ્યારે શકરાચાર્યને સન્યાસનો આગ્રહ છે, અને તેઓ અજ્ઞાનીને કર્મયોગનો અધિકારી ગણે છે. એથી ઊલટુ, 'જ્યોતિકારને કર્મયોગનો આગ્રહ છે અને તેઓ 'યોગીના નિષ્કામ અને લોકસંગ્રહાર્થે થતા કર્મ જેટલી તો સંન્યાસીથી યોગીમા વ્યવહાર્થે અધિકતા ઉઘાડી' માને છે (જુઓ જ્યોતિ પા. ૮૪).

કર્મનો આગ્રહ અને કર્મયોગીની અધિકતાની આ ભાવના આ જમાનાની અસર છે, ગીતાની જમાને જમાને ભિન્ન ભિન્ન તાત્પર્યદર્શક ટીકાઓ થઇ છે. આ જમાનામા કર્મયોગ ઉપર ભાર મૂકનારી ટીકાઓ થાય છે. (તિલકનું ગીતારહસ્ય, આ જ્યોતિ, વગેરે ઉદાહરણો જુઓ).

આ જમાનામા દેશને બાવાઓની જરૂર નથી, તેમ ભક્તિનુ વેવલાપણું યે નથી જોઈતું એ ખરું છે. પણ ગીતાનુ તાત્પર્ય વિચારતા દેશને અત્યારે શુ જોઇએ છીએ કે શુ શ્રેયસ્કર છે એ વિચાર કર્તવ્ય નથી. ઐતિહાસિક અને વિવેચક દૃષ્ટિથી ગીતાનો જે અર્થ દેખાય તે જ સ્વીકારવો જોઇએ. અને એ અર્થ ત્યારે શ્રેયસ્કર ન ભાસતો હોય તો આગમ શબ્દથી જીવનને નિયમવાનો જમાનો ચાલ્યો ગયો છે એટલે શી ફિકર છે? ગીતાના કે કોઈ પણ માન્ય ગ્રથના શબ્દોને મચડીને અનુકૂળ અર્થ કાઢવા કરતા જીવનને, આપણને અત્યારે




## હતભાગી હિંદ*

### ક્ષેત્રફળ

| | | |
|---|---|---|
| હિંદુસ્તાન | ૧૮,૦૫,૦૦૦ | ચોરસ માઇલ |
| બ્રિટિશ હિંદ | ૧૦,૯૪,૦૦૦ | ,, ,, |
| હિંદી રાજ્યો | ૭,૧૧,૦૦૦ | ,, ,, |

બ્રિટિશ ટાપુઓ કરતાં હિંદુસ્તાન પંદર ગણો તથા જાપાન કરતાં સાત ગણો મોટો છે.

### વસ્તી

હિંદુસ્તાનની કુલ વસ્તી લગભગ ૩૨ કરોડની છે.

| | |
|---|---|
| શહેરોની વસ્તી | ૩૨૫ લાખ |
| ગામડાંની વસ્તી | ૨૮૬૫ લાખ |
| બ્રિટિશ હિંદની વસ્તી | ૨૪૭૦ લાખ |

| પ્રાંત | મહાલો | વસ્તી | પ્રાંત | મહાલો | વસ્તી |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૨૭ | ૪૨૩ લાખ | બર્મા | ૪૦ | ૧૩૨ લાખ |
| મુંબઈ | ૨૯ | ૧૯૩ ,, | બિહાર અને ઓરિસા | ૨૧ | ૩૪૦ ,, |
| બંગાળ | ૨૮ | ૪૬૬ ,, | મધ્ય પ્રાંત તથા વરાડ | ૨૨ | ૧૩૯ ,, |
| સંયુક્ત પ્રાંતો | ૪૮ | ૪૫૩ ,, | આસામ | ૧૨ | ૭૬ ,, |
| પંજાબ | ૨૯ | ૨૦૬ ,, | નોર્થ-વેસ્ટ ફ્રન્ટિયર પ્રાંત | ૫ | ૨૨ ,, |

### શહેર અને ગામડાંઓ

હિંદમાં સાત લાખ ગામડાં છે અને એક લાખથી વધારે વસ્તીવાળાં ૩૪ શહેરો છે. કુલ વસ્તીનો નવદશાંશ ભાગ ગામડામાં વસે છે. બંગાળમાં વસ્તીના ફક્ત ૬ ટકા શહેરમાં વસે છે.

### ભાષા

| | | | |
|---|---|---|---|
| હિંદી | ૮૬૭ લાખ લોકો બોલે છે. | પંજાબી | ૧૬૬ લાખ લોકો બોલે છે. |
| બંગાળી | ૪૯૨ ,, ,, ,, | રાજસ્થાની | ૧૨૬ ,, ,, ,, |
| તેલુગુ | ૨૩૬ ,, ,, ,, | કાનડી | ૧૦૩ ,, ,, ,, |
| મરાઠી | ૧૮૭ ,, ,, ,, | ઉડિયા | ૧૦૧ ,, ,, ,, |
| તામિલ | ૧૮૭ ,, ,, ,, | | |

* જ્ઞાનાંજન નિયોગીના "દરિયા" ઉપરથી.

## ખેતીવાડી

| | લાખની સંખ્યામાં. | | લાખની સંખ્યામાં |
|---|---|---|---|
| કુલ ક્ષેત્રફળ | ૬૬,૭૬ એકર | જુવારના પાકની જમીન | ૨,૦૬ એકર |
| જંગલ | ૮,૬૯ „ | રૂના પાકની જમીન | ૧,૮૧ „ |
| ખેતી થઇ શકે તેવી નકામી પડી રહેતી જમીન | ૧૫,૧૮ „ | રૂની પેદાશ | ૬૫ ગાંસડી (દર ૫ મણની) |
| પડતર જમીન | ૪,૮૩ „ | શેરડીના પાકની જમીન | ૨૮ એકર |
| નહેરવાળી જમીન | ૪,૭૫ „ | શેરડીની પેદાશ | ૨૯ ટન |
| ચોખાના પાકની જમીન | ૮,૦૧ „ | શણના પાકની જમીન | ૨૯ એકર |
| ચોખાનો પાક | ૩,૦૬ ટન | શણની પેદાશ | ૮૯ ગાંસડી (દર ૫ મણની) |
| ઘઉંના પાકની જમીન | ૨,૩૯ એકર | મગફળીના પાકની જમીન | ૩૭ એકર |
| ઘઉંનો પાક | ૮૭ ટન | મગફળીનો પાક | ૨૦ ટન |

### ઢોર

ઢોરના દેશ તરીકે હિંદ દિવસે દિવસે પછાત પડતું જાય છે.–લૉર્ડ કર્ઝનઃ ૧૯૦૩નો ડીસ્પેચ.
દર મિનિટે હિંદ બહાર એક ગાય ચડાવવામાં આવે છે.–(૧૯૨૧ બ્લ્યુ બૂક)
ચારાનો સવાલ વસ્તુતઃ આખા હિંદમાં ગંભીર થઇ પડયો છે.–સર ચાર્લ્સ ઇલિયટ

### ૧૯૨૧–૨૨ માં બ્રિટિશ હિંદમાં ઢોરની સંખ્યા

| | | | |
|---|---|---|---|
| બળદ | ૧૧૬,૬૬૫,૦૦૦ | ઘોડા–ટટ્ટુ | ૧,૬૮૪,૦૦૦ |
| ભેંસ | ૨૮,૩૩૫,૦૦૦ | ખચ્ચર | ૭૬,૦૦૦ |
| ઘેટાં | ૨૨,૦૮૨,૦૦૦ | ગધેડાં | ૧,૩૮૬,૦૦૦ |
| બકરાં | ૨૪,૩૩૩,૦૦૦ | ઊંટ | ૪૧૦,૦૦૦ |

### જંગલ અને વરસાદ

બ્રિટિશ અમલની શરુઆતના ભાગમાં જંગલોનો સત્વર નાશ કરવામાં આવ્યો. ("હિંદમાં પેદાશ")

હિંદમાં જંગલોના નાશથી વરસાદ પર થતી અસરને વિષે ભયનું બ્યુગલ પહેલવહેલા ફ્રાન્સિસ બ્રાઉને ફુંકયું હતું.

### નહેર અને રેલ્વે

રેલ્વે કુલ માઇલ ૩૮૫૭૯
તે પાછળ ખર્ચાયેલ રકમ ૭૫૪ કરોડ રૂપિયા
રેલ્વે મારફત મોકલાયેલ માલનું વજન ૮૦ લાખ ટન

ઇસ્ટ ઇંડિયા કંપનીનું ખર્ચ જોઇએ તે કરતાં બમણું નહિ તો ઘણું વધારે હતું. ઢગલાબંધ દ્રવ્ય ખર્ચાતું અને કંટ્રાકટરોને કરકસરની કાંઇ પડી નહોતી. બધા પૈસા અંગ્રેજ લેણદાર પાસેથી આવતા અને જ્યાં સુધી હિંદની આવક પર ૫ ટકા મળતા ત્યાં સુધી જે પૈસા તે ઉછીના આપતો તે હુગલીમાં ફેંકી દેવાતા કે તેનો પથ્થર ઇંટો ખરીદવામાં ઉપયોગ

કંપનીએ પહેલવહેલાં કલકત્તાનો કબજો લીધો ત્યારે ખાંડનાં નિકાશનો ધમધોકાર વેપાર હતો તથા સ્થાનિક વપરાશ ઘણી હતી.

—ડૉ. રૉયલ ( પ્રોડક્ટિવ રિસોર્સીઝ ઑફ ઇંડિયા )

૧૯૨૫-૨૬ માં વપરાશ માટે હિંદમાં ૧૫ કરોડ ૧૮૩ લાખ રૂપિયાની ખાંડ ખરીદ કરી હતી.

—બ્લ્યુ બુક પાચમો અંક

૧૮૪૪ માં બંગાળા તથા મદ્રાસની ખાંડની લંડનના બંદરમાં ૩૧૦૦૦ ટનની આયાત થઈ હતી. ૧૮૪૬ માં ૪૪૦૦૦ ટન, ૧૮૫૧ માં ૪૩૦૦૦ ટન. જેમાંથી ૩૦,૦૦૦ ટન બંગાળામાંથી તથા ૧૩૦૦૦ ટન મદ્રાસમાથી હતી.

—જોન કેપર

## હિંદુસ્તાનમાં સાકરનાં કારખાનાં

| | |
|---|---|
| ઇ. સ. ૧૮૭૪ | ૨૬૪ |
| ઇ. સ. ૧૯૦૦ | ૨૦૩ |
| ઇ. સ. ૧૯૦૩ | ૨૧ |

## અનાજની નિકાસ

દર મિનિટે નીચે પ્રમાણે અનાજની નિકાસ હિંદુસ્તાનમાથી થાય છે; જ્યારે હિંદુસ્તાનના ઘણા લોકોને બે ટંક પણ પેટ ભરીને ખાવા મળતું નથી.

| | |
|---|---|
| ૧૧૮ મણ | ચોખા |
| ૬૫ મણ | ઘઉં |
| ૫૫ મણ | મસુરી દાળ |
| ૫૦ મણ | Arhar × |
| ૫૫ મણ | મગફળી |

—સ્ટેટિસ્ટિક્સ એબ્સ્ટ્રેક્ટ ૪ થો અંક

સરકારી પદ્ધતિ પ્રમાણે હિંદનું અનાજ નફો ન મળે તેવી રીતે બહાર ચડાવવામાં આવે છે કે જેથી કરી ઇંગ્લંડના લોકોનો ખોરાક સોંઘો થઈ શકે.

—મી. પીઅર્સન

[ અપૂર્ણ ] છોટાલાલ માનસિંગ કામદાર

નરહરિભાઇને, ધરાસણાના આક્રમણની વાત થઇ ત્યારથી તાલાવેલી લાગી હતી. એમને ડર હતો કે એમને પણ બધા નાયકોનું દુર્ભાગ્ય પ્રાપ્ત થશેઃ એકદમ્ જેલ. પણ એમ ન થયું. ગાંધીજીએ આદર્શ તરીકે મુકેલું વીરત્વ અનુભવવાનો એમને પ્રસંગ મળ્યો. હસતા મ્હોડે લાકડીએ લાકડીએ રામનો ઉદ્ગાર કહાડતા કહાડતા મૂર્છિત થવાનો પ્રસંગ એમને મળ્યો! આ પ્રસંગના પ્રેક્ષકો કહે છે કે નરહરિભાઇ તે સમયે ગાંધીજીના મૂર્તિમંત આદર્શ હતા. એક શિક્ષકે કહ્યું કે નરહરિભાઇએ સાચું આચાર્યપદ પ્રાપ્ત કરી લીધું!

***

### વાઈસરોય સાહેબના નવા ફતવા

કંપની સરકારે હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગોનો નાશ કરી ઈંગ્લેન્ડની ચીજો હિંદુસ્તાન ઉપર લાદવા જે પ્રયત્નો કર્યાં તેને વિષે જાતજાતની વાતો ચાલે છે. તેમાં એક વાત એવી હતી કે જો કોઇ વેપારી તેમનો માલ તેમની કિંમતે ન ખરીદે તો તેને બંદૂકનો ડર બતાવવામાં આવતો! આ વાત માન્યામાં આવે એવી ન હતી. પણ વીસમી સદીમાં અતિશય સુધરેલી સરકારી ગણાતી પ્રજાના પ્રતિનિધિ લૉર્ડ અર્વિન સાહેબે પરદેશી કાપડની ચોકીને ગેરકાયદેસર ઠરાવવા જ્યારે પોતાનો ફતવો બહાર પાડ્યો ત્યારે ખરેખર એમ લાગ્યું કે પેલી વાત સાચી હશે. આ અંગ્રેજ લોકો પોતાનો માલ ખપાવવા ગમે તે કરે એવા છે! નીતિ–અનીતિ, ધર્મ–અધર્મ, કાયદો–ગેરકાયદો—આ બધું નક્કી કરવાનું તેમની પાસે એક ધોરણ છેઃ અમારો માલ લ્યો–અમારાં કપડાં પહેરો; નહિ તો અમે તમને મારીશું, અને જેલમાં પૂરીશું!

આ લડતના ભવિષ્યમાં જે પરિણામ આવવાનાં હોય તે આવે! પણ એક પરિણામ તો ચોક્કસ રીતે આવ્યું છેઃ અંગ્રેજ સરકારને બધા ઓળખી ગયા છે!

અરવિન સાહેબને દારૂના પ્રતિબંધની ચળવળ કરનાર માટે માન છે એમ તેઓ કહે છે! પણ આ સ્વતંત્ર હિંદુસ્તાનમાં કોઇ પણ હિંદીની દારૂ પીવાની સ્વતન્ત્રતા લુંટાય એ એમનાથી જોવાતું નથી! માટે તેમણે દારૂની ચોકીને પણ ગેરકાયદેસર ઠરાવી!

ધન્ય છે અંગ્રેજી સંસ્કૃતિને!

***

### પરદેશી સરકારની નોકરી

હિંદુસ્તાન ઉપર અંગ્રેજો રાજ્ય કરે છે તેમાં અંગ્રેજોનો દોષ કહાડવો સહેલો છે; તેમાં આપણો દોષ પણ એટલો જ છે અથવા એનાથી વધારે છે એ સમજવું એટલું સહેલું લાગતું નથી. ખરી રીતે અંગ્રેજો આપણો દેશ જીતી શકયા તે પણ આપણા માણસોથી, અને અત્યારે રાજ્ય કરી શકે છે તે પણ આપણા માણસોથી.

દરેક દેશમાં વિવિધ પ્રકારનાં પાતકો કરનારા માણસો હોય છે! પણ પરદેશી સરકારની નોકરી કરવાનું પાતક તો હિંદુસ્તાનીઓ જ કરી શકે! આ હિંદુસ્તાનીઓમાં સાધારણ અભણ સિપાઇથી તે પેલા અતિશય કેળવાએલા પ્રાણી સિવિલિયન સુધી બધા આવી જાય છે! અંગ્રેજોને જો પોતાનો સ્વાર્થ સાધવા પૂરતા પ્રમાણમાં હિંદીઓ મળી શકે તો પછી શા માટે તેઓ પોતાનો સ્વાર્થ ન સાધે!

અંધકાર અને આળસના યુગમાં દરેકને આ વાતનું ભાન ન થાય! પણ આજે હિંદુસ્તાનનો આમવર્ગ જ્યારે સ્વાતન્ત્ર્ય લેવા કટિબદ્ધ થયો છે ત્યારે તેના પ્રયત્નને હિંદીઓ જ નિષ્ફળ કરશે? આ હિંદી સરકારી નોકરોને ભવિષ્યના ઇતિહાસકારનો પણ ડર નથી?

***

### સ્ત્રીઓ અને સવિનયભંગ

ગાંધીજીએ ચાલુ લડતનો પ્રારંભ કર્યો ત્યારે ઘણી સ્ત્રીઓએ તુરત જ અને સીધી

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૦ આષાઢ : ૧૯૮૬ અંક ૩

## પહેલો કલાલ

[ ટૉલ્સ્ટૉય કૃત એક નાટક ]

### પાત્રો

એક ખેડૂત

તેની — સ્ત્રી, માતા, નાની છોકરી

તેનો દાદો

પાડોશી

ગામના ચાર વડિલો

સ્ત્રીઓ, ડોશીઓ, છોકરીઓ અને છોકરાઓ

---

શેતાનનો મુખી

તેનો મંત્રી

ભપકાદાર શેતાન બટુક

બીજા શેતાન બટુકો

પહેરેગીરો અને દ્વારપાળો

### અંક પહેલો

ખેડૂત : [ ખેડે છે. આકાશ સામું જોઇ ] બપોર થયા. હળ છોડવાનો વખત થયો. ચાલ,–આગળ ચાલ, થાકી ગયો? ગરીબ બિચારું પ્રાણી! એક વધારે ફેરો. અને ફરી પાછો આવ એટલે છેલ્લો ચાસ પૂરો થશે. પછી જમવાનું. રોટલો સાથે લઇ આવ્યો એ ઠીક કર્યું. હું ઘેર જવાનો નથી. પણ કૂવા પાસે બેસીને રોટલાનાં એક બે બચકાં ભરી જરા આરામ લઇશ. અને એટલામાં ઘોડી આમનેમ ચરશે. પછી ઇશ્વરની મહેરબાનીથી ફરી કામ ઉપર અને વખતસર ખેડ પૂરી થશે.

[ એક બટુક–શેતાન પ્રવેશ કરે છે અને એક ઝાડની પાછળ સંતાઇ જાય છે. ]

## અંક બીજો

શેતાનોનો સરદાર સૌથી ઊંચા આસને બેઠો છે. તેનો મંત્રી તેનાથી નીચા આસને બેઠો છે. તેની આગળ એક મેજ છે અને તેના ઉપર લખવાનાં સાધનો છે. દરેક બાજુએ પહેરેગીરો ઊભા છે. જમણી બાજુએ જુદા જુદા પ્રકારના પાંચ શેતાન-બટુકો છે, ડાબી બાજુએ દરવાજા પાસે દરવાન છે. સરદારની આગળ એક ભપકાદાર શેતાન-બટુક ઊભો છે.

**ભપકાદાર બટુક :** ત્રણ વર્ષમાં ૨,૨૦,૦૦૫ માણસો કુલ પકડયા છે. તે બધા યે અત્યારે મારા કબજામાં છે.

**મુખ્ય શેતાન :** સારું. આભાર. જાઓ.

ભપકાદાર બટુક જમણી બાજુએ જાય છે.

**મુખ્ય શેતાન :** [ મંત્રીને ] કંટાળી ગયો છું. હજી ઘણું કામ બાકી છે! કોનાં કોનાં નિવેદનો આવ્યાં છે, અને હજી કોનાં બાકી છે?

**મંત્રી :** [ આંગળીના વેઢા ગણે છે. અને ગણતાં ગણતાં જમણી બાજુના તરફ આંગળી કરે છે. જે બટુકની વાત થાય છે તે બટુક સલામ ભરે છે ] શિષ્ટ લોકોમાં નિમેલા શેતાનનું નિવેદન આપણી પાસે આવી ગયું છે. તેણે એકંદરે ૧૮૩૬ જણાંને કબજે કર્યાં છે. અને વેપારીઓના શેતાન તરફથી ૯૬૪૩. અમલદારોના શેતાન તરફથી ૩૪૨૭ આવ્યા છે. સ્ત્રીઓના શેતાનનો હમણાં જ હેવાલ આવ્યો છે તે :–૧,૮૬,૩૧૫ પરણેલી સ્ત્રીઓ અને ૧૭,૪૩૮ કુંવારીઓ. ફક્ત બે શેતાનો રહી ગયા છે:–વકીલોનો અને ખેડૂતોનો. કુલ યાદી ઉપર ૨,૨૦,૦૦૫ જીવો છે.

**મુખ્ય શેતાન :** વારુ, આજે જ આપણે બધું કામ પૂરું કરી દઇએ. [ દરવાનને ] એ લોકોને દાખલ કરો.

વકીલોનો શેતાન પ્રવેશ કરે છે અને સરદારને સલામ કરે છે.

**મુખ્ય શેતાન :** વારુ, તમારું કામ કેમ ચાલ્યું?

**વકીલોનો શેતાન બટુક :** [ હસતો અને હાથ ઘસતો ]

બરાબર કામ મારાં છે
મશી સરખાં એ ધોળાં છે.

જગત પેદા થયું ત્યારથી તે આજસુધીમાં આના જેવી લૂંટ મેં કદી કરી હોય એમ મને યાદ નથી.

**મુખ્ય શેતાન :** શું? તેં એટલા બધા પકડયા છે?

**વકીલોનો શેતાન :** એમાં સંખ્યા એ બહુ મહત્ત્વનો મુદ્દો નથી. માણસો તો ફક્ત ૧૨૫૦ જ છે, પણ કેવા અફલાતૂન માણસો છે! એવા માણસો છે કે શેતાનોને પણ શરમાવી દે! આપણે લોકોને ફસાવીએ તેના કરતાં તેઓ વધારે કુશળતાથી ફસાવી શકે છે. એ લોકોમાં મેં એક નવીન રીત દાખલ કરી છે.

**મુખ્ય શેતાન :** કયી રીત?

**વકીલોનો શેતાન :** સાંભળો! પહેલાં વકીલો ન્યાયાધીશના મદદનીશ તરીકે કામ કરતા અને ત્યાં લોકોને છેતરતા; પણ હવે તેઓ ન્યાયાધીશોથી દૂર રહીને પણ એમનું કામ કરી શકે એવી ગોઠવણ મેં કરી છે. જે એમને વધારેમાં વધારે ફી આપે તેને જ તેઓ

કાંતે છે. ખુડખડાટ કરે છે અને કામ તો કરતો નથી. અને એથી જ તું કોઇને પકડી શકયો નથી. પણ બચ્ચા, જરા ઊભો રહે, હમણાં હું તને એક બે પાઠ ભણાવી દઉં છું.

ખે૦-શે૦ : આપ મને શિક્ષા કરો તે પહેલાં હું કહું તે જરા સાંભળો. જે શેતાનોને શિષ્ટ લોકો, ને વેપારીઓ કે સ્ત્રીઓ સાથે કામ કરવાનું છે એ લોકોને માટે તો બધું ઠીક છે. એમને માટે તો બધું સીધુંસટ કામ છે. કોઇ અમીરને તમે એક મુગટ બતાવો અથવા તો સરસ જાગીર બતાવો કે તરત જ તે તમારા કબજામા આવી જાય છે અને પછી તેને મરજીમાં આવે ત્યાં લઇ જઇ શકાય. વેપારીનું પણ એમ જ છે. એને થોડાક પૈસા બતાવો અને તેની લોભવૃત્તિ જાગ્રત કરો, એટલે એને પણ, ગમે ત્યાં લઇ જવાય. સ્ત્રીઓની સાથે પણ એટલું જ સહેલું કામ છે. એમને ઘરેણાં અને મિઠાઇ આપો એટલે પછી તમે એમની સાથે ગમે તે કરી શકો. પણ ખેડૂતો સાથે કામ પાડવું ઘણું કઠણ છે. ખેડૂત તો સવારથી રાત સુધી કામ કરે છે. કેટલીક વાર તો રાતે પણ કામ કરે છે, અને ઈશ્વરને મનમાં રાખ્યા વિના તે પગલું પણ ભરતો નથી. તો એને કેવી રીતે કબજામાં લેવો ? સાહેબ ! મને આ ખેડૂતોમાંથી ખસેડો. હું એમનાથી કંટાળી ગયો છું, ખૂબ કંટાળી ગયો છું અને વધારામાં આપનો કોપ વહોરી લીધો !

મુ૦-શે૦ : તું મને છેતરે છે, અલ્યા એદી ! બીજાઓની વાત કરવાનો શો અર્થ છે? તેઓ વેપારીઓ, અમીરો અને સ્ત્રીઓને પકડી શકયા છે કારણ કે તેમની સાથે કેમ વર્તવું એની તેઓને ખબર છે; અને તેઓ માટે નવી જાળો પાથરતાં પણ તેમને આવડે છે. જો, જો પેલા વકીલોના શેતાન તરફ જો. એણે તદ્દન નવો માર્ગ શોધી કાઢયો છે. તારે પણ કાંઇક નવો માર્ગ શોધી કાઢવો જોઇએ. તારે પણ કાંઇક ગોઠવવું જોઈએ. તું તો રોટલાનો એક ટુકડો ચોરી લાવ્યો છે અને તેની બડાઇ હાકયા કરે છે; જાણે ભારે ચતુરાઇ કરી ! એમની આજુબાજુ જાળો ગોઠવ અને તેઓ ખાતરીથી એક અથવા બીજી જાળમાં ફસાઇ જવાના. પણ તું આમતેમ રખડયા કરે છે અને એમના રસ્તા સાફ રાખે છે તેથી ઊલટા ખેડૂતો વધારે દૃઢ બન્યા છે. તેઓ તેમના છેવટના ટુકડાની પણ દરકાર કરતા નથી. તેઓ જો આ રસ્તે જશે અને તેમની સ્ત્રીઓને પણ એમ કરવાનું શીખવશે, તો પછી આપણા પંજાની તદ્દન બહાર જતા રહેશે. કાંઇક નવું શોધી કાઢ. અને આ મુશ્કેલીમાથી નીકળવાનો પ્રયત્ન કર.

ખે૦-શે૦ : એ કેમ શોધવું, એ મને સૂઝતું નથી. મને જવા દો. મારાથી હવે એ કામ થઇ શકે એમ નથી.

મુ૦-શે૦ : [ ગુસ્સે થઇને ] નહિ થઈ શકે ? તારા મનમાં તું શું સમજે છે ? તારા બદલે શું હું કામ કરવા જવાનો છું ?

ખે૦-શે૦ : મારાથી નહિ થઈ શકે.

મુ૦-શે૦ : નહિ થઇ શકે ? જરા ઊભો રહે. અરે ત્યાં કોણ છે ? નેતર લાવ. એને બરાબર લગાવ.

પહેરેગીરો ખેડૂતના શેતાનને પકડે છે અને તેને ફટકારે છે.

ખે૦-શે૦ : ઓ ! ઓ ! ઓ !

મુ૦-શે૦ : કેમ, કાંઇ સૂઝયું ?

# અંક ૪ થો

ખણું. વચમાં ચૂલા ઉપર બાંધ કરેલું તાંબાનું વાસણ, સાથે ચકલીવાળું બીજું એક વાસણ.

મજૂર : [ચકલી નીચે પ્યાલો ધરે છે અને દારૂ પીએ છે] સાહેબ! હવે એ તૈયાર છે!

ખેડૂત : [ઊભે પગે બેસે છે. જોતો] કેટલી વિચિત્ર વસ્તુ! મેળવણીમાંથી પાણી આવે છે! આ પાણીને કેમ પહેલું જરા દે છે?

મ૦ : એ પાણી નથી! એ તો પેલી ચીજ છે!

ખે૦ : કેમ નહિ? જો, તે કેટલું ચોખ્ખું છે? હું ધારતો હતો કે એ તો અનાજ જેવું પીળું થશે; આ તો બરાબર પાણી જેવું છે.

મ૦ : પણ તમે જરા સુંઘી તો જુઓ.

ખે૦ : વાહ! કેવી સુગંધ આવે છે! ઠીક ઠીક, એ સ્વાદમાં કેવું લાગે છે એ તો જરા જોઇએ! મને ચાખવા દે. [મજૂરના હાથમાંથી પ્યાલો લેવાનો પ્રયત્ન કરે છે.]

મ૦ : સંભાળજો! તમે ઢોળી નાખશો. [ચકલી ફેરવે છે, પીએ છે અને હોઠ ચાટે છે.] બરાબર તૈયાર! લ્યો. ચાલો ત્યારે પીઓ.

ખે૦ : [પહેલાં જરાક ઘુટડો ભરે છે, પછી વધારે ને વધારે પીએ છે. આખરે પ્યાલો ખાલી કરે છે અને પાછો આપે છે.] હવે ત્યારે જરાક વધારે! આટલા એક ટીપાથી કંઇ સ્વાદ પરખાય નહિ!

મ૦ : [હસતાં] ઠીક! તમને તો આ ગમતો હોય એમ લાગે છે! [વધારે કાઢે છે]

ખે૦ : [પીએ છે] એહ! કોઇ ચીજ છે! ઘરવાળીને બોલાવીએ! એ માર્થા! આમ આવ, પેલું તૈયાર છે! ચાલ અહીં આવ!

સ્ત્રી અને નાની છોકરી પ્રવેશ કરે છે.

સ્ત્રી : શું છે? આટલો બધો ઘોંઘાટ કેમ મચાવ્યો છે?

ખે૦ : આ અમે કાંઇક ગાળ્યું છે તે તો જરા ચાખ! જો [તેને પ્યાલો આપે છે]. સુંઘ! શેની વાસ આવે છે?

સ્ત્રી : [સુંઘે છે] મારું વ્હાલું!

ખે૦ : પી!

સ્ત્રી : પણ એથી કદાચ નુકસાન થાય તો?

ખે૦ : પીને મુરખી પી!

સ્ત્રી : સાચે જ, સરસ છે!

ખે૦ : [જરા મદમાં] સરસ તો હોય જ ને! તું જરા જો તો ખરી, શું થાય છે એ! લોક કહે છે કે એ હાડકાંમાંથી બધો થાક કાઢી નાખે છે! જુવાનિયા ઘરડા થાય છે. નહિ, ઘરડા જુવાન થાય છે! હવે જો, મેં ફક્ત બે જ પ્યાલા પીધા છે! છતાં એ મારાં હાડકાં હળવાં થઇ ગયાં છે! [બગાસું ખાય છે] તું સમજને! જરા ઊભી તો રહે! તું અને હું જ્યારે દરરોજ પીશું, એટલે આપણે જુવાન થઇશું! માર્થા, આઘી આવ! [તેને આલિંગન કરે છે.]

સ્ત્રી : આઘો ખસ! ઊલટો આ પીણાએ તો તને ગાંડો બનાવ્યો છે!

ખે૦ : માજી ! જરાક થોભો. અહીં શું ચાલી રહ્યું છે તે જરા જુઓ તો ખરાં ? અમે ઘરડાં માણસોને ફરીથી જુવાન બનાવી શકીએ છીએ ! તમે આવ્યાં છો તો જરા પી જુઓ. [ પ્યાલો આપે છે ]

ડોશી : કૂવામાં ઘણું યે પાણી છે. [ સુંઘે છે ] આમાં શું નાખ્યું છે ? મારા બાપ ! કેવી સુગંધ છે !

ખે૦ : જરા પી તો જુઓ !

ડોશી : [ચાખે છે] મારું વહાલું ! પણ આ પીવાથી મરી તો નહિ જવાય ને ?

સ્ત્રી : અરે ! એથી તો ઊલટાં તમે વધારે જીવતાં થશો ! તમે ફરીથી જુવાન થશો.

ડોશી : ખોટી વાત ! [ પીએ છે ] સરસ લાગે છે ! આપણા પીણા કરતાં તો સારું છે. દાદા ! અહીંઆ આવો, જરા ચાખો. [ દાદા નીચે બેસે છે અને માથું ધુણાવે છે. ]

મ૦ : એ ડોસા સામું ન જોશો. પણ માજીને એક બીજો પ્યાલો આપો.

[ ડોશીને વધારે આપે છે. ]

ડોશી : કાંઇ ઇજા તો નહિ થાય ને ? જરાક બળે છે ખરું. પણ લાગે છે સરસ !

સ્ત્રી : પી જાઓ. પછી તમારી નસોમાં નવું બળ આવશે.

ડોશી : ઠીક ! હું ધારું છું કે મારે અખતરો તો કરવો પડશે ! [ પીએ છે ]

સ્ત્રી : તમારા પગ સુધી એ પહોંચી ગયું ?

ડોશી : તારા શરીરમાં તો સાચેસાચ એ દોડાદોડ કરતું લાગે છે. મને પણ અહીંઆં હવે એની અસર થાય છે. અલબત્ત, એથી શરીર હલકું ફૂલ થઇ જાય છે; ત્યારે, મને થોડો વધારે આપ. [ ફરીથી પીએ છે ] વાહ ! હવે હું તદ્દન જુવાન થઇ ગઇ !

ખે૦ : મેં નો'તું કહ્યું ?

ડોશી : અફસોસ ! મારો બુઢ્ઢો અત્યારે અહીંઆં હોત તો કેવી મઝા પડત ! હું જુવાનીમાં જેવી હતી એવી મને ફરીથી એ અત્યારે જોઈ શકત !

મજૂર વાદ્ય વગાડે છે. ખેડૂત અને તેની સ્ત્રી નાચે છે.

ડોશી : [ વચમાં આવે છે ] આ તે કાંઈ નાચ કહેવાય ? જુઓ, હું તમને બતાવું. [ નાચે છે ] આમ નચાય. પહેલાં આમ અને પછી આમ. સમજ્યા ?

દાદા વાસણ પાસે જાય છે. ચકલી ફેરવે છે અને દારૂને જમીન ઉપર ઢોળાઈ જવા દે છે.

ખે૦ : [ દાદા તરફ ધસે છે ] અરે ઘરડા ગદ્ધા ! આ તું શું કરે છે ? આટલી સરસ ચીજ ઢોળી નાખે છે ? ખસ બુઢ્ઢા ! [ તેને ધક્કો મારે છે અને પ્યાલો ચકલી નીચે ધરે છે ] તેં બધો ખાલી કરી નાખ્યો !

દાદા : આ વસ્તુ ખરાબ છે, સારી નથી ! ઈશ્વરે તને સારો પાક તારે અને બીજાને ખાવા માટે આપ્યો છે. પણ તેં એ અનાજમાંથી શેતાનનું પીણું બનાવ્યું. એથી કશું ભલું થવાનું નથી. આ ધંધો છોડી દે, નહિ તો તું પાયમાલ થઈશ અને બીજાને ખરાબ કરીશ ! તું આને પીણું ધારે છે ? આ તો આગ છે !–તમને બધાને બાળી નાખશે !

ચૂલામાંથી એક સળગતું લાકડું લે છે અને ઢોળાયેલા દારૂ સળગાવે છે. ધૂણનો ભડકો થાય છે. તેઓ બધા ભયભીત થઇને જોઇ રહે છે.

અંક ચોથો પૂરો

બીજા ત્રણ ડોસાઓ પીએ છે. મુખ્ય શેતાન ચૂલામાંથી બહાર આવે છે. મજૂર જાય છે અને એની પાસે ઊભો રહે છે.

મ૦ : [ સરદારને ] જુઓ હવે શું થાય છે તે. હું એ સ્ત્રીને મારા પગ વતી પાડી નાખીશ અને એનાથી દારૂ ઢળી જશે. પહેલાં એ એનો છેલ્લામાં છેલ્લો રોટલાનો ટુકડો આપતાં અચકાતો ન હતો, પણ હવે એક દારૂના પ્યાલા માટે એ શું કરે છે તે જુઓ.

ખે૦ : [ સ્ત્રીને ] ચાલ ત્યારે, ફરીથી પ્યાલા ભર અને વારાફરતી બધાને આપ. પહેલાં, આ આપણા મિત્રને. પછી માઈકલ દાદાને.

સ્ત્રી પ્યાલો ભરે છે અને ટેબલની આજુબાજુ ફરે છે. મજૂર વચમાં પગ નાખી તેને પાડી નાખે છે. અને તેનો પ્યાલો ઊંધો વળી જાય છે.

**સ્ત્રી :** અરે તારું ભલું થાય, તેં તો ઢોળી નાખ્યો! તું વચમા આડો શું કરવા આવે છે? તારું નખ્ખોદ જાય!

ખે૦ : [ સ્ત્રીને ] શું કર્યું! કેવી જંગલી છે! તારી આંગળીઓ તો અંગૂઠા જેવી છે અને બીજાને ગાળો દે છે. જુઓ તો ખરા, કેવી સરસ ચીજને એ જમીન ઉપર ઢોળી નાખે છે.

**સ્ત્રી :** મેં કાંઈ જાણીજોઈને ઢોળ્યું નથી.

ખે૦ : જાણીજોઈને જ ઢોળ્યું છે. હું આવું ત્યાં સુધી જરા ઊભી રહે. પછી જમીન ઉપર દારૂ કેમ ઢોળાય છે એ હું તને બતાવું. [ મજૂરને ] અને તું ગદ્ધા! ટેબલની આજુબાજુ શાનો કૂદ્યા કરે છે. તને શેતાન રાખે!

સ્ત્રી ફરીથી પ્યાલા ભરે છે અને બધાને આપે છે.

મ૦ : [ ચૂલા આગળ પોતાના સરદાર પાસે જાય છે ] તમે જોયું ને? પહેલાં એ તેનો ટુકડો આપતાં પણ નો'તો અચકાતો અને હવે દારૂના પ્યાલા માટે તેણે તેની સ્ત્રીને માર્યો જેવું કર્યું અને મને શેતાનની પાસે એટલે આપની પાસે મોકલ્યો.

**મુખ્ય શેતાન :** સરસ! ઘણું સરસ! મને સંતોષ થયો છે!

મ૦ : હજી જરા જુઓ તો ખરા! તેમને આટલો શીશો ખાલી કરવા દો અને પછી શું થાય છે એ તમે જોજો. અત્યારથી જ તેઓ એકબીજાને માખણ લગાડવા મંડી પડ્યા છે, અને થોડા વખત પછી તેઓ શિયાળવા જેવા લુચ્ચા એકબીજાની ખુશામત કરવા માંડશે.

ખે૦ : બોલો દોસ્તો, આ મારા કામ વિષે તમારો શો અભિપ્રાય છે? મારા દાદા મારી સાથે રહેતા હતા. અને હું એમનું ભરણપોષણ કર્યા જ કરતો હતો. અને હવે એ અહીંથી મારા કાકા સાથે રહેવા ગયા છે અને અમારી મિલકતમાંથી પોતાનો ભાગ લઈ મારા કાકાને આપવા માગે છે. આપ બરાબર વિચાર કરો. તમે બધા ડાહ્યા માણસો છો. અમને અમારા મામા વિના ચાલે, તો તમારા વિના ચાલે. આખા ગામમાં તમારી તોલે આવે એવું કોઈ નથી. દાખલા તરીકે, આ તમે ઈવાન ફેડોરિક! ગામમાં બધા નથી કહેતા કે, તમે સૌથી વધારે ડાહ્યા છો? અને ઈવાન ફેડોરિચ મારે મન તો, સાચું પૂછો

૧ લો ડોસો : આટલો બધો મિજાજ શેનો કરે છે ? તારું નાક હમણાં ખસેડી ન નાખું તો જોઇ લે.

ખે૦: કોનું નાક મચડાય છે તે આપણે હમણાં જોઇએ.

૨ જો ડોસો : તું તારી જાતને એવડો બધો મોટો માને છે ? તને શેતાન રાખે. હું તારી સાથે બોલીશ પણ નહિ ! હું આ ચાલ્યો !

ખે૦: [ તેને પકડી રાખે છે ] શું તમે આ મંડળી તોડી નાખશો ?

૨ જો ડોસો : મને જવા દે, નહિ તો હું કોઇને બોલાવીશ.

ખે૦: હું નહિ જવા દઉં. તમને શો હક છે કે......

૨ જો ડોસો : આ હક. [ તેને મારે છે ]

ખે૦: [ બીજા ડોસાઓને ] : મને બચાવો.

તેઓ એક બીજાને મારે છે અને બધા યે એકીસાથે બોલવા મંડી પડે છે.

૧ લો ડોસો : એ એનું કારણ ! કારણ એનો અર્થ એ છે કે આપણી બધાની પીવાની મંડળી જામી છે !

૨ જો ડોસો : હું બધી ગોઠવણ કરી આપી શકું એમ છું.

૩ જો ડોસો : થોડુંક વધારે પીણું લાવો.

ખે૦: [ એની સ્ત્રીને ] બીજો એક શીશો લાવ.

બધા મેજની આજુબાજુ બેસે છે અને પીવા માંડે છે.

મ૦: [સરદારને] તમે જોયું ને ? વરુનું લોહી તેમનામાં ચઢી આવ્યું અને તેઓ વરુ જેવા વિકરાળ થઇ ગયા છે.

મુ૦ શે૦ : બહુ અસરકારક પીણું છે. મને સંતોષ થયો છે.

મ૦ : હજી જરા થોભો. તેમને ત્રીજો શીશો ખાલી કરવા દો. હજી યે વધારે મઝાનું થશે.

અંક પાંચમો પૂરો

## અંક ૬ ઠ્ઠો

એક ગામડાની શેરી. જમણી બાજુએ કેટલીક ડોશીઓ લાકડાઓ ઉપર દાદા સાથે બેઠી છે. મધ્યમાં સ્ત્રીઓ, છોકરીઓ અને છોકરાઓનું કુંડાળું છે. નૃત્યનું સંગીત ચાલે છે અને તેઓ નાચે છે. ઝૂંપડામાંથી ઘોંઘાટ અને પીધેલા માણસોનું બૂમરાણ સંભળાય છે. એક ઘરડો માણસ બહાર આવે છે અને પીધેલા અવાજે ઘાંટા પાડે છે. ખેડૂત તેની પાછળ આવે છે અને તેને પાછો લઇ જાય છે.

દાદા : અરે ? શા ધંધા ચાલે છે. શા ધંધા ?...અઠવાડિયાના દિવસોમાં કામ કરવું અને રવિવાર આવે ત્યારે નાહી ધોઇ સ્વચ્છ થવું, ઘોડાનો સામાન સાફસૂફ કરવો અને ઘડીભર આરામ લેવો અને કુટુંબની સાથે બેસવું–અથવા તો જરા બહાર ફરવું ફરવું અને ઘરડાંઓ સાથે ગામનાં કામકાજ સંબંધી વાતો કરવી—હું તો ધારતો હતો કે, આનાંથી વધારે આપણે શું જોઈએ ? અથવા તો તમે જુવાન હો તો કાંઈ રમતો રમો. આ પેલાં ત્યાં રમે. એમને જોઇને આનંદ થાય છે. એ બધું મઝાનું અને સારું લાગે છે. [ ઝૂંપડામાંથી બૂમો સંભળાય છે. ] પણ આ ? આ શું કહેવાય ! આ તો માણસોને ઊંધે રસ્તે લઇ જાય છે અને શેતાનોને ખુશ થવાનું કારણ આપે છે ! અને આ બધું વધારે પડતું ખાવાનું હોય એનું પરિણામ છે.

## પત્ર ૨૨ મો

### ન્યૂ ઇંગ્લેન્ડનો મિલઉદ્યોગ

અમેરિકામાં મિલઉદ્યોગનું ઉદ્‌ભવસ્થાન બોસ્ટનની આસપાસનો મુલક ન્યૂ ઇંગ્લેન્ડ અને ર્‌હોડ આયલેન્ડ. આજે તો અહીંઆ અસંખ્ય મિલો છે અને તેઓ જાતજાતનું કાપડ વણીને દેશમાં અને દેશ બહાર પૂરું પાડે છે.

દરેક મિલની મૂડી દશ લાખથી માંડીને ૩ કરોડ રૂપિયા જેટલી છે અને તે ઘણી ખરી અમેરિકનોની માલિકીની છે. થોડીક મિલો એવી પણ છે જેનો વહીવટ હજી અંગ્રેજો કરે છે પણ ઘણાખરા શેરોની માલિકી અમેરિકનોની છે.

આ મિલઉદ્યોગને મદદ કરવા માટે માસાચ્યૂસેટ્સ સ્ટેટ ( Commonwealth of Massachusettes ), તરફથી બે મોટી કોલેજો ચાલે છે. એકનું નામ લોવેલ ટેક્સ્ટાઇલ સ્કૂલ ( Lowell Textile School ), બીજીનું નામ ન્યૂ બેડફર્ડ ટેક્સ્ટાઇલ ઇન્સ્ટીટ્યૂટ ( New Bedford Textile Institute ). પહેલી અહીં બોસ્ટનથી ત્રીસેક માઇલ દૂર છે. આ બન્ને શાળાઓ દિવસ અને રાત્રિ બન્ને વખત ચાલે છે. દિવસની શાળામાં દાખલ થનાર વિદ્યાર્થી હાઇસ્કૂલનો મેટ્રિક્યુલેન્ટ હોવો જોઇએ એવું બંધન છે; રાત્રિને માટે એવું બંધન નથી. આને લીધે મિલોમાં કામ કરનાર મજૂરો રાત્રિશાળામાં દાખલ થાય છે અને જે વિષયનું પ્રમાણપત્ર મેળવવું હોય તે વિષયનો જ ખાસ અભ્યાસ કરે છે. પૂરેપૂરા વિષયો લેનારને ડીપ્લોમા મળે છે અને એને વાર્ષિક ૩૦૦ ડોલર ( આશરે ૮૦૦ રૂપિયા ) ફી ભરવી પડે છે. આ શાળામાં તેઓ મિલઉદ્યોગને લગતા તમામ વિષયો શીખવે છે જેમકે કાપડની બનાવટ, રંગામણ, બ્લીચીંગ વગેરે. તે ઉપરાંત હિસાબ-કિતાબના અને વેપારવહીવટ ( *Business Administration* ) ના વર્ગો પણ ચલાવે છે. સાંભળવા પ્રમાણે આ બન્ને શાળાઓ આ વિષયમાં પ્રથમ પંક્તિની મનાય છે, અને આપણે ત્યાંથી આવનાર હિંદીઓ આ બેમાંથી જ એક શાળા પસંદ કરે છે.

હમણાં મારા મિત્ર શ્રી. ક્ષિતિશ્ચંદ્ર બિશ્વાસ જેઓ M. I. T. ની ટેક્સ્ટાઇલ લેબોરેટરીમાં રીસર્ચ એસોસિયેટ તરીકે કામ કરે છે તેમને તેમના એક વિદ્યાર્થી પોતાની મિલ જોવા લઇ ગયા. આ વિદ્યાર્થી એ મિલના મેનેજર યાને સુપરિન્ટેન્ડેન્ટ છે. પોતે અમેરિકન છે અને આશરે ૫૫ વરસની તેમની ઉમ્મર છે પણ શોધખોળ ખાતામાં આવી પોતાનું જ્ઞાન વધારતાં તેમને જરા યે શરમ કે આંચકો આવતો નથી. તેમની મિલ અહીંઆથી ૫૦ માઇલ દૂર છે ( Harris, West Warwick, Rhode Island ). વર્ગોમાં હાજર થવા તેઓ પોતાની મોટર લઇ અહીંઆ આવી જાય છે. તેમની મિલનું નામ Interlaken Mill. તેની મૂળ માલિકી અંગ્રેજની છે, પણ વહીવટ અમેરિકનોનો છે. આ કંપનીની બીજી

ફુવારા સાથે ગરમ અને ઠંડા બન્ને પાણીની નળીઓ જોડેલી હોય છે અને બન્નેના કૉર્કને ફેરવવાથી મનપસંદ ટાઢું કે ગરમ પાણી થઇ શકે છે. ટૂંકામાં, મેળવણુ કે ઉમેરણુ એની મેળે જ થઇ જાય છે.

રસોડામાં રાંધતી વેળા રાંધનારીને ધૂમાડો ખાવો પડતો નથી, પણ ધૂમાડાને બદલે ગેસ ખાવો પડે છે. પણ આ ગેસ ઝેરી ગેસ હોતો નથી એટલે ગેસનું નામ સાંભળી બીવાની જરૂર નથી. સાધારણુ રસોઇ આ ગેસના ચૂલા વડે અડધા કલાકમાં જ તૈયાર થઇ જાય છે.

પણ આ તો માત્ર ઘરની વાત કરી. વિજળીના દીવા અને ગેસનું બિલ જુદું ભરવું પડે છે – જો કે તેનું ખર્ચ અહીંઆ ઘણું જ ઓછું હોય છે.

ઘર બહાર મજૂરોને માટે કંપની તરફથી મોટું આલેશાન મકાન બાંધેલું છે. આ મકાનમાં તેઓ નાચ પાર્ટીઓ ગોઠવે છે, પાનાની રમતો રમે છે, નાઇટ પિન્સ, બેડમિંગ્ટન વગેરે પણ રમે છે અને પુસ્તકો અને વર્તમાનપત્રો પણ એ મકાનમાં જ વાંચે છે. મજૂરો અને તેમનાં બાળકો માટે નાનકડો સીનેમા પણ આ મકાનમાં જ ગોઠવેલો છે અને જુદે જુદે દિવસે જુદા જુદા બોધપ્રદ વિષયો પરની વ્યાખ્યાનમાળા પણ ત્યાં જ થાય છે. દરેક મજૂરને ઘણુંખરું પોતાનો રેડિયો પોતાના બંગલામાં જ હોય છે છતાં અહીંઆ પણ એક મોટા રેડિયા ( Loud Speaker )ની ગોઠવણુ કરેલી છે. ટૂંકામાં, આ મકાન મજૂરોની સામાજિક પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન છે અને નાનામાં નાના નોકરોથી માંડીને મોટામાં મોટા ઑફિસરો સુદ્ધાં ભાગ લે છે, કારણુ કે અહીંના સમાજમાં આપણા સમાજની માફક ઊંચનીચના કૃત્રિમ ભેદોને અવકાશ નથી.

આ મકાન ઉપરાંત મજૂરોના રમતગમતના સાધન માટે એક અલાયદું જીમખાનું છે. તેમાં તેઓ બેઇઝ બૉલ ( Base-ball ), બાસ્કેટ બૉલ, સ્કવેશ વગેરે રમે છે અને બહારના મેદાનમાં ફુટબૉલ, હૉકી, ટેનિસ વગેરે ખેલે છે. મજૂરો અને તેમનાં બાળકોની અંદર હરિફાઇ (મેચીઝ) થાય છે અને ઇનામો વહેંચાય છે. શનિવાર અને રવિવાર આવા પ્રસંગો માટે ખાસ અનુકૂળ થઈ પડે છે.

મજૂરોની એક ખાસ અલાયદી સેવિંગ્સ બેન્ક છે. એક કોઓપરેટિવ બેન્ક છે જે મજૂરોને, યોગ્ય શરતે નાણાં ધીરે છે. આ ઉપરાંત એક જુદો સ્ટોર પણ છે. ટૂંકામાં, મિલ એ માત્ર કારખાનું નથી પણ એ આખી સંસ્થા છે, કહો કે એક આખું ગામડું છે. જેવી રીતે એક ગામમાં રહેનાર માણસને બહારનાં ગામો પર ઝાઝો આધાર રાખવો પડતો નથી તેમ મિલમાં રહેનાર મજૂરને બહારની ચીજો પર બહુ આધાર રાખવો પડતો નથી. તે માંદો પડે તો તેને માટે મિલમાં જ ઇસ્પિતાલ છે. તેમાં સરસમાં સરસ ડૉક્ટર અને નર્સો ખડે પગે તૈયાર હોય છે. ઘણીવાર તો ડૉક્ટર કરતાં નર્સ નાનાં દર્દોની ચિકિત્સા વધારે ત્વરાથી કરે છે અને આપણે ત્યાંની નર્સોમાં જે દયાભાવ નથી તે અહીં હરદમ જોવામાં આવે છે. તેમનો ખુશમિજાજ તેમના નિયમપાલનને વધારે દઢ બનાવે છે અને ઇસ્પિતાલ છોડતાં પહેલાં નર્સોની સાથે તમે એટલા હળી ગયા હો છો કે તે છોડતાં તમને, તમે મૈજૂર ન હો તો પણ દુઃખ થાય, એવી તેમની માયાળુતા છે. મારા એક મિત્ર ઇસ્પિતાલની બહાર કરતાં ઇસ્પિતાલમાં હોય છે ત્યારે વધારે ખુશમિજાજ રહે છે અને ત્યાં બહાર કરતાં ખાય છે

ઓરડાની હવા Automatic Humidity Regulator વડે બરાબર ૭૦° F. ( ફેહરનહાઈટ ) કરી નાખવામાં આવે છે અને જુદી જુદી માત્રાનો ભેજ આપી બે કલાક સુધી એ નમૂનાઓને ફેરવે છે. ૬૫ ટકા regain એ અહીંનો માપ ( standard ) છે. આ પ્રમાણેની વિધિ કર્યા પછી એ કાપડનું ટકાઉપણું તપાસવા ( abrasive resistance ) એક સાદા યંત્રમાં તેને તપાસે છે. આ યંત્ર નવી જાતનું છે અને તે મોટરથી ચાલે છે. કેટલું વજન કાપડ ઝીલે છે તે એ નક્કી કરે છે. તે પરથી તેનો આવરદા પણ નક્કી થાય છે. સારી હવામાં કસોટી કર્યા પછી ૧૦૦ ટકા સુધીનો ભેજ આપી કાપડના નમૂનાની તેઓ આ રીતે તપાસણી કરે છે, અને ટકાઉપણાની દૃષ્ટિથી સૌથી સારું પ્રમાણ જે લાગે તે નક્કી કરે છે. જો તે માટે ઓરડામાં ઠંડી હવાની જરૂર લાગે તો તે માટે એક પંખો હોય છે અને તે ઠંડી હવા ફરતી કરે છે.

આ ઉપરાંત મિલોમાં વપરાતા બોબિનને તેઓ કસોટીએ ચઢાવે છે, નમૂનાવાળું બોબિન કેટલું વજન ઝીલી શકે છે તેનું માપ તેઓ કાઢે છે અને એ રીતે તેનું Crushing point નક્કી કરે છે. સૌથી વધારે વજન ઝીલનાર બોબિનનું લાકડું તેઓ મગાવે છે અને તેમાંથી જ તેઓ બોબિન બનાવરાવે છે.

જુદા જુદા વણાટનો stretch ( Utility Coefficient ) પણ તેઓ આ રીતે જ કાઢે છે, અને થોડીક આંકડાની ગણતરી કરી તે નક્કી કરે છે.

આજે આ દેશમાં ઘણા ડિપાર્ટમેન્ટ સ્ટોર્સ ચાલે છે. તેઓ છૂટક અને જથાબંધ મિલોનો માલ વેચે છે. તેમણે આવા તપાસણી યંત્રો પોતાના સ્ટોરમાં દાખલ કરી દીધા છે અને માલના નમૂનાની તપાસણી કર્યા પછી જ તે ખરીદે છે. આવાં યંત્રો ખૂબ ખપતા હોવાને લીધે તેની કિંમત અહીંઆ વિશેષ પડતી નથી.

મેં ઇન્ટર લેકન મિલ વિશે ખૂબ માહિતી આપી. બીજી તેવી જ પ્રખ્યાત મિલ વામસુત્તાની (Wamsutta Mills) છે. એની મૂડી લગભગ દોઢ કરોડ રૂપિયા જેટલી છે, અને એ ન્યૂ બેડફર્ડમાં સૌથી અપ-ટુ-ડેઇટ મિલ ગણાય છે. તેનો મુખ્ય ઉપાડ વહાણોના સઢના કાપડનો છે. આ મિલનું Sailing Cloth પ્રથમ નંબરનું ગણાય છે. આ ઉપરાંત તે ચાદરો અને ઓશિકાંના ગલેફો પણ કાઢે છે ને ઠેઠ હિંદુસ્તાન સુધી તેનો માલ જાય છે. તેના મજૂરોને માટે પણ ઇન્ટર લેકન મિલ જેવી જ તેણે સગવડ કરી છે.

બીજી અનેક મિલો છે પણ તે જોવાનો મને હજી સુધી પ્રસંગ મળ્યો નથી. આટલી જે માહિતી મેં આપી છે તે ક્ષિતિશચંદ્ર બિશ્વાસ પાસેથી મેળવી છે. તેઓ એ વિષયના ખાસ અભ્યાસી છે અને જેમને વિશેષ માહિતી જોઈતી હોય તેમણે Mr. Biswas, C/o M. I. T. Cambridge Mass, U. S. A. એ સિરનામે લખવાથી તેઓ પૂરી પાડશે. કોઇ તપાસણી યંત્રના બ્લ્યૂ પ્રિન્ટ જોઈતા હશે તો તે પણ તેઓ પૂરા પાડશે, કારણ કે આજે રીસર્ચ ખાતામાં તેમને કેટલીક સગવડ મળી છે અને તેનો લાભ આપણા હિંદી ભાઈઓ લે એમ હું ઇચ્છું છું. અહીંના લોકો શોધખોળ પાછળ અને ચોકસાઈ પાછળ જે પૈસો ખર્ચે છે તે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ઊગી નીકળે છે. આપણે ત્યાંના મિલ એજન્ટો સુધારાવધારા કરવા પાછળ કાંઇક મહેનત કરે એ આશાએ આ લેખ લખવા પ્રેરાયો છું. બાકી આપણા મજૂર ભાઇઓના મોમાંથી અહીંના મજૂરોની સ્થિતિ જાણી પાણી છૂટશે, પણ તે આપણે ત્યાં આવતાં હજુ વર્ષો લાગશે. પ્રભુ કરશે તો એ દિન હવે બહુ દૂર નથી.

નંદલાલ મ. શાહ

હરદ્વારની ટિકીટ કપાવી. બીજે દિવસ સવારે હરદ્વાર આવ્યું. આ પ્રદેશમાં અગાઉ બે ત્રણ વાર હું પર્યટન કરી ગએલો. હરદ્વાર જેવા ખીચડી સ્થળમાં કાકાને કયાં મળીશ એ વિચારે હું એટલો તો મૂંઝાયો કે હું સ્ટેશને ઊતરવાને બદલે ગાડીમાં બેસી જ રહ્યો. કોણ જાણે કઇ અદષ્ટ પ્રેરણાથી હું હૃષિકેશ ઊતર્યો તે આજસુધી હું સમજી શકયો નથી.

૨૦ મી એપ્રિલે સવારે દશવાગે હૃષિકેશ ઊતરી સીધો બાબા કાળીકમળીવાળાની ધર્મશાળામાં હું ગયો, અને મહંતને રૂપરંગની ઓળખ આપી કાકા સંબંધે પૂછ્યું. મહંતે સર્વજ્ઞની છટાથી તુરત ઉત્તર વાળ્યો કે "વહ યાત્રી તો બદ્રીનારાયણ ગયે।" કાકા સાથે એક મોટી કાળી ટ્રંક હતી, અને બદ્રીનારાયણ આવા સામાન સાથે જવાતું નથી એટલે યાત્રીની આ પેટીની ભાલ મેળવી આપવા મેં મહંતને કહ્યું. મહંતે બપોર પછી બધી તપાસ કરી આપવા વચન આપ્યું.

પણ મારી મૂંઝવણનો પાર નહોતો. વિચારશૂન્યતાને પરિણામે મને તાત્કાલિક તો ખાઇ પરવારી લેવાનું જ સૂઝયું. અને હું એક હલવાઇની દુકાનમાં ખાવા બેઠો. પૂરી બે મિનિટ નહિ થઇ હોય તેટલામાં તો વર્ષોથી પરિચિત એ ઘેરો અવાજ મેં સાંભળ્યો. ખુલ્લું બદન, અડધું બીનું ધોતિયું, માથે બીનું પંચિયું અને બગલમાં પેલી રૂપાના હાથાવાળી છડી–એમ સામે ફ્રુટવાળાની દુકાને કંઈક લેતા મેં કાકાને જોયા.

કાં તો કોઈ દિવસ આમ બજારમાં ખાવા નહિ બેઠેલ તેથી એમની સન્મુખ થવાની બીકે, કાં તો ઇષ્ટપ્રાપ્તિ થતાં કવચિત્ બુદ્ધિ બહેર મારી જાય છે તેવા સંમોહથી, મને બૂમ મારવી સૂઝી જ નહિ.

હું બેઠો હતો તે દુકાન કાળીકમળીવાળાની ધર્મશાળાના શ્રી ગંગાજી તરફના મુખ્ય પ્રવેશ-દ્વારની સામે જ હતી. દરવાજાની લગોલગ ફ્રુટવાળો બેસતો. હું ઊઠી હાથ ધોઇ તરત જ ફ્રુટવાળા કને પહોંચ્યો. કાકા નહોતા. તે કયાં ગયા તે બાબત મેં ફ્રુટવાળાને પૂછ્યું. તેણે કહ્યુંઃ "આ વૃદ્ધ શા યાત્રી રોજ સવારે મારી કને ફ્રુટ લેવા આવે છે, હમણાં જ કેળાં લઈ સીધે રસ્તે (ઉત્તર તરફ) ગયા." મેવાવાળાએ એટલું તો ખાત્રીથી કહ્યું કે આ યાત્રી કાળીકમળીની ધર્મશાળામાં તો નહોતા જ ઊતર્યા, કારણ અંદર જતા–આવતા તે જોતો જ નહિ.

તરત જ હું કાળીકમળીના મહંતને મળ્યો અને બધી હકીકત જણાવી. યાત્રીએ જગા બદલી જ હશે તે સંબંધે હવે સંદેહ નહોતો. મહંતના માણસ સાથે ત્યાંની બધી ધર્મશાળા હું ફર્યો. બધી એટલે બે ચાર નહિ—આ ગામમાં ધર્મશાળા એ જ ઘરો સમજો, અને યાત્રાળુઓ એ જ વસ્તી. એટલે ધર્મશાળાઓ જોવી એટલે ઘરેઘર જોવું. પાંચેક વાગ્યા સુધી ભટકયો, થાકયો, નિરાશ થયો, અને વળી પાછો કાળીકમળીના મહંતની સલાહ લેવા ચાલ્યો.

એ જ કાળીકમળીવાળાનો આગળનો દરવાજો, એ જ ફ્રુટવાળો, અને એ જ બાપુજી ! પેલા ફ્રુટવાળાએ કાકાને કહેલું કે કોઇ તમને ઢૂંઢે છે, અને ગંગા કિનારા તરફ હમણાં જ ગએલ છે. મને ખોળવાને બદલે મેવાવાળાને ત્યાં જ મારી રાહ જોવી તે ઇષ્ટ સમજ્યા. કેટલા કલાક બેઠા હશે ?

હું મળ્યો, અમે મળ્યા. કાકાએ સાનંદાશ્ચર્યથી મારી સામે જોતાં જ "છોટુ !" એટલું જ કહ્યું અને પછી ફ્રુટવાળાને મારી ઓળખાણ કરાવીઃ "**मेरा भतीजा है। बरसे मुझे मिलनेको आया है। दो तीन रोज रहेगा।**" મને તો કશું બોલવાનો

"પરદેશમાં સેંકડો માઇલ દૂર રહેવા છતાં યે અહીં કાકાને જરા યે કષ્ટ નથી. માણસો બહુ જ ઓછી બક્ષિસથી, જોહુકમી ખુશીથી ઉઠાવે છે. મુંબાઇમાં બ્રાન્ડન કે પીયર્સમાં ચાર છ આનાની ચ્હા પછવાડે આપણે ઘણી યે વાર બેચાર આના ટીપ આપી હશે. હોસ્ટેલમાં પેલા બાલુને અવારનવાર ચાર આઠ આના આપતાં છતાં યે એ જ ચાંડાલ બાલુ—ના કામ ઉપર વધારે ધ્યાન આપતો. આથી ઘણે ઓછે ખર્ચે કાકાનું બધું કામ સંતોષપૂર્વક થાય છે. તેમજ અહીં living ઘણું સોંઘું છે. લીલો મેવો કાકાનો મુખ્ય આહાર છે. બાપુજી શાક પોતે જ બનાવે છે, ક્યારેક બાટી પણ બનાવે છે. કાલે તો શીખંડ બનાવેલો.

"આ બધું લખવામાં મારો કશો ખાસ આશય નથી. કાકાનું જીવન અહીં સુખી છે, એમને કષ્ટ જરા યે નથી એવી મારા પર પડેલી છાપ માત્ર પ્રતિબિંબિત કરું છું. આવા પ્રખર તાપમાં કાઠિયાવાડમાં રહેવા કરતાં, હિમગિરિની તળેટીમાં ગંગા તટે ચઢી, ખુશનુમા અને સુખાકારી આબોહવામાં થોડા દહાડા વિતાડવા આપણે પણ પસંદ કરીશું. તો કાકા તો જરૂર આ કળા, અને આ પ્રકૃતિ લાલિત્યને ઘણું વધારે પ્રીછશે એમાં જરા યે શક છે? વર્ડ્ઝવર્થ અને બાયરનની મુસાફરીઓ તો મશહૂર છે. તો એમની આ પહેલી જ આગ્રા ને કાશ્મીરની મુસાફરી પણ એટલી જ મશહૂર શું નહિ લેખાય?

"ફરી કહું છું કે આમાંનું કશું જ હું પાંડિત્યના પાઠ આપવા નથી લખતો. બાપુજીએ મને બધી વાતો કહી છે, બધું બતાવ્યું છે. કાલે રાત્રે એક વાગ્યા સુધી વાતો કરી. અને એમની તબિયત પૂરતા નચિંત કરવા જ આ તમને લખું છું. વળી મેં આ બધું જોયું છે, અનેકવાર જોયું છે. અને આ બધાની મને કદર છે–કદર તો તમને મારા કરતાં યે વિશેષ છે. તમારી સૌમ્ય વિચારશ્રેણી કે મુનિભાઇનું કલા–વૈવિધ્ય આ સૌન્દર્યને, એ કલાને, અને વ્યાપક એ કુદરતને જરૂર વધારે પ્રીછશે. હું આમ ફરતો, ભટકતો ત્યારે તમને મારી મીઠી અદેખાઇ થતી. શા માટે? એ અનુભવ–એ દશ્યો–અને એનાં સંસ્મરણોથી પરિણમતો આનંદ તમે કલ્પી શકતા તેથી. અને આ જ આશયથી બાપુજી આમ બે ચાર સ્થળો ફરે તેમાં આપણે મુંઝાવું શાને? ઠાકોરનું "મંગળ બ્રહ્મ પ્રવાસી" ફરી યાદ આપું?

"કાકાના પ્રવચનનો એક પ્રસંગ લખીશ. આપણે નાના હતા ત્યારે પેલા ઢોલિયા પર બેઠા બેઠા બાપુજી આપણને ઇસપની વાતો યા એન્ડરસનની ફેરી ટેઇલ્સ સંભળાવતા તે યાદ છે? મૂળ વાતો અંગ્રેજી હોવા છતાં, એકપણ શબ્દ અંગ્રેજી વાપર્યા વગર કેવા સરળ ગુજરાતીમાં, જાણે (પેલા વૉલસેટને તેજે) ગુજરાતીમાં જ વાંચતા હોય તેમ સંભળાવતા! એવા જ પ્રકારનાં એમનાં અત્રેનાં પ્રવચનો. એ એમની મેળે જ વાંચતા હોય, અને અન્ય યાત્રીઓ સાંભળે ને સમજે. કાકાએ મને એક પ્રસંગ કહ્યો તે લખું.

"મસ્તાનગિરિ કરીને એક કાશ્મીરી બાવો બાપુજીનો ચેલો થયો છે. જન્મથી પોતે ખાનદાન કુટુંબનો હશે. કોઇક અવસરના પલટાએ એને સાધુ બનાવ્યો. બિલકુલ ભણેલો નહિ. હવે એને પોતાની અવિદ્યા માટે પશ્ચાત્તાપ થાય છે. કાકા પાસે ગીતાજી પઢે છે. 'ધર્મક્ષેત્રે' નો શ્લોક તો મોઢે પણ કરી નાંખ્યો છે. શું એની ભણવાની ઇન્તેઝારી! એકાદ બેવાર એ શ્લોક કાકા પાસે આવી ઉચ્ચારની અશુદ્ધિઓ સાથે બોલી ગએલો. અમે જતા હતા ત્યારે ફરી આવી બન્યો તેટલો શુદ્ધ બોલી ગયો. એની શીખવાની ધગશ અપરિમિત લાગી. એ બાવાના લલાટમાં નૂર છે, આંખમાં ચમક છે, મુખાકૃતિમાં તેજ છે. એની સાથે જ

'અમે ગંગા કિનારે બેઠા. શું વિશાળ પટ! ઉપર સુહાગન ચન્દ્રિકા ચમકતી હતી. ગંગાનાં નિર્મળ નીર એથી યે વધુ ચમકતાં. અને કાંઠા પરની રૂપેરી રેતી સૌથી વધુ ચમકતી. વણિગૌપ્ય-પ્રેમથી યે વધારે હેતે કાકાએ એ રેતીથી રમવા માંડયું. રેતીના ઢગલા પગ પર ચડાવતા જાય, ખેરતા જાય, અને કવચિત કોઇ સુંદર પત્થર મળી આવે તો મને બતાવે. ગંગાના પટથી યે વિશાળ એ હૃદયની શું બાલ્ય નિર્મળતા! ગંગાનાં ગભીરનીર સમી શું શાન્તિ! ઉત્તરમાં ટેકરાઓ અને પહાડોની ભવ્યતા અનેરી હતી. વૃક્ષરાજિનાં વનોએ પર્વતમાળાને ચારોમેર આચ્છાદી દીધી હતી. દૂર દૂરથી હિમાદ્રિના ભીષણ કોતરોમાથી નીકળતી ગંગાનો અવાજ-વનરાજના હુંકારને હંફાવે તેવો, ઉદ્દ્ભવસ્થાને રૌદ્ર છતાં યે-કોઇ ગહન, અગમ્ય, અતીવ મધુર ટંકાર જેવો સંભળાતો હતો. તત્ક્ષણ એવી જ મધુરતા મેં બીજે સ્વરૂપે અનુભવી. કાકા ધીમે સ્વરે "શરદ પુનમની રાત" ગાતા હતા. એ ગહન, અગમ્ય, વ્યથિત માનસ-હૃદય-અમારે માટે કેટલું કોમળ-કેટલું મધુર હતું!

સાડા બાર થયા. અમે ઊઠયા. સામે જ રામાશ્રમ હતો. રામાશ્રમના મહંત કોઇ સંસ્કારી, વિદ્વાન પુરુષ હતા. હું ટાંગો ગોતવા ગયો. કાકા આશ્રમને ઓટલે બેઠા. પાંચેક મિનિટ બાદ આવીને જોઉં છું તો કાકા અને પેલા મહંત આશ્રમના મુખ્ય ખંડમાં ધાર્મિક ચર્ચા કરતા હતા. બે પથારીઓ થઇ ગએલી. અને રાતવાસાની આશ્રમમાં જ મેં બધી સગવડ નિહાળી. ટાંગાવાળો ગયો તે ઠીક જ થયું એમ મને કાકાએ કહ્યું, અને સુઇ જવાની છૂટ આપી. સવારે ઊઠયો ત્યારે જોયું કે એ ઓરડો રામાશ્રમનું વાંચનાલય હતું, અને રાત્રિ દરમિયાન બન્ને સમાનધર્મી વિદ્વાનોએ અનેક પુસ્તકો બહાર કાઢી નાંખેલાં!

કોણ જાણે કયાંથી એ જ ટાંગાવાળો સવારે હાજર હતો. (કોઇ બીજી સ્વારી લાવ્યો હશે?) અમે પાછા વળ્યા. રસ્તામાં એક દુકાન આવી, તેમાંથી કાકાએ મને દોઢ રૂપિયાની એક ચમરી અપાવી. પણ પૈસા તો ટાંગાવાળાને રાતે આપી દીધેલા તે ટાંગાવાળાએ રાતોરાત જ કોણ જાણે કયાં ખર્ચી નાંખેલા. દુકાનદાર તરત વસ્તુસ્થિતિ સમજી જઇ બોલ્યો:
**"बाबा! आप ले जा सकते हो – दाम पहुंचा देना। मैं आपको नहि जानता मगर आदमी की मुझे परख है।**

અમે હૃષિકેશ ધર્મશાળાએ પહોંચ્યા કે તુર્ત કાકાએ બે રૂપિયામાં પેલી દુકાન સુધી જવા આવવા ટાંગો ફરી ઠરાવ્યો અને મને રૂપિયા લાવી આપ્યા. મેં ઘણો આગ્રહ કર્યો કે હું ચાલીને હમણાં આપી આવીશ, પણ દુકાનદારને જેટલા બને તેટલા ઓછા વિલંબે પૈસા પહોંચાડવા જ જોઇએ એમ કહી મને મોકલ્યો. દુકાનદાર પૈસા લઇ એટલું જ બોલ્યો કે
**"मनुष्यका चहेरा देख के ही मैं उसे बरोबर पहचान लेता।"**

બપોરે મેં વિદાય લીધી. એ જ કાળાકમળાનો પાછલો દરવાજો કે જ્યાં હું ટાંગામાં બેઠો. સામે દવાખાનામાં દર્દીઓની આવ-જા થતી હતી. હું એક દર્દી માફક જાણે દવા કરાવી જતો હતો. તુરત એક આઇસક્રીમવાળો નીકળ્યો. કાકાએ ટાંગો ઊભો રાખી મને આઇસક્રીમ ખવાડયો. આ જાણે અનુપાન હતું. મારો ટાંગો અદૃશ્ય થતાં સુધી કાકા દરવાજે ઊભા જ રહ્યા.'

મારા ઉપચારક એ કાન્ત, જીવનભર રહી. ગએલું એ દર્દ, અને એ જીવનનાં છેલ્લાં અનુપાન યાદ કરી કરીને જ હવે તો આ મરીજને આરામ સેવો રહ્યો.

કૃષ્ણદેવ હ. ભટ્ટ

૩

સુનેરી આશાઓ !
ઊડી કયાં સંતાઓ ?

અધવચ તજ્યો સાથી કુમળો,
દગાબાજી ખેલી, મૃગજળ શું રેલી પથ ભર્યો,

નકલી સુખનો સિંધુ ઊછળ્યો,
ગઈ સૌ એકેકી, નભધનુષના રંગ સરખી.

૪

હવે છેલ્લી આશા,
મહા મૈયા ! આશાઃ—

નહિ પતન આથી વધુ સહું,
મહા યજ્ઞે થાવા તિલસમ બલિ એક જ ચહું,

વિમલ જલબિંદુ બની કહુંઃ—
લિયો, મા ! સ્વીકારી, વિલય મુજ થાઓ ઉદય તું.

૫

ઊડો મારી આશા !
ઊડો છેલ્લી આશા !

બલં સકલ પાંખે ઊતરજો,
કપાતાં પાંખો યે, હૃદયનસની પાંખ કરજો,

અણનમ શિરે દુર્ગ ખુરજો
નિહાળી સિદ્ધિના, બલિ મખ સ્વતંત્રે વિસરજો.

સુન્દરમ્

બનાવવો. અને તું આ વર્ષે પસાર થા એટલે બે વર્ષે વિલાયત મોકલવા ચાહું છું. માટે તારે આવી અરાજક પ્રવૃત્તિઓમાં કશો ભાગ ન લેવો. એવો રાજદ્રોહ ન કરવો."

શરદ ચમકયો. "આઈ. સી. એસ. ? તમારે મને ગુલામ બનાવવો છે ને ? હા–પણ આપને બીજી શી ઇચ્છા હોય ? સ્વાતંત્ર્યની પ્રાપ્તિ એ દ્રોહ છે ? જે દેશમાં જીવવું છે, અને જે ખરું જીવન છે એનો દ્રોહ વધારે ભયંકર નથી ?"

"જોયું ! તારું મગજ ભ્રમિત થતું જાય છે, ત્યાંથી જ હું તને વારું છું, ત્યાંથી જ તને બચાવી લઉં એ યોગ્ય છે. હજુ તારા જીવન માટે તારા કરતાં હું વધારે જવાબદાર છું."

"હમેશ રહેશો જ. પણ છતાંય હવે મારું જીવન વાતાવરણને બળે જે તરફ વળે એ તરફ વળવા દેવું જોઇએ. એમાં તમે કશો અંતરાય નાખશો એ એને વધારે બળવાન બનાવવા જેવું થશે !"

રાવબહાદુર હવે શાંત રહી વાત કરી શકે તેમ નહોતું. એમનો મિજાજ ગયો હતો.

"વારુ ! શરદ ! છતાં મારે કહેવું પડે છે કે તારે એવી સભાઓમાં ન જવું અને અભ્યાસમાં જ મન પરોવવું."

"એ નહિ બની શકે. જ્યારે દેશનું વાતાવરણ આટલું ગરમ હોય ત્યારે હું થોથાંઓમાં માથું ઘાલી નહિ બેસી શકું......જહાન્નમમાં જાય એ આઇ. સી. એસ. I care a hang for it ! મહારાજ ! ચ્હા લાવને ! કેટલી વાર !" એમ કહી શરદ ખુરસી પરથી ઊભો થયો અને મહારાજના ઓરડા તરફ વળી ચાલ્યો ગયો.

રાવબહાદુર ત્યારના ખિન્ન હતા. તેમની વ્યગ્રતા વધતી જતી હતી ! ઉપર જણાવેલ પ્રસંગ ઘણો નાનો અને ક્ષુદ્ર જણાય છે, પણ પ્રસંગની કિંમત એની રાવબહાદુરના મન પર થયેલ અસરમાં રહેલી છે. અત્યાર સુધી એમનું મન સ્વ–વર્તી જ રહ્યું હતું. પોતાની ઇચ્છા પ્રમાણે બધું કરવાની ટેવ એમણે એમના યૌવન કાળથી પાડી હતી અને પછી એમનાં બધાં કાર્યો–પરોપકારી કાર્યો–પણ એમની 'સત્તા'ની અદમ્ય ઇચ્છાને સંતોષવા પૂરતાં જ જણાતાં. પોતાના પુત્રમાં થોડો ફેરફાર એમણે અનુભવવા માંડયો હતો; પણ એ તરફ બેદરકાર રહેવા જેટલી એમણે ઉદારતા કેળવી હતી–કેમકે એમાં એમની પ્રમુખ–ઇચ્છાને કદી આઘાત નહોતો પહોંચ્યો.

રાવબહાદુર સુખી હતા. એમનાં ત્રણ પુત્રો ભણીને સારે ધંધે ચડી કમાવા લાગ્યા હતા. એ એમનાથી સ્વતંત્ર થયા હતા. શરદ તેમની સાથે હતો અને પોતાની મરજી મુજબ ભણાવવાની એમની ઇચ્છા હતી.

આ પ્રસંગે એમને ખરો આઘાત પહોંચ્યો. એ પોતાના મનને મનાવી નહોતા શક્યા. સવારથી જ આ પ્રસંગ એમના દિલ પર ચોંટી ગયો હતો. પુત્રના વર્તન તરફ જુદાં જુદાં દિલાસાકારક કારણો એમણે શોધ્યાં. પરંતુ એથી એમનો પ્રત્યાઘાત—રોષ વધતો જ ગયો.

પરંતુ રાવબહાદુરને માટે આ આઘાત અસહ્ય બન્યો એનું કારણ ઊંડું છે. રાવબહાદુરની કેટલીક મહેચ્છાઓ અને એષણાઓ અપૂર્ણ રહેલી હતી. કેટલીકને આવિર્ભાવ પણ નહોતો મળ્યો; અને એ બધી એમની સ્મૃતિમાંથી ભૂંસાઇ નહોતી ગઇ. અને એટલું એમનું જીવન ખંડિત રહે એ એમનો અત્યંત સ્વાર્થ-મગ્ન અને હઠીલો સ્વભાવ સાંખી શકે તેમ

પોતે સંન્યાસી થઈ ગયા છે. અને હવે એમને આ જગતનો કશો મોહ રહ્યો નથી. એ પરમાત્માગાં લીન થવામાં જ બધી વૃત્તિઓને યોજી રહ્યા છે. પણ કલ્પના આ ચિત્ર ઝાઝી વાર ટકાવી શકી નહિ, સાંપ્રત સ્થિતિથી એ દૂર જઇ ન શકી. એમને ઘર સાંભર્યું અને સાથે પુત્ર તરફથી આઘાત થયેલ એ દુઃખની લાગણી ફરી જાગ્રત થઇ. છતાં પેલું કલ્પનાચિત્ર ભુંસાયું નહોતું. આ દુઃખ અનુભવવા એમણે સંન્યાસી તરીકે એ કેટલા દુઃખી થશે, કેવી રીતે રખડશે, ઘર બોલાવતું રહેશે, બીજા સંબંધો આકર્ષતા રહેશે પણ એ સર્વ તરફ બેદરકાર રહી એ ચાલ્યા જશે. સંન્યાસી તરીકે જેટલાં કષ્ટ સહન કરવાં પડે એ સહન કરતા હોય એમ પોતાની જાતને કલ્પવા લાગ્યા. એમનું અંતઃકરણ એમને શાબાશી આપતું હતું 'શાબાશ! બસ, હવે વાર નથી!' પણ રાવબહાદુર વધુ ને વધુ કષ્ટની કલ્પના કરવા લાગ્યા. સહેજ દુઃખનો અનુભવ થતાં કાલ્પનિક દુઃખમાંથી પણ પોતાની જાત પર દયા ખાવાનો અને 'લેતો જા, લેતો જા,' એ પ્રકારનો ઉપાલંભ આપવાનો પ્રસંગ મળી રહે છે. આઘાતનું દુઃખ રાવબહાદુર આ રીતે અનુભવવા લાગ્યા. ફરી ચિત્તમાં—છેવટ જ્યારે એમણે બંધાનો નિસ્પૃહ વૃત્તિથી ત્યાગ કર્યો ત્યારે એમની કોઇએ ખબર પણ ન લીધી: અને પોતે એવી દશામાં મૃત્યુ પામ્યા. આ વિચાર-સરણી ભયંકર બની. રાવબહાદુરનું મન ફફડી ઊઠયું અને રડી પડયું. અરરર! આટલું બધું કષ્ટ! સંન્યસ્તના વિચારે એમના મનમાં સ્વ-દયાનો ઊભરો આણ્યો. અને રાવબહાદુર નિશ્ચેતન, દુર્બલ બની પડી રહ્યા.

હવે આગળ કશો વિચાર પણ ન કરી શકયા. પેલું ચિત્ર પણ નહોતા જોઈ શકતા. માત્ર દયાનાં નીર એમના જખમને રૂઝવવા પ્રયાસ કરી રહ્યાં હતાં.

એમનું અંતઃકરણ પાછું કોઇ નિગૂઢ ખૂણામાં મૂંગો ધિક્કાર આપતું બેસી રહ્યું.

ત્રણના ટકોરા થયા અને દ્વાર ખુલ્યું. મહારાજ ચ્હા લાવતો હતો. રાવબહાદુરની આંખ ખુલી ગઈ. એ તુર્ત સ્વસ્થ થઇ ગયા.

'મહારાજ! શરદ ભાઇને ચ્હા પીવા બોલાવજે.'

હજુ ગરમી સખત હતી, શરીરની ત્વચા બળતી હતી, પણ રાવબહાદુરનું મન સ્વદયાના ઉદ્રેકથી શાંત અને સ્થિર બની ગયું હતું.

રવિશંકર

ફો ફો કોની સહાયે? સહુ ભયવનમાં ભ્રાંતિમાં ભીરુ ભૂલ્યાં !
સંરક્ષે કોણ પક્ષે ? મરણશરણમાં લક્ષલક્ષેય ઝૂલ્યાં !
તેં તેં તે કેસરી તેં તડુકી તલપી તેં છિદ્ર છિદ્રે વિંધાવી
સંકોડી અંગ અંતે રુધિરઝરણમાં ભીષ્મશક્તિ સુહાવી !
વીરશ્રી ધન્ય એ ભક્તિ ! ધન્ય પ્રૌઢ પરાક્રમ !
અખંડોદ્દંડ સામ્રાજ્ય કેસરી વનવિભ્રમ !

છંદ—છેલ્લો અનુષ્ટુપ, બીજા નવ સ્રગ્ધરા. અહીં વિરામ વિષે જરા જુવો. સ્રગ્ધરામાં વિરામ ૭ મે ૧૪ મે અને ૨૧ મે અક્ષરે એટલે પંક્તિ છેડે રાખવાનો નિયમ છે. "વૃક્ષ ગુલ્માદિ છાય આપે 'આપે અમાપે"—એમાં પંક્તિ છેડે એટલે છાય પછી વિરામ છે ખરો? સંગીતલયને વળગનારા કહેશે, શબ્દ તુટતો નથી માટે છે; અર્થાનુસારી લયવાદી કહેશે **ન થી: છાય** કર્મ છે, પછીનો શબ્દ (પછીની પંક્તિનો પ્હેલો શબ્દ) **આપે** ક્રિયાપદ છે, અને અર્થ એટલા વેગવાળો છે કે એ બે વચ્ચે જરા પણ થોભવું અશક્ય–અસહ્ય, લયને ઘાયલ કરનારું છે, જરા પણ થોભતાં આરોહ કચળી જ જાય. સંગીતવાદ અને અર્થવાદ વચ્ચેના અનિવાર્ય મતભેદનો આ સારો દાખલો છે. સંગીતવાદી કહે છે **યતિ** શબ્દનો છંદ-શાસ્ત્રની પરિભાષામાં અમે કરિયે છિયે. તે જ અર્થ છે. અર્થાનુસારી લયને વળગનારો કહેશે, અસ્તુ, માટે જ ત્હમારી દૃષ્ટિમાં અમે કવિતાને સંગીતની દાસી કે ન્હાની બ્હેન ગણેલી જોઇએ છિયે, માટે જ અમે **યતિ** શબ્દને પણ તજીશું, વિરામ શબ્દ જ વાપરીશું. અમારી દૃષ્ટિમાં કવિતાકલા સંગીત કે બીજી કોઇ પણ કલાથી ભિન્ન અને સ્વતંત્ર છે.

પ્હેલી પંક્તિ જુવો. સંગીતવાદી કહેશે અહીં ૭ મે અને ૧૪ મે અક્ષરે શબ્દ નથી તુટતા, માટે યતિનિયમ જળવાયો છે. અર્થવાદી કહેશે, ના : અર્થ પ્રમાણે ૯ મે અક્ષરે અને ૧૬ મે અક્ષરે અલ્પવિરામો આવે છે, તે પ્હેલાં ૭ મે અને ૧૪ મે પણ અટકવું, તો અલ્પવિરામથી ઓછું અટકવું અશક્ય બેશક નથી, પણ એમ સોળ અક્ષરમાં ચાર વાર થોભતાં પંક્તિનો લય કચળે છે. એવી રચના અર્થલય અને છંદલય અન્યોન્યને પોષે એવી ન કહેવાય. તાત્પર્ય કે સંગીતવાદીઓ અર્થવાદીની ટીકા કરે છે જે ત્હમે માત્ર શિથિલતા ઇચ્છો છો, એ ટીકા પણ ખોટું આળ માત્ર છે. શિથિલતા કવિતામાં સંગીતની માગણીઓ ઘુસાડવાથી પણ આવે છે. દિગ્દર્શન માટે જ અહીં આટલું લખ્યું છે. શિખરિણી, હરિણી, મંદાક્રાંતા અને સ્રગ્ધરા જેવા સંગીતપ્રધાન છંદો કરતાં પ્રવાહી લયવાળા છંદોમાં જ લયમાં વિરામોનું મહત્ત્વ વધારે સ્પષ્ટતાથી જોઇ શકાય.

**કવિતાજાતિ**—"વિકરાલ વીર કેસરી" વિષે કવિએ જણાવ્યું છે કે ૧૬ મા લુઇના સ્વિસ ગાર્ડસની પલટણોએ ફ્રેંચ વ્યુત્ક્રાન્તિ (French Revolution) સમયે રાજભક્તિમાં આત્મબલિદાન દીધું, તેના સ્મારક લેખે લ્યુસર્નમાં સિંહપ્રતિમા સ્થાપેલી છે, તે જોતાં ઉપજેલી વિચારમાલા આ કવિતારૂપે રચાઇ. મતલબ કે આ અન્યોક્તિ કાવ્ય છે. તો "શાંત સ્વસ્થ કેસરી" એ કાવ્યને એની સાથે વાંચતાં એને પણ અન્યોક્તિ કાવ્યના વર્ગનું ગણી શકાય એમ છે. અને અન્યોક્તિ કાવ્ય અમુક દર્શન બનાવ કે વ્યક્તિ ઉપરથી ભલે સ્ફુર્યું હોય, કવિની વાણી કેટલીક વાર તેણે લક્ષેલા વ્યંગ્યાર્થ કરતાં વધારે વિશાલ અર્થને પણ સ્પર્શે છે. અહીં સિંહના ગર્ભિત ઉપમાન કે લક્ષ્ય લેખે સ્વિસ ગાર્ડસની સેનાને ઠેકાણે કોઇ મહાપ્રજાને પણ લઇ શકાય. આમ લેતાં કવિતાનું અર્થગૌરવ વધે છે, અને બંને કૃતિ અન્યોન્ય સંકળાઈ જાય છે. બીજી લખતાં પ્હેલી કર્તાને સાંભરતી હતી એ તો દેખીતું છે.

ઉપર સૂચવ્યા પ્રમાણે મહાપ્રજાની સુલેહશાંતિની અવસ્થા આલેખી છે એવો ધ્વનિ લક્ષ્યે, તો સારી કુદરત તેને અનુકૂલ થઈ જાય છે, કુટુંબસુખની સાથે સાથે કલા-કૌશલના વિધવિધ આનંદોલ્લાસ વર્તી રહે છે, વગેરે મુખ્યાર્થપોષક ધ્વનિઓ પણ નીકળે. પરન્તુ જટિલ કહે છે તેમ આ પ્હેલી કૃતિમાં વાચ્યાર્થ જ પ્રધાન છે, અન્યોક્તિ આરોપિયે તો પણ તે આછી જ રહે છે એમ સ્વીકારવું પડે. બીજી કૃતિ તો અન્યોક્તિ છે જ.

૧ **ગહનને** પણુ નામ ગણવું. ધ્રુવવતી અને ગાજી ઉઠતી એ વિકરાલ કેસરીની ગર્જના પ્હાડો ત્રોડે છે અને ગગનમાં ઘૂમી રહે છે. એનાથી આભના પણ ગાભ છુટી પડે છે.

૨ ગુજરાતી ભાષાની શક્તિ દેખાડતો આ ઉત્તમ શ્લોક કર્તાનાં દૂષણોને પણ સારી રીતે દેખાડી દે છે. પંઝ–ગંજ–રંજ–અંજ–ભંજ એ સ્વમાલા જ્યાં જે રીતે વાપરી છે તે સચોટ છે, પણ—

(૧) પંઝા વજ્રથી પણ ગાંજયા ન જાય એવા–એવો અર્થ છે, તે માટે શબ્દો છે "વજ્ર પંઝે અગંજે!" આવી વાક્યરચનાથી ચલાવી લેનારે પણ પંઝાનું પંઝ ન કરી નાખ્યું. "પંઝ વજ્રે અગંજે!" એમ તો ન લખ્યું, એટલું જ જે લખ્યું છે તેના બચાવમાં કહી શકાય!

(૨) "હા હા શું રંજ!" જટિલની ટીકાથી જણાય છે કે કવિએ અહીં **રંજ** શબ્દ "ત્વરા" "ઝપટ" ના અર્થમાં વાપર્યો છે. અર્થ રહ્યો કવિના મગજમાં, અને શબ્દ લખ્યો અંજ–ગંજ આદિ સાથે જોઇએ એવો! અને એમ પણ **શી રંજ!** જોઇએ.

(૩) ભાંજીને ચૂરા ઉરાડે–એ અર્થમાં "ચૂર ભંજે!" ચાલે ખરું વારુ?

શ્લોકનો પૂર્વાર્ધ અદ્દ્ભુત કલ્પનાને આબાદ આલેખતી શબ્દશક્તિનો અનુપમ નમૂનો છે.

૩ આ શ્લોક સિંહનું વર્ણન નથી; જેની સામે ઝબકતાં આવા સિંહના પણ ચૂરેચૂરા ઉડી જાય છે તે ક્રાંતિનું વર્ણન છે. Revolution–વ્યુત્ક્રાંતિ માટે ક્રાંતિ શબ્દ આજે છેક સામાન્ય થઈ ગયો છે. એ શબ્દને એ અર્થમાં પ્રથમ પ્હેલો વાપરનાર આ કવિ છે. "ક્રાંતિએ" એ શબ્દ ચારે લીટીના અન્વયમાં લેવો. ધુમાવી: ધુમાડાની ગોટેગોટની આંધિ ફેલાવીને. "એક આકાર" એકાકાર કીધું, એમ હશે. મિહિર = ? તેજના અર્થમાં એ શબ્દ વાપર્યો લાગે છે; પણ એ શબ્દનો એ અર્થ કહાડયો કયાંથી, ન જાને. સૌએ = સૌ યે ઘેરીને ઘોળી પીધું, ઘેરું ઘટ્ટ કરી કરીને પી ગયા. આમ હોય તો "ઘેરીને" વાંચવું. સીધું: સડસડાટ, મોટો ઘોધ પડે એમ. શર–વદનિ–ઝરે: બાણો (અને શસ્ત્રાસ્ત્ર માત્ર) રૂપ અગ્નિ વર્ષાવીને. ચલાવ્યું: વ્હેનડાવ્યું.

૪–૫ આવા ઘોર સમયમાં કોણ કોની વ્હારે જઇ શકે વારુ? ભીરુ: (૧) બ્હીકણુ, (૨) બેરુ, ભિલ્લુ: ગમે તે એક અર્થ લેવો. ભયવન: ચોતર્ફ વ્યાપી રહેલ કારમી ભયાનક સ્થિતિ. (૧) પોતાના પક્ષની રક્ષા કોણ કરે? (૨) કોઇને પણ રક્ષનાર કયો પક્ષ નીકળે વારુ? લક્ષ લક્ષે ય: લાખો, કરોડો. સત્યના પક્ષનો, સંરક્ષવી અને ઉગારવી ઘટે એવી સનાતન અમૂલ્ય વસ્તુની રક્ષા માટે હે કેસરી, તું એકલો જ નીકળ્યો અને તું કુદી પડયો, એ ધર્મયુદ્ધમાં તું ચડયો તે તે ચડયો જ: અંગે અંગ વીંધાઈ ગયાં: છિદ્રે છિદ્રે લોહી વહ્યાં: ધન્ય ત્હારી વીરશ્રી! ધન્ય ત્હારું લોકોત્તર પરાક્રમ! ધન્ય ત્હારી અખંડ આમરણાંત રાજવટ! આ માનવજાતિરૂપ વનનો ખરો અલંકાર તું!

આ ખંડિયેરો કંઈ કાળ જૂનાં, આજે પંડયાં એ પણ સાવ સૂનાં;
શું પત્થરોમાં પગલાં પડે ના?—આ મ્હેલ તો રાણકદેવડીના! ૧૯
એ અપ્સરા આભથી ઊતરીને વાસો વસી શું ગિરિના ઉછંગે?
શું વ્યોમને વીંધતી વીજળી એ ઉભી હશે રાણક આ અટારીએ? ૨૦
સૌંદર્ય ને શૌર્ય મહાસતીનાં સ્મરી સ્મરીને ઉર નેહભીનાં:
કુકે ઉશડે ગિરનાર એવી સૌરાષ્ટ્રની રાણક એક દેવી. ૨૧
નમું ત્હને, નમું પ્રાણ પ્રેરજે, કઠણ આગળ તણાં ચઢાણ છે:
નવ હવે પળ એક ગાળવી, ક્ષણ મહીં મુજ માત ભાળવી. ૨૨
ઉતરતી અહિંથી વનવાટ આ, વિકટ પ્હાડ, બધે ઘન શી ઘટા;
કહિં કહીં વનવાનર કૂદતા, કહિં મૃગેંદ્ર બખોલ ભરી પડયા. ૨૩
ગહન મોહક સુંદર પંથ એ, પથિકને પગલે પગલે દમે;
પ્રકૃતિ પૂજનમાં ઢળવું નહીં, કઠણ ધ્યેય, વને વળવું નહીં. ૨૪
કુદી જઈ જ્યમ કો કવિકલ્પના પગ દઈ જઈ આભઅગાસીમાં;
ચરણમાં તુજ મસ્તક આ ઢળેઃ શરણ, મા—મુજ જીવન આ ફળે. ૨૫
દિઙ્મૂઢ ઊભો, ઉર આ ભરાય; અંબાર ત્હારા નહિ જીરવાય:
મા, ચિત્ત આ શાંત જરી થવા દેઃ મા ગોખ ત્હારે જરિ ઝંપવા દે. ૨૬
છું આંખમાં કે ઉડતો હવામાં? શાં ચિત્ર દોર્યાં મુજ આંખ સામાં!
પણે ગિરિના ફલકે પડયો જો શું કોતર્યો કોટ બહુ રૂપાળો! ૨૭
ને ઊઘડયાં નેત્ર પણે ગિરિનાં, એ તો ભર્યાં નિર્મલ નીર ચરમાં:
દેખાય ના શું મુજ બિંબ એમાં? આ કાંકરી શું પડશે નહીં ત્યાં? ૨૮
જો શ્હેરની સુંદર છાંટ છાંટી રસાળ આ સોરઠની સપાટી:
ત્યાં સાપ જેવી સરતી સરિતા, ને નીર જો સાગરનાં ઝગે ત્યાં. ૨૯
નજર આમ જરી વળતી ત્યહાં કંઈક ઉન્નત શૃંગ હજી ઉભાઃ
સરલ સૌમ્ય નથી પ્રદેશ એ, વિકટ એ અવધૂત પંથ છે. ૩૦
ગુરુ મછંદર વંચિત ભેખથી જગવિયા જઈને અહાલેકથી;
અડગ યોગી તપ્યા તપ એ અહીં ગગનમાં ટુંક ગોરખની રહી. ૩૧
અહિં કમંડલ, જાગતી આ ધુણી, વસમી જો ગુરુ દત્ત તણી અણી;
તહિં રહી ટુંક કારમી કાળકા; ભીંષણ ભવ્ય શિરો ગિરિનારનાં. ૩૨
ઝળહળે નભ જો રવિ ડૂબતાં, ઘણઘણે ગિરિ, ઘંટ બધે થતાં;
ઝીલીશ ઝાલરના ઝણકાર, મા; ઝણઝણે મુજ જીવનતાર, મા. ૩૩
મા, કંઠ મ્હારો અહિંયાં રુંધાય, મા, આરતી ના મુજથી ગવાય;
મા, આંખમાં અમૃત ઊભરાય, મા, ઝાંખીએ શું મુજને ન થાય! ૩૪
મા, દર્શને હું તુજ દ્વાર આવ્યો, મા, ભાન ભૂલ્યો, ભવમાં ભમાવ્યો;
મા, બંધ ક્યારે છુટશે મ્હને કહેઃ મા, પાંખ ક્યારે ફુટશે, મ્હને કહે. ૩૫
મા, દૈત્ય જેવાં દુરિતો દમે જ્યાં, મા, પૂરજે પ્રાણ સદા મ્હને ત્યાં:
મા, બાળ ત્હારો બળ યાચતો આઃ તું આદ્યશક્તિ, જગની જનેતા. ૩૬
સરસ્વતી ના, સ્તુતિ શી કરું હું?—મા, અલ્પ આ જીવનને ધરું હું:
અબોલ એ અર્ધ્ય ત્હને ધરીને નમું, નમું, માત, ફરી ફરીને. ૩૭
ઉતરવાં બહુ સ્હેલ સદા હશે, ઉતરવા અહિંથી પગ ના ખસે:
ગગનચુંબિત આ ગિરનાર ક્યાં, ખરી પડું ફરિને કયમ ભોમમાં! ૩૮

લખવાની ભલામણ કરતા જોડણી–સુધારકો (!)ને આ લીટીની ભેટ! ૫ જીવનઃ સ્થૂલદૃષ્ટિનાં પડળ ઉતરી જતાં જેનાં દર્શન થયાં તે, અમરતાનું જીવન. ૬ પૂર્વાર્ધનો તરંગ પ્રશ્ન જેટલો સાચો તેટલો નાજુક છે. રટવું: વાંછી રહી રટન કર્યાં કરવું. ૭ માતઃ અંબાજીની ટુક. ૮ આ પુણ્ય પળ. કૃતિના પાંચ વિભાગ કુદરતી રીતે પડી જાય છે. છેલ્લો ૬ કડીનો, બીજો દરેક આઠનો. ૯ ઘન અને ધુમ્મસ માત્ર ઘેરી રહે, ઘડી આંખો ગળી જાય, ઘડી જંગી અતલ કરાડો ખુલી જાય. ઉંડાણ જો!–એવો અર્થ છે. ૧૦ પ્રથમ ત્રીજી અને ચોથી પંક્તિ ૧૧ વર્ણી ન ભ ર લ ગ માપની છે. ગિરનાર વિરાટમૂર્તિ છે અને વળી અવનિથી ઉચ્ચ ભૂમિની, સ્થૂલ નેત્ર અને સ્થૂલ ચિત્તતંત્ર કરી શકે તેવી અને તેટલી ઝાંખી પણ કરાવે છે. ૧૧ સૂક્ષ્મસ્થૂલ બંને અર્થનું સુભગ મિશ્રણ. ૧૨ બીજો તરંગ, પ્રથમના જેવો જ લલિત. અલંકારિકો જેને ઉત્પ્રેક્ષાલંકાર કહે છે તે આવાં સ્થલોમાં જોવામાં જ ઔચિત્ય છે. ધુમ્મસની અત્યંત પાતળી અને શુભ્ર નાગકન્યાઓ ચડતાં ચડતાં પથિકને વારંવાર ભીંજવી દે છે એ કુદરતવર્ણન પક્ષે પણ વાસ્તવિક નિરૂપણ છે. ૧૩ નિસર્ગ કુદરતમાં સ્વાગતનાં પણ સદાવ્રતો હોય, એ માન્યતા ગિરનારનાં શૃંગો ઉપરથી જ ઉત્પન્ન થઇ છે. સંતો ( સાધુઓ અને ઉદાર પુરુષો )નાં સદાવ્રતો પણ અહીં કંઈક છે. ૧૪ આની છેલ્લી લીટી પણ ન ભ ર લ ગ છે. હવે પછીનું વાચકે પોતે જોઈ લેવું. પડતું નાખે તેને કોઈ કહે છે રાજ્ય મળે, કોઇ કહે છે તેની ભાવનાસદૃશ સિદ્ધિ મળે. ૧૫ ત્રીજો તરંગ, કુદરતી રીતે વધારે ગંભીર. મનુજ આમ પ્રકૃતિપૂજનમાં પણ સ્થૂલ વાસનાઓને સાથે લાવતો પતન અને પામરતાને જ વરે છે. હે પ્રભુ, મનુજને આવાં જડ કેમ સર્જ્યા વારુ? અસ્તુ. આ પથિકને ન જોઇએ એ રાજપાટ, ન જોઇએ એ તપ. વળી અહીં જ જુવોઃ રાજાઓમાં પણ ભર્તૃહરિ–લોકકથાના ભરથરી–જેવાય પાક્યા છે, તેનો પુરાવો પણ આ રહ્યો સામે. ૧૭ ફેરફરતીઃ ફરકી રહેલી. ૧૮ ધનઃ આ મંદિરો જૈનોનાં સૂક્ષ્મ ધન; અને અઢળક ધનના પુરાવારૂપ આ મંદિરો, બંને અર્થ. ૧૯ પગલાં પોચાં, પત્થર કઠણ, પગલાંની છાપ પત્થર પર પડી રહે નહીં ખરું કે?–અરે સ્થૂલબુદ્ધિ બંધુ, સત્ય તો તમે ધારો છો તેથી ઉલટું જ છેઃ આ પત્થરે પત્થર રાણકદેવડીનું પગલું છે. રાણક માટે અપ્સરા અને વીજળીની ઉત્પ્રેક્ષાઓ એ મહાતેજસ્વી સતીને માટે પણ ઉચિત ગણાય એવી છે. ૨૧ એક દેવીઃ ભીમરાવની જાણીતી રચનામાં કરિયે છિયે તેમ અર્થ કરવોઃ અનન્ય, સુવિખ્યાત. ૨૨ અહીં અંબાજીની ટુક ચડવા જેટલા પ્રાણ માટે રાણકના આત્માને પ્રાર્થના, એ પણ આ તરંગથી ઉભરાતી કૃતિનો એક સુંદર કુદરતી તરંગ છે. ૨૩ મૃગેંદ્રઃ દીપડા, સિંહ. ૨૫ કોઈ કવિકલ્પનાનો જબરો કુદકો મારું એમ–માતાજી, આ આવ્યો ત્હારી આભ–અગાસીમાં, ત્હારે શરણેઃ જીવન સફલ! ૨૭ જરા સ્વસ્થતા મેળવતાં ચોતર્ફ નજર નાખે છે. દૃષ્ટિમર્યાદામાંનો અદ્ભુત વિશાલ પટ દેખાય છે એવો વર્ણવે છે. ૨૮ નિર્મલનીર ચશ્મા ( ન્હાના મોટા કુંડ )નું વિશેષણ. ૩૦ આમઃ બીજી દિશામાં. ૩૨ ગિરિનારઃ ગિરિઓમાં નાર ( નહાર–વૃક ) જેવો બીજો એ અર્થ દુરાકૃષ્ટ માટે ન લેવો. વર્ણસગાઇ માટે જ ગિરિ લખેલું ગણવું. ૩૩ ધણુધણેઃ ઘંટારવ અને તેના પડઘાઓથી ગાજી ઊઠે, ભરાઇ જાય. ૩૪ ત્હારી ઝાંખીથી મ્હને શું શું નથી થતું! ૩૫ ભાન–ભૂલ્યો, બેભાન, મૂઢ, તત્ત્વનો અજાણ્યું; ભવના અનુભવથી ભ્રમિતચિત્ત, તથ્યાતથ્યના શ્રેયપ્રેયના વિવેક વિનાનો. બંધ, પાંખઃ ધર્મપક્ષનો કવિતાપક્ષનો, બંને અર્થ લેવાય. ૩૭ સરસ્વતીઃ વાણીની શક્તિ. એ નથી તે ક્યાંથી આપું? હોય તો પણ એનાથી વધારે મ્હારું આખું જીવન જ હું તો ત્હારા ચરણમાં ધરી દઉં છું, ત્હને એનો જ અર્ઘ્ય ચડાવી દઉં છું. ૩૮ ગગનને ચૂમતો નહીં, ગગન પણ જેને ચૂમે છે એવો.

**प्रजापते**-હે પ્રજાઓના પતિ! **त्वदन्यः**-તારા વિના બીજો **न एतानि विश्वा जातानि**-આ બધાં ઉત્પન્ન થએલાં પ્રાણીઓ ઉપર **न परि बभूव**-અધિકાર જમાવી શકતું નથી. અર્થાત્ તું જ જગતના જીવોને યથેચ્છ નિયંત્રી શકે છે. માટે તને જ અમે પ્રાર્થીએ છીએ કે, **यत्कामास्ते जुहुमः**-જે કામનાઓથી અમે તને પ્રાર્થીએ છીએ **तत् नः अस्तु**—તે અમને પ્રાપ્ત થાઓ. અને અમારે શી કામનાઓ છે? **वयं रयीणाम् पतयः स्याम**-અમે સમૃદ્ધિઓના પતિ થઇએ, ધનૈશ્વર્યના **સ્વામીઓ** બનીએ.

ઈશ્વરને જગતના સ્વામીભાવે ભજનાર પોતે પણ સ્વામી જ થવા માગે ને? એટલે જ હક કરીને જાણે માગતો હોય તેમ કહે છે કે અમે જે માગીએ તે અમને આપ, નહિ કે તું ઇચ્છે તે; કારણ અમારે સ્વામી બનવું છે, વિજયી બનવું છે.

તો હવે બીજી વસ્તુ અમારે કયી જોઇએ? અમારો નિષ્કંટક, અપ્રતિહત માર્ગ,

स्वस्ति पन्थामनुचरेम सूर्याचन्द्रमसाविव ।
पुनर्ददताऽघ्नता जानता संगमेमहि ॥

( ऋ० ५, ५१, १५ )

**सूर्याचन्द्रमसाविव**-સૂર્ય અને ચંદ્રની જેમ અપ્રતિહત બનીને અમે પણ **पन्थाम् स्वस्ति अनुचरेम**-અમારે વિજયને માર્ગે આનંદપૂર્વક વિચરીએ. અને એ માર્ગે અમારા સાથીઓ કેવા હોય? એકબીજાને કનડતા નહિ, વિઘ્નસંતોષી નહિ, પણ **ददता**—મદદ દેનાર, સહાનુભૂતિ ધરાવનાર, **अघ्नता**-હાનિ નહિ કરનાર અને **जानता**-જ્ઞાનવાળા. મદદ તો નોકર પણ આપે, સહાનુભૂતિ તો ગમે તે રાખી શકે પણ સાથે જ્ઞાનબળે દોરી શકે એવા માણસો સાથે **संगमेमहि**-અમે સંગમ પામીએ.

એ માર્ગે ઠેઠ સુધી ચાલીને ન જવાય. વેગવાન અને મજબૂત વાહન જોઇએ. તેને માટે

सुत्रामाणं पृथिवीं द्यामनेहसं सुशर्माणमदितिं सुप्रणीतिम् ।
दैवीं नावं स्वरित्रामनागसमस्रवन्तीमारुहेमा स्वस्तये ॥

( ऋ. १०. ६३. १०. )

**दैवीम् नावम् आरुहेम**-દિવ્ય-આકાશ સાથે સંબંધ રાખનાર નૌકા-વિમાન ઉપર ચઢીએ. અહીં વિમાનની કલ્પનાને કોઇ ન સ્વીકારે તો પણ આપણી નૌવિદ્યાની કેવી સ્થિતિ હશે. તે આ દૈવી નાવનાં વિશેષણો બતાવે છે. **सुत्रामाणम्**—સારી રીતે રક્ષણ કરનાર, **पृथिवीं**-વિશાળ **अनेहसम्**-ઉપદ્રવ રહિત, **सुशर्माणम्**-ખૂબ સુખ દેનાર **अदितिम्**—અખંડિત, **सुप्रणीतिम्**-સરસ રીતે તૈયાર કરાએલી, **स्वरित्राम्**-સુંદર યંત્રોયુક્ત, **अस्रवन्तीम्-द्द द्याम्**-અંતરિક્ષે રહેતી, દિવ્ય નૌકામાં બેસી અમે **स्वस्तये**-કલ્યાણને માર્ગે આગળ વધીએ.

મંત્રની વર્ણરચના પણ જોવા જેવી છે. મંત્રને ગાવાથી એમાં રહેલું વર્ણમાધુર્ય—દંત્ય અને અનુનાસિક વ્યંજનોના વિશેષ પ્રયોગથી ઊપજતું સંગીત પ્રત્યક્ષ થશે. વેદના મંત્રો અર્થગંભીર હોવા સાથે સંગીતયુક્ત પણ છે.

महे च न त्वामद्रिवः परां सुल्काय देयाम् ।
न सहस्राय नायुताय वज्रि वो न शतामघ ॥

(ऋ. ८-१-५.)

**अद्रिवः**–હે વિશ્વધારક, **वज्रिवः**–વજ્રધારક પ્રભો! **महे च सुल्काय**–મહાન મૂલ્ય માટે અરે **न शताम् शताय, न सहस्राय, न अयुतायः**–સો સો જેટલા સો, હજાર, અરે દશ હજાર માટે પણ **त्वाम् परे न देयाम्**–તને બીજાને ન વેચું. તને વેચીને મારે કશુંયે જોઈતું નથી.

ઈશ્વરપરાયણ બનીને હવે યોદ્ધાનું પ્રથમ લક્ષણ અને જગતની સફળતાની ચાવી–નીડરતા–અભય તે યાચે છે.

अभयं नः करत्यन्तिरिक्षमभयं द्यावापृथिवी उभे इमे ।
अभयं पश्चादभयं पुरस्तादुत्तरादधरादभयं नो अस्तु ।
अभयं मित्रादभयममित्रादभयं ज्ञातादभयं पुरो यः ।
अभयं नक्तमभयं दिवा नः सर्वा आशा मम मित्रं भवन्तु ॥

( अ. १६-१५-५, ६ )

અમને અભયની સિદ્ધિ કરી આપે–**अभयं नः करति**। કોણ કોણ? **अन्तरिक्षम्** અંતરિક્ષ, **इमे उभे द्यावापृथिवी**–આ બંને આકાશ અને પૃથ્વી, અને ક્યાંથી, કોનાથી અને ક્યારે અમે નિર્ભય બનીએ? પાછળથી, આગળથી, ઉપરથી, નીચેથી, મિત્રથી, શત્રુથી, જાણીતાથી, અજાણ્યાથી, રાત્રે અને દિવસે અમે નીડર રહીએ. **सर्वाः आशाः**–બધી દિશાઓ **मम मित्रं भवन्तु**–મારી મિત્ર બનો.

વળી,

यथा द्यौश्च पृथिवी च न बिभीतो न रिष्यतः ।
एवा मे प्राण मा बिभेः ।

(अ० २. १५. २.)

यथा ब्रह्म च क्षत्रं च न बिभीतो न रिष्यतः । एवा मे०
यथा सत्यं चानृतं च न बिभीतो न रिष्यतः । एवा मे०
यथा भूतं च भव्यं च न बिभीतो न रिष्यतः । एव मे०

( अ० २. १५. ४, ५, ६, )

જેમ દ્યુલોક અને પૃથ્વી, બ્રહ્મ-જ્ઞાન-જ્ઞાની અને **क्षत्रम्** ક્ષાત્રત્વ શૂર, **सत्यम्**–સાચ અને **अन्-ऋतम्**–અત્યંત સરળતા, ભૂત અને ભવિષ્ય ડરતા નથી અને કોઈથી હણાતાં નથી, તેમ હે મારા પ્રાણ! તું પણ ન ડર.

પરંતુ તે એકલો બીક વગરનો બને એમ નહિ. બીક વગરના બનીએ, બીવાની વસ્તુનું ભાન ન હોય તો બીક શાની લાગે, અને કંઈ પણ ગુમાવવાનું ન હોય તો પછી બીક શાની? એટલે તે ઇચ્છે છે.—

કાનમાં શ્રવણશક્તિ. **अपलिताः केशाः**-ધોળા ન થએલા વાળ, **अशोणाः दन्ताः**-સ્વચ્છ દાંત, **बाह्वोः बहुबलम्**-ભુજાઓમાં ખૂબ બળ, **ऊर्वोः ओजः**-ઉરમાં શક્તિ, **जंघयोः जवः**-જાંધોમાં વેગ, **पादयोः प्रतिष्ठा**-પગમાં સ્થિરતા, **मे सर्वा अरिष्टानि**-મારાં બધાં અંગ હૃષ્ટપુષ્ટ અને **आत्मा मृष्टः**-આત્મા ઉત્સાહભર્યો રહે. **मे तनः**-મારાં અવયવો **तन्वाः**-ઉત્તમ સ્થિતિમાં રહે, **दतः सहे**-દબાવનારા શત્રુને હું જીરવી શકું, **सर्व आयुः अशोय**-પૂર્ણ દીર્ઘ આયુ પ્રાપ્ત કરું, ભોગવું, **स्योनं मे सीद**-મને સુખ મળે, **पृणः पृणस्व**-પૂર્ણત્વ મળે, **पवमानः**-શુદ્ધ બનીને **स्वर्गे**-ઉત્તમ લોકમાં પ્રસન્ન બનીને રહું.

એ જ ભાવનાનો બીજો મંત્ર,

भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥

(ऋ. १. ८९. ८.)

**यजत्राः देवाः**-હે યજ્ઞ કરનાર વિદ્વાનો, કાનથી અમે ભદ્ર, કલ્યાણમય ઉપદેશ સાંભળીએ, આંખથી કલ્યાણમય દશ્ય જોઈએ, અને **स्थिरैः अंगैः**-દૃઢ અંગોવાળાં **तनूभिः**-શરીરોથી **तुष्टुवांसः**-ઈશ્વરને પ્રસન્ન કરતા **देवहितं आयुः व्यशेम**-દેવોનું હિત કરવાને માટે આયુષ્ય મેળવીએ.

સુદૃઢ શરીર, અને તેનાં દાંત, આંખ, કાન, નાક આદિ પ્રત્યેક સંપૂર્ણ વિકાસ પામેલાં અંગો એક પૂર્ણ વિકસિત શરીરનું ચિત્ર દોરે છે, અને એકલી શરીરપૂજાને લીધે જન્મતા મદ કે વિલાસને કલ્યાણમયતા અને પરોપકાર યોગ્ય કાબુમાં રાખે છે. આટલી સુંદર ભાવના, સ્થૂલ અને સૂક્ષ્મનો સહયોગ વેદે જ જોયો છે, સિદ્ધ કર્યો છે, અને પ્રબોધ્યો છે.

આ બલિષ્ઠતાની ચાહના ઈશ્વર પાસેથી મેળવી છે. કારણ ઈશ્વરને પણ તેજ, પરાક્રમ, બળ, ઓજસ, ઉત્સાહ સહનશક્તિ રૂપે જોવો છે અને તે માણસે પોતાનામાં ઊતારવા માગ્યાં છે.

तेजोसि तेजो मयि धेहि । वीर्यमसि वीर्यं मयि धेहि ॥
बलमसि बलं मयि धेहि । ओजोऽस्योजो मयि धेहि ॥
मन्युरसि मन्यु मयि धेहि । सहोऽसि सहो मयि धेहि ॥

(य० १९. ९.)

માણસની આ વ્યક્તિગત પ્રાર્થના થઈ. વેદ અહીં જ વિરમતા નથી. આ કલ્યાણની બળની ભાવના આખી રાષ્ટ્રવ્યાપી પણ બનેલી છે. પોતાના દુર્ગુણો દૂર કરવાને પોતાને દબાવનારનો નાશ કરવાને જેમ વ્યક્તિ પ્રાર્થના કરે છે, તેમ દેશનું પણ અહિત કરનારાં તત્ત્વોને દૂર કરવા તે પ્રાર્થે છે.

आरे ते गोघ्नमुत पूरुषघ्नं क्षयद्वीर, सुम्नमस्मे ते अस्तु ।
मूळा च नो अधि च ब्रूहि देवाधि च नः शर्म यच्छ द्विबर्हाः ॥

(ऋ. १. ११४. १०)

હે ઉન્નતિના કામુકો! સાંભળો:

**संगच्छध्वम्**–એકસાથે ચાલો, એકસાથે ગતિ કરો; **संवदध्वम्**–એકસાથે બોલો, બધાનો એક જ અવાજ, એક અવાજે ગાજો. **वः मनांसि**–તમારાં મન **संजानताम्**–ઉત્તમ સંસ્કારવાળાં બનો. અને ધ્યાન રાખો, ભૂતકાળનો સંબંધ તોડતા પહેલાં વિચારજો. **पूर्वे संजानानाः देवाः**–પહેલાંના ઉત્તમ જ્ઞાની લોકો **यथाभागं**–પોતાના ભાગનું કામ **उपासते**–કરતા આવ્યા છે તેમ તમે પણ કરો.

આ જ ભાવના બીજા પણ કેટલાક મંત્રો છે. માત્ર એવો એક જ મંત્ર જોઈએ.

समानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि ।
सम्यंचोऽग्निं सपर्यतारा नाभिमिवाभितः ॥

(अ० ३, ३०, ६)

**वः प्रपा**–તમારી પરબ **समानी**–એક જ હો, એકસરખી હો, એક જ આરે બધા જ્ઞાન, બલ અને પાણીનું પાન કરો. **वः अन्नभागः समानः**–તમારું ભોજન એક જ હો. **वः समाने योक्त्रे**–તમને બધાને હું એક જ ધૂંસરીએ **सह युनज्मि**–સાથે જોડી આપું છું. **सम्यंचः**–બધા મળીને **अग्निं सपर्यत**–અગ્નિ–તેજની પૂજા કરો. કેવી રીતે? કેટલા એકયથી? **अराः नाभिं अभितः इव**–પૈડાની નાભિની ચારે કોર જેમ આરા જોડાયા છે તેમ.

આ ઈશ્વરનો આદેશ! ધ્યાન રાખો, એણે આપણને એક ધૂંસરીએ જોડ્યા છે, આપણે છૂટી શકીએ તેમ નથી. જો એ **अमृतस्य पुत्राः** આપણે હોઈએ, તો જે ગાડે આપણને એણે જોડ્યા છે તેને અભીષ્ટ સ્થાને પહોંચાડ્યા વિના ન છૂટીએ. અને ત્યાં સુધી અને પછી પણ આપણી એક પરબ હો, એક થાળી હો, એક પૂજા હો, એક માર્ગ હો, એક ધ્યેય હો..

ત્રિભુવનદાસ લુહાર
ભાષાવિશારદ

# લશ્કરી ખર્ચ અને લશ્કર

The more the system is studied as a whole and in all its details, the more plainly does it reveal......an iron determination to employ all the means that the driest intellect could devise to hold him ( Indian ) down for ever as a helot incapable of ever rising up to claim the status of freedom.

Prof. B. K. Thakore: Indian Administration. p. 236.

ગાંધીજીનો પાંચમો મુદ્દો આ પ્રમાણે છે: "લશ્કરી ખર્ચ હાલ છે તેના કરતા અર્ધો કરી નાંખી તેમાં ઘટાડો કરવાની શરૂઆત થાય."

હિન્દુસ્થાનને હંમેશ માટે પોતાના કબજામાં રાખવા અંગ્રેજ ચાણક્યોએ બે રીતો અખત્યાર કરી છે. એક હથિયારબંધીનો કાયદો અને બીજી લશ્કરનીતિ. હથિયારબંધીના કાયદા વિષે ટુંકામાં વિવેચન ગયા અંકમાં કર્યું હતું. આ અંકમાં તેમની લશ્કરીનીતિ તપાસીએ.

હિન્દુસ્થાન ઘણો ગરીબ દેશ છે. એવા દેશમાં તેની ઊપજનો મુખ્ય ભાગ કોઈ પણ હિતેચ્છુ સરકાર પ્રજાનાં પોષક કાર્યોમાં ખર્ચે: એટલે કે જેને લઇને પ્રજાની ધન-સંપત્તિ વધે, પ્રજાની તંદુરસ્તી વધે અને પ્રજાની સંસ્કારિતા વધે એવાં કાર્યોમાં કરે; અને લશ્કર જેવી અનુત્પાદક બાબતોમાં જરૂર જેટલો જ ખર્ચ કરે. દેશમાં હિંસાત્મક બળવા થાય કે પરદેશથી કોઇ ચઢી આવે તેને દબાવવા માટે કોઇ પણ દેશને લશ્કરની જરૂર પડે છે. પણ સાધારણ સમયમાં એટલે કે તાત્કાલિક આફત ન હોય તેવા સમયમાં આ સંસ્થા માટે કોઇ પણ રાજ્ય પોતાની આવકનો મોટો હિસ્સો ખર્ચ કરતો નથી. જે રાજ્યોનો હેતુ પારકાના મુલક કે વેપાર પડાવી લેવાનો હોય છે તેવાઓનો આપણે વિચાર કરતા નથી.

પણ હિન્દુસ્થાનમા બ્રિટિશ સરકારની નીતિ જુદી જાતની છે. હિન્દુસ્થાનમાં હિન્દુસ્થાનના રક્ષણ માટે જરૂર છે તેના કરતાં ઘણું મોટું લશ્કર રાખવામાં આવે છે. આ લશ્કરનો હેતુ હિન્દુસ્થાન અંગ્રેજોના હાથમાથી જતું ન રહે એટલા માટે રાખવામાં આવે છે. આ ભય બે દિશામાંથી આવે એવો છેઃ એક અંદરથી અને બીજો બહારથી. બીજી કોઇ પ્રજા હિન્દુસ્થાનને અંગ્રેજો પાસેથી પડાવી લે એવો ભય ઘણો થોડો છે અને એ ભયને દૂર કરવા જેટલું લશ્કર જોઇએ તેના કરતાં ઘણું મોટું લશ્કર હિન્દુસ્થાનની સરકાર રાખે છે. એને ખરો ભય હિન્દુસ્થાનની પ્રજાનો છે. આ ભયમાથી મુક્ત રહેવા પ્રજાને હથિયાર વિનાની કરી નાંખ્યા પછી પણ તે એવડું મોટું લશ્કર રાખે છે, કે જેથી હિન્દુસ્થાન માથું ઊંચું ન કરી શકે. આ હેતુથી જ બીજો કોઈ દેશ જે પ્રમાણમાં ખર્ચ ન કરે તેટલા પ્રમાણમાં અંગ્રેજ સરકાર ખર્ચ કરે છે; અને આ જ હેતુથી લશ્કરની ઘટના પણ એવી કરે છે કે તે કદીએ રાષ્ટ્રીય લશ્કર ન બને. આ બન્ને હકીકતો ટુંકામાં વિચારીએ.

ઇ. સ. ૧૮૫૩ માં સર જે. કાર્ગે ફરિયાદ કરી હતી કે "છેવટનાં પંદર વર્ષમાં ૫૦ લાખ પાઉન્ડ રાષ્ટ્રપોષક કાર્યોમાં ખર્ચાયા છે; જ્યારે ૩ કરોડ પાઉન્ડ લડાઇઓમાં ખર્ચાયા છે. આ હકીકત માનવજાતિના દરેક મિત્રને રડાવે એવી છે."

૨. લશ્કરનું પ્રમાણ: બે હિંદીઓ, એક બ્રિટિશ.

૩. હિંદી વિભાગની કવાયત અને સજ્જતા બ્રિટિશ વિભાગ કરતાં ઊતરતી. જરા આલંકારિક ભાષામાં બોલીએ તો હિંદી વિભાગનું કામ ભાલાના વાંસના હાથા જેવું છે, જ્યારે બ્રિટિશ વિભાગ ખરું ભાલાનું કામ કરે છે.

૪. ભરજુવાનીમાં બ્રિટિશ સોલ્જર અહીંથી નિવૃત્ત થાય! એટલે કે હિંદના ખર્ચે મળેલી તાલીમનો ઉપયોગ હિંદ માટે ન થાય પણ ઇંગ્લેન્ડ માટે થાય!

૫. લશ્કરના હિંદી વિભાગની ભરતી મોટા ભાગે નેપાલ આદિ સરહદના પ્રદેશોમાંથી અને બીજી એવી જંગલી જાતોમાંથી કરવામાં આવે છે. (એટલે કે કેળવાએલી કે સંસ્કારી કોમોમાંથી ભરતી થતી નથી.)

૬. હિંદી સૈનિકને જ્યારે તે છાવણીમાં હોય છે ત્યારે કાંઇ પણ કેળવણી મળતી નથી અને તેના મનને સંસ્કારી કરવા કાંઇ પણ પ્રયત્ન થતો નથી.

૭. લશ્કરમાં ગયો એટલે હિંદી સૈનિક જાણે પડદામાં પડ્યો! દેશની બધી ચળવળોથી, અને રાષ્ટ્રીય વિચારોથી તેને ઇરાદાપૂર્વક અળગો રાખવામાં આવે છે; આથી હિંદી સૈનિકમાં રાષ્ટ્રભાવના જાગતી નથી!

૮. જૂના જાતીય અને ધાર્મિક તફાવતો અને વૈર પોષાય એ રીતે ટુકડીઓ રચવામાં આવે છે. જેમકે: હિન્દુ વિરુદ્ધ મુસલમાન, સરહદનો મુસલમાન વિ. અંદરનો મુસલમાન, શીખ વિ. ગુરખા, રાજપૂત વિ. મરાઠા, નાતીલો હિંદુ વિ. નાત વિનાનો હિંદુ ઇત્યાદિ.

૯. બ્રિટિશ અમલદારોનું પ્રમાણ વધે ગયું. કમ્પની સરકારના જમાનામાં હતી તેના કરતાં લશ્કરમાં ઊંચે દરજ્જે પ્હોંચવાની હિંદીને ઓછી તક! લગભગ પચાશ વર્ષ સુધી કોઇ પણ હિન્દી સૈનિકને અમલદાર થવાની તક ન આપી! આ રીતે દરેક હિંદી સૈનિકને સરખી રીતે પછી તે ભલે હિંદુ, મુસલમાન, મરાઠા કે શીખ હોય, બ્રિટિશ ઉપરી અમલદારને દેવતરીકે ગણવાની ટેવ પાડવામાં આવી.×

ઉપર જે સંક્ષેપમાં મુદ્દાઓ મુકયા છે તે ઉપરથી ખ્યાલ આવશે કે, આપણા ઉપર જે લશ્કરના બળથી અંગ્રેજો અમલ કરે છે તે લશ્કરની ઘટના કેવી છે! આ ઘટનાનો અભ્યાસ કરી પ્રો. ઠાકોરે જે ઉદ્‌ગાર કાઢ્યો છે તે યોગ્ય જ છે: "આ વ્યવસ્થાનો એના આખા રૂપમાં અને વિગતોમાં જેમ જેમ વધારે અભ્યાસ કરીએ તેમ તેમ વધારે ને વધારે સ્પષ્ટ થતું જાય છે કે, એ વ્યવસ્થા પાછળ, એવો દૃઢ સંકલ્પ છે કે લાગણીહીન બુદ્ધિ જે કોઇ ઉપાયો યોજી શકે તે બધાનો ઉપયોગ કરવો કે જેથી હિંદીઓને સ્વાતંત્ર્યનું પદ મેળવવા કદી પણ ઉત્થાન ન કરી શકે એવા ગુલામતરીકે દબાવી શકાય!"

આવા લશ્કરની અને તેના ખર્ચની નીતિ બદલવાને મહાસભા અને ગોપાલ કૃષ્ણ ગોખલે જેવા દેશસેવકો કાંઇ નહિ તો પા સદી થયાં સરકારને વિનતિ કરતા આવ્યા છે. આ આજીજીનો જવાબ સરકારે ખર્ચ વધારતા જઇ અને ઉપરછલ્લા ફેરફારો કરી આપ્યો છે. ગાંધીજીએ 'ઘુંટણીએ પડી' છેલ્લી વાર માગણી કરી! એનો જવાબ પણ કાંઇ ન મળ્યો! એટલે ગાંધીજીએ એમનો છેલ્લો ઉપાય અજમાવ્યો અને સરકાર સાથે 'આખરી ફેંસલો' કરી લેવાનો પ્રયત્ન આદર્યો!

આ માગણીઓ માટે આપણે લડીએ છીએ ત્યારે સરકાર આપણને જેલમાં પૂરે છે અને લાઠીઓ મારે છે!

રસિકલાલ

---

× Indian Administration. 1926. B. K. Thakore. pp. 234-237, and 454.

પોતે જોકે તે સંબંધી જરા આંગળી સરખી પણ ઊંચીનીચી ન કરે છતાં પણ-પૂરી પાડવી જ જોઇએ એ વસ્તુતઃ આવશ્યક છે ખરું ? મને લાગે છે કે સાચા શિક્ષણનું પહેલું પગથિયું તો એ છે કે, બાળકે પોતે એમ જાણવું જોઇએ કે જે કોઈ વસ્તુ તે વાપરી રહ્યું છે તે અદ્ધર આકાશમાંથી તૈયાર થઇને પડતી નથી, પણ બીજા લોકોની મહેનતથી જ તે તૈયાર થાય છે. જે તમામ વસ્તુઓ ઉપર તેનું જીવન નભી રહ્યું છે તે બધી ચીજો જે માણસો તેને ઓળખતાયે નથી અને ચાહતાયે નથી એવા અન્ય માણસોની મહેનતથી જ થએલી હોય છે. એ વાત સમજવી બાળકની સમજશક્તિની બહારની ગણી શકાય ( એ જ્યારે મોટો થાય ત્યારે એ સમજવાની સદ્બુદ્ધિ ભગવાન એને આપો ), પણ આટલું તો એ સમજી શકે તેમ છે, અને તેણે સમજવું જ જોઇએ અને એ માટે તેને શરમ પણ આવવી જોઇએ કે, જે પેશાબના વાસણનો તે ઉપયોગ કરે છે તે ઘરમાં કામ કરનારી બાઇ બિલકુલ આનંદ વગર જ ધોઇને સાફસૂફ કરતી હોય છે; અને જે ચોખ્ખા બૂટ વગેરે તે હમેશાં તે પહેરે છે તે પણ એવી જ રીતે સાફસૂફ થતાં હોય છે—એટલે નહિ કે તે બાળક તરફ કામ કરનારને પ્રેમનો ઉમળકો આવતો હોય છે અને તેથી તે કામ તે કરતી હોય છે; પણ એ બાળકને ન સમજાય એવા કોઈ અગોચર કારણને લીધે જ એ બધું થતું હોય છે. આ વસ્તુઓનો આવી રીતે ઉપયોગ કરતાં તેને શરમ પણ ન આવે તો એ કેળવણીની અધમમાં અધમ કોટિની શરૂઆત ગણાય. કારણકે સારી જિંદગી સુધી આ સંસ્કારોની ઊંડામાં ઊંડી છાપ તેના દિલમાં રહ્યા કરે છે. આવું હોવા છતાં પણ આ દૂર કરવું એ તદ્દન સહેલું છે. અને ( કાવ્યની ભાષા વાપરું તો ) મોતને કાંઠે ઊભો રહીને તમારાં બાળકો માટે એ જ વસ્તુ કરવાની હું તમને આજીજી કરું છું. અને તે એ છે કે **તેમનાથી જે બની શકે તે બધુંય કામ એમને પોતાને જ કરવા દો:** જેમકે—ખાળનું પાણી ઉલેચવું,-પોતાના લોટા પોતે ભરવા, શરીર સ્વચ્છ રાખવું, પોતાની ઓરડીનો પુંજો કાઢવો તથા તેમાંની તમામ વસ્તુઓ બરોબર ઠેકાણાસર ગોઠવવી, પોતાનાં કપડાં તથા બૂટ વગેરે સાફસૂફ કરવાં, જમતી વખતે બધી વસ્તુઓ યોગ્ય સ્થાને ગોઠવવી અને ક્રમશઃ વ્યવસ્થિત રીતે પીરસવું વગેરે વગેરે. એટલું ખચીત માનજો કે, નજીવી અને બીનઅગત્યની દેખાતી આ બાબતો ફ્રેન્ચ ભાષાના કે ઇતિહાસના કે એવા બીજા કોઇ વિષયના જ્ઞાન કરતાં તમારાં બાળકોના સુખની દૃષ્ટિએ સો ગણી વધારે ઉપયોગી છે. ખરી અને મહત્ત્વની મુશ્કેલી તો હવે ઊભી થાય છે; કારણકે બાળકો તો એ જ કામ ઇચ્છાપૂર્વક કરે છે, કે જે કામ તેમનાં માબાપ પોતે કરતાં હોય છે. માટે આ વસ્તુઓ કરવાની હું તમને પોતાને વિનતિ કરું છું. આ થવાથી એકી સાથે બે બાબતો સિદ્ધ થાય છેઃ—(૧) આપણે તેમનો બધો વખત કોઇ જાતની કૃત્રિમતા દાખલ કર્યા વગર વધારેમાં વધારે ઉપયોગી દૃષ્ટિએ ગોઠવી દઇને તેમનું ( પુંસ્તકિયા ) ભણતર આપણે ઓછું કરી શકીએ છીએ; અને (૨) સાથે ને સાથે જ તેમને સાદાઈ, જાતમહેનત અને સ્વાવલંબનની તાલીમ આપી શકીએ છીએ. કૃપા કરીને આ જરૂર કરો. આનું પરિણામ એવું આવશે કે તમને પોતાને પહેલે જ મહિને સંતોષ થશે; એટલું જ નહિ પણ બાળકો પોતે જ સવિશેષ સંતોષાશે. આની સાથે જો જમીન ઉપર કંઇક કામ કરાવી શકો—જેમકે બાગાયતનું—તો તો મઝાનું થશે; જો કે એ કામ તો ઘણી વખત એમને ગમ્મતરૂપ જ થઇ પડવાનું છે.

# વિશ્વયજ્ઞ

( પૃથ્વી ) (૧)

રહી કચકચાવતી દશન તીવ્ર શી તાટકા,
અને અગન રોષના વિકૃતદર્શના વીઝતી—
અહિં, તહિં, બધે ધુમે; સકલભાનભૂલીસમી—
મહા ફડફડાટથી ધમતી વહ્નિ હિંસાતણા.

( અનુ૦ ) પિપાસા રક્તની શી આ ? ક્ષુધા શી હાડમાંસની ?
દ્વેષના વહ્નિની જ્વાલા આમ સૌ વિંજવળી રહી ?

( પૃથ્વી ) (૨)

ધરી પરમ મંત્ર એક, ભડ, માતૃસ્વાતંત્ર્યનો,
ગ્રહી બલિ હથેળીમાં જીવનનો, પનોતા ઉભા;
ફૂટે શિર, ખડી પડે કંઈક અસ્થિ, સાંધા તૂટે,
ભમે શિર, ભલે ભળે શરીરમિટ્ટી મિટ્ટી વિશે;
ન તોય પ્રતિકારચો કદિય ધાવને ઘા થકી,
દઇ અરપી પ્રાણ, ને પરમ પ્રાણ ચેટાવતો.

( પૃથ્વી ) (૩)

કણુમણુ શરીર ને વિપુલ—આત્મ કો માનવી—
ઉભો, ભડભડી રહી, અનમ, ઉગ્ર હિંસા વિશે;
હઠી, પરમસાત્વિકી, સકલસ્પર્શિની દૃષ્ટિથી
દશે દિશ વિલોકતો, તિમિર દુર્ગને ભેદતો;
ક્ષણેક્ષણ નિહાળતો સતતજ્યોતિ ચૈતન્યનો,
અસંખ્ય ગતુબાલને અભયપ્રેરણા અર્પતો.

( અનુ૦ ) (૪)

પ્રિયને, પ્રાણને, સૌને હોમી આ વિશ્વયજ્ઞમાં—
પામજો વિશ્વ શાન્તિને, સાધી આ ઉગ્ર સાધના.

( દ્રુત૦ ) (૫)

ભય પમાડતી માયિક ભીરુતા,
પણ ન તોય ઉદયા ભડ જંપતા;
કનકકીર્તિ વિશે ભળી શ્યામિકા—
અનલ ઉગ્ર મહિં પરિશોધતા.

( અનુ૦ ) (૬)

બંધ ને મોક્ષનો આ તો મહાવિગ્રહ વર્તતો;
વિશ્વદેવ ! મહાકાલ ! આપનાં અર્ધ્યો વર્ષજો.

સુંદરજી ગો. બેટાઈ

ઉપયોગ 'આપદ્ ધર્મ' તરીકે થવો જોઇએ, એ આ લડાઇ બંધ થયા પછી ખૂબ યાદ રાખવું પડશે! અત્યારે તો એ શસ્ત્રનો ઉપયોગ કર્યા વિના છૂટકો નથી એમ મને પરિસ્થિતિ જોતાં ખાત્રી થઇ છે. આખા બ્રિટિશ સામ્રાજ્યના પીઠબળવાળા સરકારી અમલદારોને હંફાવવાનો બીજો કયો ઉપાય આપણી પાસે છે? બંદૂકના ગોદે પોતાનો માલ ખરીદવાની ફરજ પાડનાર આ બ્રિટિશ સરકાર સામે તેના માલનો બહિષ્કાર અખત્યાર આપણે ન કરીએ તો બીજું શું કરીએ? મને લાગે છે કે આપણી લડાઇનું મુખ્ય હથિયાર 'બહિષ્કાર' જ થઇ શકે! જે જે વસ્તુ જે જે વ્યક્તિ અને જે જે બનાવ આ પરદેશી સરકારને ટેકો આપે છે તેનો દરેકનો બહિષ્કાર! આ વ્યાપ્તિ જેટલે અંશે સાચી કરી બતાવીશું, તેટલે અંશે આ સરકારનો બહિષ્કાર થઇ શકશે–એટલે કે સરકારને (હિન્દુસ્થાનની બહાર કાઢી શકાશે! આવો બહિષ્કાર કેમ સાધવો, એ નક્કી કરવાનું કામ નાયકોનું છે!

વારું! આ કાગળ હું તમને છાપામાં ન આવે એવા બનાવો જણાવવા લખું છું. તમે સામાન્ય રીતે તો એ જાણો છો કે ચાલુ ચળવળ આખા દેશમાં ખૂબ ફેલાઇ છે; જો કે સરકાર પાર્લામેન્ટ આગળ એવાં નિવેદનો મોકલે છે, કે ચળવળ શાન્ત થઇ જવા આવી છે! આવા સામાન્ય કથનોના પૂરાવા મેળવવા ઘણા કઠણ હોય છે! માટે મને એવાં કથનો કરવાં પસંદ નથી, જો કે લખવાની રૂઢિને લઇને એવાં કથનો મારાથી થઇ જતાં હશે! હું પોતે એવા બનાવો શોધું છું, જે સુંદર કાવ્યની જેમ અગાધ સૂચન કરે! આવો એક બનાવ હું એક ગામડા આગળથી પસાર થતો હતો ત્યાં મેં જોયો! એ ગામડું એવા ભાગમાં છે જ્યાં કોઈ પણ સ્વરાજ્યની ચળવળને આવતાં બહુ વાર લાગે! હું ખટારામાં બેસીને જતો હતો! બાજુએથી ઢોરની ગમાણની પેલી બાજુએથી ભરવાડોની છોકરીઓ અને છોકરાઓ દોડતા આવ્યા, અને 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'નું ખૂસરાણુ મચાવી મૂક્યું! આ શબ્દોથી ખરેખર મને રોમાંચ થયો! અને મારી આંખ ભીની થઇ! ખરેખર, આ ભાવો મારા સત્ત્વના ઊંડાણમાંથી સ્ફુરતા હોય તેમ મને ત્યારે લાગ્યું! આનું કારણ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ' શબ્દો મને નવા હતા એ નહિ, અથવા 'બળવો ઘણું જીવો' એ બૂમ મૂર્ખાઇભરેલી છે એમ હું નથી માનતો એમ નહિ, પણ એ મોઢું ભરી દેતા શબ્દો જે ભાવોથી બોલાતા હતા એ ભાવોએ મને રોમાંચિત કર્યો, મારી આંખ ભીની કરી! એ બાળકો એ બૂમનો શબ્દાર્થ નહોતાં સમજતાં, પણ તેનો ભાવાર્થ બરાબર સમજતાં હતાં! એ સ્વરાજ્યની ધૂંધપણા છે, એમ તેઓ બરાબર સમજતા હતા! અને 'મહાત્મા ગાંધીની જે' સાથે એને એવી રીતે મેળવી દેતા હતા કે કોઈ પણ માણસ કહી શકે કે ગાંધીજીનું તપ ફળ્યું છે! ગાંધીજીએ ગુજરાતનાં ભરવાડોનાં છોકરાંને પણ સ્વરાજ્યમાં રસ લેતાં કરી દીધાં છે! એક ક્ષણમાં કેટલા વિચારો, કેટલા ભાવો આવી જાય છે! મહાત્માજીનું ઐતિહાસિક અભિગમન નજર આગળ તરવરવા લાગ્યું! મને થયું કે ભલે મહાત્માજી સ્થૂલ પ્રદેશમાં એક દિશાએ ચાલ્યા હોય, પણ લોકમાનસપ્રદેશમાં તો એ ગતિ સર્વ દિશાઓમાં થઇ ગઇ છે!

પણ સાથે સાથે, જેમ મોટર દોડતી હતી, તેમ બીજા વિચારો પણ આવવા લાગ્યા. તેમાં મુખ્ય એક આશંકા હતી. આ ઉત્સાહનો, આ પ્રબોધનો આપણે લાભ લઇ શકીશું? આ ચૈતન્યના ધોધમાંથી આપણે એવી વીજળી ઉત્પન્ન કરી શકીશું કે જેના બળે આપણે

ભીજાજથી એમનું માથું હાલે છે તે ગમે તેવા બીકણ અનુયાયીમાં પણ હિંમત ઉત્પન્ન કરે એવું છે અને ગમે તેવા ગર્વિષ્ઠ અમલદારને પણ માથું નમાવવાની ફરજ પાડે તેવું છે! અને એમની 'ઘૂર્ણાયમાન' આંખો! એક વાર મેં તમને મશ્કરીમાં પૂછેલું કે આ વલ્લભભાઇની આંખો હમેશ પીધેલ જેવી કેમ લાગે છે? વલ્લભભાઇની આંખમાં જ્યારે અમર્ષ આવે છે ત્યારે ખરેખર તે સજ્જડ કરી દે એવી થઇ જાય છે. મેં લોકમાન્ય ટિલકને એક જ વાર પાસે બેસી જોયેલા છે! હું વલ્લભભાઇને જોઉં છું ત્યારે મને લોકમાન્યની મારા અંતરમાં પડેલી છબી યાદ આવે છે! સમાનતા કયી વિગતમાં છે તે કહેવું કઠિન છે; પણ મને લાગે છે બન્નેની આંખનો અમર્ષ સરખો છે! ગમે તેમ હોય પણ તે દિવસે જ્યારે એ ભાષણ કરતા હતા અને હું એમના 'ચાળા' જોતો હતો ત્યારે મારાં મનમાં જાતજાતના વિચારો આવતા હતા, જેનો એમના ભાષણ સાથે મુદ્દલ સંબંધ ન હતો! તે સમયે મને મુદ્રારાક્ષસના ચાણક્યનું સ્મરણ થઇ આવ્યું! ચાણક્યનો અમર્ષ અને આપણે કલ્પી લીધેલી તેની આંખો—બન્ને વલ્લભભાઇમાં દેખાય છે! ચાણક્યે જેમ ધનલોભી 'નન્દો'ને ઊખેડી નાખવાની પ્રતિજ્ઞા લીધેલી, તેમ વલ્લભભાઇએ પણ આ ધનલોભી બ્રિટિશ સરકારને ઊખેડી નાખવા પ્રતિજ્ઞા લીધી હોય એમ તેમની બોલવાની દૃઢતાથી લાગતું હતું! વલ્લભભાઈના શ્યામલ મુખ ઉપર જ્યારે જ્યારે આવેશની છાયા આવતી, ત્યારે મને પેલા અશ્વમેધ સૂક્તમાં જે યોદ્ધાનું વર્ણન કર્યું છે તે યાદ આવ્યું! **'जीमूतस्येव भवति प्रतीकं**—મેઘના જેવી તેની મુખાકૃતિ થાય છે!' તે સમયે તો એટલું જ યાદ આવ્યું, પણ અત્યારે આખી લીટી પૂરી કરું છું:-**'यद्वर्मी याति समदामुपस्थे**—જ્યારે કવચધારી મદવાળી સેનાઓનાં ઉત્સંગમાં તે જાય છે.'

પણ હું જ્યારે ભીડથી અને ધક્કામુક્કીથી કંટાળી ગયો, ત્યારે મને એમ થયું કે કોઈ સિનેમાવાળો વલ્લભભાઇનો કેમ લાભ નહિ લેતો હોય! આટલા સારા અભિનય કરનાર ભાગ્યે જ બીજો કોઈ માણસ મળે! અને વળી પ્રાન્તિક સમિતિના ફંડમાં વધારો થાય! કારણ મારી ખાત્રી છે કે જો વલ્લભભાઇ સિનેમાવાળાને તેમની ફીલ્મ લેવા દે તો જરૂર પ્રાન્તિક સમિતિ માટે સારી 'પર્સ' પડાવે!

આ બધું વાંચીને કદાપિ તમને હસવું આવશે! પણ મારી સ્થિતિ તમે કલ્પો એટલે તમને દયા આવશે! એક મોટી ગંજાવર સભાના વર્તુલની રેખા ઉપર હું ઉભેલો, બધી બાજુથી દબાણ આવે અને વધારામાં વરસાદનું પડયા પહેલાનું હવાનું દબાણ—આવા માનુષી અને દૈવી દબાણ વચ્ચે દબાએલો શ્રોતાજન ઉપર પ્રમાણે તરંગો ન કરે તો બીજું શું કરે?

પણ તમે બીજે વાંધો લેશો. કાગળની શરૂઆતમાં નાની બાળકોનું વર્ણન કરવાનું હું વચન આપું છું અને સરદાર સાહેબ વલ્લભભાઇ જેવા મોટા માણસનું વર્ણન કરું છું! આનો ખુલાસો પણ થઇ શકે એમ છે! પણ ખુલાસામાં વખત ગાળ્યા કરતાં, હું મારાં બાળકોનું વર્ણન કરી એ દેખાતી ભૂલને ભરપાઈ કરી દઉં!

આજકાલ વાનરસેનાઓની ખૂબ હૂકાહૂક ચાલી છે! શહેરની વાનરસેનાઓ શહેરની પોળોની જેમ ઘણું ગંદું બોલે છે! પણ તે અટકાવવાનો પ્રબંધ થઇ ગયો છે! સરદાર સાહેબે એમના ભાષણમાં પણ એ વિષે ચાબુક માર્યો છે! પણ હું તો ગામડામાં રહું છું એટલે શહેરના છોકરાઓનો શહેરી ગંદવાડ ત્યાં આવતો નથી! એટલે મારા છોકરાઓ જે બૂમો પાડે છે તે જો માત્રા અને સમય વધી ન જાય તો આનંદદાયક લાગે છે! સૌથી નાનો, જે ગમે તે માણસને દૂરથી જોઈ 'તાત્યા કે બટુક કાકા' કરી બૂમો




# હતભાગી હિંદ

## ૨

### જનસુખાકારી.

દર હજારે મૃત્યુપ્રમાણ

| | ૧૯૨૧ | ૧૯૨૫ |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૨.૯ | ૧૧.૫ |
| ઈંગ્લંડ | ૧૪.૬ | ૧૨.૫ |
| ફ્રાન્સ | ૧૩.૭ | ૧૩.૫ |
| જર્મની | ૧૬.૪ | ૧૩.૬ |
| હિંદુસ્તાન | ૩૦.૫૯ | ૨૭.૨ |

અકાળ મૃત્યુ

| | | |
|---|---|---|
| ૨૦ થી ૩૫ વર્ષની ઉમ્મર | ૩,૬૩,૫૯૧ | પુરુષો. |
| " " " | ૪,૦૩,૬૩૩ | સ્ત્રીઓ. |
| ૬ થી ૧૫ વર્ષની ઉમ્મર | ૭,૬૪,૮૫૫ | પુરુષો. |
| " " " | ૬,૫૨,૧૨૮ | સ્ત્રીઓ. |

૧૫ થી ૨૦ વર્ષના ઉમ્મરના ૨,૩૮,૮૩૩ લોકો મરી જાય છે. જો દરેક જિંદગીની આર્થિક કિંમત ૧૬૦૦ ગણીએ તો હિંદમાં દર વર્ષે ઓછામાં ઓછી ૩૨ કરોડની ખોટ ગણી શકાય.

આયુષ્યનું પ્રમાણ

| | સરેરાશ લંબાઇ | | સરેરાશ લંબાઈ |
|---|---|---|---|
| ઇગ્લંડ | ૫૨.૫ | જર્મની | ૪૭.૪ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૫૫.૫ | જાપાન | ૪૪.૩ |
| ફ્રાન્સ | ૪૮.૫ | હિંદુસ્તાન | ૨૨.૭ |

ઇસ્પિતાલો અને દવાખાનાં

બ્રિટિશ હિંદમાં ઇસ્પિતાલ અને દવાખાનાંની કુલ સંખ્યા ૩૯૭૨ છે. ૩૮૬ સ્ટેટ પબ્લીક. ખાનગી મદદથી ચાલતી ઇસ્પિતાલો તથા દવાખાનાં ૨૯૨૦ છે. સ્ટેટની ઇસ્પિતાલો માત્ર શહેરના ઉપયોગમાં આવે છે.

એક દવાખાનું ૨૭૫.૫૨ ચોરસમાઇલના તથા ૬૦,૦૦૦ લોકોના ઉપયોગમાં આવે છે.
બંગાળામાં એક ૮૦ ચોરસ માઇલના ઉપયોગમાં આવે છે.
અમેરિકામાં એક ઇસ્પિતાલ ૨૯ ચોરસમાઇલે હોય છે.
ઇગ્લંડમાં " " ૧૪ " "
જાપાનમાં એક દવાખાનું ૭ ચોરસમાઇલે હોય છે.

## કાપડનો વેપાર

બ્રિટિશોના હુમલાથી હિંદી હાથશાળનો ઉદ્યોગ નાશ પામ્યો અને રેંટિયાના ટુકડે ટુકડા થઈ ગયા. કાર્લ માર્ક્સ

કંપનીના એજન્ટોની ઇચ્છાનુસારની શરતો કબૂલ કરવાને વણકરો અશક્ત હોવાથી, તેઓનો માલ જપ્તીમાં લેવાતો, અને ખોટ પૂરી કરવા માટે ત્યાંને ત્યાં વેચી નાખવામાં આવતો. રેશમના વણકરો સાથે પણ એવા અન્યાયથી વર્તવામાં આવતું કે તેમને કામ કરવાની ફરજમાંથી મુક્ત કરવા માટે તેઓના અંગુઠા કાપી નાખ્યાના દાખલા જાણવામાં આવ્યા છે. બોલ્ટસ

## હિંદના સુતરાઉ માલની ઈંગ્લાંડમાં નિકાસ

| વર્ષ | | | વર્ષ | | |
|---|---|---|---|---|---|
| ૧૮૧૪ | ૧૨,૬૬,૬૦૮ | તાકા | ૧૮૨૮ | ૪,૨૨,૫૦૪ | તાકા |
| ૧૮૨૧ | ૫,૩૪,૪૯૫ | ,, | ૧૮૩૫ | ૩,૦૬,૦૮૪ | ,, |

૧૮૧૪ ની સાલમાં આશરે અઢી કરોડની કિંમતનો સુતરાઉ માલ કલકત્તાના બંદરથી ચઢાવવામાં આવ્યો હતો. સો વર્ષ પછી ૧૯૧૪માં ૩૪૩/૪ કરોડનો બ્રિટિશ સુતરનો માલ કલકત્તામાં આવ્યો હતો.

## વહાણ બાંધવાની કળા

હિંદમાં બાંધેલ વહાણમાં હિંદનો માલ લંડનના બંદરમાં આવતાં બજારદારોમાં ખળભળાટ ઉત્પન્ન થયો ... તેઓએ જાહેર કર્યું કે તેઓનો ધંધો નાશ પામવાની તૈયારીમાં હતો અને ઈંગ્લંડનાં નૌકાકારના સઘળાં કુટુંબો ચોક્કસ ભૂખે મરી જશે. આથી હિંદમાં વહાણ બાંધવાનો ધંધો નાશ પામ્યો. ટેઈલર

## વહાણ તથા મછવાની સંખ્યા

| | | | |
|---|---|---|---|
| ૧૮૫૭ | ૩૪,૨૮૬ | ૧૯૦૧ | ૧૦,૪૯૭ |
| ૧૮૯૯ | ૧૨,૩૦૨ | ૧૯૨૭ | ૮,૬૪૦ |
| ૧૯૦૦ | ૧,૬૭૬ | | |

## આયાત—નિકાસ

(૧૯૨૬માં હિંદમાં આયાત)

| | | | |
|---|---|---|---|
| કપડાં | ૧૬૫ લાખ | યંત્રો | ૧,૪૧૮ લાખ |
| બાંધકામની તથા એન્જીનિયરીંગ-ની વસ્તુઓ | ૧૨૨ ,, | લોઢું તથા પોલાદ | ૧,૮૦૬ ,, |
| | | તેલ | ૧;૦૦૫ ,, |
| રાસાયણિક દ્રવ્યો | ૨૦૨ ,, | કાગળ તથા પુંઠાં | ૨૮૧ ,, |
| સાઇકલ | ૧૦૭ ,, | મીઠું | ૧૦૪ ,, |
| ફળો તથા શાકભાજી | ૧૫૭ ,, | સાબુ | ૧૪૬ ,, |
| કાચ તથા તેનો સામાન | ૨૫૯ ,, | તમાકુ | ૨૧૩ ,, |
| વાઇન અને સ્પિરિટ (દારૂ) | ૩૩૪ ,, | મોટરગાડી | ૪૪૮ ,, |

કુલ આયાત ૨૨,૬૧૭ લાખ રૂપિયાની.

હિંદના મહેસૂલની આવક

| | | | | |
|---|---|---|---|---|
| મધ્ય | ૧૩,૩૧૭ લાખ રૂપિયા | મીઠું | ૬૩૩ લાખ રૂપિયા |
| પ્રાંતિક | ૮,૭૫૧ ,, ,, | અફીણ | ૪૧૪ ,, ,, |
| જકાતની | ૪,૭૭૭ ,, ,, | રેલ્વે | ૩૪૪૦ ,, ,, |
| ઇન્કમ ટેક્સની | ૧,૫૮૫ ,, ,, | તારટપાલ | ૮૬ ,, ,, |

ખર્ચ

| | શાંતિ તથા સહીસલામતી માટે | માથાંદીઠ |
|---|---|---|
| લશ્કરી | ૬૦૨૯ લાખ રૂપિયા | ૨–૧૦–૦ |
| પોલીસ | ૧૨૧૪ ,, ,, | ૦—૪–૦ |
| રેલ્વે | ૨૫૧૧ ,, ,, | |

પોલીસતરીકે નોકરીમાં માણસોની સંખ્યા ૫,૯૮,૦૮૧

લશ્કરી ખાતાની સંખ્યા ૪,૪૦,૬૦૧

રાષ્ટ્રહિતનાં ખાતાં માટે ખર્ચ

| | | | |
|---|---|---|---|
| નહેર | ૯૨ લાખ રૂપિયા | | |
| કેળવણી | ૧૧૩૬ ,, ,, | ખેતીવાડી | ૧૨૨ લાખ રૂપિયા |
| વૈદકીય | ૩૫૭ ,, ,, | હુન્નરઉદ્યોગ | ૧૪૯ ,, ,, |
| જાહેર તંદુરસ્તી | ૧૯૫ ,, ,, | કરજનું વ્યાજ | ૨૧૬૧ ,, ,, |

આવક અને કર

માથાં દીઠ

| | વાર્ષિક આવક | દૈનિક આવક | કર |
|---|---|---|---|
| | રૂ. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૩૩૨૮ | ૭—૪—૦ | ૮૧—૦—૦ |
| ગ્રેટબ્રિટન | ૧૪૫૬ | ૪—૧—૦ | ૨૩૫—૮—૦ |
| હિંદુસ્તાન | ૩૦ | ૦—૧—૬ | ૬—૧—૦ |

કેળવણી (બ્રિટિશ કબજા પહેલાં)

એ તો દેખીતું છે કે જ્યારે બ્રિટિશોએ હિંદનો કબજો લીધો ત્યારે તેમને માલૂમ પડ્યું કે, રાષ્ટ્રીય કેળવણીની પ્રથા ખૂબ પ્રચાર પામી હતી. જહૉન મતાઇ કમિશ્નર

બ્રિટિશોના કબજા પહેલાં બંગાળની કેળવણીસંબંધી સરકારી દસ્તાવેજ પરથી મેક્સમૂલર કબૂલ કરે છે કે, બંગાળમાં ૮૦,૦૦૦ દેશી શાળાઓ હતી. એટલે કે વસ્તીના દર ૪૦૦ મનુષ્યે એક હતી............ કેરહાર્ડી ઇંડિયા

નદીઆ પ્રાંત નિશાળોથી ઊભરાઇ પડ્યો છે. દર ૩૧ માટે એક શાળા છે.

રેવ. વૉર્ડ ૧૮૨૧

અંગ્રેજોએ કેળવણીનો પ્રચાર કર્યો છે કે?

જ્યારે કોઈ પ્રજા અગર રાષ્ટ્ર સાર્વભૌમ સત્તાને તાબે થાય છે, ત્યારે એટલું તો સમજી લેવાનું કે પહેલી બાબત વિજેતાઓ કરશે તે, જુલમપીડિત દેશમાં કેળવણીનો નાશ કરવાનું, ઉત્તેજન બંધ કરવાનું અથવા તો સખ્ત રીતે કબજે લેવાનું પગલું ભરશે. કારણકે કેળવણી તથા ગુલામી સાથેસાથે કામ કરી શકતાં નથી. એમ્સ સેમેરી

## માથાદીઠ પ્રાથમિક કેળવણીનો ખર્ચ

| | | | |
|---|---|---|---|
| ડેન્માર્ક | ૧૭–૫–૦ | જાપાન | ૭–૦–૦ |
| અમેરિકા | ૧૬–૪–૦ | ફિલિપાઇન | ૮–૦–૦ |
| ઇંગ્લંડ | ૯–૦–૦ | હિંદુસ્તાન | ૦–૨–૦ |

* * *

બંગાળ સરકાર નીચે પ્રમાણે ખર્ચ કરે છેઃ—

| | |
|---|---|
| દર યુરોપિયન વિદ્યાર્થી દીઠ | ૧૦૩—૪–૦ |
| દર બંગાળી વિદ્યાર્થી દીઠ | ૨–૧૧–૦ |

* * *

## બ્રિટિશ હિંદમાં શાળાની સંખ્યા

| | | | |
|---|---|---|---|
| પ્રાથમિક | ૧,૮૩,૧૬૪ | માધ્યમિક | ૧૦,૮૩૭ |

કૉલેજો

| | | | |
|---|---|---|---|
| આર્ટસ | ૨૧૬ | વૈદકીય | ૧૦ |
| કાયદાની | ૧૨ | ખેતીવાડી | ૬ |

## સંસ્કૃતિનું જાદુ

(Cultural Hypnotism)

દેશની જીત થયા પછી તરત જ મન પણ જીતાયું. હ્યુંટર

પંજાબની શાળાના અધિકારી કર્નલ ગુડમેન ૧૮૮૩માં લખે છે કે રાજભક્તિની લાગણી ઠસાવવાના હેતુથી બ્રિટિશ સરકારે હિંદમાં શાળાઓ ખોલી છે અને આ રીતે સામ્રાજ્યના પાયા મજબૂત થાય છે.

* * *

આપણે એક એવો વર્ગ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો જોઇએ કે જે લોહી અને વર્ણમાં હિંદી હોય; પરંતુ બુદ્ધિમાં, મતમાં તથા રહેણીકરણીમાં અંગ્રેજી હોય. મેકૉલે

* * *

હિંદની બુદ્ધિની ચપળતા સંબંધી કોઇને શંકા નથી, પરંતુ કેળવણીની પાશ્ચાત્ય પદ્ધતિએ તેનો કેવો ઉત્તર વાળ્યો છે તથા હિંદની પરાપૂર્વથી ચાલી આવતી વિદ્યુત્ સમી શક્તિને કેવી અપંગ બનાવી દીધી છે!

કાઉન્ટ ઓરોમન

હિંદ સંબંધી ઇતિહાસનાં તાજેતરમાં રચાયેલ બધાં પુસ્તકો શંકાની દૃષ્ટિથી જોતાં જોઇએ. સરકાર પક્ષને ટેકો મળવા માટે પરાણે પુરાવો મેળવવામાં અધિકારની સર્વ શક્તિઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

બ્રુક્સ એડમ (૧૯૨૫)

હિંદમાં આપણી સત્તા ખરા બળ કરતાં માન્યતા પર વધારે ટકી રહેલી છે. મેટકાફ

આ બધાં આંકડાઓ ઉપર તથા અંગ્રેજોના તુમાખી વિચારો ઉપર આજે આપણે ર૧ ફરી વિચાર કરીશું? અને વિચાર કર્યા પછી એ ઊગટાવવાનો પ્રયત્ન કરીશું?'

છોટાલાલ માનસિંગ કામદાર

કરવું—એ શું ગાંધીનો દોષ છે? વાઇસરૉય સાહેબ શું એમ ઇચ્છે છે કે હિન્દુસ્થાને દુનિયાનો ચાલુ માર્ગ લીધો હોત તો તેઓ ગાંધીજીની માગણીઓ બરાબર સમજત! ગાંધીજીએ લોકોને, પોતે દુ:ખ સહન કરી આ અનિષ્ટ સરકાર સામે થવા કહ્યું એ ગાંધીજીનો મોટામાં મોટો દોષ છે, એમ વાઇસરૉય સાહેબ માનતા લાગે છે!

પણ કદાપિ વાઇસરૉય સાહેબનો રાજ્યબંધારણનો અભ્યાસ એમને એમ કહેતો હશે કે હિન્દુસ્થાનની પ્રજાથી સરકાર માબાપ સામે થઇ જ ન શકાય!!!

વાઇસરૉય સાહેબ એમના આ ઉપદેશમાં આ સમયે જરા ઊંડા પાણીમાં ઊતર્યા છે! તેઓને આ ચળવળના સિદ્ધાન્ત સામે વાંધો છે. તેઓ માને છે, કે જો આ ઝેરી રોગનાં જંતુઓ પ્રજાશરીરમાં પ્રવેશ કરશે તો ભવિષ્યની કોઇપણ હિન્દી સરકાર (અર્થાત સ્વરાજ્યની સરકાર પણ) માટે કામ કરવું અસંભવિત થઇ જશે! વાઇસરૉય સાહેબે જ્યારે આ વચનો ઘડ્યાં હશે ત્યારે શું એ દુનિયાનો ઇતિહાસ અને રાજકારણનાં તત્ત્વો ભૂલી ગયા હશે!

જ્યારે પ્રજાના મોટા ભાગને એમ લાગે કે તેના ઉપર શાસન કરતી સરકાર પ્રજાનું હિત કરવાને બદલે પ્રજાનું અહિત કરે છે, ત્યારે પ્રજાએ શું કરવું? જો પ્રજાસત્તાક રાજ્ય હોય અને સરકાર પ્રજાના પ્રતિનિધિઓની બનેલી હોય તો પ્રજા તે પ્રતિનિધિઓને પાછા બોલાવી લે છે! બ્રિટનનાં પ્રધાનમંડળો બદલાય છે એનો સાદી ભાષામાં આ જ અર્થ છે! પણ કોઇ કારણથી પ્રજા પોતે ધારેલું હિત અમલમાં ન લાવી શકે તો તેણે શું કરવું? વાઇસરૉય સાહેબ જે ‘જનરલ સ્ટ્રાઇક’ (સાર્વત્રિક હડતાલ)નો નિર્દેશ કરે છે તે જ કરવું પડે! ઇંગ્લેન્ડે એમ જ કર્યું હતું! અને કૉન્ઝરવેટિવ સરકાર ક્યાં ટકી શકી? છેવટે નમતું જ આપવું પડયું ને? જો હિન્દી સરકાર એટલું કરવા તૈયાર હોય તો આવતી કાલે ચળવળ બંધ થાય!”

કેવળ શાન્તિ એ કોઇ પણ જીવતી પ્રજાનું ધ્યેય ન હોઇ શકે! શાન્તિ જ્યારે ઘાતક નીવડે, ત્યારે અશાન્તિ એ જ પરમ ધર્મ બને છે! એ ન્યાયે દરેક પ્રજા બળવો કરે છે! એ જ ન્યાયને અતિશય સૌમ્ય અહિંસાનું સ્વરૂપ આપી આજે ગાંધી હિન્દુસ્થાનને દોરે છે!

વાઇસરાય સાહેબે હિન્દુસ્થાનની ભાવી સરકારની ચિન્તા કરવાની જરૂર નથી!

વાઇસરૉય સાહેબના ભાષણમાં કેટલાક દેશભક્તોને આશાનાં ચિન્હો દેખાયાં છે! આ વિષે મૌન ધરવું ઉચિત છે! કારણ એ ચિન્હો વાઇસરૉય સાહેબના જાહેરમાં ઉચ્ચારેલા શબ્દોમાં દેખાતા નથી! સંભવ છે કે આપણા કેટલાક દેશભક્તો વાઇસરૉય સાહેબને ખૂબ ગમી ગયા હોય અને તેમને ખાનગીમાં કાંઇક કહ્યું હોય!

* * *

## મુંબઇના ગવર્નર સાહેબનું ભાષણ

પોતે જ કૃત્ય કરનાર અને પોતે જ ન્યાયાધીશ! મુંબઈના ગવર્નર સાહેબનું ભાષણ વાંચી સૌથી પહેલો વિચાર આ આવે છે: સરકારે જે હિંસક હુમલાઓ અહિંસક સત્યાગ્રહીઓ ઉપર કર્યા છે તે બધા વ્યાજબી છે; જ્યારે લાઠીઓના માર પડવા છતાં એક પણ આંગળી ઊંચી ન કરનાર સત્યાગ્રહીઓ બધા દુષ્ટ છે! ગવર્નર સાહેબના ભાષણનો આ સાર છે! વાઇસરૉયની માફક ગવર્નર પણ જાણે છે કે આપણે ગમે તે બોલીશું કે ગમે તે કરીશું તે બધું ચાલશે! આપણી પાસે લશ્કર અને પોલીસ છે ને!

ગવર્નર સાહેબનું ભાષણ સુપ્રસિદ્ધ બ્રિટિશ જડતાનો નમૂનો છે! ગવર્નર સાહેબ કહે છે કે રાજકીય હકો પ્રાપ્ત કરવા બળ વાપરવું, એ ખોટું છે! અને બળ અને અહિંસા એ વિરોધી

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૦ શ્રાવણ-ભાદ્રપદ : ૧૯૮૬ અંક ૪-૫

# વિદેશી કાપડ બહિષ્કાર

થોડા દિવસ ઉપર અમદાવાદમાં આઝાદ બજાર ભરવામાં આવ્યું હતું. વિદેશી કાપડ અને બ્રિટિશ માલનો બહિષ્કાર કેવી રીતે સિદ્ધ કરી શકાય તે બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. લગભગ દસ દિવસ સુધી શહેરની પ્રજાએ આ બજારનો લાભ ખૂબ પ્રમાણમાં લીધો હતો.

રોજની વપરાશની ચીજો માટે પરદેશ ઉપર આધાર ન રાખવો પડે તે માટે દેશમાં બનતી તે તે વસ્તુની દુકાનો રાખવામાં આવી હતી. બજારના પ્રમાણમાં આ દુકાનોની સંખ્યા અને જગ્યા થોડી હતી, છતાં સ્વદેશી બજારમાં દર વખત હોય છે તે વસ્તુઓ– દીવાસળી, કાગળ, ચ્હા, ખાંડ, પેન્સીલો, દવા વગેરે જોવામાં આવતી હતી. પણ ખાસ નવી ચીજો નહોતી. મોટે ભાગે તો કાપડની દુકાનો જ માલમ પડતી હતી.

શરૂઆતમાં ખાદી માટેના બે મોટા ઓરડા હતા. તેમાં વિદેશી કાપડનો બહિષ્કાર સિદ્ધ કરવાનાં બે મોટાં સાધનો સ્પષ્ટ રીતે ચિત્રોદ્વારા બતાવવામાં આવ્યાં હતાં. એ ચિત્રોની ભાવના બહુ જ સચોટ હતી. એક ચિત્રપટ પર બહિષ્કારનું ગાડું દોરવામાં આવ્યું હતું. એ ગાડામાં સ્વદેશી મિલનો માલ ખૂબ સીંચી સીંચીને ભર્યો હતો. ઉપર એક માણસને બેસાડવામાં આવ્યો હતો. ગાડાનાં પૈડાં આગળ વિદેશી માલનો મોટો ગાંસડો પડ્યો હતો તે ગાડાની ગતિને રોકતો હતો. તકલી અને મિલ બન્ને ગાડું ધકેલવાનો પ્રયત્ન કરતાં હતાં. પણ ગાડામાં ખૂબ માલનો ભાર હતો અને વિદેશી કાપડ નડતું હોવાને લીધે ગાડું ખસી શકતું નહોતું. પછવાડેથી એક માણસ જેણે વર્ષ દિવસ સુધી નવું કાપડ નહિ ખરીદવાનો નિશ્ચય કર્યો હતો—થીંગડાં મારી, કરકસર કરીને ચલાવવાનો નિશ્ચય કર્યો હતો તેવો માણસ એ બહિષ્કારના ગાડાને સરળતા કરી આપતો હતો. આગળ એક માણસ તકલીથી કાંતતો જોવામાં આવતો હતો, તે માણસ બહિષ્કારના ગાડાને વેગ આપતો હતો. મતલબ કે, વિદેશી કાપડનો બહિષ્કાર સિદ્ધ કરવો હોય તો બે જ વસ્તુ જરૂરની છેઃ એક વરસ દિવસ સુધી નવું કાપડ ખરીદવું નહિ; દરમિયાન પોતે હાથે કાંતી કંતાવીને પોતાનું કાપડ તૈયાર કરાવવું. આ વસ્તુ બતાવવા માટે બીજો તકતો મૂક્યો હતો. તેમાં મહાત્માજી

(૩) મિલોને સરકાર ગમે ત્યારે દબાવી શકે;
(૪) મિલોને પરદેશી સંચા ને પરદેશી કરામત ઉપર આધાર રાખવો પડે છે, તેથીયે ગમે ત્યારે મિલો ભીડમાં આવી શકે.

એથી ઊલટું—
(૧) ખાદીની ભાવના જો દેશમાં વ્યાપક થાય તો આજે જેટલી જોઇએ તેટલી પેદા થઇ શકે;
(૨) ખાદીને મિલના જેટલી મૂડી ન જોઇએ;
(૩) ખાદીને મિલના જેટલી કરામત ન જોઇએ;
(૪) ખાદીને જોઇતાં યંત્ર દેશમાં જ પેદા થાય છે;
(૫) ખાદી ઘેર ઘેર પેદા થાય;
(૬) ખાદીને સરકાર કે બીજી શક્તિ કદી ન દબાવી શકે;
(૭) ખાદીને એક જગ્યાએ બનાવી બીજી જગ્યાએ મોકલવી અનિવાર્ય નથી. આજ થોડે ઘણે અંશે તેને મુસાફરી કરવી પડે છે, કેમકે ખાદીની ભાવના વ્યાપક નથી."

ઉપરના લખાણ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે, કે ખાદી એ બહિષ્કારનું એક અણુમોલું સાધન છે એમાં જરાયે સંશય નથી. એ વસ્તુથી દૂર જઇને મિલમાલિકો પ્રજાને વિકટ માર્ગે-લઇ જાય છે, ગરીબ પ્રજા મિલનો માલ ખરીદ કરે છે અને તે પુષ્કળ પ્રમાણમાં—અને જાણે-છે કે અમે બહિષ્કારને ટેકો આપીએ છીએ! વાસ્તવિક રીતે જેટલાં મિલનાં કપડાં લેવાય, તેટલે અંશે ખાદી ઉત્પન્ન કરવાની ધગશ ઓછી થઇ. માણસને કોઇ વસ્તુ તસ્દી લીધા વગર મળતી હોય તો તેને માટે હાડકાં હલાવવાની ઇચ્છા ન થાય. ગાડી ચાલતી હોય તો પગે ચાલવાની ઇચ્છા ન થાય, પરંતુ જેટલી સરળતા તેટલું અંતે દુઃખ, એ વસ્તુની વિસ્મૃતિ થાય છે. સરળતા એટલે પૈસો, સરળતા એટલે મૂડીવાદ—એ વસ્તુ આપણે સાફ સમજી લેવી જોઇએ. એ મૂડીવાદની અંદર કેટલું દુઃખ રહેલું છે તે ઉપરટપકે જોનારને ખબર ના પડે. સામાન્ય શહેરીઓ જેને પૈસાની કિંમત બહુ નથી, પરંતુ ૮૦ ટકા વસ્તી જે ગામડાંમાં રહે છે તેમનો જીવ ધીમે ધીમે જળોની માફક આ મૂડીવાદ ચૂસી લે છે એ બહુ જ ગંભીર પ્રશ્ન છે. તેથી જ જેટલી રીતે મૂડીવાદમાંથી બચી શકાય તેટલો બચવાનો પ્રયત્ન કરવાનો છે. એક નાનો પ્રશ્ન મૂડીવાળાના હાથમાં જાય છે તે ઉપરથી સુધારવાના નિમિત્તે ઊંડું નુકસાન પહોંચે છે. બહિષ્કારને નિમિત્તે મિલોના કાપડનો ભાવ વધી જાય, લોકો જૂઠી મોહિની માટે પૈસા ખર્ચી નાખે, ખાદીની ઉત્પત્તિ ઓછી થાય, ખાદી હલકી પડે, ગરીબ લોકોને જોઇતું કાપડ મળે નહિ અને પરદેશી કાપડ સસ્તે ભાવે વેચાય એટલે બહિષ્કારને નામે મીંડું! આ વાતનો આજ પ્રજાપ્રેમી જનો જરૂર વિચાર કરે. શ્રી. મીરાંબહેન કહે છે કે ખાદી એટલે? હિંદુસ્તાન માટે સુખ, સંપત્તિ અને આરોગ્ય.

શારદાબહેન મહેતા

લોકોને જમીનની તાણ પડતી હોય છે તેવે ઠેકાણે જ) લાખો એકર જમીનમાં બટાટા, ભાંગ, ખસખસ, દ્રાક્ષ અને તમાકુનું વાવેતર કરવામાં આવતું હોય છે. વળી આ સર્વ રીતે નુકસાનકારક વસ્તુઓના વપરાશથી જે ભયંકર પરિણામો આવે છે તે કોઈથી અજાણ્યાં તો નથી જ અને સૌ કોઇ તે વાતનો સ્વીકાર પણ કરતા હોય છે. તમામ વિગ્રહો અને ચેપી રોગોને લઇને જે કંઇ સંહાર થવા પામ્યો છે તેના કરતાં વધુ સંહાર આ દુનિયામાં આ નુકસાનકારક (માદક) વસ્તુઓના વપરાશથી થવા પામ્યો છે, એ વાત પણ લોકો સારી પેઠે જાણે છે; એટલે 'વખત વિતાવવા ખાતર, કે સ્ફૂર્તિ પ્રાપ્ત કરવા ખાતર, કે સૌ કોઇ કરે છે" વગેરે કારણોને લીધે એ વસ્તુઓ લોકો વાપરતા હોય છે એમ તો બને જ નહિ.

એ માટે તો બીજું જ કારણ હોવું જોઇએ. હરહંમેશ હરકોઈ સ્થળે સૌ કોઇને એવા લોકો મળશે જ, કે જેઓ પોતાનાં બાળકોને ચાહતા હોય છે અને તેમની ખાતર ગમે તેવો ભોગ આપવાને પણ તૈયાર હોય છે. પણ (નવાઇની વાત એ છે કે) એ જ લોકો—જે પૈસાથી પોતાનાં ભૂખે ટળવળતાં, દારિદ્રયહત બાળકોને પેટપૂરતું અન્ન આપી શકે અથવા કશું ન બને તો છેવટે એ પૈસાથી એમને દુઃખી થતાં તો બચાવી જ શકે તે પૈસા—એ જ લોકો ગમે તે જાતનો દારૂ પીવામાં કે અફીણ, ભાંગ અથવા તમાકુમાં ખરચી નાખે છે. ખરેખર! જો કોઈ માણસને એક બાજુ પોતાના વહાલા કુટુંબ ઉપર આફત તથા ભૂખમરો અને બીજી બાજુ નશો ચઢાવનારી વસ્તુઓનો ત્યાગ—એ બેમાંથી એકની પસંદગી કરવાની હોય અને તે માણસ પહેલી જ વસ્તુને પસંદ કરે તો એ તો ઉઘાડું જ છે, કે કેવળ 'મોજની ખાતર' કે 'સૌ કોઇ કરે છે' એટલા ખાતર એ વસ્તુનો તે સ્વીકાર નથી જ કરતો, પણ એ કરતાં કોઇ વધારે વજનદાર કારણને વશ વર્તીને તેમ કરવા તે દોરાતો હોવો જોઇએ. સાચે જ, માત્ર 'વખત વિતાવવા' ખાતર કે માત્ર 'સ્ફૂર્તિ પ્રાપ્ત કરવા' ખાતર એ માણસ એમ નથી કરતો પણ તે કોઇ વધારે મજબૂત કારણથી પ્રેરાઇને જ તેમ કરતો હોય છે.

આ વિષય ઉપરનું સાહિત્ય વાંચવાથી, બીજા લોકોનું અવલોકન કરવાથી અને ખાસ કરીને હું પોતે જ્યારે દારૂ અને બીડી પીતો તે વખતે મારી જાતના જ અવલોકનથી જે કારણ હું ખોળી કાઢી શક્યો છું તે મારી સમજ પ્રમાણે નીચે મુજબ છે:—

પોતાના જીવનનું જરા અવલોકન કરતાં માણસને પોતામાં બે વ્યક્તિઓ હોય એવું ઘણી વખત જણાય છે. તેમાંની એક આંધળી છે અને પાર્થિવ છે; જ્યારે બીજી દેખતી છે અને આત્મિક છે. એક ચાવી ચઢાવેલ યંત્રની માફક તે અંધ પાર્થિવ સત્ત્વ ખાય છે, પીએ છે, ઊંઘે છે, આરામ લે છે, ઓલાદમાં વૃદ્ધિ કરે છે અને હલનચલન કરે છે. પાર્થિવની સાથે જ સંકળાએલું તે દેખતું આત્મિક સત્ત્વ પોતાની જાતે તો કંઈ જ કરતું નથી પણ પાર્થિવ સત્ત્વની પ્રવૃત્તિઓની માત્ર ચિકિત્સા કર્યા કરે છે; જ્યારે એ પ્રવૃત્તિ તેને ગમતી હોય છે ત્યારે તેની સાથે તે તાદાત્મ્ય સાધે છે અને જ્યારે એ નથી રુચતી ત્યારે એનાથી અલગ રહે છે. આ અવલોકન કરનાર સત્ત્વને હોકાયંત્રની સોય સાથે સરખાવી શકાય. હોકાયંત્રની સોયનો એક છેડો ઉત્તર દિશા બતાવે છે અને બીજો દક્ષિણ દિશા બતાવે છે. પણ એ આખી સોય ઉપર એવું કંઇક મૂકવામાં આવ્યું હોય છે

માણસો માટે તો તેમનું ધ્યાન બાહ્ય બાબતોમાં પરોવાએલું રહે એટલું જ બસ છે; પણ જેમની નૈતિક લાગણીઓ અતિ સૂક્ષ્મ અને જાગૃત છે, તેઓ માટે એ સાધન ઘણી વખત તો પૂરતું નીવડતું નથી.

અંતરાત્માની ઇચ્છા અને પોતાના જીવન વચ્ચે જો વિરોધ હોય અને તેનું ભાન માણસને થઇ ગયું હોય તો તેનું ધ્યાન બાહ્યસાધનોથી બીજી દિશામાં આખો વખત રોકી રાખવું શક્ય નથી. આ આંતરિક ભાન એના જીવનમાં કાંટારૂપ થઇ પડે છે; અને પૂર્વવત્ જીવન ગાળી શકાય માટે લોકો વિશ્વસનીય આંતરિક સાધનનો આશ્રય લે છે, એટલે કે તેઓ નશો ચઢાવનારી વસ્તુઓથી પોતાના દિમાકને વિષ દઇને પોતાના અંતરાત્માને જ બુઠ્ઠો બનાવી દે છે.

અંતરાત્માના આદેશ અનુસાર પોતે જીવન ગાળતો નથી અને તેની માગણી મુજબ પોતાના જીવનની પુનર્ઘટના કરવા જેટલી એનામાં તાકાત નથી હોતી. જે મનોરંજક વસ્તુઓથી આ વિરોધ સંબંધીનું જ્ઞાન તેનામાં ન પ્રકટવું જોઇએ તે એ કામ માટે પૂરતી (સમર્થ) નીવડતી નથી; અથવા તો હંમેશની પ્રથાથી તે અતિ સામાન્ય થઇ ગઇ હોય છે અને તેથી જે અંતરાત્મા તેમના જીવનની અસત્યતા સંબંધી તેમને પોકારી પોકારીને કહી રહ્યો હોય છે, તેને અવગણીને તેમને તો પોતાનું પૂર્વજીવન ચાલુ જ રાખવું હોય છે. આથી પોતાને જે વસ્તુ જોવી નથી હોતી તે તરફ માણસ જેમ પોતાની આંખો બંધ કરી દે છે, તેવી જ રીતે લોકો જે ઇંદ્રિયદ્વારા પોતાનો અવાજ પ્રકટ થતો હોય છે તેને ઘડીભર વિષ દઇને તેની કાર્યશક્તિને થંભાવી દે છે.

૨

ભાંગ, અફીણ, દારૂ અને તમાકુનો સ્વાદ સારો લાગે છે. અથવા તો તેમાં કોઇ વિશેષ પ્રકારની મઝા છે, અથવા તો એનાથી કંઇ આરામ મળે છે, અથવા તો એમાં કંઇ લહેજત આવે છે એટલા ખાતર એનો ઉપાડ આટલા બધા બહોળા પ્રમાણમાં થાય છે એવું તો જરાય નથી જ; પણ અંતરાત્માની હાકલને ગુપ્ત રાખવાની માણસની જરૂરિયાત જ એ ઉપાડનું ખરું કારણ છે.

એક દિવસ રસ્તામાં ચાલતાં ચાલતાં કેટલાક ગાડીવાળાને વાતો કરતાં મેં સાંભળ્યા. એક જણે કહ્યું કે "અલબત્ત, ભાનમાં હોઇએ ત્યારે તો આવું કરતાં જરૂર શરમ જ આવે!"

ભાનમાં હોય ત્યારે જે કામ કરતાં શરમ આવે છે તે જ કામ પીધેલ બન્યા પછી સાચું લાગે છે. આ શબ્દોમાં જ માણસ નશો ચઢાવનારી ચીજોનો આશ્રય શા હેતુથી લે છે તેનું ખરું અને મૂળ કારણ આપણને મળી રહે છે. કાં તો પોતાનાં અંતરાત્માની વિરુદ્ધ જઇને પોતે જે કામ કર્યું છે એને અંગે લાગતી શરમની લાગણીમાંથી મુક્તિ મેળવવા ખાતર, અથવા તો પોતાનો પાશવી સ્વભાવ અંતરાત્માને ન રુચે એવું જે કામ કરવા માટે ઘોંચપરોણા કરી રહ્યો છે, તે કામ કરવા માટે પહેલેથી પોતે બરાબર તૈયાર થઇ શકે તે ખાતર, લોકો એ (માદક) ચીજોનો આશ્રય લે છે.

ભાનમાં હોય ત્યારે તો વેશ્યાની પાછળ જતાં, કે ચોરી કરતાં, કે ખૂન કરતાં માણસને પોતાને શરમ આવતી હોય છે; પણ દારૂ પીને મત્ત થયા બાદ આમાંનું એકેય

વધારે લલચાય છે એ વાત તો રસ્તે જનારો પણ જોઈ શકે તેમ છે. ચોર અને ધાડપાડુની ટોળીઓ તેમજ વ્યભિચારી લોકો કેફી ચીજો વાપર્યા સિવાય રહી શકતા જ નથી.

સૌ કોઇ જાણે છે અને કબૂલ પણ કરે છે, કે અંતઃકરણના ડંખની વેદનાને લીધે જ કેફી વસ્તુઓનો ઉપયોગ થતો હોય છે. અને કેટલાક અનીતિને માર્ગે જવા સારુ અંતઃકરણના અવાજને ગૂંગળાવી મારવા ખાતર જ તે વસ્તુઓનો ઉપયોગ કરતા હોય છે. વળી એ પણ સૌ કોઇ જાણે છે અને કબૂલ પણ કરે છે, કે કેફી ચીજો અંતઃકરણને ગૂંગળાવી જ મારે છે, એટલે કે દારૂ પીને મત્ત બનેલો માણસ એવાં કાળાં કામ કરવા કટિબદ્ધ થઇ શકે છે કે જે કરવાનો તેણે દારૂ ન પીધો હોય તો તે વિચાર સરખો પણ ન કરી શકે. આટલું તો સૌ કોઇ કબૂલ મંજૂર રાખે છે. પણ કેફી ચીજોના સેવનથી ચોરી, ખૂન, વ્યભિચાર વગેરે વગેરે કંઈ નથી થતું એટલે કે એ ચીજોનું સેવન આવાં ભયંકર કૃત્યો કરવા માટે નથી થતું હોતું, પણ જેને આપણે બિલકૂલ સત્પાત્ર નથી ગણતા એવા ધંધાદારીઓ આ ચીજોનો ઉપયોગ કરતા હોય છે; અને તે પણ એકસામટી મોટા પ્રમાણમાં ન વાપરતાં હરહંમેશ થોડા થોડા પ્રમાણમાં વાપરતા હોય છે ત્યારે, (ગમે તે કારણસર) એમ ગૃહિત કરી લેવામાં આવે છે કે કેફી ચીજોમાં અંતઃકરણને ગૂંગળાવી મારવાનું વલણ નથી. શું આ દલીલ નવાઇભરેલી નથી લાગતી ?

આ રીતે એમ માનવામાં આવે છે કે એક શ્રીમંત રશિયન જમતાં પહેલાં વોડકા નામના દારૂનો એક પ્યાલો દર વખતે લે અને જમતી વખતે દ્રાક્ષના દારૂનું એક ટમલર ગટગટાવે; અથવા તો એક ફ્રેન્ચ ગૃહસ્થ એબ્સીન્થેનો ઉપયોગ કરે, કે એક અંગ્રેજ ગૃહસ્થ પૉર્ટવાઈન અથવા પૉર્ટરનો ઉપયોગ કરે, કે એક જર્મન ગૃહસ્થ લેગર બીઅરનો ઉપયોગ કરે, અથવા તો એક શ્રીમંત ચીનનિવાસી ઠીક ઠીક અફીણ લે; અને આ બધા લોકો બીડી વગેરેમાં તમાકુનો ઉપયોગ કરે-એ બધું કેવળ આનંદની ખાતર જ કરવામાં આવતું હોય છે અને તેની યત્કિંચિત્ અસર તેમના અંતઃકરણ પર થતી નથી !

આમ રોજની ટેવ મુજબ નશો કર્યા પછી જો કંઇ ગુનો કરવામાં ન આવે એટલે કે ચોરી કે ખૂન કરવામાં ન આવે પણ માત્ર ખરાબ અને વિવેકશૂન્ય કૃત્યો કરવામાં આવે તો એમ માની લેવામાં આવે છે કે આ કૃત્યો કંઇ નશો કરવાને કારણે નથી થવા પામ્યાં પણ એ તો એની મેળે થવાનાં હતાં માટે જ થવા પામ્યાં છે ! એમ માની લેવામાં આવે છે, કે આ લોકો કોઇ ફોજદારી ગુનો ન કરતા હોવાથી તેમને અંતઃકરણને બુઠ્ઠું કરી નાખવાની જરૂર જ પડતી નથી; અને એમ પણ માની લેવામાં આવે છે કે જેઓ હમેશાં નશો કરવાને ટેવાઈ ગયા છે તેમનું જીવન તો સારું હોય છે અને તેઓ નશો ન કરે તોપણ એમનું જીવન તો એવું ને એવું જ રહેવાનું છે; અને (છેવટમાં) એવું પણ માની લેવામાં આવે છે કે માદક વસ્તુઓનું સતત સેવન અંતઃકરણને યત્કિંચિત્ પણ બુઠ્ઠું કરતું નથી.

દારૂ કે તમાકુનો ઉપયોગ કર્યા પછી માણસના મનની સ્થિતિ પલટાઇ જ જાય છે; તેમજ કોઇ પણ જાતના ઉત્તેજક પીણાનો ઉપયોગ કર્યા પહેલાં જે કામ કરતાં તે શરમાતો હતો તે જ કામ કરતાં તે પીણું લીધા પછી તે માણસ જરાય શરમાતો નથી. હૃદયના પ્રત્યેક ડંખ પછીથી-ભલેને તે ગમે તેટલો સૂક્ષ્મ હોય-માણસને કોઇ ને કોઈ માદક વસ્તુ

ધૂમ્રપાન કરવાની ખાસ ઉત્કંઠા થઇ આવે છે એવું તમે ધ્યાનપૂર્વક માત્ર અવલોકન જ કરશો એટલે તમને પૂરેપૂરી ખાત્રી થઈ જશે કે હૃદયને લાગણીશૂન્ય બનાવી મૂકવાની ક્રિયામાં તમાકુ દારૂ જેટલી જ તીવ્ર છે. અને એ પણ ખાત્રી થશે, કે જ્યારે લોકોને પોતાનું હૃદય લાગણીશૂન્ય કરવાની જરૂર જણાય છે ત્યારે તેઓ જાણીબુઝીને ઇરાદાપૂર્વક તેનું સેવન કરે છે. જો તમાકુથી માત્ર વિચારો જ સ્પષ્ટ થતા હોય અથવા તો સ્ફૂર્તિ–જાગૃતિ આવતી હોય તો એ પીવાની બાબતમાં એટલી બધી તીવ્ર અને આગ્રહભરી લાલસા ન હોય; અને એ લાલસા પણ પાછી અમુક ચોક્કસ પ્રસંગોએ જ (સવિશેષ) પ્રકટ થતી હોય છે. લોકો એમ તો નહિ જ કહે કે અમને રોટલા (ખાધા) વગર ચાલશે પણ તમાકુ વગર તો નહિ જ ચાલે, અને ઘણી વખત તો તેઓ રોટલાને બદલે તમાકુને તો જરાય પસંદ નહિ કરે.

જે રસોઇયાએ પોતાની શેઠાણીનું ખૂન કર્યાની આગળ વાત કરી તેણે જ કહેલું, કે જ્યારે તે સૂવાના ખંડમાં ગયો અને છરીથી તેણે ગળું કાપ્યું, અને તેના ગળામાંથી ઝીણો ઝીણો અવાજ આવતો હતો અને લોહી તો ધોધમાર વહેવે જતું હતું, તે વખતે તે પોતે હિંમત હારી ગયો. તેણે કહ્યું, કે એ તેને પૂરી ન કરી શક્યો; પણ એ સૂવાના ઓરડામાંથી દિવાનખાનામાં ગયો અને ત્યાં બેસીને એક બીડી પીધી. તમાકુથી પોતાની જાતને લાગણી-શૂન્ય કર્યા બાદ જ તે સૂવાના ઓરડામાં જઇ શક્યો અને ગળું કાપવાનું જે કામ બાકી રહ્યું હતું તે પૂરું કર્યું, અને પછી તેની બધી વસ્તુઓ ફેંદવા મંડી શક્યો.

તે વખતે એના મનમાં બીડી પીવાની જે તીવ્ર ઇચ્છા થઈ આવી તેનું મૂળ કારણ એ નહોતું કે તેને પોતાના વિચારોને સ્પષ્ટ કરવા હતા કે તેને આનંદ કરવો હતો; પણ માત્ર એક જ હતું કે એણે ધારેલો મનસુબો પાર પાડવામાં જે વસ્તુ એને વિઘ્નકર્તા લાગતી હતી તે વસ્તુને તેને પોતાને ગૂંગળાવી મારવી હતી–લાગણીશૂન્ય કરી મૂકવી હતી.

અમુક ચોક્કસ પ્રસંગોએ તો પોતે તમાકુનો ઉપયોગ હૃદયને લાગણીશૂન્ય કરી મૂકવા વાસ્તે જ કરતો હોય છે, એવું હરકોઈ બીડી પીનારને જણાયા સિવાય રહેશે જ નહિ (જો તે જરા સૂક્ષ્મ વિચાર કરીને જાણવા પ્રયત્ન કરશે તો). હું પોતે બીડી પીનો હતો તે દિવસોનો વિચાર કરું છું: બીડી પીવાની ખાસ જરૂર મને ક્યારે જણાતી? એ એવી જ ક્ષણોમાં જણાતી કે જ્યારે કેટલીક બિલકુલ ન યાદ કરવા જેવી વસ્તુઓ સ્મૃતિપથ ઉપર આવીને ખડી થતી હતી, જ્યારે હું ભૂલી જવા ઇચ્છતો હતો, જ્યારે હું વિચાર કરવા નહોતો ઇચ્છતો ત્યારે જ. હું આમ તો નવરો જ બેસી રહું પણ સમજુ ખરોને, એટલે મારે કંઇક ને કંઇક કામ તો કરવું જ જોઇએ એમ મને પોતાને હરઘડીએ થયાં જ કરે; પણ કામ કરવાનું મન જરાયે ન થાય, એટલે બીડીઓ ફૂંકતો બેસી જ રહેતો. એક જણને પાંચ વાગે મળવાનું મેં કહ્યું હોય અને બીજે જ કોઈ ઠેકાણે હું ઝાઝો વખત બેસી રહ્યો હોઉં; પછી મને યાદ આવે કે જે વખતે મેં એક જણને મળવાનું કહેલું તે વખત તો હું ચૂકી જ ગયો; પણ એ યાદ કરવું મને બિલકુલ ગમતું નથી એટલે હું ધૂમ્રપાન કરું છું. મને ગુસ્સો આવે છે એટલે કોઇ પણ એક જણને હું બે પાંચ ચોપડી દઉં છું. હવે તે જ વખતે મને એમ પણ ખબર હોય છે, કે હું ખોટું કામ કરું છું અને મારે એમ ન કરવું જોઇએ; પણ મારે તો મારા ક્રોધના વેગને બેલગામ મૂકવો છે એટલે હું ધૂમ્રપાન કરું છું, પાનાં રમવા બેસું છું

ઇચ્છતો હોય છે અથવા તો પોતે જે કામ કરી નાખ્યાં છે એ બાબતમાં તેનું હૃદય લાગણી-શૂન્ય કરી નાખવાનો જ પ્રધાન હેતુ હોય છે. પણ એવા વૈયક્તિક દાખલાઓ આપણે છોડી દઇએ. તો પણ શું એ દીવા જેવું સ્પષ્ટ નથી, કે બીડી પીવાની અદમ્ય ઇચ્છા સાથે મનુષ્યની રહેણીકરણીને અમુક પ્રકારનો નિકટ સંબંધ છે જ.

છોકરાઓ બીડી પીવી ક્યારથી શરૂ કરે છે? જ્યારથી એમની બાલીશ નિર્દોષતા જતી રહે છે ત્યારથી. બીડી પીનારાઓ પણ વધારે સારા નૈતિક વાતાવરણમાં હોય છે ત્યારે પોતાની એ ટેવ ભૂલી જાય છે અને વળી પાછા હલકા વાતાવરણમાં આવી પડે છે ત્યારે તરત જ એ વસ્તુ ચાલુ કરે છે એનું કારણ શું હશે વારુ? લગભગ બધા જ જુગારીઓ બીડી પીએ છે એનું કારણ શું હશે ભલા? જે સ્ત્રીઓનું જીવન સરળ અને વ્યવસ્થિત હોય છે એવીમાંની કોક જ બીડી પીનારી નીકળે છે એનું કારણ શું હશે? બધાં જ વ્યભિચારી સ્ત્રીપુરુષો તેમજ બધા જ ગાંડા માણસો બીડીઓ ફૂંકતા હોય છે તેનું કારણ શું હશે? ટેવ એ તો ટેવ જ છે; તોપણ હૃદયને લાગણીશૂન્ય કરી મૂકવાની લાલસા સાથે ધૂમ્રપાનને એક પ્રકારનો નિકટ સંબંધ છે જ, અને ધૂમ્રપાનથી ધારેલો મનસૂબો પાર પડે છે એ પણ એટલું જ સ્પષ્ટ છે.

ધૂમ્રપાનથી અંતરાત્માનો અવાજ કેટલો બધો દૂબી જાય છે એ દરેકે દરેક બીડી પીનારના કિસ્સામાં અવલોકન કરવા જેવી બાબત છે. ધૂમ્રપાનની ઇચ્છાને વશ થતો દરેક બીડી પીનારો સામાજિક જીવનની પ્રથમ જરૂરિયાત કાં તો ભૂલી જાય છે અથવા તો ઊંચી મૂકે છે. છતાં એ પોતે એમ ઇચ્છે છે, કે સૌ કોઇએ સામાજિક જીવનની પ્રથમ જરૂરિયાતને તો માન આપવું જ જોઇએ. અને ધૂમ્રપાનથી તેનું હૃદય જ્યાંસુધી લાગણીશૂન્ય નથી થઇ ગયું ત્યાં સુધી એ વસ્તુને એ પોતે પણ પાળતો જ હોય છે. કેવળ પોતાના આનંદની ખાતર બીજાનાં સુખ, શાંતિ, સગવડ અને એ બધાં કરતાં વધારે તો બીજાની તંદુરસ્તીને ખલેલ પહોંચાડવું એ, સામાન્ય શિક્ષણ પામેલો મનુષ્ય પણ કહેશે કે નિર્દય છે, અવ્યવહાર્ય છે, કુલીનતા કે ખાનદાનીને ખોડ઼પ લગાડે તેવું છે. એક ઓરડામાં થોડા પણ માણસો જો બેઠા હોય તો પછી તેમા કોઇ પણ માણસ પાણી નહિ છાંટે, અવાજ કે ઘોંઘાટ નહિ કરે, બૂમો નહિ પાડે, ઠંડી કે ગરમ હવા અંદર દાખલ નહિ કરી દે (યુરોપના દેશની વાત છે માટે), અથવા તો એવું એક પણ કામ નહિ કરે કે જેથી અંદર બેઠેલાને જરા સરખો પણ ત્રાસ થાય, કે અગવડ સરખી પણ લાગે. પણ જે ઓરડામાં બીડી ન પીનારો સ્ત્રીવર્ગ અને બાળકો બેઠાં હશે તે ઓરડામાં દુર્ગંધીવાળો ધૂમાડો કાઢતા એક હજારમાંથી એક પણ બીડી પીનારો એવો નહિ નીકળે કે જે તે કામ કરતાં જરા અચકાય પણ ખરો.

ધૂમ્રપાન કરનારાઓ હાજર રહેલા સૌને જો વિવેકની ખાતર હંમેશના રિવાજ મુજબ પૂછે કે 'તમને વાંધો તો નથીને?' તો સૌ કોઈ જાણે છે તેમ રૂઢ થઇ ગએલો જવાબ એક જ હોય છે 'ના રે ભાઇ! ના, જરાય નથી.' (જો કે બીડી ન પીનારાને તો દુર્ગંધીવાળી હવા લેવી, કે કાચના પ્યાલા કે રકાબી કે બીજા કોઇ પણ વાસણમાં બીડીના ગંધાતાં ખોખાં પડી રહે એ જોવાં સરખાં પણ ગમતાં નથી હોતાં)× પણ એક સમયે બીડી ન

× ઉપરની બાબતમાં અંગ્રેજ લોકના રિવાજ કરતાં રશિયાની લોકોનો રિવાજ વધારે ખરાબ છે તેનું કારણ કદાચ એ પણ હોય, કે રશિયાની વધારે સૂકી હવાને લીધે ઇંગ્લાંડ કરતાં વાસી તમાકુની ગંધ રશિયામાં કંઇક ઓછી હેરાન કરતી હોય એમ લાગે છે.

૪

પણ દારૂ કે તમાકુનો મિત પ્રમાણમાં ઉપયોગ કરવાથી જે જરા સરખો નશો ચઢે એટલે કે મનઃસ્થિતિમાં થોડો સરખો ફેરફાર થાય એ શું અગત્યનાં પરિણામો લાવી શકે ખરો? જો કોઇ માણસ એટલો બધો ગાંજો કે દારૂ કે ભાંગ પીએ અથવા અફીણ ખાય કે જેથી તે ભોંય ઉપર ગબડી પડે અને બધું જ ભાન ભૂલી જાય તો તો અલબત પરિણામ ઘણું ગંભીર આવે; પણ જો જરા સરખો દારૂ પીએ કે તમાકુનો ઉપયોગ કરે તો તેથી કંઇ ગંભીર પરિણામ તો ન જ આવે એમ સામાન્ય રીતે કહેવામાં આવે છે. લોકોને એમ લાગે છે કે થોડો સરખો નશો કરવાથી–જરા સરખું વિવેકશૂન્ય બનવાથી કોઇ એવાં અગત્યનાં ગંભીર પરિણામો ન જ આવી શકે. પણ આ પ્રમાણે વિચારવું એ તો એના જેવું છે કે એક માણસ ઘડીઆળને પત્થર સાથે અફાળે તો જ તેને નુકસાન થાય, પણ તેમાં થોડો સરખો કચરો ભરાઇ જાય તો તેથી કંઇ જ નુકસાન ન થઇ શકે!

ગમે તેમ હોય પણ એટલું તો યાદ રાખજો, કે માનવજીવનમાં કામ કરવાની પ્રેરણા આપવાનું મુખ્ય કામ હાથ પગ કે ખરો જરાય નથી કરતાં, પણ એ કામ તો એની બુદ્ધિ જ કરે છે. હાથ કે પગથી કંઇ પણ કામ કરતાં પહેલાં બુદ્ધિમાં અનેક જાતનો ફેરફાર થાય છે અને આ ( માનસિક ) ફેરફાર અનુસાર જ માણસનાં બધાં કાર્યો સ્પષ્ટ સ્વરૂપમાં કૃતિ તરીકે વ્યક્ત થાય છે. છતાં આ પરિવર્તનો હંમેશાં સૂક્ષ્મ અને લગભગ અગોચર જ હોય છે.

બ્રુલોફે* એક દિવસ પોતાના એક વિદ્યાર્થીનું ચિત્ર સુધાર્યું. સુધારેલ ચિત્ર સામું જોઇને તે વિદ્યાર્થી સાશ્ચર્ય બોલી ઊઠયો કે "ઓહો! આપે તો જરા જેટલો ફેરફાર કર્યો, પણ એટલામાં તો તે તદ્દન નવીન કૃતિ બની ગઇ.' બ્રુલોફે કહ્યું: "કળાની શરૂઆત પણ ત્યાં જ થાય છે કે જ્યાં જરા જેટલા જ ફેરફારની શરૂઆત થાય છે."

આ વચન માત્ર કળાના ક્ષેત્રમાં સાચું છે એમ નથી, પણ જીવનનાં બધાંય ક્ષેત્રોમાં એ વચન બરાબર આબાદ લાગુ પડે છે. એમ કહેવાય છે કે **સાચા જીવનની શરૂઆત પણ ત્યાંથી જ થાય છે કે જ્યાં જરા જેટલા ફેરફારની શરૂઆત** થાય છે–એટલે જે આપણને સૂક્ષ્મ અને અતિ અલ્પ લાગતું હોય છે તેનાથી જ આપણા જીવનપલટાની શરૂઆત થતી હોય છે. જ્યાં મોટાં મોટાં બાહ્ય પરિવર્તનો થતાં હોય છે–જ્યાં લોકો ધમાલ કરતા હોય છે, પરસ્પર અથડામણ થતી હોય છે, લડાઇ થતી હોય છે કે કાપાકાપી થતી હોય છે–ત્યાં સાચું જીવન નથી સંભવતું. પણ જ્યાં આવાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ, પરમાણુથી પણ નાનાં (અતિશય અગોચર) પરિવર્તનો થતાં હોય છે ત્યાં જ સાચું જીવન સંભવે છે.

રાસ્કોલનીકૉફ× નું સાચું જીવન જ્યારે તેણે તે બુઢ્ઢી સ્ત્રીનું અથવા તો તેની બહેનનું ખૂન કર્યું ત્યારે નહોતું શરૂ થયું, તે વૃદ્ધ સ્ત્રીનું અને ખાસ કરીને તેની બહેનનું ખૂન કરતી વખતે તેનું જીવન સાચું નહોતું. પણ તે વખતે તો એક યંત્રવત્ પોતાને નછૂટકે જે કરવું પડતું હતું તે જ એ કરતો હતો. એટલે કે જે બંદૂક ભરીને લાંબા વખતથી એ ઊભો હતો તેનો ઘોડો જ દબાવતો હતો. એક વૃદ્ધ બાઇ ઠાર કરવામાં આવી. અને બીજી તેની સમક્ષ ઊભી હતી; તેના હાથમાં કુહાડી હતી.

* કે. પી. બ્રુલોફ એક સુપ્રસિદ્ધ રશિયન ચિત્રકાર થઇ ગયો. ( ૧૭૯૯–૧૮૫૨ )

× દાસ્તોઇવ્સ્કીની નવલકથા 'ગુનો અને શિક્ષા 'નું મુખ્ય પાત્ર.

મૂકવાનો મુદ્દલેય પ્રયત્ન ન કરવો જોઇએ કે જેથી કરીને અંતરાત્માની સાચી કામગીરીને આવશ્યક હોય એવી વિચારની વિશદતા અને કોમળતામાં જરા સરખી પણ દખલગીરી થવા પામે. તેમજ એથી અવળી દિશામાં પણ આપણે કામ ન કરવું જોઇએ:—કેફી વસ્તુઓનો ઉપયોગ કરીને અંતઃકરણની કામગીરીમાં વિઘ્ન નાખવાનો અથવા તો તેમાં ગુંચવાડો ઊભો કરવાનો પ્રયત્ન ન કરવો જોઇએ.

કારણ કે મનુષ્યમાં આત્મિક અને પાશવી એ બે સત્ત્વ છે. જેમ ઘડિયાળના ઉપલા કાંટા ફેરવવાથી તે ચાલતું કરી શકાય, તેમજ તેનું અંદરનું ચક્ર ગતિમાન કરવાથી ચાલતું કરી શકાય; તેવી જ રીતે મનુષ્ય પોતાના આત્મિક સ્વભાવને રુચિકર થઈ પડે તેવી વસ્તુઓથી કામ કરવાને પ્રેરાય તેમજ તેના પાશવી સ્વભાવને રુચિકર થઇ પડે તેવી વસ્તુઓથી પણ કામ કરવાને પ્રેરાય અને અંદરની યંત્રરચનાને આધારે ઘડિયાળ બરાબર વખત આપે એ જેમ સર્વોત્તમ છે તેવી જ રીતે મનુષ્ય પોતાની જાતે અથવા અન્ય કોઇપણ, આંતરિક બુદ્ધિ દ્વારા જ ઉત્તમોત્તમ કામ કરી શકે છે. અને ઘડિયાળની બાબતમાં જેમ ધ્યાન આપવાની જરૂર રહે છે કે શું કરીશું તો તેનું અંદરનું યંત્ર બરાબર સારી રીતે ચાલશે, તેવી જ રીતે આંતરિક બુદ્ધિની વિશુદ્ધિ અને નિર્મળતા ઉપર પણ વધારેમાં વધારે ધ્યાન આપવાની જરૂર છે. કારણ કે સારાય મનુષ્યને સુંદરતમ રીતે ગતિમાન કરનાર વસ્તુ બુદ્ધિ જ છે. આમાં શંકા લાવવી અશક્ય છે. સૌ કોઇ એ વાત જાણે છે. પણ પોતાની જાતને છેતરવાની જરૂર ઊભી થાય છે. પોતે જે કામ કરે છે એ તેમને સાચું દેખાવું જોઇએ એ બાબતમાં લોકો જેટલા ચિંતાતુર હોય છે તેટલા તેમની બુદ્ધિ સચ્ચાઈથી કામ કરતી હોવી જોઇએ એ બાબતમાં હોતા નથી, અને તેથી કરીને જાણી જોઇને તેઓ પોતાની બુદ્ધિના ( નિષ્પક્ષપાત ) કામને દખલ પહોંચાડે એવી વસ્તુઓનો ઉપયોગ કરે છે.

૫

લોકો પ્રસંગોપાત દારૂ કે બીડી નથી પીતા, તેમજ તંદ્રા આવે છે ત્યારે સ્ફૂર્તિ લાવવા ખાતર દારૂ કે બીડી નથી પીતા, અથવા તો મઝા પડે છે એટલા વાસ્તે દારૂ કે બીડી ( એવી કોઈ પણ કેફી ચીજ ) નથી પીતા પણ તેમનામાં બિરાજતા અંતરાત્માના અવાજને ડુબાવી દેવાની ખાતર જ તેઓ તેમ કરતા હોય છે, અને એમ હોય તો પછી તેનાં પરિણામ કેટલાં બધાં ભયંકર હોવાં જોઇએ? સાચે જ થોડો ખ્યાલ કરવાની જરૂર છે કે જે માણસો પોતાની દિવાલ સીધી છે કે વાંકી છે તે તપાસવા માટે સાચો ઓળંબો ( plumb-rule ), અને મકાનના ખુણા બરાબર સાચા છે કે લાંબાટૂંકા છે તે તપાસવા માટે સાચો કાટખુણો ન વાપરતાં દિવાલના ગમે તેવા વાંકને બંધ બેસી જાય તેવો ઓળંબો, અને મકાનના ગમે તેવા સાંકડા કે પહોળા ખુણાને બંધ બેસી જાય એવો કાટખુણો વાપરે તો તે લોકોનું મકાન શાના જેવું થાય?

નશો કરવાથી માનવ જીવનની પણ બરાબર એ જ સ્થિતિ થાય છે. જીવનં અંતરાત્મા સાથે એકસરીખું થતું નથી એટલે અંતરાત્માને જીવનને વશ કરવામાં આવે છે.

વૈયક્તિક જીવનમાં આવું બને છે અને સારી જનતાના જીવનમાં જુદી જુદી વ્યક્તિઓનાં એકઠાં થએલાં જીવનમાં પણ એમ જ બને છે.

વીસ વર્ષ ઉપર જે ભીંતને તેઓ વળગી રહ્યા હતા તે જ દિવાલને વળગી રહેવાનો અત્યારે પણ દુરાગ્રહ કરતાં હોય છે અને પરિણામે એની પેલી પાર તેઓ જઈ શકતા નથી, કારણ કે જે વિચારસરણી એ દિવાલને ભેદીને પાર લઇ જઇ શકે તેમ છે તેને તો તેઓ ઈરાદાપૂર્વક જ કુંઠિત કરી નાખે છે.

દારૂ કે બીડીનું જે વર્ષોમાં પોતે સેવન કરતો હતો તે દરમિયાન પોતે કેવી સ્થિતિમાં હતો તેનો ખ્યાલ વડીલ માણસે પોતે જ કરવાની જરૂર છે. તેમજ જે જે લોકોના પ્રસંગમાં પોતે આવ્યો હોય તે તે લોકોની તે તે વખતની સ્થિતિનો બરાબર અવલોકનપૂર્વક અભ્યાસ કરવાની જરૂર છે. જે કોઇ આમ કરશે તેને તો પાકે પાયે ખાત્રી થઈ જશે કે નશો કરનારાના જીવનમાં અને નશાથી દૂર રહેનારાના જીવનમાં એક પ્રકારનો તદ્દન સ્પષ્ટ દેખાઇ આવે તેવો ફરક હોય જ છે. જેમ જેમ, માણસ વધારે નશાબાજ થાય છે તેમ તેમ નૈતિક દૃષ્ટિ તો તેને બિલકુલ અપીલ જ કરી શકતી નથી.

૬

આપણી સમક્ષ રજૂ થતાં વર્ણનો પર વિચાર કરતાં તો એમ લાગે છે કે વ્યક્તિગત જીવન પર અફીણ, ભાંગ, ગાંજાની અસર ભયંકર થાય છે; આપણે જાણીએ છીએ કે નિંદ્ય દારૂડીઆઓ ઉપર પણ દારૂની અસર તો ભયંકર જ થાય છે. પણ લોકોનો મોટો ભાગ અને તેમાંય ખાસ કરીને તો કહેવાતો સંસ્કારી વર્ગ દારૂ ( ભારે કે હલકો ) અને તમાકુનો માપસર ઉપયોગ કરે છે અને તેથી તેને નિર્દોષ ગણે છે. પણ આ કહેવાતી નિર્દોષતાની સારાય સમાજ ઉપર પારાવાર ભયંકર અસર થાય છે. એટલી બધી ભયંકર અસર થાય છે કે જો સરખામણી કરીએ તો વૈયક્તિક જીવન ઉપર માઠી અસર થવા બાબતની જે વાત પહેલાં કરી એ તો જાણે કંઈ હિસાબમાં જ નથી.

એ પરિણામો સ્વાભાવિક રીતે ભયંકર હોવાં જ જોઇએ. કારણ કે એટલું તો સ્વીકાર્યા સિવાય છૂટકો જ નથી કે સમાજની તમામ પ્રવૃત્તિઓ–રાજકાજ વિષયક, વિજ્ઞાન વિષયક, સાહિત્ય વિષયક તેમજ કળા વિષયક–ઘણુંખરું તો વિષમ મનઃસ્થિતિવાળા લોકો દ્વારા જ ચાલતી હોય છેઃ એવા લોકો દ્વારા કે જેઓ દારૂ કે એવી કોઇ પણ કેફી ચીજનું સેવન કરતા જ હોય છે.

એવી એક સામાન્ય માન્યતા છે કે આપણા શ્રીમંત લોકોની માફક જે માણસ જમતી વખતે દારૂના પીણાનો ઉપયોગ કરે છે તે માણસ બીજે દિવસે કામ કરતી વખતે બરાબર સમતોલપણું અને ગંભીરતા જાળવતો હોય છે. પણ આ તદ્દન ભૂલભરેલું છે. જેણે ગઇ કાલે દારૂનો શીશો ગટગટાવ્યો હોય અથવા તો કેફી પીણાનાં એક બે માપ લીધાં હોય તે માણસ આજ કાં તો ઉન્માદ પછી આવતા ઘેનમાં હોય છે અથવા તો તેનું શરીર અને મન શૈથિલ્યનો અનુભવ કરતું હોય છે અને તેથી એક પ્રકારની ખેંચનો અનુભવ તેને થતો હોય છે. જે કંઇ થોડું અધૂરું રહ્યું હોય છે તે બીડી ફૂંકીને પૂરું કરવામાં આવે છે. જેને બીડી કે દારૂ પીવાની રીતસરની ટેવ પડી હોય છે તેનું મગજ સમસ્થિતિમાં લાવવા માટે ઓછામાં ઓછાં એક બે અઠવાડિયાં તો તેણે દારૂ અને તમાકુનો સદંતર ત્યાગ કરવો જ જોઇએ. પણ આવું તો ભાગ્યે જ બનવા પામે છે ×

× તો પછી એનું શું કારણ કે જે લોકો બિલકુલ દારૂ કે બીડી પીતા જ નથી તેઓ દારૂ અને બીડીનું સેવન કરનારા કરતાં નૈતિક દૃષ્ટિએ ઘણી જ ઊતરતી કક્ષાના હોય છે? અને દારૂ અને

બુદ્ધિવિરુદ્ધ છે—છતાં પણ પરસ્પરનો સંહાર કરવાની તૈયારીઓ બધાય કર્યા જ કરે છે. કેટલાક રાજકીય સંધિઓ યોજે છે એટલો જ નિર્ણય કરવા કે ક્યાં મિત્ર રાજ્યોની સહાયથી કોણે કોને મારી નાખવો; બીજાઓ વળી શિષ્યગણને (શત્રુ સમુદાયને) મારી નાખવાની પ્રેરણા આપે છે; અને બીજાઓ વળી એવા પણ છે કે જેઓ પોતાની મરજી વિરુદ્ધ, પોતાના અંતરાત્માની વિરુદ્ધ, પોતાની બુદ્ધિની વિરુદ્ધ જઇને પણ ખૂન કરવાની આ તૈયારીઓને તાબે થાય છે. ગંભીરતાથી વિચાર કરનારા લોકો આવાં કામ કરશે ખરા? જે કદી ગંભીરતા પ્રાપ્ત કરતા જ નથી એવા દારૂડીઆ લોકો જ આવાં કામ કરી શકે, અને એ લોકો જ જીવન અને અંતરાત્માના કલહથી ભરેલી ત્રાસજનક અવસ્થામાં જીવી શકે. અને અત્યારે આપણા સમાજના લોકો માત્ર ઉપરોક્ત બાબતમાં જ આવું જીવન ગાળે છે એમ નથી પણ જીવનના બધાય પ્રસંગોમાં તેઓ એવું જ જીવન ગાળતા હોય છે.

હું ધારું છું કે પોતાના અંતરાત્માના અવાજથી તદ્દન વિરુદ્ધ દિશામાં જ પોતાનાં કર્મ હોય એવી જાતનું જીવન પહેલાં કદી કોઇ પ્રજાએ નહિ અનુભવ્યું હોય.

અત્યારે તો જાણે માનવ સમાજની પ્રગતિ રુંધાઈ જ ગઇ છે. પોતાના આદર્શોને સ્વાભાવિક રીતે અનુરૂપ થાય એવું સ્થાન પ્રાપ્ત કરતાં તેને કોઇ બાહ્ય કારણ જાણે કે વિઘ્ન કરતું ન હોય એમ લાગે છે, અને એ કારણ—ભલેને કદાચ તે એકમેવ ન હોય, પણ સૌથી મોટામાં મોટું તો છે જ—દારૂ અને તમાકુ (તમામ કેફી પદાર્થો)નો નશો જ છે. એ નશામાં આપણા સમાજનો ઘણો મોટો ભાગ સપડાએલો છે.

આ ભયંકર અનિષ્ટમાંથી મુક્તિ મળે એ તો માનવ સમાજના જીવનમાં એક ઐતિહાસિક વસ્તુ લેખાશે અને એ યુગ હવે હાથ વેંતમાં હોય એમ જણાય છે. એ અનિષ્ટ (તેના યથાર્થ સ્વરૂપમાં) ઓળખાયું છે. માદક પદાર્થોના ઉપયોગ પરત્વેના આપણા દૃષ્ટિબિંદુમાં ફરક પડી જ ચૂક્યો છે. આ વસ્તુઓથી થતું ભયંકર નુકશાન લોકો (બરાબર) સમજી ગયા છે. અને હવે તો એ (બીજાને) બતાવવા પણ લાગી ગયા છે. અને દૃષ્ટિબિંદુમાં થએલો છતાં એકદમ ધ્યાનમાં ન આવે એવો ફેરફાર લોકોને માદક પદાર્થોના વપરાશમાંથી અચૂક મુક્ત કરશેજ—એટલે કે એ ફેરફાર તેમના અંતરાત્માના અવાજ અનુસાર વર્તવા માટે તેમની આંખો ઉઘાડશે. અને તે લોકો પોતાનું જીવન પોતાને થએલા સાચા અનુભવને અનુરૂપ કરવાનું શરૂ કરી દેશે.

આ બધાની શરૂઆત થઇ ચૂકી હોય તેમ લાગે છે. પણ હમેશાં બને છે તેમ જ્યારે ઊતરતા વર્ગના તમામ લોકો તેના ભોગ થઇ ચૂક્યા છે ત્યારે ઉપલા વર્ગના લોકોમાં એ શરૂઆત થવા લાગી છે.

અનુવાદક

અમૃતલાલ નાથાલાલ મોદી

[ ચાલુ ]

નિમંત્રતી એ વનની નિકુંજમાં,
ખંતે ભર્યા ખેલનના તરંગ શા
અદમ્ય વેગે ઉછળે ઉરે વડા ?
ગૂંથાય હૈયું સુખે સ્વપ્ન જાળમાં. ૧૨
હર્ષભેર ધપે આગે હૈયું કુંજે પ્રવેશવા,
વણપાંખ ઉડે, જાવા અણદેખેલ દેશમાં. ૧૩
અહો ! કૌતુકઘેલુડાં હૈયાં શાં માનવી તણાં ?
અસંતોષ તણા એમાં વડા ઓઘ વહે સદા. ૧૪
સુસ્વપ્ન શું થઈ ગયું હતું બાલ્ય મીઠું,
કૌમાર્ય કોડભર, આજ થયું અદીઠું;
ને રેલતું નસનસે મદ, કાવ્ય ભીનું,
આવ્યું તરંગી, નવયૌવન આ રસીલું. ૧૫
અને નિરુપમા પામ્યો, માનિની ને હસન્મુખી,
કવિની કવિતા જેવી, સલુણી સહચારિણી. ૧૬
ભિન્ન દેહ તણી પાંખે, ઊડે એકાત્મ આભમાં,
રસદેશ વિશે ઘૂમે, સુખ સ્નેહ સમાધિમાં. ૧૭
જગત શું ? વ્યવહાર શું ? દુઃખ શું ?
હૃદયને નહિ ભાન રહે કશું;
પ્રણય એક જ જીવન જાણવું,
જગત કલ્પનમાં જ સમાવવું. ૧૮
પ્રાણની પ્રેરણા જેવી પ્રિયા સંગે હું મ્હાલતો;
સદાનન્દ ભર્યો દેશે, ધન્ય માની હું રાજતો. ૧૯
પણ પૂર્વ તણાં કોઇ પાપના પરિપાકથી,
મોંઘેરાં સુખ એ જાતાં, સંતાપે પળમાં ફરી. ૨૦
એકાત્મનાં વેગભર્યાં અમારાં,
ધીમાં પડયાં ઉડ્ડયનો અચિંત્યાં;
ગંગાય ના સ્વર્ગ વિશે ટકી શકી,
તો હોય શી માનવજીવની ગતિ ? ૨૧
સ્વર્ગ શા રસદેશેથી, દૂરથી રળિયામણી,
વ્યવહાર તણી ગાઢી ઝાડીમાં હું પડયો જઈ. ૨૨
ચોપાસે વિષના વાયે વાયરા ઉર રૂંધતા,
અને દંભ તણા દૈત્યો પંથને અવરોધતા. ૨૩
ક્યાં ઉચ્ચ ઉડ્ડયન એ રસથી ભરેલાં ?
ક્યાં આ અધોગમન આતમ વંચનાનાં ?
ક્યાં કલ્પના જગત મંગળ, મુક્ત, મીઠું ?
ક્યાં દશ્ય આ જગત દંભ થકી ભરેલું ? ૨૪

# હિન્દી ભાષા અને સાહિત્ય ઉપર ઊડતી નજર×

## + ૧ : હિન્દમાંની આર્ય ભાષાઓનો વંશાવતાર.

અખા અને સામળ લગી આપણે જોઇયે છિયે જે આપણા ગુજરાતી કવિઓ પોતાના કવનની ભાષાને " ભાષા ", " ભાખા " કે " પ્રાકૃત " કહેતા. સિદ્ધરાજ કુમારપાળના સમયમાં " ગુર્જરમંડળ ", " ગુર્જરેશ્વર ", અને " ગુર્જર " શબ્દ સાથે બીજા શબ્દ જોડીને રચાયલા સમાસો વપરાયા છે ખરા, પણ આપણા દેશનું નામ " ગૂજરાતિ ", " ગુજરાત ", પાડ્યું લાગે છે. મુસ્લિમોએ, અલાદિયા ખૂનીએ કરણ વાઘેલાને મારી કઢાડ્યો, રઝળતો કરી દીધો અને આખા દેશને તાબે કરી પોતાને ફાવતી રીતે નવેસર વ્યવસ્થિત કર્યો તેની સાથે. અને પ્રજા તથા તેની ભાષાનું નામ પણ " ગુજરાતી " પડ્યું, આખા હિન્દમાં ફેલાયું, અને રૂઢ થયું " આનર્ત "+" લાટ "*+સુ( સો )રાષ્ટ્રના ઇતિહાસના મુસ્લિમ યુગ દરમિયાન.

આર્યાવર્તને માટે "હિન્દુસ્થાન", "હિન્દુ (હો) સ્તાન", નામનો ઇતિહાસ પણ આને મળતો છે. "પંજાબ" (પાંચ નદીઓના મુલક)નું જૂનામાં જૂનું નામ "સપ્તસિંધુ" છે. એ નામ ચાલતું હતું ત્યારે આર્યાવર્તની હદ સિન્ધુ નદી અને હિન્દુકુશ પર્વતમાળની પણ પેલી તર્ફ હતી. બોખારા સમરકન્દ વગેરે એક સમયે આર્ય પ્રજાનાં નિવાસસ્થાન હતાં. મહાભારતમાંનો ગાંધાર દેશ તે હાલના કન્દહારની આસપાસનો પ્રદેશ. યયાતિ, એની રાણીઓ, એના પુત્રો અને એના ગુરુ શુક્રાચાર્યને લગતાં પુરાણની ભૂમિ આ ગાન્ધાર દેશ જણાય છે. પણ એ અતિપ્રાચીન રાજ્યો, રાજાઓ અને એમના કીર્તિકાલ જે સમયે વર્તમાન સત્ત્વો હતાં તે સમયે કે તેથી પણ પ્હેલાં એ પ્રદેશથી પશ્ચિમે અને કંઇક એ પ્રદેશમાં જે આર્યભાષા ચાલતી હતી તે આપણી ભાષાઓના તે વખતના રૂપને મળતી આવતી હતી અને કંઇક જૂદી પણ પડતી હતી. આપણા શબ્દોમાંના સ એ ( અવેસ્તિક Avestic ) ભાષાના શબ્દોમાં હ હતાઃ– અસુર–અહુર, સિન્ધુ–હિન્દુ. "સપ્તસિન્ધુ" શબ્દ એ ભાષામાં " હપ્તહિંદુ" બોલાતો.

આપણી સંસ્કૃત જેમ યયાતિના સમયની આપણી આર્યભાષામાંથી ઊતરી આવી છે, તેમ એ બીજી આર્યભાષામાંથી એ મુલકની ફારસી ભાષા ઊતરી આવી છે. ગૌતમ બુદ્ધના સમયથી થોડા સૈકા વહેલાં એ પ્રદેશમાં મોટાં સામ્રાજ્યો બંધાયાં, તેની પૂર્વ સરહદ આપણી સિન્ધુ નદીની પાર હતી, અને એ સિન્ધુ નદીને એ સામ્રાજ્યો " હિન્દુ " નામે ઓળખતા.

× ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થનાર રા. કિસનસિંહ ચાવડાના લખેલા " હિંદી સાહિત્યનો ઇતિહાસ " નામના પુસ્તકનો પ્રવેશક

+ સિદ્ધપુર અને પાટણ જેના મધ્યમાં એવો મહીથી આબુની દક્ષિણ બાજુ સુધીનો પ્રદેશ આનર્ત; મહીથી દક્ષિણે સાતપુડા અને સહ્યાદ્રિની બાજુ પાસે પાસે આવી જાય છે ત્યાં સુધીનો પશ્ચિમે દરિયાની સીમાવાળો પ્રદેશ લાટ. લાટની દક્ષિણે કુ(કો)કણ. આનર્ત અને લાટની પૂર્વ સીમા અનિશ્ચિત, કેમકે કોકણને સહ્યાદ્રિની ધારની છે તેવી દૃઢ સીમા કુદરતે બક્ષેલી નહી.

અશોક અને શાલિવાહન વચ્ચેના સમયમાં તો આપણે તેને શિષ્ટ ભાષા લેખે વપરાતી જોઇયે પણ છિયે.

અને મહારાષ્ટ્રી પછી જૂદા જૂદા પ્રાન્તની પ્રાકૃત બોલીઓ જૂદે જૂદે પ્રાન્તિક રૂપે બંધાઇ અને શિષ્ટ બની અને તેમાંની એકે મહારાષ્ટ્રી જેટલો લગભગ આખા આર્યાવર્તમાં વ્યાપેલો વિસ્તાર પામી શકી નહીં. શ્રી હર્ષવર્ધન પછી જેમ કોઇ આર્ય ચક્રવર્તી નથી થયો, તેમ મહારાષ્ટ્રી પછી કોઇ પ્રાકૃત આખા આર્યાવર્તમાં ફેલાવા પામી નથી. મહારાષ્ટ્રીથી જૂદી મગધની પ્રાકૃત તે માગધી, મથુરાની આસપાસના પ્રદેશની તે શૌરસેની, પંજાબ-કાશ્મીરની તે પૈશાચી.

અને જેમ જેમ આપણે અર્વાચીન કાલ તર્ફ આવતા જઇયે છિયે તેમ તેમ પ્રાકૃત ભાષાઓના વૈયાકરણો પ્રાકૃત=ષડભાષા, ૭ ભાષાઓ, જૂદા જૂદા ૭ પ્રદેશની શિષ્ટ ભાષાઓ; માત્ર બોલીઓ નહિ, એમ વધતી જતી સ્પષ્ટતાથી જણાવે છે. ઉપર તો આપણે પાંચ પ્રાકૃતો ગણાવી; ત્યારે છઠ્ઠી ?

છઠ્ઠી (નારી જાતિ નહીં, નર જાતિ;–છઠ્ઠી નહીં છઠ્ઠો !–માતૃ-ભાષા નહીં, पितृ व्याहार:!) તે **अपभ्रंश:** રાજશેખર કવિ કહે છે "**सुभव्योऽपभ्रंश:**"

અપભ્રંશ શબ્દનો સંસ્કૃતમાં–અને આર્ય બોલીઓના લાંબા ઇતિહાસમાં પણ–બે જૂદા જૂદા અર્થ છે. વધારે જૂના અર્થમાં અપભ્રંશ શબ્દ વિશેષ નામ–ખાસ વ્યક્તિનું નામ–નથી. ખોટી વેદભાષા તે વેદભાષાનો અપભ્રંશ, ખોટી સંસ્કૃત, ખોટી પાલી, અશુદ્ધ મહારાષ્ટ્રી, *ટેકગુજરી અંગ્રેજી, એ સર્વ અનુક્રમે સંસ્કૃત, પાલી, મહારાષ્ટ્રી, અંગ્રેજીના અપભ્રંશ છે. **भ्रष्टो वाग्व्याहार:=अपभ्रंश:** શહેરીઓ શબ્દોને ભ્રષ્ટ કરીને અપભ્રષ્ટ રૂપો વાપરે–તે "નાગર અપભ્રંશ" છે, ગામડિયાના અપ-શબ્દો અપ-પ્રયોગો અપ-ઉચ્ચારણો "ગામડી અપભ્રંશ" છે. શહેરી અપભ્રંશોમાં પણ "અમદાવાદી," સુરતી" "મમ્બઇગરા" એવા પેટાભેદ પડે છે જ. એટલું જ નહીં પણ "બાર ગાઉએ બોલી બદલાય" એ જો ખરું, તો લન્ડન જેવી મહાનગરીમાં પૂર્વલન્ડની, પશ્ચિમલન્ડની, ઉત્તરલન્ડની, દક્ષિણલન્ડની, એમ એક ને એક શહેરે અનેક અપભ્રષ્ટ બોલી લહેંકાઓ પ્રવર્તે. અમેરિકામાં તળપદી અંગ્રેજી બોલી "અપભ્રંશ" છે, બ્રિટિશ સામ્રાજ્યમાં તળપદું અમેરિકન અંગ્રેજી "અપભ્રંશ" છે, સી ઈ એન ટી આર, ઇ, એચ ઓ એન ઓ યુ આર–આદિ જોડણીને જે શિષ્ટ ગણે તે વી ઈ આર અને બ્રોન ઓ આર આદિ જોડણીને અપભ્રષ્ટ ગણે, અને એથી ઉલટું બીજીને શિષ્ટ ગણનારા પ્હેલીને અપભ્રષ્ટ ગણે.'

પરંતુ ઉપર ગણાવેલ પાંચથી જૂદી છઠ્ઠી એક પ્રાકૃત ભાષા છે, અને પ્રાકૃત ભાષા કુટુંબમાં છેલ્લી બ્હેન લેખે અવતરેલી એ પ્રાકૃતનું વિશેષ નામ જ **અપભ્રંશ** છે. આ ભાષા કોની, કઈ પ્રજાની, ક્યા પ્રદેશની, ક્યાંથી ક્યાં લગી ફેલાઇ ? કોઇને હજી ચોક્કસ ખબર નથી. એટલું જ કહી શકાય કે ગુર્જરો આભિરો જાટ લોક આદિ આર્ય કે (અનાર્ય ? કે મિશ્ર ?) જાતિઓને અને આ છઠ્ઠી ભાષાને નિકટ સમ્બન્ધ હોવો જોઇએ.

-જૂના હિંદી કવિઓ, ગુજરાતી કવિઓ, મરાઠી કવિઓ, બંગાળી કવિઓ બધા જ કહે છે કે આ અમારી ભાષા "ભાષા" કે "પ્રાકૃત" છે. પણ પ્રાકૃતકુળ તપાસતાં એમાં તો આપણે ૭ મુખ્ય વ્યક્તિઓ જોઇ. આર્યભાષાઓમાં પ્રાચીન કુળ વેદભાષા અને સંસ્કૃત.

* ટેક શબ્દ અર્ધ માંથી થયો છે. ટેક=અર્ધો, અરધિયું=વર્ણસંકર.

વ્યક્તિનું આદિસ્થાન ઉકેલવાના શાસ્ત્રમાં આવો અર્થ થાય છે. અને, મુખ્ય શાખા કઇ ગણાય એ વિષે મતભેદ થવા પામે અથવા જૂદા જૂદા નિર્ણયો થાય, તો તે નદીના આદિસ્થાન વિષે પણ મતભેદ કિંવા ભિન્ન ભિન્ન નિર્ણયો શાસ્ત્રીયતાને પણ સ્વીકારવા પડે છે.

સાકેત અને અહિછત્ર ભાંગતાં તેની વસતી આનર્ત અને સૌરાષ્ટ્રમાં આવી ત્યારથી આ પ્રાન્તના ભાષાપ્રવાહની ઘટનામાં મહારાષ્ટ્રી-ની સાથે પૈશાચી પણ શાખાધર્મિણી બની. શ્રીમાલ–ભિન્નમાલ ભાંગતાં ત્યાંની વસતી પણ આ પ્રાન્તમાં આવી, પછી તુર્ત તેણે અહીંના પાટનગરની ઉથલપાથલમાં હાથ નાખી પોતાના વિશ્વાસપાત્ર મૂલરાજ "સોળંકી"નો રાજવંશ સ્થાપ્યો, અને તે પછી એ વંશના રાજાઓએ પોતાન પક્ષની જમાવટ માટે હજારો સંસ્થા-નિકોને ઉદીચ્ય પ્રદેશોમાંથી અહીં આણીને સ્થાયી વસાવ્યા, ત્યારથી અહીંના ભાષાપ્રવાહની ઘટનામાં વ્રજની માતા શૌરસેનીનો અને પશ્ચિમ માગધી એટલે અવધીની માતાનો ફાળો પણ વધ્યો. સૌરાષ્ટ્ર અને સિંધમાંથી પંજાબ તરફથી અને દરિયો ઉતરીને પૂર્વ પૂર્વોત્તર અને પૂર્વદક્ષિણ તરફ નાસિકથી ચિતોડ અને ઉજ્જયિની લગી ઘસેલા આર્યોનાર્ય ક્ષત્રપ-મહાક્ષત્રપનાં અને સ્વતંત્ર રાજા–રાવળ બનેલાં રાજકુલો, તેમનાં સૈન્યો અને તેમનાં આશ્રિત મંડળોની સાથે, અહીં આવ્યાં ફેલાયાં, તે સહિત એમનો વાગ્વ્યાહાર અપભ્રંશ પણ આ પ્રાન્તની ભાષામાં ભળ્યો જ હતો, અને પાલીએ પોતાનું ભરણું પણ અશોકની આસપાસના સમયમાં કરેલું જ હતું. ગુજરાતી–માલવી–રાજસ્થાની "ભાષા" પરિણામે જે રૂપ પામી છે તેમાં પાલી–માગધી–પૈશાચીની અસર ઘણી ઓછી અને અપભ્રંશ–મહારાષ્ટ્રી–શૌરસેનીની મુકાબલે વધારે જોવામાં આવે છે, તો હિન્દી ઉપર પાલી પૈશાચી અને અપભ્રંશની અસર મુકાબલે ઓછી જણાય છે. એટલે હિન્દી ભાષાપ્રવાહનાં મૂલ, એટલે કે મુખ્ય મૂલ, પશ્ચિમ,–ભાષાપ્રવાહ વ્હેતા પ્રવાહમાંથી સરોવરરૂપે શૌરસેનીમાં અને પૂર્વ–ભાષાપ્રવાહ સરોવરરૂપે માગધીમાં લગભગ બંધાઇ ગયેલો, તે સમયથી માંડીને એ સરોવરમાંથી કહાડવાં, આ છેડેથી કહિયે, તો ભૂતકાલમાં ત્યાં લગી જઇને તેમાંથી નીકળતાં જોવાં, એ જ મત શાસ્ત્રીય ઠરશે એમ લાગે છે.

નદી સનાતન સત્ત્વ હોવાથી એની જન્મતિથિ હોય નહીં. ભાષાઓ સનાતન નથી. સંસ્કૃત લૅટિન આદિ મૃત ભાષાઓ છે (જો કે તેમનાં સાહિત્ય હજીયે સજીવન છે). હાલ જીવતી છે તે ભાષાઓ થોડા સૈકા પાછળ જઇને જોતાં દેખાતી જ નથી, કેમકે તે તે વખતે જન્મેલી પણ નહીં. અર્થાત્ ભાષાઓની જન્મતિથિ હોય તો ખરી. પણ તે નક્કી કરવામાં તેમનાં મૂલસ્થાનને નક્કી કરવાં પડે તેથી ઓછી મુશ્કેલી નથી પડતી. ભાષા દાયકાઓ કે બે અઢી સૈકા લગી પણ બોલાયા કરતી હોય પછી તેમાં અમુક અકસ્માત જેવું બને,–કોઈ કાવ્ય કે સ્મૃતિપુરાણ રચાય, કોઇ કાયદો ઘડાય, બે રાજ્યોના વિગ્રહને અંતે, સન્ધિની શરતો નોંધવામાં આવે, કોઇ રાજાધિરાજ પોતાની દેશ દેશમાં પથરાયલી પ્રજાઓની જાણને માટે રાજભાષામાં (અને તેના તરજુમાઓમાં) જાહેરનામાં ચોતરફ મોટા મોટા સ્તમ્ભોમાં કોતરાવીને ઊભાં કરે, કોઇ ધર્માધિરાજનાં શાસનપત્ર આ પ્રમાણે કે સજીવન ઉપદેશકો દ્વારા દેશ દેશમાં ફેલાવવામાં આવે. અને પછી દાયકાઓ અને પેઢીઓ લગી લોકો તેના મહત્ત્વને લીધે આ વસ્તુને એ ને એ રૂપમાં ફરીફરીને વાંચ્યા–ગોખ્યા કરીને તેને વિચારે ચર્ચે અને ખંડનમંડનાદિ વડે ખિલવે. "બોલી" કે "ભાખા" આમ બોલી મટીને આવા કોઇ

લગીનો પ્રવાહ પાછો–ચોમાસાની નદી માફક–સૂકાઈ જાય છે, એમ માનવામનાવવા જેવી ઘોર અશાસ્ત્રીયતા બીજી હોઇ જ શકે નહીં.

જૂની ગુજરાતીના–બોલી લેખે નહીં–ભાષા લેખે હસ્તીના પુરાવા વિક્રમની તેરમી સદીથી મળી આવે છે, અને ચૌદમી સદીના પૂર્વાર્ધથી તો શંકા ન રહે એટલા મળે છે. × આ પ્હેલાં ઠેઠ શ્રી હેમાચાર્ય એટલે સિદ્ધરાજ કુમારપાળના સમય સુધી વિદ્વાનો જૂની અતિજૂની ગુજરાતી ભાષાનાં ચિહ્નો જોઇ શકે એમ છે, જો કે એ બધાં ચિહ્નોનો એકત્ર વિચાર હજી કોઇએ કર્યો નથી, અને એ વિષય ખેડાશે તેમ તેમાં વિદ્વાનો વચ્ચે મતભેદો પણ ઊઠવાનો સંભવ છે. મુંબાઈની વિદ્યાપીઠ પણ જ્યાં હજી લાવણ્યસમય, ભાલણ, અને પદ્મનાભથી પુરાતન ભાષાપ્રદેશમાં પોતાની ઉંચામાં ઉંચી પદવીના અભ્યાસક્રમને માટે પણ ડગલું ભરવાનો વિચાર સરખો કરતી નથી ત્યાં ગુજરાતમાં આ વિષય હજી ક્યારે ખેડાવા માંડશે તે કશું સૂઝે એમ પણ નથી.

જૂની મરાઠીના આદ્ય લેખકો–મુકુન્દરાજ જ્ઞાનદેવ (શ્રીમદ્ભગવદ્‌ગીતાની જ્ઞાનેશ્વરી નામે સુપ્રસિદ્ધ ટીકાનો કર્તા) અને નામદેવ બારમા–તેરમા સૈકાના છે અને જૂનામાં જૂના મરાઠી શિલાલેખો અને દાનપત્રો અગિયારમા સૈકાની પાછળ નથી જતાં + ઉત્તર હિંદથી ફેલાતી અંધાધુંધી દક્ષિણાપથમાં પ્હોંચી મોડી ત્યાં જતાં ઘસારાનું એટલું જોર પણ ન હોવાથી માત્સ્યન્યાયમાંથી + પાછો થોડા જ સમયમાં દક્ષિણાપથ થાળે પડ્યો. વળી ત્યાં મહમ્મદ તઘલખ પછી જે મુસ્લિમ રાજ્ય અને તેના ફાંટા થયા તે પણ અસલી બંધારણ જૂના રીતરિવાજ, અને વંશપરંપરાના દેશમુખો સરંજામે પાટિલો આદિના હક્ક વગેરે બાબતોમાં સ્થિતિરક્ષક નીતિએ વધારે ચાલેલાં, એટલે આર્યભાષાનો આ દક્ષિણાપથમાંનો વિકાસ જલદી થયો, વધારે દેશ્ય તત્ત્વોને પચાવીને વધારે સમૃદ્ધ થયો, અને પૂરેપૂરી વિશિષ્ટતા ખીલવી શક્યો. ગોરખનાથના શિષ્યનો શિષ્ય નિવૃત્તિનાથ–જ્ઞાનદેવનો મોટોભાઇ–ઈ. ૧૨૭૩માં જન્મ્યો હતો.

બંગાળીનો પણ સૌથી જૂનો ગ્રંથ–"શ્રી કૃષ્ણકીર્તન"–જો કે ચૌદમી સદીનો છે તો પણ એનાં જૂનાંમાં જૂનાં પદ "ચર્યાપદ" (બૌદ્ધ ગાન ઓ દોહા' : સંપાદક, ડાક્તર હરપ્રસાદ શાસ્ત્રી) અને ગોરખનાથી સંપ્રદાયનાં પદો–ગોપીચંદ, મત્સ્યેંદ્ર, જાલંધર, ગોપીચંદની માતા, વગેરે વિષેનાં–બારમા સૈકાના આરંભ લગભગ કે બહુ તો અગિયારમા સૈકા લગી જાય છે. "ચર્યાપદ"માં કર્તા લેખે અને કર્તાના ગુરુ લેખે આવતાં કેટલાંક

---

× જુવો રા. રા. મો. દ. દેસાઇ સંકલિત "જૈન ગુર્જર કવિઓ" પૃ. ૧–૭; મુનિ જિનવિજયજી સંગ્રહિત (હવે પછી પ્રસિદ્ધ થનાર) "પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ;" અને ચીમનલાલ દલાલ સંગ્રહિત "પ્રાચીન ગુર્જર કાવ્યો (બરોડા ઓરિયેંટલ સીરિઝ)."

+ જુવો વિનાયક લક્ષ્મણ ભાવે: "મહારાષ્ટ્ર સારસ્વત" ગ્રંથ રજો પૂણા, ૧૯૧૯

+ અરાજકતા=માત્સ્યન્યાય. માછલીઓ ન્હાનીને ખાઈ જાય, જરા મોટી તેને ખાય તેથી મોટી એમ જ છેક સૌથી મોટા મગર લગી ચાલ્યા કરે; પવનવાસી પંખીમાં અને જમીનવાસી પ્રાણીઓમાં જેટલી વ્યવસ્થા તેટલી પણ આ જલવાસીઓમાં નહીં, એટલે આપણા નીતિગ્રંથોમાં અરાજકતા (એનાર્કી anarchy) અને અંધાધુંધી માટે "માત્સ્યન્યાય" શબ્દ વપરાયલો છે. આપણે એને ગ્રાહીનીતિ કે જલચરશાસન પદ્ધતિ પણ કહી શકીએ.

)

તો તે પૈશાચી, આભીરી, કે જૂની અપભ્રંશ × ભાષાનો જ જથાત એ વિષે ભાગ્યે મતભેદને માટે અવકાશ હોય. હિન્દ બ્હારના લેખક હિન્દની કોઇ પણ આર્યભાષાને "હિન્દી" કહે, તેનો એટલો જ અર્થ થાય, કે એ ભાષા હિન્દના તે પ્રાન્તમાં તે સમયે ચાલતી હશે તે જ ભાષા : આપણે હાલ જેને "હિન્દી"ને નામે ઓળખિયે છિયે તે હરગીજ નહીં.

ત્યારે હાલ આપણે જેને હિન્દી કહિયે છિયે તે ભાષા ક્યારે જન્મી ? પૃથુરાજ ચોહાણના સમયનાં કેટલાંક શાસનો, દાનપત્રો, અને કાગળપત્રો મળી આવ્યાં છે, તેમાંની લખાવટ માત્ર બોલી જેવી છે, સંસ્કાર પામેલી ભાષા જેવી નથી. પૃથ્વીરાજ રાસૌ નામે મોટો ગ્રંથ ચંદ બરદાઇને નામે ચડેલો અત્યારે મળે છે તે વિશ્વસનીય નથી. પંડિત ગૌરીશંકર ઓઝા અને બીજા માનનીય વિદ્વાનોએ તેને બારીકીથી તપાસ્યો છે, પૂરેપૂરા વિશ્વસનીય શિલાલેખો સાથે તેમ મોટી મોટી ઐતિહાસિક બીનાઓ સાથે એને સરખાવીને, હાલ જે રૂપમાં એ મળે છે તેનો રચનાકાલ ઘણો મોડો હોવો જોઇએ એમ લગભગ સાબીત કરી દીધું છે, અને એ મોટા ઝઘડાનાં ખંડનમંડનનો સાર રા. રા. ભાઇ કિસનસિંહ ચાવડાએ એમના પ્રકરણ ચોથામાં એવી સ્પષ્ટ રીતે આપેલો છે કે અહીં એ વિષે આટલાં ઇશારાથી જ સંતોષ માનીને આગળ ચાલિયે. પૃથ્વીરાજના સમકાલીન ચન્દેલના પરમર્દિદેવ–("પરમાલ")ને લાગતું એના જ ભાણેજ જગનિકે મહાકાવ્ય રચ્યું (જગનાયક–નામ એમ રૂપમાં મળે છે) હતું, જેનું નામ આલ્હ ખંડ હતું, એવી દંતકથા છે. પણ જેમ કુરાને શરીફનો ભાષાનુવાદ, અને જેમ (લખાયો હોય તો) પૃથ્વીરાજ રાસૌ, તેમ આ આલ્હ ખંડ પણ નામશેષ જ રહ્યો છે. "આલ્હા ગાનેવાળાઓ" કેટલાક સર્ગો કોણ જાણે ક્યારથી આજ લગી ગાતા આવ્યા છે, એ સર્ગોની ભાષા કુદરતી રીતે જ પેઢીદર પેઢી ફરતી આવી છે, કેમકે સાંભળનારાથી સમજાય નહીં એવી ભાષામાં ગાય તે ગાનાર કે પુરાણી કે માણભટ કે ભજનિકને સાંભળનાર આપે શું, અને જે કાવ્યો–આખ્યાનો–પવાડા–પુરાણો ગાવા સાંભળાવવાથી પ્રાપ્તિ નહીં; તે પેઢીએ પેઢીએ મોએ કરી અથવા નકલો ઉતારીને સાચવે પણ કોણ ? અને એ સર્ગોનો સંગ્રહ છેક ઓગણીશમી સદીમાં એક અંગ્રેજ સિવિલિયને કર્યો અને છપાવ્યો, ત્યારે જ એ મૂલ મહાકાવ્યના કે કોણ જાણે શેના છેક વિકૃત અવશેષ છેક આધુનિક ભાષામાં જ "હિન્દી" સાહિત્ય સમૃદ્ધિમાં કાયમ જળવાઇ રહે એવું રૂપ પામ્યા છે. + બીજા પણ ગ્રંથો નામશેષ જ છે તેમને વિષે લખીને લંબાણ શાને કરવું વારુ ?

હિંદીનો પ્હેલો ગદ્યગ્રંથ આજ લગીમાં મળ્યો છે તે–"ગોરખ બોધ"–સત્તાવીશ ટુંકા ટુંકા બોધનો ગુટકો છે–મોટે ભાગે તરજૂમા જેવો જ છે– * અને તેરમા ચૌદમા સૈકાનો છે. "ખડીબોલી"નો આદિકવિ અમીર ખુશરો ચૌદમા સૈકાનો છે. વ્રજ ભાષામાં

× દા. જેકોબી અપભ્રંશને પણ છટ્ઠા સૈકા લગી પાછળ લઈ જવા દલીલો કરે છે (જુવો. भविसत्त कहा, 1918; सनत्कुमार चरित, 1921; વગેરે)–પણ આવા પ્રયાસ વિશાળ ઐતિહાસિક દૃષ્ટિની ખામીને લઇને જણાય છે, અથવા "જેની પાસે બેસવા જાય" તેનાં ગીત ગાયા વગર રહેવાયજ નહીં, એવા વિદ્વાનો પણ હોય છે.

+ "The Lay of Alba" translated into English Ballad metre (Oxford, 1923): आल्ह खंड, Compiled by Sir Charles Elliot (कनौज).

* રા. ભાઇ ચાવડાએ આપેલી સાલ બરાબર નથી. ગોરખ બારમા સૈકામાં થઇ ગયો. એના

સૈકાઓનો મતભેદ કે મતફેર તો આવા વિષયમાં સહજ હોય. એટલે હવે આપણે આપણા વિષયના ત્રીજા અંગ તર્ફ વળિયે.

શિષ્ટ સાહિત્યનો ઇતિહાસ મળતાં આપણા ગુજરાતી લેખકોએ જે ખાસિયતો બતાવી છે તે હિન્દી લેખકોમાં પણ જોવામાં આવે છે. કવિઓની જીવનકથામાં જ્યાં ને ત્યાં ચમત્કાર જોવા, દંતકથાની પરંપરાએ આણી આપ્યા હોય તે જેવા ને તેવા ફરી ફરીને લખ્યા જવા એટલું જ નહીં પણ–સાંભળેલી વાત જરાતરા પણ સમારી ખીલવીને કહેતાં ન આવડે તે કથક શેનો એ ન્યાયે, તેમને ઉલટા બહલાવવામાં સાહિત્યની સાચી સેવા અને પૂર્વજો પ્રતિ નિતાન્ત ભક્તિ જોવી: એ વલણ એ મધ્યકાલીન માનસ જેટલું અહીં તેટલું ત્યાં પણ પ્રવર્તે છે. વળી જેની પાટે બેસિયે તેના ગુણગાન જ થાય, તેના મરી જેટલા ગુણ શ્રીફળ જેવડા કરી દેખાડવા એ જ વિવેક, તેની ખામી ત્રુટી કશી જોવી ઉચ્ચારવી નહીં એ જ વિનય.

न ब्रूयात्सत्यमप्रियं:—

રખે વદો સત્ય જરા બિ ખૂંચતું,
ગુલાબ પણ કંટકથી અરૂચતું:—

એ જ સજ્જનનો તો ધર્મ.

આમ ન કરી શકે તે "અધિકારી" નહીં, "સહૃદય" નહીં અરે દુર્વિનીત, એ માનસ પણ અહીં કરતાં ત્યાં જરાયે ઓછું નથી. અહીં જેટલો પણ ઐતિહાસિક તથ્ય અને કવિતાભાવનાની સાચી નિષ્ઠાએ વિવેચનાનો અવાજ* ત્યાં હજી સંભળાવા માંડ્યો જણાતો નથી: આ બાબતોમાં ઉત્તરહિંદ, બંગાળા, મહારાષ્ટ્ર અને ગુજરાતથી કંઇક પાછળ જણાય છે. ત્યાંની સુરુચિ પણ હજી રૂઢિબદ્ધ જ ચાલી આવે છે. આવા સંજોગોમાં હિન્દી કવિઓ વિષે હિન્દી પ્રજામાં માનનીય સંશોધકો ઇતિહાસીકો અને વિવેચકોના અભિપ્રાયોનો જ સાર આપવાનું પોતાનું કર્તવ્ય રા. ચાવડાએ વખાણવું પડે એ રીતે બજાવેલું છે એમ શાખ પૂરતાં આનંદ થાય છે. વીર અથવા રાસૌયુગમાં ભક્તિયુગમાં કે અલંકારયુગમાં હિન્દી કવિતાનો કલાની દૃષ્ટિએ જોતાં સમતોલ કે સર્વદેશી વિકાસ થયો નથી. જાયસી, તુલસીદાસ, સૂરદાસ, અને કેશવદાસ જેવા પ્રતિભાસંપન્ન સર્જકો એને મળી ગયા અને એ તેજસ્વી સુપુત્રો વડે હિંદી કવિતા આપણા દેશની બીજી કોઇપણ ભાષાની એ સૈકાઓ દરમિયાન થયેલી કવિતાની હારમાં વગર શરમાયે ઊભી શકે છે. એ ચારે કોઇ ને કોઇ ગુણાધિક્યે અમર છે અને હિન્દી માતૃભાષાવાળી પ્રજાના પૂજાપાત્ર છે. પણ એ સૈકાઓની ઉર્દૂ કવિતાની ખામીઓ, આ કવિઓમાં પણ જોવામાં આવે છે, અગર જો કે એમનાથી ઉતરતા કવિઓમાં એ ખામીઓ જેટલા પ્રમાણમાં છે તેટલા પ્રમાણમાં નહીં એ ખુશાથી સ્વીકારું છું. પરંતુ આ કલમમાં મ્હારે કહેવાનું છે તે આ, કે અર્વાચીન ઉર્દૂ કવિઓ વિવેચકો અને વિદ્વાનો પોતાને વારસામાં મળેલી એ સૈકાઓની ઉર્દૂ કવિતાને

* અહીં તો મગરૂરીની વાત છે કે નર્મદ અને નવલ, મણિલાલ અને રમણભાઇ, નરસિંહરાવ અને કનૈયાલાલ મુનશી અને રામનારાયણ એમ સ્વતંત્ર વિવેચનાનો સડક બંધાતી જાય છે તેની પ્રાથમિક તૈયારી લેખે આ સાત પગથીઓ તો પડી પણ છે. અને રા. નર્મદાશંકર મહેતાએ અખા અને બાલાશંકરની સમીક્ષામાં વાપરી દેખાડેલી તુલાદાંડીની સૂક્ષ્મ સત્યનિષ્ઠા અને સમભાવી ઉદારતા, વિવેચનાની મતામતી કેંકારેંકીના તોફાની દરિયામાં દીવાદાંડીરૂપ છે.

પરંતુ આ વિચિત્ર ત્રિગુણાત્મક સૃષ્ટિમાં અવ્યવહારુ ભોળાને શોભાશી શો એ મળે છે, કે તેના ભોળપણને અંતે હઠીલા પક્ષકાર ઊંડી શયતાનિયત જ ગણે છે!

યુગ બદલાય નહીં ત્યાં લગી આનો ઉપાય જ નથી. "યુગ બદલાય" એટલે હું હિન્દુ હોવાથી હિન્દુ માનસ અને હિન્દુ સાહિત્ય હાલ છે તેને મુકાબલે કઈ રીતે જુદાં બને તો યુગ સાચી દિશામાં પલટાયો ગણાય, તે જ પ્રથમ કહું છું. હિંદુઓ મ્હને શુદ્ધ જિજ્ઞાસા શુદ્ધ ઉદારતા અને શુદ્ધ બંધુભાવ એ ત્રણે મોટા ગુણોમાં હજી મધ્યકાલીન માનસના એટલે કે અર્વાચીન યુગમાં પાછળ પડી ગયેલા કહેવા પડે એવા લાગે છે. હિંદુઓને પોતાની બુદ્ધિમત્તા વિષે ઉંચું મત છે. સાચી બુદ્ધિમત્તાનું એક લક્ષણ જિજ્ઞાસા છે. મુસ્લિમો હિન્દી છે, આપણા દેશબન્ધુઓ છે, પણ એમના વિષે, એમના સંસાર વિષે, એમના માનસ વિષે, એમના ઇતિહાસ ફિલસૂફી ધર્મ વિષે એમના ધાર્મિક અને બીજા સાહિત્ય વિષે એમની કલાઓ અને એમની જાહોજલાલી વિષે, આપણે પૂરતી જિજ્ઞાસા ધરાવિયે છ ખરા? બુદ્ધિમાં આપણાથી ચડતી નહીં એવી યુરોપીય પ્રજાઓમાં આ સર્વ વિષે જેટલી જિજ્ઞાસા છે, અને તેના ફલ રૂપે જેટલું અને જેવું સાહિત્ય અને વાઙમય છે તેટલું અને તેવું હિન્દી કે બીજી કોઇપણ હિન્દની ભાષામાં છે ખરું? કુરાને શરીફનો તરજુમો પણ હિન્દની કેટલી ભાષાઓમાં છે અને નથી તે તો જુવો. બન્ધુતા અને માનવીને માનવી પ્રતિ ઘટે એવી ઉદારતાની વાત પણ ઉપલામાં જ આવી ગઈ. હિન્દના હિન્દુઓને છોડીને મુસ્લિમો વિષે હવે વિચાર કરતાં તેમનામાં પણ ઉપર પ્રમાણે જ યુગલપટો આવશ્યક છે.

જેમ હિન્દુ અને મુસ્લિમ પ્રજાના ભાવિ વિષે તેમ તેમની ભાષા અને તેમના સાહિત્યના ભાવિ વિષે મૌલિક ટીકા કરવાની, સર્જક સૂચનાબીજ ફેંકવાનું, તે આ જ. આમાં જ બીજું બધું આવી જાય છે, તથાપિ મુકાબલે વિગતો જેવી પણ એ કેટલીક બાબતોને છેડું છું.

બંગાળી મરાઠી કે ગુજરાતી ભાષાના વિદ્વાનો અંગ્રેજી શબ્દોને સ્વીકારવામાં જેટલી છૂટ રાખે છે તે કરતાં હિન્દી વિદ્વાનો ઘણી જ વધારે છૂટ રાખે છે. શાને વારુ? શું હિન્દી વિશિષ્ટ લક્ષણોમાં બંગાળી મરાઠી ગુજરાતી કરતાં એટલી વધારે પુષ્ટ છે કે તેમાં વિદેશી ભરણું ઘણું વધારે થાય, બિનજરૂરી પણ ગમે તેટલું થઈ જાય, તોયે હરકત નહીં? ના. આમાં પણ પેલા રાજકારણી વિષનો જ પ્રભાવ હોય તો હોય. ઉર્દૂ વધારે વધારે અંગ્રેજી શબ્દો અપનાવતી જાય છે તેમ તેમ હિન્દી વધારે વધારે, અને હિન્દી વધારે વધારે તેમ ઉર્દૂ વધારે વધારે—એમ આ બે બ્હેનો વચ્ચે આની પણ ચરસાચરસી ચાલતી જણાય છે! સુન્દ ઉપસુન્દ સગા ભાઇ હતા પણ તેમણે એક બીજાનો નાશ કર્યો, તિલોત્તમા મ્હને જ મળે મ્હને જ મળે એટલા ખાતર. હિન્દી-ઉર્દૂ કઈ તિલોત્તમા ઉપર વારી જાય છે—અંગ્રેજી શબ્દોના ભરણા ઉપર! એકનું મન તિલોત્તમાથી ઉતરી જાય તો બીજાને પણ શુદ્ધિ આવેઃ પણ વો દિન કહાં!

હિન્દી વ્રજવલણ અને અવધીવલણથી આઘી ખસતી ખડીબોલી-પ્રધાન બનતી જાય છે તેટલે દરજ્જે તે ઉર્દૂની સમીપ પણ આવતી જાય છે. પણ–વળી હું હિન્દુ હોવાથી મ્હારા હિન્દુ બન્ધુઓની ટીકા પ્હેલી કરીને કહીશ,–આથી વિશેષ સામીપ્ય સાધવાની જરૂર છે. હિન્દી લેખકોએ હિન્દીમાં અંગ્રેજી ભરણું વધારવા કરતાં તો ઉર્દૂ ફારસી અરબી ભરણું

# જેલનું જીવન

કોણ જાણે કયા કારણસર હિંદુસ્તાનની જેલો, કાયદા અને વ્યવસ્થા ખાતાના* હાથ નીચે રાખવામાં આવી છે. કાયદો જાળવવાનો હોય અગર વ્યવસ્થા કરવાની હોય અને તેને લગતી જે જે વ્યવસ્થા કરવાની હોય તે સઘળું કામ તે ખાતાનું ગણી શકાય, તેના તાબામાં હોઈ શકે. પરંતુ એક ફેરે કાયદો તોડનાર અગર વ્યવસ્થા ભાંગનાર માણસને પકડયો અને એને સજા કરી જેલમાં મોકલ્યો તે પછી તે કાયદા અને વ્યવસ્થાના ખાતાને શું લાગેવળગે, તે સમજાતું નથી!

કાયદો તોડનાર માણસ ગુનેગાર છે; સામાજિક વ્યવસ્થા નહિ ઈચ્છનાર અને તે ચુંથી નાખનાર માણસ શિક્ષાને પાત્ર છે. અને તેથી તેને યોગ્ય શિક્ષા કરવી જોઈએ. પરંતુ તે શિક્ષા થયા પછી કાયદા અને વ્યવસ્થા ખાતાને કોઇ પ્રકારનો સંબંધ હોય જ શકે નહિ. જે માણસ આવા પ્રકારનો છે તેને સજા કરી કેદખાનામાં પૂરવામાં આવે તેમાં સમાજનો હેતુ તો એજ હોય છે, કે તે માણસને સુધારવાની કોશીશ કરવી. જેલખાનાં પડેલાં અને બગડેલાં મનુષ્યોને સુધારવાને માટે હોય છે. જેલ આખી જિંદગી માટે તો કોઇને જ હોય છે. ઘણાને તો અમુક મુદત માટે જ હોય છે. ને મુદત પૂરી થયા પછી તે માણસ જ્યારે બહાર નીકળે ત્યારે તે સુધર્યો છે કે બગડયો છે, શું હતો તેવો ને તેવોજ રહ્યો છે તે, સમાજ જોવા માગે છે.

સમાજનો હેતુ તો ઉપર જણાવ્યા પ્રમાણે શુદ્ધ હોય છે. બગડેલાને સુધારવો, પડેલાને ઉપર ચઢાવવો, ખૂનીને અહિંસા અને દયા શીખવવી, અને ચોરને સત્ય અને જાતમહેનત શીખવવી, એજ સમાજનો હેતુ હોય છે. પણ આ માણસોને વારંવાર કહ્યા છતાં અને તાકીદો આપ્યા છતાં જ્યારે તેઓ સુધરતા નથી ત્યારે તેમને જેલમાં નાખવામાં આવે છે; તે એ હેતુથી કે સમાજથી તેમને તદ્દન અલગ પાડવાથી, તેમનો સમાજ, સગાંવહાલાં અને મિત્રોથી વિયોગ કરાવવાથી, તેમના હલન વલન ઉપર પૂરતો અંકુશ રાખવાથી, તેમની ઇન્દ્રિયો ઉપર દાબ રાખવાથી, તેમનામાં કાંઇ સુધારો થઇ શકે છે કે નહિ. સુધારો તો સમાજ ઇચ્છે જ છે અને તે, એક રસ્તે ન થઈ શકયો તો બીજી રીતે કરવાની પેરવી સમાજ કરે છે.

માણસમાં ગાંડપણનાં ચિન્હો માલૂમ પડે છે ત્યારે પહેલાં તો તેને શિખામણ આપવામાં આવે છે. સારી સારી વાતો કહેવામાં આવે છે, તેની ફરજો વિષે તેને ભાન કરાવવાની કોશીશ થાય છે. પછી તેને દવાદારૂ કરવામાં આવે છે. માનસિક અને તાંત્રિક ઉપચારો પણ કરવામાં આવે છે અને જ્યારે તેથી કાંઇ સુધારો થતો નથી ત્યારે ગાંડાની હૉસ્પીટલમાં તેને મોકલવામાં આવે છે. ત્યાં પણ તેનું ગાંડપણ ઘટાડવાના અને બને તો નાબૂદ કરવાના ઉપાય લેવામાં આવે છે. અને ગાંડપણ થયાના અને નાબૂદ થયાના પણ દાખલા આપણને મળે છે. ગાંડપણ જે કારણસર પેદા થયું હોય તે કારણોનો નાશ થયા પછી તે ગાંડપણ ટકી રહેતું નથી.

---

* Law and Order.

રોકેલા હોય છે; પરંતુ આ માણસ પોતે કેવો હોય છે, કેદીઓ સાથે તે કેટલો ભળે છે અને તેને પોતાને કેટલી સત્તા છે તેના ઉપર સઘળો આધાર છેઃ અને સાત દિવસે અર્ધો કલાક ભળ્યા તોયે શું અને ન ભળ્યા તોયે શું? તેટલાથી શું ફેરફાર થાય? તેને ધાર્મિક કેળવણી કેવી રીતે કહેવાય?

સત્તા પોલીસ ખાતાની રહી એટલે દોરદમામ પણ તેવોજ. જેલના અધિકારીઓ ઘણે ભાગે બુઠ્ઠી અક્કલના જ હોય છે. ચારિત્ર્ય, સેવાભાવ, સત્ય, અહિંસા, દયા, પ્રેમ અને કેળવણી–કશું જ તેમનામાં હોતું નથી. અને ઉપરથી, કેદીઓ સાથે તેને વર્તવાનું હોવાથી તેનું વર્તન છેક જ નિષ્ઠુર બની જાય છે. દરેક કેદી તેનો ગુલામ છે, કેદીને કશા હક હોઇ શકેજ નહિ, કેદી સાચું બોલી શકે જ નહિ, કેદીમાં ચારિત્ર્ય હોઈ શકે જ નહિ, કેદી પ્રેમ અનુભવી શકે જ નહિ ઇત્યાદિ ઇત્યાદિ ખ્યાલોએ પહેલેથી જ અધિકારીના મનમાં મૂળ નાખેલાં હોય છે એટલે તેનું વર્તન પહેલેથી જ દયાહીન હોય છે; અને જેલમાં પોતાનો જ હેડ–કોયડો તે હંમેશ ચલાવ્યા કરે છે. આવી સ્થિતિમાં કેદી સુધરે તેવી આશા કેવી રીતે રખાય?

જેલમાં ખોરાક બહુ જ વખતસર મળે છે પરંતુ તે ખોરાકમાં કેટલું પોષણતત્ત્વ હોય છે તે જોવાની કોઇ દરકાર રાખતું નથી. હલકામાં હલકો જે પદાર્થ મળે તેનાથી ત્યાં ચલાવી લેવામાં આવે છે. બાજરીના રોટલા હોય પરંતુ બાજરી કઇ જાતની છે તે વિષે કાંઈ પૂછવાનું હોય જ નહિ. ભાજી એટલે જેલના કમ્પાઉન્ડના પૃથ્વીના પડ ઉપર જે કાંઇ ઘાસ પાંદડાં વગેરે ઊગે તે. ફક્ત એટલું જોવાય કે તે ખાવાથી કાંઇ ઝેર ઉત્પન્ન ન થાય. આ ભાજી બાર માસ ઊગાડવામાં આવતી નથી, ઊગી શકે નહિ. એટલે તે ઋતુ માટે, પહેલેથી ઊગેલી ભાજીને સૂકવીને કોથળા ભરી રાખવામાં આવે અને તેમાં સડો થાય અગર તે કહોવાય અને ગંધાય તે વિષે કાંઇ હરકત હોઇ શકેજ નહિ! જ્યારે આ સુકવણીને રાંધવાની હોય ત્યારે તેને પલાળવામાં આવે અને પછી તેને રાંધવામાં આવે. આ તો એક દાખલો જ. દરેક બાબતમાં આવું હોય છે. એટલે ખોરાકનો વખત બહુ જ કાળજીપૂર્વક જળવાય છે; પરંતુ તે ખોરાક ખાવા જેવો છે કે નહિ તે વિષે કોઈને પડી હોતી નથી.

જેલના દાક્તરને માથે એ ફરજ નાખવામાં આવેલી હોય છે, કે ખોરાક તેમણે ચાખીને ખાત્રી કરવી જોઇએ કે તે ખોરાક ખાવા જેવો છે. પરંતુ તે તો પોથીમાંના રીંગણા જેવોજ નિયમ છે. તેનો અમલ કોઈ દિવસ થતો નથી.

આવો ખોરાક હોય અને તે, દરરોજ તેવો જ મળતો હોય તો પછી કેદી શરૂઆતમાં હતાશ અને પાછળથી ચોર બને તો શું થાય? શરીરના પોષણ માટે જે વસ્તુ વધુમાં વધુ આવશ્યક છે તે ખોરાક છે. તે બાબતમાં જ્યારે આટલી બેદરકારી, બેપરવાઈ અને નિષ્ઠુરતા બતાવવામાં આવે ત્યારે તે અધિકારીઓ તરફ માન અને પ્રેમ તે કોઈના મનમાં ક્યાંથી ઉદ્ભવે? અને પોતે હોય તેનાથી સુધરે કેવી રીતે?

અન્નથી બીજી વસ્તુ વસ્ત્ર. કેદીને ડગલે અને પગલે લાગે કે તે પોતે કેદી છે, એક પતિત મનુષ્ય છે, અને તેને સ્વમાન હોઇ શકે નહિ, તેવો ખ્યાલ તેની સન્મુખ હંમેશ રહી શકે તેવા પ્રકારનો પહેરવેશ તેને આપવામાં આવે છે. અને તે પણ સાત દિવસે ધોવાની છૂટ અને ધોવા માટે ચપટી ચપટી સોડા આપવામાં આવે છે. વળી કપડાંની જોડ પણ એક જ મળે એટલે રોજ ધોઈ પણ શકાય નહિ.

અધિકારીની ફરજ હોય છે; પરંતુ તે તો ચોપડીમાં કાયદો લખ્યો હોય ત્યાં ને ત્યાંજ રહે છે. અધિકારી ફક્ત આરો મારી જાય, પણ કેદીની ગુંજાશ શું કે એક પણ અક્ષર ચોકા-માંથી કાઢી શકે ?

ટુંકાણમાં કેદી તરફ હલકામાં હલકું વર્તન ચલાવવામાં આવે છે, તેની ત્રુટીઓ શીખ-વાની અને તેને સુધારવાની કોઇને પડી હોતી નથી, ગુનાઓ માટે જે શિક્ષાઓ કરવામાં આવે છે તે ઘણી વખતે તો રાક્ષસી જ હોય છે, અને ડગલે અને પગલે તે પોતે પતિત અને કેદી છે તેવો તેને ખ્યાલ આવ્યા કરે તેવું વર્તન તેની તરફ રાખવામાં આવે છે.

આવા સંયોગોમાં કેદી સુધરે તે આશા રાખવી ફોગટ છે, તે જરાયે સુધરતો નથી. જેલમાં પણ ચોરીઓ કરતાં શીખે છે. તે ચોરીછુપીથી રસોડામાંથી ખોરાક મેળવે છે, બહારથી બીડીઓ મેળવે છે અને બીજી હજાર રીતે ચોરીઓ કરે છે. જૂઠું બોલ્યા વિના તો તે આત્મરક્ષણ કરીજ શકતો નથી. તે એટલો દીન પણ બની ગયો હોય છે કે તેને એક સહેજજ વધુ સારો ખોરાક અને પહેરવેશ આપવામાં આવે તો તેના જ ભાઇઓ ઉપર દેખરેખ રાખવાનું અને સતાવવાનું કામ તે સ્વીકારી લે છે.

જેલના જીવનમાં જે કાંઇ સારું છે અને ઇચ્છવા યોગ્ય હોય છે તે પણ અહીં જણાવવું જોઇએ.

જો જેલો ઘણું ખરું આરોગ્યની દૃષ્ટિએ નક્કી કરેલ સ્થળે બાંધવામાં આવે છે ત્યાં ચોખ્ખાઇ પણ સારી રીતે જળવાય છે અને ઝાડ પણ સારા પ્રમાણમાં હોય છે. ખોરાક બહુજ નિયમિત વખતે આવે છે અને એકજ પ્રકારનો અખાદ્ય ખોરાક બારે માસ આવ્યા કરે છે એટલે સ્વાદેન્દ્રિય ઉપર સંયમ બેસી જાય છે, અગર છેવટે તે સંયમ કેળવવો તો પડે જ છે. બહારના કાંઇ પણ સમાચાર તેને મળતા નથી, એટલે તે એક પ્રકારની અંતર્દૃષ્ટિ ખીલવે છે અને પોતે વધુ વિચારવંત બને છે. તેની સૂઝશક્તિ પણ ઠીક પ્રમાણમાં ખીલે છે. જરૂરિયાતો ઘટાડવાની પણ ટેવ પડે છે. અલબત્ત તે તો, તૃપ્તિ કરતાં ત્યાગમાં શક્તિ રહેલી છે તેવું માનનાર મનુષ્યની બાબતમાં જ બને છે. અને વળી આ બધું કેદીની બુદ્ધિ ઉપર આધાર રાખે છે. જો બુદ્ધિવાન હોય તો આ ગુણો ખીલવે, નહિ તો તે પોતે હોય તેનાથી પણ વધુ નીચે પડે છે. ઉપરાંત કેદીઓનો એકબીજાની સાથેનો સંબંધ પણ સારા પ્રમાણમાં બંધાય છે અને એક એવો અણલખ્યો કાયદો તેઓની અંદર થઇ જાય છે કે બીજા કેદીભાઇની સામે ફરિયાદ કરવી નહિ અને તેની એબ ઉઘાડી પાડવી નહિ.

પણ આ ફાયદા મારીમચડીને ઉભા કરેલા કહેવાય અગર નછૂટકે મળતા કહેવાય. બધા કેદી એટલા સમજુ અને કેળવાએલા હોતા જ નથી કે તેઓમાં આ બધા ગુણો ખીલે. અને જેલો આરોગ્યની દૃષ્ટિએ ન બાંધવામાં આવે તો તો મરણપ્રમાણ એટલું વધી જાય કે સરકારને જવાબ આપવો ભારે થઇ પડે ! એટલે લોકલજ્જાને ખાતર પણ એટલું તો સરકારને કરવું જ પડે છે.

પણ તેથી કેદીને સુધારવા માટે જે વાતાવરણ અને શિક્ષણની જરૂર છે તે પેદા થતું નથી અને અપાતું નથી. તેના આત્માનો વિકાસ થાય કે જેથી તે ફરીથી ગુનો કરતાં અટકે તેવું શિક્ષણ અપાતું નથી.

# પ્રસ્થાન

અનંત નભમંડપે મૃદુલ તારલાઓ ઊગે,
ચુમે જલધિ વારિને વિધુ વિરામતો પશ્ચિમે;
પ્રક્ષુબ્ધ નિધિ વારિની સહ અશાંત નૌકા બની,
ધરી ન પરવા જરી હૃદયની વ્યથાઓ તણી.

હતાં વિહરતાં કદી હરિત કુંજમાં આમ્રની,
જ્યહીં ટહુકતી હતી પ્રણય સૂરથી કોકિલા;
હતાં સકળ વૃક્ષ ત્યાં નવીન પર્ણથી શોભતાં,
હતાં હૃદય તેમ ત્યાં નવીન સ્નેહને પોષતાં.

કદી સુખદ વર્ષતી નિબિડ અંધ રાત્રી મહીં,
દિશા ગભીર ગર્જતી ઝબુકતી નભે દામિની;
થતાં હૃદય એકને પ્રહર એમ ચાલી જતા,
બધાં સ્મરણ તે થતાં હૃદયની હવે વેદના.

કદી ઘન અરણ્યમાં સુકલ એક કુટીરમાં,
કરી ભજન ઈશનું જગત મોહ ભૂલી જતાં;
થતી નીરવ સૃષ્ટિ ત્યાં, અપૂર્વમાં ડૂબતી,
અને હૃદય આશને મધુર તંતુથી ગુંથતી.

રહી અમર આશ જે જીવન એક પ્રસ્થાનની,
હતી વિફળ શું જવા? હૃદય ભગ્ન છોડી જવા!
અહો! હૃદય રાખમાં વિમલ અશ્રુઓ ખેરવાં!
હશે સુભગ શાન્તિ શું પ્રબલ એજ સંતાપમાં!
બન્યાં હૃદય એક ને સજળ નેત્ર નેત્રે મળ્યાં,
ખર્યાં વિમલ અશ્રુ ને અધિર ઓષ્ટ ઓષ્ટે ચુમ્યા.

* * *

વહી–વહીં જતી દિસે ક્ષિતિજ પાર એ નાવડી,
વળ્યાં દગ, સખી શશી, અવનિ છેક ઝાંખી બની!

લક્ષ્મીનારાયણ રણછોડદાસ માંડવ્ય

## ( ૩ )

## સહજ-ઉપાસનાનો સિદ્ધાંત

" થતું જે કાયાથી, ધડીક ધડી વાણીથી ઉચરું,
" કૃતિ ઇંદ્રિયોની, મુજ મન વિષે ભાવ જ સ્મરું;
" સ્વભાવે, બુદ્ધિથી, શુભ-અશુભ જે કાંઈક કરું, "
સહુ પૂજા રૂપે*—" તવ ચરણમાં, નાથજી, ધરું. "

આ શ્લોકનું ઉચ્ચારણ નહિ, પણ એમાં વર્ણવેલો ભાવ એ જીવનનો સ્વભાવ બની જવો-એ સહજ અથવા કર્મયોગી ઉપાસના કહી શકાય. આ અતિશય ઉન્નત અવસ્થા છે, અને એ દશામાં જે સાચે જ સ્થિર થયો છે, તેને માટે સ્તવન-ઉપાસનાનાં નિદાન કેટલાંક અંગો નકામાં બને એમાં શંકા નથી. પરંતુ એ સાથે જ એ પણ સમજી રાખવું જોઇએ કે જ્યાં સુધી આવા શ્લોકના ઉચ્ચારણની કે એમાં રહેલા ભાવનું સ્મરણ કરવાની જરૂર એ માણસને લાગે છે, ત્યાં સુધી સહજ ઉપાસના એ માત્ર બુદ્ધિથી સમજાયેલી વસ્તુ, અને કદાચ કર્મયોગનો પ્રયત્ન જ છે, પણ સ્વભાવરૂપ બનેલું જીવન નથી.

વળી, બીજું. કર્મયોગ એ જ ઈશ્વરોપાસના છે, એ સિદ્ધાંત પર રહી માણસ ચિત્તમાં શાંતિ અને સમાધાન અનુભવી શકે, તે માટે ત્રણ બાબતોની જરૂર રહે છે:-(૧) પોતે જે કાંઈ આચરે છે તે કર્તવ્ય કર્મો જ છે-એવી ખાતરીની; (૨) તે કર્મોનાં આચરણમાં, પ્રામાણિક ભક્તને જેવી સ્તવન-પૂજનમાં ભક્તિ કે પ્રેમાર્દ્રતાની લાગણી હોય છે, તેવી લાગણીની, પરંતુ ક્ષુદ્ર રાગ-દ્વેષની નહિ, તેમજ શુષ્ક તટસ્થતાની યે નહિ; અને (૩) જ્ઞાનની: એટલે કે, કર્મ કરતાં છતાં કર્મનું તત્ત્વ, કર્મનું પ્રયોજન, તેનું આખર પરિણામ, અને જીવનનું ધ્યેય બરાબર સમજેલો હોવાથી તે વિષે ભ્રમનો અભાવ; કર્મ કર્યાં છતાં તેના નાશવંતપણાનું અને સર્વ કર્મોનાં પરિણામો શુભ અને અશુભ એવાં બન્ને જાતનાં હમેશાં હોય છે એનું સ્પષ્ટ દર્શન, અને પોતે જ ઉભારેલાં કર્મમાં પોતે ગૂમ ન થઇ જાય એટલી જાગૃતિ. सगुणीं भजे लेश नाहीं भ्रमाचा। ( રામદાસ )+

જ્યાં સુધી આ ત્રણે શરતો સિદ્ધ નથી થઈ ત્યાં સુધી ભલે માણસ સ્તવનોપાસના વિના જીવન ગાળે, પણ એને માટે સહજ-ઉપાસનામાં સ્થિર રહેવું શક્ય નથી. એટલે કે એ માણસને ક્યારે ય પણ જીવનમાં અશાંત બનવાનો, કસોટીને વખતે ધીરજ ખોઈ

* કવિ શ્રી ન્હાનાલાલની આ પ્રસિદ્ધ કડીના ‘ક્ષમા દ્રષ્ટે જોજે’ એ શબ્દો આ પ્રમાણે ફેરવવા માટે એમની ક્ષમા માગું છું. મારે જે અહીં કહેવું છે તેને માટે આ શબ્દો વધારે અનુકૂળ છે. આવી છૂટ આજ કડી પરત્વે અમારી શાળાની પ્રાર્થનામાં અમે બીજી રીતે લીધી છે. તેમાં છેલ્લું ચરણ નીચે પ્રમાણે રાખ્યું છે:-‘ક્ષમા દ્રષ્ટે જોજે, તવ શરણમાં મસ્તક ધરું’ ત્યાં ક્ષમા યાચના પર ભાર હોવાથી, અને પરમેશ્વરના ચરણમાં કર્મો ધરવા કરતાં એમના શરણમાં મસ્તક મૂકવાનું વધારે યોગ્ય લાગવાથી આવી રીતે બીજાની કૃતિમાં ફેરફાર કરવાની છૂટ લેવી એ અયોગ્ય છે, એ હું સમજું છું. હવે તો છાપખાનાં થવાથી બહુ ધાસ્તી નથી, નહિ તો પ્રાચીન કાળમાં પાઠાંતરો આવી છૂટ લેવાને પરિણામે પણ નિર્માણ થતાં હશે. હું ફરીથી આશા રાખું છું કે કવિશ્રી આ દરગુજર કરશે.

+ ગુણોને ભજતાં છતાં ભ્રમનો લેશ ન હોવો.

કર્મોની બાબતમાં આપણે આપણું ચિત્ત શુદ્ધ કરવાનું રહ્યું છે, અને તેમાંથી પરાવૃત્ત થવાની શક્તિ મેળવવી રહી છે. વળી, જે કર્મો આપણને કર્તવ્યરૂપ લાગે છે, છતાં તે આપણે કરી શકતા નથી, અને તેથી, સત્યને માર્ગે ચાલી શકતા નથી, તેવાં કર્મો કરવા માટે આપણે શક્તિ મેળવવાની યે રહી છે.

જે કર્મો અનિચ્છા છતાં થઇ જાય છે, અને જે ઇચ્છા છતાં કરી શકાતાં નથી, તેવાં કર્મો માટે પ્રામાણિક માણસને પોતાનું અંતઃકરણ ડંખતું રહે છે. જેમ કોઈ બીજાનો અપરાધ કર્યો હોય, તેની તે ક્ષમા માગે, તેમ પ્રામાણિક માણસને–ભક્તની ભાષામાં કહીએ તો, ઈશ્વરની અને–જ્ઞાનીની ભાષામાં કહીએ તો પોતાની સદસદ્વિવેક બુદ્ધિની ક્ષમા માગવાની વૃત્તિ રહે છે.

**આ ડંખતાં અંતઃકરણની બળતરા એવો માણસ શી રીતે શમાવે?**

હવે બીજી શરત. એ શરત એ છે કે, માણસને પોતાનાં કર્તવ્યો કરતાં તેમાં ભક્તિભાવ હોવો જોઇએ.

સામાન્ય માણસ માટે કર્તવ્યનિષ્ઠા અને ભક્તિ વચ્ચે ઘણો ફરક રહે છે.

દાખલાતરીકે કોઈ શિક્ષક તેને સોંપેલા સર્વે વિષયો તનતોડ મહેનત લઇને તથા શાસ્ત્રીય રીતે શીખવતો હોય તો તે પોતાનું કર્તવ્ય બરાબર કરે છે એમ કહી શકાય. પણ એવું બની શકે કે એ વિષયોમાંથી કેટલાક એ બરાબર શીખવતો હોય છતાં તે માટે એને પ્રેમ ન હોય; પરંતુ, શાળા કે ધંધા પ્રત્યેની વફાદારી અને વિદ્યાર્થીઓ પ્રત્યેના કર્તવ્યની ભાવનાને લીધે જ તેને એ શીખવતો હોય. કેટલાક માણસોનો તેમને મળેલી તાલીમને લીધે સ્વભાવજ એવો બંધાઇ ગયેલો હોય છે, કે જે કર્મો માટે તેમને પ્રેમ કે શ્રદ્ધા ન હોય, કંટાળો કે તિરસ્કાર પણ હોય, છતાં એ કર્મો તેમના ઉપર આવી પડે તો, જેમ કોઇ માણસ એમાંજ આસક્ત હોય અને કરે તેમ, મહેનત લઇ તેને બજાવે છે. આ માણસ કર્તવ્યનિષ્ઠ છે, કર્મયોગી છે, પણ તેને પોતાના કર્મમાં ભક્તિ પણ ઉપજે છે એમ નહિ કહી શકાય. એ માણસ પોતાનો કર્મયોગ બરાબર આચરે છે; પણ એમાંથી એ ઈશ્વરોપાસનાનું સમાધાન નહિ મેળવી શકે. કારણ, ઈશ્વરોપાસનાથી કેવળ બુદ્ધિનું જ સમાધાન થતું નથી, પણ લાગણીનું યે સમાધાન થાય છે. 'મેં મારું કર્તવ્ય બજાવ્યું છે,' એટલું જ સમાધાન માણસને હંમેશાં સંતોષકારક નથી થતું. પણ જે કર્મોમાં માણસને નિષ્ઠા હોય, તેવાંજ કર્મો કર્તવ્યરૂપ પણ થાય અને તેને એ બરાબર બજાવી શકે, ત્યારે જ એને પૂરું સમાધાન મળે છે. જ્યાં સુધી એવું નથી થતું, ત્યાં સુધી માણસ પ્રાપ્ત કર્તવ્યોને બજાવ્યા કરે છતાં અજાણે પણ મનોનુકૂલ કર્મમાર્ગને શોધ્યા કરતો રહે છે; ત્યાં સુધી કોઇક અસંતોષી પણ રહે છે.

**એ અસંતોષની બળતરા અને અનુકૂળ કર્મમાર્ગ માટેની વ્યાકુળતા એ શી રીતે શમાવે?**

હવે ત્રીજી શરત.

માણસ કર્તવ્ય કર્મમાં જ પ્રવૃત્ત રહેતો હોઇ, અકર્તવ્ય કદી ન કરતો હોય. કર્તવ્યમાં એને ભક્તિનિષ્ઠાયે હોય, છતાં એ સહજ–ઉપાસનાની સિદ્ધિને ન પામી શકે એમ બને; અને એનું કારણ અજ્ઞાન હોય.

શકાય એમ જોઇ બચાવવાનો કશો પ્રયત્ન ન કરે, અથવા કોઇ શસ્ત્રવૈદ્ય માતા કે બાળક પૈકી એકની હત્યા તો થશે જ એમ વિચારી શસ્ત્રો છોડી દે, તેવી આ નિવૃત્તિ કહેવાય. આ પણ કર્મ પરત્વે એક જાતની જડતા જ ગણાય.

વસ્તુતઃ, કર્મલોક નાશવંત અને સંકટોથી ભરેલો છે. એ શુભ છે, એમ જાણી રાખવું યે આવશ્યક છે; અને એવું જાણીને યે પ્રાપ્ત પરિસ્થિતિમાં શકય તેટલાં જ્ઞાન અને વિવેક-બુદ્ધિ વાપરી ઉચિત કર્મ કરવાનું છે.

જગતના શ્રમજીવી લોકોનું જીવન મોટે ભાગે આવશ્યક કર્મો કરવામાં જ જાય છે. અનાવશ્યક, અને તેથી કર્તવ્યરૂપ ન કહી શકાય એવાં કર્મો કરવાને એમને થોડી જ સગવડ હોય છે. જો કર્તવ્ય કર્મોનાં કેવળ આચરણથી જ જીવન કૃતાર્થ થઇ શકતું હોય તો ખેડુત અને મજુરને જીવનમાં સૌથી વધારે કૃતાર્થતા લાગવી જોઇએ, અને તેમનો સૌથી વધારે વિકાસ થવો જોઇએ. પણ કર્મયોગની સાથે જે જ્ઞાનદૃષ્ટિ હોવી જોઇએ, તે ન હોવાથી તેમની સ્થિતિએ અપૂર્ણ છે, અને હકીકતે 'જગતનો તાત' હોવા છતાં તે સૌથી વધારે પીડિત સ્થિતિમાં જીવન ગાળે છે.

પણ બુદ્ધિનું બળ જીવનના સંસ્કારો ફેરવવાની બાબતમાં મર્યાદિત છે, તેને માટે બુદ્ધિ ઉપરાંત ભાવનાનું બળ પણ જોઇએ, તે બળને અભાવે બુદ્ધિવાન વર્ગ પણ બીજી જાતનો કર્મજડ થઇ રહે છે.

આનો સાર એ કે, કર્મયોગ એ જ ઇશ્વરોપાસના છે, ( Work is Worship ) એ સૂત્ર પૂરું સાચું નથી. ઇશ્વરોપાસનાનું એક અંગ અને મહત્ત્વનું અંગ કર્મયોગ છે, એ સાચું છે; પૂર્ણ વિવેક અને સંયમ પામેલા માણસને એ જ એક અંગ રહે એમ કહીએ તો પણ ભલે. પણ ત્યાં સુધી કર્મયોગ આચરતાં યે કર્મયોગને સહજ-ઉપાસના કરવા માટે જે શરતો આવશ્યક છે, તે શરતોની પૂર્તિ કેવળ કર્મયોગથી થઇ શકતી નથી, પણ બીજી રીતે કરવી પડે છે. જેમ વૈદ્યકશાસ્ત્રના અભ્યાસીને કેવળ શરીરવિજ્ઞાન અને દવાઓની માહિતી હોવાથી કામ ચાલી શકતું નથી, પણ તે શાસ્ત્રની ભૂમિકારૂપે પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, વનસ્પતિ-શાસ્ત્ર ઇત્યાદિ વિષયોનો યે અભ્યાસ કરવો પડે છે, અને પછી તે સર્વેનો વૈદ્યકમાં ઉપયોગ કરવો પડે છે, તેમ જેની ધારણા કર્મયોગદ્વારા જ જીવનનું લક્ષ્ય સિદ્ધ કરવાની હોય, તેને માટે પણ જ્ઞાન અને ભક્તિને પુષ્ટ કરી તેને કર્મયોગમાં ઉતારવાનાં રહે છે. એટલે કે કર્મયોગ ઉપરાંત બીજી રીતે પણ ઇશ્વરોપાસના કરવી બાકી રહે છે. તે બીજી રીત તે સ્તવન-ઉપાસનાની.

## ( ૫ )

## સ્તવન-ઉપાસનાનું 'નેતિ' સ્વરૂપ

આ રીતે અસત્યમાંથી છૂટવાની અને સત્યને અનુસરવાની શક્તિ મેળવવા જે એકાગ્રતાની જરૂર છે તે મેળવવા માટે, ભાવનાના અનુશીલન માટે, તેમજ જે જ્ઞાન વિના આપણે જ નિર્માણ કરેલી કર્મજાળ આપણને જ ગૂંચવી મૂકે તે જ્ઞાનની વૃદ્ધિ માટે-સાંસારિક કર્મો કર્યાં જવાં અને તેમાં જ ઇશ્વરોપાસના માનવી એટલું પૂરતું નથી; પણ જેમાં સાંસારિક કર્મોનો સંબંધ ન હોય એવી પ્રવૃત્તિને સ્વીકારવી આવશ્યક થાય છે.

સાંસારિક કર્મોને સ્વાભાવિક પ્રવૃત્તિ માનવાની આપણને ટેવ છે, તેથી સ્તવન વગેરેની પ્રવૃત્તિ કૃત્રિમ છે એમ લાગવાનો સંભવ છે; અને એક વાર એને માટે કૃત્રિમ વિશેષણ વાપરીએ

તેને સમજતો જણાય છે, જે ક્યાં હશે તે પોતે કહી શકતો નથી અથવા કહેવા જાય છે તો, ખોટી રીતે યે કહેતો જણાય છે, છતાં—જેમ અતિશય વહાલો મિત્ર દૂર રહેલો હોય છતાં હૃદયમાં વસતો લાગે, તેમ—જે, જાણે પોતાની નજીક રહી પોતાના હૈયાને કબજે કરતો હોય એમ જણાય છે, તેની સાથે ચિત્તને જોડવાનો પ્રયત્ન હોય છે. ઉપાસના શબ્દના ધાત્વર્થમાં જ આ વસ્તુ સમાઇ છે.

ચિત્તમાં સાત્ત્વિક, પવિત્ર અને પ્રસન્ન કરનારા ભાવો ઉપજાવવાના પ્રયત્ન અનેક સ્વરૂપો લે છે: દાખલા તરીકે નામ–સ્મરણ, ધૂન, વિવિધ ભાવયુક્ત ભજનો, પુણ્યકારી ચરિત્રનું કીર્તન, સ્તોત્રપાઠ વગેરે. એની સાથે મદદરૂપે સ્નાન, ધોયેલાં કપડાં, ચોખ્ખું આસન, સ્વચ્છ કરેલું સ્થાન, પુષ્પ, ધૂપ, દીપ, વાદ્ય, મૂર્તિઓ, છબીઓ વગેરે ઇંદ્રિયોનું રંજન કરનારી સામગ્રી હોય છે. મનુષ્યસ્વભાવની એક દુર્બળતાને લીધે એવો કોઇક પ્રકાર અને તેની સાથે રાખેલાં ઉપકરણો જ જાણે મહત્ત્વનાં હોય એવું માનવાની ભૂલમાં ઘણા માણસો, અને પુરોહિતો પણ, પડી જાય છે. ઘણી વાર પુરોહિતો તરફથી એવી ભૂલોમાં માણસને રાખી જ મૂકવાનો પ્રયત્ન પણ થાય છે. પણ આ વિષે વધારે વિચાર કરવાની જરૂર પડશે. અહીં એના મૂળ ઉદ્દેશને સમજાવવા માટે જ ઉલ્લેખ કર્યો છે.

વિચારશુદ્ધિના પ્રયત્નમાં કોઇ તાત્ત્વિક ગ્રંથનું કે સત્પુરુષની વાણીનું વાચન, ભજન અથવા તાત્ત્વિક ચર્ચા કે પ્રવચન વગેરે હોય છે.

આ નિરૂપણ બરાબર હોય તો સ્તવન–ઉપાસના ખાનગી હોય કે સામુદાયિક હોય, તેમાં આ ત્રણ તત્ત્વોનું પોષણ થવું જોઇએ.

હવે સ્તવન–ઉપાસના ખાનગી હોય કે સામુદાયિક તેનો વિચાર પહેલાં કરી લઇએ.

## (૭)

## ખાનગી કે સામુદાયિક ?

'પ્રાર્થના '( સ્તવન–ઉપાસના )નું અતિશય મહત્ત્વ સમજનાર અને કહેનાર ટૉલ્સ્ટૉયનો અભિપ્રાય છે કે:—

"૩૭૫, આ પ્રકારની પ્રાર્થના જનસમુદાયમાં ન થઇ શકે, પરંતુ સંપૂર્ણ રીતે એકાન્ત સ્થળમાં અને હરકોઇ બાહ્ય ચિત્તાકર્ષક વસ્તુનો અભાવ હોય ત્યાં જ સર્વથા થઈ શકે."

( જીવન સિદ્ધિ ).

અહીં ટૉલ્સ્ટૉયના 'આ પ્રકારની' શબ્દો તો મહત્ત્વના છે જ; પણ એ શબ્દો પર જ ભાર મૂકી આ વસ્તુની ચર્ચા કરવી યોગ્ય નહિ થાય. કારણ કે ટૉલ્સ્ટૉયનો એકંદર ઝોક સામુદાયિક સ્તવન–ઉપાસનાને પ્રતિકૂળ છે, એમ કહેવાને હરકત નથી. બીજાઓને માર્ગદર્શક થાય એ ઉદ્દેશથી પ્રચંડ સાહિત્ય નિર્માણ કરવાની પ્રવૃત્તિ કરતાં છતાં, અને ઇશુ ખ્રિસ્તના સાચા **અનુયાયી** જ થવાની ઇચ્છા રાખવા છતાં—

"ખોટી શ્રદ્ધામાં ફસાઈએ નહિ એટલા માટે પોતાની બુદ્ધિ સિવાય બીજા કશા પર, બીજા કોઇ માણસ પર પણ, વિશ્વાસ રાખવો નહિ એ જરૂરનું છે"—( સદર, કલમ ૩૬૨. )

એમ તેઓ કહે છે, આ વદતોવ્યાઘાત જેવું તો છે જ. પણ માણસે જ્યારે સખ્ત ચપ્પડ ખાધી હોય છે ત્યારે એવી જ મનોદશા થાય છે. એમનો અનુભવ અને પ્રકોપ ઉપયોગી થાય છે, પણ એમનું નિરૂપણ આવેશમય હોવાથી સંપૂર્ણપણે યુક્ત ન હોય તો આશ્ચર્ય પામવાનું નથી.

રુચિનો પાસ બીજાને લગાડતા જાય છે. આવા પરિણામને લીધે જ આવો સહવાસ ે સંગ, અને તે સારા હેતુથી તથા સારી રુચિવાળા માણસોનો હોવાથી સત્સંગ. ટૉલ્સ્ટૉયે પાખંડખંડનના આવેશમાં ભલે સમુદાયમાત્રનો નિષેધ થઇ જાય એવી ભાષા વાપરી છે, પણ એણે પોતે યે સત્પુરુષનો સંગ ખોળેલો, એનો લાભ લીધેલો, અને જગતનો અનુભવ પણ એવો જ છે. તુલસીદાસે કહ્યું છે તેમ

**मुदमंगलमय संत-समाजू । जो जग जंगम तीरथराजू ॥**

( કલ્યાણકારી સંતોનો સમાજ એ જગતમાં જંગમ પ્રયાગ તીર્થ છે ) અને,

**बिनु सत्संग विवेक न होई ।**

સત્સંગ વિના વિવેકનો—સ્તવન ઉપાસનાના ત્રીજા અંગનો—વિકાસ થઇ શકતો નથી. એટલે ટૉલ્સ્ટૉયનો નિષેધ સંપ્રદાયો અને તેમાં ચોલાતી રૂઢિઓ પૂરતો જ સમજવો ઘટે છે.

આ રીતે સરખી રુચિવાળા માણસોની પરમાત્મા સાથે અનુસંધાન કરવાની મધ્યમ વૃત્તિમાંથી એકાંતિક ઉપાસના ઉપરાંત સામુદાયિક ઉપાસનાનું નિર્માણ થઇ આવે છે. યોગ્ય રીતે પોષાએલી એવી ઉપાસના કદી એકાંતિક ઉપાસનાને નાશક નથી થતી, પણ તે સમુદાયની વ્યક્તિઓને તે પ્રત્યે વાળનારી થાય છે. જે સામુદાયિક ઉપાસના આવું પરિણામ ન ઉપજાવી શકે તેમાં દોષ હોવો જોઇએ.

તાત્પર્ય કે, જો સામુદાયિક સ્તવન-ઉપાસનાનું સ્વરૂપ બરાબર હોય તો તે

(૧) ખાનગી ઉપાસનાની મારક નહિ પણ પોષક થાય; જેમનામાં ખાનગી ઉપાસનાની વૃત્તિ તૈયાર નથી થઇ તેમનામાં તે નિર્માણ કરે;

(૨) મનુષ્યને પોતાનું શ્રેય શોધવા અને સમજવા માટે સદ્ગ્રંથ અને સત્પુરુષના પરિચયની જે જરૂર પડે છે તે પૂરી પાડવામાં સાધનરૂપ બને;

(૩) જેમ શાળાઓમાં ચાલતો અપરા-વિદ્યાઓનો અભ્યાસ વિદ્યાર્થીમાં તે વિદ્યાઓનું ખાનગી અનુશીલન કરવાની વૃત્તિ ન ઉપજાવી શકે તો તે નિષ્ફળ ગયો ગણાય, તેમજ પરાવિદ્યાની બાબતમાં સ્તવન-ઉપાસનાનું સમજવું;

(૪) અમુક માનસિક સ્થિતિમાં માણસ ખાનગી ઉપાસના જ કરવા ઇચ્છે એ સંભવે છે; એવું પરિણામ આવે એ ઇષ્ટ છે; અને ત્યારે સામુદાયિક સ્તવન ઉપાસનામાં એ ન ભળે તેમાં દોષ નથી;

(૫) સામુદાયિક સ્તવન-ઉપાસનામાં મળતા સત્સંગમાંથી પસાર થયા વિના કોઇ વ્યક્તિ આગળ જઈ શકે જ નહિ એવો નિરપવાદ નિયમ છે એમ ભલે તત્ત્વતઃ ન કહી શકાય, છતાં કોઇ માણસ એના વિના આગળ વધેલો સાંભળવામાં આવ્યો નથી. તો યે, અપવાદ હોય તો તેવી વ્યક્તિઓ પોતાનો માર્ગ પોતાની મેળે જ કાઢી લે.

નિર્માણ કરવા, અને પરમાત્માનું ભાન કરાવવા અસમર્થ થાય છે, અને તેમનું પાલન કેવળ યંત્રવત્ બની જાય છે. આમાં આશ્ચર્ય પામવાનું કે સાધકોને દોષ દેવાનું કારણ નથી. જીવનમાં બીજે ઠેકાણે પણ એવું બનતું હોય છે. દાખલાતરીકે રોગીની શુશ્રૂષા કરવી એના જેવું દયાધર્મનું કે પ્રેમધર્મનું કોઇ કાર્ય નથી એમ આપણને લાગે; પરંતુ રોજના પરિચયને લીધે નર્સનો ધંધો કરનારને એવો કોઈ ભાવ ઊઠતો નથી; એવું આપણે ઘણી વાર જોઇએ છીએ. પીડાથી તરફડતા રોગીને ડાક્તરો અને નર્સો ઘણી વાર મારે પણ છે, એમનાં જખમનેયે દુઃખવે છે એવું જોવામાં આવે છે. રોગી પ્રત્યે જે અનુકંપા ઊઠવી જોઇએ તે, નિરંતરનું એ દૃશ્ય થઇ જવાને લીધે, ઊઠી શકતી નથી. વકીલનો ધંધો મૂળે અન્યાય-પીડિતને ન્યાય અપાવવાની ઉદાત્ત વૃત્તિમાંથી ઉદ્ભવેલો; પણ આજે એ ધંધામાં એ ભાવ ક્વચિત જ ઊઠતો જોવામાં આવે છે. અસીલની કડણ પરિસ્થિતિનો લાભ લઇ એમાંથી પોતાનો લાભ કરવાનો જ આજે એ ધંધો થયો છે. તે જ પ્રમાણે અતિશય ઉદાત્ત સ્તોત્ર કે ભજન પણ રોજના પાઠથી ભાવનિર્માણ કરવા નિષ્ફળ નીવડે એવું બને છે.

પણ, આવું થવા માંડે છે તેટલામાં પેલા વિધિઓ અને સ્તવનો ઉપર પ્રાચીનતાની છાપ બેસે છે, અથવા કોઈ સત્પુરુષના સંપાદનપણાની છાપ બેસે છે, અને પ્રાચીનતા અથવા મોટાનું સંપાદન-એ ખ્યાલે ઉપાસકોના મન પર એટલો જાદુ કર્યો હોય છે કે પ્રાણને જાગ્રત કરવાનું એનું મૂળ પ્રયોજન અટકી ગયેલું હોવા છતાં એને ફેરવવાની હિંમત થતી નથી. સમુદાય એને જ વળગે છે અને એનું નિયમિત ઉચ્ચારણ તથા તેની સાથે જોડેલા વિધિઓનું પાલન એ જ સ્તવન-ઉપાસના એમ માનતો અથવા (માને નહિ તો યે) મનાવતો થઇ જાય છે. એ સમુદાયના મનુષ્યને પોતે સમુદાય સાથે ન હોય તે દિવસે ખાનગીમાં તેનું ઉચ્ચારણ કરવું એવો નિયમ થઇ રહે છે, અને એની ખાનગી તેમજ સામુદાયિક ઉપાસનાની પાછળ અમુક તિથિથી અમુક પાઠ કરી જવો એટલી જ એક માન્યતા બંધાતી જણાય છે. સ્તવન-ઉપાસનાના પ્રાણમાં નહિ પણ કલેવરમાં એની શ્રદ્ધા સ્થિર થયેલી હોવાથી એને છોડવાની એની હિંમત નથી હોતી. એમાં એ એટલો બંધાયેલો હોય છે કે કોઇ દિવસ એ કોઇ બીજા પ્રકારના સમુદાયમાં જઇ ચડ્યો હોય અને તેટલી જ શુદ્ધ, પણ કોઇ બીજી રીતની, સ્તવન-ઉપાસના કરી હોય, છતાં પોતે આજે સ્તવન-ઉપાસના નથી કરી એવું એને ખટક્યા કરે છે, અને ત્યાંથી આવી પોતાના સમુદાયનો સ્તોત્ર-પાઠ બોલી જાય છે. પોતાના સમુદાયના વિધિપાલનમાં જ ઉપાસના-સર્વસ્વ સમાઇ જાય છે, એમ એ સમજે છે. વસ્તુતઃ સ્વામીનારાયણ સંપ્રદાયમાં જેને બાધિતાનુવૃત્તિ* કહે છે, તેનો આ સંસ્કાર છે.

---

* કાંઇ પણ કર્મ કરવાની એવી દૃઢપણે બંધાયેલી ટેવ કે જરા યે વિચાર કર્યા વિના એ કર્મ થઈ જ જાય તે બાધિતાનુવૃત્તિ. દાખલા તરીકે જે માણસને પોતાની મૂછ ઉપર આંગળાં ફેરવવાની ટેવ પડી ગઇ હોય છે, તે મંદવાડના ઘેનમાં મૂછ બોડાવી હોય ત્યારે પણ એમ કરતા જોવામાં આવે છે. પછી મૂછ હાથ ન આવે ત્યારે કાંઈક મુંઝવણમાં પડ્યા જેવા થાય છે. સર વૉલ્ટર સ્કૉટ વિષે એમ કહેવાય છે કે, તેના વર્ગમાં એક છોકરો હમેશાં તેનાથી ઊંચો રહેતો. સ્કૉટ એની ઉપર ચડવા પ્રયત્ન કરતો, પણ ફાવતો નહિ. એક દિવસે સ્કૉટે શોધી કાઢ્યું કે એ છોકરાને પ્રશ્નનો ઉત્તર આપતી વખતે પોતાના ડગલાના બોરિયા સાથે રમવાની ટેવ હતી. સ્કૉટે એક દહાડો યુક્તિથી

કદીક પ્રેમ હોય છે, કદીક યાચના હોય છે, કદીક સકામતા હોય છે, કદીક નિષ્કામતા હોય છે. પણ, જેમ બધી નદીઓ ધીમે ધીમે સમુદ્ર ભણી જ વળે છે, તેમ એની બધી પ્રવૃત્તિઓ અને વૃત્તિઓ ધીમે ધીમે કોઇ એક પ્રમુખ પ્રવૃત્તિ અને વૃત્તિમાં લીન થતી જાય છે. પછી, એક જ વાક્ય, એક જ શબ્દ, એક જ ભાવ એને બસ થાય છે. સ્તવન-ઉપાસનાનું સ્વરૂપ બરાબર હોય અને ઉપાસકની પ્રગતિ બરાબર થતી જતી હોય તો આવું પરિણામ આવવું જોઇએ. કવિવરનું ઉપરનું ગીત અનેકવિધ ઉપાસનામાંથી ઉપર કહ્યા મુજબ એકવિધ ઉપાસના તરફ વળતા ભક્તની સ્થિતિનું સૂચક છે. એમાં કવિસુલભ અતિશયોક્તિ પણ છે. કારણ, આવો ઉપાસક પોતે સમજતો નથી તેવું તો કશું બોલતો નથી જ, પણ એથી ઊલટું, સમજે છે તેમાંથી બીજું સઘળું છોડી દઇ, માત્ર

**वदनीं तुझें मंगल नाम। हृदयीं अखंडित प्रेम ॥**

એ નામદેવની સ્થિતિમાં છે. એને ગાન કે અર્થનો વિચાર કરવાપણું રહેતું નથી, કારણ કે એણે ભાષાબાહુલ્યનો ત્યાગ કરી, એક પરિચિત ભાવ અને અર્થવાળું 'નામ' જ પકડયું છે.

આથી, ઉપાસનાના પાઠમાં ગમે તે ભાષા, ગમે તે અર્થ કે અર્થનો અભાવ હોય તોએ ચાલે, એ વિચાર મારી દૃષ્ટિએ ભૂલભરેલો લાગે છે. અર્થને છોડીને સાધેલું કેવળ પદલાલિત્ય એ ઉપાસના દ્વારા પરમાત્મા સાથે અનુસંધાન કરાવવા સફળ નહિ થાય, પણ ઉપાસનાની બાધિતાનુવૃત્તિ નિર્માણ કરવા સફળ થશે. એક ધર્મના બધા લોકોની કમમાં કમ ઉપાસના માટે તો એક જ ભાષા હોવી એ એટલી મહત્ત્વની વસ્તુ નથી, જેટલી ઉપાસના સત્ય અને ઇશ્વર સન્મુખ કરાવનારી હોવી મહત્ત્વની વસ્તુ છે. મને લાગે છે કે ખ્રિસ્તી પ્રજાઓએ બાઇબલની મૂળ ભાષાને ન પકડી રાખી, લોકભાષાદ્વારા તેનો ઉપયોગ કરવામાં વધારે ડહાપણ બતાવ્યું છે, અને મુસલમાનોએ અરબીની અને હિંદુઓએ સંસ્કૃતની બુત-પરસ્તી કરી છે.

એક રીતે ભાષાનો પ્રશ્ન સાવ સહેલો નથી એ સ્વીકારવું યે ઘટે છે. જેને આપણે ગૂજરાતી કે મરાઠી એવી માતૃભાષા કહીએ, તેમાંયે સંસ્કૃત અને પ્રાકૃત એવા ભેદો પડે છે જ. આપણાં પુસ્તકોમાં આવતી ભાષા અને આપણાં ગામડાંના લોકો તેમ જ ઘરનાં માણસો જે ભાષા બોલે છે, તે બેમાં ફરક છે જ; અને એની સંસ્કારી ભાષામાં રચેલું સ્તવન પણ સમજાવ્યા વિના સમજાય એવું સહેલું નથી થતું. પણ ગિર્વાણ સંસ્કૃત અને ગૂજરાતી સંસ્કૃત વચ્ચે જે ભેદ છે તે એ કે, સંસ્કારી ગૂજરાતી એક બે વાર ભલે સમજાવવી પડે, પણ પછી એ દુર્બોધ ન રહી શકે; કારણ કે એ પ્રચલિત ભાષા છે. ગિર્વાણ સંસ્કૃત દશ વાર સમજાવો તોયે તે ભાષાનું શિક્ષણ ન લીધેલાને એ અગમ્ય જ રહેવાની, જ્યારે હાલની સંસ્કારી ગૂજરાતી બોલાતી ભાષાથી એટલી બધી ભિન્ન પડી ગઇ હશે કે માત્ર ભાષાશાસ્ત્રીઓ જ સમજી શકે, ત્યારે તો એમાં બનેલાં સ્તવનો પણ છોડી જ દેવાં જોઇશે.

આ રીતે સામુદાયિક સ્તવનમાં ઉપજતા દોષોમાં ઉપાસકોની સંખ્યાવૃદ્ધિનો મોહ અને બાધિતાનુવૃત્તિને ઉપજાવનાર ભાષામોહ, વિધિમોહ, તથા પ્રાચીનતાનો મોહ એ ગણાવી શકાય. એ દોષોને નીપજતાં જ દૂર કરવાની જેટલી આપણે સાવધગીરી રાખી શકીએ, તેટલી આપણે સામુદાયિક ઉપાસના શુદ્ધ રાખી શકવાના.

વળી, જ્યાં દશ માણસ ભેગા થવાના હોય, ત્યાં સમય સાચવવાની સગવડ ખાતર કાંઇક સંકેત કરવો પડે. એ કોઇ ઠેકાણે ઘાંટનું, તો કોઈ ઠેકાણે ઘંટનું, શંખ વગેરેના ધ્વનિનું સગવડ પ્રમાણે સ્વરૂપ લે. ધ્વનિને અને શોભાને રાખો, તો તેમાં સંગીત, ચિત્રકળા, કારીગરી વગેરે આવી જવાનાં જ. આમ જેમ કંથાને ઉંદરથી બચાવવાના પ્રયત્નમાંથી સંન્યાસી સંસારી બની જાય છે,× તેમ સામુદાયિક સ્તવન–ઉપાસનામાંથી ભવ્ય દેવાલય ચણાઈ જવાનું જ.

વળી, શહેરી જીવનમાં કુદરતી સ્થાન જ શક્ય નથી; તેથી, ત્યાંને માટે કુદરતને જ ખોળે બેસવાનો નિયમ ન થઈ શકે. ત્યાં તો કાંઇક કૃત્રિમ રચના કરવી જ પડે, અને તેને માણસ પોતાની બુદ્ધિથી જેટલી ભવ્ય, અને પૂજન યોગ્ય લાગે એવી કરી શકે તેટલી કરવી ઘટે.

આ રીતે આવશ્યક રચના અને પાખંડ વધારનારી રચના એ બે વચ્ચેની સીમા નક્કી કરવી એ એક મુશ્કેલ કોયડો છે.

પાખંડને પેસવાને આપણે શક્ય તેટલી ઓછી સગવડ આપવી છે, એવી જો આપણી અત્યંત ધગશ હોય તો આનો ઉપાય યોજી શકાય એમ છે; પણ એ સૂચનાનો અમલ થશે એવી હું આજે આશા રાખતો નથી. કારણ, સામુદાયિક ઉપાસનાને લોકો કેવળ ઉપાસના માટે જ નથી વળગતા, પણ અનેક રાજકીય, સામાજિક, સ્વાર્થી, પરમાર્થી ઉદ્દેશોને માટે યે સ્વીકારે છે, અને તેથી પાખંડ પેસવાથી દિલગીર નથી થતા.

પણ જેમ બીજી અનેક બાબતોમાં લોકો કોઇની સૂચના ન સ્વીકારે છતાં તેનું સત્ય તેમને સ્વીકાર્યા વિના ચાલતું નથી, તેમ હું સૂચવું છું તે ઉપાયની યોગ્યતા પણ સ્વીકારાશે એમ આશા રાખું છું.

એક પ્રસિદ્ધ મહારાષ્ટ્રી સંતનો દર વર્ષે પંઢરપુરની જાત્રાએ જવાનો નિયમ હતો. એણે પોતાના વર્તનમાં એવો નિયમ કર્યો હતો કે, જ્યારે પંઢરપુર જવું ત્યારે પોતાના ઝૂંપડાને આગ લગાડીને જવું અને યાત્રા કરીને પાછા ફરે, ત્યારે નવું ઝૂંપડું બાંધવું.

સામુદાયિક ઉપાસનાના સ્થાન માટે આપણે આના જેવો જ નિયમ કરીએ, તો પાખંડી રચના અને આવશ્યક રચના વચ્ચેની વહેવારૂ સીમા મળી આવશે. ઉપાસના માટે એક જ સ્થાનમાં એક વર્ષથી વધારે વખત ભેગાં થવું નહિ, અને સ્થાનાંતર કરતી વખતે આગલા સ્થાનની સામગ્રી નવા સ્થાનમાં વાપરવી નહિ. આમ કરશે તો માણસ મોટી ઇમારતો, મૂર્તિઓ, સોના–ચાંદીનાં શિખરો અને વાસણો, આરસપહાણની લાદીઓ અને થાંભલાઓની રચનામાં નહિ પડે; ગર્વનું કારણ થાય એવો મોટો ઘંટ પણ નહિ વસાવે; વાદ્યસમૂહ પણ નહિ હોય. છતાં, બેસવાની સગવડ કરશે, તેને માટે લીંપશે કે રેતી પાથરશે,

---

× વાત એવી છે કે એક સંન્યાસીની કંથા ઉંદર કાતરી જતા. એક 'પ્રેમી' ભક્તે એમને બિલાડી પાળવા સલાહ આપી, સંન્યાસીએ સલાહ સ્વીકારી બિલાડીનું બચ્ચુ આણ્યું. સંન્યાસી રહ્યા ભૂત–વત્સલ! પોતે તો દૂધ ન પીએ, પણ બાપડા બચ્ચાને તો પાવું જ જોઇએ ને? રોજ રોજ દૂધ માગી લાવવા કરતાં એક સજ્જન પાસે ગાયની ભિક્ષા માગી લીધી. પછી ગાયને રોજ ચરાવવા લઇ જવાનો ધર્મ પ્રાપ્ત થયો. રોજ કોના ખેતરમાં લઈ જાય? આથી એક બીજા સજ્જન પાસે એક જમીનના ટુકડાનું દાન લીધું. જમીન આવી, એટલે પાછળ ખેતી આવી જ, એમ ધીમે ધીમે સંન્યાસીના પાછા સંસારી બની ગયા! અને બધું એક કંથા સાચવવા માટે!

સ્વામીનારાયણીય સામુદાયિક ઉપાસના પ્રાકૃત ભાષામાં છે; એ મુજબ 'સત્સંગી'ઓનું જીવન વીતે છે એમ ન કહેવાય, છતાં એ વધારે ઉદાત્ત ઉપાસના છે. અને "રાજ્ય આપ, ધન આપ, પ્રજા આપ, અમારી ગાયોનાં ધણ વધારી દે, અમારા શત્રુઓમાં મરકી ફેલાવ, એમની બુદ્ધિને ભુલાવામાં નાખી દે, અમારા સૈનિકોના બાહુમાં અખૂટ બળ ભરી દે, અમારા માર્ગમાંથી સર્વે વિઘ્નો દૂર કર"—એવી ઉપાસના વેદની, કુરાનની કે બાઇબલની ભાષામાં હોય, લોકોની વૃત્તિનું સાચું દર્શન કરાવનારી યે હોય છતાં એ સત્સંગની ઉપાસના નથી, અને સામુદાયિક ઉપાસનામાં તેને સ્થાન ન હોવું જોઈએ.

(૨) જેમ સામુદાયિક ઉપાસનામાં સકામ યાચનાઓ ન હોય, તેમ એમાં અનેક દેવોની ઉપાસના પણ ન હોવી જોઈએ. એ સમુદાયનો કોઈ એક સર્વમાન્ય ઇષ્ટ દેવ હોય, તો તેની ઉપાસના હોય તેમાં કોઇ કાંઈ કહી શકે નહિ. પણ એ સાથે બીજા દેવોની ઉપાસના પણ રાખવી ઈષ્ટ નથી. 'અનન્યાશ્રય'ના વિચારમાં સંકુચિતતા કે પરમત પ્રત્યે અસહિષ્ણુતા નથી, પણ સિદ્ધાંત રહેલો છે. અલબત્, અનન્યાશ્રયનો અર્થ અન્ય સમુદાયમાં મનાતા ઇષ્ટદેવની નિંદા કરવી એવો ન થવો જોઇએ. અન્ય લોકોના ઇષ્ટદેવો પોતાના ઈષ્ટદેવના કરતાં હલકા છે એવું સૂચવનારાં અનેક સ્તોત્રો, ભજનો વગેરે હોય છે. આ અયોગ્ય છે. અનન્યાશ્રયીએ ઇતર દેવાદિકનો પૂજનાર્થે કે નિંદાર્થે નામનિર્દેશ કરવાની જરૂર જ નથી.

આ દૃષ્ટિ યા कुन्देन्दुतुषारहारधवला વગેરે શ્લોકો, જેમાં એકને સર્વોપરી ગણાવવા બીજાને હલકા બનાવ્યા હોય, એ મને એ જ દેવતાને ઈષ્ટ માનનારા માટે યે ત્યાજ્ય લાગે છે.

અનન્યાશ્રયમાં બે ભાવો રહેલા છે: એક, એકેશ્વરવાદનો અને બીજો પોતાના ઇષ્ટ દેવ એ જ તે એકેશ્વર છે એવો બીજા દેવોનો—ગૌણરૂપે પણ—નામનિર્દેશ એકેશ્વરનિષ્ઠાને વિરોધી છે, અને અન્ય સંપ્રદાયો પ્રત્યે અપમાનકારક છે.

એક સંપ્રદાયનો સમુદાય ન હોય ત્યાં સનાતની હિંદુઓમાં બધાયે દેવોને—અથવા કમમાં કમ પંચાયતનના દેવોને—હાથ જોડવાનું સામાન્ય થઇ પડયું છે. આમાં મને કાંઇ જ અર્થ લાગ્યો નથી. એ સામાન્ય જનોને ભ્રમમાં નાખનારી, કયાં યે ઉપાસકની નિષ્ઠાને સ્થિર ન કરાવનારી, એકેશ્વરનિષ્ઠાને વિરોધી થનારી પદ્ધતિ છે. વળી, પંચાયતન દેવોમાંથી સૂર્ય સિવાયના બીજા દેવતાઓ (વિષ્ણુ, શિવ, ગણપતિ અને પાર્વતી) કેવળ કાલ્પનિક જ છે. સૂર્યની ઉપાસના વૈજ્ઞાનિક રીતે કરવા જેવી ગણાય, પણ તેને આપણે સ્તવન—ઉપાસના નહિ કહીએ. પરમાત્માના પ્રતીક રૂપે એ આદરણીય પ્રત્યક્ષ વિભૂતિ લેખાય, પણ વૈજ્ઞાનિક દૃષ્ટિવાળાને એવી ભક્તિ ઉપજવી કઠણ છે. અને સૂર્યભક્તને વૈજ્ઞાનિક ઉપાસના સકામ લાગશે. આમ પંચાયતન દેવતાનાં સ્તવનની એકેશ્વરવાદી અસાંપ્રદાયિક સામુદાયિક ઉપાસનામાં જરૂર નથી.

બધાયે દેવોને નમસ્કાર કરી બધા લોકોને સંતોષવાની ઇચ્છા વૃથા છે. એથી કોઈ દૃઢ અનન્યાશ્રયી સંતોષ પતો નથી, કોઈની એકનિષ્ઠા દૃઢ થતી નથી, અને એક પ્રકારની શ્રદ્ધાળુ નાસ્તિકતા જ પોષાય છે.

(૩) જેમ અનેક દેવોને સામુદાયિક ઉપાસનામાં સ્થાન ન હોય, તેમ ટાણા—ટાણાની

જો કોઈ સમુદાયના રામ ઇષ્ટદેવ હોય, તો તેની ઉપાસનામાં કૃષ્ણને લાગુ પડતાં નામોનો ઉપયોગ અનન્યાશ્રયના સિદ્ધાંતથી નહિ હોય. પણ અ-સાંપ્રદાયિક સમુદાયોમાં રામ, કૃષ્ણ, રઘુપતિ વગેરે નામોનો કોઈ ઐતિહાસિક વ્યક્તિઓ સૂચવવા ઉપયોગ નથી થતો એવું જોવામાં આવે છે. એ શબ્દો બ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર, ભગવાન વગેરેના પર્યાયરૂપે જ વપરાય છે. "જય જય યશોદાનંદન કી, દશરથસુત આનંદકંદન કી"—એમ એવો સમુદાય બોલે ત્યારે, કાં તો, જેમ "નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન, મુક્તાબાઈ"—વગેરે સંતોનું સ્મરણ થાય છે, તેમ એ મહાન વ્યક્તિઓનું પુણ્યદાયક સ્મરણ થાય છે; અથવા ભલે, યશોદાનંદન કહે કે દશરથસુત કહે, એનો અર્થ "જય પરમાત્માકી" થી વધુ નથી. આથી, ઉપર જણાવેલા દોષો આવી ધૂનમાં છે એમ નહિ કહી શકાય.

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

# સ્વરાજયાત્રા

## (૧)

ગાંધીજીએ તા. ૧૨ મી માર્ચે પ્રાતઃકાળમાં સત્યાગ્રહ આશ્રમમાંથી પ્રયાણ આદર્યું, તા. ૬ ઠ્ઠી એપ્રિલે તેઓ દાંડી પહોંચ્યા. આ આખી યાત્રાએ ગૂજરાતની આખી જનતા આકર્ષી. ગૂજરાતના જે ભાગોના ભાગ્યમાં એ યાત્રાના માર્ગ થવાનું ન હતું તે ભાગોના માણસો યાત્રામાર્ગનાં નજીકનાં સ્થળોએ ગયા. જેઓ જોવા ગયા તે બધાંએ કહ્યું કે કાંઈક અપૂર્વ જોયું! દરેક જોનારના હૃદયનાં બંધિયાર પાણી જાણે છૂટાં થઇ ગયાં! ઇન્દ્રે જાણે વૃત્રને મારી પાણી છૂટાં કર્યાં! ભારતવર્ષનાં પાણી કોઇક વૃત્રે ઘેરી લીધાં હતાં. પ્રયાણ કરતા ગાંધીજીના દર્શનમાત્રથી એ વૃત્ર ઊઠી ગયો અને જ્યાં જ્યાં એ દર્શનની વાતો થઇ ત્યાં ત્યાં પણ પાણી છૂટાં થઇ ગયાં! *अन्नः समुद्रमवजग्मुरापः ।* પાણી એકદમ સમુદ્ર તરફ ગયાં!

દાંડીના સમુદ્રકાંઠે સંગ્રામ શરૂ થયો. જય પરાજય પ્રભુના હાથમાં છે! પણ એક વાર છૂટાં થયેલાં પાણીને હવે કોઇ બાંધી શકનાર નથી! ગાંધીજીનું એ પરમ કાર્ય એ એમનું માહાત્મ્ય! ભારતવર્ષનાં બંધિયાર પાણી એમણે વહેતાં કર્યાં!

## (૨)

ગાંધીજીની યાત્રાનું રહસ્ય શું?

હિંદુઓ મૂર્તિપૂજક કહેવાય છે. સાચી રીતે જોઇએ તો આખું જગત મૂર્તિપૂજક છે. આ મૂર્તિને સમજવાનો એક જ માર્ગ સરળ માર્ગ છે. અમૂર્ત જ્યારે મૂર્ત થાય છે ત્યારે જ જગતમાં વ્યવહારયોગ્ય બને છે. પણ મૂર્તિ હમેશાં માણસ પાસે માગે છે, કે તેની પાસે જે અમૂર્ત છે તે તે જુએ. જોનાર અમૂર્તના ભાન સાથે મૂર્તિ જોશે, તો જ એ મૂર્તિ તેને તારશે! કેવળ મૂર્તિ તો પથ્થરની જેમ ડૂબાડે જ! ગાંધીજીની યાત્રા એક મૂર્ત ક્રિયા છે! આ મૂર્ત ક્રિયાની પાછળ અમૂર્ત શું છે?

ગાંધીજી મીઠાના કાયદાનો ભંગ કરવા દાંડીના કિનારે જવા નીકળ્યા હતા. મીઠાના કાયદાનો ભંગ આ પરદેશી સરકારની સત્તાના ભંગ માટે છે. એટલે કે ગાંધીજીની યાત્રા

દરેક માણસમાં અગાધ લાગણી અને તેને કાર્યમાં મૂકવાની અગાધ શક્તિ છે. પણ દરેક માણસમાં તે લાગણી અને તે શક્તિ મહાન કાર્યોમાં પરિણમે એટલાં બેડાએલાં હોતાં નથી.

આ સ્થાને જગતને મહાન પુરુષની જરૂર પડે છે. જનતાનો મોટો ભાગ જે ધ્યેયોને સાચાં માને છે પણ જેને અમલમાં મૂકવા જેટલી તેનામાં તાકાત નથી તે તાકાત આપનાર મહાન પુરુષની મહા-આત્માની તેને જરૂર પડે છે. આવા મહાન પુરુષો અંગત સુખદુઃખ ભૂલી જઈ કોઇ સાર્વજનિક તત્ત્વમાં લીન થઈ જાય છે, તેનું ચિંતન કર્યા કરે છે, તે વિષયનું જ્ઞાન વધાર્યે જાય છે, તેને અમલમાં મૂકવાના રસ્તા શોધી કાઢે છે, તેને માટે અગાધ લાગણી કેળવે છે! એમનાં જીવનનાં કાર્યો હમેશાં એ ધ્યેયને ઉદ્દેશીને હોય છે. પરિણામે આવા પુરુષનું દર્શન એ ધ્યેયને માનતા માણસોમાં મહાન લાગણી ઉત્પન્ન કરે છે.

ગાંધીજી આવા પ્રકારની વ્યક્તિ છે. આપણે બધા જ્યારે અંગત સુખદુઃખના કલહમાં પડયા છીએ ત્યારે એનું અંગત સુખદુઃખ હિંદુસ્તાનને સ્વતંત્ર બનાવવાના પ્રશ્નમાં સમાઇ જાય છે. તે માટે તે જાતજાતના રસ્તા શોધ્યા કરે છે. પાવકસમી અગાધ લાગણી એ કેળવે છે, અને અપ્રતિહત સંકલ્પબળ પ્રાપ્ત કરે છે. શ્રીયુત કે માસ્તર ગાંધી મહાત્મા ગાંધી થાય છે!

આ મહાત્મા ગાંધી એ સ્વરાજ્યભાવનાની મૂર્તિ છે. એનું દર્શન ગમે ત્યારે પણ ભક્તિભાવ પેદા કરે છે, એના શાન્ત શબ્દો માણસોમાં પ્રબળ લાગણીઓ ઉત્પન્ન કરે છે.

આવા માણસે સ્વરાજ્ય મેળવવાના સંકલ્પથી સત્યાગ્રહ આશ્રમમાંથી પ્રયાણ આદર્યું.

હિંદુસ્તાન પરતંત્ર છે અને પરતંત્રતામાં નામોશી છે–આ સમજ હિંદુસ્તાનમાં ઘણાંને છે. પણ આ સમજને લાગણીમાં પરિણમવાની જરૂર હતી. હિંદુસ્તાનની પરતંત્રતા માટે પુણ્યપ્રકોપ કોઇ મહાન પુરુષમાં મૂર્ત થવાની જરૂર હતી.

દાંડીના કિનારા તરફ પ્રયાણ કરતી ગાંધીજીની મૂર્તિ એ પુણ્યપ્રકોપની મૂર્તિ ન હતી? એમની ચાલમાં જેમ બને તેમ જલદી આ સરકારને ઉખાડી નાખવાની ઉતાવળ ન હતી? એમની આંખ અગાધ ભાવીથી ન ડરતી શ્રદ્ધાના તેજથી નહોતી ચળકતી? એમનું સ્મિત સૌને ન ડરવાનું નહોતું કહેતું?

ગાંધીજીની યાત્રાનું શું રહસ્ય હતું? લોકોએ એમાં શું જોયું અને પોતાનામાં શું અનુભવ્યું–એ પ્રશ્નનો દરેક જોનાર પોતાની રીતે જ જવાબ આપશે. પણ આટલું તો બધાએ કબૂલ કરશે, કે તે દિવસો આત્માનાં બંધિયાર પાણી મોકળાં થઇ વહેતાં હતાં!

(૩)

જે બનાવે માનવ હૃદયોમાં આ ક્રાન્તિ કરી તેનું બાહ્ય સ્વરૂપ કેવું હતું? આ યાત્રામાં ગાંધીજીએ કયા શબ્દો ઉચ્ચાર્યા જેણે લોકમાનસમાં ઉત્સાહ પ્રેર્યો? આનો સંપૂર્ણ ખ્યાલ તો કોઇ ભવિષ્યનો સંગ્રહકાર આપશે. અમે સૌની આંખ આગળ જે હજી તરવરે છે, અને સૌના કાનમાં હજી જેના ભણકારા વાગે છે તેનું સ્મરણ કરીએ!

બારમી માર્ચે ગાંધીજીએ કૂચ કરી તે પહેલાં કેટલા યે દિવસોથી 'આશ્રમમાર્ગે'માં અવરજવર ખૂબ વધી ગયો હતો. પણ કૂચ શરૂ થઇ તે પહેલાં બે દિવસ, મહાદેવભાઇ કહે છે તે પ્રમાણે, સત્યાગ્રહ આશ્રમમાં અલૌકિક દશ્યો થઇ રહ્યાં હતાં. આખા અઠવાડિયામાં પ્રાર્થનાસમયે લગભગ ૪૦૦-૫૦૦ માણસ થતાં; પણ તા. ૧૦ મીએ બે ત્રણ હજાર માણસ થઇ ગયાં અને તા. ૧૧ મીએ લગભગ દશ હજાર જેટલી સંખ્યા થઇ ગઇ. ગાંધી-

"ઘણા કાળથી ચાલતી આવતી પરતંત્રતાએ આપણા મનમાં ભ્રમ પેદા કર્યો છે કે પરતંત્રતા જ આપણી સ્વાભાવિક સ્થિતિ છે. સાચી વાત એ છે કે પરતંત્રતા કોઈ પણ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે જ નહિ."

ઋગ્વેદના છેલ્લા સૂક્તમાં એક પંક્તિ આવે છેઃ **ऋतं च सत्यं चाभीध्दात्तपसो ऽध्यजायत** જ્વલંત તપમાંથી ઋત જન્મ્યું અને સત્ય જન્મ્યું. આ ઉક્તિ ગાંધીજીના જીવનમાં યથાર્થ ઠરે છે.

નિયમ પ્રમાણે ગાંધીજીનો સંઘ કે સેના—જેની જેવી દૃષ્ટિ તેવો તે પ્રયોગ કરે—આગળ કૂચ કરતી હતી.

એ આખો સંઘ પોતાના યમનિયમમાં એટલો નિયત રહેતો કે એને 'જંગમ સત્યાગ્રહ આશ્રમ'નું જે નામ મળ્યું છે તે યથાર્થ છે.

સ્થાને સ્થાને ગાંધીજીની શબ્દવિદ્યુત માનસઅંધકાર અને આળસને ભેદે છે; દરેક સ્થાને ઉત્સાહના પ્રાણ ફૂંકાય છે; અને સાથેસાથે સૌ કોઇ સમજી શકે એવા મૌલિક સિદ્ધાંતો રજુ થતા જાય છે.

અસલાલીમાં ગાંધીજીએ લોકોને રાજકારણનો મૌલિક સિદ્ધાંત જણાવી દીધો :

"જે કર દેવા લાયક નથી તે કર કાઢી નાખવાની સત્તા જ્યાં હોય તે પ્રજાસત્તાક રાજ્ય કહેવાય. કઇ વસ્તુ કયે વખતે દેવાય અને ન દેવાય તેને પ્રજા નક્કી કરી શકે તે પ્રજાકીય રાજ્ય કહી શકાય."

આપણે કેવી સરકાર સ્થાપવા માગીએ છીએ ?

"પ્રજાની વિરુદ્ધ એક માણસને પણ સરકાર ન પકડી શકે, પાવળું ઘી ન લઈ શકે, ગાડું ન લઇ શકે, પૈસા ન લઇ શકે, એવી સરકાર આપણે સ્થાપવી છે.

"એવું રાજ્ય સ્થાપવાના બે રસ્તા છેઃ ડાંગ મારવાનો—હિંસાનો, અને અહિંસાનો—સવિનય ભંગનો. આપણે બીજો રસ્તો ધર્મ સમજી પસંદ કર્યો છે. અને તેથી જ સરકારને નોટિસ આપીને અમે મીઠું બનાવવા ઊપડ્યા છીએ."

ઠેકાણે ઠેકાણે ગાંધીજીનો સત્કાર મોટા સમૂહોએ કર્યો એની પુનરુક્તિ કરવાની જરૂર નથી. લોકોએ વિવેકના અભાવે કેટલેક સ્થાને તેમને અગવડ કરી એનું સ્મરણ આપવાની જરૂર છે.

આણંદ, રાસ જ્યાં સરદાર વલ્લભભાઇને પહેલી વાર પકડવામાં આવ્યા, અને બોરસદમાં ગાંધીજીનાં 'ત્રણ સ્મરણીય ભાષણો' થયાં. આ ભાષણો ઘણાં ગૂજરાતીઓને જાણીતાં થયાં છે. તેમાંએ આટલું તો તાજું રાખવાની જરૂર છે :

"આ બધા રાજતંત્ર અને કાયદા તળે આપણે ચગદાઇ રહ્યા છીએ તેની પાછળ લશ્કર સિવાય બીજું કાંઇ જોવામાં આવતું નથી. લશ્કરના બળે અંગ્રેજ નટ આપણને નચાવી રહ્યા છે.

"ફરી ધ્યાન રાખો. અભ્યાસ હમેશને સારુ છોડી દો, એમ કહેતો નથી. હાલ તરત લડત દરમિયાન અક્ષરજ્ઞાનપૂરતો વિદ્યાભ્યાસ સંકેલી લો. × ×

"પણ હૃદયબળ ન હોય તો અહીં બુદ્ધિ લાચાર થઇ પડે છે. બુદ્ધિ તો હૃદયની દાસી છે. × × તો ખચીત માનજો, કે આ મારા અને તમારા માટે આખરીનો ફેંસલો છે, અને માર્ગ શાંતિમય કાનૂનભંગ ઇત્યાદિનો જ છે."

તા. ૨૬ મીએ ગાંધીજીએ ભરૂચ મુકામ કર્યો. ભરૂચમાં એમણે એક મુસ્લીમ જુવાનના કાગળનો જાહેરમાં જવાબ આપ્યો. સત્યાગ્રહ કેવી રીતે કામ કરે છે કહેતાં જણાવ્યું:

"સત્યાગ્રહ જગતની લાગણી ઉશ્કેરીને જ ચાલી શકે છે."

"૧૯૨૧ થી હું બે શબ્દો કહેતો આવ્યો છું: પાકીઝગી અને કુરબાની, આત્મશુ અને બલિદાન. એ વગર સત્યાગ્રહનો જય ન થાય. કેમકે તે વિના ઈશ્વર સાથે હોય જ નહિ.

તા. ૨૭ મીએ ભટગામમાં ગાંધીજીએ પોતાના અનુયાયીઓ સાવધ રહે તે માટે તે સચેત કર્યા:

"કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન."

એ અખાની દિવ્ય વાણી છે. આપણી ગરીબીને છાજે તે કરતાં વધારે ખર્ચ કરવું ચોરી જ છે–અને ચોરી કરીને આ લડત નહિ જિતાય."

તા. ૨૮ મી માર્ચે ઉમરાછીમાં એટલે કે સુરત જિલ્લામાં ગાંધીજીએ પ્રવેશ કર્યો. ઉમરાછીમાં ગાંધીજીએ આ ધર્મયુદ્ધનું આધ્યાત્મિક રહસ્ય સમજાવ્યું:

"૬૧ વર્ષે કૂચ કેવી? જો જવું હોય તો હિમાલયની જાત્રાએ જવું કે મોક્ષ મળે, પરમેશ્વરનાં દર્શન તો થાય? પણ હું તો ઊલટો ધર્મ શીખ્યો છું. મારે દર્શન આમ કૂચ કરીને જ કરવાં છે! તમારાં પણ દર્શન કરી તમને આમાં ભાગ લેવા વાય કરું છું; કારણ જ્યાંસુધી દેશમાં જે રાક્ષસી રાજ છે તેમાં ઉથલપાથલ ન થાય ત્યાં સુ આપણે બધા તેમાં ભાગીદાર છીએ. એવો ભાગીદાર ઠેઠ ધવલગિરિ સુધી જાય તોય તે મોક્ષ નહિ મળે. પરમેશ્વરનાં દર્શન તો દોહ્યલાં છે. એ તો ત્રીસ કોટિનાં હૃદયમાં બેઠો છે ત્યાં જોવો હોય તો એ હૃદયો સાથે ઓતપ્રોત થઇ જવું જોઈએ. એ ત્રીસ કોટિમાં આ જાય છે ઉત્કલનાં હાડપિંજરો, હિંદુ અને મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને શીખ પુરુ અને સ્ત્રીઓ બધાં આવી જાય છે. જ્યાંસુધી આ પ્રત્યેક અંગ સાથે ઓતપ્રોત ન થવા ત્યાં સુધી આપણે આસ્તિક નહિ પણ નાસ્તિક છીએ. એથી મેં વિચાર્યું કે ૬૧ વર્ષે પ તારે શાન્તિ નથી જ લેવાની. જ્યાં સુધી આ સલ્તનતનો નાશ ન થાય, ત્યાં સુધી તા આરામ કેવો? આજસુધી હું મૂંગો હતો. મિત્રોનાં રોણાં સાંભળતો અને સહેતો. મને ભ હતો કે રખેને લોકો ઊંધે રસ્તે ચડે? હું કહું છું તે લોકો ન કરે તો? પણ મને લાગ્યું કે હું ડરપોક હતો. મારા હૃદયની આ નબળાઈ હતી. લોકોનો અવિશ્વાસ કરવાનો મ અધિકાર જ શો હતો? × × ×"

પોતે આ ઉમ્મરે કેમ નીકળી પડયા તે વળી સમજાવ્યું:

"સ્વરાજની શરતો રોજ રોજ સંભળાવીને હું થાકયો. હવે એ ઉપરાંત એક ધર્મ રહ્યો છે તે હું પાળી લઉં. મારે તો ધર્મ બતાવવો રહ્યો. હિંદમાં અમે તે થાય પણ મા સવિનયભંગ કરીને ખપી જવું કે સ્વરાજ મેળવવું એવો મેં નિર્ધાર કર્યો છે તેથી મેં માણસોને નોતર્યા ને હું ચાલી નીકળ્યો."

સૌ કોઇ જાણે છે કે ચાલુ ચળવળનું એક શુભ ફળ આવી ગયું છે. અને તે એ, કે સ્ત્રીઓને આપોઆપ જાહેર સેવા કરવાનો માર્ગ મળી ગયો છે. ગાંધીજીએ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતાં કહ્યું:

## ૩૦

**કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી :** **સ્વરાજ્યરક્ષક**

ધીમે સરી શાશ્વત બ્રહ્મચારિણી ઉષા પ્રસારે ભગવી પ્રભાને,
કર્મસૂચતા પાય વસુંધરાને સુધારશ્મિતે ચેતન દંડ ધારિણી. ૧

વાંછી સુખો લોક સમાજ સર્વનાં પળ્યા પ્રવાસે નિજ કર્મદંડી,
સમર્થ સ્વામી મહીં ધર્મઝંડી સ્વરાજ્યના પ્રેરક મુક્તિપર્વના. ૨

ઇચ્છયું મળે સ્વામિ શિવાજિરાજને શિષ્યો થયા ચાર સમર્થ સાથ;
ધખે નભે વ્યોમ પ્રકાશનાથ, સહે ગણી ધર્મ સ્વરાષ્ટ્ર કાજને. ૩

મધ્યાહ્નના અગ્નિ અસહ્ય વર્ષતા, સ્વામી સુતા શીતલ વૃક્ષ છાંયે;
હળી હળી વૃક્ષ સુવાયુ વાયે; જ્વાલા ઝરે; સ્વામી અગમ્ય હર્ષતા. ૪

શિષ્યો ફરે ખેતર, આસપાસ હસી રહી શેલડીવાડ ભાળી
પેઠા, નથી કો ક્યહિં યે નિહાળી, ચૂસી ચુસી સાંઠ કરે ખલાસ. ૫

ટીપે ટિપે ખેડુત સ્વપ્રસેવે એ શેલડીમાં રસ મિષ્ટ પૂરે;
જોઇ રહે સર્વ ધડીક શૂરે હાથે ધરી ડાંગ પછી ધસે એ: ૬

"ઊભા રહો, આ ઘડિ રે હરામી! આ શેલડીનો પણ સ્વાદ ચાખો!"
દેખી ધસી આવતો લાલ આંખો નાઠા જ્યહાં વૃક્ષ તળે જ સ્વામી. ૭

સમર્થ હાસે મધુરું સુહાસ ખેડૂ ઝપાટે ત્યહિં આવી ઊભો;
"ચોરો બધા, તું સરદાર સૌનો!"–સોટા ઝપાટ્યા નવ લીધ શ્વાસ. ૮

સ્વામી હસે, લાલ ચડન્ત ગાલમાં, સોટા સહી થાય ગુલાલ વાંસે;
કુદી પછાડે કૃષિકાર શિષ્યે,–સ્વામી વદે: "ખેડુત હાય ઝાલ મા!" ૯

× × ×

સ્વહસ્તે સ્વામિને રાજા શિવ સ્નાન કરાવતો; નિહાળી લાલ વાંસાને ક્રોધથી રાય કાંપતો. ૧૦

"કહો કહો કારણ શું, સમર્થ?" "કશું નથી, વત્સ," સમર્થ ભાખતા;
પુછી પુછી રાય શિવાજી થાકતા; કર્યા પ્રયત્નો સહુ જાય વ્યર્થ. ૧૧

શિષ્ય એક કરી વાત, રાયનો ક્રોધ માય ના; "સેવકો બાંધીને લાવો, જરા યે ઢીલ થાય ના. ૧૨

ઉભો મુંજે ખેડુત રાય સામે, કાંપી રહ્યા ક્રોધથી ઓષ્ઠ રાયના;
શિવે મુક્યું શીર્ષ તથાપિ પાયમાં,–"શિક્ષા કરું શી હું સમર્થ આને?" ૧૩

હસી વદ્યા સ્વામિ સુમન્દ હાસ, "શિવાજી, એનું કર દાણ માફ."
રાજા બની સ્તબ્ધ હુવા અવાક: ખેડૂ પડ્યો પાય સમર્થ પાસ. ૧૪

"બેટા, અમે સર્વ હરામ ભક્ષક; ડર્યો નહીં શિષ્ય સમીપ ચાર;
વદો ગણી ચોર કર્યા પ્રહાર:–સન્માન એના તું સ્વરાજ્યરક્ષક." ૧૫

આ જાતિની કવિતાને અંગ્રેજીમાં ballad ( બેલેડ ) કહે છે. એવા ટુંકા સાદા સીધા વૃત્તાન્તો આપણા કવિઓએ વધારે લખવા જોઈએ.

૩૧

## ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ : રતનબાનો ગરબો

અંગ્રેજી રાજ તો આવ્યું: આવીને ફાવ્યું: રતન બા. જુક્તીથી મુલક જીત્યા: ને સૈકા વીત્યા: રતન બા.
ભણાવી અંગ્રેજી દીધા: ને પોપટ કીધા: ર૦ ઘરના ધંધા ભાંગ્યા: ને પરદેશી જાગ્યા: ર૦
દેશનાં નીપજપાણી:—ને જાય ક્યાં'ક તાણી: ર૦ ગોરાને વાત ફાવી: ને આંધી આવી: ર૦
સાચું કહ્યું ન સૂઝે: ને મદમાં ઝૂઝે: ર૦ ભૂખ ને દુઃખ બે સાથે: જ પડિયાં ગાથે: ર૦
ત્યાં તો ગોરામાં લાગી: ને તોપું દાગી: ર૦ મહાભારત મંડાણાં: તે વસમાં ટાણાં: ર૦
સરકારે હિન્દ જાચ્યું: ને હિન્દ તો રાચ્યું: ર૦ અહીંથી જુવાન લીધા: તે આડા દીધા: ર૦
જેમ તેમ કરતાં જીત્યા: ને દિવસો વીત્યા: ર૦ પાછી બુદ્ધિ બદલાણી: ને સોડી તાણી: ર૦
કાયદા કાળા કીધા: એ ઈનામ દીધાં: ર૦ સાધીને સ્વારથ ગક્કો: ને દીધો ધક્કો: ર૦
ઈક જૂનો જોગી જાગ્યો: ને ડંકો વાગ્યો: ર૦ તપસીએ વ્રત લીધાં: ને કોઇને દીધાં: ર૦
સરકારે મરજાદ તોડી: ને ગોળિયું છોડી: ર૦ ગાંધી તે જોના ચાલ્યા: વળે નહીં વાળ્યા: ર૦
સરકારે પકડ્યા જોરે: જે દેશને દોરે: ર૦ લોકો થયા ત્યાં ગાંડા: ને તોફાન માંડ્યાં: ર૦
રીસમાં કોઇને માર્યા: ને બંગલા બાળ્યા: ર૦ સરકારને હવે ફાવ્યું: ને બ્હાનું આવ્યું: ર૦
ધાક બેસાડવા સારું: અન્તરમાં ધાર્યું: ર૦ અમૃતસરની બજારે: ને સાદ ક્યાં'ક મારે: ર૦
જાલિયાંવાલા બાગે: સૌ આવજો સાંજે' ર૦ દેશદુઃખની કહાણી:—ની સૂણવા વાણી: ર૦
સભા જાણી સૌ ચાલ્યાં: રહ્યાં નવ ઝાલ્યાં: ર૦ બાળબુઢ્ઢાં સૌ સંગે: મળ્યાં ઉમંગે: ર૦
એવામાં ડાયર આવ્યો: ને ફોજ હારે લાવ્યો: ર૦ શાન્તિ જરાય નવ તૂટી: પણ ગોળિયું છૂટી: ર૦
બન્દૂકો ફૂટી ફૂટી ને ગોળિયુ ખૂટી: ર૦ ત્યારે એ ડાયર ખસ્યો: ને મનમાં હરખ્યો: ર૦

× × × ×

અમૃતનગરી આખી: માં ફોજુ રાખી: ર૦ રાને જે રસ્તે જાતાં: તે ગોળિયું ખાતાં: ર૦
સતી પતિ નવ ભાળે: તો ધીર કેમ ધારે: ર૦ પતિને ખોળવા ચાલી: તું બીકને બાળી: ર૦
સુનકાર, કાંઈ નવ સૂઝે: કાયર તો ધ્રૂજે: ર૦ ફોજવાળો કો' જોશે: તો ગોળિયે દેશે: ર૦
તેં તો ગરણને છાંડ્યું: ને ચાલવા માંડ્યું: ર૦ ઈકબેને વીનવ્યા વાટે: તેં આવવા સાથે: ર૦
મરદો એ નીવડ્યા ખાલી: તું એકલી ચાલી ર૦ જાલિયાંવાલે આવી: તું મરદાઈ લાવી: ર૦
પગમાં લોહીના ગારા: ને મડદાં ભાળ્યાં: ર૦ ત્હારું વજ્જરનું હૈયું, તેમ કરી થયું: ર૦
ઘાયલની બૂમો આરે: તે તુંને બોલાવે: ર૦ ગઈ તું ત્યાં ભડ જેવી: દયાની દેવી: ર૦
કૈંકના હાથપગ સીધા' કરી તેં દીધા: ર૦ કોઈના ઘા પર પાટા: તે બાંધ્યા માતા: ર૦
મડદાં કૈંક ઉથામી: પતિને પામી: ર૦ પતિએ જીવન ખોયું: તેં નજરે જોયું: ર૦
દીલે દાવાનળ જાગ્યો: તે કારમો લાગ્યો: ર૦ હૈયું કઠણ તેં કીધું ને શબ તે લીધું: ર૦
ખોળામાં માથું મૂક્યા: ને ઊપર ઝૂકી: ર૦ આંખે ચોધારા આંસુ:—નું ભર ચોમાસું: ર૦
જેને આ વસમે ટાણે: વીતી હોય તે જાણે: ર૦ વેરણ રાત ત્યાં ગાળી: તેં કીધી રખવાળી: ર૦
બીજા સૌનાં સગાં: તે તો સવારે પૂગ્યાં ર૦ શૂરી ને સાચી સતી: થઈ તું છતી: ર૦
જુલમના દી યે જાશે: ને શાન્તિ થાશે: ર૦ સાધુ સતી દુભાણાં: ત્યાં પાપનાં થાણાં: ર૦
પાપે પાપીનું જાશે: ને વાતું થાશે: ર૦ સતીના ગુણ જે ગાશે: તે નિર્મળ થાશે: ર૦

**વિષય.** જાલિયાંવાલા બાગનો કેર. ગરબો ૮૮ પંક્તિનો છે, તેમાંથી ૨૪ છોડી દીધી છે. એક બે ઠેકાણે નજીવા ફેરફાર પણ કર્યા છે.

તૈયાર કરી, બીજી તર્ફ–એ સાણસામાં પૂરતાં માણસ આવી જાય તેને સારુ–શહેરમાં ખોટી જ દાંડી પીટાવી, "સભા છે સૌએ પધારવું."–આ પંક્તિઓનો અર્થ આવો છે, તે આ કૃતિની વચમાં જ મોરો ન ધોવાય એવો ડાઘ છે. તથ્યાતથ્યની સત્તર આના ખાતરી વગર આવા આક્ષેપ નબળા ઊર્મિલ માણસો જ કરે અને ફેલાવે: પોતે માની બેસે, બીજાને ગળે ઉતારવા મથે. આવા લોકગીતનો જ્ઞાત કે અજ્ઞાત કર્તા બનાવની વિગતો ચોકસાઈથી જાણવાની સ્થિતિમાં હોતો જ નથી. લોકલાગણી ઉછળતાં તેના અવાજ રૂપે જ એની કલા પ્રવર્તે છે. એટલે આવો ગંભીર આરોપ મુકવા અને માનવા માટે આવું લોકગીત પોતે પણ એક સ્વતંત્ર કે સંગીન કે જેવો તેવો પણ પુરાવો ગણાય, એવું મત છેક અવિચારી છે. ૩૯ સૂનકાર, નીરવ, નિર્જન મકાનોના ઢગલા જેવું જ આખું શહેર થઈ રહ્યું હતું; અને ઘોર અંધારું. ૪૬ હયું, હૈયું. ૫૮ વેરણ, વેરીની નારી જાતિ.

૬૧–૬૪ અંતનો નીતિબોધ આવા લોકમાનસ–ઉદ્ગારમાં જોઈએ તેવો જ છે. બ્રિટિશ સત્તા સામેનું દુર્લક્ષણ ( પ્રેજ્યુડિસ prejudice ) આ પંક્તિઓમાં નથી.

૩૨

## ઝીણાભાઇ રતનજી દેસાઇ (સ્નેહરશ્મિ): ભારતી ક્રાન્તિનો રાસ.

ઉગી આજ જગ આથમણી રાત કે ડોલે ડુંગરા રે લોલ:
ચગતા ડુંગર ડુંગર રાસ કે ગાજે કાળ-ઘૂઘરા રે લોલ. ૧
કાજળ કાળાં આથમણાં કંઇ પૂર કે ઘૂમે ધરતી ઉરે રે લોલ:
ગર્જે ગભીરા કાળમયૂર કે ટૌકા નભે ચડે રે લોલ. ૨
આભે ઝબુકે ઝીણી વીજ કે વજ્જર ઝુમેઝુમે રે લોલ:
સુણી રવ હાળકા નિસર્યાં બ્હાર કે ઉંડે નભે જુવે રે લોલ. ૩
આવ્યાં વળી ભારતી ખુલ્લે ચોક કે આવ્યાં સરસ્વતી રે લોલ:
આવ્યાં તજી કમળા વિષ્ણુ લોક કે આવ્યાં ઉમા સતી રે લોલ. ૪
દેવીએ કરિયલ દૃષ્ટિપાત કે છલક્યા સાગરો રે લોલ:
દેવીએ ભોમે માંડયા પાય કે ગાજી કાળ કન્દરો રે લોલ. ૫
દેવીએ ત્રિશૂળ ધરિયલ હાથ કે કેશ છૂટા મુકયા રે લોલ:
ગર્જી રજની કાલ-કરાલ કે નભતારા ઝુકયા રે લોલ. ૬
માથે લીધા ગરબા દીપ કે રમણે દેવી ચડયાં રે લોલ;
સળગી ઊઠયા આથમણા દ્વીપ ઊગમણે દીવા થયા રે લોલ. ૭
દીવડે દીવડે ચેતન વાટ જગાડે ભારતી રે લોલ;
કાજળકાળી રજની ફેરે ઘાટ કે ઊગમણી દ્યુતિ રે લોલ. ૮
ઝાંઝર ઝમકે ચગિયો રાસ કે કુમકુમ પગ ઝરે રે લોલ:
જાગે ઊગમણા સૌ વાસ કે આભે ઉષા જુવે રે લોલ. ૯

વિષય. કર્તા આને 'શક્તિઓનો રાસ', કહે છે, એ નામ પણ બંધબેસતું છે. ભારતી, હિન્દમૈયા.

છંદ. લયને જ કર્તા મુખ્ય ગણે છે, અને તાલ સાચવે છે; માત્રામેળ કે પ્રાસની એમને બહુ પરવા નથી. એમની ઘણી રચનાઓમાં બંગાળી સંગીત કાવ્યોના લયની છાયા એટલી તો આવે છે, કે તેમાં ઠેકઠેકાણે અ નું ઉચ્ચારણ પણ બંગાળી અ ના જેવું કરવું પડવાથી ગુજરાતી કાનને માધુર્ય ઓછું થઇ જતું લાગે છે.

## ૩૩

**ઝવેરચંદ કાલિદાસ મેઘાણી:** 	**ક્રાન્તિઝંખ**

મ્હારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય
મ્હારી આતમજ્યોતના દીવડા ઝબુકી ઝબુકી ઝંખવાય: 	ટેક
ઝંપે જરી રોતાં લોચનિયાં ત્યાં ઝબકીને જાગી જવાય,
આઘે આઘે આછા સુગનર કેરા પડછાયા પથરાય રે
મહા વીર મોટા દરશાય: 	મ્હારી૦ 	૧
આભ લગી એનાં મસ્તક ઊંચાં ને પગ અડતા પાતાળ,
જુગ જુગના જેણે કાળ વ્હલોવ્યા ને ડોલાવી ડુંગરમાળ રે
ફોડી જીવનરૂંધણ પાળ: 	મ્હારી૦ 	૨
ઠપકો દેતી હસતી મૂરતી એ ઝગહળતી ચાલી જાય,
સ્વપ્ન સૂરે મ્હારે કાન પડે 'મ્હારા દેશની ઉંડેરી હાય રે
એનાં બન્ધન ક્યારે કપાય: 	મ્હારી૦ 	૩
ઘન ઘન અંધારાં વીંઝણહારો જાગે ન કો ભડ વીર,
—ડરતાં ડરતાં પગલાં ભરતાં આ તો વામન સરખાં શરીર રે
અણુબીજલ ઊભાં છે તીર: 	મ્હારી૦ 	૪
જરિક જરિક ડગ માંડતાં મ્હારી જનનીને ના વળે જંપ,
—આવો વિપ્લવ ! આવો જ્વાલામુખી ! આવો રૂડા ભૂમિકંપ રે
તોડો જીર્ણતા દારુણ થંભ: 	મ્હારી૦ 	૫

છંદ. પદ, રાગ માઢ.

**વિષય.** ભાઈ 'સ્નેહરશ્મિ' ક્રાન્તિના રાસનું જ અંધકારની પશ્ચાદભૂ' ઉપર આ ચિત્ર આલેખે છે, તો ભાઈ ઝવેરચંદ ક્રાન્તિભાવ પાછળની મનોદશાને અહીં સુંદર કોમળ કરુણ કવિતાની પીંછીએ ચિત્રે છે. કિશોરો અને યુવાનોની એ મનોદશા અહીં—વિચારશીલ વાંચનારને માટે તેની શક્તિ અશક્તિ બંનેમાં—ખડી થાય છે. એક બે શબ્દ બદલ્યા છે. શબ્દાર્થ સ્પષ્ટ છે. ઉર્મિઉછાળાનાં પૂરને પ્રકુહરણ કવિઓ સેવે છે અને વધારે વેગવાન બનાવે છે, કવિતાકલાના પણ સાચા ઉપાસક રહીને, આવી આવી કૃતિઓ વડે. વ્યક્તિ કે બનાવ-વિષયક અતિશયોક્તિઓ અને બીજાં પ્રચારક પદ્યો, માત્ર પદ્યરચનાઓ છે, ક્ષણજીવી છે, પ્રજાની કવિતામાં સ્થાન પામે એવાં સમૃદ્ધ હોતાં નથી.

જેને આપણી રૂઢ પરિભાષામાં 'પ્રસાદ' કહે છે તેને જ હું કવિતાની સમૃદ્ધિ કહું છું. લય, શબ્દ, અને અર્થ એ ત્રિપુટીના અતિઉત્કટ વિરોધોથી અતિ સૂક્ષ્મ મેળો લગીનાં અન્યોન્ય પ્રતિબિંબ રચનામાં સારી રીતે ઝીલાયાં હોય તે જ રચનાનો પ્રસાદ વા તેની સમૃદ્ધિ છે. કેમકે કવિતાની પદાવલિ સામાન્યમાંથી અમર બની જાય છે. આ પ્રમાણે ત્રણે અંગ એક બીજાનાં પ્રતિબિમ્બ ઝીલતાં એક બીજાને સમ્પૂર્ણ વિકસાવે છે અને અજવાળે છે ત્યારે. લય શબ્દ અને અર્થની એકરસતા તે પ્રસાદ વા સમૃદ્ધિ.

પર્યેષકનો અર્થ એટલે ઉપર અગાધ આકાશ ને તળે અગાધ આકાશની વચ્ચે તરતો અર્થ, પોતાની બધી ઝીણી મોટી રેખાઓ અને ગતિઓ અન્યોન્યના સમન્વયમાં ધારી રહેતો અર્થ. કલાકારનો અર્થ ભાવપ્રધાન હોય છે, ભાવને પણ સત્યનું વાસ્તવ હકીકતના

જાતિમાં એને લગભગ પ્હેલ પ્રથમ પ્રયોગો કરવા પ્રાપ્ત થયા, વિદ્યા અને બીજી સામગ્રીમાં યે કચાશ, અને વળી ધીરજ ખંત ચીવટ આદિ સ્વભાવમાં જ ઓછાં હશે. આયુષ્ય પણ ટુંકું અને નીરોગી નહીં. કુટુંબીઓએ કૃતિઓ પ્રકટ કરતાં એને ઘટે તે કરતાં ઉંચી કીર્તિ મેળવી આપવાનો આશય રાખ્યો, અને ન પ્રકટ કરવા જેવું પણ છાપી દીધું. તે કુદરતી હશે; પરંતુ એથી ભીમરાવની કવિતાની યોગ્ય કદર થવામાં તો સમજુ વાચકોના વિરોધરૂપ ઉલટું વિઘ્ન ઉભું થયું. અસ્તુ. આટ આટલે વર્ષે હવે આપણે એ કૃતિઓને તદ્દન નિષ્પક્ષ વૃત્તિએ અને સારું હોય તે બધું જ લેવા ફેલાવવાના હેતુથી જોઇએ છિયે, તો છે એજ રૂપમાં તો કોઇક જ સ્વીકાર્ય થાય એવી લાગે છે. "કુસુમાંજલિ" (વિ. સં. ૧૯૫૯)માં છાપેલી આ કૃતિ ઉપર આપી છે તેથી બમણી કરતા વધારે લાંબી છે, તેમાં કર્તાએ એ ત્રણ બાબત એકસાથે નિરૂપવા જતાં આખો તાલ બગાડ્યો છે. હોરીખેલન, પ્રીતમપ્રિયાનો ખાનગી મેળાપ, ગરબો, વગેરે એક મેળમાં સાથેલામાં શી રીતે સમાવાય વારુ ? અહીં ગરબાના જ અંશને વળગીને કડીઓ લીધી છે. પાંચમી મુકી છે તે કડી મૂલમાં ૨૧ મી છે એટલો ક્રમફેર કર્યો છે, પ્હેલી કડી છેડે પાછી મુકી છે, અને વર્ણનમાં પૂરતું સૂચન થઇ જતાં વિસ્તાર છોડી દીધો છે. ચોપડીનું મુદ્રણ બહુ અશુદ્ધ છે તે સુધાર્યું છે. અને ઉપરાંત અર્થ તુર્ત બેસે એમ થોડું ફેરવ્યું પણ છે. સંપાદક આવી છૂટ લે તે ટીકાપાત્ર છે ખરી, ખાસ કરીને ભીમરાવ જેવા કવિના સંબંધમાં; કેમકે પોતાના દિલમાં જે અર્થ ભાવ આદિ હોય તે શબ્દો કેટલો કહે છે એવું જોવાની એ લેખકને આદત નહીં, છેક અપૂરતા શબ્દોથી પણ ચલાવી લેવાની કરેવ જ જાણે પડી ગયેલી, એટલે એનું લખાણ ઠેકઠેકાણે ત્રુટિત અને અસ્ફુટ અને ઝાંખુ છે, તે મ્હોટો દોષ આવી સંપાદનાથી ઢંકાઇ જાય છે. પરંતુ એક તો જે ઢંકાય છે તે દોષ જ ઢંકાય છે ને; અને બીજું મેં ફેરવ્યું ઉમેર્યું તેમાં મ્હારું પોતાનું સ્વાંગ સ્વતંત્ર કઇ યે થોડું જ છે. બધું યે આ જાતિની રચનાઓમાં પરંપરાપ્રાપ્ત અને જાણીતું જ છે. એટલે આવી છૂટ પણ લીધી છે, અને આ સંગ્રહને લાયક રૂપમાં ગરબી છાપી છે, ભલે જેને જે ટીકા કરવી હોય તે કરે.

**અર્થ**. ગરબે ફરતી ગોરીનું વર્ણન જ પ્રધાન વસ્તુ છે. ચાંદની વસંત આદિ તેને ખીલવવાને સાધન સામગ્રી માત્ર છે. ૨ **ઉછિચ્છંદનો**: પુષ્કળ અથવા પૂરેપૂરો પ્રકાશ એટલો જ અર્થ છે. ૫ **કોતરેલી**; ઉત્તમ કારીગરે હોંસે હોંસે ઘડેલી. **અવેવ**: અવયવ. જાણે દેવાંગના જ. ૬ **વાસઃ** વસ્ત્ર કેસરી છાંટવાળું અને સુવાસિત, કંચુકી કડકડતી. ૮ વસંત, નારી જાતિ નહીં, સંસ્કૃત પ્રમાણે નરજાતિ. સંતોને પણ ડોલાવે એવો. ૧૦ એટલી તો સોહે છે, શોભી ઉઠે છે, કે જોતામાંજ મોહી પડિયે. આ પંક્તિને મધુર ગણશો, કે આંતરપ્રાસના અતિશયે ઉલટી અમધુર ગણશો ? મેં તો મૂલમાંની એક અશુદ્ધિ માત્ર સુધારી છે-**જોય** સુધારીને જોઇ છાપ્યું છે (પૃ. ૩૨ કડી ૨૮), બાકીનું મૂલ પ્રમાણે રાખ્યું છે. મોહ્ય-સોહ્યને ઠેકાણે મોહે-સોહે વાંચવાની, તથા એટલાજ ફેરથી કેટલો બધો ફેર પડી જાય છે તે જોવાની ભલામણ કરું છું. ૧૧ **પ્રદીપ**: ગરબોઃ વચ્ચે, મ્હોટો, અને ઉંચો, વળી આ પ્રસંગ માટેનો જ, માટે પ્રદીપ.

થતા દૃગ દૃગે અહો ગુપ્ત વીજસંદેશડા !
મુખે વિચલ હાસ્યરેખ ફુટી ને ન ફૂટી વળી
શમી થતી અલોપ, ને શરમ રમ્ય સંધ્યા સમી
ધીરે વદન આવરી નયનને ઢળાવી જતી. ૨૦

અમે દિનદિને ત્યહાં અજબ તાર ખેંચ્યાં અહા !
અજાણ વણચૂક એ અતલ પ્રેમવાપી જતાં.
અમે દિન દિને નવાં ગ્યકય ઊર્મિતાને ભર્યા
મુગાં નિજ ગૃહે જતાં, વિકલ તોય રાજી થતાં. ૨૪

અને મધુર નીંદરે સ્મરણ એ અધૂરાં મીઠાં
બને નિશિનિશિ નવાં સ્વપનવારિસીંચ્યાં નવાં.

છંદ. પૃથ્વી. ચાર પંક્તિની કડી એ નિયમ અવગણ્યો છે. અર્થની જરૂરત પ્રમાણે ૨, ૫, ૭ પંક્તિની કડી પણ કરી છે. "મ્હારા" એટલે "અગેય" અથવા અર્થાનુસારી લયવાળા પૃથ્વી ઉપર આ ઉચ્છરતા લેખકનો હાથ પૂરેપૂરો બેસી ગયો છે તે જોતાં આનન્દ થાય છે.

વિષય. ગ્રામ્ય જીવનની કુદરતમાં અને કુલીનતાની મર્યાદાઓમાં સ્ફુરતો કિશોર-કિશોરી પ્રેમ.

અર્થ. શેષ: અવશેષ. આ પ્હેલી કડી શબ્દાલુ છે: મનરંજતો અને રમણીય; અતલ અને ગભીર; વિશાલ અને મહા. પણ ઉછરતા લેખકમાં શબ્દાલુતા તો હોય. આ નમૂનામાંનું ચિત્ર સુરેખ અને નાજુક હોવાથી પસંદ કર્યું છે.

કુંદ: મોગરો. પાણી ભરતી કિશોરીઓ કુવાને ઘેરી રહે, કુવાની આસપાસ ડોલી રહે, અને એમની વાતો મચેલી જ રહે. થોડા કુંદગુલ્મોમાં એક ગુલ્છડી "ભળે પણ જુદી તરે" એ રૂપક સાંગોપાંગ સુંદર છે.

મધુ: મીઠી. ઉપલી કડીના કિશોરીજૂથ અને આ કડીના કિશોરજૂથનાં વર્ણનો પૂરતાં ભિન્ન અને એકસરખાં રુચિકર છે. બંડીધોતિયાં સાદાં હોય, ચોળી સુંદરી ઘાઘરી અલંકૃત હોય, તેમ કિશોરીજૂથવર્ણન અલંકૃત છે, એ વિશેષતા ઉચિત જ છે.

અલવે: હળવે, રેડતાં સાથે સંબંધ છે. વીજસંદેશડાથી થતો આનંદ સખીઓને જોવા દેવાય નહીં. અને ઢાંકેલો રહે પણ નહીં, એનું રમ્ય વર્ણન લજ્જાની સંધ્યા સાથે સરખામણીથી વધારે રમ્ય લાગે છે. આખા ચિત્રનું મધ્યબિંદુ આ કડી છે.

અજબ તાર ખેંચ્યાં, સ્વપનવારિસીંચ્યાં, એ શબ્દઝુમખાં કવિતાને જોઇતી લયવાળી મિતાક્ષરતાના સારા નમૂના છે. કિશોર વયની ઝીણી ઝીણી સ્પષ્ટાસ્પષ્ટ એકબીજામાં ગુંથવાતી અને એકબીજા સાથે અથડાતી આશા અને ઉલ્લાસપ્રધાન ઊર્મિઓનું વાસ્તવિક મનોહર ભાતીગળ ચિત્ર પાડ્યું છે. ભાઇ ચતુરભાઇની સોનેટો પણ સારી છે. અહીં તો કૃતિને દ્વિખંડી ગણિયે તોપણ દરેક ખંડ ૧૩ લીટીનો જ થાય છે.

એમણે આ લેખમાં તો તત્ત્વજ્ઞાનીને પણ શોભે એવી રસમય ચર્ચા કરી છે.× એમના લખાણનો સાર એ છેઃ—

ઘડપણ અને મૃત્યુ એ મનુષ્યજીવનનો કુદરતી અંત છે. આખું જીવન જાણે એ અંતદિવસને માટે તૈયારી કરતું હોય એમ રચાયલું છે. કુદરતનો આ આદેશ તેમ છતાં બહુ થોડા માણસો સ્વીકારવા તૈયાર હોય છે. જુવાની જાળવી રાખવાનો તરફડાટ લોકોમાં પાર વિનાનો છે અને ગઇ જુવાની પાછી મેળવવાની મિથ્યા આશા, ઘણા માણસો છોડી શકતા નથી. મોત કોઇને ગમતું નથી અને અંતકાળ સુધી જીવવાનાં અને બળવાન રહેવાનાં ફાંફાં તેઓ માર્યા કરે છે!

જીવનલાલસાના વિષયપર પ્રાચીનકાળથી કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓએ ઘણું લખ્યું છે; પરન્તુ વિજ્ઞાનની નવી નવી શોધો થાય તેને અનુસરી હજી એ વિષયપર ચર્ચા કરતા રહેવાની જરૂર ઘણી છે. અને તેથીજ સદ્‌ગૃહસ્થે, મને આ લેખ લખવા પ્રેરણા થઇ છે!

ચિકિત્સાશાસ્ત્રી, રોગોની શરીર પર થતી અસરો સમજે છે. એ અંદરનાં અવયવો અને રચનાના કયા કયા ભાગો પર કેવા પ્રકારના ઘસારા થાય છે એ જાણે છે. શરીરની ઉત્પત્તિ, સ્થિતિ ને લય બધું એની નજરમાં હોય છે. જીવનગતિના ભિન્નભિન્ન સમયે શરીરની અંદરની રચનામાં થતા ફેરફારો અને એનાં કારણોની એને ખબર હોય છે. ચિકિત્સાશાસ્ત્રી સમસ્ત જીવનચક્ર, આ જ્ઞાનના પ્રતાપે એક તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિએ અવલોકે છે અને વરથીનનો 'ઘડપણ'નો અભ્યાસ જીવનરૂપી નાટકના ત્રણે અંકોનું સપ્રમાણ અવલોકન છે. એમાં જીવન, જરા અને મૃત્યુનું રસભર્યું વર્ણન છે.

વરથીન જીવનના ત્રણ ભાગ પાડે છેઃ વૃદ્ધિનો સમય, ગર્ભાધાનના સમયથી સ્ત્રીમાં ૨૫ વર્ષ સુધીનો અને પુરુષમાં ૨૮ વર્ષ સુધીનો સમય એ વૃદ્ધિનો કાળ છે. પક્વદશા-પાકટ ઉંમર સ્ત્રીની ૫૫ વર્ષ સુધી અને પુરુષની ૬૫ સુધીની એ ગણે છે. ત્રીજો સમય લય-Involution-વળતાં પાણીનો છઃ શરીર ધીમે ધીમે જીર્ણ થતું થતું ૯૦ વર્ષે પડે છે ત્યાં સુધીનો એ સમય છે.

એનું માનવું એમ છે, કે આ મનુષ્યજીવનનું ચક્ર એટલે આજ. જીવનનું અંદરનું બળ આટલુંજ નભે. એમાં વધારો ઘટાડો કરવાની તાકાત મનુષ્યમાં નથીજ. પ્રાણિવિદ્યાની દૃષ્ટિએ, જીવનનું પ્રયોજન વંશવિસ્તાર છે. ભવિષ્યના કોઈ ઘડતરને સારૂ, સમષ્ટિજીવન અમર સળંગ રાખવું એ એનો હેતુ છે. એ ઘડતર કેવું થશે ? આપણે જાણતા નથી. કદાપિ કોઇ પૂર્ણતાની સ્થિતિએ હશે, પરંતુ એનું સ્વરૂપ અત્યારે કલ્પવું અઘરૂં છે.

સમસ્ત પ્રાણિદેહની શ્રેણીમાં મનુષ્યદેહ-યંત્ર એક અગત્યનો પ્રયોગ છે; એક ભવ્ય ઇતિહાસનું માનવજીવન એ અંતિમ લાગતું પ્રકરણ છે.

શરીરની વૃદ્ધિ અને પકવ દશાના આખાએ સમયમાં, વીર્યની એક કોષની પુંછડીથી માંડીને થાયમસ ગાંઠ ( ગળાની નીચેની જે બે વર્ષે અદશ્ય થાય છે ) અને એવરીઝ ( સ્ત્રીની જનનેન્દ્રિની ગાંઠો ) સુધીની રચનાઓ સુદ્ધાં જ્યારે એમનો ઉપયોગ પૂરો થાય છે

× ધી જરનલ ઓફ ધી અમેરિકન મેડિકલ એસોસિયેશન તા. ૬ ઠ્ઠી જુલાઇ ૧૯૨૯ માંના× 'ઘડપણ' વિષેના લેખ ઉપરથી.

ક્રોળથી ઊતરી આવેલી મનુષ્યચારિત્ર્યની એક પામરતા અને પાશવવૃત્તિનું જ દર્શન છે, બીજું કંઈ નથી. વિજ્ઞાનનો ખોટો વેષ લઇને એ જ વૃત્તિ આ વખતે ફરી દેખા દઈ ગઇ છે.

ઉપર મુજબ જીવન, જરા અને મૃત્યુનું સ્વરૂપ પાછું જે અત્રે રજુ કરવામાં આવ્યું છે તેનાથી જેઓ અનંત યૌવનની વાસના રાખતા હશે કે દેહનું અમરત્વ ઝંખતા હશે તે નિરાશ થશે. વરધીનનાં પોતાનાં વાક્યો એમને કરુણરસિક લાગશે. વૃદ્ધત્વ વિષે લખતાં એ કહે છે કેઃ—

"હવે જીવનરૂપી નાટકનો ત્રીજો અંક શરૂ થાય છે. એમાં ઘણી વસ્તુઓમાંથી એને રસ જતો રહેશે, શક્તિઓ ઓછી થશે, મોહમાયાનું ખોટાપણું સમજાશે અને વાસના ઘસાતી જશે. અંતે એ જીવનલીલા સમાપ્ત કરશે અને મૃત્યુને ભેટશે.

આમ છતાં વરધીનનું પુસ્તક વિરાગવૃત્તિવાળું નથી અને એ વાંચીને આપણે કંઈ નિરાશાવાદી થઇ જઇએ એમ પણ નથી. ખરી વસ્તુસ્થિતિ સમજાયાથી, સત્યનું દર્શન થયા પછી માણસમાં જેમ એક પ્રકારની બહાદુરી આવે અને એ આશાવાદી બને એવી વૃત્તિ એનું પુસ્તક વાંચ્યા પછી આપણને થાય છે. એ કહે છે કે, હવે વૃદ્ધત્વ જ્યારે આવવાનું જ છે તો પછી આપણે કરવું શું? "નોતું જોઇતું ને શીદ આવિયું રે, તારી કોણે જોઈતી વાટ" એમ બોલી બોલીને આપણે શું શોક કરવો? નહિ, વીરતાથી અને અક્કલ ઠેકાણે રાખીને એને ભેટો. દિવસને અંતે એવો સમય તો નિત્ય આવે છે, કે જ્યારે કમાણનો છેલ્લો રન્નુ જાણે કોઇ આપણા માથા પર ફેરવે છે. રન્નુનો છેલ્લો આંટો આવવા દો. એ સ્થિતિ સુખી તો ભલે ન હોય, પણ સહન કર્યે જ છૂટકો. અને જ્ઞાનપૂર્વક સહન કરવાથી ધૈર્ય આવે છે.

આમ છતાં કુદરતી ઘડપણ આવી શકે એ સંભવિત છે. રોગ ન હોય, વિકાર ન હોય, તબિયત તંદુરસ્ત રહે ને ધીમે ધીમે ઘરડા થવાય, એ બની શકે એવું છે. સારંગીનો રણકો વાગતો વાગતો બંધ થઇ જાય એવી મધુર રીતે મૃત્યુ લાવી શકાય એમ છે. મનોવિકાર અને વાસનામાંથી મનુષ્ય પરવારે તો ઘડપણ સુખી નીવડે છે. તે વખતે અનુભવો પાકા થાય છે, અવલોકન સ્થિર બને છે, તત્ત્વજ્ઞાનીના જેવી દૃષ્ટિ ઉઘડે છે. અનુભવજ્ઞાન એ જ ખરું જ્ઞાન છે. જગતની ક્ષણભંગુર વસ્તુઓની ખરી કિંમત હવે એને થઈ હોય છે. ધીર, ગંભીર અને જ્ઞાની એવા એ જીવાત્મા જ્યારે પોતાના અનુભવોનું મનન કરે છે ત્યારે એ નવાં જ સત્ય સમજાવી શકે, એવી એનામાં તાકાત આવી હોય છે!

ઘડપણમાં શરીર શિથિલ થાય, પણ મનની શક્તિઓ તો લાંબો વખત ટકે છે. 'સાઠે બુદ્ધિ નાઠી' એ કહેવત મોટા ભાગે ખરી નથી. એ માણસ તો સુખી સમજવો કે જેની માનસિક સુખ ભોગવવાની આવડત વધી છે. સાહિત્ય, કલા, સંગીત અને વિજ્ઞાનનો જો એને શોખ હોય તો એમાંથી એ સમયે એ વિશેષ સુખ પ્રાપ્ત કરી શકે છે. સીસેરો ખરું જ કહે છેઃ—

"જે બનવાનું જ છે તે કલ્યાણકારી માનવું એ જ યોગ્ય છે. જુવાનીમાં મૃત્યુ આવે એ તો કુદરત વિરુદ્ધનું ખરું. પણ ઘડપણમાં મોત એ તો ઉત્સવ જેવું સમજવું." ઘરડા થઇને મરવું એના કરતાં વધારે કુદરતી બીજું શું હોઈ શકે?

વિલિયમ હાર્વેઃ—(જેણે રુધિરાભિસરણની શોધ કરી એ કહે છેઃ—) સૃષ્ટિની અમરતા ઘરડાં મરે, નાનાં મોટાં થાય, જન્મે-જીવે-મરે એમાં રહેલી છે. સૂર્ય પૂર્વમાં ઊગે છે, ધીમે

# વઢવાણના સદ્‌ગત મોતીભાઈ દરજી

[ સદ્‌ગત મોતીભાઇ મહાન પુરુષ ગણાય કે નહિ, એ પ્રશ્ન સુધી જવાની જરૂર નથી. એ પ્રશ્નનો કોઈ અલૌકિક રીતે નિર્ણય થાય છે. પણ એટલું તો ખરું, કે મહાત્માજીની જીવનપદ્ધતિનું તેમને સ્વતંત્ર રીતે દર્શન થએલું હતું, અને એ પદ્ધતિ તેમણે અમલમાં મૂકી હતી. અંગત અને સ્થાનિક મર્યાદાઓને લીધે તેઓ મહાત્માજી જેટલા મહાન ફેરફારો કે આંદોલનો શક્યમાં નથી કરી શકયા, તોપણ આખા ગુજરાતે જાણવા જેવી એ એક વ્યક્તિ છે. સદ્‌ગત મોતીભાઇ જો સામાન્ય માણસ હતા તો તેમનું જીવન એટલું તો બતાવે છે જ, કે માત્ર સારા થવાના પુરુષ નિશ્ચયથી એક સામાન્ય માણસ પણ પોતાનું કલ્યાણ કરવા ઉપરાંત કેટલું બધું કરી શકે।

મહાત્માજીના કેટલાક વિચારો તેમને સ્વતંત્ર રીતે આપેલા એ જોતાં નથી લાગતું કે એ વિચારો અવતરવાને માટે પાકી ગએલા હતા! એ વિચારો જગતમાં પ્રવર્તવાનું નિર્માણ થયેલું છે અને અધિકારી વ્યક્તિઓ પોતપોતાના અધિકાર પ્રમાણે મોડાવહેલા એક કે બીજા રૂપમાં તે ગ્રહણ કરશે જ!—તંત્રી ]

વઢવાણમાં હાલ મોતીચોક નામનો એક ચોક છે. એ નામ વઢવાણના મોતીલાલ દરજી ઉપરથી પડયું છે. આજથી પંદર વર્ષ પહેલાં નીચી દડીનો, સુકલકડી શરીરનો, અભણ જેવો એ દરજી ચોકની સામેની હાટડીમાં સંચો ખટખટાવતો. એની હાટડીએ એક પણ એવી ક્ષણ ન જતી કે જ્યારે ત્યાં કોઇ ને કોઇ યુવાન ન હોય. તે અનેક યુવાનોનું વિશ્રામ-સ્થાન હતો. વિદ્યાર્થીઓ અહીંથી અનેક પ્રેરણાઓ મેળવી જતા. યુવાનો આદર્શો ઘડી જતા. સેવાભાવીઓને સેવાનાં નાનાં નાનાં કાર્યક્ષેત્ર જડતાં. ધંધા વિનાની વિધવાઓને ધંધા મળતા. ખૂણે પડેલ કારીગરોને રોજગાર મળતો.

મોતીભાઇ એક અતિ સામાન્ય દરજી કુટુંબમાં જન્મેલા. દરજીકોમમાં સ્વાભાવિક થઇ ગયેલ બાળવિવાહની હાંસડી એના ગળે વળગેલી. ચાર ગુજરાતી સુધીનો એમનો અભ્યાસ. અમો એમના પરિચયમાં નહોતા આવ્યા ત્યાં સુધી તો એમનું જીવન ઘણું ધાર્મિક હતું એમ સાંભળેલું. બાવાઓને ઘેર એકઠા કરવા, ભજનો ગાવાં અને મંડળીઓ જમાડવામાં આ ત્રીશ વર્ષનો યુવાન પોતાનું જીવન કૃતકૃત્ય થયું માનતો. આધ્યાત્મિક વાચન અને ચિંતન એ સીવવાના સમય પછીનો એનો મુખ્ય વ્યવસાય.

સંચો ખટખટાવે અને કોઇ ને કોઇ ભગતજનના મુખેથી યોગવાસિષ્ઠ રામાયણ કે ભાગવત સાંભળે. એના હાથ અને પગ પણ સંચા જેવા જ જડ બની ગયેલા. એની દુકાનને આંગણે ઊભા હોઇએ ત્યારે યોગવાસિષ્ઠ વંચાતું હોય અને એ સાંભળતા હોય. સંચો ધડધડાટ ચાલ્યે જતો હોય, પગ ઝપઝપ ચાલતા હોય, હાથ લૂગડા પરથી સરેરાટ કરતો પસાર થતો હોય, ત્યારે આપણને મોતીભાઇનું ચિત્ત તો શ્રવણમાં જ લાગેલું લાગે. શ્રવણમાં એ એટલા એકાગ્ર થતા કે સંચો સંચાનું કામ કર્યે જતો, જ્યારે એનું મુખ ચર્ચામાં ઊતરતું. આંખના ભાવ ભક્તિમાં નીતરતા. કાન શ્રવણમાં મશગુલ રહેતા. વાચનનો એક પણ શબ્દ વિના સમજ્યે એ નહોતા જવા દેતા.

આમ યુવાનીનાં પાંચેક વર્ષ એણે ધાર્મિક વાચન–ચિંતનમાં ગાળ્યાં. એવામાં સ્ત્રીઓ અને બાળકો માટે એણે એક નાનુંશું પુસ્તકાલય પચીસેક પુસ્તકોથી શરૂ કર્યું. હાઇસ્કૂલના

આ અખાડા દ્વારા મોતીભાઇ જુવાનોમાં અનેક પ્રકારની ભાવનાઓ પ્રેરી શકયા. ઘણાના અંગત મિત્ર બન્યા, કોઈના મુરબ્બી બન્યા, કોઇના માર્ગદર્શક બન્યા. આમ જુદે જુદે પ્રકારે અને જુદા જુદા સંબંધે એ એકેએકના સંબંધમાં આવી જતા અને સૌ એમના ઉચ્ચ ચારિત્રમાંથી કાંઇ ને કાંઇ લઇ જતા.

જેમ જેમ અમે નિકટ આવતા ગયા, તેમ તેમ અમે ઘેર રહેવાનો સમય ઓછો કરી નાંખ્યો. બે ટંક ઘેર ખાવા સિવાયનો અમારો બધોય વખત અમે સૌ (પંદરની ટોળી) સાથે જ ગાળતા. પુસ્તકાલયવતું મકાન તે અમારી જાણે કે બોર્ડિંગ હોય તેવું બની ગયું. મોતીભાઇની દુકાન જો કે જાહેર રસ્તા પર હતી છતાં એ અમારા અધ્યયનનો અખાડો બની. સ્વામી રામ, વિવેકાનંદ વગેરેના વાચનમાં એ દુકાને મને જે એકાગ્રતા મળતી તે હજુ જીવનમાં કયાંય નથી મળી.

મોતીભાઇ અમને રોજ ચાર વાગ્યે ઉઠાડે, વાંચવા બેસાડે. કલાકના વાચન પછી અમે ચાર માઇલ રોજ પ્રભાતે દોડીએ. ગમે તેવો શિયાળો હોય તો પણ નારદભાઇની વાવે ઠંડા પાણીમાં તરવું. અને મોતીભાઇ તો કડકડતી ઠંડીમાં પણ કલાક સુધી પાણીમાં પડયા રહીને જ બહાર નીકળતા. ત્યાર પછી પ્રાર્થના અને પછી મોતીભાઇના ઘેર નાસ્તો.

મોટાભાઇ જે ભાવનાથી નાનાભાઇને ખવડાવે એ ભાવનાથી એ સમયે નાસ્તો કે દૂધ આપતા.

રોજ રાત્રે અમારું સમૂહવાચન થતું, જે વખતે જીવનની અનેક દિશાઓ ખૂલતી. મોતીભાઈ દરેકના ઘરની અને જીવનની મુશ્કેલીઓ જાણતા. એ એમના બહોળા અનુભવની વાતો કહી દરેકની મુશ્કેલીનો ઉકેલ કરી દરેકને એક ડગલું આગળ લેવા મથતા.

હવે તો મોતીભાઇની ભાવનાઓ વધી. તેમણે વિચાર્યું, કે આપણે તો સમાજના સેવકો થવું છે. માટે આપણને ભાષણો કરતાં આવડવાં જોઇએ. આપણે મોટી મોટી સભાઓમાં આપણા વિચારો આપવા પડશે, માટે આપણો અવાજ બુલંદ હોવો જોઇએ. આથી અમે એક ભાષણ કરનારું મંડળ શરૂ કર્યું. અમારા મંડળના સભ્યોમાં અમારી જ મંડળી. અનેક વિષયો અમે ઉથલાવી નાખ્યા. જે વિષય લઇએ તેનો અભ્યાસ કરી લાવવાનો હોય. આથી અભ્યાસ પણ વધ્યો અને વાચન બહોળું થયું. શ્રોતા એક હોય તોય વખત થઇ ગયો હોય તો અમારી સભાનું કામકાજ શરૂ થઇ જતું. પણ અમે આવી સભાઓથી સંતોષ ન પામ્યા. અમારે તો બુલંદ અવાજે ભાષણ કરતાં શીખવું જોઇએ એવી મોતીભાઇની માન્યતા.

મોતીભાઇ અમને સવારના પાંચ વાગ્યે નારદભાઇની વાવ ઉપર–મંડાણ ઉપર વક્તાને ઊભો રાખે. શ્રોતાઓ અમે, જુદી જુદી દિશામાં દૂર દૂર–ખૂબ દૂર–વક્તાનો અવાજ પહોંચે એટલે દૂર ઊભા રહીએ અને વક્તા જાણે કે પંદર વીસ હજારની મેદની સમક્ષ ભાષણ કરતો હોય તે છટાથી ભાષણ કરે. આવી રીતે ભાષણો કરવાનો સૌને ફરજિયાત વારો આવે અને ઇચ્છા ન હોય તો પણ મોતીભાઇ પરાણે ઊભા કરે. ના પાડીએ તો કહે, અરે મૂર્ખાં, આમ શરમાઇશ તો કેમ ચાલશે ? આપણે તો સાચે જ મોટી સભાઓ માટે તૈયાર થવાનું છે.

જ્યારે મોતીભાઇ અમને વાવના મંડાણ ઉપર ઊભા કરતા (એ અમારું પ્લેટફૉર્મ), અને અમારા પાંચ સાત મિત્રો જે ખૂબ દૂર ઊભા રહેતા, તેને પંદર હજાર માણસો માની ભાષણ કરતા ત્યારે કોઇ કોઇ વખત હસવું આવતું અને લાગતું, કે આ

આ સમય હિંદભરમાં હોમરૂલ લીગનો હતો. સ્વદેશીનું વાતાવરણ ચોમેર ફેલાયું હતું. એવી અસર વઢવાણમાં સૌથી પ્રથમ મોતીભાઇ ઉપર થઇ. સ્વદેશી માલની એક દુકાન કાઢવાનો તેમણે વિચાર કર્યો, પણ અમે તો હતા વિદ્યાર્થી. અમારી પાસે એક પાઇ પણ નહિ. અમે તો મહેનત કરીએ. સ્વદેશી વસ્તુઓનો પ્રચાર કરવા થોડીક થાપણ રોકવી જોઇએ તે કોણ રોકે ?

પોતાના જીવનવ્યવસાયમાં મોતીભાઇએ જે કાંઈ રોકડ કરેલ તેમાંથી પાંચસોકની થાપણ સ્વદેશી ભંડાર વસાવવામાં રોકવાનો એનો વિચાર જ્યારે એમને એણે દર્શાવ્યો ત્યારે અમારા આનંદનો પાર ન રહ્યો. સ્વદેશી કાગળો, પેન્સીલો, કાપડ વગેરેનો એક ભંડાર મોતીભાઇની દુકાને જ અમે ખોલ્યો અને દિવસો જતાં એ સારી રીતે વિકસ્યો. આખા દિવસમાં મોતીભાઇની દુકાને નહિ નહિ તો બસો માણસો આવી જતાં હશે. કોઇ સીલાઇ અને ખરીદીની ઘરાકી નિમિત્તે, કોઇ પુસ્તકો માટે, તો કોઇ કામ લેવા માટે. આ બધાને એ સ્વદેશી માલની ખરીદીનો આગ્રહ કરે. કોઇને ઉપદેશ આપવાનું ન ચૂકે. ઘામાં આવે તેની પાસેથી વ્રત લેવરાવી લે. અને આમ અનેકને સાંજ પડતાં ' મૂંડે '. જે કામ ભલભલી સભાઓથી ન થઈ શકે તે પ્રચારકામ આ દરજી સંચે બેઠો બેઠો કરતો.

આ વખતે મીલનું સુતર ને હાથવણાટનું કાપડ પહેલા નંબરનું ગણાતું. બગસરા અને અમરેલીનો આવો માલ અમે મંગાવતા અને ખૂબ ખપાવતા. પણ મોતીભાઇને આ માલ સાચો સ્વદેશી ન લાગ્યો. એને રેંટિયાની ખાદી જ શુદ્ધ સ્વદેશી લાગી. આ અરસામાં પૂ. બાપુજી સાથે અમારો સબંધ થઇ ગયો, અને તેઓશ્રીને પણ રેંટિયાનો અખતરો કરવાનો વિચાર આવેલ. મોતીભાઇ અને બાપુજીનો સુયોગ થયો અને મોતીભાઇએ આ અરસામાં કેટલુંક સુતર કંતાવીને બાપુજીને મોકલ્યું પણ ખરું. આમ ગૌ-સેવા અને રાષ્ટ્રીય શિક્ષણ સાથે મોતીભાઇની સ્વદેશી ભાવના ખીલી અને તેને એમણે ખૂબ વિકસાવી.

એમના પિતા વૈષ્ણવ ધર્મ પાળતા. ઘરના ધાર્મિક વાતાવરણની એમના ઉપર સારી અસર હતી. એમનું શરૂઆતનું જીવન કેવળ ધાર્મિક હતું. પરન્તુ ત્યારથી–રાષ્ટ્રીય ભાવનાનું તત્ત્વ એમના આ જીવનમાં ભળ્યું ત્યારથી–એમના ધાર્મિક જીવને પણ પલટો ખાધો. અંત્યજોની હડધૂત સ્થિતિને એ હિંદુ સંસારના કલંકરૂપ માનવા લાગ્યા. એમની દુકાન શહેરના મધ્યભાગમાં હોવા છતાં એ એમને ત્યાં આવતા અંત્યજોને છૂટથી અડકતા. અને ચૂસ્ત વેપારીઓનો ખોફ વહોરી લેતા.

બાળલગ્નની હાનિઓ તો એમણે એમના જીવનમાં જ અનુભવેલી. એટલે એમણે એમનાં બાળકોને પચ્ચીસ વર્ષ પહેલાં નહિ પરણાવવાનો નિશ્ચય કરેલો. દરજીની નાતમાં બાળલગ્નનો રિવાજ સાધારણ રીતે ઘર કરી ગયેલ છે. મોતીભાઇના પિતાની એમની જ્ઞાતિમાં આબરૂ સારી. એટલે એમના પિતાને તો મોતીભાઇના પુત્રોને જલદી પરણાવી નાખવાની ભારે હોંશ. એમના ઉત્સાહ સામે થતાં મોતીભાઇને ઘણું સહન કરવું પડેલું; છતાં આ કૌટુંબિક પ્રશ્ન ઉકેલવામાં એમણે વ્યાવહારિક દક્ષતા પણ સારી બતાવી; જેના પરિણામે એમના પિતાનો અને એમનો સબંધ સારી રીતે સચવાઇ રહ્યો. એ પોતે

તમારા છોકરા મારી સાથે આવશે ત્યાં સુધી હું તેમને અટકાવનાર નથી. પેલા ભાઇ આ સાંભળીને વધુ ક્રોધિત થઇને ધા કરવા જતા હતા ત્યાં પાછળથી અન્ય લોકોએ એનો હાથ ઝાલી લીધો અને ટોળું વિખરાયું.

આ પ્રસંગથી અમને વધુ બળ મળ્યું. મોતીભાઈની ખરી કસોટી થઈ ગઈ. એની આસપાસ જુવાનિયાનું જૂથ વધુ જામ્યું, અને નવાણો ગાળવાનું અમારૂં કામ ચાલુ રહ્યું. ત્યાર પછી તો માળોદના મારગનો કૂવો અને ફાકસરનો કૂવો એમ બે કૂવા અમે ગાળ્યા. કેમ્પના રસ્તે નદીમાં બે ચાર સુંદર વીરડા ગાળ્યા. આ દરેક ઠેકાણે વટેમાર્ગુઓને તૃષા છીપાવતા જ્યારે અમે જોતા ત્યારે અમને ઓર આનંદ થતો.

સ્ત્રીઓની ઉન્નતિ–તેમની કેળવણી–કુરિવાજ–વિધવાની દશા વગેરેના વિચારો મોતીભાઇને આવ્યા તે સાથે જ એ દિશામાં પણ ઉપરનાં કાર્યોની સાથોસાથ એમણે કેટલાંક કામો ઉપાડયાં. પુસ્તકાલયમાંથી સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકો અલગ કરી નવાં ખરીદી સ્ત્રીપુસ્તકાલય શરૂ કર્યું. કાલાંટાણે વાચનવર્ગ ખોલ્યા. ખાસ સ્ત્રીઓ માટે પણ ફરતાં પુસ્તકાલય કર્યાં; વિધવાઓને ઉદ્યમ મળે એટલા માટે મોજાં શીવવાં, હાથરૂમાલ, ટેબલ ક્લોથ વગેરે બનાવવાનો ગૃહઉદ્યોગ શરૂ કર્યો. આ ઉદ્યોગ માટે જરૂરી બધાં સાધનો એ લાવતા, બહેનોને આપતા અને સ્ત્રીઓ એમની દુકાનેથી ખુબ કામ લઈ જતી અને દિવસના રોટલા જેટલું નીરાંતે કમાતી અને એને આશીર્વાદ આપતી. બહેનોને મોતીભાઈ પાસેથી કામ મળતું એટલું જ નહિ પણ એ ઉપરાંત બીજું ઘણું મળતું. ભણેલી હોય તેને પુસ્તકો મળતાં, અભણને ભણી લેવાની પ્રેરણા મળતી. એ ઉપરાંત કાંઇ ને કાંઈ ઉપદેશ મળ્યે જ રહેતો–આથી ઘણી બહેનોનાં જીવન સુધરતાં. મોતીભાઇનો સ્વભાવ જ એવો હતો કે તેના પરિચયમાં જે કોઇ આવે તેને તે ઘડીકમાં અસર કરતા. અને એક વખત એના પરિચયમાં આવેલ માણસ બીજી વખત એની પાસે આવ્યા વિના રહેતો નહિ.

મોળાકત ( અલુણા વ્રત ) આવે ત્યારે કાઠિયાવાડમાં છોકરીઓ દેદો કૂટે છે. એ રિવાજ મોતીભાઇને સારો ન લાગ્યો. એટલે એ નદીમાં છોકરીઓને એકઠી કરે. રાસડા ગવરાવી ખાવાનું વહેંચે. દેદો નહિ કૂટવાનાં બે વેણ પણ કહે–રમતો રમાડે અને આનંદ અને ઉત્સવનું વાતાવરણ ઊભું કરે.

આમ સ્ત્રીજીવનની ઉન્નતિ માટે પણ એમની નજર પડેલી અને એના ટૂંક જીવનમાં એણે થોડુંક કરેલું પણ ખરું.

બાપુજી ઍની બેઝન્ટ, દાદાભાઇ નવરોજજી, ગોખલે, વગેરે દેશનેતાઓનાં જીવનચરિત્રો અમે સાથે જ વાંચી ગયા. મોતીભાઇએ નિશ્ચય કર્યો કે, જીવતા નેતાઓમાંથી બને તેટલાનો આપણે વઢવાણમાં ઉતારવા. બન્યું એવું, કે ગોખલેજીના સ્મારક ફંડ માટે મહાત્માજી રાજકોટ જતા હતા. અમને આ વાતની ખબર પડી. મોતીભાઇએ અમને કહ્યું, કે આપણે વઢવાણમાં મહાન પુરુષોને લાવવાનું વ્રત લીધેલ છે અને તેના અમલતરીકે બાપુજીને ઉતારવાનો આ લાગ સારો છે. મહાત્માજીને વઢવાણમાં આવવાનું નોતરું આપવાનો અમે નિશ્ચય કર્યો. આ વખતે એક વાત ધ્યાનમાં રાખવાની છે. અમે બધાય હતા વિદ્યાર્થી. કોઇની અઢેક જુવાનોથી વધુ આબરૂ નહિ. મોતીભાઇ પણ અમારી મંડળીના એટલે મોટા

મોતીભાઇ તેમના બે ચાર સાથીઓને લઇને આશ્રમ પહોંચેલા. એ માંદાની શુશ્રૂષા બાપુજીને ખૂબ સંતોષ થાય તેવી રીતે કરેલી.

મોતીભાઈનું જીવન તપસ્વી તો હતું જ, બાપુજીના પરિચયમાં આવ્યા તે પહેલાં તે સત્યાગ્રહી હતા. પરંતુ આશ્રમમાં રહી ગયા પછી તો વઢવાણમાં ગૃહજીવન ગાળતાં છતાં એણે ખરું આશ્રમજીવન શરૂ કરી દીધું.

બ્રહ્મચર્ય–અપરિગ્રહ–અસ્તેય વગેરે આશ્રમનાં પાંચે વ્રત એણે લીધાં અને તેનું સખ્ત પાલન એ કરતા. જીવનના છેલ્લા માસોમાં આ વ્રતો સાથે અલૂણા વ્રત પણ લીધું હતું. પાંચ ચીજ ઉપરાંત છઠ્ઠી ચીજ એ કદી ખાતા નહિ. એટલે કે શાકમાં તેલ આવે તો તે પણ ચીજ ગણાય. આમ ધીરે ધીરે એમના જીવનને એમણે ખૂબ તપસ્વી બનાવ્યું. છતાં ગૃહકાર્ય અને અન્ય વ્યવસાય હંમેશની મુજબ ચાલ્યો જતો. તેમનાં આવાં વ્રતોથી તેમના દૈનિક કાર્યમાં કશી યે આંચ આવતી નહિ, બલ્કે કેટલીક વખત એમને સ્ફૂર્તિ વિશેષ જણાતી. વીરમગામની લાઈનદોરીને અંગે પહેલાં કાઠિયાવાડના ઉતારૂઓનાં પોટલાં વીરમગામ સ્ટેશને તપાસાતાં. આથી ઉતારૂઓની હાલાકીનો પાર ન હતો. મોતીભાઇને આ વાત ખૂબ જ સાલતી. હું આગળ કહી ગયો છું તેમ મોતીભાઇના મનમાં એક વિચાર ખૂબ ઘોળાયા પછી તે તેનો અમલ કર્યે જ રહેતા. એમની ક્રિયાશક્તિ ઘણી હતી. વીરમગામના ઉતારૂઓનાં દુઃખો એમને અસહ્ય થઇ પડયાં અને ત્યાં સત્યાગ્રહની લડત શરૂ કરવી જોઇએ, એમ અમને પ્રથમ સૂઝયું. એમણે આ વાત બાપુજીને જણાવી અને એનું મહત્ત્વ તેમને ગળે ઊતર્યું. બાપુજીએ મોતીભાઇને જણાવ્યું, કે એ પ્રશ્ન હું ઉપાડું તો ખરો, પણ તમે સત્યાગ્રહમાં જોડાવા તૈયાર છો? મોતીભાઇએ કુરબાન થવાની ઇંતેજારી બતાવી. બાપુજીએ પ્રશ્ન ઉપાડયો. લાગતાવળગતા સરકારી અમલદારો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો અને વિના લડતે પોટલાં તપાસવાનું બંધ થયું. આમ એક સત્યાગ્રહનું ક્ષેત્ર એમના જીવનમાં બાકી રહી જતું હતું તે પણ તેમણે જોઇ લીધું. આ પ્રશ્ન વિષે લખતાં મહાત્માજીએ મોતીભાઇનો નામ-નિર્દેશ કર્યો છે.

તેમનો અભ્યાસ તો ચાર ગુજરાતી જેટલો જ હતો, પરંતુ ભાષા ઉપરનો કાબુ ભારે સરસ હતો. એ જ્યારે બોલતા ત્યારે જાણે કે સાંભળ્યા જ કરીએ એમ થતું. એકધારી એમની વાણી સતત વહે જતી. ભાષા સંસ્કારી આવતી. પોતાનો અભ્યાસ થોડો હતો તેનો અભખરો એમને જરાય ન હતો. હિંદીનું એમને ઘણું સારૂં જ્ઞાન હતું. પરંતુ એમને તો જ્ઞાનની જિજ્ઞાસા ઘણી હતી, તેથી એ વળી સેવાના બહોળા ક્ષેત્રમાં અંગ્રેજીની જરૂરિયાત છે એમ તે માનતા હતા; તેથી એમણે અંગ્રેજીનો અભ્યાસ ખૂબ ખંતથી શરૂ કરી દીધેલો. ઉપર જણાવ્યા તેવા અનેકવિધ અનિવ્યવસાય છતાં ત્રણ વર્ષમાં ત્રણ અંગ્રેજીનો અભ્યાસ એમણે સારી રીતે કરી લીધો. અને એટલું સાધી લીધા પછી તો વધુ ઝડપથી ચાલવાના એમના કોડ હતા.

સાહિત્યના ક્ષેત્રમાં પણ કાંઇક ફાળો આપવાનો જાણે કે રહી જતો હોય તેમ એમણે એમના છેલ્લા દિવસોમાં ઘણાં પ્રેરક ભજનો લખેલાં. એમાં આવતાં રૂપકો—દાખલાઓ ઘણા જ મૌલિક હતા. એ સૂત્રોમાં બહુ માનતા અને પોતાના જ વિચારોના મંથન પછી

હવે જણાય છે. એ કહેતા "આત્માના દઢ નિશ્ચય પાસે પથ્થર પણ પીગળે છે એ વાત હું સો ટકા સાચી માનું છું; તો આ કાદરી શી વિસાતમાં છે?" "મારા દિલને વધુ પવિત્ર બનાવી હું કાદરીને પીગળાવીશ." પોતાના આ અખતરા સાથે એણે વધુ વ્રત પણ લીધાં. અને રોજ કચેરીએ જવાનું ચાલુ રાખ્યું. કાદરી રોજ તેના સામું જુએ. નજરે નજર મળે. મોતીભાઈ પાંચ સાત મિનિટ તેની નજરે પડે તેમ બારણા બહાર બેસી ચૂપચૂપ બોલ્યા ચાલ્યા વિના દુકાને ચાલ્યા જાય. આ પ્રમાણે માસ દોઢ માસ ચાલ્યું. કાદરીને કાંઇ અસર નથી થવાની એમ અમને લાગ્યું. ત્યાં એકાએક દરબાર સાહેબના જન્મદિવસના દિવસે ભાષણ કરતાં કાદરી સાહેબે કહેલ ભાષણના સમાચાર એમને મળ્યા. કાદરી સાહેબ બોલેલા કે "આ ગામમાં એક દરજી રહે છે અને તે કેટલાંક સેવાનાં કાર્યો કરે છે. તેના આવા ઉપયોગ માટે તેની અરજીમાં તેણે જણાવ્યા મુજબ જડેશ્વર પાસેની જમીન તેને આપવાનો અમારો વિચાર છે."

આ ઉદ્ગારો સાંભળી મોતીભાઇને કેટલો આનંદ થયો હશે? અમારા આનંદની તો અવધિ જ નહોતી. હવાઇ કિલ્લા જેવા જ માનેલ મનોરથો હવે તો હાથવેંતમાં છે, એમ અમને થઇ આવેલું. પણ ઇશ્વરેચ્છા કોઇ જુદી જ હતી.

૧૯૭૩ ના પ્લેગનો ઝપાટો આખા ગુજરાત કાઠિયાવાડમાં લાગ્યો, તેમ વઢવાણમાં પણ લાગ્યો. વઢવાણની શેરીઓ અને બજારો નિર્જન બની. સૌ પોતાની જિંદગી બચાવવા જ્યાં ફાવ્યું ત્યાં નાઠાં. મોતીભાઇને અમે વઢવાણ બહાર નીકળવા ખૂબ વિનવ્યા તો જવાબ મળ્યો: "ગાંડિયાઓ, મોત કોઠીમાં પૂરાયે પણ કોઇને મૂકનાર નથી. મૃત્યુ આવવાનું હશે તો ગમે ત્યાં જઇશ ત્યાં આવશે, તો અહીં જ રહી ગામમાં બાકી રહેલ નિરાધારોની સેવા કાં ન કરવી?" અમે તો સગાંવહાલાં સાથે વઢવાણની બહાર નીકળ્યા. મોતીભાઇ ગામમાં જ રહ્યા. માંદાની માવજત કરે અને ઇશ્વરભજન કરે.

સેવા કરતાં કરતાં એને ચેપ લાગ્યો, મરણપથારીએ પડયા અને ઇશ્વરને કરવું તે તે અકસ્માતમાંથી બચી ગયા, સહેજ ઠીક થયું તો ખુલ્લામાં આવી બેસવા લાગ્યા. પરોઢિયે પ્રાર્થના તો ચૂકાય જ કેમ? આમ પરોઢિયાની ખુલ્લી હવાથી ન્યુમોનિયા લાગ્યો અને તેમનું મૃત્યુ થયું. પાંચ વર્ષના સમાજસેવાના એમના ટૂંક જીવનમાં એમણે કેટલી ય દિશાઓ ખેડી નાખી. એમના પૂર્વજન્મનાં અધૂરાં રહેલ કાર્યો બહુ ઝડપથી જાણે પૂરાં કરવાને જ એમનો અવતાર ન હોય તેમ ખૂબ ઝડપથી ઘણી દિશાઓમાં એમણે માથું માર્યું.

તેમના જીવનના કેટલાક કિસ્સાઓ ટાંકી એમની આ કથા પૂરી કરીશ. એ માનતા કે ખાતાં પીતાં આપણે જે વિચારો કરીએ છીએ તેને આપણા જીવનના ઉત્કર્ષ સાથે ગાઢ સંબંધ છે. આથી પાણી પીતાં કે કાંઇ પણ ખાતાં એ ખૂબ શાંતિ જાળવતા. અને તે વખત જીવનની ઉન્નતિના સદ્વિચારો જ કરતા. એમની દઢ માન્યતા હતી, કે ભોજનનું અણુએ અણુ કોઈ પવિત્ર વાતાવરણથી પવિત્ર થઇને શરીરમાં ભળે છે; તેની ઓર અસર જીવન ઉપર થાય છે.

જાહેર જીવનમાં પડયા, પણ તેવાં કાર્યો માટે ભીખ માંગવાનું એમને ખાસ ન રૂચતું. ખાસ મિત્રો સિવાય એ ક્યાંય વેણુ ન નાખતા, અને તેમ ન છૂટકે જ. ચાલે ત્યાં સુધી તો પોતે ગરીબ હતા છતાં પણ વધુ ગરીબ બનીને પોતાના ઘરના પૈસા જ ઘણે ભાગે ખરચતા.

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ].

## કડવા પાટીદાર ( કણબી )×

પાટીદાર કોમ ચારપાંચ વિભાગમાં વહેંચાયલી છે: લેવા પાટીદાર, કડવા પાટીદાર, આંજણા, મતીઆ, ભગત વગેરે. લેવા અને કડવામાં ખાનપાનનો વહેવાર છે. આ બે કોમો આંજણા, મતીઆ અને ભગતને હલકા ગણે છે તેથી તેમની સાથે એક પંગતે બેસી જમતા નથી. કન્યા વહેવાર તો કડવા અને લેવામાં પણ નથી તો આંજણા, મતીઆમાં હોય જ ક્યાંથી ?

યેવલા( નાસિક )ના એક કડવા પાટીદારે લેવાને પોતાની કન્યા આપ્યાનું મા.. જાણમાં છે.

ગુજરાતમાં કડવા પાટીદારની વસ્તી અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, પાટડી, વીરમગામ, ધોરાજી, ભાવનગર, પાટણ અને તેના જિલ્લામાં તથા કાઠિયાવાડનાં ગામોમાં છે. ગાયકવાડ સરકારના કડી, કલોલ, મહેસાણા તાલુકામાં વિશેષ છે. કુલ વસ્તી ૧૪ લાખની ગણાય છે.

ગુજરાત બહાર માળવામાં કડવા પાટીદાર વસે છે તથા દક્ષિણમાં બુરાનપુર, ઔરંગાબાદ, યેવલા ( નાસિક ) તથા રાજપૂતાનામાં કીશનગઢમાં થોડાંક ઘર છે.

કડવા પાટીદાર ઉત્તરમાંથી આવ્યા એમ મનાય છે. ગાયકવાડી રાજ્યના ઊંઝા ગામમાં સ્થિર થયા. ત્યાં પોતાની કુળદેવી ઉમિયા માતાનું મંદિર છે. ત્યાંથી ધીમે ધીમે દક્ષિણ તરફ અને પૂર્વમાં પથરાયા જણાય છે.

સ્થળાંતર થતાં લગ્નવહેવાર બંધ થયા. આવવા જવાની સગવડ ઓછી હોવાથી દૂર દૂર કન્યા આપવી-લેવી અગવડભર્યું લાગવાથી જ્યાં વસ્યા ત્યાં જથા બંધાઇ ગયા. અને લગ્નવહેવાર પોતાના જથામાં જ થવા લાગ્યો.

કડવા પાટીદારની વસ્તી ગામડામાં જ હતી. તેઓ ખેતી કરતા હતા. વંશપરંપરાગત ધંધો ખેતીનો જ હતો. ગામડામાં હાલ ખેતી એ મુખ્ય ધંધો છે જ. જેની પાસે નાણાંની સગવડ છે તેઓ ધીરધારનો ધંધો અને બીજા વેપાર કરે છે.

શહેરોમાં આવી વસ્યા તેમણે ખેતી છોડી દીધી છે. ગામ કરતાં સારો ધંધો મળવાથી અગર દેવામાં ડૂબી જમીન વગરના થવાથી શહેરોમાં જવાનું થાય છે. પહેલા તો સારે ધંધે ચઢે છે, પણ બીજાને મિલોમાં અગર બીજે જાતમજૂરી કરવી પડે છે.

× કણબી શબ્દ હલકો મનાવા લાગ્યો તેથી થોડાં વર્ષથી પાટીદાર શબ્દ વપરાવા લાગ્યો છે. આ લેખમાં એ જ શબ્દ—પાટીદાર—વપરાયો.

કોરુ, ગરીસ, ખવાસ, ચાટલુ, ગધેડી, ચામડુ, લાડીઆ, લાવશી, ચુડગર, ગવાર, શાકવાળા, સીતવાળા, હીંગળોકવાળા, ચોધરી, મહાદેવીઆ, છીંકણીવાળા, ગોળવાળા, મહેતા, છાપગર વગેરે ઘણી અટકો છે. એ જાણી પરજ્ઞાતિના સજ્જનોને હસવું આવશે, પણ એ અટકોવાળા પોતાને એ નામે સંબોધાતાં માન માને છે–ખુશી થાય છે. ગામડાંમાં સ્થાનિક અટકો હોય છે.

ગોત્ર અને પર્વ જેવું કાંઇ નથી. તેમ વેદ અને શાખા પણ નથી.

કડવા પાટીદારની ઉત્પત્તિની દંતકથા માનવા જેવી નથી. નાતના બારોટો–વહીવંચા છે તેમની પાસેથી ઉત્પત્તિનો કાંઈ ઇતિહાસ મળી શકતો નથી. એમની નોંધો વિશ્વાસપાત્ર નથી. ઘણી નોંધો ખોટી હોવાની ખાત્રી કરેલી છે. હવે બારોટો–વહીવંચાનું જોર ઓછું થયું છે. કેટલેક ઠેકાણે તેમને પેસવા દેવામાં આવતા નથી.

પાટડીના દરબાર કડવા પાટીદાર છે. તેઓના કુટુંબમાં તરવાર રાખવાનો અને ખાંડાથી પરણવાનો રિવાજ છે. વરરાજાનો પહેરવેશ અન્ય ન્યાતોને મળતો જ રહે છે, તેમજ વૈધવ્યમાં વિધવાને કાળો સાલ્લો પહેરવો પડે છે. શોકમાં બૈરાં કાળા સાલ્લા પહેરે છે. પુરુષો ધોળી, કાળી, લીલી પાઘડીઓ પહેરતા હતા; પણ હવે પાઘડીઓ જ નીકળી ગઇ છે. ઘણા ખરા ટોપીઓ પહેરે છે, પણ જેઓ પાઘડીઓ પહેરે છે તેઓ શોકમાં ધોળી, કાળી, લીલી પાઘડી પહેરે છે. લગ્નપ્રસંગે કેટલાક જાગ તેડે છે. કોઇ માતાએ છેડાછેડી છોડવાનું હતું તે બધું હવે અદશ્ય થતું જાય છે.

ઇષ્ટદેવ તો કોઇ નથી, પણ ઇષ્ટદેવી છે. ઊંઝા ગામમાં ઉમિયામાતા ઇષ્ટદેવી છે. તે કડવા પાટીદારની કુળદેવી છે. એ સિવાય અંબાજીમાતા, બહુચરાજીમાતાને પણ કડવા પાટીદારો માને છે. અન્ય કોમો માને છે તે જ પ્રમાણે અંબાજી અને બહુચરાજીની માનતા કરવામાં આવે છે. કડવા પાટીદારો હિંદુ દેવદેવીને પૂજે છે તે ઉપરાંત મુસલમાનોના પીરોને પણ પૂજે છે. પીરાણા, મીરાં દાતાર અને આગાખાનને માનનારા છે. નારદીપુરના ગાંધી ( અટકવાળા, અમદાવાદ રહે છે તે ) અને કડવા પોળ, જદા ભગતની પોળવાળા કડવા પાટીદારો આગાખાની છે; પણ હવે તેઓમાંના ઘણાએ મુસલમાની પંથનો ત્યાગ કર્યો છે.

કડવા પાટીદારોમાં દેસાઇ અને અમીનો છે: પાટડીના ચોક–દરબાર અને કુટુંબ તથા બીજા દેસાઇઓ છે. વીરમગામના દરબાર પણ દેસાઈ છે. ગોઝારિયામાં અમીનો છે. આ દેસાઈ અને અમીનો પોતાની દીકરીઓને અમદાવાદમાં આઢિયામાં અને સુરતમાં આપે છે. એ દીકરીઓનાં માબાપ પોતાની દીકરી કયાં આપવાથી પોતાનું સારું દેખાશે એની બહુ કાળજી રાખે છે, દીકરીને સુખ થશે કે દુઃખ તેની જરા પણ દરકાર કરતા નથી; તેથી ઘણી દીકરીઓ દુઃખ પામતી હતી. એકાદ મહિના ઉપર જ પાટડીના એક દેસાઇએ પોતાની દીકરી સારો મુરતિયો જોઇને પણ આઢિયાનો નહિ એવા પાટીદારને આપી પ્રણાલિકાનો ભંગ કર્યો છે. તેમજ અમદાવાદના એક કુળવાને પણ એવો જ પ્રણાલિકાભંગ કરીને પોતાની દીકરીના સુખ તરફ લક્ષ્ય આપીને ( જૂની માન્યતા પ્રમાણે ના દેવાય એવે ઠેકાણે ) એક સુશિક્ષિત યુવાનને આપી છે. આ બે સજ્જનોએ સારા દાખલા બેસાડયા છે. પણ તેમને ખમવું તો પડયું જ હતું.

લગ્નદિવસ નક્કી થયા: કોઇએ લશ્કરીવાળાનાં લગ્ન વધાવ્યાં અને બીજાઓએ પરેલવાળાનાં વધાવ્યાં. લોકોને એક દિવસનાં લગ્ન પસંદ નહોતાં, પણ દબાયા ચંપાયા રૂઢિને અનુસરતા હતા, તેથી એકને બદલે બે દિવસ પસંદ પડયા. લશ્કરીનો લગ્નદિવસ ચૈત્ર વદ ૧૦ નો હતો અને પરેલવાળાનો વૈશાખ સુદ ૩ નો હતો. એ બે દિવસ ઉપરાંત ત્રીજે દિવસે એટલે ચૈત્ર સુદ પૂનમને દિવસે એક લગ્ન સાબરમતી સ્ટેશન પર કડવા પાટીદારમાં થયું તેથી કડવા પાટીદારો રૂઢિના બંધનમાંથી છૂટયા અને તે વર્ષમાં આખો વૈશાખ મહિનો તથા જેઠ માસના શુક્લ પક્ષમાં સેંકડો કડવા પાટીદારનાં છોકરાં છૂટા લગ્ને પરણ્યાં. ત્યારપછી આ વીસ વર્ષના ગાળામાં છૂટાં લગ્ન થતાં રહ્યાં છે. શહેરોમાં થયાં છે તેમ ગામડાંમાં પણ થયાં છે, ફક્ત ઊંઝા ગામમાં હજુ સુધી એક પણ લગ્ન છૂટાં લગ્ને થયું નથી. ઊંઝા સિવાય લગ્ન કાઢવામાં જે ૧૧ ગામો સામેલ રહેતાં હતાં તે ગામોમાં પણ લગ્ન છૂટી તિથિએ થયાં છે. પરેલવાળા અને લશ્કરી એમ બન્ને તરફથી લગ્ન નક્કી થતાં હતાં, તેની લવાદીનો પ્રયત્ન થયો હતો પણ લવાદી પક્ષકારોએ કબૂલ રાખી નહોતી. ટૂંકમાં, આ પ્રશ્નના ઇતિહાસમાં કેટલાક કાર્યકર્તાઓની બેવચનાઇથી ઘણી જ ખટપટ થએલી, પણ તેનો લાભ નાતને એ મળ્યો કે નાત ધીમે ધીમે આ અર્થહીન રૂઢિમાંથી મુક્ત થઇ. ૧૯૦૧ માં દ્વારિકા શારદાપીઠના શંકરાચાર્યે પણ આ રિપોર્ટ અશાસ્ત્રીય હોવાનો પત્ર લખ્યો હતો.

કડવા પાટીદારમાં વિધવા વિવાહની છૂટ છે, પ્રતિબંધ નથી; છતાં ઘણી વિધવાઓ નાતરે જતી નથી. અખંડ વિધવાધર્મ ખુશીથી પાળે છે. તેમાં કેટલીક બાળવિધવાઓ (અક્ષતયોનિ નહિ) હોય છે. વિધવાને એક દુઝણી ભેંસ મળી જાય તો ઘીદૂધ વેચીને પોતાનો ગુજારો કરી શકે છે.

બાળલગ્નને લીધે સંસાર વહેલા મંડાય છે, તેને પરિણામે સ્ત્રીનાં શરીરો નબળાં થાય છે અને સુવાવડનું મરણપ્રમાણ વધે છે.

કડવા પાટીદારોનાં લગ્નોમાં બાંહ્યવર અને ફૂલના દડાનો એક વિચિત્ર રિવાજ છે, તે નીચેના દાખલાથી સમજાશે. ધારો કે એક પિતાને બે પુત્રીઓ છે તેમાંની મોટી દીકરીને પરણાવી. તે લગ્ન થઇ ગયા પછી નાની દીકરીને પણ એ જ વર સાથે પરણાવવાની ક્રિયા કરે છે. એ વર બાંહ્યવર કહેવાય છે. એ ક્રિયા પણ બાંહ્યવરની ક્રિયા કહેવાય છે. એ ક્રિયા થઇ ગયા પછી નાની દીકરી રાંડી હોય એવી વિધિ કરે છે. તે દીકરીને સ્નાન કરાવે છે વગેરે. અને પેલા વરને રૂ. ૧૨ (અગર કાંઇ વધારે ઓછું) આપવામાં આવે છે. એની ફારગતી પણ લેવાય છે. નાની દીકરીને રાંડેલી ગણીને મોટી થયે નાતરે દઇ શકાય છે. આ પ્રમાણે કોઈ છોકરી કુંવારી રહી જતી હોય ત્યારે કોઈ પણ વર સાથે ફેરા ફેરવીને બાંહ્યવર લગ્ન કરી શકાતાં હતાં. કોઇ પણ છોકરીને ઉપર કહ્યું તેમ બાંહ્યવર સાથે પરણાવવાનું બની ના શકે ત્યારે ફૂલના દડા સાથે છોકરીને પરણાવવામાં આવતી હતી. લગ્નવિધિ થઇ રહ્યા પછી ફૂલના દડાને કૂવા કે તળાવમાં નાખી દેવામાં આવતો હતો, અને છોકરી રાંડી હોય એવો વિધિ થતો હતો. તે છોકરીને પણ મોટી થયેથી નાતરે આપવામાં આવતી હતી. કડવા પાટીદારનાં લગ્નમાં કાંઇ જ વિધિ થતી નથી. ફક્ત ફેરા ફેરવી દીધા એ જ બધી ક્રિયા મનાય છે. તેથી જ એક કહેવત પ્રચલિત છે: "દોઢ છાણું ને ડોકલી ઘી, કડવા પરણે રાત ને દી."

નાતમાં સુધારા કરવા માટે શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ સ્થપાયું છે. તે સંસ્થા ગાટઠીના દરબાર સ્વ. સૂર્યમલસિંહજીએ ૧૯૧૨ માં સ્થાપેલી. એ દરબારને ઘણું કરવાની ઉમેદ હતી, પણ નાતના દુર્ભાગ્યે તેઓ બીજે જ વરસે દેવલોક પામ્યા. અત્યારે એ સંસ્થાનો વહીવટ બે કુળવાનો બથાવી પડ્યા છે. ૧૬ વર્ષથી આશરે ૧૦ છોકરાની એક બોર્ડિંગ ચલાવવામાં આવે છે. તે સિવાય સંસ્થાના બીજા ઉદ્દેશોનો આરંભ પણ કર્યો નથી. સંસ્થા તરફથી વિદ્યાર્થીઓને સ્કૉલરશીપો અપાય છે તે પક્ષપાતથી અપાય છે, લાયક વિદ્યાર્થીને ભાગ્યે જ મળે છે. ગયા વર્ષના જુન મહિનામાં એક યુવકને સુપરિન્ટેન્ડન્ટ નીમ્યો તેણે કેટલાક છોકરાને બોર્ડિંગમાં દાખલ કર્યા નહિ. તેમણે સ્વાશ્રયી છાત્રાલય કાઢ્યું. તેમાં મહિને સાડાનવ રૂપિયા ખર્ચ આવે છે. અને તેમાં હાલ ૧૫ વિદ્યાર્થી છે. ગઇ દિવાળીમાં હિતવર્ધક મહામંડળની બોર્ડિંગમાં એક વણિકને સુપરિન્ટેન્ડન્ટ નીમ્યો. છોકરાઓના કહેવા પ્રમાણે તેના ત્રાસથી ૫૦ છોકરાઓ બોર્ડિંગમાંથી ઊઠી ગયા ત્યારે ત્યાં ફક્ત પાંચ જ છોકરા રહ્યા હતા. કરણ ગામે જ્ઞાતિની પરિષદ ભરાઇ તેમાં પેલા ૫૦ છોકરા માટે ઉઘરાણું થતાં રૂ ૧૫૦૦ મળ્યા. તેમાંથી તેમને માટે બે મહિનાથી બોર્ડિંગ ઉઘાડી છે એટલે હાલ ત્રણ બોર્ડિંગો થઇ છે. મંડળની બોર્ડિંગમાં હાલ ૧૫ છોકરા છે.

આ લેખમાં કોઇને પણ માઠું લગાડવાને લખ્યું નથી. ખરી હકીકત જણાવીને જ્યાં નબળાઇ હોય તે કાઢી નાખવા વિનતિ કરી છે. નબળાઇઓ સંઘરી રાખવાથી ઉન્નતિ થઇ શકતી નથી.

ગોયરબરોડ, અમદાવાદ.
તા. ૩૧-૩-૩૦

હીરાલાલ વસંતદાસ

### ભૂતકાળમાં હિંદ

પૃથ્વી પર મનુષ્ય અવતર્યો ત્યારથી જીવન ટકાવી રાખવાની તેની શક્તિ, તેની શક્તિના તથા બુદ્ધની ઈચ્છાના પ્રમાણમાં હતી. પ્રાચીન લોકોનો તથા હિંદુસ્તાનની સંસ્કૃતિનો અભ્યાસ આ સત્યને અજાયબ રીતે સાબીત કરે છે.

પ્રૉ. હયુઇ

× × × ×

નીલની ખીણો પાસે પિરામીડ ઊભી કર્યાં પહેલાં, જ્યારે યુરોપી સંસ્કૃતિના કેંદ્રો સમા ગ્રીસ અને ઇટલી જંગલી અવસ્થામાં સબડતા હતા ત્યારે હિંદ દોલત તથા ભવ્યતાનું ધામ હતું.........હિંદની પ્રાચીન સ્થિતિ અસાધારણ ભવ્ય હોવી જોઈએ.

× × × ×

મેસિડોનિયાના સમ્રાટની સ્વારી પહેલાં હિંદ વિષે યુરોપ જે સઘળું જાણતું હતું તે તેના સુવર્ણ, મોતી, તેજાના અને મોંઘાં વસ્ત્રો દ્વારા હતું.

જ્હૉન કૂપર

ત્યાં ( હિંદમાં ) સહીસલામતી હતી, સ્વાતંત્ર્ય હતું, ત્યાં ધનિકો તેમજ ગરીબો નહોતા. ...... રાસ ડૅવિડસ કૃત બુદ્ધિસ્ટ ઇંડિયા ( પૃ. ૪૯ )

### મુસલમાની જીત વખતે

તે ( મલેક કાફુર ) લૂંટ તરીકે તેની સાથે ૬૦૦ મણ ચોખ્ખું સોનું, ૭ મણ મોતી, ૨ મણ હીરા, માણેક, નીલમ, ૧૦૦૦ મણ રૂપું, ૪૦૦૦ રેશમના તાકા અને બીજી અસંખ્ય મૂલ્યવાન વસ્તુઓ લઈ ગયા.

કાફુરની સ્વારી ( ઓરીઅન્ટલ હેરલ્ડ )

× × × ×

'આ સ્વારીમાં, વજન થવાથી સિપાઇઓ રૂપું ફેંકી દેતા એમ કહેવાતું. જ્યારે સોનું પુષ્કળ મળી શકતું હતું. .................. ( ઓરીએન્ટલ હેરલ્ડ. )

કેપ ઑફ ગૂડ હોપથી શાંઘાઈ સુધીના દરેક બંદરે, જુદી જુદી તરેહનો હિંદનો માલ પુષ્કળ જથ્થામાં ગમે તે ખરીદી શકતો....... માર્કોપોલો, ૧૨ મી સદી.

× × × ×

બાર લાખ મનુષ્યોની વિશાળ વસ્તીવાળું ગુર શહેર, ભવ્ય મકાનો અને છાયાવાળાં વૃક્ષોની હારવાળા સીધા મોટા રસ્તાઓ સહિત એટલું તો મોટું છે અને શેરીઓ લોકો તથા વ્યવહારથી એટલી બધી ભરપૂર હોય છે કે, તેઓ એક બીજાને ભટકાયા સિવાય રસ્તો કરી શકતા નથી. અને જેઓ ઘોડેસ્વારમાં અથવા અમીર ઉમરાવોની સ્વારીના હાથી વચ્ચે પડે તે તે પ્રાણીઓના પગ તળે કચરાઇ જઇને ત્યાં ને ત્યાં મરણને શરણ થાય છે.

( ડી. બેરોનાં સંસ્મરણો ૧૨૫૮ A. D. )

### બ્રિટિશ જીતના સમયે

બંગાળ એવો દેશ છે, કે જેની દોલત અખૂટ છે અને તે તેના માલિકને જગતમાં સૌથી શ્રીમંત બનાવવાની શક્તિ ધરાવે છે.

( ક્લાઈવના પત્રો ૧૭૬૧ )

× × × ×

છે. તેઓ બધાં ગરીબ દેખાય છે અને જીવવાની રજા માટે મજૂરી કરતાં હોય છે. તેઓ નબળાં અને ઉદાસીન દેખાય છે.

સર ફ્રેડ્રિક ફ્રીઝ

એ નિઃશંક વાત છે કે આ વખતે બ્રિટિશ હિંદમાં ભાગ્યે જ એવું કોઇ ગામ હશે કે જે માથાભર દેવામાં ડૂબેલું નહિ હોય—૧૮૮૦

(રીપનની હકુમત હેઠળનું હિંદ)

આગળ જોતાં પણ હિંદ નબળું પડતું જાય છે. આપણા શાસન નીચે વિશાળ જન-સમૂહનું પ્રાણતત્ત્વ ધીમે ધીમે પણ પ્રતિદિન વધારે ત્વરાથી, હલકું પડતું જાય છે.

એ. એચ. હિંડમેન ૧૯૧૫

× × × ×

વ્યવસ્થા અને ભક્ષણનીતિ એક જ સરકારનાં બે કાર્યો છે !

લૉર્ડ કર્ઝન (સીલ્યરનું ભાષણ ૧૯૦૨)

રોમને ઇંગ્લંડ જેમ અચાનક છોડવું પડ્યું, તેમ બ્રિટનને હિંદુસ્તાન છોડવું પડે તો તે એવો દેશ છોડી જશે, કે જેમાં કેળવણી, આરોગ્ય કે પૈસો કાંઇ નહિ હોય.

સર ડેનિયલ હેમિલ્ટન

## બ્રિટિશ રાજતંત્રનો સિદ્ધાંત

જાતિ વિરુદ્ધ જાતિ અને જ્ઞાતિ વિરુદ્ધ જ્ઞાતિને લડાવવાની આપણી સાચી નીતિ હોવી જોઇએ. વેસ્ટ મિન્સ્ટર રીવ્યુ ૧૮૫૮

× × × ×

હિંદુઓ અને મુસલમાનોને તથા દેશી રાજ્યોને નાનાં રાજ્યો સાથે લડાવીને બ્રિટિશ રાજ્યની સ્થાપના થઇ.

ઇન્ટરનેશનલ સ્ટડી ક્લબ બુલેટીન નાં. ૨ ટોકિયો (૧૯૨૫)

હિંદમાં સત્તા જારી રાખવા માટે તથા આપણી સત્તા સાર્વત્રિક તથા સંપૂર્ણ બનતી અટકાવતી દરેક રાજકીય સંસ્થાનો તથા દરેક સામાજિક રિવાજનો આપણે નાશ કરવો જોઇએ.

ધી ટાઇમ્સ (૨૯, જુન ૧૮૫૭)

હિંદમાં સરકારનો સિદ્ધાંત સાદી નિરંકુશતા છે અને હોવો જોઇએ. પશુબળ અને ન્યાય તથા સમજના બળની નિરંકુશતા વચ્ચે આપણી પસંદગી કરવાની છે.×

હેરીઅટ માર્ટીનો (૧૮૫૭ મે)

વાંકાનેર
૨૧: ૧૦:'૨૯

છોટાલાલ માનસિંગ કામદાર

---

-જ્ઞાનાંજન નિયોગીના "ઇંડિયા" પરથી અનુવાદ.

× "પ્રસ્થાન"ના જેઠ માસના અંકમાં 'જ્ઞાનગોચરી' વિભાગમાં પૃષ્ઠ ૧૪૫ ઉપર Arkar છપાયેલ છે. તેનો ગુજરાતી શબ્દ મળ્યો નહોતો તેથી અદદ હશે? તેમ પ્રશ્ન પૂછેલ છે. એક મિત્ર ધ્યાન ખેંચે છે કે તે 'વરદાગ' છે.

છે. તેઓ બધાં ગરીબ દેખાય છે અને જીવવાની રજા માટે મજૂરી કરતાં હોય છે. તેઓ નબળાં અને ઉદાસીન દેખાય છે.

**સર ફ્રેડ્રિક ટ્રીવ્ઝ**

એ નિઃશંક વાત છે કે આ વખતે બ્રિટિશ હિંદમાં ભાગ્યે જ એવું કોઇ ગામ હશે કે જે માથાભર દેવામાં ડૂબેલું નહિ હોય—૧૮૮૦

**( રીપનની હકુમત હેઠળનું હિંદ )**

આગળ જોતાં પણ હિંદ નબળું પડતું જાય છે. આપણા શાસન નીચે વિશાળ જનસમૂહનું પ્રાણતત્ત્વ ધીમે ધીમે પણ પ્રતિદિન વધારે ત્વરાથી, હલકું પડતું જાય છે.

**એ. એચ. હિંદમેન ૧૯૧૫**

× × × ×

વ્યવસ્થા અને ભક્ષણનીતિ એક જ સરકારનાં બે કાર્યો છે !

**લૉર્ડ કર્ઝન ( સીલ્યરનું ભાષણ ૧૯૦૨ )**

રોમને ઇગ્લંડ જેમ અચાનક છોડવું પડયું, તેમ બ્રિટનને હિંદુસ્તાન છોડવું પડે તો તે એવો દેશ છોડી જશે, કે જેમાં કેળવણી, આરોગ્ય કે પૈસો કાંઇ નહિ હોય.

**સર ડેનિયલ હેમિલ્ટન**

## બ્રિટિશ રાજતંત્રનો સિદ્ધાંત

જાતિ વિરુદ્ધ જાતિ અને જ્ઞાતિ વિરુદ્ધ જ્ઞાતિને લડાવવાની આપણી સાચી નીતિ હોવી જોઇએ. **વેસ્ટ મિન્સ્ટર રીવ્યુ ૧૮૫૮**

× × × ×

હિંદુઓ અને મુસલમાનોને તથા દેશી રાજ્યોને નાનાં રાજ્યો સાથે લડાવીને બ્રિટિશ રાજ્યની સ્થાપના થઇ.

**ઇન્ટરનેશનલ સ્ટડી કલબ બુલેટીન નાં. ૨ ટોકિયો ( ૧૯૨૫ )**

હિંદમાં સત્તા જારી રાખવા માટે તથા આપણી સત્તા સાર્વત્રિક તથા સંપૂર્ણ બનતી અટકાવતી દરેક રાજકીય સંસ્થાનો તથા દરેક સામાજિક રિવાજનો આપણે નાશ કરવો જોઇએ.

**ધી ટાઇમ્સ ( ૨૯, જુન ૧૮૫૭ )**

હિંદમાં સરકારનો સિદ્ધાંત સાદી નિરંકુશતા છે અને હોવો જોઇએ. પશુબળ અને ન્યાય તથા સમજના બળની નિરંકુશતા વચ્ચે આપણી પસંદગી કરવાની છે.×

**હેરીઅટ માર્ટીનો ( ૧૮૫૭ મે )**

**વાંકાનેર**
**૨૧: ૧૦: ૨૯**

**છોટાલાલ માનસિંગ કામદાર**

---

¹ જ્ઞાનાંજન નિયોગીનાં "ઇંડિયા" પરથી અનુવાદ.

× "પ્રસ્થાન"ના જેઠ માસના અંકમાં 'જ્ઞાનગોચરી' વિભાગમાં પૃષ્ઠ ૧૪૫ ઉપર Arkar છપાયેલ છે. તેનો ગુજરાતી શબ્દ મળ્યો નહોતો તેથી અડદ હશે ? તેમ પ્રશ્ન પૂછેલ છે. એક મિત્ર ધ્યાન ખેંચે છે કે તે 'વરદાળ' છે.

[હે માતા ! તું પ્રતાપ જેવા પુત્રરત્નને ઉત્પન્ન કર, જેને અકબ્બર ઓશિકા આગળનો ।પ સમજીને સૂતેલો ચમકીને ઊઠે છે. ]

અઇરે અકબરિયાહ, તેજ તુહાલો તંરકડાઃ
નમ નમ નીસરિયા, રાણ બિના સહ રાજવી. ૪

[ હે અકબર, તારો પ્રતાપ જોઇને મહા આશ્ચર્ય થાય છે; જેની આગળ મહારાણા ્રવાયના સૌ રાજવીઓ ઝૂકી પડ્યા. ]

સહુ ગાવડિયો સાથ, એકણ બાડૈ બાડિયોઃ
રાણ ન માની નાથ, તાઁડે સાઁડ પ્રતાપસી. ૫

[ હે અકબર ! તેં ગાયરૂપી સૌ રાજાઓને એક વાડામાં એકત્ર કર્યા છે. પરન્તુ ।ઢ-( સાઁડ ) રૂપી પ્રતાપસિંહ તારી નાથને ન માનતાં આજે ગરજી રહ્યો છે. ]

પાતલ પાઘ પ્રમાણ, સાઁઝી સાઁગા હર તણીઃ
રહી સદા લગ રાણ, અકબરસૂઁ ઊભી હર અણી. ૬

[ મહારાણા સંગ્રામસિંહના પ્રતાપસિંહની પાઘડી જ ગણતરીમાં સાચી છે જે અકબર ।ન્મુખ અણનમ રહી. ]

ચોથો ચીતોડ઼ાહ, બાઁટો બાજંતી તણોઃ
માથે મેવાડ઼ાહ, થારૈ રાણ પ્રતાપસી. ૭

[ હે ચિત્તોડના સ્વામી મહારાણા પ્રતાપસિંહ ! હે મેવાડપતિ ! પાઘડી તારા જ શેર પર છે. ]

અકબર સમદ અથાહ, તિહઁ ડૂબા હિન્દૂ તુરકઃ
મેવાડ઼ો તિણ માહઁ, પોયણ ફૂલ પ્રતાપસી. ૮

[ અકબરરૂપી અથાગ સમુદ્રમાં હિન્દુ તુરક સૌ ડૂબી ગયા; પરન્તુ મેવાડનો નાથ પ્રતાપ એમાં કમળના ફૂલ સરીખો જ રહ્યો. ]

અકબરિયે ઇક બાર, દાગલ કી સારી દુનીઃ
અણ દાગલ અસવાર, ચેટક રાણ પ્રતાપસી. ૯

[ અકબરે એક જ વારમાં સમસ્ત જગતને કલંકિત કરી દીધું; પરન્તુ ચેતક ઘોડાનો અસવાર રાણો પ્રતાપ નિષ્કલંક રહ્યો. ]

અકબર ઘોર અઁધાર, ઊઁધાણા હિન્દૂ અવરઃ
જાગે જગદાતાર, પોહરે રાણ પ્રતાપસી. ૧૦

[ અકબરરૂપી ઘોર અંધકારમાં સૌ હિન્દુ સૂઇ ગયાઃ પરન્તુ જગતનો દાતા રાણો પ્રતાપ ( ધર્મધનની રક્ષા કાજે ) પહેરા પર ઊભો છે—જાગ્રત છે. ]

હિન્દૂ પતિ પરતાપ, પત રાખો હિન્દુ આણરીઃ
સહો વિપત સંતાપ, સત્યસપથ કરિ આપની. ૧૧

[ હે હિન્દુપતિ પ્રતાપ ! હિન્દુઓની લાજ રાખ. તારી પ્રતિજ્ઞા પૂરી કરવાને સૌ કષ્ટ સહન કર. ]

ચમ્પા ચીતોડાહ, પોરસ તણો પ્રતાપસીઃ
સૌરભ અકબર સાહ, અલિયલ આભડિયા નહીં. —૧૨

કહૈ પૃથ્વીરાજ પ્રિયા નૈક ઉર ધીર ધરો ચિરજીવી રાનાશ્રી
મ્લેચ્છન ભગાવેગોઃ
મન કૌ મરદ માની પ્રબલ પ્રતાપસિંહ બબ્બર જયોં
તડપ અકબ્બર પૈ આવેગોઃ

અર્થ સ્પષ્ટ છે.

પૃથ્વીરાજે મહારાણા પ્રતાપના સંબંધમાં બીજાએ અનેક પદ્ય રચ્યાં છેઃ એમાંનું એક ગીત અહીં આપ્યું છે.

નર તેથ નિમાણા નિલજી નારી અકબ્બર ગાહક બટ અબટઃ
ચૌહટે તિણ જાયર ચીતાડા બેચૈ કિમ રજપૂત બટ.–૧
રોજાયતાં તણૈં નવરોજૈ જેથ મુસાણા જણો જણઃ
હિન્દૂનાથ દિલીચે હાટે પતા ન ખરચૈ ક્ષત્રી પણ.–૨
પરપંચ લાજ દીઠ નહ વ્યાપણ ખોટો લાભ અલાભ ખરોઃ
રજ બેચબાં ન આવે રાણો હાટે મીર હમીર હરો.–૩
પેખે આપતણા પુરુષોત્તમ રહ અણિયાલ તણૈં બલ રાણઃ
ખત્ર બેચિયાં અનેક ખત્રિયાં ખત્રવટ થિર રાખી ખૂમાણ.–૪
જાસી હાટ બાત રહસી જગ અકબ્બર ઠગ જાસી એકારઃ
રહ રાખિયો ખત્રી ધ્રમ રાણે સારાલે બરતા સંસાર.–૫

ભાવાર્થઃ

જ્યાં માનહીન પુરુષ અને લજ્જાહીન સ્ત્રીઓ છે, અને અકબર જેવો ગ્રાહક છે, એ બજારમાં જઇને ચિત્તોડનો સ્વામી રાજપૂતીનો ભાગ કેમ વેચે ?

મુસલમાનોના નવરોઝના સમયે પ્રત્યેક વ્યક્તિ લૂંટાઇ ગઇ, પરન્તુ હિન્દુઓ સૂરજ રાણો પ્રતાપ એ દિલ્હીના બજારમાં નિજ ક્ષત્રિયવટ કેમ ખરચે ?

વંશલજ્જાએ ભરી દષ્ટિ પર અન્યનો પ્રપંચ વ્યાપતો નથી; આથી પરાધીનતાના સુખના લાભને ખૂરું અને અલાભને સારું સમજીને બાદશાહી દુકાન પર રાજ વેચવાને હમીરનો પૌત્ર રાણો પ્રતાપ કદી નથી આવતો.

પોતાના પૂર્વજોનાં ઉત્તમ કર્તવ્ય જોઇને મહારાણાએ ભાલાના બળે ક્ષત્રિયધર્મને અચળ રાખ્યોઃ અને અન્ય ક્ષત્રિયોએ પોતાનું ક્ષત્રિયવટ વેચી નાખ્યું.

ઠગરૂપી અકબર પણ એક દિવસ આ સંસારમાંથી ચાલ્યો જશે અને હાટ પણ ઊઠી જશે; પરન્તુ સંસારમાં એ વાત તો અમર રહી જશે, કે ક્ષત્રિયવટમાં રહીને એ ધર્મ કેવળ રાણા પ્રતાપે જ રાખ્યોઃ હવે સા એનો ઉપયોગ કરો.

પૃથ્વીરાજ મહા રસજ્ઞ કવિ હતો. એની પ્રથમ રાણી લાલાદે પણ કવિતા કરતી હતી. એવી રસમયી રમણીની સાથે કવિ પૃથ્વીરાજના દિવસો આનંદમાં વીતતા હતા; પરન્તુ દુર્ભાગ્યે લાલાદે ભરયૌવનમાં સ્વર્ગસ્થ થઈ. જ્યારે એનો દેહ ચિતા પર પ્રજળી રહ્યો હતો ત્યારે પૃથ્વીરાજે કહ્યું :

તો રાંધ્યાં નહિં ખાવસ્યાં, રે ! બાસદ નિસક;
મો દેખત તૂ બાલિયા, લાલ રહંદા હક.

લીધે અને ગોચરભૂમિની ન્યૂનતાને કારણે ગો-કુળનો નાશ અબાધિત ચાલ્યા કરે છે. ભારતવર્ષમાં ગૌમાતાના વંશજો માટે ઘાસચારાનો કંઇ જ પ્રબંધ નથી. આને લીધે ખાવાના પદાર્થોની ખેતી કરવાની વાત તો બાજુએ રહી, પણ પેટ ભરીને ઘાસનાં તણખલાં પણ મળતાં નથી. હજુ સુધી આપણે જાણતા નથી, કે ગોજાતિને કેવો અને કયી રીતે ઘાસચારો પૂરો પાડવો જોઇએ ? પશુવર્ગ પોતાની ચેષ્ટાથી જે કાંઇ બે ચાર કોળીઆ ખાઈ લે છે તે જ તેનો આહાર છે. જ્યાં ઘાસનું જ ઠેકાણું નથી ત્યાં પછીથી પશુઓને અન્ન કયાંથી અપાય ? જે ગાયને તેનો ધણી ખાવાને ઘાસચારો નથી આપતો, તેવી ગાયો અહીં તહીંથી એંઠું જૂઠું કે ઘોડાની લાદ ખાતી ફરે છે. આપણે, આપણે માટે રાંધેલા અન્નમાંથી વધેલું ટાઢું અન્ન આપણાં પશુઓને ખવડાવી તેના ઉપર મોટો ઉપકાર કરીએ છીએ ! ગ્રેટબ્રિટનની જમીનનો ત્રીજો ભાગ ગોચર-ભૂમિને માટે સુરક્ષિત છે; અને એટલા પર પણ ત્યાં ઘાસચારાની ખેતી કરવામાં આવે છે. ક્લોવર, લુસર્ન, મેડિક આદિ ઘાસ ઉત્પન્ન કરવામાં આવે છે; અને ઘઉં, જવ, મગ વગેરે પશુઓને માટે ઉગાડવામાં આવે છે. મિ. મૅકડોનલ્ડ 'Cattle, sheep and deer' નામના પુસ્તકમાં લખે છે કે—

"સમસ્ત ગ્રેટબ્રિટનની ૭,૭૫,૦૦,૦૦૦ એકર જમીનમાંથી ૪૬૦૦૦૦૦૦ એકર જમીનમાં જુદા જુદા પ્રકારની ખેતી કરવામાં આવે છે અને ફસલ પણ લેવાય છે. પહાન અને આબાદી જતાં ૨૩૦૦૦૦૦૦ એકર જમીન એટલે અડધોઅડધ જમીન સ્થાયી ગોચરને માટે જ વપરાય છે." ઇંગ્લંડમાં કિંમતી જમીન હોવા છતાં પણ અડધો અડધ જમીન ગોચર માટે રખાય છે; પણ ભારતવર્ષમાં તે થોડા જ પ્રમાણમાં છે. પશુઓની ઘટતી જતી સંખ્યાનું કારણ એ ગોચર ભૂમિનું કમીપણું છે, એમ સમજાય છે. સ્વચ્છ હવા-પાણીમાં, જુદા જુદા પ્રકારનાં ઘાસ પાંદડાં, જડીબુટીઓ વગેરે ખાઇને તે હૃષ્ટપુષ્ટ બને છે. ઘાસની સાથે જાતજાતની વનસ્પતિ ખાવાથી તે નિરોગી પણ રહે છે. એકજ જગ્યા પર રહીને ચરનાર ગાયો સારી હોતી નથી. લખ્યું છે કેઃ

"गावस्तृणमिवारण्ये प्रार्थयन्ते नवं नवम् ।

એટલે "ગાયો અરણ્યમાં નવું નવું અને વિવિધ પ્રકારનું ઘાસ ખાવાની ઇચ્છા કરે છે." તેમજ પર્વતની પાસેની ગોચર ભૂમિમાં ચરનાર પશુઓ હૃષ્ટપુષ્ટ બને છે.

ચાલુ સ્થિતિમાં ગોચર ભૂમિનો અભાવ દેખીને એમ નહિ સમજવું જોઇએ, કે પહેલાંના સમયમાં પણ આવી જ સ્થિતિ હતી. પહેલાં જરૂરિયાત કરતાં પણ વધારે ગોચર જમીન રાખવામાં આવતી, અને અગણિત પશુઓ સ્વચ્છંદતાપૂર્વક ત્યાં ચરતાં હતાં. એ વખતે પણ કેટલાંય રાજ્યોમાં ગોચર માટે ખૂબ જમીન રાખવામાં આવતી. એ બાબતમાં મ્હેસુર રાજ્ય આગળ પડતો ભાગ ભજવે છે. બારેય માસ ત્યાં ઘાસ વગેરેની અધિકતા જ માલૂમ પડે છે.

ભારતવર્ષમાં કેટલાક પ્રાન્ત એવા છે, કે જ્યાં ગોચર ભૂમિ રાખવામાં આવતી નથી. ત્યાંની ઉંચે ઉંચ જમીન ખેતીકામમાં વપરાય છે, ત્યાં બારેય માસ ખેતી થાય છે. તેવા પ્રદેશની ગાયો હાડપિંજર જેવી માલૂમ પડે છે. એવા દેશમાં સૌથી પહેલો નંબર બંગાલનો છે. તેમની આવી દુર્દશા કંઇક કુદરતી કારણોપર અને વધારે ત્યાંના રહીશોની બેપરવાઇ ઉપર અવલંબે છે. બંગાળમાં પાટ (જે ઉપર ગુણ પાટ શબ્દ આવેલો છે) ની ખેતી બહુ થાય છે; કારણકે પાટનો ભાવ ચઢ ઉતર રહે છે. તેથી કરીને દરિદ્ર ખેડનો ...

વગેરેની થઇને થાય છે. આના ચોક્કસ આંકડા મળતા નથી તેથી, અહીં લખવા અસંભવિત છે. બાકીના જંગલ, પડતર વગેરેના આંકડા નકશામાં બતાવ્યા છે. આ વિષયમાં આંકડા-શાસ્ત્રીઓનું કહેવું છે, કે ગોચર માટે ૬૪ લાખ એકર જમીનથી વધુ નથી. અહીંઆં ગોચર માટે જમીન નામમાત્રની છે. જે કંઇ ખરાબ જમીન પડી રહેલી છે—જે ખેતીના કામ માટે અયોગ્ય છે કે જેમાં વરસાદ પાણીથી જે કાંઇ ચારો થાય છે તે જ આપણાં પશુઓનો ખોરાક. અહીં એક એકર જમીનમાંથી ૨૮ પશુ માટેનું ઘાસ મળે છે. વિદેશમાં એટલું ઘાસ પેદા કરવામાં આવે છે કે પશુઓ પણ ખાઇ શકતાં નથી. વધેલા ઘાસને તેઓ હિન્દુસ્થાનમાં વેચી સારી કિંમત મેળવે છે! આપણા દેશની ગોચર જમીનનો આપણને ખ્યાલ આવે છે કે પરદેશમાંથી લાખો રૂપિયાનું ઘાસ આવ્યા છતાં પણ ઘાસ-ચારાની તંગીને લીધે લાખો જાનવર દર વર્ષે મરી જાય છે. અને કરોડો પશુઓ મૃતવત જીવન વ્યતીત કરે છે. આમ ગોચર જમીનના અભાવથી અને ચારો નહિ મળવાથી ગરીબ ભારતવાસી પોતાની ગાય કસાઇને ત્યાં વેચે છે. ચારાની આવી ભયંકર ઉણપને લીધે ગોવધ હરહમેશ વધ્યા જ કરે છે.

જ્યાં ઘાસ, ચારો, ભૂસુ વગેરે ઓછા પ્રમાણમાં ઉત્પન્ન થતું હોય તેવી જગ્યાની વાત બાજુએ રાખીએ. કહેવાય છે, કે માળવા પ્રાન્તમાં ઘાસપાણી પુષ્કળ છે. અહીંઆં દરેક વર્ષે વૈશાખ માસથી આષાઢ માસ સુધીમાં નાના નાના ગામમાં તૃણના અભાવને લીધે હજારો ગાયો મરી જાય છે. જ્યારે આમ માળવાની દશા છે, ત્યારે મારવાડી લોક ઘાસચારાને અભાવે ગાયબળદને લઇને તેની રક્ષા કરવા ત્યાં જઇને નિવાસ કરે છે. આજથી ચાળીસ વર્ષ ઉપર પૂળાનો ભાવ હજારે બે ત્રણ રૂપિયા હતો, પરંતુ ત્યાં જેઠ અષાઢ મહિનામાં ત્રીસથી ચાલીસ રૂપિયા હજારનો ભાવ ચઢી જાય છે. એથી અનુમાન કરવું સહેલ છે, કે હિંદુસ્થાનમાં ઘાસચારાનો અભાવ છે, જ્યારે ખાનાર વધારે છે. આનું પરિણામ એમ આવવું જોઇએ કે પશુઓને કસાઇઓને ત્યા મોકલવાં અથવા ભૂખે મરવા દેવાં.

## દૂધાળાં પશુઓની સંખ્યા

| | બળદ | ગાય | વાછડા-વાછડી | પાડા | ભેંસ | પાડા-પાડી (બચ્ચાં) | કુલ જોડ. |
|---|---|---|---|---|---|---|---|
| બ્રિટિશ-ભારત (૧૯૨૩-૨૪) | ૪૯૪૧૪૯૨૮ | ૩૯૨૧૬૩૭૦ | ૩૦૮૫૫૬૭૫ | ૫૪૨૭૫૯૧ | ૧૩૫૩૫૪૫૫ | ૧૦૦૪૫૨૮૨ | ૧૪૬૪૯૮૨૩૨ |
| દેશી રાજ્ય (૧૯૨૨-૨૩) | ૧૦૫૧૮૧૨૦ | ૯૭૮૮૬૬૫ | ૫૬૦૫૪૦૦ | ૧૧૦૯૨૫૯ | ૪૦૨૫૩૨૫ | ૧૯૦૩૧૪૨ | ૩૨૯૫૦૪૧૧ |
| કુલ | ૫૯૯૩૩૪૪૮ | ૪૭૦૦૮૦૩૫ | ૩૬૪૬૧૦૭૫ | ૬૫૩૬૮૫૧ | ૧૭૫૬૦૭૮૦ | ૧૧૯૪૮૪૨૪ | ૧૭૯૪૪૮૬૪૩ |

| સમસ્ત ભારતવર્ષમાં ગોવંશની સંખ્યા | સમસ્ત ભારતમાં ભેંસ અને પાડાની સંખ્યા |
|---|---|
| ૧૪૩૪૦૨૫૮૮ | ૩૬૦૪૬૦૫૫ |

સમસ્ત ભારતવર્ષમાં આ સમયે ગોવંશની સંખ્યા ૧૪ કરોડ ૩૪ લાખ ૨ હજાર અને ૫૮૮ છે. આમાં બળદ, વાછડા વાછડીનો સમાવેશ થાય છે. જો આમને બાતલ કરવામાં આવે તો ગાયની સંખ્યા ૪ કરોડ, આઠ હજાર અને પાંત્રીસ રહે છે. આ ચૌદ

નહિ. અર્થાત્ ભારતવર્ષનો ત્રીજો ભાગ ગોચરણને માટે સુરક્ષિત કરવો જ જોઇએ. વિદેશોમાં લગભગ આ હિસાબથી ગોચર ભૂમિ રાખવામાં આવે છે. કેટલાક વિદ્વાનોનો મત એવો છે, કે એક ગાયને લીધે એક વીઘું જમીન પણ પૂરતું થઈ રહે છે. આવું ઇંગ્લેન્ડના ગો-સ્વામીઓ તરફથી સાંભળવામાં આવે છે. પરંતુ એક વીઘું જમીન એક ગાય માટે ત્યારે જ પૂરતું થાય છે, કે જ્યારે તેની ઉપર વૈજ્ઞાનિક રીતોથી ઘાસચારો ઉગાડવામાં આવે. આ હિસાબ પ્રમાણે ૧૧ કરોડ ૩૫ લાખ ૫૮ હજાર ૪૭૨ એકર જમીન ગોચર માટે રાખવી જોઇએ. પરંતુ આટલી જમીન પણ પાશ્ચાત્ય વૈજ્ઞાનિક પદ્ધતિથી કેળવી તેની ઉપર ઘાસચારો ઉગાડવામાં ન આવે તો તે હિંદુસ્થાનનાં સઘળાં પશુઓ માટે પૂરતી નથી. આનાથી જ્યારે ગોવંશની વૃદ્ધિ થશે ત્યારે ભવિષ્યમાં ગોચર ભૂમિ વધારવાનો પ્રયત્ન કરવો પડશે. એ રીતે બહુ જ સારી વાત તો એ છે, કે પ્રત્યેક પશુ માટે ૩ા વીઘાં જમીન છોડવામાં આવે. આ વખતે આખા ભારતવર્ષમાં ૪૭૦૦૮૦૩૫ ગાયો અને ૧૭૫૬૦૭૮૦ ભેંસો મળી કુલ ૬૪૫૬૮૮૧૫ દૂધાળુ પશુઓ છે. જ્યારે એની વૃદ્ધિ થશે ત્યારે દેશમાં ૨૨ કરોડ ૫૯ લાખ ૧૦ હજાર ૮૫૨ દૂધાળુ પશુઓ રહી શકશે. તે વખતે ચાર માણસ વચ્ચે ત્રણ દૂધાળુ પશુઓ હશે; પરંતુ આ પરિણામ ત્યારે જ આવે કે જ્યારે દરેક પશુ માટે ૩ા વીઘાં-૨ા એકર-જમીન ગોચર માટે જ આજથી રાખવામાં આવે. જો આટલી ગોચર-ભૂમિ સ્થાપી રાખવામાં આવે તો ભારતવર્ષ ફરીથી એક વાર પ્રાચીન સમયની માફક સુખ, સમૃદ્ધિ અને ઐશ્વર્યનો ભંડાર બની જશે. "આઈની અકબરી" માં જે પૈસે શેર દૂધનો ભાવ લખેલો છે તે સત્યરૂપે આપણે જોઇશું.

ગોચર-ભૂમિની બાબતમાં સરકારી કુટિલ નીતિ પણ બાધક છે. સરકારે ભારતવર્ષની જમીન ઉપર એટલો બધો વધારે કર નાખેલો છે કે જે ગરીબ ખેડૂતોને ભારરૂપ લાગે છે. ભારતવર્ષ દરિદ્ર છે, અને તેની ઉપર કરનો એવો ભારે બોજો નાખવામાં આવે છે કે જેથી ઉત્તરોત્તર તે દરિદ્રતાનું કેન્દ્રસ્થાન બનતું જાય છે.

જુઓ 'ખેતીની સો રૂપિયા વાર્ષિક આવક ઉપર વેરોઃ—

ઇંગ્લેંડ—૮) રૂપિયા. ઇટલી—૭) રૂા. જર્મની—૩) રૂ. બેલ્જીયમ-૨ાા રૂ. હોલેંડ-૨ાા ભારતવર્ષ ૧૫) થી ૨૦) સુધી.

ભારતવર્ષના ખેડૂતોને માથે આવો ભયંકર કર નાખવામાં આવ્યો છે તેથી આપણે તેની દુર્દશાનો અન્દાજ સહેજે કાઢી શકીએ. આ ભારે કરનું પરિણામ ગોચરભૂમિ ઉપર પડ્યું છે. આટલો બધો ભારે કર આપી કોઇ પણ પશુપાલન કરી શકે નહિ. ગોચર.ભૂમિના અભાવથી વધ માટે પ્રયત્ન વિના પશુઓ મળી રહે છે. સરકારને માંસ અને ચામડાના વેપારથી લાખો રૂપિયાની આવક થવા લાગી છે.

ગોચરભૂમિ માટે સરકારની આ નીતિ અત્યંત સંકીર્ણ છે. મ્યુનિ. બૉર્ડે આ તરફ જલદી ધ્યાન આપવું જ જોઇએ. મ્યુનિ.ઓએ પોતાની કોથળી ભરવાની નિંદ્ય નીતિને છોડી જનતાની રક્ષા કરવા પ્રયત્ન કરવો ઘટે છે. ગોરક્ષા માટે દરેક જગ્યાએ પ્રયત્ન કરવો જોઇએ અને પહેલો પ્રયત્ન તો ગોચરભૂમિ મેળવવાનો જ થવો જોઇએ. સરકારી અને કહેવાતી સરકારી સંસ્થાઓ દેશના આવશ્યક પ્રશ્ન ઉપર વિચાર કરશે ?×

× 'વિશાલ ભારત'ના હિંદી લેખનો અનુવાદ.

તેનો અહેવાલ જમા કરવા માંડ્યો! પણ રાણપુરની સમિતિને તો સરકારે કામ કરતી અટકાવી દીધી! ત્યારે પ્રજાએ એમ જ સમજવું ને, કે રાણપુરમાં પેશાવર કરતાં પણ વધારે ઢાંકપીછોડો કરવા જેવું થયું છે?

આ બનાવ કેટલો સૂચક છે! સરકારને જો પોતાના માણસોની નિર્દોષતાની ખાત્રી હોત તો જરૂર તપાસ થવા દેત! પણ પોલિસ અત્યાચારો કરી ગમે તે રીતે આ ચળવળને દબાવી દે એવો અલિખિત પરવાનો પોલિસને આપ્યા પછી સરકાર શી રીતે આવી તપાસ થવા દે? બળજોરીથી અને અન્યાયથી જેને રાજ્ય કરવું હોય તે શી રીતે સત્ય અને ન્યાયનું તેજ સહન કરી શકે? પોલિસરાજ્ય કે લાઠીરાજ્ય કે ગુંડારાજ્યમાં પ્રામાણિક માણસો માટે જેલ એ જ વહેલુંમોડું અનિવાર્ય સ્થાન થઇ પડે છે!

## અભિનંદન

તપાસ સમિતિએ પ્રજા તરફ પોતાનો ધર્મ બજાવ્યો તે માટે તેને અભિનંદન! આજના જમાનામાં માણસોને તેમની શ્રીમંતાઇના પ્રમાણમાં માન આપવાની અજુગતી દૂર થઇ છે! પવિત્ર બુદ્ધિથી અપાયેલું દરેક અભિનંદન નમન યોગ્ય છે! પણ 'પ્રસ્થાન'ના વાચકો જાણશે કે શ્રી. ત્રિકમલાલ શાહ જેઓ અમેરિકાથી હમણાં જ ઇલેક્ટ્રિક એન્જીનિયરીન્ગમાં માસ્ટર ઑફ સાયન્સ થઇને આવ્યા છે તેઓ 'પ્રસ્થાન'ના પ્રારંભના તન્ત્રી મંડળના એક સભ્ય હતા અને 'દ'ની સંજ્ઞાથી નોંધો લખતા હતા; શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાન 'પ્રસ્થાન'ના પરિચિત લેખક છે; અને શ્રી. માવલંકર પણ કોઇક વાર તેમના વ્યવસાયી જીવનમાંથી 'પ્રસ્થાન' માટે કાંઇક લખી આપતા!

***

## સમાધાનીનો પ્રયત્ન

વાઇસરૉય સાહેબના છેલ્લા ભાષણમાં આપણા લીબરલ નાયકોને હૃદયપલટો દેખાયો અને શ્રી. જયકર અને સર તેજ બહાદુર સપ્રુએ પોતાની અંગત જવાબદારી ઉપર રાષ્ટ્રીય મહાસભા અને પરદેશી સરકાર વચ્ચે સમાધાની કરવાનો પ્રયત્ન આદર્યો. આ પ્રયત્ન તા. ૧૭ જુલાઇ '૩૦ થી તે તા. ૫ સપ્ટેમ્બર '૩૦ સુધી ચાલ્યો. છેવટે બન્ને મહાશયોએ તાત્કાલિક નિષ્ફળતા જાહેર કરી આખો પત્રવ્યવહાર છાપાંઓમાં પ્રસિદ્ધ કર્યો.

વાઇસરૉય સાહેબના ભાષણની નોંધ લેતાં અમે આષાઢના અંકમાં કહ્યું હતું, કે 'એમાં હૃદયપલટાનું કોઇ પણ ચિહ્ન દેખાતું ન હતું. ચળવળની શરૂઆતથી એ જે શબ્દો બોલતા આવ્યા છે તે જ વિવિધ રીતે તેઓ સાહેબ બોલે જાય છે. છતાં આપણા વિચક્ષણ અને વિદ્વાન લીબરલ નાયકોની બુદ્ધિને એમાં કાંઇક નવું દેખાયું. તે વિષે અમે સૂચવ્યું હતું, કે તેમને વાઇસરૉય સાહેબ પાસેથી કાંઇક ખાનગી જાણવા મળ્યું હશે. પણ પ્રકટ થએલા પત્રવ્યવહારથી માલૂમ પડે છે, કે વાઇસરૉય સાહેબની ઇચ્છા હિન્દુસ્થાનની પ્રજામાં સાચી સુખશાન્તિ રહે એવી ન હતી, પણ બ્રિટન શાન્તિથી આપણને ચૂસી શકે તે માટે હિન્દુસ્થાન શાન્તિનો ભંગ ન કરે એ જોવાની તેમની ઇચ્છા હતી. વાઇસરૉય સાહેબને હિન્દુસ્થાનમાં 'ભલમનસાઇ'નું બીરૂદ મળી ગયું છે! પણ આખો પત્રવ્યવહાર જોતાં એમ લાગે છે, કે વાઇસરૉય સાહેબને ભલા કહી આપણા લીબરલ મિત્રોએ તેમને છેતરવા પ્રયત્ન કર્યો હશે. પણ આ ચાલબાજીમાં વાઇસરૉય આપણા વિદ્વાન લીબરલો કરતાં વધારે કુશળ છે! એમને ભલા કહેવડાવવાની ના નથી; પણ તેમને ભલું તો બ્રિટનનું કરવું છે, હિન્દુસ્થાનનું ભલું થાય કે ભૂંડું તેની તેમને બહુ પડી નથી!

આપવી! અને પાછું 'એમ બંધ બેસતું દર્શાવી શકાય' તેટલું જ આપવાનું! પણ આપણે ગમે તેટલું દર્શાવીએ પણ જેને આગ્રહ હોય તેને ન દેખાય તો? ઇત્યાદિ ઇત્યાદિ–

આવા શબ્દો ઉચ્ચારનાર વાઇસરૉય જો ભલા, તો તેમાં શ્રદ્ધા રાખનાર આપણા લીબરલ મિત્રોના ભલાપણાની તો વાત જ કેમ થાય!

વાઇસરૉય સાહેબે જે કાગળ શ્રી. જયકર અને સર સપ્રુ ઉપર લખ્યો અને જેમાં ઉપરના મધુર શબ્દો લખાયા છે તે કાગળમાં પણ વાઇસરૉયે ધમકી આપવાની તક જવા દીધી નથી! એટલું જ નહિ પણ સરકાર પ્રજા ઉપર અત્યારે જે અત્યાચાર કરે છે તેમાં આ બન્ધુઓની સહાનુભૂતિ છે, એમ પણ અરવિન સાહેબે સ્વીકારી લીધું છે! કેટલો ઉપહાસ! કેટલું અપમાન!

વાઇસરૉય સાહેબ કહે છે, કે "તેથી તેઓની મદદથી (એટલે કે જેઓ સરકાર પક્ષમાં છે તેઓની) સરકારે તેમની સત્તામાં હોય તેટલાં બધાંએ સાધનોથી સવિનય ભંગની ચળવળનો વિરોધ ચાલુ રાખવો જ જોઇએ— With their help, therefore, the Government must continue to oppose it by all the means in their power—"

સુલેહના દૂતોને જે કાગળ આપવામાં આવે છે તેમાં પણ વાઇસરૉય 'બધાંએ સાધનો'–નીતિ અનીતિ, કાયદો ન-કાયદો–એવા કોઇપણ બંધન વિનાનાં બધાં સાધનો વાપરવાની વાત કરે છે અને સુલેહના દૂતો સુલેહ કરવા જાય છે! સુલેહનો આટલો તે શો મોહ શ્રી. જયકર અને સર સપ્રુને લાગ્યો છે? અંગત સ્વમાનનો તેઓ ત્યાગ કરે તેમાં તેમની મોટાઇ સમજીએ, પણ આ તો દેશનું સ્વમાન ગણાય છે તેને તેઓ શી રીતે દરગુજર કરે છે? એ અમને સમજાતું નથી. અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો હિન્દુસ્થાનમાં જે મૃતક અને કૃતક શાન્તિ અંગ્રેજોએ સ્થાપી છે તેના આપણે બધાએ થોડે ઘણે અંશે જેમ ભોગ થયા છીએ તેનો અતિરેક શ્રી. જયકર અને સર સપ્રુમાં થયો લાગે છે! નહિ તો તેમના જેવા વિચક્ષણ પુરુષો આવું અપમાન કેમ સહન કરે?

વાઇસરૉયનું વલણ આટલું અપમાનકારક હોવા છતાં ગાંધીજી, મોતીલાલજી, જવાહરલાલ, વલ્લભભાઇ આદિએ પોતે સાચી શાન્તિના ચાહનારા છે તેના પૂરાવાતરીકે જે માગણીઓ રજુ કરી તેમાંની મુખ્ય ઉપર દૃષ્ટિપાત નાખીએ:–

નીચેની બાબતો જેમાં ન આવે એવી કોઇપણ સમાધાની ગાંધીજી, મોતીલાલજી, વલ્લભભાઇ આદિને સ્વીકાર્ય નથી.

(અ) ઇચ્છામાં આવે ત્યારે બ્રિટિશ સામ્રાજ્યમાંથી છૂટા પડવાનો હિન્દુસ્થાનનો હક સ્પષ્ટ શબ્દોમાં સ્વીકારાવો જોઇએ;

(બ) હિન્દુસ્થાનને સંપૂર્ણ રાષ્ટ્રીય સરકાર મળવી જોઇએ જે તેના લોકોને જવાબદાર હોય, અને જેમાં સંરક્ષણના લશ્કરનો અંકુશ તથા આર્થિક બાબતોનો અંકુશ પણ આવી જાય, અને ગાંધીજીના અગિયાર મુદ્દાઓ અમલમાં મૂકી શકાય;

(ક) હિન્દુસ્થાનના નામે ચાલુ સરકારે જે દેવાં કર્યાં હોય, બ્રિટિશોને લાભ આપ્યા હોય અને એવી બીજી બાબતો જે રાષ્ટ્રીય સરકારને અન્યાયી લાગે તે એક નિષ્પક્ષ અદાલત પાસે તપાસાવવાં!

વાઇસરૉય સાહેબ જો હિન્દુસ્થાન માટે ખરેખર ભલા હોત, તેમની દાનત ચોખ્ખી

# 卐 પ્રસ્થાન 卐

આસો : ૧૯૮૬

## કાવ્ય પ્રણાશ

(પૃથ્વી)

કહો, કવણ સૂણશે કવન આ અનોખાં જગે
ડગેડગ પુકારતાં અવર ભિન્ન, ફૂહડ, બેસુરો,
સુરો રહિત તાલ, રાગ, જગથી વિસંવાદી, આ ?
ખરે સ્વર બસૂર આ શ્રવણ કોણ ધારે, કહો ?

ખુશામત નહીં અહીં, વિષયમાં રચ્યા લોકની,
નહીં કવિકુલો મહીં પ્રચલિતા પ્રણાલિ તણી;
ન કે નજર છીપમાં રજતને લહેનારની,
ન વા વિજન ભૂમિનાં નગર દિવ્ય જોનારની.

પ્રણાશ જગકાવ્યનો શ્રવણ કોણ ધારે, કહો ?
ગ્રહેલ મનભૂતડાં સહજમાં તજી હિમ્મતે
કઠોર જખમો દિલે ગભરુ ઝીલવા સજ્જ થૈ
વિનાશ નિજ સૃષ્ટિનો નિરખવા શું તૈયાર કો ?

ભલે વિષય રાચતું જગત આ સુણો ના સુણો,
સ્વરો પ્રગટ આ પડો શ્રવણ કોઇને ના પડો,
સુણે જ કદી કોઇ તોય બકવાટ ગણી વિસ્મરો,
કુઠાર લઇ કે વિઘાતક ગણી કરો ટૂકડા.

છતાં ય દિલ આશ કે : વિરલ બંધુ એવો હશે,
થશે જ અથવા વિશાળ જગમાં કદી, જે સુણી,
પ્રલાપ મુજ આ જરૂર દિલ એનું હું સાથમાં
તદા ધબકશે, અને ધબકી અન્ય ધબકાવશે.

અહો મધુર વિશ્વ એ પ્રગટ સૂક્ષ્મ ચક્ષુય એ:-
સુરમ્ય ભવનો મહાન પ્રતિભાતણાં શોભતાં;
રસી નવ રસે પ્રફુલ્લ સરિત મહા-કાવ્યની;

અનેક ગિરિમાળ ત્યાં પ્રખરચિન્તકોની ખડી;
વિમાન નભખેડતાં પ્રબળ કલ્પના પાંખથી;
અપાર લહેરી રહી હરિત વાડીઓ મ્હેકતી,

કહીં સુંઘટ, આછી કયાં, ઉછરતી કહીં, પક્વ કયાં
પ્રસન્ન નવપાક પૂર્ણ નિજ સર્જકે શોભતી.
બધાં મધુર ચાખિયાં ફલ ભરી ભરી ચિત્તને.
વિલીન મમ સ્વાન્ત એ જગતમાં બન્યું સર્વથા,
ન જાણું જનદ્રોહ કે જગતદ્રોહ આ કેવડો
બન્યો અતિગભીર અંતમંહી એ ફળ્યો પાંગર્યો;
થયાં મધુર સ્વપ્ન શાન્ત, નવરંગી પહીં થયો
અદૃશ્ય નભચાપ શો, વિલય સૃષ્ટિ કેરો થયો
પ્રચણ્ડ નિત ધીખતા પરમ સત્ય અગ્નિ વિષે.

રહ્યાં છે અવશેષ જે કઠણ પત્થરો, રાખનાં
હવે જગત તે જુઓ, કંઈર હોય તો પારખો.
અને હું ઉપહાસીને મૃદુલ પ્રશ્ન પૂછું જરા ?
કહો પ્રલય અગ્નિમાંથી ઉગર્યું ન તે સત્ય કાં ?
ખરે, હૃદય ધીર થા, હૃદય સાથ જેને ધર્યાં
છતાંય તુજ પાસ આજ ગતચેતનો થૈ પડયાં,
અને સુભગ દેહ તે જ પડશે હવે ચૂંથવા.

: કોકિલા :

અહા ! મધુર કોકિલે ! પ્રિયજનોતણી મોરલી !
બીજી મધુ ટહૂકડે હૃદયગાન રેલાવતી,
ગણી કવિકુલે તને પ્રણયપાઠ શિક્ષાગુરુ,
ધરે મુકુટ અગ્રમાં, પરમ ગાયિકા વિશ્વની.

ન જાણું જગ મૂર્ખ કે જગતથી તું ડાહી વધુ,
બધા જ તુજ ગાનથી જડ બન્યા, ન એકે જાણે
નજીક તુજ આવી ભીતર તપાસ્યું તારું જરા.
ખરે ન ટહુકાર એ અમૃતધાર કયાંઈ રહ્યા,
નવા પ્રણય ઊભરા તવ દિલેથી એ દૂઝતા,

ફરો મુખ એહીથી જે દુઃખ ભર્યું સ્વયં તે કયમ,
હરી અવરના શકે મનસ્તાપ આશ્વાસને?
હશે! મુરખ ચિત્ત! તેં જડ કને જતાં બે ઘડી
વિચાર મનમાં કર્યો ન, અવિચાર ફળ પામિયું.
હવે દૃઢ મને જરા સ્થિર પગે બઢો ને જુઓ.

: બાળક :

અહા! મધુર ફૂલડાં મનુકુલો તણાં ખીલતાં,
વદે કવિ જગેઃ તમે પ્રભુ તણાં જ પેગમ્બરી,
સુવાસ તમ જન્મથી જગતમાં બતાવો મીઠી,
તપ્યાં જગત ચિત્ત શીતલ કરો સુધાસિંચને,

ફરો જગત બાગ માંહિ પ્રસરાવતાં સૌરભો.
ખરે, મૃદુલ ગાત્ર એ, કિલકિલાટ વાણીતણો,
વસો મુજ દિલે સદા, હૃદય સો વિસમો અહીં.
નહીં દિલ! વિસામણું ન બનશે અહીં યે જરા!

ભલે જગતકિસન લોક વદતા મહાનન્દ ત્યાં,
નહીં ફિકર, મમ રે'વું બસ મસ્ત સ્વાનન્દમાં.
જગે પણ ન કોઇ આથી અદકું અસંતોષી, હા!
સદા તલસતાં જ એ મનઃ—નવીન આ શું બધું?

અજાણી ધરતી વિષે કયહીં પડયા અમે આવીને?
સહાય અમ કોણ? સૌ જન પડયા વહેવારમાં,
પુછે ખબર કોઇ ના, અમતણી કુટાતાં કદી.

કુતૂહલ મનેઃ અમે જરીક શા, પિતા કેવડા!
ચઢે ઝડપ અશ્વપે, ક્ષણવિષે જ મોટાં ખધાં
ગણી રમત, સ્હેજમાં જ ઘરકામ આટોપતાં,
વળી કડકડાટ બોલી સહુ કોઇને આંજતા.
પિતાજી સરખા સુબાહુ, બળવાન, બુદ્ધિ ભર્યો
બનીશું કબ? એ જ જાપ દિન રાત હૈયે ઝરે.
અનંત તલસાટ, છોડી નિજ, અન્યને પામવા.

નિહાળ દિલ! સર્વ એ તલસતાં સ્થિતિ આપણી,
વિમૂઢતર આપણે તલસતા સ્થિતિ એમની.

અને કમર આપણા, ગરવ, ક્રોધ, ઇર્ષાદિ સૌ
રજે રજ ઉતારતાં હૃદય શુદ્ધ આદર્શ શાં

સજાવી બલિ પુષ્પ કુંકુમથકી મખે યાજ્ઞિકો
વદી હવનમન્ત્ર શું વિપ્ય યજ્ઞમાં હોમતા.

પ્રવેશ જન કેટલે હૃદયમાંહિ તારે કરી
ધર્યું જગ સમક્ષ તે, અહદ કેટલું કિંમત એ !

છતાં નમન ઈશનું જગત જોવું તારે નહિ !
છતાં શ્રવણ ગાન બંધ તુજ માટ પક્ષીતણાં !

છતાં ચરણ મુક્ત થૈ વિહરવાનું તારે નહીં !
છતાં વદન હાસ્ય મુક્ત હસવાનું તારે નહીં !
અરે વિધિતણી કરે વિવશ નાચતી પૂતળી !
અણુપ્ર જગ કાજ તું, જગત નાહિ તારે લિયે.

અતૃપ્ત કંઇ આશ જીવનતણા જ સાફલ્યની
અધૂરી કંઇ લાલસા અણુશમી બધી ઊછળે.
અનેક દિલ ઑરના ઉદય પામી ત્યાંહિ શમે
નહીં ક્ષણ જ શાંતિ ત્યાં, જગત ! શાંતિ એને તું દે.

હમેશ નિજ જાતને વિસુરી અન્ય કાજે ફિરે.
પ્રસારી નિજ સ્નેહ પાંખ જન તમને ઢાંકતી,
પ્રજાળી તપદીપિકા તનમહીં, મહાકષ્ટથી
કંઈ અવર દીપમાલ પ્રગટાવી તું સાંધતી.

ભવિષ્ય સહભૂત, એ સતત તાપતમા જ, ત્યાં
વિલાસ નહિ, ક્રોધ ના, ચિર નમ્યે સહે જે જતી
વિધાન વિધિનું : ભલે જગત ઊતરો, હું મરું.
તપઃસરણિ તારી આ પ્રગટજો દિલે વિશ્વના,
ભલે મરણ પામજો કવિતણાં સુકાવ્યો બધાં.

: કુદરત :

ભલી રસભરી ધરા, ગિરિવરો, સરિત્શ્રેણીઓ,
વનો ગહન, વાયુઓ ત્રિવિધ, ફુલ્લ બાગો રૂડા,
પ્રફુલ્લ નવકુંજ, પુષ્પ મઘતાં નવી સૌરભે,
ધરી સુરભિભારથી લચતી રૂપવેલો, વળી

સુગાન ઉદધિતણાં, પ્રકૃતિ રમ્ય દશ્યો, તથા
સમૃદ્ધ જન મ્હાલના અમરતાપરે વૈભવો.
ભલે જગતની ખરી સુખસમૃદ્ધિ માનો તમે.
પરંતુ પડદા પૂંઠે કર જુઓ મહા કારમો
[illegible]

કરી ક્રમણ તે વિષે, નિશ્ચય શક્તિના શોધને
કરો સુખ ભલે અહીં, કરશું ગોઠ ત્યારે બહુ."

: ડૂબકી :

ચઢી પ્રબળ સાગરે લહર એક, વાયુ બસે
લઈ કરણ બાથ જીવન તટે અફાળ્યો મને
ટકે કદમ ના ટકે, ડગુમગુ પગો ચાલતાં,
જઉં વિરમી ત્યાંજ, ના કદમ એક આગે બહું.
'અરે નજર નાખ, મૂર્ખ! પથ રમ્ય,જો ભાવિનો,
સમુજ્જ્વલ લસે, અખૂટ ઉભરે સુધાસિન્ધુડો.
"ભલે, અધિક ચાહના દિલ નહીં, હવે તો જરા
વિરામ લઉં શક્તિ ના અધિક ઊડવા છે હવે."
અને વદતું એમ ,ત્યાં ખખડતું કંઈ આભશું
નિરાશ થઇ કાવ્ય,આત્મજગનો લહી લોપ હા,
સરે ,નિજ વિષે, કરી કરણ બંધ,સૌ દેહનાં,
વિમૂઢ થઈ ,ભીતરે, ઉદધિને તળે પહોંચી, ત્યાં
પ્રગાઢતર નીંદમાં મનનલોક તાણી સુવે.

: શયન :

સુવો સ્વર ,ભલે,હવે ,ઉદધિને ઉરે, ઇષ્ટ એ.
ધરી સ્વર બસૂર આ અવશ્ય ,કોઈ કે'શે :
'અરે નજર છીપમાં રજતને લહેનારની
અહીંજ નિરખો, પ્રલાપ વિણ અન્ય આ શું કહો?'
પ્રલાપ–બકવાટ–જે મનપસંદ તે ,બોલજો,
વિજ્ઞપ્તિ બસ: તો હવે નજર આંહિ ના નાખશો,
કસૂર કરજો ક્ષમા, શ્રમ પડયો જરાકે ય જો
કરો હૃદય ચાલુ તે. સ્વર હવે જલે ડૂબશે
જઇ ઉદધિકુખમાં વિરમશે, હશે વ્યર્થ તો
વિનાશ તહીં પામશે, શ્રમ કદી ન દેશે પછી.
પરંતુ કંઈ શુદ્ધ વારિતણું બિન્દુ એકે હશે,
જરૂર પછી છીપમાં વિમલ મોતીડું પાકશે,
કરો સુભગ કોઇના જલમહીંથી તે કાઢશે,
અને ચમકીને ફરી જગતચિત્ત આહ્લાદશે.

સુન્દરમ્

મેજિસ્ટ્રેટે કલમ જરા અટકાવી ને કારકૂન સામે જોયું. આંખમાં વિજળી હોય ને તેનાથી ચાવી દેવાતી હોય તેમ કારકૂન બે સદી પહેલાંનો જુનવાણી અવાજ કાઢીને, ગામડાંની નિશાળે બેસીને 'એ ક ડે એ ક'નો પાઠ બોલતો હોય તેવી રીતે અપરાધનું સ્વરૂપ કહેવા મંડયો. તેમાં 'કાયદો' 'સ્થાપિત સરકાર' ને 'અશાંતિ' ત્રણ જ શબ્દો બરાબર સંભળાયા.

'અજવાળું આવવા દો' કારકૂને પૂરું કર્યું ત્યાં મેજિસ્ટ્રેટે બારી તરફ ફરીને પોકાર કર્યો. એ નો એ તીખો ચીડિયો થાકેલો અવાજ. જાણે બોલવું એ કંટાળો છે, જીવન એ કંટાળો છે, કલમ કંટાળો છે, લખાણ કંટાળો છે, અને આપણે ખુરશી પર બેઠા રહીએ, ઉપરથી પોષણપૂરતો ગળ્યો મધુર કે ખાટો અથવા તીખો રસ આવ્યા કરે, એમાં પડે ને એમ ને એમ જીવન પૂરું થાય-એવી એવી નોકરિયાત ફિલસૂફીનો જીવડો જેવો અવાજ કરે તેવો અવાજ મેજિસ્ટ્રેટે કર્યો. 'અજવાળું આવવા દો!'

અને તરત જ એ શબ્દોની પાછળ 'દૂર ખસો, હટો' 'ઈસકુ હટા દે' 'ઉસકુ હટા દે' 'કયું નહિ હટતે?' એવા એવા સલ્તનતની શોભામાં અભિવૃદ્ધિ કરનારા વિવેકી શબ્દોથી સિપાઈસિફરાં ગાજી ઊઠયાં.

'તમારે કાંઈ કહેવું છે?'

પેલો સુંદર જુવાન બેઠો થયો. દુશ્મનોનાં દિલ જીતનારું સારું ને સાચું સ્મિત કર્યું. તીખાશ કે કડવાશ વિના જવાબ વાળયો:

'ના.'

'બચાવ કરવો છે?'

'ના.'

—અને તરત જ કોણ જાણે કયાંથી-મેજિસ્ટ્રેટની ખુરશી પાસેથી જ-'ઇન્કીલાબ ઝીન્દાબાદ'નો અવાજ આવ્યો. મેજિસ્ટ્રેટે કંટાળીને પાછળ જોયું, એનો નાનો છોકરો ઊભો થઈને બોલી રહ્યો હતોઃ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ.' હમેશાં કોર્ટમાં ચુપચુપ બેસ જવાની તેને ટેવ હતી, અને હમેશાં કોર્ટમાં પોતાના બાપા સવાલજવાબ કરે તે પછી આમ બોલાતું તેણે સાંભળ્યું હતું, પણ આજે કોઈ બોલ્યું નહિ, એટલે પોતે એ બધાની ભૂલ સુધારે છે એમ ધારીને શાબાશી મળવાની આશાએ તે બોલી ઊઠયો હતો. 'ઇન્કીલાબ ઝીન્દાબાદ!'

મેજિસ્ટ્રેટ સાહેબની ખુરશી પાસે બેઠેલા ફોજદાર સાહેબ, હમેશની ટેવને લીધે આરબ પડયો હોય તેમ અર્ધા બેઠા જેવા થઇ ગયા. પણ મેજિસ્ટ્રેટના નાના છોકરાને જોઈને, તે પાછા બેસી ગયા!

'લછમનસિંહ!' મેજિસ્ટ્રેટે બૂમ પાડી.

'જી!'

'ઉસ છોકરે કુ ઘર ભેજો. ઉસકુ ભી, પાંચ ફટકા લગાને કી શિક્ષા ચહીએ.'

'પણ સાહેબ,' અપરાધી જુવાન બોલ્યો' નવ વર્ષની નીચેના છોકરા માટે માબાપને શિક્ષા થાય છે.'

'ત્યારે ફોજદાર સાહેબને કહીએ મને પાંચ ફટકા મારે!'

સરકારી વકીલ તરત જ બોલ્યા: 'તમે બહુ 'જ' કહો છો?' 'જ' ઉપર કોઈ વૈયાકરણીને સ્વપ્ને પણ આવેલો નહિ એટલો ભાર વકીલ સાહેબે મૂક્યો. કદાચ 'જ' અક્ષરની વચ્ચે જે મીંડું દેખાય છે તે જાણે કોઈએ હથોડો મારીમારીને સાંણસીથી પકડીને વળાક આપ્યો હોય તેવું છે, તે આવા આવા પ્રસંગોને લીધે જ આવ્યું હશે. ખરેખર, 'જ' બિચારો કમનસીબ અક્ષર લાગે છે.

'હા જી. બહુ જ–ઘણી જ–અશાંતિ છે.'

'ઠીક વારુ' સરકારી વકીલે દાઢીએ હાથ ફેરવ્યો, ને દાઢીએ વાળ નહિ હોવાથી, ભોંઠા પડેલા હાથને મન મનાવતા હોય તેમ બીજા હાથથી ચોળવા લાગ્યા–શબ્દ સંભારતા હોય તેમ, અથવા સાબુથી હાથ ધોતા હોય તેમ.

'ઠીક વારુ, આવી અત્યંત જ અશાંતિ તમે કયારેય જોઈ છે ખરી?'

'જી ના. મારી પાંત્રીસ વર્ષની નોકરી દરમિયાન નહિ.'

'વારુ, આવી અત્યંત જ અશાંતિ તમે કયારેય જોઇ નથી?'

'જી ના.'

'હવે તમને એમ લાગે છે કે આ અત્યંત જ અશાંતિ દબાવી ન દઇએ તો લોકોને નુકસાન થાય.'

'જી હા.'

'વારુ, આ અશાંતિ ન દબાવીએ તો શું થાય?'

'તો લોકોને નુકસાન થાય.'

'ત્યારે આ અત્યંત જ અશાંતિ દબાવવા માટે જ તમે સખ્તાઇ કરેલી?'

'અત્યંત જ' એમ પાંચેક વાર બોલવાથી જાણે અશાંતિ વધી હોય તેમ, કોર્ટની પાછળના વરંડામાંથી કમબખ્ત ગધેડું ભૂકયું.

હવે હું ગધેડાશાસ્ત્રમાં પ્રવીણ નથી એટલે કહી ન શકું, પણ ગધેડાં જે જાતની અશાંતિ ફેલાવે છે તે ઘણી ભયંકર હશે તેથી જ મેજિસ્ટ્રેટ સાહેબે 'ગધેડાં' વિષે સિપાઇઓનું ધ્યાન ખેંચવા બારી તરફ નજર કરી: ને ત્યાં ઉભેલા લોકોને જોઇને નિયમ પ્રમાણે 'અજવાળું આવવા દો' એમ બોલી ઊઠયા.

'ઉસકુ હટા દો' એવી જમાદારે એક બૂમ મારી. અને 'ઉસકુ' એટલે 'ગધેડેકુ' કે 'માણસકુ' એમ સિપાઈને ખબર નહિ પડવાથી, તે માણસને હઠાવીને પછી ગધેડાને હઠાવવા દોડયો. હજી; એમ તો, માણસો પ્રત્યે સિપાઇ સહુરાં, ગધેડાના કરતાં વધારે માનભરી દષ્ટિથી જુએ છે, એટલે જ માણસોને હઠાવ્યાં પછી તે ગધેડાનો હઠાવવા દોડયો. અને એની આ માણસાઇ પર રીઝ થયું હોય તેથી માનપત્ર આપતું હોય તેમ એક કૂતરું પણ ભસતું ભસતું તેની સાથે દોડયું!

'ઠીક વારું,' ગધેડું ભૂંકતું બંધ પડયું ત્યાં સરકારી વકીલ બોલ્યા: 'એટલે તમને લાગે છે કે કાયદાથી સ્થાપિત થયેલી સરકારને ઉથલાવી પાડવા જે ઘણા જ નાખુશ દેખાવો થાય છે, તે ઘણા જ નાખુશ દેખાવો દાબી દેવા માટે, તમે જે કર્યું તે સમયને માટે જરૂરનું હતું?'

'જી હા.'

'તમે સખ્તાઇ વાપરેલી?'

હોય ?'–કહેતાંકને મેજિસ્ટ્રેટ સાહેબનાં પત્ની આવ્યાં. તેમની સોનાની બંગડીનો રણકાર મેજિસ્ટ્રેટના અંતઃકરણને કવિતાના શબ્દ જેવો મધુર લાગ્યો.

'આજે તો બા, એક છોકરો એવો સરસ હતો–પેલો ઝુલ્ફાંવાળાનો–અને ઝુલ્ફાંવાળો જુવાન પોતે પણ—'

'હા, હા. એનાં બિચારાનાં સગાં ખોબે પાણીએ રડતાં હતાં. કેવો સુંદર છોકરો હતો!'

મેજિસ્ટ્રેટ સાહેબ બગાસું ખાઈ, વાતને આડીઅવળી કરવા લાગ્યા. વખતે અંતઃકરણ ઢીલું પડે ને આવી એશઆરામની જગ્યા છોડવાની કુબુદ્ધિ જાગી ઊઠેઃ અથવા ન્યાય પ્રમાણે કરવા જતાં, સત્તાધીશોનો ખોફ વહોરી, કોઇ રણવાટમાં બદલી થઇ જાય!

એટલામાં તો એનો નાનો છોકરો, આ અનુકૂળ વાતાવરણ જોઇ, પોતાના જીવનની મસ્તી દેખાવતો હોય તેમ, વાવટો લઇ ઓરડામાં ફરવા લાગ્યોઃ

'ઇન્કીલાબ ઝીન્દાબાદ! ઇન્કીલાબ ઝીન્દાબાદ!'

મેજિસ્ટ્રેટ સાહેબનાં વહુ હસવા લાગ્યાં; પણ મેજિસ્ટ્રેટ સાહેબ, જરાક ગભરાતા ગભરાતા બોલ્યા 'રહેવા દે હવે, બેસી જા. બહુ રમતાં શીખ્યો છે? કોર્ટમાં પણ બૂમ પાડે છે!'

'હવે એમાં તમારું શું જાય છે? છોકરું છે તે રમે નહિ?'

'આ તે કાંઇ રમત છે?–આ તો અગ્નિની રમત છે.' પાછળની નદીમાં રેતીના મેદાનમાં જુવાનીઆ 'ઇન્કીલાબ ઝીન્દાબાદ!'ની બૂમ મારી રહ્યા હતા.

અને ઊછળી ઊછળીને મેજિસ્ટ્રેટનો છ વર્ષનો છોકરો તેમને જવાબ આપતો હોય તેમ ઓરડામાં ધૂમાધૂમ કરી રહ્યો હતો.

ઘડીભર મેજિસ્ટ્રેટ સાહેબ શાંત થયા, એમનાં વહુ ખાટલા ઉપર એમની પાસે બેઠાં.

'તમને શું લાગે છે? આ લડાઇનું પરિણામ શું આવશે?'

'લડાઇનું પરિણામ ગમે તે આવે' મેજિસ્ટ્રેટ સાહેબ જરા ગળગળા થઇને બોલ્યા. પાછળ નદીમાં ઇન્કીલાબનો અવાજ દૂર દૂરના પડઘાના પડઘા જેવો આછો થતો જતો હતો. અને કોઈ માણસ ગજબની વાંસળી વગાડી રહ્યો હતો.

'પરિણામ ગમે તે આવે...' મેજિસ્ટ્રેટ બોલ્યા–બોલતાં અચકાયા. પણ તેમના નબળા હૃદયમાં એક વાત ઊગી હતી. 'પેલા ઝુલ્ફાવાળા જુવાન જેવાં બલિદાન અફળ જાય?–તો પછી સત્ય, શ્રદ્ધા, ઈશ્વર–' અને તે મુંઝાવા લાગ્યા. તેમની કોર્ટમાં હમેશાં દૂધ હોઠ ઉપરથી ન સુકાયું હોય તેવા, જુવાન બાળકો આવતા હતાઃ જેના હૃદયમાં ક્યાંય કટુતા ન હોય–જે સર્વ દોષ પ્રણાલિકા ઉપર ઢોળી પ્રણાલિકા સાચવનાર વ્યક્તિને સાધારણ મનુષ્યની જેમ જ નિહાળતા હોય, તેવા મધુર જુવાનો પણ આવતા હતા. આજે એ બધું દૃશ્ય તેમના સામે ખડું થયું.

'પરિણામ ગમે તે આવે—શું તમે કહ્યું?'—મેજિસ્ટ્રેટ સાહેબનાં પત્ની બોલ્યાં.

'પરિણામ ગમે તે આવે—હાર થાય, જીત થાય ગમે તે થાય–પણ આ છ છ વર્ષનાં છોકરાં આજથી દસ વર્ષે સામી છાતીએ રણમાં પડશે–અને–આ આપણો જ છોકરો–એક દિવસ હણાઇ જશે.'

બહારથી પગરખાંનો અવાજ આવ્યો. 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'ની બૂમ પડી, ને પટાવાળાએ આવીને કહ્યું કે '૭ જુવાનો પકડાયા છે.' મેજિસ્ટ્રેટ કંટાળીને બહાર નીકળ્યા,

# રમણભાઈનો હાસ્યરસ

"Surely the gates of Heaven stand wide for the maker of jokes as well as the singer of psalms."

રમણભાઈને સામાન્ય લોકો પણ "ભદ્રંભદ્ર"ના કર્તા તરીકે ઓળખે છે એના કરતાં એમના હાસ્યરસની શક્તિનો વધારે સચોટ પુરાવો હોઈ શકે નહિ. રમણભાઈ સમાજસુધારક હતા અને નાગરિક જીવનના નેતા હતા; કવિ અને નાટકકાર હતા; વિવેચક અને ભાષાશાસ્ત્રી હતા; પરંતુ તે "ભદ્રંભદ્ર"ના લેખક હતા એ વસ્તુ લોકમાનસમાં મુખ્ય છે. "ભદ્રંભદ્ર"ને અમર કરીને તેઓ પોતે અમર થઈ ગયા છે. ડૉન કિવક્ઝોટ, ફૉલ્સ્ટાફ કે પિકવિક જેવું ચિરંજીવ પાત્ર ગુજરાતી સાહિત્યમાં સરજવું એ કંઈ અલ્પ કાર્ય નથી. "ભદ્રંભદ્ર"ને જગતના હાસ્યરસિક સાહિત્યમાં સ્થાન છે એ નિર્વિવાદ છે.[1] રા. નરસિંહરાવની "કરણઘેલો" વિશેની ઉપમાનો ઉપયોગ કરીએ તો ચરોતરમાં ઉભેલા એકલા અટૂલા પાવાગઢ જેવા "ભદ્રંભદ્ર" ગુજરાતી હાસ્યજનક સાહિત્યમાં વિરલ જ છે. આ અસાધારણ કૃતિ સરજનાર શક્તિની મીમાંસા આવશ્યક છે.

રમણભાઈમાં હાસ્યની વૃત્તિ નૈસર્ગિક, સૂક્ષ્મ અને તીવ્ર હતી. સાચા અને શિષ્ટ હાસ્યરસના વિધાતામાં હોય તેમ એમનામાં હાસ્યરસ સ્વાભાવિક રીતે જ વસેલો હતો. જીવનની હાસ્યજનક બાજુનું એમને પ્રથમથી જ ઉત્કટ ભાન હતું. સૃષ્ટિને એક મહાન વિનોદ તેઓ લેખી શકતા. આ સ્વાભાવિક વૃત્તિને લીધે તેઓ ગમે તે સંજોગોમાંથી હાસ્ય ઉપજાવી શકતા અને પોતાના સામાન્ય અનુભવોને પણ હાસ્ય વડે રંગી શકતા. એમની આગળ રમુજી ટૂચકાઓ તથા વાર્તાઓનો અખૂટ ભંડાર હતો. મુસાફરી વગેરે સમયે એમનો આનંદી સ્વભાવ અત્યંત આહ્લાદજનક નીવડતો, એમ એમના નિકટ સંબંધમાં આવેલા મિત્રો તથા કુટુમ્બીઓના કહેવા પરથી જણાય છે. રા. બળવંતરાય ઠાકોરના કહેવા પ્રમાણે તો એમની આ હાસ્યરસની શક્તિ એમનાં લખાણોમાં બહુ ઓછી અને ઝાંખી જ આવેલી છે. આ સાચું હોય કે નહિ પરંતુ એટલું તો નિઃસંશય છે કે એમના નિત્યજીવનમાં પણ રમણભાઈ હાસ્યરસ રેલાવતા અને એમની એવી વાતો એમના પ્રગટ થએલા હાસ્યરસની કૃતિઓના હાસ્યરસ જેટલી જ રમુજી હતી. એમને કોઈ બોસવેલ મળ્યો નહિ એ દુર્ભાગ્ય. આ મૌલિક હાસ્યરસ એમનાં પુસ્તકોમાં પણ ઠેર ઠેર ઝળકી ઉઠે છે. "કવિતા અને સાહિત્ય"માં પિંગળની ચર્ચા કરતાં 'મિઝાન યા વઝન'નો જે સરસ ઉપહાસ કર્યો છે, કે 'રાઈનો પર્વત'માં વંજુલની ઉક્તિઓમાં, કે 'હાસ્યરસ' વિષેના નિબંધમાં જે આછો હાસ્યરસ નીતરી આવે છે એ એમની સ્વાભાવિક પ્રકૃતિનાં દૃષ્ટાન્ત છે.

આ હાસ્યરસિક વૃત્તિ તથા શક્તિને લીધે એમનામાં નમ્રતા, પ્રમાણનું ભાન, સમતોલપણું, વિચારની પ્રમાણિકતા, સ્વભાવની સરલતા, સહનશીલતા, મતભેદ પ્રતિ સહિષ્ણુતા,

---

૧ "ભદ્રંભદ્ર"નો બીજી ભાષાઓમાં અનુવાદ થયો છે એ સુવિદિત છે.

સિદ્ધાન્તો માટે આગ્રહી છતાં સહિષ્ણુતાથી પૂર્ણ હતા, જીવનના, સામાન્ય અને લૌકિક વ્યવહાર કરવા છતાં અન્તરથી વૈરાગ્યવૃત્તિવાળા હતા, આનંદી છતાં ગંભીર હતા.[1] આ સમન્વય એમની પ્રકૃતિમાં મૌલિક હતો. વિનોદ અને વિનીતતાનો પણ એવો જ અદ્ભુત સંયોગ એમનામાં હતો. રમણભાઈ અત્યુક્તિમાં મહાલતા અને અતિશય હાસ્ય ઉપજાવતા. પરંતુ વિચારક તરીકે સમર્યાદિત હતા. તેઓની નિયતવૃત્તિને લીધે જ તેઓ અપરિમિત હાસ્યના સૃષ્ટા હતા. એમની કલ્પનાશક્તિ ઉદ્દામ અને અનિયંત્રિત હતી, પણ વિચારશક્તિમાં વિનીતતા હતી; એમને ઉદ્દામતાની ઉન્મત્તતાનું તીવ્ર ભાન હતું, કારણ કે પોતે અત્યંત સ્થિર હતા; મર્યાદા ઓળંગનારનો ઉપહાસ કરી શકતા કારણ પોતે કેન્દ્રમાં સ્વસ્થ હતા.[2] પરંતુ એમની હાસ્યવૃત્તિ જીવનમાં ભિન્નસ્વરૂપે પ્રગટ થઇ એનું પરિણામ એ આવ્યું કે, સાહિત્યમાંથી એ ક્રમશઃ ઊડી ગઈ. અમદાવાદના નાગરિક જીવનમાં અને ગુજરાતના સામાજિક જીવનમાં એ મૌલિક હાસ્યવૃત્તિને લીધે તેઓ કેવું અપૂર્વ અર્પણ કરી શક્યા એ અહીં કહેવાની જરૂર નથી. પણ એ સાર્વજનિક લાભનું પરિણામ સાહિત્ય વાસ્તે હાનિકારક નીવડ્યું. સાહિત્યમાં પ્રવૃત્ત થવાને બદલે લોકજીવનમાં એ હાસ્ય પ્રસરી ગયું.

રમણભાઇના હાસ્યરસનાં વિશિષ્ટ લક્ષણો શોધવાં કઠણ નથી. સામાજિક કે વ્યક્તિગત દોષો રુદનના જ વિષયો નથી, પણ એ દૂષણોને ભેદી નાખે એવા ખડખડાટ હાસ્યના વિષય છે, એ સહજ જ્ઞાન રમણભાઇને એમની સ્વાભાવિક હાસ્યવૃત્તિને લીધે હતું. આવા અદ્ભુત આશ્ચર્યની શક્તિ જેનામાં હોય, એવી અક્ષત અને પ્રચંડ વિસ્મયની સરલતા જેનામાં હોય, એ જ હાસ્યદ્વારા સમાજને સુધારવા મથી શકે. રમણભાઇમાં આ વિનોદ અને વિસ્મય બંને હતાં અને એથી હાસ્યરસનો ઉપયોગ સમાજહિત માટે એ કરી શક્યા. "ભદ્રંભદ્ર"માં આપણા સમાજનાં અનિષ્ટો પણ હાસ્ય ઉપજાવે છે અને આહ્લાદજનક લાગે છે; કારણકે એ અનિષ્ટો પણ ચમત્કારી બની જાય છે અને પોતાની એક નવી જ સૃષ્ટિ ઉત્પન્ન કરી દે છે, જે સૃષ્ટિમાં એ દૂષણો પણ કલંકિત નથી ભાસતાં. આ સૃષ્ટિની રચનામાં અત્યુક્તિ સાધનરૂપ બને છે. આવી અત્યુક્તિની યોગ્યતાનો પ્રશ્ન અહીં અસ્થાને છે, પણ અત્યુક્તિ હાસ્યની નિષ્પત્તિમાં આવશ્યક છે એ નિઃસંશય. "ભદ્રંભદ્ર"માંની અત્યુક્તિઓએ આપણા સમાજની ક્રૂર અને મૂર્ખ રૂઢિઓને જેટલી અને જે રીતે ઉઘાડી પાડી છે એટલા પ્રમાણમાં બીજા કોઇએ નથી પાડી. બોધ દેતા પ્રવર્તકના વિચારશીલ સત્યો કરતાં પણ આ અત્યુક્તિમાં વધારે સત્ય સમાયેલું છે. મિ. ચેસ્ટરટન ચાર્લ્સ ડિકન્સની અત્યુક્તિઓ વિશે લખતાં કહે છેઃ

"Dickens exaggerated when he had found a real truth to exaggerate. ... Some of the most frantic lies on the face of life are told with modesty and restraint; for the simple reason that only modesty and restraint will save them. ... On the other hand, the man who has found a truth dances about like a boy who has found a shilling; he breaks into extravagances, as the

૧ સરખાવોઃ "સાહિત્યની ગંભીરતા અને પ્રૌઢતાના ભાન વિના હાસ્યરસની અજમાયેશ કરવા જતાં ગ્રામ્યતા ઉત્પન્ન થાય છે." (હાસ્યમંદિર પૃ. ૪૭)

૨ આવી સંગતિ વિષે Charles Dickens વિષેના મિ. જી. કે. ચેસ્ટરટનના પુસ્તકમાં સરસ ઉલ્લેખ છે.

"વિશ્રાન્તિ–વકીલ"ના પ્રકરણના આરમ્ભમાં સૂતેલા ભદ્રંભદ્રનું જે વર્ણન છે એ આખું અહીં ઉતારવા માટે લાંબું છે પરંતુ એ વાંચી જોવાથી એમની આ શક્તિનો ખ્યાલ આવશે.* એવું જ પણ એથી ભિન્ન પ્રકારનું વર્ણન અંબારામના સ્વપ્નનું છે. એમાં સ્વપ્નનો સરસ ચિતાર અને ઉપહાસ છે.×

રમણભાઇના હાસ્યરસનું બીજું લક્ષણ એમનો કટાક્ષ. એ કટાક્ષનાં થોડાં દૃષ્ટાન્તો જ એનો ખ્યાલ આપવા બસ છેઃ—

(ક) સુધારાવાળા ગમે એટલા શાસ્ત્રનાં પ્રમાણ બતાવે પણ જ્યાંસુધી મારા જેવા આર્ય તે સ્વીકારે નહિ ત્યાં સુધી સર્વ નિરર્થક છે." (ભદ્રંભદ્ર પૃ. ૧૧૬)

(ખ) "સુખના સાધનને તો સર્વ પ્રજાઓ આગ્રહથી વળગી રહે છે; પણ મોટાઇ તો આર્યોની જ કે તેઓ દુઃખના સાધનને આગ્રહથી વળગી રહે છે."

(ભદ્રંભદ્ર પૃ. ૧૧૮)

(ગ) "હું અને પ્રસન્નમનશંકર દુનિયામાં સહુથી ડાહ્યા છીએ એ વિષે મારી એકલાની જ ખાત્રી છે એમ નહિ, પણ પ્રસન્નમનશંકરની પણ ખાત્રી છે."

(ભદ્રંભદ્ર પૃ. ૩૨૦)

(ઘ) "આપણા દેશમાં નાતજાત છે, જમણવાર છે, વરઘોડા છે, શું નથી તે પરદેશમાં જવું પડે ?" (ભદ્રંભદ્ર પૃ. ૩૪૦)

એમના હાસ્યરસનું ત્રીજું લક્ષણ એ છે કે એમના નિરીક્ષણ અને અનુભવમાંથી એ ઉદ્ભવે છે. આ સ્વાભાવિકતાનાં ભિન્ન રૂપો છે. કેટલાક ઉપહાસમાં સામાન્ય અનુભવનું પ્રતિબિમ્બ હોય છે. જેમકે ભદ્રંભદ્ર મુંબઇની દોડધામ જોઇને કહે છે કે "આ સર્વ માધવબાગની સભામાં જતા હશે!" આ ઉક્તિ લગભગ રૂઢ થઇ ગઇ છે આપણે બીજે ગામ જતા હોઇએ, કોઇ સભામાં કે નાટક–સિનેમામાં કે મેચમાં જતા હોઇએ ત્યારે એ દિશા પ્રતિ જતા બીજા બધા પણ ત્યાં જ જાય છે એવી કલ્પના કરીએ એ સ્વાભાવિક છે. એ વૃત્તિનો પણ આ રમુજમાં ઉપહાસ થઈ જાય છે. આ જ પ્રમાણે કૉર્ટ નાસ્તો કરવા ઊઠે ત્યારે માત્ર મેજિસ્ટ્રેટ જ નાસ્તો કરે છે એથી ભદ્રંભદ્રને નિરાશા થાય છે એ કૉર્ટની પ્રથાથી અપરિચિત કોઇ માણસને થાય એવી છે. વળી આ જ કારણથી એમનો કેટલોક ઉપહાસ લાક્ષણિક છે, જેમાં સ્વતંત્ર નિરીક્ષણ જણાઈ આવે છે. જેમકે કૉર્ટમાં મેજિસ્ટ્રેટ સૌથી છેલ્લા આવે છે એ જાણ્યાથી ભદ્રંભદ્રે સમજાવ્યું કે "આર્ય મંદિરોમાં પહેલા દેવ પ્રકટ થાય, અને પછી દર્શન કરનાર આવે; પણ અહીં ક્રમ ઉલટો છે." એ ઉક્તિમાં હાસ્યજનક વિરોધ સરસ છે. અપવાસનું ફળ કેમ મળે એ વિષેના ભદ્રંભદ્રના અભિપ્રાયમાં પણ આવું જ જ્ઞાન છે.÷

રમણભાઈની ઉપમાઓ પણ એમના હાસ્યરસનું વિશિષ્ટ લક્ષણ છે.

(ક) "ચકચક જેવી એમની ગોળ આંખો ચળક ચળક થવા લાગી. માટીના પોપડારૂપી એમના હૃદયમાં કીડીરૂપી હજારો તર્ક ઉભરાઇ ગયા. અને સમાધિ પૂરી કરી શિવ

* "ભદ્રંભદ્ર" પૃ. ૧૪૩–૧૪૪

× "ભદ્રંભદ્ર" પૃ. ૨૦૯–૨૧૦

÷ "ભદ્રંભદ્ર" પૃ. ૩૧૨.

(ગ) ચંપકલાલ ચદ્દુના જેલમાંનાં સંભાષણોમાં આવી શબ્દોની રમત, અટપટી વાક્યરચના, પ્રાસમય શૈલી પુષ્કળ છે. ( ખાસ કરીને ભદ્રંભદ્ર પૃ. ૩૧૭ થી ૩૨૩ જુઓ. )

આ વિષે એક વાત ધ્યાન ખેંચે એવી છે કે "ભદ્રંભદ્ર"ના પાછલા ભાગમાં ભદ્રંભદ્ર વધારે અને વધારે સંસ્કૃતમય ભાષા બોલતા થતા જાય છે અને ચંપકલાલ ચદ્દુનું પાત્ર આવા ભાષાના ખેલ પરથી ઉદ્ભવતી રમુજોથી ભરપૂર છે. જેમ પુસ્તક રચાતું જાય છે એમ હાસ્યની નિષ્પત્તિ માટે માનસ, સંજોગો, દલીલો વગેરેના ક્ષેત્રની સીમા આવતાં ભાષાની નવીનતા ઉપર વધારે અને વધારે આધાર રાખવો પડે છે. વળી એક જ પુસ્તકમાં સર્વ હાસ્યરસ જમાવવાથી કેટલેક સ્થળે—ખાસ કરીને ભદ્રંભદ્રના ભાષણોમાં પુનરુક્તિઓ વારંવાર આવે છે. એમજ "ભદ્રંભદ્રે દીઠેલું અદ્ભુત દર્શન," "જય–યાત્રા" વગેરે કેટલાક ભાગમાં હાસ્યરસમાં સહેજ શિથિલતા આવી જાય છે.

રમણભાઇનો હાસ્યરસ ચિરંજીવ નીવડે એવો છે; કારણ કે એ જીવન અને જગતના સૂક્ષ્મ નિરીક્ષણમાંથી ઉદ્ભવેલો છે. એ ક્ષણભંગુર નથી; કારણ કે જે વસ્તુઓનો એ ઉપહાસ કરે છે એ ઘણા સમય સુધી ઉપહાસના વિષય રહેશે. એનું રૂપ લાંબા સમય ટકશે, એની બાલિશ સરલતા (naivette) મરશે નહિ. ભદ્રંભદ્રની અમરતાનું એક જ કારણ છે અને તે એ કે, એ એક સર્જન છે. હિન્દુ સમાજની orthodoxy ની મૂર્તિરૂપ છે. એ પ્રકારના માનસનાં સામાન્ય લક્ષણોનું એક વિશિષ્ટરૂપ છે. એટલે કે જ્યાં સુધી એ માનસ અને એ સામાજિક ઘટના નાશ નહિ પામે ત્યાં સુધી ભદ્રંભદ્ર ભૂલી શકાશે નહિ. હજી પણ આપણામાં ભદ્રંભદ્રો વસે છે એ ઉક્તિ રમણભાઇના હાસ્યરસના પુરાવારૂપ છે પરંતુ આપણા સમાજની દુઃખકર સ્થિતિના ચિહ્નરૂપ પણ છે. 'ભદ્રંભદ્ર'માં જે પણ પ્રાસંગિક ટીકાઓ કે અંગત આક્ષેપો હશે એ કોને ઉદ્દેશીને હતા એથી હવેનો જમાનો અજ્ઞાત હોઇને એની અંદર રહેલો હાસ્યરસ શુદ્ધ સ્વરૂપમાં અનુભવી શકાશે. પ્રસન્નમનશંકર કે ડચી મામા કોને સંબોધીને છે એ જાણનારને કદાચ એ પાત્રોમાં સહેજ વધારે મઝા પડે, પરંતુ એ સમયની પ્રવૃત્તિ કે ઝગડાઓથી તદ્દન અજ્ઞાત હોય એને પણ એ સર્વ ઉપહાસમાં પુષ્કળ રસ પડે છે અને પડે એ નિર્વિવાદ છે. એ પાત્રો કોણ હતાં એ ખોળવાનો પ્રયાસ પણ કર્યા વગર એવાં પાત્રો સાચું હાસ્ય ઉત્પન્ન કરાવી શકે છે એ જ દેખાડે છે, કે એ હાસ્યરસ કેવળ અંગત દ્વેષભાવથી ભરેલો છે એમ કહેવું અયોગ્ય છે. જે વ્યક્તિઓને ઉદ્દેશીને એ ઉપહાસ છે એમનાં લક્ષણોને સામાન્ય સ્વરૂપમાં જ એ રજુ કરે છે. ઘણાયે જૂના વિચારના માણસોને 'ભદ્રંભદ્ર' આનંદથી વાંચતા અને એમાંથી રસ મેળવતા જોયા છે. એ એની હાસ્યમયતા પૂરવાર કરે છે. "ભદ્રંભદ્ર"માં પ્રતિબિમ્બિત થયેલો સમાજ અને અત્યારના સમાજની સ્થિતિમાં કેટલો ભેદ છે અને એને લીધે એની અંદરનો કેટલો ઉપહાસ હવે અસ્થાને સહેજ જૂનો લાગે છે, એ સમાજશાસ્ત્ર અને સાહિત્યના કોઇ અભ્યાસીએ તપાસવા જેવો છે. ભદ્રંભદ્રની રમુજો જેટલે અંશે હાલની સ્થિતિને બંધબેસતી ન લાગે એટલે અંશે આપણે આગળ વધ્યા છીએ એમ કહી શકાય; એટલે ભદ્રંભદ્રનો વિનોદ એક સામાજિક બેરોમિટર ગણી શકાય. કારણ કે ભદ્રંભદ્ર માત્ર એક વ્યક્તિ નથી, એ એક સૃષ્ટિ છે.) એમાંનાં પાત્રો હિન્દુ સમાજના રોગ-જંતુઓ છે. અલબત્ત, રમણભાઇના હાસ્યરસ ઉપર પણ તે સમયના વાતાવરણ અને સંજોગોની અસર થયા વગર રહે નહિ. એમ તો 'પિકવિક પેપર્સ'નાં ચુંટણીનાં દશ્યો હમણાંની ચુંટણીની પદ્ધતિ કરતાં જુદા પ્રકારનાં હોઇ એમાં હાલના વાચકને કંઇક ઓછો રસ પડે એ સંભવિત

this point of view the popularity of Mr. Bernard Shaw was *encouraging. But, then, if this happened, there was a possibility* that Scotland Yard would institute a censorship of Jokes in which case I hope I would by then be in prison with the Jokers." * "ભદ્રંભદ્ર"ની લોકપ્રિયતા પણ આશાજનક ચિહ્ન ગણી શકાય. "સનાતન" સૂત્રો કરતાં ક્ષણભંગુર હાસ્ય વધારે સરસ હૃદયપલટો કરી શકશે.

હાસ્ય એ રમણભાઈની કલાનું મુખ્ય સાધન હતું. પણ એમનો વિનોદ પણ ગાંભીર્યમાંથી ઉદ્ભવતો હતો. એ હાસ્યમયતાથી છલકાતા હતા, પણ ઈશ્વર પર પૂર્ણ શ્રદ્ધા રાખતા. ઉત્તમ કોટિનો કલાકાર ફિલસૂફ હોયા વગર રહે નહિ. અને ફિલસૂફ સૃષ્ટિ તથા સમાજનો અન્યાય અને મૂર્ખતાના ભાનથી અસંતુષ્ટ અને ક્રોધિત થયા વગર રહે નહિ. ફિલસૂફી દ્વારા સત્યની શોધ કરતા રમણભાઈ હાસ્ય વડે સમાજ સુધારવા મથ્યા. એક બાજુએ આનન્દ પ્રસારતા તો બીજી બાજુએ સદ્વૃત્તિ પ્રેરતા. પ્રાર્થનાથી આધ્યાત્મિક સ્વર્ગ મળે તો આનન્દ માનસિક સ્વર્ગ પ્રાપ્ત કરવાનો માર્ગ છે: અને એ બંનેના વિધાતાને અમરતા તો સુલભ જ છે.

ગગનવિહારી લ. મહેતા

---

# શૂરના સાથ

[શ્રી. નારાયણ મો. ખરેએ સૂચવેલા રાગ અને તાળ પ્રમાણે શ્રી. રસિકલાલ પરીખે 'શબ્દાર્થ' યોજના કરી છે. ચિન્હયોજના શ્રી. ખરેએ કરેલી છે.]

રાગ ગૌડ મલ્હાર–ત્રિતાલ

(બ નશા બ્યાન આયાવે–એ રાહ)

શૂરના સાથ સૌ આવે (૨)
સૌ આવે આઝાદ થવા. શૂરના સાથ૦

મુક્ત થવાનો અવસર આવ્યો
તરુણપણાનો લ્હાવો લેવા
જુગજુગમાં ફરી ના'વે! શૂરના સાથ૦

---

* The Danger of creed wars વિશે ૩૦ નવેમ્બર ૧૯૨૯ ને દિવસે મિ. શૉએ આપેલા ભાષણમાંથી આ ઉતારો છે.

# સામુદાયિક ઉપાસના*

## (૧૦)

## સામુદાયિક ઉપાસનાનું શુદ્ધ સ્વરૂપ—વિધેય તત્ત્વો

સામુદાયિક ઉપાસનાના શુદ્ધ સ્વરૂપમાં શું ન હોવું જોઈએ તે જોયું. હવે, એમાં શું હોવું જોઈએ તે તપાસીએ.

### ૧ શ્રદ્ધા

સૌથી પહેલી વસ્તુ તો ઉપાસકોની શ્રદ્ધા હોવી જોઈએ. સામુદાયિક ઉપાસના જોઈએ કે ન જોઈએ એ ચર્ચા ઉદ્ભવવાનું કારણ તપાસીશું તો જણાશે કે, એ ઉપાસના કરવાની ફરજ અશ્રદ્ધાળુ પર આવેલી હોય છે. ઉપાસના કોને માટે રાખેલી છે, એ પૂછવા જઈશું તો તે કોઈની માલિકીની નહિ જણાય. છાત્રાલયોમાં ગૃહપતિ માનતા હોય છે કે "આ ઉપાસનાની મારે જરૂર નથી; મારે પોતાને માટે તો હું ખાનગીમાં અથવા નોખી રીતે ઉપાસના કરું. આ ઉપાસના કેવળ વિદ્યાર્થીઓ માટે છાત્રાલયોએ સ્વીકારેલા સંકેત મુજબ છે." વિદ્યાર્થીઓ માનતા હોય છે કે "અમને આ ઉપાસનાની ભૂખ નથી. ગૃહપતિના નિયમને વશ થઈ અમે હાજરી આપીએ છીએ."

સંપ્રદાયોમાં આમ નથી. આરતીની ઘંટા સાંભળતાં જ બધાં ત્યાં દોડે છે, ત્યારે પોતા સિવાય બીજાને માટે જાય છે એમ કોઈને લાગતું નથી. કારણ, તે પોતાની શ્રદ્ધાથી જ જાય છે.

છાત્રાલયો જેવી સંસ્થાઓમાં આમ નથી થતું; કારણ, ઉપાસનાની પ્રથા અને પદ્ધતિ રચનાર ગૃહપતિઓએ સ્વસંતોષ કે આત્મોન્નતિ માટે એ નથી રચેલી હોતી, વિદ્યાર્થીઓએ સ્વયં-પ્રેરણાથી એનું સ્વરૂપ ઘડયું નથી હોતું, પણ દરેક કોઈ બીજા માટે જ એ બનાવી છે. આજ સામુદાયિક ઉપાસનાને લગતી તકરારોનું, એની નિષ્ફળતાનું તથા એ વિષે વાદવિવાદનું કારણ છે.

ત્યારે પહેલી આવશ્યકતા એ છે કે સમુદાય રચનાર-ગૃહપતિ કે બીજો કોઈ સંસ્થાપક -પોતે સત્સંગનો ભૂખ્યો હોવો જોઈએ. એને પોતાને ઉપાસના કરવી છે, અને તે માટે એ વિદ્યાર્થીઓનો સમાગમ શોધે છે, એવી એની વૃત્તિ હોવી જોઈએ. વિદ્યાર્થીઓ એમાંથી પોતાની શક્તિ મુજબ જે લેશે તે લેશે, કોઈ દંભ કે પાખંડ કે દુરાચાર તો નહિ જ શીખે, પણ પોતે તો એમાંથી ઘણો લાભ લેશે જ લેશે-આવી એની માન્યતા હોવી જોઈએ. સંસ્થાનાં બીજાં કામોમાં ભલે એ ગુરુસ્થાને અને બીજા શિષ્યસ્થાને હોય, ઉપાસનામાં એ જિજ્ઞાસુ જ થઈને રહે અને બીજાઓની-કોઈ નાના બાળકની યે-સાધુતાનો પૂજનારો બનીને રહે.

---

* આગલા હપ્તા માટે જુઓ પ્રસ્થાન પુ૦ ૧૦ અંક ૪-૫.

ઉપાસના દ્વારા - પરમાત્મા સાથે અનુસંધાન કરવાની રુચિ ઉપજાવી શકાય, પણ એનો વિકાસ તો ખાનગીમાં જ થાય. એટલે, આ અંગનું બીજ નંખાય અને નવા બીજને પોષણ મળે એવી સામુદાયિક ઉપાસનાની રચના હોવી જોઇએ. આથી, જેનામાં આ બીજ પોષાયું છે, અને જે ખાનગી રીતે અનુસંધાન કરવા પ્રયત્નશીલ રહે છે, તેને સામુદાયિક ઉપાસનાના આ ભાગ માટે રુચિ ન રહે એ સંભવિત છે. આ દૃષ્ટિએ, આ ભાગ ગૌણ અંગમાં ગણવો જોઇએ.

સાત્ત્વિક ભાવો નિર્માણ કરનારું અંગ એ સામુદાયિક ઉપાસનાનું મહત્ત્વનું સ્વરૂપ કહી શકાય. પણ, જેમ ભોજનને રુચિકર કરનાર મસાલા અને વાનીઓ વિવિધ છે, અને બધા જ મસાલા અને વાનીઓનો એક દિવસે ઉપયોગ નથી થતો, તેમ આ પ્રયત્નનું પણ છે. એનું સ્વરૂપ એક કાયમ માટેનું ગોઠવેલું ન હોય; એમાં રોજ રોજ થોડો ઘણો ફરક હોય. એ હોય તો ખરું જ; પણ જેમ મસાલા અને વાનીઓનો અતિરેક દોષરૂપ છે, તેમ આનું પણ સમજવું જોઇએ. સાત્ત્વિક ભાવ પણ

**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥**

( સુખની અને જ્ઞાનની આસક્તિથી બંધનકારક થાય છે. ) એ પણ એક પ્રકારનો ઉન્માદ નિર્માણ કરે છે. જ્યારે ઉન્માદ નિર્માણ થાય, ત્યારે સાત્ત્વિકતા લગભગ દોષરૂપ થઈ જાય છે.

મરાઠી નાટકોમાં સંગીતમાં ઉસ્તાદ હોય એવા એકાદ પાત્રના ગળામાં ઠાંસી ઠાંસીને ગીતો ભરી દેવાનો રિવાજ પડી ગયો છે. એવું પાત્ર રંગભૂમિ પર આવતાં જ અર્ધોક ડઝન ગાયનો સાંભળવાની પ્રેક્ષકે તૈયારી રાખવી જોઇએ. ઘણા પ્રેક્ષકો સંગીતના આટલા બધા શ્રવણથી કંટાળતા નથી એ હું જાણું છું, પણ એમાં પ્રેક્ષકોની કેળવાયેલી અભિરુચિ છે એમ મને લાગ્યું નથી. જેમ કોઈની જીભ કેવળ નિર્ભેળ ગોળ ખાધા સિવાય ગળપણનું અસ્તિત્વ પારખી શકે નહિ અને તૃપ્ત થઇ શકે નહિ એવી હોય, તો તેની જીભ કેળવાયેલી ન કહેવાય; તેમ જે ડઝનેક ગીતો સાંભળ્યા સિવાય સંગીતથી તૃપ્ત ન થઈ શકે તેના કાન મારી દૃષ્ટિએ, જડ ગણાવા જોઇએ. નિયમ તો એવો હોવો જોઇએ કે જે પાત્ર સંગીતમાં પ્રવીણ હોય તેના સિવાય બીજાને માટે ગાવાનો ભાગ જ ન હોય, અને એ પાત્ર પણ એક કે બે જ ગીતો સુંદરમાં સુંદર રીતે ગાઈ સંભળાવે.

આ જ રીતે, સાત્ત્વિક ભાવો નિર્માણ કરવા માટે અનેક રીતો એક જ દિવસે યોજી લેવી એ મને અણઘડ પદ્ધતિ લાગે છે. આ રીતે, ધૂનના ૨-૪ પ્રકાર, એ પ્રકારોમાં આરોહ-અવરોહની ચાલબાજીઓ, અનેક ભજનો વગેરે રીતો યોગ્ય નથી એમ મારો મત છે. ધૂન અને ભજનો સંગીત માટે, કે એના સહેલા તાલ અને સહેલી 'સા રી ગ મ 'થી ટોળાંઓને ગાંડાં કરવા માટે નથી. ટોળાં ધૂન કે ભજન ઝીલતાં ઝીલતાં ગાંડાં બની ડોલવા લાગે, નાચવા લાગે, તાલ આપવા લાગે ત્યારે એમાં ઠીક રસ જામ્યો એમ ઘણી વાર મનાય છે. 'રસ જમાવવા'ની દૃષ્ટિએ આ બરાબર છે. ઉપાસનાની દૃષ્ટિએ આ ઉપાસનાની નિષ્ફળતા છે; ધૂન કે ભજન જ્યારે એ રીતે વધતાં જાય કે ધીમે ધીમે નાચનારા બેસી જાય, ડોલનારા સ્થિર થઇ જાય, તાલ આપનારા શાંત થઈ જાય, તાર સ્વરમાં ગાનારા મંદ્રમાં આવી જાય, અને જાણે આખો સમૂહ હવે જાગ્રત છતાં ગંભીર બની ગયો છે એમ

જેમ કેટલાક માણસ ઘઉં-ચોખા કરતાં શાક અને અથાણાંથી જ પેટ ભરનારા હોય છે, તેમ કેટલાક ઉપાસકોને આ મહત્ત્વનો ભાગ નીરસ અને કંટાળાભર્યો લાગે, અને પહેલાં બે અંગોમાં જ એ કાંઈ ચે ભાગ લઈ શકે એમ બને. આથી, મૂંઝાવાનું ન હોય. કારણ, સામુદાયિક ઉપાસનામાં જો માનસિક ભૂખ ભાંગવાની કોઈ વિશેષ શક્તિ હોય તો તે આ છેલ્લા અંગમાં જ છે. જેમ સાચી ભૂખ ન હોય ત્યાંસુધી જ માણસ શાક અને અથાણાં ખાઈ ઊઠી જાય છે, પણ ધીમે ધીમે જ્યારે સાચી ભૂખ ઊઘડશે ત્યારે તે ઘઉં-ચોખાને છોડી નહિ જ શકે, તેમ આ ઉપાસક પણ સામુદાયિક ઉપાસનાનાં કેવળ ધૂન, ભજન અને નિત્યપાઠથી તૃપ્ત નહિ થાય પણ મહિને-છ મહિનેયે એના વિચારાત્મક ભાગનો ભૂખ્યો થશે. આમાં જ સામુદાયિક ઉપાસનાનું સત્સંગદાયિત્વ રહેલું છે. જે સમુદાયમાં આ ખોરાક મળતો હશે, તે સમુદાયથી બહુ દૂર રહેવાનું એકાંતસેવી યોગી પણ પસંદ નહિ કરે. આવા સમુદાયો જનસમાજની વચ્ચે ક્વચિત જ મળે છે. જે સમુદાયો જનસમાજની વચ્ચે ચાલતા હોય છે, તેમાં ધર્મશોધન કે તત્ત્વશોધન જુજ જ હોય છે. આવું માલૂમ પડવાથી જ શ્રેયાર્થી એ વિષે ઉદાસીન થાય છે, અને એકાંતને વિશેષ પસંદ કરે છે. પણ કોઈ ઠેકાણે સાચો સંતસમાગમ મળી શકે એમ છે એમ જ્યારે એને માલૂમ પડે છે ત્યારે તે ( વિશેષ સાધનામાં ન હોય તો ) એકાંતનો જ ભોગી નથી રહેતો. હિમાલયમાં જનારાઓ પણ ત્યાં સમુદાય રચે છે.

## ૩ શાંતિ અને ગાંભીર્ય

જો સમુદાયમાં શાંતિ અને ગાંભીર્ય ન જળવાય તો ઉપાસકોને શ્રદ્ધા અને સત્સંગનાં ફળ નહિ મળે. નાટકોમાં જેમ 'પિટ્'ના પ્રેક્ષકો માટે યોજેલાં કેટલાંક દશ્યો હોય છે, તેમ સામુદાયિક ઉપાસનામાં યે થતું જોવામાં આવે છે. ગડબડ-ઘોંઘાટનો પાર નથી હોતો, અથવા ગડબડ-ઘોંઘાટને જ સામુદાયિક ઉપાસના સમજી લેવામાં આવે છે. હિંદુ ઉપાસકોના સમાજોમાં શાંતિનો ગુણ મારા જોવામાં નથી આવ્યો. તહેવારોને દિવસે થતા મેળાઓમાં જેવું દશ્ય હોય છે, તેની જ નાની આવૃત્તિ સામુદાયિક ઉપાસનામાં ઘણે ભાગે હોય છે. રડતાં બાળકોનો, તોફાની બાળકોનો, અંદર અંદર વાતો કરતી સ્ત્રીઓનો, બીજાને કોણી મારી આગળ માર્ગ કાઢવા મથતા પુરુષોનો ઘોંઘાટ એવો થાય છે કે એકંદર દેખાવ ઉપાસના કરતાં તમાશાનો વધારે લાગે છે. તેમાં, વળી, 'શંખો, નગારાં, ઢોલ, મૃદંગ અને રણશિંગાં એકસાથે વાગીને, આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકે છે.' સહિષ્ણુતાની અને અન્ય દૃષ્ટિએ મુસલમાનોનું ગમે તે કર્તવ્ય હોય, સામુદાયિક ઉપાસનાની શુદ્ધતાની દૃષ્ટિએ ઉપાસનાસમયે આજુબાજુ શાંત વાતાવરણની તેમની માગણી ગેરવાજબી છે એમ નહિ કહી શકાય. શંખ, નગારાં વગેરે વાદિત્રોમાંથી એક સાધનનો ઉપયોગ શાળામાં જેમ સમય સમયના ઘંટ વાગે છે તેમ ભલે કરાય, એની ઉપયોગિતા એટલી જ સમજવી જોઈએ. એ વાદિત્રો દેવોને જાગ્રત કરવા માટે નથી, ઉપાસકોને ભેળા કરવા માટે છે. આરતી સમયે ઘંટડીની જરૂર હોય જ તો એક નાનકડી ઘંટડીનો અવાજ બસ ગણાય. જો ઘંટડી ઉપાસનારૂપે વાગતી હોય તો તે વખતે ઉપાસકોની શાંતિ એવી હોવી જોઈએ કે ઘંટડીનો અવાજ આખો સમુદાય સાંભળી શકે. વસ્તુતઃ આ બધા કર્મકાંડથી છૂટા થવાય એમાં જ શ્રેય છે. પણ જેને આવી શ્રદ્ધાઓ

વળગેલો નથી, અને જેમાં અનેક ધર્મ અને સંપ્રદાયના માણસોને રોજ ભાગ લેવાનો રહે છે, તે મિશ્રસમુદાય છે.

નિત્યપાઠને જે બંધનો લાગુ પડે છે, તે ભજનોને લાગુ નથી પડતાં. કોઈ માણસ, તુલસીદાસને માટે કહેવાય છે તેમ, એવો અનન્યાશ્રયી હોય કે રામને બદલે કૃષ્ણને માથું ન નમાવે, તે પણ તુકારામનો વિઠોબાના નામથી રચાયેલો અભંગ ગવડાવવામાં આવે તો ઝીલતાં અચકાશે નહિ. એ સમજશે કે એમાં નામ ગૌણ છે, ભાવ મુખ્ય છે. વિઠોબા બોલતાં યે એ તે વડે પોતાના જ ઇષ્ટદેવનો વિચાર કરશે. આ દૃષ્ટિએ, ઈશ્વર સગુણ સાકાર છે એમ કહેતાં જ છંછેડાઈ પડનારા ભક્તો પ્રભુના 'ચરણ'માં માથું મૂકવાની, એનો વરદ 'હસ્ત' પોતાને માથે મુકાવવાની, એના 'પ્રકાશ'માં નાહવાની અભિલાષા કરે છે. વૈષ્ણવો શિવ કે દુર્ગાનાં ભજનની કદર કરી શકે છે. પણ આવાં ભજન નિત્યપાઠમાં આવે તો તેની બરદાસ્ત કરવી એમને કઠણ થાય. કારણ કે, એ ચિંતન પોતાની સ્થિર નિષ્ઠાને વિરોધી થાય છે.

ઉપાસનાને સમયે કર્મેન્દ્રિયો કે જ્ઞાનેંદ્રિયોને કાંતવું, કાલાં ફોલવાં, શીવવું વગેરે કોઈ સમાજોપયોગી કામમાં રોકી દેવાય કે નહિ એ પ્રશ્નને વિચારવાની જરૂર લાગે છે.

"ખાતાં, પીતાં, હરતાં, ફરતાં, કરતાં ધરવું કામ;
"સ્વામિનારાયણ, સ્વામિનારાયણ, મુખે રટિયે નામ—
હો સંભારિયે રે."

—આ એક બાબત છે; અને સ્તવન-ઉપાસના વખતે, ભલેને શુદ્ધ હોય પણ સામાજિક હોય તેવું કામ લઈને બેસવું એ બીજી બાબત છે. મારી દૃષ્ટિએ, એમ કરવું બરાબર નથી. આગળ વિવેચન કર્યા પ્રમાણે કર્મોપાસના કે સહજોપાસનામાં રહી જતી એકાંગિતા ટાળવી, કર્મ કરતાં છતાં કર્મના બંધનમાંથી અને પ્રવૃત્તિના મોહમાંથી છૂટવું— એટલા માટે સ્તવનોપાસનાની આવશ્યકતા છે. જેને એ હેતુ સિદ્ધ થઈ ગયો છે, તેને માટે સ્તવનોપાસના આખી યે નિષ્પ્રયોજન બની છે. એને માટે તો ઉપરની કડી યે નકામી છે. એ તો,

"કહું સો નામ, સુનૂં સો સુમિરન, જો કરૂં સો પૂજા;
... ... ... ... ...
"જબ સોઉં તબ કરૂં દંડવત, પૂજૂં ઔર ન દેવા"

—એવી સ્થિતિમાં રહી શકે.

પણ જેને સ્તવન-ઉપાસનાનું પ્રયોજન રહ્યું છે, તેને માટે એની સિદ્ધિ અર્થે આવશ્યક છે કે એ સ્તવન-ઉપાસના સમયે જગતનાં સર્વે સ્વાર્થી કે પરમાર્થી કર્મોને દૂર મૂકે અને એને વીસરી જવાનો પ્રયત્ન કરે. એકચિત્તે માળા ફેરવવા કરતાં ભૂખ્યાને ભોજન આપવું કે નવસ્ત્રા માટે વસ્ત્ર કરવું એ વધારે મહત્ત્વનું હોઈ શકે; તેમ લાગે ત્યારે ભૂખ્યાને ભોજન આપી કે કાંતી-તેને ઈશ્વરપૂજા માનવી અને તે વખતે જ ઈશ્વરનામ લેતા રહી, બીજી ઉપાસનામાં ગુંચાવું નહિ એ યોગ્ય છે. પણ સ્તવનોપાસના માટે એ ખાસ સમય રાખી બેસવાનો કાર્યક્રમ યોજે તો એકાગ્ર સાધનની દૃષ્ટિએ, તથા કર્મયોગના આગ્રહને યે મર્યાદા છે એ જાણવાની દૃષ્ટિએ પણ મનુષ્યોના અર્થ અને કામ સાથે સબંધ હોય તેવાં

### કાર્યક્રમ

| મિનિટ (આશરે) | સવારે | સાંજે |
| --- | --- | --- |
| ૧૦ | ભજન | |
| ૫ | ધૂન | |
| ૫ | સ્તવનપાઠ | |
| ૧૫ | સ્વાધ્યાય | કથા–કીર્તન–વાચન |
| ૫ | ભજન | |
| ૧૫ | પ્રવચન | |
| ૫ | ધૂન | |

પ્રવચન નિયમિત ન થતું હોય તો કુલ સમય ૪૦ કે ૪૪ મિનિટનો થાય, અને નહિ તો ૬૦ મિનિટનો થાય. જે વાચન કે પ્રવચનમા ઊંઘી જનારા હોય તેઓ શરૂઆતથી સ્તવનપાઠ સુધી ભાગ લે; જે તેની જ રુચિવાળા હોય તેઓ તેમાં ભાગ લઇ શકે એવી રીતે જોડાય. જેમને બધા કાર્યક્રમ માટે ભક્તિ, રુચિ અને ફુરસદ હોય તેઓ પૂરો કલાક આપે. સાઠ મિનિટ ગોઠવવી શક્ય જ ન હોય તો સવારે સ્વાધ્યાય કે વાચન અને સાંજે પ્રવચન ગોઠવી શકાય. પ્રવચનકારને અભાવે વાચન પણ રાખી શકાય. જરૂર લાગે તો બીજા ભજન અને ધૂન માટે જુદી વ્યક્તિ જવાબદાર હોય.

સ્વાધ્યાય માટે એક વાત કહી દેવાની જરૂર છે. ઘણી વાર સ્વાધ્યાય એટલો લાંબો રાખવામાં આવે છે કે નિશ્ચિત સમયમાં તેને પૂરો કરવા માટે મેલ ટ્રેન દોડાવવી પડે છે. આમાં કાંઈ અર્થ નથી. સ્વાધ્યાય એ નિત્યપાઠ નથી, પણ મનન કરવા યોગ્ય મોઢે કરેલા વિશાળ સાહિત્યમાંથી થોડોક ભાગ છે, અને સાથે તેનું ધરે તો, થોડું વિવેચન છે. એ રોજ એક જ જાતનો હોવાની જરૂર નથી.

### ૧૨–ઉપસંહાર

હવે આ લંબાયેલા વિષયનો ઉપસંહાર કરવાને હરકત નથી એમ લાગે છે.

પેલા લૉટરીની ટિકિટ જીતનાર મજૂરને પોતાનો વાંસ ફેંકી દેવાની જરૂર નહોતી. જે વાંસે એને આટલાં વર્ષ રોટી આપી પોષ્યો, તે વાંસની મજૂરી માટે જરૂરિયાત ખલાસ થતાં એ પોતાની મેળે એક ખૂણામાં શાંતિથી બેસી ગયો હોત. તેમ સ્તવન–ઉપાસના એની મેળે ખરી પડશે. વસ્તુતઃ, જેને એવી જરૂર નથી રહી તે કોઇ એવા સમાજ સાથે યે બંધાયેલો નથી હોતો કે જેમા એનું સ્તવન–ઉપાસના સમયે હાજર રહેવું એને માટે ફરજિયાત મનાતું હોય. જે અપવાદરૂપ વ્યક્તિઓ એથી પર થયેલી હોય છે તેની અપવાદ લેવાની યોગ્યતા સૌ કોઇ સ્વીકારે છે, અને નથી સ્વીકારતા તો તેને એ સમુદાયમાં બંધાઇ રહેવા જેટલી પરવા યે નથી હોતી. આથી આ ઝગડો જ્યાં ઊપજે છે, ત્યાં એનાં કારણો તાત્ત્વિક નહિ, પણ શ્રદ્ધામંદતાનાં જ હોય છે.

પણ, આમ સ્તવન–ઉપાસનાની આવશ્યકતા સ્વીકાર્યા બાદ એની મર્યાદા ન સ્વીકારવામાં યે ભૂલ થશે. અમુક વ્યક્તિ સ્તવન–ઉપાસનામા ભાગ નથી લેતી માટે એને વિષે કશો યે અભિપ્રાય બાંધવો અથવા એને એક જ લાકડીએ હાંકવો એ ધૃષ્ટતા અને જડતા ગણાય.

# : મુક્તિયજ્ઞના અધ્વર્યુને :

ઓ યો ભારતભોમના એકલ આતમરામ !
ઈતિહાસોમા અણુદીઠાં તેં દેખાડયાં જુધ્ધ આજ.

આજ અણુદીઠ તેં જુદ્ધ દેખાડિયાં,
આજ તેં આદર્યો મુક્તિજંગો વડા,
પથ્થરે પ્રાણ તેં પલકમાં પૂરિયા,
હિન્દથી હાંકિયાં ભયતણા ભૂતડા.

આજ તુજ હાસથી હિન્દ આખું હસે,
આજ તુજ હાકથી હિન્દ આખું ધસે;
આજ તુજ ટેરવે હિન્દ આખું રમે,
આજ જગજીભ એક નામ તારું રટે.

કારમાં કષ્ટ કારાગ્રહે વેઠતા,
ધડધડાધડ શિરે લાઠીઓ ઝીલતા,
હોશ, તુજ સૈનિકોને, શી હૈયે થતી
ઝીલવા સણકતી ગોળી ઝંઝાબ્યની ?

મૂઠી તૂટે છતાં મીઠું છૂટે નહિ,
દેહને કારણે ટેક તૂટે નહિ;
મન્ત્ર એ ઝીલતા, અચળ શા ઓપતા,
આખી આલમ તારા સૈનિકો આજતા.

આજ તુજ દેહને પિંજરે પૂરિયા,
આજ તુજ વેણુને વજ્રે રોધિયા,
મન્ત્ર તુજ પ્રેમના, સત્યના, શાન્તિના,
તોય નવખંડમાં ગૌરવે ગાજતા.

શત્રુને શાન્તિથી; પીડને પ્રેમથી,
જીતવાઃ કૂદવા ઝાળમાં જુલ્મની,
આજ તેં આદર્યો મુક્તિના જંગમા
થનન થનગન થતા વીર કૈં કૂદવા.

ઓ યો ભારતભોમના એકલ આતમરામ,
ઇતિહાસોને અણુદીઠા તેં દેખાડયાં જુધ્ધ આજ.

# બોલતા આંકડા

[ હિંદુસ્તાનમાં થતા લશ્કરી ખર્ચને લગતા કેટલાક આંકડાઓનું આ નીચે દોહન કરવામાં આવ્યું છે. સાથે સાથે થોડીક સમજણ આપી છે. અને બીજા દેશોના ખર્ચા વગેરે સાથે સરખામણી કરવામાં આવી છે. પ્રૉફેસર ખુશાલ ટી. શાહના 'વેલ્થ ઍન્ડ ટૅક્સેબલ કૅપેસિટી ઑફ ઇન્ડિયા' અને સાઇમન રીપોર્ટના બીજા ભાગમાં રાખવામાં આવેલ મિ. લેટનના આધારે બધા આંકડાઓ આપ્યા છે.—"અ" )

હિંદુસ્તાનમાં હાલમાં રહેતા કાયમી લશ્કરનો ખર્ચ છેલ્લા સને ૧૯૨૯—૩૦ના સરકારી બજેટમાં ચોખ્ખો રૂપિયા પંચાવન કરોડ અને દશ લાખનો આપવામાં આવ્યો છે. ખરી રીતે આ આંકડો બરાબર નથી. હિંદી સરકાર દર વર્ષે રૂપિયા અડતાલીસ કરોડ પોતાના માથા ઉપરના કરજના વ્યાજતરીકે ભરે છે. આ અડતાલીસ કરોડમાંથી રૂા. ૧૮-૩૨ લાખ લશ્કરી કામો માટે થએલ ખર્ચ ઉપરના વ્યાજના છે. તે ઉપરાંત વાયવ્ય પ્રાંત અને અફઘાનિસ્થાન સાથે સંયુક્ત કરવા માટે જે રેલ્વે સરકારે બાંધી છે તેની સરેરાશ વાર્ષિક ખાધ રૂપિયા ૨-૮૪ આવી છે. આ રેલ્વે પણ લશ્કરી હેતુઓ માટે બાંધવામાં આવી છે. આ ખોટ પણ લશ્કરી ખર્ચમાં ઊધરવી જોઇએ. આ રકમોનો સરવાળો ૨૧ કરોડ ૧૬ લાખ થાય. પંચાવન કરોડ દશ લાખમાં આ રકમ ઉમેરતાં ૭૬ કરોડ ૨૬ લાખ એ લશ્કરી ખર્ચનો ચોખ્ખો આંકડો થયો. વાયવ્ય પ્રાંતમાં રેલ્વે બાંધી તે મૂડીના વ્યાજનો આંકડો પણ આમાં ઉમેરાવો જોઇએ. પણ તે તો રેલ્વેની મુડીમાં સમાઇ ગયો હોઇને મળી શકતો નથી. એટલે એ જવા દઈએ તો પણ ચોખ્ખું લશ્કરી ખર્ચ ૭૬ કરોડ અને ૨૬ લાખનું થયું.

આપણા હિંદુસ્તાનનું તમામ પ્રકારનું કુલ ખર્ચ ૮૭ કરોડ ૭૭ લાખ છે. તેમાં ૨ કરોડ અને ૮૪ લાખ જે વાયવ્ય પ્રાંતની ખોટના ઉપર આપણે ગણ્યા તે સાધારણ ખર્ચમાં પડતા નથી. આ ખર્ચ ત્યાં રેલ્વેનું જુદું બની જાય છે. તેમાં તે ખર્ચ પડે છે. તે ખર્ચ લશ્કરી ખર્ચ ખાતે એટલે કે સામાન્ય ખર્ચ ખાતે આપણે નાખીએ એટલે હિંદુસ્તાનનું તમામ પ્રકારનું કુલ ખર્ચ રૂ. ૯૦ કરોડ ૬૧ લાખ થયું.

એ રીતે જોતાં આપણે ત્યાંના કુલ ૯૦ કરોડ ૫૧ લાખના ખર્ચમાં ૭૬ કરોડ ૨૬ લાખ તો માત્ર લશ્કર જ ખાઇ જાય છે. એટલે ખર્ચના ૮૪ાા ટકા તો માત્ર લશ્કર જ ખાઈ જાય છે.

સાઇમન કમીશનનો નાણાં ખાતાંનો સલાહકાર લેટન આપણે ઉમેરેલી બે રકમો ઉમેરતો નથી. એટલે એના હિસાબે ૮૮ કરોડનાં કુલ ખર્ચમાં ૫૫ કરોડ લશ્કરના છે. એ પ્રમાણે હિસાબ મૂકીને તે જણાવે છે કે, હિંદી ખર્ચમાંથી સાડીબાસઠ ટકા લશ્કર ખાઇ જાય છે. તે પોતે જણાવે છે કે, આ ખર્ચ આખી દુનિયામાં સૌથી વિશેષ ખર્ચ છે.

દુનિયાના બીજા દેશો પોતાના કુલ ઉપજ અને ખર્ચમાંથી કેટલો ખર્ચ લશ્કર પાછળ કરે છે તે નીચેના આંકડા ઉપરથી જોઈ શકાશે. આ આંકડા સ્ટેટસમેન ઈયર બુકમાંથી લીધેલા છે. ને સને ૧૯૨૨ની સાલના છે.

એટલે જેટલું લડવું હતું તે ઇંગ્લંડે માત્ર પચાસ ટકા ખર્ચ વધાર્યું. એના સગા ભાઇ ડૂમીનિયને તેત્રીસ ટકા વધાર્યું. ત્યારે હિંદુસ્તાનના માથે પૂરા સો ટકાનો વધારો.'

મહાન યુદ્ધમાં હિંદુસ્તાને ૧૪૫ મીલિયન પાઉન્ડ એટલે એક અબજ અઠિયાસી કરોડ અને પચાસ લાખ રૂપિયાની ભેટ ગ્રેટબ્રિટનને ચરણે ધરી તે તો જુદી. અને જ્યાં જ્યાં હિંદી લશ્કર ગયું ત્યાં ત્યાંનો ખર્ચ તેણે માથે ઉપાડ્યો તે પણ જુદો. વળી આપણો કાયમી ખર્ચ પણ બમણો થઇ ગયો. ઇંચકેપ કમિટિ આવીને તપાસ કરી ગઈ અને ચણાના ઝાડ ઉપરથી ફૂદકો માર્યો કે ગમે તેમ કરકસર કરીને પણ હિંદુસ્તાને પચાસ કરોડથી એક પાઇ પણ વધારે ખર્ચવી નહિ જોઇએ.

પણ લશ્કર પાછળ કુલ જે ખર્ચાય છે તેનો હિસાબ જરા જોઇએ. તેમાંથી સરેરાશ આશરે ૧૬ કરોડ તો વિલાયતમાં જ જુદી જુદી સેવાઓ અને અમલદારોને આપવામાં આવે છે. હિંદુસ્તાનમાં અમલદારો અને સિપાઇઓને કુલ ૨૬ કરોડ ૯૯ લાખ પગારના સને ૧૯૨૨–૨૩માં ચુકવેલા. તેમાંથી ૧૮ કરોડ અને ૬૬ લાખ અંગ્રેજી અમલદારો અને સિપાઇઓમાં અપાયા. અને ૭ કરોડ ૩૩ લાખ હિંદી અમલદારો અને સિપાઇઓને અપાયા.

ખૂબી તો એ છે કે, હિંદી લશ્કરમાં બે ભાગ હિંદીઓ અને એક ભાગ ગોરા લશ્કરીઓનો છે; છતાં હિંદીઓને આટલી જૂજ રકમ અને ગોરાઓને આટલી મોટી રકમ મળી. એનું કારણ એ છે કે, ગોરા અમલદારો અને સિપાઇઓના પગાર અને હિંદી અમલદારો અને સિપાઇઓના પગાર વચ્ચે જબરો તફાવત છે. એક ગોરા અમલદારનો વાર્ષિક પગાર રૂ. ૧૧,૨૯૪ થી ૧૪૨૭૭ સુધીમાં હોય છે અને એક ગોરા સિપાઇનો વાર્ષિક પગાર રૂ. ૨૫૦૨ થી ૩૫૨૯ સુધીમાં હોય છે; જ્યારે એક હિંદી અમલદારનો વધારેમાં વધારે વાર્ષિક પગાર રૂ. ૨૫૨૪ હોય છે અને એક હિંદી સિપાઇનો વાર્ષિક વધારેમાં વધારે પગાર રૂ. ૬૩૧ છે. આ ઉપરથી જોઈ શકાશે કે એક ગોરો સિપાઇ અને હિંદી અમલદાર બરાબર છે. હિંદી અમલદાર કરતાં ગોરા અમલદારને છ ગણો વધારે પગાર અને હિંદી સિપાઈ કરતાં ગોરા સિપાઇને લગભગ પાંચગણો વધારે પગાર આપવામાં આવે છે.

સને ૧૯૨૨ના સાલનો આ બધો હિસાબ કરી પ્રૉ. શાહ એવા નિર્ણય ઉપર આવેલ કે કુલ ૭૬ કરોડના એ સાલના લશ્કરી ખર્ચમાં ૬૦ કરોડ વિલાયતમાં ગયા અને ૧૬ કરોડ હિંદુસ્તાનમાં રહ્યા.

આ જ કારણોથી હિંદી લશ્કરના ખર્ચ ઉપર કાંઇ કાબૂ આપણને આજ સુધીમાં આપ્યો નથી. અને સાઇમન સાહેબ તો ફરમાવે છે કે, ભવિષ્યમાં એ આખું ખાતું ઇંગ્લંડ નીચે સોંપી દેવું અને હિંદુસ્તાને ખરચની રકમ ભર્યાં જવી.

# ધર્મ અને પંથ

[ પર્યુષણમાં પંડિત સુખલાલજીના અધ્યક્ષપણા નીચે જે વ્યાખ્યાનસપ્તાહ ચાલ્યું હતું તેમાં તેઓશ્રીએ આપેલું વ્યાખ્યાન. જો કે વ્યાખ્યાન જૈન શ્રાવકોને ઉદ્દેશીને કરેલું હતું તો પણ એ સર્વને મનનયોગ્ય હોવાથી અમે અત્રે પ્રકટ કર્યું છે.—તન્ત્રી ]

પહેલામાં એટલે ધર્મમાં અંતર્દર્શન હોય છે એટલે તે આત્માની અંદરથી ઊગે છે અને તેમાં જ ડોકિયું કરાવે છે કે તે તરફ જ માણસને વાળે છે. જ્યારે બીજામાં એટલે પંથમાં બહિર્દર્શન હોય છે એટલે તે બહારના વાતાવરણમાંથી જ અને દેખાદેખીમાંથી જ આવેલ હોય છે તેથી તે બહાર જ નજર કરાવે છે અને માણસને બહારની બાજુ જોવામાં જ રોકી રાખે છે.

ધર્મ એ ગુણજીવી અને ગુણાવલંબી હોવાથી તે આત્માના ગુણો ઉપર જ રહેલો હોય છે; જ્યારે પંથ એ રૂપજીવી અને રૂપાવલંબી હોવાથી તેનો બધો આધાર બહારના રૂપરંગ અને ડાકડમાળ ઉપર હોય છે. તેથી તે પહેરવેશ, કપડાનો રંગ, પહેરવાની રીત અને પાસે રાખવાનાં સાધનો અને ઉપકરણોની ખાસ પસંદગી અને આગ્રહ કરાવે છે.

પહેલામાં એકતા અને અભેદના ભાવો ઊઠે છે અને સમાનતાની ઊર્મિઓ ઊછળે છે, જ્યારે બીજામાં ભેદ અને વિષમતાની તીરાડો પડતી અને વધતી જાય છે. એટલે પહેલામાં માણસ બીજા સાથેનો પોતાનો ભેદ ભૂલી અભેદ તરફ જ ઝુકે છે, અને બીજાના દુઃખમાં પોતાનું સુખ વિસરી જાય છે અથવા એમ કહો કે, એમાં એને પોતાનાં જુદાં સુખદુઃખ જેવું કાંઈ તત્ત્વ જ નથી હોતું; જ્યારે પંથમાં માણસ પોતાની અસલની અભેદ ભૂમિને ભૂલી ભેદ તરફ જ વધારે અને વધારે ઝુકતો જાય છે અને બીજાનું દુઃખ એને અસર નથી કરતું, પોતાનું સુખ એને ખાસ લલચાવે છે, અથવા એમ કહો કે, એમાં માણસનાં સુખ અને દુઃખ સૌથી છુટાં જ પડી જાય છે. એમાં માણસને પોતાનું અને પારકું એ બે શબ્દ ડગલે અને પગલે યાદ આવે છે.

પહેલામાં સહજ નમ્રતા હોવાથી એમાં માણસ લઘુ અને હલકો દેખાય છે. તેમાં મોટાઇ જેવી કાંઇ વસ્તુ જ નથી હોતી અને ગમે તેટલી ગુણસમૃદ્ધિ કે ધનસમૃદ્ધિ છતાં તે હમેશને માટે સૌ કરતાં પોતાને નાનો જ દેખે છે. કારણ કે ધર્મમાં બ્રહ્મ એટલે સાચા જીવનની ઝાંખી થવાથી તેની વ્યાપકતા સામે માણસને પોતાની જાત અલ્પ જેવી જ ભાસે છે; જ્યારે પંથમાં એથી ઊલટું છે. એમાં ગુણ કે વૈભવ ન પણ હોય છતાં માણસ પોતાને બીજાથી મોટો માને છે અને તેમ મનાવવા યત્ન કરે છે. એમાં નમ્રતા હોય તો તે બનાવટી હોય છે અને તેથી તે માણસને મોટાઇનો જ ખ્યાલ પૂરો પાડે છે. એની નમ્રતા એ મોટાઇને માટે જ હોય છે. સાચા જીવનની ઝાંખી ન હોવાથી અને ગુણોની અનંતતાનું તેમજ પોતાની પામરતાનું ભાન ન હોવાથી પંથમાં પડેલો માણસ પોતામાં લઘુતા અનુભવી શકતો જ નથી, માત્ર તે લઘુતા દર્શાવ્યા કરે છે.

ધર્મમાં દૃષ્ટિ સત્યની હોવાથી તેમાં બધી બાજુ જોવા જાણવાની ધીરજ અને બધી

આ રીતે જોતાં ધર્મ અને પંથનો તફાવત સમજવા ખાતર, એક પાણીનો દાખલો લઇએ. પંથ એ સમુદ્ર, નદી, તળાવ કે કૂવામાં પડેલા પાણી જેવો જ નહિ પણ લોકોના ગોળામાં, ખાસ કરીને પીવાના હિંદુઓના ગોળામાં પડેલ પાણી જેવો હોય છે; જ્યારે ધર્મ એ આકાશથી પડતા વરસાદના પાણી જેવો છે. એને મન કોઇ સ્થાન ઊંચું કે નીચું નથી. એમાં એક જગાએ એક સ્વાદ અને બીજી જગાએ બીજો સ્વાદ નથી. એમાં રૂપ-રંગનો પણ ભેદ નથી અને કોઇ પણ એને ઝીલી કે પચાવી શકે છે; જ્યારે પંથ એ હિંદુઓના ગોળાના પાણી જેવો હોય તેને મન તેના પોતાના સિવાય બીજાં બધાં પાણી અસ્પૃશ્ય હોય છે. તેને પોતાનો જ સ્વાદ અને પોતાનું જ રૂપ ગમે તેવું હોવા છતાં ગમે છે અને પ્રાણાંતે પણ ગોળાને હાથ લગાડતાં બીજાને રોકે છે.

પંથ એ ધર્મમાંથી જન્મેલો હોવા છતાં અને પોતાને ધર્મપ્રચારક માનવા છતાં તે હમેશાં ધર્મનો જ ઘાત કરતો જાય છે, જેમ જીવતા લોહી અને માંસમાંથી ઉગેલો નખ, જેમ જેમ વધતો જાય તેમ તેમ તે લોહી અને માંસને જ હેરાનગતિ કરે છે. તેથી જ્યારે એ વધુ પડતો નખ કાપવામાં આવે ત્યારે જ હાડપિંજરની સલામતી સચવાય છે; તેમ ધર્મથી વિખૂટો પડેલો પંથ (એક વાર ભલે તે ધર્મમાંથી જન્મ્યો હોય છતાં) પણ જ્યારે કાપ પામે અને છેદાય, ત્યારે જ માણસજાત સુખી થાય. અલબત્ત, અહીં એ પ્રશ્ન જરૂર થશે કે, ધર્મ અને પંથ વચ્ચે મેળ છે કે નહિ અને હોય તો તે કેવી રીતે?–એનો ઉત્તર સહેલો છે. જીવતા નખને કોઇ નથી કાપતું; ઊલટો એ કપાય તો દુઃખ થાય છે, લોહી અને માંસની સલામતી જોખમમાં આવે છે, તે સડવા લાગે છે; તેમ જો પંથની અંદર ધર્મનું જીવન હોય તો તે પંથ એક નહિ હજાર હો,—શા માટે માણસ જેટલા જ ન હોય–છતાં લોકોનું કલ્યાણ જ થવાનું. કારણ કે એમાં પ્રકૃતિભેદ અને ખાસિયતો પ્રમાણે હજારો ભિન્નતાઓ હોવા છતાં કલેશ નહિ હોય, પ્રેમ હશે; અભિમાન નહિ હોય, નમ્રતા હશે; શત્રુભાવ નહિ હોય, મિત્રતા હશે; ઉકળાપણું નહિ હોય, ખમવાપણું હશે; પંથો હતા, છે અને રહેશે; પણ તેમાં સુધારવા જેવું કે કરવા જેવું હોય તો તે એટલું છે કે, તેમાંથી વિખૂટો પડેલો ધર્મનો આત્મા તેમાં ફરી આપણે પૂરવો, એટલે આપણે કોઇ પણ પંથના હોઇએ છતાં તેમાં ધર્મનાં તત્ત્વો સાચવીને જ તે પંથને અનુસરીએ. અહિંસાને માટે હિંસા ન કરીએ અને સત્યને માટે અસત્ય ન બોલીએ. પંથમાં ધર્મનો પ્રાણ ફૂંકવાની ખાસ શરત એ છે કે દૃષ્ટિ સત્યાગ્રહી હોય. સત્યાગ્રહી હોવાનાં લક્ષણો ટૂંકમાં આ પ્રમાણે છેઃ—(૧) પોતે જ માનતા અને કરતા હોઇએ તેની પૂરેપૂરી સમજ હોવી જોઇએ અને પોતાની સમજ ઉપર એટલો બધો વિશ્વાસ હોવો જોઇએ કે બીજાને સચોટતાથી સમજાવી શકાય. (૨) પોતાની માન્યતાની યથાર્થ સમજ અને યથાર્થ વિશ્વાસની કસોટી એ છે કે, બીજાને તે સમજાવતાં જરા પણ આવેશ કે ગુસ્સો ન આવે અને એ સમજાવતી વખતે પણ એની ખૂબીઓની સાથે જ જો કાંઈ ખામીઓ દેખાય તો તેની પણ વગર સંકોચે કબુલાત કરતા જ જવું. (૩) જેમ પોતાની દૃષ્ટિ સમજાવવાની ધીરજ તેમ બીજાની દૃષ્ટિ સમજવાની પણ તેટલી જ ઉદારતા અને તત્પરતા હોવી જોઇએ. બન્ને અથવા જેટલી બાજુઓ જાણી શકાય તે બધી બાજુઓની સરખામણી અને બળાબળ તપાસવાની વૃત્તિ પણ હોવી જોઇએ. એટલું જ નહિ પણ પોતાની બાજુ નબળી કે ભૂલભરેલી ભાસતાં

# શ્રી. ગાંધીજયન્તિ

## ખાદી પ્રદર્શન

યુરોપના મહાન વિગ્રહ સંબંધી અનેક નવલકથાઓ લખાઇ છે. તેમાંની એક All Quiet on The Western Front–જર્મન ગ્રંથકાર Eric Maria Remarqueની નવલકથાનો અંગ્રેજી તરજુમો મારા વાંચવામાં આવ્યો. લાંબા વિગ્રહ વખતે સૈનિકોનું માનસ કેવું થઇ જાય છે એનો આબેહૂબ ચિતાર આ પુસ્તકમાં આપેલો છે. કોઇ પણ વસ્તુ થોડા વખત માટે કરવાની હોય કે ભોગવવાની હોય તો તેમાં રસ રહે છે, ઉત્સાહ રહે છે; લાંબો વખત ચાલે તો તેમાં જડતા આવે એ તો નક્કી જ; મગજ થાકી જાય, બહેર મારી જાય. તેમાં યે જો રોજને રોજ સેંકડો સૈનિકો ઘવાય, મૃત્યુ પામે, માંદા પડે, કુટુંબીજનોથી વિયોગ વેઠે, કારાવાસ વેઠે, ઘરનાં સુખસાધનો છોડી દઇને હાડમારી વેઠે, અનેક પ્રકારના ચિત્રવિચિત્ર સ્વભાવનાં મનુષ્યો સાથે વાસ મને કમને કરવો પડે, અને હરનિશ મૃત્યુની યાતનાનો ભાસ થયા કરે–આ પ્રસંગોએ મનુષ્યનું મન કેવા પ્રકારનું થઇ જાય એ બહુ જ તાદૃશ્યતાથી આ વાર્તામાં આપ્યું છે. જો વિગ્રહ અનંત લાગે, મનુષ્યબંધુના જીવ અરસપરસ લેવા તે નિષ્ઠુર લાગે તેવે વખતે કર્તવ્યની ખાતર કર્તવ્ય કરવું પડે એ કેટલું મુશ્કેલ છે એ વસ્તુનો ચિતાર બહુ સુંદર આપેલો છે. લાંબા વિગ્રહથી મનુષ્ય મનુષ્ય મટીને હેવાન બને છે, આત્માનો નાશ થએલો લાગે છે. પોતાનાં સગાં, મિત્રો, ઘર, કુટુંબ બધાંની સાથેની એકતાનો વિનાશ થાય છે, Soul-less જીવન થઇ જાય છે. એ આ પુસ્તક ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

આ પ્રકારનું માનસ થઇ જાય એ સ્વાભાવિક છે, કારણ કે મનને આનંદ માટે, મન બહેલાવવા માટે કાંઇ સાધન ત્યાં હોય નહિ. મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે કાંઇ નવું નવું જોવા જાણવાનું રહ્યા કરે તો રોજનું કામ સારી રીતે થાય. તેથી જ એક જ પ્રકારનું જડ અરસિક યુદ્ધ ચાલતું હોય તે વખતે કોઇ કોઇ પ્રસંગે સ્ફૂર્તિ લાવવા માટે, ઉત્સાહ લાવવા માટે કાંઇકાંઇક પ્રયોગ યોજાય તે વાજબી જ છે.

આપણું આજનું ભારતવર્ષીય યુદ્ધ એક એવું યુદ્ધ છે. એમાં જે કામ કરે છે તેઓ જાણે છે, કે આ યુદ્ધ બે દિવસ કે બે મહિનામાં ખતમ થવાનું નથી. આરંભમાં જ્યારે લોકોએ ઝંપલાવ્યું ત્યારે જૂઠી આશા રાખવામાં આવી હતી કે, બેચાર મહિનામાં આખેરી ફેંસલો થઇ જશે. અને તેને જ લીધે લોકોમાં ખૂબ ઉત્સાહ હતો. વખત જતાં હવે માલૂમ પડ્યું કે, શરૂઆતની ધારણા ખોટી હતી. એટલે કુદરતી રીતે જ ઉત્સાહ જરા નરમ પડે. છતાં ભારતની પ્રજાએ જે અડગ નિશ્ચય કર્યો છે તે નિશ્ચય કાંઇ ડગવાનો નથી; પણ એ નિશ્ચયને પોષણ આપવાને કાંઇ કાંઈ ઉપાયો યોજાયા કરે તે આવશ્યક છે. સરઘસો, પ્રદર્શનો, સ્વદેશી બજારો,–એ બધી વસ્તુઓની યોજના એટલા માટે ઉપયોગી છે, એટલું જ કે સમયને અનુકૂળ યોજનાઓ ઘડાવી જોઇએ. વ્યર્થ પૈસો વેડફાઇ જવો જોઇએ નહિ. લોકોને નિર્દોષ આનંદ

૪–રેંટિયો અને ખાદીને કેન્દ્ર રાખીને તેની આસપાસ બધી વસ્તુઓ ગોઠવવી જોઈએ. આવું પ્રદર્શન દેશને અતિશય ઉપયોગનું થઈ પડશે, અને જો તેની પાછળ કાયમનું તંત્ર હશે તો તેમાંથી આમવર્ગને ઉત્તમોત્તમ આર્થિક મહત્ત્વનું શિક્ષણ મળશે."

મહાત્માજીએ બતાવેલા આદર્શને જેટલે અંશે પહોંચી શકાય તેટલો પ્રયત્ન આ ખાદી પ્રદર્શનમાં કરવામાં આવ્યો હતો. પ્રદર્શનને તમાશાના ભાવથી સાવ મુક્ત રાખી નહોતાં શકયાં, છતાં આદર્શની દિશામાં બનતો પ્રયત્ન થયો હતો. સ્વદેશી ચીજોને જ સ્થાન આપ્યું હતું. મિલના કાપડને જરા પણ સ્થાન આપ્યું નહોતું. ખાદીને જ અને તેટલું પ્રાધાન્ય આપ્યું હતું.

ખાદી સાથે તેનું અર્થશાસ્ત્ર તો હોય જ. મહાત્માજીના 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' દ્વારા આપણે તે ઠીકઠીક જાણવા લાગ્યાં છીએ. છતાં તે દિશામાં હજી ઘણું અજ્ઞાન છે. તેથી સંખ્યાબંધ નકશા તૈયાર કરવામાં આવ્યા હતા. આ બધા નકશાની યાદીનું એક પુસ્તક તૈયાર કરાવ્યું હોય તો બહુ લાભકારક થવા સંભવ છે.

ખાદીના નમૂના જે મૂકવામાં આવ્યા હતા તે મોટે ભાગે અમદાવાદનાં જ ભાઇ બહેનોએ પોતે કાંતીને વણાવેલી ખાદીના હતા. અમદાવાદમાં કેટલાં સ્ત્રી–પુરુષો–બાળકો સારું સુતર કાંતી શકે છે તે સુતરના તક્તા ઉપરથી સ્પષ્ટ માલૂમ પડતું હતું. સુતરના એ તક્તાઓની રચના બહુ જ સુંદર થઇ હતી. પૂણીઓ પણ પુષ્કળ પ્રમાણમાં નમૂના માટે આવી હતી. પ્રદર્શનમાં અમદાવાદની કારીગીરી–જેને માટે અમદાવાદ પ્રસિદ્ધ થયું છે તે વસ્તુઓ શુદ્ધ સ્વદેશી માલ વાપરીને તૈયાર કરીને મૂકવામાં આવી હતી. સ્ત્રીજનતા કળાથી વિમુખ ન રહી શકે. ખાદીનાં વસ્ત્ર ધારણ કરીને પણ તેમાં રસિકતા લાવવાનો પ્રયત્ન તો કરશે જ. અને એ વસ્તુને લીધે હજારો કારીગરોને રોજી પણ મળે છે એટલે એ વસ્તુ કેટલેક અંશે ઉત્તેજનને પાત્ર છે. અને તેથી જ ગજિયાણી, મોળીઆં, કિનખાબ, થપ્પા, રિબન, મશરૂ, બાંધણી, ચંદ્રકળા વગેરે જે પરદેશી ચીજોથી તૈયાર કરવામાં આવે છે તેને બદલે સ્વદેશી સાહિત્ય વાપરીને જે નમૂના તૈયાર કરવામાં આવ્યા હતા તે ખરેખર આકર્ષક હતા–અને તેની માગણી પણ સારી થઇ હતી.

હાથે બનાવેલી વસ્તુમાં કેટલો બધો કળાનો આનંદ છે તે અનુભવે જ માલૂમ પડે છે. આ પ્રમાણે આ પ્રદર્શનમાં ખાદીની ઉત્પત્તિ અને પ્રચાર બન્નેને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું હતું.

ખાદીપ્રદર્શન બીજાં પ્રદર્શનો કરતાં અનેરી ભાત પાડે એવું હતું–એમાં લોકોની ઠઠ નહોતી, ધક્કામુક્કી નહોતાં; છતાં રોજની હાજરી બહુ સારી હતી. વ્યવસ્થા બહુ સુંદર હતી. તેને લીધે દરેક જોનારથી બધું જ નિરીક્ષણ સારી રીતે કરી શકાતું હતું. દરવાજામાં પેસતાં સામે જ સ્વરાજ્યનો અણમોલો મંત્ર ટાંક્યો હતો–

"સુતર દે દો, સ્વરાજ લે લો."

એ મંત્રની નીચે પૂજ્ય શ્રી ગાંધીજીનું આખું ચીતરેલું પૂતળું હતું તેનું પ્રતિબિંબ સુંદર રીતે નાના ફુવારામાં પડતું હતું.

સૌથી વધારે આકર્ષક તો ખાદી ઉત્પત્તિનો મોટો સ્ટૉલ હતો. તેમાં સારામાં સારા પીંજનાર, નિષ્ણાત કાંતનાર, વણનારના પ્રત્યક્ષ પ્રયોગો થતા હતા–સમસ્ત શહેરનાં સ્ત્રી–પુરુષોનાં સુતરના તક્તા હતા–અને સંખ્યાબંધ ખાદી સંબંધી લેખોના તક્તા હતા–મધ્યમાં

## "ઘટસ્ફોટ કિંવા પૃથાની હૃદયયાતના"

ઝડપથી ડગલાં ભરી વાધતી,
પણ ગઈ ઉર શાન્તિ ન પામતી!
જાગતાં શરસાંનિધ્યે શલ્યશાં સ્મરણો મને;
સાંપ્રતમાં સરે તો યે પ્રૌઢા ભૂલે ન ભૂતને!
આવી ઉભી નજીકમાં સરિતા કિનારે,
બોલી ઉઠી "ગત હવાં પડશે વિસારે,"
ત્યાં તો અચાનક પડે શર હાથમાંથી,
પ્રૌઢા અવાચક રડે ઉર વેદનાથી.

ચોધારે અશ્રુઓ વ્હેતાં હૈયું કૈં હળવું થયું;
પ્રૌઢા બોલી "વિધાતા આ હાથે શું શું થવું રહ્યું?"
"જનમ દઈને કૌમાર્યે જે મુકે જલવેનમાં
નિજતનયને, શી રીતે તે રહે સુખચેનમાં?
તનુજ ઉછરે હીણા હાથે છતાં નિરખી શકે,
સુત જનનીં તે કયાંથી હૈયે ધરી હરખી શકે?"
ભૂતમાં ઊતરી ઊંડે પૃથા એ ઉપરી રહી;
કાળ ને સ્થળના યોગે ઘટસ્ફોટ કરી રહી.
"જાહેરમાં તનુજનું અપમાન જોતી
તે માત હાય મનમાં દિનરાત રોતી,
એ વાત કેમ કરીં માનીં શકે તું કર્ણ?
સે દાખવું નિરખ અંતર આ વિદીર્ણ."

એવું બોલી જનેતા લે ત્વરાથી શર હાથમાં,
ઉગામેલું નીંચે નાખે ઓચીંતી શા વિચારમાં?
"દાનેશ્વરી પ્રખર ભાસ્કર શો પ્રતાપી
જાણી મુજ જનનીં માગણીં ના ઉથાપી,
માગેલ બાણ દઈ પાર્થ વિનાશકારી
ઓ કર્ણ! તેં જનકકીર્તિ જગે વધારી."
"માની મહાનુભાવી ના દગો દે નિજ પક્ષને;
પાર્થ પ્રેમી પૃથા તેં ના ઓળખ્યો તુજ પુત્રને."

"મેં તો બેટા જનમથીં તને છેક અન્યાય કીધો,
માગીને આ શર કપટથી આખરી છેદ દીધો;
હૈયે જૂનાં સ્મરણ શરથી ક્રૂરમાં ઊભરે છે,"
એવું કે'તાં શર ઉંચકીને વારિમાં ફેંકી દે છે.
નદીમાં નાચતા તારા મર્મમાં હસતા હતા;
ખસેડયાં સ્મરણો કોના ચિત્તથી ખસતાં હતાં?

'વૃક્ષ વૃક્ષ ડાળે ડાળ મળે પર્ણ પર્ણ ફાળ,
ચંચુ ચંચુ પાંખે પાંખ ખગ ભેટે આંખ આંખ,
સરવર ઊર્મિલ્હેર ભળે ગળે સ્હેર સ્હેર,
ઊડે ઊડે રે ઊડે ઊડે ઊર્મિ ઊર્મિ ભળી જાય : વીજ૦ ૮

વ્યોમ અખિલે છવાય મેઘ એકતાર થાય,
દિશા સર્વ સ્વરૂપે જ્યાં જ્યાં જોઉં ત્યાં અનૂપ,
શાન્ત ભવ્ય રસ માંહ્ય વાયુ વેગ સૌ સમાય,
ઉર વેગે રે ઉર વેગે જોતાં જોતાં સ્થિર થાય : વીજ૦ ૯

જોઉં પર્વતની માળ શીતળ શાન્તિ જમાવ,
જોઉં સરવર સરિત્ જોઉં સિન્ધુ એકચિત્ત,
જાઉં વૃક્ષ વેલ ફૂલ શાન્તિ જામી છે અતૂલ,
ઉર મ્હારું રે ઉર મ્હારું શાન્તિ માંહ્ય જામી જાય : વીજ૦ ૧૦

*છન્દ કૃતિ અને શૈલી* ૨૬. *ત્રિભુવન પોતે પોતાની ઘણીખરી કૃતિ ભજનની કોઈ* જાણીતી પ્રલમ્બ ધૂનમાં જ લલકારતા. પ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી રા. રા. ખરેએ આ કવિતાને સારંગ રાગમાં ઉતારી છે. અને આગાંની કડીઓનું માપ ન્હાના અભંગનું એટલે અષ્ટવર્ણી છે. એ છન્દ વર્ણસંખ્યાનો જ છે; તેમાં ચાર ચરણ, દરેક અષ્ટવર્ણી, પ્રથમ ત્રણ પ્રાસે સાધેલાં. અને છેલ્લા ચરણનો પછીની કડીના છેલ્લા ચરણ સાથે પ્રાસ, એ એનાં લક્ષણ જાણીતાં છે. ત્રિભુવને અહીં ચારને બદલે આઠ ચરણની કડી કરી છે, તથા ચરણ સાતમું વચ્ચે રે તેની બે ય બાજુએ તે ને તે ચાર અક્ષર, એમ રચી, કડીને ટેકના સંગીતમાં મેળવી લીધી છે. એમની આ કૃતિ એમના કોઇ ગ્રન્થમાં નથી; રા. રા. ખરેએ પોતાના ગાયનવાદનપાઠમાળા પુસ્તકના ત્રીજા વિભાગમાં ૨૦૧મે પૃષ્ઠે આપી છે તેમાંથી ચાર કડી છોડી દઇને અહીં લીધી છે.

ગો. મા. ત્રિ. ના વૃષ્ટિવર્ણન સાથે આને સરખાવતાં ક્લાસિકલ ( classical ) અને રોમાન્ટિક ( romantic ) શૈલીઓ વચ્ચેના ભેદ ધ્યાનમાં આવશે. ગો. મા. ત્રિ. દષ્ટાના માનસની સ્થિતિને અવગણતા નથી, ત્રિભુવન બાહ્ય બનાવો અને તેમના સૌંદર્યને અવગણતા નથી, પણ રોમાન્ટિક શૈલી ઊર્મિઓ અને ઊર્મિપલટાઓને વર્ણનના મધ્યમાં રાખી તે ઉપર વિશેષ ભાર દે છે.

ત્રિભુવનને છન્દશુદ્ધિની, શબ્દશુદ્ધિની કે અર્થશુદ્ધિની થોડી જ પરવા હતી. પરન્તુ એ પ્રકાશન વખતે કોઇ સમભાવી વિદ્વાનને બધું સંભળાવી તેની કને લખાવતા, અને એ એમની કલમ લખતાં લખતાં જે કંઈ ફેરફારો કરી નાખે તે બધા જ સ્વીકારી લેતા. અહીં મેં તો દશ કડી છાપતાં કોઇ કોઇ શાબ્દિક ફેરફારો જ કર્યા છે.

**અર્થ—૧ વ્યોમૂભરાય,** વ્યોમ + ઊભરાય; તેમ આગળ **ચેતનન્તરીક્ષ,** ચેતન + અન્તરીક્ષ, 'ઉલટ્ પુલટ્,' 'નૂતન્' એમ કેટલેક ઠેકાણે અ દ્રુત છે, પછીનો સ્વર કે વ્યંજન અનુકૂલ આવતાં ઊડી પણ જાય છે. ૪ **અભ્રનાર=વ્રજબાલા=ગોપી.**

૭ પૃથ્વી પર મોર કેકા અને નૃત્ય કરે છે. લ્હાય, લ્હાણી કરે, ચોમમ ફેલાવે. ૮ ફાળ આ શબ્દનો કશો અર્થ દેખાતો નથી. ગળે ગળી જાય.

શિર પડતાં ય સતાણી શૂરે સિંધીમાં વર્તાવ્યો કેર !
મસ્તક વણ મદમસ્ત ઘુમે ધડ ને ઘૂમે અવની ચૌમેર !
ઝારાનો રણવીર અભંગ ! — ઝારા૦ ૧૩
કૈંક પડયાં ધડ ચરણ ધરણિ પર, કૈંક કપાતાં ઉડતા હાથ,
કૈંક રવડતાં મુંડ તુરખડાં ફરફરતા મોવાળા સાથ !
વ્યોમે વર્ષે અંગ પ્રત્યંગ !— ઝારા૦ ૧૪
ચંડી નાચે કાલી રાચે રુંઢમાળ શિવની ઉભરાય,
શિયાળ સમડાં ગીધ તણી પણ હા ! હા ! શી ઊજાણી થાય !
રુદ્રજટામાં કમ્પે ગંગ ! — ઝારા૦ ૧૫
શોણિતની છોળો ઉછળે ને મડદાંના ઢગલા ખડકાય,
ભૈરવ કાળો હસે ભયાનક ખપ્પર જોગણીનાં છલકાય !
રુદ્રજટામાં કમ્પે ગંગ ! — ઝારા૦ ૧૬
મીર પડયા રણધીર પડયા કૈં આરાવંત અમીર પડયા,
કો પીઠી ચોળેલે અંગે સુરાંગના લગને ઉપડયા,
ચડયા તજી જે નવલ પલંગ: — ઝારા૦ ૧૭
પ્હાડ પડયા દાતાર પડયા કો શૂરાના સરદાર પડયા,
સમરાંગણ મખકુંડ પાવકે લક્ષ માડુ બલિદાન ચડયા,
દીપકમાં જેમ પડે પતંગ: — ઝારા૦ ૧૮
ઝારા-કેરા યુદ્ધ ઘોરનો અસ્ત થયો એ રીતે શોર,
માણસ માત્ર નિમિત્ત બને ને કુદરત પડદે ખેંચે દોર :
કચ્છી વીર્યનો ફટકયો રંગ :— ઝારાનો મચદાનેજંગ ૧૯

છન્દ સવૈયાની ચાલ

**વિષય યુદ્ધવર્ણન.** કચ્છનો રાવ ગોડજી વિ. સં. ૧૮૧૭માં ગાદીએ આવ્યો તેના સમયમાં આ યુદ્ધ થયું હતું; કહે છે કે સં. ૧૯૧૯ના માગસર શુદ દશમ શુક્રવારે. કર્ણદેવનો દંડહતો વેરી બની માધવ દેહલી ગયો અને અલ્લાઉદ્દીનના લશ્કરને લઈ આવ્યો, તેમ પૂંજો રાવ ગોડજી સામે ઊઠી સિંધથી ગુલામશાહ કલોડાના લશ્કરને લઇ આવ્યો. ઝારાની ઊંચી ધાર કચ્છની ઉત્તર સરહદ પાસે છે. વિંઝાણ ગામ અબડાસા તાલુકામાં આવ્યું છે. નરા સિંધ અને કચ્છ વચ્ચેના રણને કાંઠે એક ગામ છે. બીમજી એ ગામનો તે વખતે ઠાકોર હતો, અને સીતાજીના એ વંશજે ઝારાના યુદ્ધમાં અદ્ભુત શૂરાતન દેખાડેલું, તેની પાછળ શોકની રોમાંચક કાફીઓ હજી પણ કચ્છમાં ગવાય છે. ઝારાનું યુદ્ધ કચ્છમાં અત્યંત ઘોર ગણાય છે, અને "ઝારો માર્યાનો કેર," "ઝારાના જંગની આણ," વગેરે વેણ આજ પણ ચાલે છે. ભુજિયો કિલ્લો, ભુજ પાસે છે, તે ખંડેર ઘણા વખતથી એક મહાભુજંગનું મથક મનાય છે. દર નાગપંચમીએ રાવ સાહેબની સવારી ત્યાં જઇ એના કહેવાતા રાફડામાં દૂધના તામડા રેડી આવે છે.

અર્થ ૧ ઝારા નો કે નું ? મચદાનેજંગ શબ્દ નરજાતિનો ગણાય કે નાન્યતર ? વળી મચદાનેજંગ મોહામોટી ખૂનખ્વાર લડાઇ એ અર્થમાં વપરાયો છે, તેવો એ સમાસનો અર્થ થઈ શકે ખરો ?

૨ સુરંગ, ઊંડી, અંધકારમાં ફેલાતી ખટપટ, જેનો અંત લડાઇમાં જ આવે.

આદિ જાણીતાં અને સુગેય વૃત્તો પંક્ત્યન્તે એટલે પંક્તિએ પંક્તિએ વિરામવાળાં છે. એવાં વૃત્તોને સળંગ વિચારપ્રવાહપંક્તિના અન્તોને અવગણતો વહે એમ લખવાં લગભગ અશક્ય છે, એટલે કે ગણમાપ સાચવીને લખાય તથાપિ આ મૂલ વસ્તુ નહીં, કંઈક જૂદું અને ઉતરતું જ, એમ લાગ્યા વગર રહેતું નથી. ઉપરાંત કર્ણકટુ યે ન બની જાય, તો એટલો લેખકનો વિજય. અહીં ૧ લી કડીમાં ત્રીજી પંક્તિને અન્તે અર્થ શોભી શકતો નથી, જરા ય વિરામ વગર ચોથીમાં વહી જાય છે. બીજી કડીમાં ૨ જી પંક્તિમાંથી ૩ જીમાં અને ૩ જીથી ૪ થીમાં અર્થ સળંગપ્રવાહે જ વહે છે. ૧ લી અને ૪ થી પંક્તિ જ પ્રાસે સાંધેલી છે. ૨ જી કડીમાં પંક્તિ ૨ જીનો અન્ત અને ૩ જીનો આરમ્ભ, પંક્તિ ૩ જીના અન્ત અને ૪ થીના આરમ્ભ સાથે પ્રાસે સાંધ્યા છે, એ પ્રાસ સળંગ વહનને સવિશેષ પોષે છે; પણ સળંગ તોટક માટે આવા પ્રાસ જોઇએ જ એમ ન ગણવું. ( આ બન્ધ માટે જુવો "કવિતા શિક્ષણ" માં દાખલો ૭ મો. )

બીજું ગીત ગઝલ પણ છે.

વિષય પુરુષને સૌથી વ્યાપક ઊંડા અને ઊંચા સ્નેહ બે જઃ—(૧) ભાવના અને કર્તવ્યનો; (૨) પોતાનાં બાલકોની માતા થયેલી પ્રિયતમાનો. બંનેના સંયુક્ત બીજમાંથી ફૂટતા સુખદુઃખતન્તુઓ તેના આખા જીવનમાં વ્યાપી રહે છે.* ભાવનાબલ પુરુષને તેના મુખ્ય કર્તવ્યમાં નાખે છે, એવો કે પામર જનો જેને "ભોગ" કહે તે તમામને ભોગે એ કર્તવ્ય તો બજાવવું, તે જ એનો સાત્ત્વિક ભોગ, એનું સાચું જીવન, એની જીવનમુક્તિ બની રહે છે. અને ઝમાને ઝમાને, પણ ખાસ કરીને સંક્રાન્તિસમયોમાં, કેટલાક પટુકરણ આત્માઓનું મહાકર્તવ્ય ધર્મપલટાનું પણ બને, નિર્જીવ કે જૂઠો અને પાતકી લાગતો ધર્મઢોંગ કે વ્હેમાત્મા કે માત્ર રૂઢિપ્રથિત ધર્મ તજીને સાચો સજીવન ઉદ્ધારક ધર્મ અપનાવવાનું રૂપ ધરે, ત્યારે (૧) અને (૨) વચ્ચે ઘોર વિરોધ પણ જાગે, જેથી કુમળાં હૃદયો પ્રજ્વલી ઊઠે. બંને વફાદારીઓ છે પણ એવી, કે એક ચડાઈ કરે તેમ તેમ બીજી ઉલટી દૃઢમૂલ બને છે!

પ્હેલું ગીત ઇ. ૧૮૯૭ ના જાન્યુઆરીનું, બીજું એ જ સાલના માર્ચ મહિનાનું છે.+ પ્રિયતમા સાથે શી રીતે આવે? નહીં જ આવે!—એ લાગણીનો ઉદ્‌ગાર પ્હેલું છે; પછી

* સુખતન્તુઓ અને દુઃખતન્તુઓ બંને. માટે જ સુખવાદ (હિડનિઝમ્ hedonism)ની ફિલસૂફી,—સુખ શબ્દની વ્યાખ્યામાં ગમે તેટલી સાત્ત્વિકતા ભરી લઈ આપણે એ ફિલસૂફીને બને તેટલી સમૃદ્ધ બનાવીને સંસ્કારિયે, તથાપિ—જીવનનાં સૌથી મૂલ્યવાન ઊંડાણો અને ઊંચાણોને આંબી શકતી નથી. અને, આગળ વધતાં, માટે જ કલાઓ છે ફિલસૂફીની મોટી બ્હેનો; કલાઓ ફિલસૂફી કને શીખી શકે, તે કરતાં ફિલસૂફીને જ કલાઓ કનેથી શીખવાનું વધારે છે. કલાઓને તો માનવજીવન "સુખદુઃખ હિન્ડોળો" છે, એ મહાસત્ય પ્રત્યક્ષાનુભવ છે.

+ જુવો "પૂર્વાલાપ" ૨ જી આવૃત્તિ, પૃ ૯૫. ત્રીજી આવૃત્તિમાં મ૦ની કવિતાઓને રચનાકાલના અનુક્રમમાં જ છાપતી; કર્તાએ ગોઠવેલો અનુક્રમ ( ૧ લી આવૃત્તિનો ) તજી દેવો. કાલાનુક્રમી ગોઠવણીથી આગલી પાછલી કૃતિઓ એકબીજી ઉપર સારો પ્રકાશ પાડે છે. રા. ભાઈ રામનારાયણ જેવાને પણ આમાંની બીજી કૃતિ દુર્બોધ કરી રહી છે ( જુવો એમણે સૂચવેલા અર્થ, પૃ. ૨૨૯ ), જો કે લેખકનું પોતાના વિચાર અને ઊર્મિઓનું આ નિરૂપણ બીજી કૃતિઓના જેવું જ વિશદ છે; અને મ૦ની બીજી કવિતાઓમાં અદ્‌ભુત પ્રસાદ છે તે અહીં પણ છે.

સ્વર્ગ, આ ઉપરનો અર્થ; (૨) સ્નેહ-ધર્મ (રિલિજિયન ઑફ લવ-Religion of Love: ખ્રિસ્તીનો ધર્મ સ્વીડનબોર્ગી પન્થ, કે પન્થના નિર્દેશ વિનાનો ખ્રિસ્તી ધર્મ), જેમાં શ્રદ્ધામય જીવનથી સ્વર્ગરૂપ બનેલી આ પૃથ્વી, એ ઊંડો અર્થ છે. કર્તાએ પોતે બંને અર્થ જાણીને યોજેલા છે. ખ્રિસ્તી થયા પછી મ૦ની કવિતામાં આવી અર્થજોડીઓ, આવા શ્લેષ વારમ્વાર આવે છેઃ સરખાવો, "શાન્ત સદાશિવનીર", "સામ્બ દયાલુ શંકર પિતા", "સાથે નમતો આત્માનો એ તંત્ર જો", વગેરે. કવિતામાં શ્લેષ સૌન્દર્ય માટે, પ્રકટ અલંકાર પ્હેરાય એમ બે અર્થ શબ્દલાઘવે અને સચોટ કહેવાને, વપરાય છે. મ૦ના કેટલાક શ્લેષ, તાસેરાન્દની જેમ, પોતાનો ખરો ભાવ ઉપરછલ્લા અર્થરૂપ બુરખાથી ઢાંકવાને માટે યોજાયેલા છે. ખ્રિસ્તી ધર્મ તર્ફનું પોતાનું વલણ પ્રજાને અત્યન્ત અપ્રિય નીવડી પોતાની કવિતાના ફેલાવને પણ એથી ધક્કો વાગશે, એ મ૦ને લગભગ પ્હેલી ક્ષણથી જ સુસ્પષ્ટ હતું. અને પોતાની કૃતિઓને અન્યાય ન થવા દેવાની પણ પોતાની ફરજ, એટલે આ શ્લેષશૈલીનો માર્ગ વિચારપૂર્વક યોજેલો. અર્થજોડીમાંથી ઊંડા અર્થ વિષે તે ખરો કે કેમ એવા સવાલ પૂછાતાં, કર્તાને તુર્ત વ્હેમ પડતો જે આ પૃચ્છક તો વિરોધી હશે, અને તેને સીધો જવાબ ભાગ્યે જ મળતો.

**એ શુદ્ધ હૈયું, એ, તે, સખી**=ન્હાની (મ૦ની બીજી વારની સ્ત્રી); **આત્મા, હું** = મ૦. **અમને,** અને જ્યાં જ્યાં બહુવચન છે ત્યાં ત્યાં, = મ૦ અને ન્હા૦ એ દમ્પતી. **સાથે ચાલશે,** ખ્રિસ્તી થશે. મ્હારો ઉદ્ધાર એ એક બનાવ બની આવે તો જ શક્ય; આ ભવે સુખ પણ તો જ.

**ભરે ને સાંભરે,** ભરી નાખે અને સાંભર્યા જ કરે; પણ સમ્ભૃત કરે એવો અર્થ પણ અન્વયમાં બેસે.

આ બીજી કૃતિને એકલી લેતાં પણ એ કરુણ રસ પ્રધાન છે એમાં શક નથી. અને એ સાલના એ ચાર મહિનાની કૃતિઓ સાથે વાંચતાં આખી માલા અત્યન્ત કરુણ સ્પન્દનોથી તરવરે છે; હૃદયનું તલ અને આત્માનું શિખર જ્યાં સંગમ પામે તે સંયોજકેન્દ્રિયના એ પ્રતિભાસજીવન સ્પન્દનો છે, દુઃખાર્તિએ કમ્પતાં, અને લોહીનાં આંસુએ નીગળતાં. આવા આપવીતકોદ્ગાર ગુજરાતી કવિતામાં બીજા નથી. અને જે કવિતાભોગી વધારે આપ્યા હોત તો સારું એમ ઇચ્છે છે, તે તો મ૦ હજી યે વધુ રીબાયો હોત તો કેવું સારું!–એમ જ ઇચ્છે છે.×

૪૦

## બળવંતરાય કલ્યાણરાય ઠાકોર : વિરહ

### જીવતું મોત

સખે, ઉર થયેલ ચમ વજ્ર-ઘાએ દ્વિધા
કરી, શકલ એકને ફગવતોઽન દગ જાય જ્યાં.
રહ્યું શકલ તે ય તે ધ્રુજતું તન્તુ તન્તુ વિષે,
વહે વખત કારમો ચમકમિશ્ર મૂર્છામહીં.

× કેટલી હદ લગી રીબાયલો, જાણો છો? કહે છે, થોડા દિવસ એને (ગાંડો થઈ ગયેલો જાણીને) એક ઓરડામાં પૂરી રાખવામાં પણ આવ્યો હતો!

આથી પંક્તિની અંતનો વિરામ પણ નીકળી ગયો, અર્થને ઇષ્ટ વિરામ એજ પતિ બન્યો, છંદ અનેક પંક્તિમાં વહેતો પ્રવાહી બન્યો. કાવ્યખંડને એકી લીટીએ પૂરો કરવાની આવશ્યકતા નીકળી ગઈ. અંગ્રેજીમાં જેને બ્લૅંક વર્સ કહે છે તેને નિકટમાં નિકટ ગુજરાતી પદ્ય હજી સુધી આજ જણાયું છે. બ્લૅંક વર્સના ઉપહાસમાં ડૉ. જોહ્‌ન્સને કરેલો આક્ષેપ, જે બ્લૅંક વર્સ માત્ર દૃષ્ટિનું પદ્ય છે, કર્ણનું પદ્ય નથી, એ આક્ષેપ આ પ્રકારના પૃથ્વીને લાગુ પડતો નથી; કારણ કે પૃથ્વીનો લય આમાંથી અદૃષ્ટ થતો નથી. વિરામ–પતિની છૂટને લીધે, લાંબાં ટૂંકાં વાક્યો આવી આ છંદમાં વાક્યાર્થ વિરામજન્ય એક નવો જ, સંગીતથી સ્વતંત્ર, લય ઉત્પન્ન થાય છે, અને લાંબા વાક્યો માગતા ગંભીર ભાવોને કવિતામાં ઉતરવાનો અવકાશ મળે છે. આ પ્રયત્નની શરુઆતમાં કદર ન થઈ, પણ ગુજરાતીનો અભ્યાસ વધતાં, કવિતાક્ષેત્રના નવીન સાહસિકોમાં આ છન્દ લોકપ્રિયતા પામ્યો છે. એ જ એનું ભવિષ્ય બતાવે છે.

કાવ્યને અંતે સોરઠો છે, તે જૂના કાવ્યમાં વલણની ગરજ સારે છે. પણ જૂના વલણમાં વલણ ઉપરના કાવ્યના થોડા શબ્દોનું પુનરાવર્તન થતું તેને બદલે અહીં, વૃત્તાન્તરવિચારનો વળાંકો દર્શાવવાનું અને ઉપસંહાર કરવાનું કામ કરે છે. સોરઠા પછીની ૧૪ લીટી 'ધુતિકણી' એક સૉનેટ છે. સૉનેટ વિશે આપણા સાહિત્યમાં પૂરતી ચર્ચા થઇ છે એટલે વિશેષ લખવાની જરૂર નથી. માત્ર એટલું જ જણાવીશું, કે ગંભીર, અને એક કે બે કે ત્રણ વિચારવળાંકોવાળો પણ તે સાથે સુશ્લિષ્ટ વિચાર આમાં કવિત્વાનુકૂલ રુચિર રૂપ પામી શકે છે. મૂળ "વિરહ" નામે કાવ્ય લાંબું છે, તેના આ બે એક પછી એક આવતા ખંડને એક સળંગ કૃતિ ગણીને અહીં મૂકયા છે.

આ સિવાય લેખકે એક ગુરુને બદલે બે લઘુ મૂકવાની, અને દ્રુત બોલાતા, લઘુ સ્વરની શૂન્ય માત્રા ગણવાની છૂટ લીધી છે. તેમજ નદી પૂરમાં આવી કાંઠા ભેદે તેમ વિચારઊર્મિ પ્રબલ બની પદ્યનું નિયંત્રિત સ્વરૂપ કયાંક ભેદે છે જેનું સુંદર દૃષ્ટાન્ત 'ધુતિકણી'ની છેલ્લી પંક્તિ છે. આવી છૂટ કલાદૃષ્ટિએ લેવામાં આવે ત્યાં છંદને પ્રતિકૂલ બન્યા વિના, તેમાં અંતરે અંતરે વૈવિધ્ય પૂરે છે.

આ કાવ્યના વિષય અને બાહ્યરૂપ પરત્વે અનેક પ્રયોગો કર્યા છે, તેમાંથી બરાબર લાક્ષણિક એક પ્રયોગ શોધી કાઢવો મુશ્કેલ છે. લેખક બલિષ્ઠ, ભારક્ષમ, ઓજસવાળી શૈલીથી લખે છે, અને તેજ" શૈલી વિરહ જેવા કરુણ કાવ્યમાં પણ વિશિષ્ટ રૂપ ધારણ કરે છે.

આ બે ખંડો એક સળંગ 'વિરહ' કાવ્યના પાસેપાસેના ખંડો છે. બન્ને નાયકની ઉક્તિ છે. નાયકને પ્રિયતમાના મૃત્યુનો ઘા ખમ્યાને થોડા માસ થઇ ગયા છે,—એટલે કે સામાન્ય જન એમ માને કે હવે તેનો ઘા રુઝાવા આવ્યો છેઃ પણ ખરી હકીકત એમ નથી. એનો ઘા ઊંડો છે, માત્ર પોતાની લાક્ષણિક ધીરોદાત્તતાથી તે પોતાના ઘાને મિત્રની આંખથી પણ છુપાવી શકયો છે. આ નહિ સમજનાર મિત્ર, તેને ફરી ઘર માંડવા કહે છે તેને, નાયક આ કાવ્યથી ઉત્તર આપે છે. નાયકનું મર્મભેદી દર્દ, તે સહન કરવાનો પુરુષાર્થ, જગત તરફનો સત્યનિષ્ઠ વૈરાગ્ય, મિત્ર તરફનું માર્દવ, જૂના સંબંધની જ વફાદારી, એ સર્વ, મિત્રની દલીલોના, કેવળ છીછરી કે વેવલી લાગણીના કથનથી નહિ પણ પ્રજ્ઞાથી આપેલા ઉત્તરમાં, સુરુચિ અને કૌશલથી વ્યક્ત થાય છે,

**૧ થી ૫** નાયિકા મૃત્યુથી ગત થઇ, પણ તે એકાન્ત લુપ્ત થઇ નથી. મૃત્યુ પહેલાં તે પોતાના દેહમાં સમસ્તરૂપે, પિંડીકૃત હતી. હવે આખા બ્રહ્માંડમાં વ્યસ્ત થઇ ગઇ છે. જેમ એક ઘનરૂપ ગ્રહ પોતાના અસલ રૂપમાં ફરી નિહારિકા થઈ વધારે વ્યાપ્ત થાય તેમ, તે"અત્યારે તેજોમય નિહારિકામાં એક દ્યુતિકણી જેવી થઇ છે. પણ તે દ્યુતિકણી માત્ર બાહ્ય બ્રહ્માંડમાં જ નથી. પણ યથાપિંડે તથા બ્રહ્માંડે એ ન્યાયે મારા આત્મગહનમાં પણ વિમલ સ્વરૂપે શુદ્ધ સ્મરણરૂપે રહેલી છે. વ્યસ્ત બ્રહ્માંડમાં રહેલી એ દ્યુતિકણી જાણે કે મારા સામું જુવે છે, અને મુખદર્શન કરાવે છે. મારા ભણી લોચનો માંડે છે, અને ક્વચિત્ જાણે શબ્દો પણ બોલે છે! વાસ્તવિક રીતે આંતરબાહ્ય આઘાત પ્રત્યાઘાતનું આ પ્રત્યક્ષીકરણ છે.

**૬ થી ૧૦:** એ જ અનુભવોનો વિસ્તાર કરે છે. આ અનુભવો મિથ્યા આભાસો નથી, કારણ કે મિત્રની સર્વે સ્થિતિમાં જેવી કે એકાન્તમાં કે એકાગ્રતામાં, થાકમાં, વિપત્તિમાં, ગ્લાનિમાં તે અકારણ ઊઠે છે અને શમે છે, અને સદા દેહની છાયાની પેઠે સાથે રહે છે. ચિત્ત તેમય થઈ ગયું છે.

**૧૧ થી ૧૪:** આ વિલક્ષણ અનુભવ સ્થૂલનો નથી, સૂક્ષ્મનો છે, ભડ નયન શ્રોત્ર વગેરે બાહ્ય ઇન્દ્રિયો એ સૂક્ષ્મના હુમલા, તેના આઘાતો શી રીતે સહન કરી શકે? એ તો દ્યુતિકણી જેવી આત્મ ગહનમાં ચૈતન્ય સ્વરૂપ છે તેથી જ બાહ્ય બ્રહ્માંડમાં પણ ચૈતન્ય સ્વરૂપ છે તેનો અનુભવ પણ ચૈતન્યનો છે, જડનો નથી. પણ તે ગમે તે હો. સ્થૂલ ઇન્દ્રિયો તેને સહી શકે કે ન સહી શકે; પણ અનુભવપથમાં આવેલ એ દ્યુતિકણી સર્વદા ઝગો, અને તેને ગ્રહણ કરનાર નયન શ્રોત્ર હૃદય અને આ આખો પંડ વિમલ બનો જેથી તેનું ગ્રહણ વધારે શુદ્ધ સ્વરૂપે થાય. નાયક સ્થૂલને અવગણી કેવળ ચૈતન્ય સબંધમાં જીવનનું સાર્થરૂપ સમજે છે.

## સમાપ્તિ

આ ચાળીશમો દાખલો રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠકે પસંદ કર્યો છે; એ ઉપર લખેલું વિવરણ પણ એમનું છે.

આ માલા "પ્રસ્થાન" માં શરૂ થઇ કેટલાક મહિના ચાલી, એટલે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ એને પુસ્તકરૂપે પોતે પ્રકટ કરવાનો ઠરાવ કર્યો, અને તે પ્રમાણે "આપણી કવિતાસમૃદ્ધિ" વિવરણ સાથે ઇ. સ. ૧૯૩૧ દરમિયાન પ્રકટ થશે. અહીં "પ્રસ્થાન"માં ચાળીશ જ કૃતિઓ આવી છે, એ પુસ્તકમાં ૬૦ કૃતિઓ આવશે; થોડીક અહીં આવી ગઈ છે તેને બદલે બીજી આવશે; વિવરણમાં પણ કેટલુંક ટુંકાવાશે, કેટલુંક ફરી લખાશે; અને આખી ગોઠવણ ફરી જશે.

"પ્રસ્થાન"ના હાલના કાર્યવાહક રા. રા. ભાઈ રસિકલાલ પરીખનો મ્હારા ઉપર એટલો તો પક્ષપાત છે કે એ તો એમ જ માને છે કે આ વિષય 'પ્રસ્થાન'વાચકોમાં ઘણો રસિક ગણાય છે, અને એને ચલાવ્યે જ રાખવા એઓ મ્હને દબાણ કર્યા કરે છે. પરન્તુ ઉત્તમ શિક્ષક તો તે, જેના શીખવેલા શિષ્યો તેની મદદ વગર જ પોતાની સ્વતંત્ર વિચારણા ખેડતાં અને તે ઉપર શ્રદ્ધા રાખતાં જલદી શીખી લે. આવી પ્રવૃત્તિઓનું ઉત્તમ કાર્ય દિગ્દર્શનનું છે; દેખાડેલી પદ્ધતિએ સ્વતંત્ર વિચારણા ઉત્પન્ન કરવાનું છે. વળી થોડા વખતમાં જ ઉપર જણાવ્યા પ્રમાણેનું પુસ્તક બહાર પડશે તેમાં ચાળીશને બદલે સાઠ કૃતિઓ વિવરણ સાથે સંગ્રહેલી છે જ. એટલે સમભાવ માટે તંત્રી અને વાચકોનો ઉપકાર માનીને આ માલા અહીં જ પૂરી કરું છું.

૨૭-૯-૩૦, વડોદરા બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

ગ્રકે! તેમાં ઘણી મહેનત હતી; અને આખો દેખાવ એક પ્રકારની સાત્ત્વિક અસર ઉત્પન્ન કરતો હતો. પણ એમાંએ આઝાદ તડાગ જેવું એક જાતનું જુગારખાનું દષ્ટિને ખુંચતું હતું. આ પછી અત્યારે મજૂર પ્રદર્શન ચાલે છે. મને લાગે છે કે ઉપયોગિતાની દષ્ટિએ, કલાની દષ્ટિએ અને ભવિષ્યના શાસકોના ઉદ્ધારની દષ્ટિએ આ પ્રદર્શનને પ્રથમ સ્થાન મળવું જોઇએ.

'ભવિષ્યના શાસકો' આ શબ્દોનો ભાવાર્થ કદાપિ અસ્ફુટ રહે એટલે આપને સ્ફુટ કરું છું; કારણ અત્યારે બહાર એવી પરિસ્થિતિ ચાલે છે કે તમે છૂટા થશો ત્યાર પછી પણ આપણે મળીને ખુલાસો કરી શકીશું કે નહિ તે હું જાણતો નથી. ભવિષ્યના શાસકો એટલે કે મજૂરો. આખી દુનિયામાં બને છે તેમ ભારતવર્ષમાં પણ મજૂરોનો યુગ બેસી ચૂકયો છે. હું અહીંઆં મજૂર શબ્દ મુડીદારના શત્રુના અર્થમાં નથી વાપરતો. પણ મજૂર શબ્દ આળસુના વિરોધીતરીકે, એશઆરામીના વિરોધીતરીકે અને ખાસ કરીને 'અમે અમારા પૈસાનો ગમે તે ઉપયોગ કરીએ; તેમાં બીજાને શું?'–એવી માલકીનું અભિમાન રાખનારના શત્રુતરીકે વાપરૂં છું. આ યુગનું શાસન હિંદુસ્થાનમાં સ્વરાજની સાથે જ આવવાનું છે તેની મને ખાત્રી નથી; પણ સ્વરાજની પહેલાં નથી આવવાનું એની મને ખાત્રી છે. અસ્તુ. આ 'ભવિષ્યના શાસકો'ને કેળવવા જે પ્રદર્શન ભરાયું છે તે ખરેખર ઉપયોગી છે, અને જોવાલાયક છે. આ લોકોએ તેમના પ્રતીકતરીકે દુનિયાના ભાર નીચે દબાતા મજૂરની પ્રતિકૃતિ રાખી છે. ચાલુ સ્થિતિ સૂચવવા માટે તે સારું છે; પણ ધ્યેયતરીકે બીજું કાંઇ હોત તો વધારે ઉચિત દેખાત. ઉદાહરણતરીકે પાણીમાંથી પૃથ્વીને ઉદ્ધારતા વરાહના જેવો વિચાર સૂચવાય એવું કાંઇ! પણ તમારા ગુપ્તચરની સૂચનાઓ કોઇ સ્વીકારશે એટલું તે અભિમાન રાખી શકતો નથી.

આ પ્રદર્શનોમાં જે સુખદુઃખની વાતો થાય છે તેમાં એક વાત તરફ મારું ખાસ ધ્યાન ગયું. ખાદીની ક્રિયાઓ થતી હતી ત્યાં એક આધેડ ન કહેવાય અને જુવાન ન કહેવાય એવી વચલી વયની એક બાઇ અને તેની છોકરી બીજી એક એવી બાઇને મળી! 'તમારો એ જેલમાં ગયો છે?' 'હા મારો એ ગયો છે' બહુ જ સહજ ભાવથી એ બાઇ બોલ્યાં. આમ બોલવામાં તેના અવાજમાં કૃત્રિમ ઉલ્લાસ કે સહજ વિષાદની છાયા ન હતી. આ મને બહુ ગમ્યું. 'શાને માટે ગયો છે?' બાઇએ કાંઇક જવાબ આપ્યો; પણ તેની સાથે છોકરી હતી તેણે સહજ ઉલ્લાસથી પોતાની માની ભૂલ સુધારી. આવી વાતચીત એક વાર હું સાબરમતી જેલમાં મળવા આવનારની ચર્ચા કરવા ગયો હતો ત્યાં પણ સાંભળી. ચાલુ ચળવળ લોકોમાં ખૂબ ઊંડી ગઇ છે, તે હવે સહજ થઈ છે તેના પૂરાવાતરીકે આવી વાતોને હું ખૂબ 'સમર્થક' ગણું છું. તમારા મુલકમાં સાંભળેલા ઘોંઘાટના કરતાં ઘણી જ વધારે સમર્થક!

આપણા દેશમાં આ સ્વરાજની ચળવળ અનેક રીતે વિશિષ્ટ છે. મહાત્માજીએ અહિંસાના માર્ગે આ લડત લડી લેવાનો મન્ત્ર મૂકયો અને તેને કોઇ પણ રીતે વળગી રહીને–પોતાને સૂઝે એ રીતે વળગી રહીને—પ્રજાએ આ લડત લડવાનો જે નિશ્ચય કર્યો છે તેણે તો આ લડતને વિશિષ્ટ રૂપ આપ્યું છે. પણ હું અત્યારે એનો વિચાર નથી કરતો. હું અત્યારે જેનો વિચાર કરું છું તે વિશિષ્ટતા નાયકવિના આ લડત લડાય છે તેમાં રહેલી છે. કદાપિ દુનિયાની ચળવળોમાં આ વિશિષ્ટતા અદ્વિતીય હોય! સારામાં સારી રીતે કવાયત પામેલી લશ્કરની ટુકડીઓ પણ કપ્તાન વિના બેબાકળી થઇ જાય છે; જ્યારે આ લડતમાં

ભાન નહિ હોવાથી તે નિરાધાર થઇ જાય છે. સંરક્ષણના પ્રયોજનવાળાને બહુ જટિલ યોજનાઓ નથી કરવી પડતી. સામો માણસ ગમે તે કરે તોપણ એનું પ્રયોજન અને એનો માર્ગ બદલાતાં નથી. અહિંસક ટુકડીની બધી વ્યક્તિઓને ખબર હોય છે કે આપણે કોઇને મારવો નથી અને આંગળીઓ ભાંગી જાય ત્યાંસુધી મીઠું આપવાનું નથી. નાયક ન હોય તો યે દરેક સૈનિક આટલું કરી શકે છે. સરકારને મહેસુલ ન ભરવાનો નિશ્ચય કર્યો—એટલે નાયક હોય કે ન હોય તો યે મહેસુલ નહિ ભરવાનું. આ રીતે અહિંસક લડાઇમાં સરલતા અને અન્તરનો પ્રકાશ હોવાથી નાયક વિના પણ તે ચાલી શકે છે.

આનાથી વધારે ઊંડા ઊતરવું એ ઠીક નથી. પણ આ ઉપરથી હું એમ કહેવા નથી માગતો કે, અહિંસક લડાઇ એ વધારે સહેલી છે કે એમાં બુદ્ધિની જરૂર નથી. કારણ અહિંસક સેનાનો દરેક સૈનિક જેટલે અંશે પોતાની સેનાનું પ્રયોજન બરાબર અને પૂરેપૂરું જાણતો હશે તેટલે અંશે જ તે સફળતાથી કામ કરી શકશે. અને આ સમજવા માટે બુદ્ધિ અને સંયમ બન્ને બરાબર કેળવવાં પડે છે. હિંસક સૈનિકની જેમ તેને ગમે તેમ વર્તન રાખવું ન પાલવે, એને તો ચોવીસે કલાક એકસરખા રહેવું પડે. આથી અહિંસક લડાઇ માટે તૈયાર થવું કઠિન છે, પણ તેનો લડવાનો માર્ગ સરલ છે.

પ્રજાને આ પ્રમાણે તૈયાર કોઈ મહાન અહિંસક વીર જ કરી શકે. ગાંધીજીએ એવી તાલીમ આપવાનો પ્રયત્ન કર્યો છે અને અત્યાર સુધીના લોકોના વર્તન ઉપરથી અનુમાન દોરવું હોય તો એમ કહી શકાય કે, ગાંધીજીનો પ્રયત્ન નિષ્ફળ નથી ગયો!

પણ આ તો કાગળને બદલે કાંઇ લેખ જેવું થઇ જાય છે. અને મારા દરેક કાગળમાં બને છે તેમ આમાં યે આદિ અને અન્તમાં, મેં આપને શરૂઆતમાં કહ્યું તે પ્રમાણે, અત્યારે વિરોધાભાસ છે. પણ તે આભાસ જ છે, એ આપ સમજી શકશો. વળી ગુજરાતમાં વાઇસરૉય સાહેબે એમના નવા ફતવાથી એટલી ગરમી ફેલાવી છે કે શાંત, હસતો કાગળ લખવાનું માનસ જ નથી આવતું.

બસ ત્યારે! આ કાગળ તમે જેલમાં વાંચશો કે બહાર તે હું જાણતો નથી. પણ મારે બીજો કાગળ લખવો પડે તે પહેલાં આપણે મળીશું એવી આશા રાખું છું.

લિ. સેવક
ગુપ્તચરના સલામ

---

૨

## શ્રીમતી હમીદાનો પત્ર

[ શ્રીમતી હમીદા, ગુજરાતના પ્રસિદ્ધ બુઝર્ગ કાર્યકર્તા શ્રીયુત અબ્બાસ તૈયબજી સાહેબનાં પૌત્રી થાય. હમીદા બહેન સોળેક વરસનાં છે, અને આ પત્રમાં જેમનો ઉલ્લેખ છે તે રોહિણી બહેન પણ તેમની જ ઉંમરનાં સુરતના પ્રસિદ્ધ કાર્યકર્તા શ્રીયુત કનૈયાલાલ દેસાઇનાં પુત્રી થાય. સુરતમાં કૌંસીલની ચુંટણીના દિવસનું આમાં વર્ણન છે. હાલની હિલચાલનો ઉત્સાહ નાની બહેનોમાં કેવો છે તે જાણવાના સાધનતરીકે આ પત્ર છાપ્યો છે. પત્ર ઉર્દૂમાં છે, પણ આ ઉત્તરહિંદનું ઉર્દૂ નથી, ગુજરાતી ઉર્દૂ છે, એટલે જેવો છે તેવો છાપ્યો છે. તંત્રી. ]

કલકા દિન તો હમારા બડે હી મઝેમેં ગયા. મૈં તમામ શુરસે બયાન કરતી હું. હુમકો

દોનો તરફ લા કર ખડા કર દીયા, ઇતનેમેં સામનેસે ફીર મી. કરંજીયાવાલે આયે ઓર બોલે કે તુમ મેરી બાત નહીં માનતે હો તો મૈં તુમ સબોંકો ગીરફતાર કરતા હૂં. હમ બોલે ' મહેરબાની,' ઔર ઉનકે સાથ ખૂશી ખૂશી અંદર ચલે. એક બીલકુલ ખુલ્લી જગેમેં દરખ્તોં[1] કે નીચે ઔરતોંકી પકડાઇ હુઇ કોર બૈઠી થી. હમકુ આતે દેખ કર ખૂબ તાલીયાં બજાને લગે. વહાં હર ચીઝકા આરામ થા. જો ચાહે સો મીલતા થા. ચાઇ, કોફી, દુધ, વગૈરા સબ. ઔર ઐસા હુકુમ કરતા મીલે જૈસા સ્વરાજ હમકો મીલ હી ગયા હો ઓર વહાં તો સ્વરાજ હી થા. દો સીપાહીયે લેકીન બેચારેં કુચ કહતે નહી થેં, ઔર હમ બીલકુલ છુટસે ફીરતે ઔર ગાતે થે. આરામસે શેતરંજી પર બૈઠ કર મઝા કર રહે થેં ઇતનેમેં જોરસેં ' બંદે માતરમ્ ' કી પુકાર આઇ. કયા દેખતેં હૈં કે એક વોલનટીયર કોર પકડા કર આઈ હૈં. ફીર તો આધે આધે ઘંટેમેં એક એક કોર પકડા કર આયે ઓર હમ સબ ઝીલકર ઇતના શોર કરેં કે કયા કહૂં. ખાનેકે વખ્ત હમ ૧૦૫ આદમી થેં. જબ ગીનને આયે તો પુછા કે તુમકુ કયા ખાના હે! કલ હડતાલ થા ઇસ લીયે દુકાને સબ બંધ થી, ફીર હી કહા કે જો મીલેગા સો દેયેંગે. હમકો લોગોં ને બી બાહેરસે ખાના બહોત ભેજનેકા કહા; લેકીન હમ બોલે, સરકાર કે મહેંમાન હૈં ઔર ઉસીકા ખાના બી ખાયેંગે. સચ્ચ, ખાનેકા તો ઇતના મીલા કે કયા કહું! આખર ઐસા કીયા કે મીઠુબ્હેનકુ પૈસા દીયે ઔર ઉનહોને હમકુ ખાના ભેજા. પુરી, બટાટેકી બેહદ લઝીઝ તરકારી, કુરમુરે, સેવ, ઔર ચેવડા. તમામ દિન હમ તો ખાતે રહેં. લોગ હમકો મીલનેં આયેં તો ઇસી બહાનેંસે કે ખાના યા પાની લે કર જાતેં હૈઃ મતલબ હે, કે તમામ દિન હી હમ ખાતે રહેં. બીલકુલ ઐસા માલુમ હોતા થા કે કીસી જગે સબ મીલકર પીક-નીક[2] કો આયે હૈં. ખૂબ ખેલેં, ઔર ગાયા, ઔર ખૂબ ધમચકરી મચાઇ. લડકે તો Leap frog, આટા પાટા બી ખૂબ ખેલે. કીસીને કહા, કે ચલો યહાં બાવટા ચઢાયેં, ઔર બાવટા બી મંગાયા, લેકીન ફીર હમને કહા કે કોઇ ઐસી ચીજ નહી કરની ચાહીયે, જીસસે બેચારે પોલીસ પર ઠપકા આયે, યાકે હમારે બાવટા કા અપમાન હો. હમને તો ઇરાદા કીયા થા કે અગર સ્યામકુ હમકુ કહેં કે અબ તુમકો છોડ દેતેં હૈ તો પુછે કે કીસ ગુન્હાકે લીયે તુમને હમકુ પકડા ઔર અબ બીન ઉસકી સજા દીયે કયું છોડ દેતે હો. લેકીન મીઠુબ્હેનને કહેલવાયા કે છોડે તો કુચ ગડબડ મત કરના ઔર સીધા છુટ જાના. હમકો પહીલે છોડ દીયા. હમ તો આરામસે સબહોં કે સાથ બૈઠ કર ગા રહે થેં, ઇતને મેં કહા કે ચલો બાહેર. બાહેર નીકલે તો એક હુજુમ! ઐસા હો કે અબ કયા હોતા હૈ ઔર કયું ઇન સબહોંકે બીચમેંસે નીકલેંગે! લેકીન ઇન્તેઝામ બહોત અચ્છા થા, ઔર આરામસે, ' વન્દે માતરમ ' ઔર ' ગાંધીજીકી જય ' કે પોકાર કે સાથ હમ છાવણી પહોંચે. વહાં બા, વ મીઠુબ્હેન તો બડે ખૂશ ખૂશ થેં. ફીર મકાન આયે. રાસ્તે મેં આતે આતે લોગ રેહાનીકી તરફ ઇશારા કર કર કે કહેં કે ' ધોળેવાળી છોકરી !' ' ધોળેવાળી છોકરી !' ' આજે એણે બહુ સરસ કામ કર્યું છે.' ઐસા ફખર[3] હોતા થા. હમકો પકડાને કે બાદ બી લાડી તો ચલી, ઔર અંદર બૈઠે બૈઠે શેર સુનાઇ દે ઓર દિલ પર અજીબ અસર હો.

---

૧ ઝાડ. ૨ ઉજાણી. ૩ મગરૂરી.

ત્યાં સ્ટીમર કંપનીઓ અને રેલ્વે મંડળોએ ઘોંઘાટ ઓછો કરવા આ સમિતિને વચન આપ્યાં છે. નકામી સીસોટીઓ મારવી ઓછી કરવાના અને બંદર પરની વિનાકારણ થતી સ્ટીમરોની આવજાવ કમી કરવાના એમણે બંદોબસ્ત કર્યા છે. લાઉડ સ્પીકરોના અવાજો ન્યુયૉર્કમાં કાયદાથી કબજે રખાયા છે. નિશાળો, દેવળો, દવાખાનાં અને જાહેર ઑફિસો પાસે ધાંધલ ને ઘોંઘાટ ઓછાં કરવાના કાયદા કરવાની ત્યાં શરૂઆત થઇ છે.

આ દુઃખ દૂર કરવા ગાડીઓ ને સંચા બનાવનારાઓ ઘોંઘાટ ઓછાં થાય એવી રીતે યાંત્રિક રચનાઓ કરે એવી ભલામણ કરવામાં આવી છે. લોકો પણ આ ઘોંઘાટો ઓછા કરે એ માટે છાપાંનાં તંત્રીઓ અને જાહેર પુરુષોની મદદ માગવામાં આવી છે. તેઓ પોતાની લાગવગ વાપરીને લોકોને ભાષણો તથા લેખોદ્વારા આ નુકસાનો સમજાવે. ”

ઘોંઘાટ વધવાથી પ્રજાનું ખર્ચ વધે છે, તબિયત બગડે છે, અને પૈસા તથા શક્તિઓનો નાહક વ્યય થાય છે. આપણાં શહેરોમાં પણ રસ્તા ડામરના થાય, ગાડીઓને રબરની વારો નંખાય, મોટરો ને લૉરીઓ શાન્તિથી ભૂંગળાં વગાડયા વગર ચાલે, લોકો ઘાંટાઘાંટ ઓછી કરે તો કંઇ દહાડો વળે.

દેશની પુનર્રચના વખતે આપણે પણ આ ઘોંઘાટ વિષે ઇલાજ તો કરવા જ પડશે: શહેરોને પહોળાં કરવાં પડશે, પોળોમાં મેદાનો જોઇશે, પરાં વસાવવાં પડશે, અને બધે શાન્તિ, આરામ અને મીઠી નિદ્રા આવે એવું વાતાવરણ ઊભું કરવું પડશે.

( ૬ )

× × ×

## (૨) આયર્લૅંડમાં આરોગ્ય પરિષદ

ડબ્લીનમાં, આરોગ્ય મંત્રીએ, એક આયર્લૅન્ડની આરોગ્ય પરિષદ બોલાવી હતી. સ્વતંત્ર આયર્લૅન્ડના બધા ભાગોમાંથી આરોગ્ય ખાતાંના અમલદારો આવ્યા હતા. ચીફ મેડિકલ ઑફિસર પણ હાજર હતા. જનરલ મલકેહ પ્રમુખ હતા. પ્રમુખસ્થાનેથી એ બોલ્યા કેઃ—“ આવી કૉન્ફરન્સ આ પહેલી જ છે અને વારંવાર એની બેઠકો થશે એવી હું આશા રાખું છું. આ સદીની શરૂઆતથી અટકાવી શકાય એવા રોગોથી થતાં મરણો વર્ષોવર્ષ ઓછાં થતાં આવે છે. ચેપી રોગો જે દેશમાં કેર વર્તાવતા તે લગભગ અદશ્ય થયા છે. અને એકંદર મરણપ્રમાણ પણ ઘણું ઘટયું છે. ૧૮૭૦ થી ૧૮૮૦ સુધીમાં ૬૦૦૦ બળીઆનાં મરણ થયાં હતાં તે છેલ્લાં ૨૩ વર્ષથી સમૂળગાં બંધ થયાં છે. ટાયફસ, ટાઇફોઇડ અને સ્કારલેટ, એ નામના ઝેરી તાવો ઘણા જ ઓછા થઇ ગયા છે. છેલ્લાં પચીસ વર્ષમાં ક્ષયરોગ પણ ઓછો થયો છે અને ૧૮૭૧ થી ૧૮૮૦ સુધીમાં મરણપ્રમાણ, દર વર્ષે દર હજારે ૧૮ હતું તે ૧૯૨૮ માં ઘટીને ૧૪ પર આવ્યું છે.

૧૮૭૦ થી ૧૯૦૦ સુધીનાં ત્રીસ વર્ષોમાં આયુષ્યની લંબાઇ માથા દીઠ હતી તેના કરતાં ઓએ, બાળકો ને ઉમ્મરલાયક માણસોનાં ને બધા વર્ગોમાં ૧૯૦૦ થી ૧૯૨૫ સુધીનાં ૨૫ વર્ષ દરમિયાન લંબાઈ છે એટલે આયુષ્ય લાંબાં થયાં છે. આથી આશા રહે છે કે હજી પણ જે રોગો આપણને હેરાન કરી રહ્યા છે તે દૂર કરી શકાશે.

આ પ્રગતિ શાથી થઇ છે તે કહેવું સહેલું નથી. એનું એક જ કારણ નથી. સારું

## (૩) રશિયામાં વૈજ્ઞાનિક પ્રગતિ

"સોવિયેટ રશિયામાં વિજ્ઞાનની પ્રગતિ" એ નામનું એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે. એમાં લેનીનગ્રેડ અને મોસ્કોમાં જે અસંખ્ય પ્રયોગશાળાઓ હમણાં હમણાં વધી છે એનું વર્ણન છે. "૨૦ વર્ષમાં વિજ્ઞાનમાં આ દસ કરોડ લોકો, પૃથ્વીમાં પહેલે નંબરે આવે તો નવાઇ નથી." એમ એમાં લખ્યું છે. આખા સોવિયેટ રશિયામાં ઉદ્યોગો અને એન્જીનિયર કામ પાંચ વર્ષમાં સ્થાપી દેવાનાં છે અને એ હિસાબે આ પ્રયોગશાળામાં ખૂબ ખર્ચ થાય છે અને ઘણા વિદ્વાન માણસો ઓછે પગારે ત્યાં કામ કરે છે.

( બ્રિટીશ મેડીકલ જર્નલ )

## ( ૪ ) માનસિક રોગો

સેંટ બારથોલોમ્યુઝ હૉસ્પીટલ જનરલના જુલાઇના અંકમાં માનસિક રોગો વિષે એક લેખ છે. એમાં લખ્યું છે કેઃ—દાક્તરોએ યાદ રાખવું જોઇએ કે "રોગો એકલા મટાડવાના નથી, પણ માણસોની અંદર રોગો હોય છે એટલે પહેલું એમનું મન સંપાદન કરવું જોઇએ. વળી દરદીનાં સગાંસંબંધીને પણ દાક્તર પર વિશ્વાસ બેસવો જોઇએ તો રોગો મટશે, એકલી દવાઓથી નહિ મટે."

શરીરના કોષો, એમની આસપાસના સંજોગો ઉપર કાબુ મેળવવા પ્રેરાયલા હોય છે અને શરીર પણ એવા અસંખ્ય કોષોનું જ બનેલું હોવાથી મનુષ્યશરીર રોગોને પોતાની મેળે જ જીતી શકે છે, જીવતું રહેવા અથાગ પ્રયત્ન કરે છે, એ સંજોગ દાક્તરોએ ધ્યાનમાં રાખી દરદીઓને આશાવંત બનાવવાં જોઇએ.

ઉદાસી, વહેમી, હિસ્ટીરિયાવાળાં, કાચા મનનાં, તરંગી અને ક્રોધી માણસો અનેક રીતે હેરાન થાય છે અને બીજાંને દુઃખી કરે છે. કોઈ દવાથી એ સુધરતાં નથી. ફ્રૉઇડ ( Freud ) આ બધાંને કામવાસનાની વિકૃતિનાં પરિણામ ગણે છે, પણ એ વાત સર્વાંગે ખરી નથી.

એડલર આવાં દરદીઓનાં દુઃખનું કારણ એમનું પોતાનું ધાર્યું ન થાય એ ગણે છે, એ ઠીક છે; પરન્તુ એ પણ સર્વાંગે ખરું નથી. જેયુંગ બીકણપણું કે ભડભડીઆપણું આખરે મનની નબળાઇ લાવે છે એમ ધારે છે, પરન્તુ કેટલાંક માણસો બીકણ ને ભડભડીઆં બન્ને હોય છે.

આથી આવાં દરદીઓને સુધારવાનો ઉત્તમ ઇલાજ નીચે પ્રમાણે અજમાવવા એ લેખક ભલામણ કરે છે. આવાં દરદીઓને સમજાવો કેઃ—

**"તમે પોતાના સ્વાર્થની પ્રવૃત્તિ છોડો. જનસમાજની સેવામાં વખત ગાળો. આથી તમારું વ્યક્તિત્વ દબાશે, પણ પુરુષાર્થ ખીલશે. સંસારમાં તો અનેક લડાઇઓ કરવાની છે અને વીરની માફક લડવાનું છે. હજી જનસમાજમાં ઘણું જંગલીપણું છે તે દૂર કરવામાં આપણાં તમામ આદર્શો અને શ્રદ્ધાની જરૂર પડશે. એ સેવામાં જે શ્રમ પડશે એનાથી જરૂર ઘણું કલ્યાણ થવાનું છે. તમે તંદુરસ્ત થશો ને મનુષ્યજીવનનું પણ સાર્થક કરશો. ઇશ્વર પર વિશ્વાસ રાખો. ભય દૂર કરો. જીવન જીવવા યોગ્ય છે. શ્રદ્ધાથી તમે ધારશો એ કરશો. પરમાર્થ નકામો જવાનો નથી. જીવન અમર છે, માટે ટટાર થાવ."**

એ પોતે કૂટ રાજવિદ્યાના ઉસ્તાદ ન હોત તો તેમને કૉન્ઝરવેટિવ પક્ષ વાઇસરૉય તરીકે હિન્દુસ્થાનમાં ન મોકલત! પણ એમની એ વિદ્યાની નિપુણતા માટે આવા તર્ક ઉપર જ આધાર રાખવો પડે એમ નથી! એમની વાઈસરૉય તરીકેની કારકિર્દી—ખાસ કરી ચાલુ વર્ષની તેમની રાજનીતિ કૂટમાં કૂટ રાજનીતિનો, કોઇએ પણ નહિ કલ્પ્યો હોય એવો હિન્દુસ્થાનને છેતરવાની રાજનીતિનો નમુનો છે! અને એ વાઇસરૉય સાહેબ પોતા માટે ખુલ્લાપણાનો દાવો કરે છે! કાં તો વાઈસરૉયમાં હાસ્યવૃત્તિનો—પોતે અનુચિત કરે છે એ પારખવાની વૃત્તિનો અત્યંત અભાવ હોવો જોઇએ કે કાં તો એમને હિન્દુસ્થાનની બુદ્ધિ વિષે એટલો તિરસ્કાર હોવો જોઇએ કે હિન્દીઓ એમનો દંભ નહિ સમજે અને એ જાતની પામરતા ઉપર ખડખડાટ નહિ હસે!

ગાંધીનો વ્યવહાર ગુપ્ત અને અરવિન સાહેબનો વ્યવહાર ખુલ્લો—એ વિધાન જ્યારે દુનિયા જાણશે ત્યારે તે એક મોટું અટ્ટહાસ્ય કરશે!

**

## નવમો ફતવો

જ્યારથી આઝાદીની આ લડાઇ શરૂ થઇ ત્યારથી વાઇસરૉય સાહેબે એવો ક્રમ રાખ્યો લાગે છે કે એક મોટું ભાષણ કરવું અને પછી એક ફતવો બહાર પાડવો! એ ક્રમ પ્રમાણે થોડા દિવસ પહેલાં વાઇસરૉય સાહેબે એક ભાષણ કર્યું અને ત્યાર પછી નવમો ફતવો બહાર પાડ્યો!

આ ફતવો મહાસભાની સંસ્થાઓને નિર્મૂલ અને નિરાધાર કરવા માટે અમલમાં આવ્યો છે. એ ફતવાની રૂએ આખા ગુજરાતની અને મુંબઇની મહાસભાની સંસ્થાઓની માલમિલ્કત સરકારે જપ્ત કરી લીધી છે! આ પગલું મહેસુલ ન ભરવાની ચળવળને દબાવી દેવા માટે લેવામાં આવ્યું છે!

હિંદમાં રાજ્ય કરતી બ્રિટિશ સરકાર આ પગલું ભરે તેમાં કાંઇ નવાઇ નથી! કારણ આ સરકાર પ્રજાની સંમતિથી સ્થપાએલી સરકાર નથી! આ સરકાર આદિથી જ પ્રજા ઉપર બળજબરીથી અમલ ચલાવતી સરકાર છે. દરેક પરદેશી સરકાર એવી જ હોય છે! બીજાનું પડાવી લેવા માટે અમલ ચાલતો હોય અને એ બીજો જ્યારે કાંઇ આપવાની ના પાડે ત્યારે તેની પાસેથી થપ્પડ મારીને જ પડાવી લેવું પડે! આ પરદેશી સરકારના માણસો ગમે તેટલા સારા હોય તો પણ આ સ્થિતિ તેમના માટે અનિવાર્ય છે!

પરદેશી રાજ્ય પ્રકૃતિથી જ "વિગ્રહની સ્થિતિ"—"State of War" છે. જ્યાં સુધી દબાયેલો દેશ માથું ઊંચું ન કરે ત્યાંસુધી શાન્તિનો આભાસ હોય! જ્યારે માથું ઊંચું કરે ત્યારે તેને મુક્કો જ ખાવો પડે!

આ દૃષ્ટિએ વિચારતાં વાઈસરૉયનો નવમો ફતવો ક્રમપ્રાપ્ત છે—વસ્તુસ્થિતિમાંથી ઉત્પન્ન થયેલો છે! આનાથી આગળ એવા ફતવા પણ આવશે કે સ્વરાજ માગતી વ્યક્તિઓનાં પણ ઘરબાર માલમિલ્કત સરકાર જપ્ત કરી લે!

આ ચળવળ શરૂ થઇ ત્યારે આવું આવું થશે એનો ઓછોવધતો ખ્યાલ સૌને હતો. તેથી જ કોઇ આશ્ચર્ય પામતું નથી!

પણ પ્રજામાં જ્યારે સ્વમાનની લાગણી જાગે, અને ગમે તેવા સારા પણ પરદેશી રાજ્યને દૂર કરવાનો ઉત્સાહ થાય ત્યારે તે માથું ઊંચું કરી એ પરરાજ્ય સામે મોરચા માંડે એ પણ સ્વાભાવિક જ છે. સિદ્ધાન્તથી અથવા પરિસ્થિતિથી પ્રજા હિંસાના માર્ગે લડવાનું પસંદ ન કરે અને અહિંસાના માર્ગે જ પોતાનું ધ્યેય સિદ્ધ કરવાનો નિશ્ચય કરે ત્યારે તેના માટે પણ ક્રમ પ્રાપ્ત એ છે કે, પરદેશી સરકાર સાથેનો પોતાનો બધો સહકાર બંધ કરી દે! સૌથી પહેલાં પોતાની સ્વરાજની મનોવૃત્તિ વિનયથી જણાવે, તે સામો પક્ષ ન સ્વીકારે એટલે પોતાના નિશ્ચય બળના સૂચન તરીકે તે પરદેશી સરકારના કાયદાનો સવિનય ભંગ કરે, તેટલાથી પણ તે પરદેશી સરકાર ન સમજે એટલે તેને મહેસુલ આપવું બંધ કરી દે અને એ રીતે એ સરકારને અસંભવિત કરી મૂકે!

ચાલુ ચળવળમાં એ સ્થિતિ આવી ગઈ છે! લોકો સરકારને કોઇ પણ જાતનો કર ન